# કવિલોક

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર

KAVILOK

**શિશિર • ૨૦૨૬**

જાન્યુઆરી-ફેબ્રુઆરી ૧૯૭૦ • સળંગ અંક ૭૩








ઇંગ્લંડના સરવરપ્રદેશમાં ગ્રાસમીઅર સરોવરને તીરે આવેલું કવિ વર્ડ્ઝવર્થનું મકાન 'ડવ કૉટેજ'

જ્ઞાન તથા ઉપદેશ કવિતામાં અપ્રધાન છે અને આનંદ એ કવિતાનો મુખ્ય હેતુ છે. આનંદ એ કવિતાનું સર્વોપરિ પ્રયોજન છે અને તે સિદ્ધ થાય તેમાં કાવ્યની ઉત્તમતા છે.

(રમણભાઈ નીલકંઠ)


With Best Wishes From

INTERNATIONAL LUBRICANTS (PRIVATE) LTD.

Court House Dhobi Talao, Bombay-2

12 A, Ashutosh Mukherjee Road, Calcutta-29

## દ્વિજ

જે અસાધારણ વિલંબ પછી 'કવિલોક' પ્રકટ થાય છે તેને માટે ક્ષમાપ્રાર્થી છીએ.

લાંબી ચાલેલી માંદગી તથા બીજાં કેટલાંક કારણોને લીધે 'કવિલોક'નું મુદ્રણકાર્ય અમદાવાદ ખસેડવાનું વિચાર્યું, એ જ અરસામાં ત્યાંની બુધવાર-કવિતા-સભાના સહકારનો પણ યોગ રચાયો. એને પરિણામે આજે 'કવિલોક' દ્વિજ થઈને નવાં કદ-કલેવરમાં આપની પાસે આવે છે. એનાં નવાં રૂપરંગ સાથે, ભવિષ્યમાં જે એક મૂલ્યવાન સંગ્રહ બની રહે એવી કવિઓના હસ્તાક્ષરોમાં જ એમનાં કાવ્યોની માળા તથા તસ્વીરશ્રેણી આદિના ચિત્રવિભાગ જેવાં એનાં નવાં અંગ આવકારપાત્ર થશે એવી આશા છે.

એના આ સ્વરૂપને ઉત્તરોત્તર સમૃદ્ધ કરવું એ હવે આપના હાથમાં છે. અમને શ્રદ્ધા છે કે સૌ કવિઓ–વિવેચકોનો સર્જન-સહકાર તો મળી જ રહેશે; તે ઉપરાંત, તેઓ તેમજ કવિતાના સૌ ભાવકો અને ચાહકો તેના ગ્રાહક થઈને તથા અન્ય મિત્રોનો પણ એમાં સાથ મેળવી આપીને સહાયરૂપ થાય એવી અમારી **અંગત વિનતિ છે.**

રા. વિ. પાઠક

ઉમાશંકર જોશી... 

# કવિલોક

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર • વિક્રમ સંવત ૨૦૨૬

પરંપરિત અંક ૭૩ • દ્વિજ અંક ૧

જાન્યુઆરી-ફેબ્રુઆરી ઈ. ૧૯૭૦

કાવ્ય


| | | |
|---|---|---|
| રાજેન્દ્ર શાહ | ૪ | નિદ્રિત નયને ૧-૬ |
| રમેશ જાની | ૯ | સોડિયું વાળીને |
| ઉશનસ્ | ૧૦ | વસંત-તડકા ૧-૭ |
| રાજેન્દ્ર શુક્લ | ૧૫ | આખરનો અર્થ |
| રવીન્દ્રનાથ ઠાકુર | ૧૬ | બલાકા-૯ |
| મકરન્દ દવે | ૧૮ | વણજું |
| ભીખુ કપોડિયા | ૧૯ | ઘાસ |
| | ૨૦ | દિવ્યાને |
| ઇન્દુકુમાર જોશી | ૨૧ | દ્વારને |
| સુરેશ દલાલ | ૨૨ | નહીં આવું ! |
| પ્રાણજીવન મહેતા | ૨૩ | આંખમાં |
| લલિત ઝાટકિયા | ૨૩ | બે હાઈકુ |
| માધવ રામાનુજ | ૨૪ | પક્ષી |
| ખામોશ | ૨૪ | ગઈ ! |


ગદ્ય


| | | |
|---|---|---|
| વિષ્ણુપ્રસાદ ત્રિવેદી | ૧ | કાવ્ય અને વિવેચન |
| નિરંજન ભગત | ૨ | વિલિયમ વર્ડ્ઝવર્થ |
| યોગેન્દ્ર વ્યાસ | ૮ | કવિતામાં પ્રતીક |
| ધીરુભાઈ પરીખ | ૧૩ | કાવ્યમાં આધુનિકતા |
| વ્યાખ્યા | ૧૬ | બલાકા-૯ |
| સુન્દરમ્ | ૧૯ | છંદ |

કવિલોક પારિતોષિક ૨૪



▯ 'કવિલોક' દ્વૈમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે — ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર ને ડિસેમ્બર માસના અંતમાં પ્રકટ થાય છે. ▯ વાર્ષિક લવાજમ : દેશમાં રૂ ૬, પરદેશમાં રૂ. ૮ અથવા શિ. ૧૦ અથવા ડૉ. ૨; વિદ્યાર્થીઓ માટે અર્ધવાર્ષિક લવાજમની સગવડ રૂ. ૩; છૂટક નકલનો રૂ. ૧. ▯ લેખકોને કૃતિ વિષેનો નિર્ણય જાણવા અથવા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા પોતાનું સરનામું કરેલું તથા પૂરું પોસ્ટેજ ચોડેલું કાર્ડ કે કવર મોકલવા વિનતિ છે. ▯ કૃતિઓ તથા લવાજમ મોકલવાનાં સ્થળ: 'કવિલોક' C/o લિપિની પ્રિન્ટરી, ૩૮૦ ગિરગામ રોડ, ઠાકુરદ્વાર, મુંબાઇ ૨ યા કુમાર કાર્યાલય લિમિ દ્વારા, ૧૪૫૪ રાયપુર અમદાવાદ ૧

▯ તંત્રીઓ : રાજેન્દ્ર શાહ અને બચુભાઈ રાવત

મુદ્રક અને પ્રકાશક : બચુભાઈ રાવત, કુમાર પ્રિન્ટરી, ૧૪૫૪ રાયપુર અમદાવાદ-૧







પ્રકૃતિની ભંગુરતાને જેણે ભવ્યતાનો નવજન્મ આપ્યો તે, ઇંગ્લંડના રાજકવિ વિલિયમ વર્ડ્ઝવર્થની આ વર્ષે આવેલી બીજી શતાબ્દીના ઉપલક્ષમાં જુઓ આ અંકમાં શ્રી નિરંજન ભગતનો લેખ. મથાળે ડાબી બાજુ: કવિ વર્ડ્ઝવર્થ તરુણવયે; મથાળે જમણી બાજુ: છેલ્લાં વર્ષોમાં; જમણી બાજુ કવિની નાની બહેન અને તેની જીવનભરની મિત્ર બની રહેલી ડૉરોથી ઉત્તરાવસ્થાએ.

શિશિર વિ. સં. ૨૦૨૬ કવિલોક જાન્યુ-ફેબ્રુ. ઈ. ૧૯૭૦

। ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविराविर्म एधि ।

# કાવ્ય અને વિવેચન

**કવિતા** એ કોઈ મનોઘટનાની, કોઈ અનુભૂતિની; કંઈ સંવેદ્યું હોય કે સ્પષ્ટ થયું હોય તેની કોઈ લાગણીની કે વિચારની અથવા કોઈ ઝંખનાની કે ઉન્મેષની સમરૂપતા ભાષામાં શોધવાની ચેતનાની સભાન પ્રક્રિયા છે. કવિતા એ તત્ત્વતઃ આંતરિક અને એકાગ્ર અનુભૂતિ છે.

મૂલતઃ એ કોઈ પ્રવૃત્તિ નથી, પણ અનુભવ છે; ચેતનાના પૃથક્ અંશોની અમુક સંદર્ભમાં અમુક સમય પૂરતી એકરૂપતા છે. એ અનુભવ ઉત્કટ હોય છે અને વ્યક્તિની સમગ્ર શક્તિને પ્રવૃત્ત થવા સાદ કરે છે તેથી તો આપણે તેને પ્રેરણા કહીએ છીએ.

પણ એ જે હોય તે, એ અનુભવ ભાષામાં સ્ફુરતો નથી. એ સ્ફુરે તત્ક્ષણે એને ભાષા સાથે સંબંધ હોતો નથી. જેટલે અંશે આ આન્તરઅનુભવ ભાષામાં પ્રસવતો નથી તેટલે અંશે ભાષા એ અનુભવની અપેક્ષાએ બાહ્ય પદાર્થ છે. ભાષાને તો તેમાં લયરચના, પ્રાસરચના, પ્રતીકરચના વગેરે સાજ સહિત એક વાહન તરીકે (ભલે ગમે તેટલી ત્વરાથી), અવબોધના એક સંકેત તરીકે, પ્રયોજવામાં આવે છે.

—જોકે અવબોધ અને તેનું પ્રામાણ્ય સૌપ્રથમ કવિ સાથે સંબંધ ધરાવે છે. કવિ જ પોતાની કૃતિનો પ્રથમ ભાવક છે અને એના પ્રામાણ્યનો પણ એ જ સાક્ષી છે. કવિને યોગ્ય લાગે તેવા અવબોધ અને સમરૂપતા દ્વારા જ આટલું સંભવે. અવબોધ નહિ તો પ્રામાણ્ય નહિ.

વિવેચક કવિતામાં પ્રસ્ફુટ થએલી આન્તરઘટનાનો તાગ લે છે, અને વિચાર લાગણી તથા મૂલ્યોના વ્યાપક પ્રવાહો સાથે, પરંપરાગત બનેલી ચૈતસિક પ્રવૃત્તિ સાથે, સમાજની અર્ધચેતના સાથે અને મનુષ્યના સર્વસામાન્ય વારસા સાથે એનું અનુસંધાન કરી આપે છે. અનુભૂતિના ચૈતસિક સંદર્ભને અને પ્રેરણાની તથા સૌન્દર્યની અપૂર્વતાને એ પારખે છે અને દર્શાવે છે. અને આ રીતે સાંસ્કૃતિક મૂલ્યો અને ધોરણોને વિકસાવવામાં અને સ્થિર કરવામાં એ સહાયભૂત થાય છે.

વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી

## માનવતા અને પ્રકૃતિનો કવિ

# વિલિયમ વર્ડ્ઝવર્થ

નિરંજન ભગત



જેણે પ્રકૃતિની ભવ્યતાને ભવ્યતાનો નવ જન્મ આપ્યો એ માનવતા અને પ્રકૃતિના કવિ વિલિયમ વર્ડ્ઝવર્થના જન્મની બીજી શતાબ્દી આ વર્ષે જગત ઊજવે છે

'માનવી' શબ્દનો સાચો અર્થ શબ્દકોષમાંથી નહિ પણ વર્ડ્ઝવર્થ જેવા કવિના કાવ્યકોષમાંથી જ જડી આવે વળી વર્ડ્ઝવર્થથી વધુ ગરવો એવો પોતાનો ગાયક તો પ્રકૃતિને પણ ભાગ્યે જ મળ્યો હશે જીવનની ક્ષુદ્રતામાંથી પણ ભવ્યતાનો આનંદ પીનાર અને પાનાર આવા કવિને પ્રકટાવીને તો જીવને પોતાનો જ મહિમા પ્રકટ કર્યો છે

ઇંગ્લંડના કૉકરમથ નામે ગામડામાં, ઈ ૧૭૭૦ના એપ્રિલની ૭મી તારીખે એક જાગીરદારના એજન્ટ જૉન વર્ડ્ઝવર્થને ત્યાં એ જન્મ્યો જૉનના પાંચ સંતાનોમાંનુ બીજું સંતાન તે કવિ વિલિયમ વર્ડ્ઝવર્થ પરંતુ કવિના ચાર ભાઈબહેનોમાંથી એની નાની બહેન ડૉરથી અને અનુજ જૉન એમ બેનું જ એના જીવનમાં મહત્ત્વનું સ્થાન રહ્યું અને તેમાં યે 'વિલિયમ' વર્ડ્ઝવર્થને 'કવિ વર્ડ્ઝવર્થ' બનાવનાર જો કોઈ હોય તો તે ડૉરોથી જ જોકે કવિના શિશુ હૃદયમાં તો પોતાના ઘરની પાછળથી વહી જતી નદી ડર્વેન્ટ અને નવ માઈલ દૂર ઊભેલી સ્કિડૉ ટેકરીને જ મહત્ત્વનું સ્થાન હતું

કવિના શૈશવકાળનો સૌથી મહત્ત્વનો પ્રથમ પ્રસંગ તે ૧૭૭૮માં માતાનું મૃત્યુ એને પરિણામે સારો યે પરિવાર છૂટો પડી ગયો મોટા ચારે બાળકો (રિચર્ડ, વિલિયમ, ડૉરોથી ને જૉન) પેનરિથ મુકામે તેમને મોસાળ ગયા, જ્યાં તેમના નાના (દાદા) વિલિયમ કૂકસન દુકાન ચલાવતા બાપીકા ઘર પાછળની ખડકાળ ટેકરીઓ, પુરાણો કિલ્લો ને રોજ જેમાં નાહવાની મઝા આવતી એવી મધુરી ડર્વેન્ટ નદીનું આ નૈસર્ગિક કુદરતી વાતાવરણ છોડી મોસાળ જવું વિલિયમને ગમ્યું નહિ હોય એમ લાગે છે કદાચ નાનાના ઘરનું વાતાવરણ બધિયાર ને કંટાળાભરેલું લાગ્યું હશે ગમે તેમ, પણ ત્યાં એ એકલસૂરો, ધૂની ને ચીડિયો બની ગયો એક વખત તો કોઈ કારણે બહુ લાગી આવ્યું હશે, તેથી ઘરના માળિયા ઉપર જઈને ત્યાં પડી રહેલી તલવારથી આપઘાત કરવાનો બાલિશ પ્રયત્ન પણ કરેલો, પરંતુ છેલ્લી ઘડીએ જીવ ન ચાલ્યો!

પણ અહીંથી તેને હૉક્સ હેડ ગામની શાળાએ ભણવા મૂકેલો, ત્યાં એને છૂટો દોર મળ્યો એટલે ત્યાં અનેક પ્રવૃત્તિઓમાં તે ખીલી ઊઠ્યો નદીમાં તરતો, હોડીઓ ચલાવતો, બરફ પર લપસતો, અને ચોમેરના પ્રદેશમાં માઈલો સુધી ભટકીને ગોપ જનો, ખેડૂતો, ભરવાડો ને ભમતારામ જાતિઓ જોડે અવનવી ઓળખાણો સાધતો આમ, હૉક્સ હેડના સમાજમાં એ માનવહૃદયનો પ્રથમ પરિચય પામ્યો પોતાના એક શ્રેષ્ઠ કાવ્ય 'માઇકલ'ની વાર્તા એણે અહીં જ ઍન ટાઇસન નામે એક બાઈ (જેના મકાનમાં એ

રહેતો તેની) પાસેથી સાંભળી, અને કવિના સુકુમાર હૃદયમાં માનવપ્રેમની સૌરભ મ્હેકી ઊઠી. આ કાળનાં એનાં પ્રિય પુસ્તકોમાં હતી અરેબિયન નાઇટ્સ (જે એનું સૌથી વધુ પ્રિય પુસ્તક) ક્વિક્ઝૉટ તથા ફીલ્ડિંગ, અને સ્વિફ્ટની નવલકથાઓ. પણ એ સૌથી યે પ્રિયતર તો કુદરતની કિતાબ જ હતી. હૉકસ-હેડથી સ્હેજ જ છેટે કૉનિસ્ટનમાં એક સાયંકાળે અસ્તાચળનાં રવિ-કિરણની રક્તરંગીન ઝલક જોઈ ને, હજુ તો ઊઘડતું એવું એનું કવિઉર ગાઈ ઊઠયું હતું:

'..There I said
That in whatever region I should close
My mortal life; I would remember you
Fair scenes!'

ત્યાં તો આ સુખી જીવન પર ફટકો પડયો. ચૌદમે વર્ષે તેના પિતા ગુજરી ગયા, ને વારસામાં માત્ર જમીનદાર પાસેનું પાંચ હજાર પૌંડનું લેણું મૂકતા ગયા. પણ જમીનદારે તે ચૂકવવાની ના પાડી. કુટુંબના આ આર્થિક સંજોગોમાં વર્ડ્ઝવર્થને ઘણો આઘાત થયો, ને દુનિયા જાણે પોતા તરફ બેદરકાર છે એવી લાગણીથી તે ફરી બેચેન, વાદીલો ને અસ્થિર મનનો બની ગયો.

આમ ને આમ હૉક્સ-હેડની ગ્રામર સ્કૂલનો અભ્યાસ પૂરો કરી તે આગળ અભ્યાસ માટે કેમ્બ્રિજની સેન્ટ જૉન્સ કૉલેજમાં ગયો; પરંતુ ત્યાં પણ, ૧૭૮૭–૯૦નાં ત્રણ વર્ષના કેમ્બ્રિજના અભ્યાસકાળમાં ઉર અને ઉપવનની કુંજોમાં અહોરાત પડયો રહેનારો કવિ એકલવાયો થઈ પડયો. અહીં પણ જીવનધ્યેય વિષે તે અસ્થિર જ રહ્યો અને ઘણી વાર ધર્મજીવનમાં પડીને પાદરી થવાના વિચારો સામે મથામણ કરતો રહ્યો. પણ ચૉસર, સ્પેન્સર અને મિલ્ટન જેવા કવિઓની સ્મૃતિથી કેમ્બ્રિજ સભર હતું. એ 'પુરાણા વડીલો'ની પાસે આ નવોદિત કવિએ પોતાની કાવ્યદીક્ષા લીધી; જોકે સાચી સર્જકતાનો સંસ્પર્શ તો એ વર્ષાન્તે આવતી લાંબી રજાઓના કાળમાં જ પામ્યો. આવી ત્રણે રજાઓ તેણે કેમ્બ્રિજની બહાર ગાળી.

આમ, કેમ્બ્રિજનો ત્રણ વર્ષનો વસવાટ કવિના જીવનમાં વિરલ નહિ તો પણ વિકાસશીલ તો નીવડયો જ. અને, અઢારમી સદીનાં કાવ્યોનાં સૌ અપલક્ષણોને અનુસરતો, ને તો યે નવીન કવિતાના અંશોથી ક્યાંક ક્યાંક મૌલિકતા ધારણ કરતો, એનો પ્રથમ કાવ્યસંગ્રહ 'ધી ઈવનિંગ વૉક' આ સમયે પ્રગટ થયો.

ઈ. ૧૭૯૧ના ફેબ્રુઆરીમાં કેમ્બ્રિજની ઉપાધિ લઈ કવિ લંડનમાં આવીને વસ્યો. પણ હજી યે આવતી કાલ પાસે પોતાની શી અપેક્ષા છે તેનો કશો નિર્ણય તેણે કર્યો ન હતો. અંતે ફ્રેન્ચ ભાષા શીખવાના નિમિત્તે તેનો રખડુ આત્મા ફ્રાન્સના પ્રવાસે નીકળી પડયો, અને ૧૭૯૧ના નવેમ્બરથી ૧૭૯૨ના ડિસેમ્બર લગીના એ તેર માસના ફ્રાંસનિવાસથી કવિનું જીવન આમૂલ પરિવર્તન પામ્યું.

ઑર્લીઆંમાં રહીને ફ્રેન્ચ ભાષાના પાઠ શીખવા નીકળેલો કવિ 'બ્લ્વા' (Blois)ના એક ડૉકટરની (પોતાથી ચાર વર્ષ મોટી) દીકરી ઍનેત વાલોં પાસે પ્રેમના પાઠ શીખવા બેસી પડયો. આ પ્રેમનો આવેશ પાછળથી એટલો તો પ્રબળ થઈ પડયો કે તે એક ગેરકાનુની બાળકીના જન્મમાં પરિણમ્યો. આ પ્રેમની કથા તેણે પાછળથી પોતાના 'વૉદ્રાકુર ઍન્ડ જૂલિયા' નામે કાવ્યમાં ગૂંથી છે. જોકે આ પ્રસંગનો ખુલ્લો એકરાર તો તેણે કદી કર્યો નથી. એણે ને એના ચરિત્રકારોએ એ સંબંધે મૌન જ સેવેલું. પણ પોતાનાં આપ્તજનો—બહેન ડૉરથી ને પત્ની મેરીથી તેણે આ સત્ય કદી છુપાવ્યું ન હતું. અનેક વર્ષો પછી પ્રોફેસર હાર્પરે આ પ્રસંગનું સંશોધન કર્યું.

૧૭૯૨નો જે ઉનાળો તેણે ઍનેતના ગામ (બ્લ્વા)માં ગાળ્યો તે દરમ્યાન એ માનવપ્રેમી કેટલાક ફ્રેન્ચ અફસરોના સંસર્ગમાં આવ્યો. એ સૌ ફ્રેન્ચ ક્રાન્તિના વિરોધી હોવાથી કવિનો સ્ફુરિત રૂસોવાદ વધુ દૃઢ થયો. પ્રેમ, કરુણા, આશા અને શ્રદ્ધા જેવા માનવ્યપૂર્ણ ભાવોદ્રેકનાં, ફ્રાન્સના રસ્તા પરનાં દશ્યોથી એનું હૃદય દ્રવી જતું. ફ્રેંચ ક્રાંતિ પ્રત્યેની એની આ સમયની હમદર્દીની

લાગણી, વયમાં પોતાથી પંદર વરસ આ ગળ એવા મિશલ બૉપે સાથેની એની મૈત્રીમાં એણે મૂર્તિમંત કરી છે, અને પોતાની આત્મકથા જેવા લાંબા કાવ્ય 'ધ પ્રિલ્યુડ'માં એનું એક જીવંત રેખાચિત્ર દોર્યું છે કૉલરિજ અને ડૉરોથાને બાદ કરતાં વર્ડ્ઝવર્થના બૌદ્ધિક જીવનમાં બૉપેની અસર સૌથી પ્રબળ છે લ્વાર'ના વનપ્રદેશમાં સદા યે સાથે ભટકતા આ બે મિત્રો વચ્ચે રાષ્ટ્રોના આદિ અંત અને અસ્મિતાની અનેક ચર્ચાઓ ચાલતી બંને મિત્રાનો સમાજકારણમાં ઊંડો રસ, નજરોનજર જોએલી પીડિત માનવતા માથી જન્મ્યો હતો

વળી, આ જ સમયમાં કવિએ પોતાના કાવ્યોદયકાળની બીજી લાંબી કૃતિ ડિસ્ક્રિપ્ટિવ સ્કેચિઝની રચના કરી, ને બીજે વર્ષે લંડનમાંથી એનું પ્રકાશન કર્યું વિષય અને શૈલી બન્નેની દૃષ્ટિએ 'ધી ઇવનિંગ વૉક'થી એમાં કશું જ નવું નથી આખી યે કૃતિ એટલી જ કૃત્રિમ છે, અને અંતના ભાગમાં રૂસોની તથા બૉપેની અસરો સ્પષ્ટ વરતાઈ આવે છે. એમાં ક્રાંતિના ખુલ્લા યશોગાન સાંભળીને લંડનના વિવેચકોએ તે વિષે એક બાજુ પોતાનો રોષ પ્રગટ કર્યો, ત્યારે હજુ તો કેમ્બ્રિજમાં ભણતા કૉલરિજ જેવાએ અંગ્રેજી સાહિત્યમાં એક નવી પ્રતિભા જન્મતી જોઈને પોતાનો પરમ સંતોષ પ્રગટ કર્યો

ઑક્ટોબરમાં એ લ્વારથી પારીસ ગયો એક જ મહિના પર જ્યાં ક્રાંતિની ભયાનક કતલ ચાલી હતી એવી ત્યાંની શેરીઓમાં ફરતાં એ થોડો દુઃખી થયો, પણ માનવજાતની મુક્તિ માટે આવી કતલો કમનસીબ અનિવાર્યતા રૂપે એણે સ્વીકારી લીધી, અને

## રાજેન્દ્ર શાહ

## નિદ્રિત નયને

§ ૧

—મુસાફરીએ નીકળ્યો છું
બૅગ નથી, બિસ્તર નથી
નગરના સર્પિયામ રસ્તે આટયો જાઉં છું
આવતાં જતાં
લોકની ભીડ નડતી નથી

બજારને છેડે
આલીશાન છે એક બાંધણી
પથ્થરના ચોસલાની સીડી
એક તો કમાનની માફક ટોચે જઈ ઊતરતી,
બાજુમાં બીજી
હું ઉપર ચડું છું,
પણ ઉપર કોઈ મજલો નથી
કેવળ અવકાશ,
'કશું ય નહીં'નું આનન્ત્ય
છેલ્લે પગથિયે ઊભો વિમાસું છું
હવે ?

ફલક પરના ચલચિત્રનો લોપ કરતો
એકાએક સમગ્રને ભરી દેતો પ્રકાશ

§ ૨

ચાલ દરિયે ફરવા જઈએ
ગામ ફરતી ઈંટની દીવાલના ગાબડામાંથી
દેખાય છે બહારના પાણી—
પવન પોઢી જાય એવાં
ઉપર તરે છે કંઈ કેટલાં યે પંખી,
નીલિમા પર શ્વેતશ્યામની સોહામણી ભાત,
ખ્યાલ નથી ગલ હતાં, બતક હતાં, કે હતાં ..

ઘાટ પર બાંધી છે પ્રવેશની ત્રણ કમાનો,
એને ભીડી શકાય એવાં બારણાં નથી :
શિલ્પસુંદર પથ્થરની કમાનો...

પેલી બાજુના વિશાળ પરથાર પર જવું છે,
પણ
દરિયાલાલ આજે ઉન્મત્ત છે.
તોતિંગ મોજાં ઘાટનાં પગથિયાં ઢાંકી
ઊછળી ઊછળી
પ્રવેશમાર્ગની ભીતર આવી ફેલાય છે;
આવેગ છે
વસુધાની સંગના પરિરંભણનો
કને ન જવાય.

દરિયા તરફ ઢળતી એક સાંકડી ગલીના રસ્તે
અમે વળીએ છીએ.
દરિયો ત્રાટકે છે વૃષ્ટિની મૂશળધારે;
સાંકડી ગલીમાં સામેથી આવે છે ધસમસતાં પાણી
અલકનંદાના ટીખળી વેગે.
બાજુનો ઢોળાવ ચડી જઈએ છીએ;
નીતરી રહેલાં અમે ભીંજાતાં નથી.
પડતાં પાણીની આડે હવાઈ ગએલાં મકાનો પીગળતાં લાગે;
પગ નીચેની માટી છે ચીકણી લચપચ
પગ ઉપાડતાં પગ લપસે એવી;
અમે એકમેકની ભણી જોતાં નથી, બોલતાં નથી.
અમારું ધ્યાન છે યુગલ ચરણોની એક ચાલ પર.
એકબીજાને કેડેથી સાહીને જઇએ છીએ રાજમાર્ગ તરફ;
પાંપણ પરથી
અંગેઅંગથી ધોધવે પડે છે પાણી;
પડખે ભરી છે ઉષ્મા.
અમે ભીંજાતાં નથી.

§ ૩

હજાર હજાર ઊંટની કાંધસમું વિસ્તરેલું રણ.

ડિસેમ્બરમાં એણે ફ્રાન્સ છોડ્યું ત્યારે એનું ક્રાંતિમુગ્ધ મન ગાઈ રહ્યું હતું :
'Bliss was it in that dawn
to be alive.'

ઇંગ્લંડ આવીને એણે ફ્રેંચ ક્રાન્તિને પુરસ્કરતું 'ઍપોલૉજી ફૉર ધ ફ્રેન્ચ રેવોલ્યુશન' તો લખ્યું, પણ દિવસે દિવસે એ જ ક્રાંતિનાં પરિણામો વિષે એનો ભ્રમ ભાગતો ગયો. એ ક્રાન્તિની મૂળ પ્રેરક રૂસોની વિચારસરણીથી ઊલટી જ દિશામાં ક્રાન્તિનો પ્રવાહ સરી રહ્યો હતો. આમ, ત્રેવીસ વર્ષના આ નવલોહિયા ક્રાંતિઘેલાની શ્રદ્ધા તૂટવાની અણી પર હતી, એટલામાં ઇંગ્લંડમાં ક્રાંતિપ્રેરિત એક પુસ્તક પ્રકટ થયું, અને ઘડીભર તો વર્ડ્ઝવર્થની આંખ આગળથી આવતા અંધારનો ઓળો હટી ગયો. એ પુસ્તક તે વિલિયમ ગૉડવિનનું 'એન્ક્વાયરી ઇન પોલિટિકલ ફ્રાન્સ.' એ જ વરસે, ૧૭૯૩માં એણે તેની અસર નીચે 'ગિલ્ટ અન્ડ સારો' નામની પોતાની એક મહત્ત્વની કૃતિ શરૂ કરી અને બીજે વરસે એ પૂરી કરી. આ કૃતિમાં કવિના પોતાના હૃદયધબકારનો તાલ પણ પુરાયો છે.

૧૭૯૫ના સપ્ટેમ્બરમાં કૉલરિજ સાથેના પ્રથમ પરિચય બાદ વર્ડ્ઝવર્થે એ કૃતિ એની આગળ જે હરખથી વાંચી સંભળાવી એનો રસિક ઇતિહાસ (જે પ્રસંગ અંગ્રેજી સાહિત્યનો એક ચિરસ્મરણીય ઇતિહાસ ગણાયો છે) કૉલરિજે પોતાના પુસ્તક 'બાયોગ્રાફિયા લિટરારિયા'માં આલેખ્યો છે. કૉલરિજને એ કૃતિમાં જે અપૂર્વતાનું દર્શન થયું તે પાછળથી એના કાવ્યવિચારનાં મૂળ તત્ત્વ રૂપે રજૂ થયું છે.

પણ 'ગિલ્ટ અન્ડ સારો'ની પૂર્ણાહુતિ

પછીનો કાળ વર્ડ્ઝવર્થના જીવનમા સૌથી વધુ રહસ્યમય અને કટોકટીનો છે આ કાળમા એનામા કોઈ નવા જ વર્ડ્ઝવર્થનો જન્મ થયો લાગે છે ક્રાંતિ વિષેની એની શ્રદ્ધા ભાંગીને ભુક્કો થઈ જાય છે ને રેઈસ ડાઉનના ઈ ૧૭૯૫ના નિવાસકાળમા 'ધ બૉર્ડરર્સ' નામે નાટક રચતો તે દેખાય છે <u>એ ૧૭૯૫નુ આખુ યે વર્ષ વર્ડ્ઝવર્થના જીવનમા અત્યત મહત્ત્વનુ છે.</u> એક બાજુ રૂસો ફ્રેંચ ક્રાંતિ ને ગૉડવિન એના જીવનમાથી વિદાય લે છે, અને બીજી બાજુથી ડૉરૉથી ને કૉલરિજનો પ્રવેશ થાય છે

> O welcome Messenger!
> O welcome friend!
> A captive greets thee—

આવા શબ્દો વડે, પોતાના જીવનમા આમૂલ પરિવર્તન આણનાર આ બે અતિથિઓનો કવિએ હૃદયસત્કાર કર્યો છે રેઈસડાઉનમા કવિએ ડૉરૉથીની છાયામા આ દ્વિજજીવનનો આરભ કર્યો ફ્રાન્સે એને બેવડા પ્રેમથી નવાજ્યો હતો ઍનેત્તના અને ક્રાંતિના એ બન્નેની જગ્યા જો આ બે વ્યક્તિઓએ—ડૉરૉથી ને કૉલરિજે ન લીધી હોત તો આ ભાગી પડેલો કવિ ફરીને પાછો ભાગ્યે જ ઊભો થયો હોત આ પરિસ્થિતિમાથી કવિને ઉગારી લેવા માટે માત્ર કવિ પોતે જ નહિ પણ આખુ યે જગત ડૉરૉથી ને કૉલરિજનુ ઋણી રહેશે પોતાની એ જીવનદાત્રી પ્રત્યેની લાગણી કવિ નીચેની પંક્તિઓમા

> She gave me eyes
> she gave me ears
> And humble cares
> and delicate fears
> A heart the fountain of
> sweet tears
> And love and thought and joy

શાની શોધમા નીકળ્યો છુ હુ ?
પાછળ મૂકેલુ મારુ છેલ્લુ પગલુ યે
ભૂસી નાખે છે કોઈક
અહીં ક્યાય કેડી નથી,
સીમ નથી,
દિશા નથી,
બાધા નથી ને
ક્યાય કોઈનુ ચિહ્ન નથી
કઈક શોધુ છુ
શોધુ છુ કેડી ?
સીમ ? દિશા ? બાધા ?
કાઈ અવશેષ ?

ખબર નથી મને,
સાવ ખુલ્લા મા જાણે ખોવાઈ ગયો છુ
સામેના વેણુવનની પેલી પારથી આવે છે લીલુ હાસ્ય
બેની વચ્ચેનુ અતર ઘટતા
સમયના પ્રલબ અતરાયની ઓળખ થાય છે
ત્યા છે હાથેક ઊડો એક વોકળો,
પડખે લીલે પખ ઊભુ છે તમાલ,
નાની નજરમા બધુ ય સમાઈ જાય છે
એના આ બાજુ ઊઘડેલા મૂળની વચ્ચે જણાય છે શ્વેત કુડ
એને જ હુ શોધતો હતો,
લીલા હાસ્યના ઉગમનુ આદિ કારણ

§ ૪

પિરામિડને પ્રવેશદ્વાર નથી
પળેપળની આ ઈંટ રોપાય છે કોની ઉપર ?
પાસે જ પડી છે સકલ સમૃદ્ધિ
અમૂલ્ય રત્નનો રાશિ,
સુગધસભર દ્રવ્ય,
રગરગના વિચિત્ર આલેખ,
વાચાવિહીન વસ્તુનો સતત કોલાહલ

પણ રહી જાય છે ક્યાંક કંઈક ? !
ઝૂરતે હૃદય
ખબર નથી એની ચોગમ ચાલે છે શોધ
પોતાની અવધિમાં આણવા.

ઇંટ પર ઇંટ પર ઇંટ.
અવકાશને આઘો કરતો
આડો
ઊભો
ત્રિપાર્શ્વ
ઊગે છે આકાર.

§ ૫

જલની ભીતર સ્વેચ્છાએ ગતિ કરું તેમ
હવામાં તરું છું,
વગર પાંખે ઊડું છું
પારદર્શક હવાને પણ હું જોઈ શકું છું :
કેટલું સરલ છે આ ઉડ્ડયન !
કાયાનો કિંચિત નથી ભાર,
છે માત્ર ગતિ, વેગ ને ઉત્સાહ.

કોઈની અગાશીમાં ઊતરવું નથી.
ઊતરવું નથી અશ્વત્થની ઊંચી ડાળ પર.
એથી ઘણે ઉપર સરી રહું છું, ઊંચેઊંચે.
નીચે વસુધાનું વિભિન્નવર્ણ લાવણ્ય
સંકોચને ધારે છે ઉજ્જ્વલ નીલ દ્યુતિ :
દૃષ્ટિની સંતૃપ્તિ...

અહીં હવે
અંતરિયાળ ભુવર્લોકમાં ભ્રમણ કરતો હોઉં એમ લાગે છે.
સહસ્ર સૂર્યનો ઝળહળતો સુકોમલ પ્રકાશ !
પ્રકાશ સ્વયં
નિતાન્ત મંદ સ્પંદને વહી રહેલું ગભીર નાદમાધુર્ય !

ક્યાંથી ?—ક્યાંથી સર્વત્ર રેલાય છે

વ્યક્ત કરે છે.

ઈ. ૧૭૯૭ના જૂન માસમાં એક દિવસે, ઉપર કહેલા નાટક 'ધ બોર્ડરર્સ'નું વર્ડ્ઝવર્થે જ્યારે કૉલરિજ આગળ વાચન કર્યું. એ દિવસ અંગ્રેજી સાહિત્યના સદ્ભાગ્યનો દિવસ હતો. એ વાચનને પરિણામે એ બે વચ્ચે જે મૈત્રી જામી તે ગએટે-શિલરની મૈત્રીના અપવાદ સિવાય દુનિયાના સાહિત્યજગતમાં અતિ વિરલ છે.

હવે કૉલરિજનો નિકટનો સહવાસ સાધવાને વર્ડ્ઝવર્થ અને ડૉરોથી કૉલરિજના 'નેધરસ્ટોવ'ના નિવાસસ્થાનથી માત્ર ત્રણ માઈલ્સ દૂર આલફૉકસડનમાં રહેવા આવ્યાં. બંનેના ઘરની વચ્ચેના માર્ગ પર રોજ ને રોજ જે કાવ્યચર્ચાઓ ચાલતી એનો સુરેખ ઇતિહાસ પણ કૉલરિજે 'બાયોગ્રાફિયા લિટરારિયા'માં આલેખ્યો છે. એ ચર્ચાઓનું પરિણામ તે બંને કાવઓનો જોડિયો કાવ્યસંગ્રહ 'લિરિકલ બૅલડ્ઝ'ને વર્ડ્ઝવર્થનું કૉલરિજે સૂચવેલા અભૂતપૂર્વ કાવ્ય 'ધ રેક્લૂઝ'નું રૂપાંતર 'ધ પ્રિલ્યૂડ'.

'લિરિકલ બૅલડ્ઝ'માં વર્ડ્ઝવર્થે સામાન્યને અસામાન્ય રૂપે અને કૉલરિજે અસામાન્યને સામાન્ય રૂપે નિરૂપ્યું. આ સંગ્રહમાં વર્ડ્ઝવર્થના જગતભરના એક ઉત્તમ કાવ્ય 'લાઇન્સ રિટન એબવ ટિન્ટર્ન ઍબી' અને કૉલરિજનાં પણ એવાં જ બે કાવ્યો, 'એન્શ્યન્ટ મૅરિનર' અને 'ક્રિસ્ટાબેલ'ને સ્થાન મળ્યું છે. 'લાઇન્સ...'માં વર્ડ્ઝવર્થે જે સંપૂર્ણતા સાધી છે તે બીજે ક્યાંય જોવા મળતી નથી. આ કાવ્ય ૧૭૯૮ના જૂનની તેરમી તારીખે ડૉરોથીની સાથે વાઈથી પાછા ફરતાં સહસા સ્ફુરી

(અનુસંધાન પૃષ્ઠ ૧૫ મે)

# કવિતામાં પ્રતીક

યોગેન્દ્ર વ્યાસ

શીના વૃક્ષો શું સૂચવે છે? છાપરા ઉપર થતો ટપટપ અવાજ શાનો સંકેત છે? અથવા તો સાંજે દેખાતું મેઘધનુષ્ય શાનું સૂચન કરે છે? આ ત્રણે પ્રશ્નોના જવાબો કોઈ પણ સામાન્ય વ્યક્તિ આપી શકવાની અનુક્રમે વરસાદ પડી ગયાનો, વરસાદ પડી રહ્યાનો અને વરસાદ ફક્ત પૂર્વમાં પડી રહ્યાનો એ સંકેત છે આ બધા કુદરતી સંકેતો છે બારણા પરના ટકોરા અથવા કૉલબેલ આપણે ઘેર કોઈનું આગમન થયાનો સંકેત છે વસ્તુ અને તે વસ્તુ જેને સૂચવે છે—જેને આપણે 'અર્થ' કહીએ—તે એકબીજા સાથે જ્યારે સીધા સંકળાયેલા હોય ત્યારે તેને આપણે 'સંકેત' કહીએ છીએ વસ્તુ અને અર્થ સીધા સંકળાયેલા હોય છે એટલું જ નહીં, અદલોબદલો ન થઈ શકે એ રીતે સંકળાયેલા હોય છે બારણા ઉપર ટકોરા પડે એટલે અવશ્ય કોઈકનું આગમન થયું જ હોય ભલે પછી એ પવનની સાથે દોડી આવેલા સૂકા ડાખળાનું હોય બારણાપરના ટકોરા અને કોઈકનું આગમન—વસ્તુ અને અર્થ—સીધા અને અદલોબદલો ન થઈ શકે એ રીતે સંકળાયેલા છે આને આપણે સંકેત (signal) કહીએ છીએ

કોઈક વ્યક્તિ 'ભગવાન' એમ કહે એટલે તરત જ આપણું માથું નમી જવાનું નથી એ ધ્વનિઓ સાંભળતા જ સૌથી પ્રથમ તો આપણે ભગવાનનો વિચાર કરીશું અહીં 'ભગવાન' એવા માનવ મોમાથી નીકળતા ધ્વનિઓ જે પદાર્થ અથવા વસ્તુ માટે આવે છે અથવા જે બાબત સાથે

આ પ્રકાશની પ્રસન્ન ગતિ?
સામે ક્ષિતિજ નથી,
દષ્ટિને નથી અંતરાય,
દષ્ટિ ડૂબી જાય છે નિ:સીમના ગહન ઊંડાણમાં,
ડૂબી જાય છે સ્વકીય કેન્દ્રમાં,
ના ની તેજોજ્જ્વલ માધુરીનું જ્યાંથી છે પ્રાગટ્ય

§ ૬

વૃક્ષારોપણને કાજ ઠીક લાગે છે આ જગા
વર્ષે વર્ષે વિસ્તરતી જશે વડછાયા

ખાડો ખોદું છું હું ઊંડો ઊંડો
માટી કાઢતા માંહીથી મળી આવ્યું ભિક્ષુકનું પાત્ર,
અખંડ ન્હેલું હતું હજી
પાણીથી ધોતાયે
રહેંજે ન ખવાયે જણાયો ન એનો લાલ રંગ
કયા યુગની હશે આ સુંદર સંપત્તિ?
ખાડો ખોદું છું હું ઊંડો ઊંડો
પંચભૂતની કોની આડી સૂતી છે આ કાય?
કાંધ પર ધરી એને લાવું છું હું બહાર
ઉતરી એ શિકે મહાનિર્વાણની સમાધિમાં પોઢેલા સિદ્ધાર્થ!

મારી જેમ કોણ જોઈ રહ્યું છે આ નિમીલિત નયનની
નિભૃત પ્રશાન્ત મુખમુદ્રા!
આનંદ!
એના શે કમ્પવિગ્ન આંસુ હવે તો છે હર્ષથી પ્રોજ્જ્વલ
લાવ ઉભયનો લઈ લઉં એક ફોટો

કૅમેરાનો લેન્સ ખરી પડે છે ખાડાને તળિયે
અંદરની ફિલ્મને અડી જાય છે ઉઘાડું તેજ
કોઈ આકાર નહિ ઊપસે
એની ડેવલપ્ડ ઘનકાલિમા પર
નિરર્થકને નાખી દઉં છું નીચે

ઊંડા ગર્તમાં પડયો છે લેન્સ.
એની ઉપર છે આનંદનાં આંસું.
આનંદ બેઠો છે સિદ્ધાર્થને પડખે
બધ નેત્રમાં નેત્ર પરોવી.
હવે
બીજી બાજુએ બેસું છું હું એની જ માફક
મીટ માંડીને.

કયાંથી આવે છે આ ધૂપગંધ ?
ગર્ત બને ધૂંવાંસર્યો કુંડ !
આપમેળે સરી જાય છે શબ એને અંધકાર...

ઉપાડેલી મૃત્તિકાનું આનંદ કરે છે આવરણ.
એના પર રોપું છું હું એક લીલી ડાળ.

જોઉં છું હું બહુશાખે વિસ્તરેલી છાંય.

## રમેશ જાની

## સોડિયું વાળીને

સોડિયું વાળીને તમે પાછાં વળ્યાં
ને અહીં સરવર કરમાઈ ગયાં હસતાં,
પાયને ખોડીને અહીં ઊભો પવન
તો ય લીલુડાં પાન રહ્યાં ખરતાં... સોડિયું.

કોની તે પાસ જઈ કહીએ કે
ઊનાં અમે આંસુ બનીને નીતરતાં
પળની પહાડીઓના ઝાંખરિયા ઢોળાવે
ઊઝરડે લાલ લાલ સરતાં... સોડિયું.

પાછું વળીને કાન માંડ્યા હતે તો
તમે ઝાંઝવાંને જાણત ઘુમ્મરતાં
સોણલાંને ભમ્મરીએ ભમ્મરીએ ચકરાતાં
જાણ્યાં તે હોત તમે તૂટતાં... સોડિયું.

સંકળાયેલા છે, તે પદાર્થ કે તે બાબતની અવેજીમાં નથી આવતા પણ તે પદાર્થ કે બાબતના વિભાવનું માત્ર વહન કરે છે. કોઈ પણ વસ્તુ અથવા પરિસ્થિતિનો માત્ર વિચાર કરવો અથવા તેને ચિત્તમાં ધારણ કરવી તે, અને કોઈ વસ્તુ કે પરિસ્થિતિની બાહ્ય રીતે પ્રતિક્રિયા થવી તે સરખાં નથી. વસ્તુનું કે પદાર્થનું નહીં પણ વસ્તુ કે પદાર્થના વિભાવનું જે વહન અથવા બોધન કરે તે પ્રતીક. આમ, સંકેત બાહ્ય રીતે પદાર્થ કે વસ્તુ સાથે સીધો સંકળાયેલો છે, જ્યારે પ્રતીક વસ્તુ કે પદાર્થના વિભાવ સાથે સંકળાયેલું છે. સંકેત અને પ્રતીક બંનેને સંજ્ઞા (sign) એવા એક વિભાગના પેટામાં મૂકી શકાય.

આ પ્રતીક સાથે આપણે આપણી પ્રત્યેક અનુભૂતિને સાંકળી લઈએ છીએ. અનુભૂતિ પ્રતીકના રૂપમાં અભિવ્યક્ત થાય છે એટલું જ નહીં પ્રતીકના રૂપમાં જ અનુભાવિત અથવા અનુભૂત થાય છે.

માનવમુખમાંથી ઉચ્ચારાતો કોઈ પણ ભાષાનો શબ્દ તે ભાષાના ભાષક માટે પ્રતીક છે. ક, મ અને ળ એ ત્રણ ધ્વનિઓમાં પોતાનો કોઈ અર્થ નથી. પણ ગુજરાતી ભાષકોએ એના ઉપર કોઈક અર્થનો આરોપ કર્યો છે. કમળ એ પ્રતીક છે એનો અર્થ કે ક, મ અને ળ નામના ત્રણ ધ્વનિઓ+ ભાષકોએ તેના ઉપર આરોપેલો અર્થ (અલબત્ત, યદૃચ્છા અને પરંપરાથી).

તો હવે પ્રશ્ન એ થશે કે સામાન્ય માનવોની જે અનુભૂતિ અમુક પ્રતીકોના રૂપમાં થાય છે તે પ્રતીકો અને કવિને જે પ્રતીકોના રૂપમાં અનુભૂતિ થાય છે તે પ્રતીકો વચ્ચે

ફેર પરો? કવિ પણ સામાન્ય માનવો રોજ બરોજના વ્યવહારમા જે પ્રતીકોનો ઉપયોગ કરે છે તે જ પ્રતીકોનો ઉપયોગ તો કરે છે પણ અનુભૂતિની કોઈક વિશિષ્ટતા એ જ પ્રતીકમા અનેક અનુભૂતિઓની રંગલીલા (shades) પ્રગટાવે છે અથવા તો અનુભૂતિને એ જ પ્રતીકની મદદથી વધુમા વધુ સમગ્ર રીતે, વ્યાપકતાથી અને ઊંડાણથી કવિ અનુભવે છે અને અભિવ્યક્ત કરે છે કવિની આ શક્તિને આપણે પ્રતિભા કહીએ છીએ

અનુભૂતિને રોજ બરોજના પ્રતીકોની મદદથી વધુ વ્યાપક અને સમગ્રરીતે અનુભવવામા અને અભિવ્યક્ત કરવામા મોટે ભાગે કવિને (resemblance) સરખાપણુ અથવા પ્રતિરૂપ મદદ કરે છે ઉદા હરણોથી આ વસ્તુ વધુ સ્પષ્ટ થશે શ્રી હસમુખ પાઠકની, 'ને ક્રોસ પર જે થાય છે તે થઈ ગયું' એ પંક્તિમા ઈસુના ક્રોસ અને રસ્તાના ક્રોસ વચ્ચેના સરખાપણાએ અનુભૂતિની વ્યાપકતા, સઘનતા અને સમગ્રતામા મોટો ભાગ ભજવ્યો છે શ્રીધરાણીના 'ભરતી' કાવ્યમાની 'સહસ્રશત ઘોડલા અગમ પ્રાન્તથી નીકળ્યા'મા સમુદ્રની ભરતી વખતના મોજા અને દોડતા ઘોડા વચ્ચેનુ સરખાપણુ સ્પષ્ટ સમજાય એમ છે

ક્યારેક એ જ સરખાપણા ઉપરથી એક ડગલુ આગળ પાછળ જઈને પણ કવિ કંઈક ગાઈ નાખતો હોય છે એક ઉદાહરણ લઈએ લાલ અથવા રાતો રંગ આમ તો ભયસૂચક, આગળ ન વધવા માટેનો સંકેત છે 'તારી રાતી રાતી કાનની કિનાર, તારા રાતા રાતા ઉર કેરી વાત, તું ચહે કે ન ચહે કહી જાય' અહીં રાતા કાન અને રાતુ ઉર,



## ઉશનસ્

## વસંત-તડકા

### ૧ તડકાને મેળે (એક એક્સ્ટસી)

શેડકડા આ તડકાઓમા
તાજીતાજી ટેકરીઓની
પોચી પોચી ટોચો કેરી
કળીઓ કળીઓ ઊઘડી ગઈ છે
શુભ્ર ફૂલોની ઝળઝળના
ભડકાઓમા

ટેકરીઓની ચઢાનો પગ,
ખીણઊભર્યાં મેદાનો પગ
તડકાના કણ મ્હોમા લૈને
ઝણઝણ ઝણઝણ
ખદબદતુ કિડિયારુ !

તડકે તડકે પગદંડીઓ
ટેકરી ઉપર ચડે,
હુંય ખેતરથી કેડી કેરી
ખળખળ ખળખળ આવી મળતી
તડકાના મેદાનતળાવે !

ટેકરીટોચે છેક
એક છે તડકા કેરી દેરી;
દેરી ઉપર ફરફર ફરફર
ધજા મહીં ફરકે છે ધોળો
ધોળો ધોળો તડકો

તડકિત પવનો વાય,
તડકિત ડોલે હર વસ્તુની છાય
આંખો તડકિત !
પંખી કેરી પાંખો તડકિત !
ઘાસ ઉપરની માખો તડકિત !
ફૂલો તડકા ! તડકાનુ ફૂલ !

ગીતોના શબ્દો છે તડકિત!
તડકિત છંદોલયની ઝૂલ!

મેદાને મળિયો છે ઘેરો
તડકા કેરા કણ કણ કેરો
તગતગ મેળો!
એક ખાનગી વાત:
(હું પણ ભેળો)

પુલકિત તડકો, તડકિત પુલકો!
આભ લગી આભાની ઝલકો!
આભલું તડકો! ધરતી તડકો!
જોનારાની આંખો તડકો,

જોવાની વસ્તુ તે—તડકો!
ચ્હેરો સૂરજ, ચ્હેરો તડકો!
સૂરજ-તડકો-ચ્હેરો— એકાકાર,
તડકાના મેળામાં મેં તો ખોયો મુજ આકાર,
ખોઈ નાખ્યો રે મેં તો મારો
અળગો નોખો રૂપરેખનો ચ્હેરો!
—ચ્હેરો જે મેં
અંધારામાં, બનીઠનીને,
રૂડું રૂપાળું નામ દઇને
પહેર્યો.—
શેડકઢા આ તાજાતાજા તડકાઓમાં.

**૨ • એક સૂર્યપ્રકાશિત એક્સ્ટસી**

વસંતના આ સૂર્યપ્રકાશિત
ઊજળા ઊજળા પૃથ્વીઘરમાં
ઘરમાલિક થઈ વસવા મળિયું:
ધનધન ધનધન!

ચારે બાજુ વણપાળેલાં વન!
ચારે બાજુ વણપાળેલાં પંખીનાં સ્વન!

રાતા રંગની ભયસૂચકતા અને આગળ ન વધવાના સંકેતના સરખાપણાને નજર સામે રાખીને વપરાયાં છે. અહીં કવિ એક ડગલું આગળ પણ વધ્યો છે. એ ઉર રાતું છે, રક્ત છે માટે પેલી વ્યક્તિને આગળ જવાની પ્રેરણા મળી રહે છે. પછી વિવેચન કરનારાઓ અને આલંકારિકો એમ કહેવાના કે કવિએ અહીં શ્લેષનો ઉપયોગ કર્યો છે. અલંકારોની શોધ આલંકારિકોએ આમાંથી કરી છે. આમ પ્રતિરૂપ અને સરખાપણાનો ઉપયોગ કરી લઈ ને પ્રતીક સાથે કવિ કોઈક નવો જ અર્થ સાંકળી લે છે. બીજી રીતે કહીએ તો તે પ્રતીક દ્વારા કોઈક નવી જ-જે સામાન્ય માનવોને નથી થતી એવી—અનુભૂતિ અનુભવે છે ને અભિવ્યક્ત કરે છે.

કેટલીક વાર સરખાપણાના કે એવા કોઈ ખ્યાલ વગર પણ માત્ર પ્રતીકોના એટલે કે શબ્દોના સંદર્ભની મદદથી તે સામાન્ય માનવ કરતાં કંઈક વધારે એવી અનુભૂતિ અનુભવતો અને અભિવ્યક્ત કરતો હોય છે. એ શબ્દો અથવા પ્રતીકોને એવી રીતે પ્રયોજે છે કે એના સંદર્ભમાંથી જ એક સમગ્ર અનુભૂતિનો અનુભવ થાય છે. બે ઉદાહરણો લઈએ. શ્રીમતી સુસાન લન્ગરના Feeling and Form નામના પુસ્તકમાંથી 'poeses' માંના પ્રકરણમાંથી પહેલું ઉદાહરણ બેઠું જ ઉતારું છું;

"Tyger tyger burning bright
In the forest of the night."

અહીં વાઘ તે ભગવાને બનાવેલો વાઘ જ છે: એવો જ ક્રૂર, કૂદકા મારતો, શિકાર કરતો. પણ એ વાઘ રાત્રિઓના જંગલોમાં પ્રકાશિત થઈ ને બળતો હોય એ સંદર્ભ જ એક અનનુભૂત (ન અનુભવેલી) એવી

કોઈક અનુભૂતિને એના ઉ કટમા ઉત્કટ સ્વરૂપે અભિવ્યક્ત કરે છે અને તેનો અનુભવ કરાવે છે બીજુ ઉદાહરણ શ્રી નલિન રાવળની એક પક્તિમા દેખાશે કપડા પહેરીને નીકળવુ એ સંદર્ભમા કઈ નવુ નથી પણ 'ગોરો કડાક કડકડતો તડકો પહેરીને' નીકળવુ એ સંદર્ભ જ કવિતાને જન્મ આપનારો બની રહે છે

આમ, સામાન્ય માનવો જે પ્રતીકોનો ઉપયોગ કરે છે એ જ પ્રતીકોનો ઉપયોગ કરીને પ્રતિરૂપો યોજીને અથવા એ જ પ્રતીકોને અમુક સદર્ભમા યોજીને કવિ એની અનુભૂતિને વિશિષ્ટ રીતે અનુભવતો અને અભિવ્યક્ત કરતો હોય છે ક્યારેક તો એ પ્રતીકોની સીધી જ મદદથી એ અનુભૂતિને વિશિષ્ટતા અર્પી દેતો હોય છે શ્રી હસમુખ પાઠકની 'રાજઘાટ પર'ની પક્તિઓ એનુ સારુ ઉદાહરણ છે, 'આટલા ફૂલો નીચે ને આટલું લાબુ ગાધી કદી સૂતો ન તો' સામાન્ય ભાષાના શબ્દો જેને આપણે પ્ર તીકો કહ્યા, તે એના એ જ સંદર્ભમા આવે છે અને છતા અહીં કવિતા તો જન્મી જ છે

આમ, કવિ જે પ્રતીકોનો ઉપયોગ કરે છે તે છે તો રોજ-બરોજની સામાન્ય માનવોના વ્યવહારમા વપરાતી ભાષાના જ પ્રતીકો પણ કવિની એ પ્રતીકોને સ્પર્શવાની શક્તિ-પ્રતિભા-આપણને વાસ્તવમાથી કવિતા તરફ (from actuality to fiction) લઈ જાય છે *

*'પ્રતીક'ના વિભાવને સ્પષ્ટ કરવાનો આ પ્રયત્ન છે કવિતામા એના સ્થાન વિષે આ જ સદર્ભમા આગળ વધી શકાય એમ છે આ પ્રયત્નમા ચર્ચાઓ દ્વારા મદદ કરનાર મારા મિત્ર શ્રી કિરીટ મકોડી અને અ ય મિત્રોનો હું આભારી છુ

ચારે બાજુ વણુપાળેલા ઊઘડી ગયેલા વગડાઉ મન !
ચારે બાજુ ભીંત વગરની, દ્વાર વગરની મળ્યા ય ઊઘડેલી વાતાયન !

બારીજાળીએ ટિટડાક શી
ઉંચી ડાળી ડોકાઇને ગણુકે
ગણુઝણુ ગણુઝણુ !
(ગત પડે ને ચિંતા સોપી એને ચગણે,
એને ચગણે લીન
એ ઇ ટીંબી જવ ની મઝા !)

સવારમા જ્યા પાછો સૂરજ નીકળે •
પર્ણો ચળકે ! વાયુ ગળકે !
ફૂલકુ ફન્કે ! ઝરણુ ખળકે !
કે પાછુ આ સૂર્યપ્રકાશિત
ઊજળા ઊજળા પ્રગીવરમા
તાજુ ત જુ થાક વિનાનુ
પખીટહુકે કાને ફૂણી ફૂક સુણીને
ફૂલના જેવુ ઊઠવુ મલકે !

ગતની એને ચગણે સોપી
ઊંચકીને લઈ તેની પાછી
સભાળીને ચિંતાથાપણુ
વિરાટ નગરીની ભાળે
અર્જુનપેરે આપણુ

ચિંતાચર્ચિત ભાલસુશે ભિત
આપણુ ઓળે પૃથ્વી કોળે
ઊજળી ઊજળી વસતમા શી
સૂર્યપ્રકાશિત !

**૩ • ગુનો**

આ સૂર્યપ્રકાશિત મિટ્ટીને ઘર
ના અપતરવુ ગુનો

આ ફૂલશણગારી વેલડિયાળી વીથિઓમાં થઈ
ના નીકળવું ગુનો.

આ સૂર્યપ્રકાશિત મેદાનોમાં છાયાથી છાયા ગૂંથીને
ના ફરવું એ ગુનો.

આ ઊજળા ઊજળા તડકાઓની સડકો ઉપર
ગઈ કાલનાં રિસાયલાંને સામે ચાલી
ના મળવું એ ગુનો.

આ સૂર્યપ્રકાશિત તડકાઓમાં
હિમ હોય ને તો યે બે કણ
ના ઓગળવું ગુનો.

આ બોલુંબોલું, મલકુંમલકું ફૂલપુલકોમાં
મૂંગું મૂંગું—લો મારા સમ—
આમ ઉદાસીન મુખ કરવું એ ગુનો.

### ૪ · પતંગિયું

બ્હારથી લઇને તડકો,
લઈને વિધવિધ થોડા રંગ,
ઘર આવી આંખ તેજનું ગૂંથે
ઊડઊડ કોઈ પતંગ.

દિવસરાત શી ખીડઊઘડ
પતલી પાંખની ચીપ,
તેજલ છાંયે, છાંયલ તેજે
આંખની ઉઘાડ-મીંચ;
પોપચે ઢાંકું, બ્હાર રહી જાય
તો ય રે થોડુંક અંગ!

### ૫ · એક વસંતતંદ્રા

તમારા સ્હેરાના મધુર તડકાઓ કયહીં કયહીં
થઇને ભીંતો પે સમયની, પરાવર્તિત થતા
અહીંઆં આવે છે મુજ જીરણગેહે, પછીતના
પુરાણા ખંડોમાં તરડ તરડોથી ગુપચુપ;

# કાવ્યમાં આધુનિકતા

## ધીરુભાઈ પરીખ

આઘાત-પ્રત્યાઘાતની પ્રક્રિયા સનાતન છે; અને કલાના ક્ષેત્રમાં તો તીવ્રતર અને શીઘ્રતર. સાહિત્યક્ષેત્રે કાવ્યપ્રદેશમાં એ તીવ્રતમ અને શીઘ્રતમ; કારણ કે કવિ સવિશેષ સંવેદનપટુ. આથી જ રોમૅન્ટિસિઝમના પ્રત્યાઘાત રૂપે ઍન્ટી-રોમૅન્ટિસિઝમનો, કહો કે આધુનિકતા —મૉડર્નિટી—નો ઉદ્ભવ થયો.

કવિતામાં આ આધુનિકતાનો અગ્રેસર બોદ્લેયર. ત્યાર પછી તો માલાર્મે, વાલેરી, સાર્ત્રે, કાફ્કા, કામૂ વગેરે અનેક ભળ્યા. એમણે રોમૅન્ટિક વિસ્મય અને ઉત્સાહને બદલે એક સર્વગ્રાસી વિતૃષ્ણા અને નિર્વેદ દાખલ કર્યાં. મંગલબોધની વિરુદ્ધ અમંગલબોધ આરંભ્યો. કવિતાનું કાઠું અને કલેવર બદલી નાખ્યાં. અર્થબોધ ઓગાળી શબ્દ-સંગીતની સાધના કરી. જાણે કંઈક અવનવું બની ગયું, અને ઘણા નવસર્જકો એનાથી અંજાઈ ગયા! પરિણામે પ્રસ્થાપિત મૂલ્યોની નિર્ભર્ત્સના ને અવહેલના, તો નવમૂલ્યોની પ્રશસ્તિપૂજા શરૂ થયાં.

આ ‘આધુનિકત્વ’નો અનિલ માત્ર ફ્રાન્સમાં જ ન રહ્યો, પણ જગતસાહિત્યમાં સર્વત્ર ઘૂમી વળ્યો. આપણા દેશમાં પણ અનેક પ્રાદેશિક સાહિત્યમાં એની અસરો વર્તાવા લાગી. બંગાળમાં કવિવર રવીન્દ્રનાથ વિરુદ્ધ નવકાવ્ય વિભાવનાવાળું જૂથ તૈયાર થતું ગયું ત્યારે રવીન્દ્રકવિતાનાં સાર્વત્રિક અને સર્વકાલીન તત્ત્વોના ભાવકો ક્ષુબ્ધ થઈ ઊઠ્યા. એમાંના એક તે ઉપર્યુક્ત પુસ્તકના લેખક અબૂ સઈદ ઐયૂબ. એમણે આ નવીન મૂલ્યોને સરાણે ચડાવ્યાં. નવીનો અને નવીનોના અગ્રેસરોની ઉચ્ચ પ્રતિભાની, સમ્યક્ સ્વીકૃતિ સાથે એમણે ખબર લેવા માંડી.

બોદ્લેયર ને એમની આખી સ્ફૂલના પ્રયત્નોને એમણે ઐતિહાસિક, સામાજિક ને માનસશાસ્ત્રીય પૃષ્ઠભૂમિકા પર ચકાસ્યા. આ વિપદ ચકાસણી બાદ એમણે આ આધુનિકતાની અનિવાર્યતા કરતાં ફૅશન સામે પોતાનો નિર્ભીત

મત, બોદલેયરને કેન્દ્રમાં રાખીને, ઉચ્ચાર્યો છે

પ્રસ્તુત પુસ્તકના પ્રથમ પ્રકરણ 'અમંગલ બોધ અને આધુનિક કવિતા'માં એમણે મૉડર્નિટીની બે પ્રધાન ખાસિયતો—વિસ્મયબોધ અને અમંગલબોધ—ની મુખ્ય ત્રે ચર્ચા કરી છે બીજા પ્રકરણમાં એમણે 'કવિતા ની ભાષા' વિષે ઝીણવટથી ચર્ચા કરી છે અર્થની ખેવના કર્યા વગર માત્ર લયરમણામાં રાચતી કાવ્યભાષા વિષે એમણે ખેદપૂર્વક વિરોધ નોંધાવ્યો છે

ત્રીજા પ્રકરણમાં અરુણકુમાર સરકારે લખેલા 'આધુનિકતા અને રવીન્દ્રનાથ' નામક લેખના અનુસંધાનમાં કેટલાક મુદ્દાઓની ચર્ચા જોવા મળે છે રોતેન પરંતુ શબ્દ આધુનિકતા વધારે વ્યાપક અર્થમાં છે એમ અહીં દલીલોથી એમણે પુરવાર કરવાનો પ્રયત્ન કર્યો છે અહીં એમની કાવ્ય વિષેની સૂઝ પણ વધુ દ્યોતકપણે સ્પષ્ટ થઈ છે લેખકની સચોટ દલીલશક્તિનો પણ અહીં પરિચય થાય છે ચોથા પ્રકરણમાં શ્રેયો નીતિ અને સાહિત્યનીતિ વિશે એમણે ચર્ચા કરેલી છે અહીં શ્રેયોનીતિ અને સાહિત્યનીતિ વચ્ચે કોઈ વિરોધ નથી એમ બતાવવામાં આવ્યું છે છતાં ય કવિ શ્રેયોનીતિના ભારથી લદાએલો સમાજસુધારક તો નથી જ એમ એમણે સ્પષ્ટપણે કહ્યું છે, અને તો પછી સાહિત્ય અને શ્રેયોનીતિ મેલ ભેદ રીતે સહ-અસ્તિત્વ ધરાવી શકે છે એમ એમનું કહેવું છે પાંચમું પ્રકરણ 'રસાસ્વાદની એક સમસ્યા'નું છે આ પ્રકરણમાં રસાસ્વાદન કેવી રીતે થાય છે તે ચર્ચવાનો હેતુ છે અહીંયા એમણે એક વિચારણીય મુદ્દો ઉપસ્થિત કર્યો છે કે કવિનું દૃષ્ટિબિંદુ સુવાચકના દૃષ્ટિબિંદુ સાથે સંગત ન હોય તો કૃતિ, ગમે તેટલી ઉત્કૃષ્ટ હોવા છતાં ય, રસાસ્વાદન કરાવી શકતી નથી.

આ પાંચે ય લેખ દ્વારા આપણને લેખકની સૂક્ષ્મ કાવ્યસૂઝ, સચોટ દલીલશક્તિ, નિર્ભીત મતોચ્ચારણ અને વિશાળ વાચનની પ્રતીતિ થાય છે. આમ છતાંય રવીન્દ્રનાથ વિષેનો તીવ્ર ઉત્સાહ ક્યારેક ક્યારેક એમની પાસે તાટસ્થ્ય ડોલાવી દે છે અને ત્યારે એઓ આત્યંતિક

અને કોણે આભા કુમળી કુમળી તે વખતની
પડી ફીકી—જ્યાંત્યાં તતડી ઊખડી પોપડી પરે,
અને એ આભામાં પદ્મ લીંપણની ઓળની લિપિ

દીધાં ફાડી ફેંકી પગણુ કરી ડૂચો, સળવળી,
ફરી જાણે થોડાં દલ ખીલત પેલ કુસુમનાં,
અહો, આખા ગેહે સુરભિ સુરભિ તે સમયની!

ક્ષણોના કોળે તે કુસુમ, તડકાઓ કુસુમથી!
ફૂટે છે જાણે કો ગગન તડકે!

તડકામાં મુખ તમ!

ફૂલે ની રેખાઓ મુખથી, મુખથી વળી ફૂલે ભળી જતી!
તમારા સ્નેહની મધુર તડકાતરુ મહીં,

હે રૂપમતી!

**૬ • ખૂલતે તડકે**

સરસ ખૂલતા તડકાઓમાં
પહેલી ડેલી તને નીરખી હતી,
સરસ કુમળો તડકો તારે
સ્હેરે કેવો ખીલી નીકળ્યો હતો!
ખૂલતી વયને તડકે સ્હેરે પ્રભાત પડ્યું હતું!
મૃદુ અડકીને તડકે તારી ઉઘાડી'તી પાંપણો,

દગ ઊઘડી કે તડકો તડકો ફૂલેફૂલ ઊઘડ્યો!
મૃદુ અડકીને તડકે કીધી ગલીપચી કાનમાં
તરત ધવલો
ધવલો તડકો ઊઠ્યો હસી હોઠ પે.

સ્મરું છું હતી શી તડકાવાળી હયાતીની ટેકરી!
સ્મરું ટચુકડી તારી છાયા હતી તડકે પડી!
સરસ ખૂલતા તડકાઓમાં
તારી મારી
સાથે સાથે પડી પગલી હતી

ચઢું છું ખૂલતા તડકે પાછો હયાતીની ટેકરી
શિશિરઋતુની, થાક્યોપાક્યો અસંગ (તું તો નહીં).
પગ મૂકીમૂકી મારાં મૂકયાં જૂનાં પગલાં મહીં.
તરત ખૂલતા તડકે (જાદુ!) મ્હેંદી
તારી છાંયે રતુંબડ કોળતી!

**૭. તડકાસ્મૃતિ**

રહું છું ઊભો હું
ચહેરાના તારા ધવલ તડકાના સ્મરણમાં
અને જાણે મારી ઊડતી ઝીણ્ય-હૈયા ફરફરે
તણાયે છે ખાસ્સું અધવરતુલે ઇન્દ્રધનુ કો!

## રાજેન્દ્ર શુકલ

### આખરનો અર્થ

મહુડાની મ્હેક મત્ત, મંથર અંધાર ઝૂમે
આંગણમાં ઊગ્યો છે આખરનો અર્થ.

આગિયાના ઝબકારે વાગે ના ઠેશ
હવે શબ્દોના શ્વાસ કશે ખખડે ના.
ઝમઝૂમતી ડાળીઓને આઘેરે દેશ
કોઈ પંખીની પાંખ સ્હેજે ફફડે ના;
આવનજાવન વિનાનાં સૂનાં આ દ્વાર ઝૂમે
આંગણમાં ઊગ્યો છે આખરનો અર્થ.

આથમતી કેડીઓની પળને પમરાટ
એની પગલી કોઇને કદી જડશે ના,
મંદ મંદ ઓગળતો મનનો પથરાટ
એની ક્ષિતિજોને કાંઈ હવે અડશે ના;
પોપચાંની પાર એક આછો અણસાર ઝૂમે
આંગણમાં ઊગ્યો છે આખરનો અર્થ.

ઉચ્ચારણ કરી બેસે છે. એવાં બીજાં થોડાંક વિધાનો બાદ કરતાં લેખક સારું તાટસ્થ્ય જાળવી શક્યા છે. મૂળ બંગાળી સાહિત્યમાં 'આધુનિકતા'ના પ્રવાહને અનુલક્ષીને લખાએલા આ લેખો નિરપેક્ષ રીતે પણ એટલા જ મૂલ્યવાન છે, અને તેથી જ આપણા સિદ્ધહસ્ત અનુવાદક નગીનદાસ પારેખે કરેલો અનુવાદ આપણા સર્જક–વાચકો માટે પણ એટલો જ ઉપયોગી હોઈ આવકાર્ય છે. (ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી માર્ગ, અમદાવાદ ૧; રૂ. ૪.)

### વિલિયમ વર્ડ્ઝવર્થ

[અનુસંધાન પૃષ્ઠ ૭થી]

આવ્યું હતું. કવિનું સળંગ ચૈતન્ય એમાં ચમકી ઊઠ્યું છે. 'લિરિકલ બૅલડ્ઝ'નું ૧૭૯૮માં શકવર્તી પ્રકાશન થયું, ને પાછળથી વિવેચનના ઇતિહાસમાં પ્રખ્યાત થઈ પડેલો તેનો 'પ્રવેશક' બે વર્ષ પછી પ્રગટેલી એની બીજી આવૃત્તિમાં ઉમેરાયો; અને આ સંગ્રહે એક સૈકાની અંગ્રેજી કવિતાનો પ્રવાહ પલટાવી દીધો.

એ જ વર્ષે આ ત્રિપુટીએ જર્મનીનો પ્રવાસ આદર્યો, જ્યાં વર્ડ્ઝવર્થે પોતાનાં પ્રખ્યાત 'લ્યૂસી કાવ્યો' લખ્યાં. (ચાલુ)

## બલાકા ૯: વ્યાખ્યા

હે પાષાણ, અમરત્વ આપ્યું તને કોણે? તારે કાજ અમૃતરસની નિત્ય કાલની આ જોગવાઈ કોણે કરી? તારામા આ રસ અન્તર્હિત રહેલો છે તેથી તો ધરા પર આનંદની મંજરી મ્હોરી ઊઠે છે એમાનુ અમૃત તો છે દેવલોકનુ પેય તેથી તો દેવલોકની દિશામા અમૃતપાત્રની માફક એને ધરી રાખે છે મૃત્યુનો નથી એને સ્પર્શ પૃથ્વીના બધી જ આવનજાવનની વિદાયવેદનાનુ એ જ છે કેન્દ્ર વસન્ત તો ગઈ, પરન્તુ એના વિદાય વેદનાનો દીર્ઘ નિશ્વાસ હજી યે રાખ્યો ન રો દીવાનો પ્રકાશ ઝાંખો થનો જાય, દમની શક્તિ થતી જાય ક્ષીણ, પરંતુ તું તો છે અમ્લાન અક્લાન્ત હે પાષાણ! તારામાં કોઈ પણ પ્રકારની ક્યારે ય ક્ષતિ નથી, શાને?

શુક્તિને ભાંગીને જેમ મોતીને મનુષ્ય બહાર લાવે છે, તેમ શોકવિદીર્ણ હૃદયમાથી વિરહી સમ્રાટે મોતીસમાન અશ્રુબિંદુ આણી વિશ્વની આગળ ધરી દીધુ અંતરના વિરહને મોતીરૂપે પ્રગટાવી મૂક્યુ સર્વની સમક્ષ આજે એ બની રહે છે વિશ્વની સંપદ એનું રક્ષણ કરવાની જવાબદારી હવે સમ્રાટની નથી.

રાજપ્રહરી સમ્રાટના રાજકોષનુ રક્ષણ કરે છે પરંતુ વિરહના રત્નની રક્ષા એ કેમ કરી શકશે? હવે તો એ ધર્મ છે માનવસમગ્રનો અવારિત પ્રકૃતિની વચ્ચે સમ્રાટનુ આ વિરહરત્ન સુરક્ષિત છે આપદ વગર વૈશ્વિક પ્રકૃતિ સ્નેહના આલિંગનથી એને ઘેરી દશેદિશથી એનુ જતન કરશે પ્રભાતના અરુણ આલોકમા દેખાય છે એનો જ રક્તરાગ પ્રથમ મિલનની પ્રેમ

## રવીન્દ્રનાથ ઠાકુર

### બલાકા ૯

કોણે તને દીધ પ્રાણ?
હે પાષાણ!
કોણ અમૃતને રસ ભીંજવી રહે છે તને
સતત વર્ષણે!
ઊંચેરા ઊર્ધ્વની મહીં જે કારણે રહે ધરી
ધરણીની આનંદમંજરી
જે કારણે તારી આસપાસ
રહે બારે માસ
અવસન્ન વસંતની વિદાયનો વિષન્ન નિશ્વાસ,
મિલનરાત્રિના શેષ પ્રહરની પરિક્લાન્ત આંખે
આછાતરા દીપના ઉજેશે
આંસુ ભર્યાં કંઠથી જ દ્રવ્યું હતું ગાન
આજે ય તે તવ અંતરે અનકાશ સ્પંદમાન
હે પાષાણ, અમર પાષાણ!

વિદીર્ણ હૃદયની મંજૂષામાથી આણી બહાર
વિરહનું રત્ન
રાજવિરહીએ અહીં
ધરી દીધું સકલ વિશ્વના કરમહીં
રક્ષણને કાજ દશેદિશ
નથી હવે સમ્રાટના પ્રહરી સૈનિક
અનુરાગભર્યું નર્યું ગગન દિયે છે એને
નીરવ ચુંબન ચિરંતન,
પ્રથમ મિલનપ્રભા
રક્તશોભા
આંકે તહીં પ્રભાત અરુણ,
વિરહને મ્લાનવર્ણું
પાંડુ તેજ
જ્યોત્સ્ના એને કરે છે કરુણ

સમ્રાટમહિષી,
તવ પ્રેમની સ્મૃતિ આ સૌન્દર્યે સોહે છે થઈ વધુ ગરીયસી.
તારાથી મુક્ત એ સ્મૃતિ
કરે ગતિ
સર્વ લોકે
જીવનના અક્ષય આલોકે.
અંગ ધરી એ અનંગસ્મૃતિ
નિખિલ વિશ્વની પ્રીતિસંગ એકરૂપ કરે સમ્રાટની પ્રીતિ.

રાજવીના અંતઃપુરથી ગૌરવ મુકુટને તવ આણી બ્હાર
ધરી દીધ સહુનેય શિરે,
નૃપતિના પ્રાસાદથી દીનની કુટીરે—
જેની જહીં નિવસે પ્રેયસી,
તવ પ્રેમની સ્મૃતિએ સહુનીય કીધ મહીયસી.

સમ્રાટનું મન
સમ્રાટનાં ધનજન
રાજકીર્તિ મેલીને આ ગયાં, કરી વિદાયગ્રહણ.
આજ સધૈ માનવની અનંત વેદના
આ પાષાણસુંદરીને
ગ્રહી આલિંગને
રાત્રિદિન કરે છે સાધના.

વાણીથી પ્રકૃતિ એનો જ સમાદર કરે છે, વિવાહરાત્રીના રાતા અંચલે અલંકૃત, પ્રથમ અનુરાગથી લજ્જારુણા પ્રકૃતિ જાણે એના કાનમાં કંઈક કહી રહી છે. ને હવે જ્યોત્સ્નારાત્રિના પાંડુવર્ણા ઝાંખા તેજે શુભ્રવસના વિધવા પ્રકૃતિ નિશ્વસે છે ઝીણો કોઈ કરુણ સૂર. ભિન્ન ભિન્ન સમયે, નવ નવ પ્રેમે, કેટકેટલા રસનો સંચાર પ્રકૃતિ એના અંતરમાં કરી રહી છે? એને માટે પ્રકૃતિનું આટલું દર્દ શાને? સહુની ઉપરનો એનો આ અધિકાર શાને? કારણ તો એટલું જ કે સમ્રાટે એ સંપદને સકલની કરી મૂકી છે. હવે તે રત્ન સહુનું અંગીભૂત છે, સર્વના પ્રેમનું સંગી બન્યું છે.

હે સમ્રાટમહિષી, તારા પ્રેમની સ્મૃતિ આમે ય તો છે મહાન; તદુપરાંત અપરૂપ સૌન્દર્યના રસે મહત્તર બની એ સ્મૃતિ વિશ્વસંપદ બની રહી છે. જ્યાં સુધી એ પ્રેમસ્મૃતિ તારા પૂરતી જ મર્યાદિત હતી ત્યાં સુધી તો એના પર તારો જ અધિકાર હતો; ત્યાં સુધી એ તારામાં જ નિબદ્ધ હતી. આજે સૌન્દર્યનો મહિમા પામીને, તારાથી નિરાળી થઈ, એ બની છે વિશ્વલોક-વ્યાપિની.

સ્મૃતિને પોતાનું તો કોઈ રૂપ નથી. જ્યારે એ તારામાં નિબદ્ધ હતી ત્યારે તારી પ્રીતિના રૂપે એ રૂપવતી હતી. હવે તે પોતાના બદ્ધ રૂપથી મુકત થઈ વિશ્વની પ્રીતિમાં પોતાનું સ્વરૂપ પામી છે. એક જ વ્યક્તિમાં એ બદ્ધ રહી હોત, તો આ વિરહ-સમષ્ટિની વિરહવેદનાના કરુણ ઐશ્વર્યમાં મહત્તા પામ્યો ન હોત. એ વિરહ સમ્રાટની સાથેસાથે જ લુપ્ત બન્યો હોત.

તારા પ્રેમના ગૌરવમુકુટને, રાજ-અંતઃપુરના બંધનમાંથી મુકત કરી જગતને

પ્રાંગણે તેં આણ્યો છે, ને ધર્યો છે સહુ પ્રેમીજનોને શિરે તેથી તો એણે ધની-દરિદ્ર સર્વ વિરહીની સ્મૃતિને ગૌરવ આપ્યું છે જગતમાં જે કોઈ પ્રેમનો અનુભવ કરે છે તે સહુ એના ગૌરવથી ધન્ય થયા છે જે કેવળ તારું હતું તે વિશ્વના સહુ પ્રેમી વિરહીની સંપદ રૂપ બની રહ્યું છે.

સમ્રાટ, રાજશક્તિ, રાજકીર્તિ કશું ય આજે રહ્યું નથી આજે એ પ્રેમની સ્મૃતિનું રક્ષણ કરે કોણ? રક્ષણાર્થે સજ્જ થનો નથી કોઇ સેવક ને ત્યાંથી પણ કશો લાભ થયો? રાજસત્યથી રક્ષિત કયું ઐશ્વર્ય ટકી રહ્યું છે આજ લગી? એવું કોઈ ઐશ્વર્ય નથી જે આજ સુધી શક્તિથી રક્ષિત રહ્યું હોય ત્યારે આની પણ આજે સંભાળ રાખશે કોણ?

શાને વૃથા ભય? સમષ્ટિ એનું રક્ષણ કરશે સર્વ કોઈ એને કહે છે 'રહે, રહે' કારણ, સમ્રાટે એનું દાન સકલ વિશ્વને કર્યું છે વિશ્વજનીને આ પ્રેમ સ્મૃતિ સૌન્દર્યને પામી બની છે અધિકતર મહનીય માનવ માત્રની અનંત વેદનાની ભીતર આ પ્રેમ સ્મૃતિ બની રહી છે એનું અંતરંગ ધન એમાં જ હશે વિશ્વજીવનનો નિત્યનો સંચાર; આનંદરસે મુક્ત કરશે એને જ વિશ્વપ્રેમ

*રવીન્દ્રનાથના 'તાજમહલ' વિષયના બે કાવ્યોમાં 'શાહજહાંને' ને બીજું આ એક 'તાજમહલને' ઉદ્દેશીને લખાયું છે

## મકરન્દ દવે

### વણજું

મનના મછવા હાંક્યા રે વણજું કરવા વ્હાલની હો જી
ઈ તો પૂરણ ફાટે ફાલ્યા રે મેપે કાળ કરાલની હો જી.

જૂના એના ઘાટ ભલે ને
જૂનેરો અસબાબ,
એક ધણીનો પડ્યો મારકો
જાણસુ દિયે જવાબ,
એવી ખૂબ ઘરાકી જામે રે ખોટ નહીં લેવાલની હો જી.

લેણદેણમાં એક જ ગણવું
ખોબે ખોબે હેત
કોઈ ભલે ને ફિટકારે કે
કોઈ કરે ફજેત,
તમે એક કણી પણ લ્હોરો રે રંગ મોતી લાલની હો જી

મછવા આ તરતા જોઈ રે
અધવચ જાગ ડૂબી,
શું જાણું? જાણ્યા ખાલિકના
ખેલ અને બસ ખૂબી
પરથમ હરિય પધરાવી રે પોથી હાલહવાલની હો જી
મનના મછવા હાંક્યા રે વણજું કરવા વ્હાલની હો જી

## ભીખુ કપોડિયા

### ઘાસ

આંખોમાં લીલીછમ ઇર્ષ્યા ઉગાડી દેતું આ ઘાસ
પવનનાં ટેરવાં થઇને સળવળે ચારે કોર.
મારી પાંપણ પર સ્થિર થવા મથતી
માખી જેવી ક્ષણ તો
ઘાસ ઉપર અસવાર થઈને ફેલાઈ જાય અહીંથી દૂ...ર.

ચરણ તો પરિચિત આ ભૂમિથી
જેમાં પગલાંની કૈં રેખાઓ ઊપસેલી એક વાર
કે છૂટાં પડયાંનો ભેદ પડયો હતો
તમારા ને મારા વચ્ચે અવકાશ થઇને.
કયાં છે એ અવકાશ ?
એ છો લહેરાય હવે સમતલ મૌન લઈને
મારી આંખોમાં મારી સામે.

મૌનને ઝાકળભીની કીકીઓમાં ભંડારું
ઉપર પાંપણનું ઘાસ પાથરું
કે આંખોમાં ઘેરાતા લીલા ઘેનમાં
ઊઘડે કોઈ આઘેનું વન.
શકુંતલા ત્યાં ઘાસ નીરતી,
હરણ તો બાળક થઇને ગેલ કરતાં કૂદે
કૂદતાં કૂદતાં સાવ લગોલગ આવે મારી પાસે
ને અચાનક મારી પાંપણોનું ઘાસ ફરકી જાય...
કે પેલું વન સરકી જાય...જોજન દૂ...ર જોજન દૂ...ર.
ને જોઉં તો શકુંતલાની ઓઢણીમાંથી
હમણાં જ છૂટેલો તાજો તડકો
પીળી ચકલી થઈને ઘાસ ઉપર ઝોલાં ખાય.

હજી યે પડઘાય પેલાં દોડી આવેલાં હરણાંનાં પગલાં
મારી આંખોમાં.
કીકીઓમાંથી પગલાં પાછાં શમણાં થઈને
ઘાસ ઉપરથી વહેતાં ચાલે;
પીછાં જેવો આમતેમ આળોટું

## છંદ

### સુન્દરમ્

છંદ વિષે પહેલો વિચાર તો એ આવેલો કે એ શબ્દ પોતે જ કેટલો રળિયામણો, શ્રવણમનોહર છે! અને 'છંદાંસિ યસ્ય પર્ણાનિ'થી માંડી 'રચ્યા છે રૂડા છંદ દલપત્તરામે' ત્યાં સુધી તેની ગતિ કેવી તો અનેકાનેક રૂપે થતી રહી છે! અને એ જોતાં બીજો વિચાર એ સ્ફુર્યો કે આ બધા છંદો કેવી રીતે સર્જાયા હશે, ગોઠવાયા હશે, વિકાસ પામ્યા હશે? વાલ્મીકિનો શોક આપોઆપ જ શ્લોકત્વ પામ્યો તેમ ઉપજાતિ, વસંતતિલકા આદિ છંદો પ્રેરણામાંથી જન્મ્યા હશે કે ગાણિતિક બુદ્ધિનાં કુશલ સંયોજનોમાંથી જન્મ્યા હશે? છંદોનું ગણિત તો ચોક્કસ લાગે છે; અને તે માત્ર પ્રેરણાનો જ વિષય નથી; પણ છંદની ગતિને પ્રયત્નપૂર્વક, બુદ્ધિપૂર્વક, રસજ્ઞતાપૂર્વક, એના લયનું સૌન્દર્ય-માધુર્ય ચકાસીચકાસીને બાંધવામાં આવી હશે એમ લાગે છે. તો આ વિષય, છંદોની ઉત્પત્તિનો, એ પણ જો સંશોધનનો વિષય બનાવી શકાય તો—ન બન્યો હોય તો—બનાવવા જેવો લાગ્યો. પણ તે ઐતિહાસિક ઘટના કરતાં યે વિશેષ તો એના આંતરિક રસત્વની દૃષ્ટિએ છંદોને તપાસવા જેવા લાગ્યા. દરેક છંદનું બંધારણ કયા કયા ભાવો, કેવી રીતનું લયસૌન્દર્ય સર્જે છે, કઈ રીતની ભાવાભિવ્યક્તિ સાધી શકે છે એનો પણ વિગતે અભ્યાસ કોઈ કેમ ન કરે એમ પણ થયું. અને એથી આગળ વિચાર તો એમ વિસ્તર્યો કે આ છંદોને મૂર્તિમાન કરીને એનું એક નૃત્ય પણ કેમ ન યોજાય? આજે તો

આપણે ત્યા કુશળ નર્તકો છે અને એમને આપણે ઘણી સહેલાઈથી રગપીઠ ઉપર 'દ્રુતવિલમ્બિત'ને દ્રુત અને વિલમ્બિત રીતે નૃત્ય કરાવતો કલ્પી શકીએ છીએ 'હરિણી'ને હરિણની ગતિએ દોડતો ને હાફી જઈને પછી ધીરા પગલા માડતો—કે માડતી—કલ્પી શકીએ છીએ 'મન્દાક્રાન્તા'નુ મન્દક્રમણ 'શિખરિણી'ની શિખરાભિમુખ ગતિ, 'સ્રગ્ધરા'નો સ્રગ ને ધરા (શો અર્થ કરશો આનો? માળાને ધારણ કરીને જતો કોઈ વીરગતિક પુરુષ?) નો મેળ શોધીને રજૂ થતુ તેનુ સ્વરૂપ — આમ છદોનુ એક મહાસમેલન થઈ શકે

છદ કાવ્ય માટે જરૂરનો કે કેમ એ પ્રશ્ન આજે પણ હજી ઊઠી શકે છે આજના નવોદિત કવિઓએ ન્હાનાલાલનુ અપદ્યગદ્ય ન્હાનાલાલની સુકુમારતાથી સામેની દિશાની રુક્ષતા ને પરુષતાની ભૂમિકા પર ખેડવા માડ્યુ છે — અને તે સફળ રીતે તો કવિતાને પદ્યની છદની જરૂર અનિવાર્ય ખરી કે કેમ એ પ્રશ્ન ઊઠના પહેલા જ તેનો જવાબ મળી જાય છે પણ ન્હાનાલાલ તો મહા છદની શોધમા નીકળતા અપદ્યાગદ્યની સાથે અથડાઈ પડેલા એમનુ લક્ષ્ય તો છદ જ હતુ જ્યારે આજનો કવિ તો, અને આ પહેલાના કવિઓ, પ્રતિજ્ઞાપૂર્વક અછદની દિશામા જ જાય છે છદના નિબદ્ધ નિયમિત લયને જાણી કરીને તોડી નાખે છે અને તેમા ય કઈક સુદરતા સાધી પણ આપે છે છતા છતા છદ તે છદ જ છંદની અંદર આપણી સૌન્દર્ય માધુર્યપિપાસા આટલી બધી સાકાર થઈ છે તે વ્યર્થ ગતિ નથી એ સર્જનની પ્રેરણાનો જ એક આવિર્ભાવ છે, એ કૃત્રિમતા નથી પણ વાણી

ને મારી કીકીઓની સાવ નજીક
કીડીઓના હાથી ઘાસના વનમા મ્હાલે,
આ ગોકળગાય તો મામાની મોટી ગાય
ધીમે ધીમે ચરે,
ને આ નાની લીલી ઇયળ
મારા સ્વપ્નલોકની નગરીના રસ્તામા જાણે
વાસની બે પત્તીઓ વચ્ચે પુલ થઈને ઝૂલે,
ને આ લીનો તીતીઘોડો
કોઈ સોનેરી નગરીના રાજકુમારના ઘોડા જેવો
ઘડીક રગમા ભળનો
ઘડીક પડતો આખડતો ઊડે કૂદે
ઘાસનો લય આળોટે મારામા—
ને હુ રોમેરોમ જન્મી શકુ શત વાર
છાતી ઉપર ધબકતા આકાશને ઓઢી લઉં,
ઝાકળમા સૂરજને તોડ,
ચરતા અશ્વ અને વન્ય પશુના ઉચ્છ્વાસ માણી લઉં

## દિવ્યાને

કયા સુધી સદા કરીશ?

—નાગની ફેણાની જેમ
ડોલ્યા કરતુ તારુ મૌન
નજરને ડખી જાય છે
વછૂટતો નથી તારા બે હોઠની કડીમા ગર્ભાયેલ શબ્દ,
ફફડ્યા કરે છે પખીઓ વિનાનુ આકાશ
દિવ્યા!
શબ્દ લઈ ઊડી જઇએ, ચાલ

નજીકના કોઈ પ્રદેશમા થયેલ
વરસાદની ભીની મ્હેક જેમ તારુ આવવુ
—મારો દીર્ઘ શ્વાસ!
નજરને રોપતા રોપતા ચાલ્યા જવુ
—ઉચ્છ્વાસ!

નીલ ઝીણી સાડીમાંથી
ક્યારેક ડોકાતું ધુમ્મસભીનું આકાશ,
પલકારની પલકચે જતી કૂંપળો,
યુનિવર્સિટી ગાર્ડનમાં
કૂમળા છોડ સાથે ગેલ કરતી બેઠી હોય છે તું;
ને રંગબેરંગી પુષ્પો પર ઝરતો તડકો
કળાયેલ મોર જેમ નાચી ઊઠે છે તારી આંખોમાં,
ત્યારે
—હું યે સ્વયંભૂ તડકો થઈ
અહીંતહીં વેરાઈ જતો હોત તો ?
પણ
તડકો થઈ ક્યાં લગ તરડાવું તારી આંખોમાં?

તારી અંગડાઈ:
મૌનની લિપિ
—તારો શબ્દ.

## ઇન્દુકુમાર જોષી

### દ્વારને

ઊંડાણની આવી જશે જો ગંધ દ્વારને,
આંખો મળી જશે પછી તો બંધ દ્વારને,

ફૂલો તો પલાળી શકે ભૂરા મિજાજને,
ના એમ પલાળી શકે સુગંધ દ્વારને.

રોકી રહી હવાને દિશાઓ સમૂળગી,
કિનારાનો પછી હોય શું સંબંધ દ્વારને.

સૂંઘો તો ઉકેલી શકે દરિયાવ આંખની,
ઉકેલી શકે ન કોઈ કદી બંધ દ્વારને,

આખી ય રાત ચીબરી બોલે તો શું થયું ?
કાળે કર્યો રુચે નહીં પ્રબંધ દ્વારને.

ની સૌન્દર્યાભિમુખી ગતિ છે. બેશક, છંદ શીખવા પડે છે અને કેટલાક તેને કૃત્રિમ વ્યાપાર ગણે છે, ન્હાનાલાલ તેને ઘડી સાંકડાં પડતાં ઝાંઝર–કે જંજીર –ગણે છે, કેટલાકને છંદ બંધનરૂપ લાગે છે; પણ છંદ જે આયાસ માગી લે છે એ તો આ આયાસ–તપસ–સંસ્કૃતિના આખા યે વિકાસનું એક અંગરૂપ તત્ત્વ છે. સંકલ્પપૂર્વક ગતિ સિવાય માણસ માટે પ્રગતિ નથી. સાઇકલ ચલાવતાં, ને આપણે બે પગે ચાલતાં પણ, શીખવું જ પડે છે. પણ એ આયાસ રૂપ લાગતી વસ્તુ સિદ્ધ થઈ જતાં પછી સહજ—સ્વાભાવિક બની જાય છે. અને છંદ કદી વિઘ્ન–અવરોધ રૂપ નથી લાગતો. પછી તો તે કવિના શ્વસન જેવો બની જાય છે, ને કવિતાની સાથે જ તે જન્મે છે, અથવા કહો કે કવિતાની પહેલાં પણ કવિના ચિત્તમાં કાવ્ય છંદ રૂપે જ સાકાર થઈને આવે છે. પછી છંદને કૃત્રિમ કે ઇતર વિજાતીય તત્ત્વ કહેવાય જ નહિ. અને આયાસની વાત કરીએ તો જે અછંદની ગતિ છે તે પણ આયાસ નથી માગતી ? એમાં યે લેખકને શબ્દોને લઈને ભાતભાતના પેંતરા લેવા પડે છે. એટલે આયાસના મુદ્દા ઉપર છંદ કે અ-છંદ બંનેની સ્થિતિ સરખી છે. મૂળ લક્ષ્ય તો એમાંથી નીપજતી ભાવસિદ્ધિ–સૌન્દર્યસિદ્ધિ –રસસિદ્ધિ છે.

આ સિદ્ધિનાં સ્વરૂપોને, તેના આધારને આપણે અનેક રીતે, જમાના જમાનાની વિકાસઅવસ્થા પ્રમાણે બદલતા, નવાં નવાં ઉપજાવતા રહી શકીએ છીએ. અને એ જ કાર્ય નવી સર્જકશક્તિવાળા કવિએ કરવાનું છે. પોતાની પ્રેરણાનું વાહક બને

તેવુ અભિનવ સ્પર્શવાળુ છંદોરૂપ તેણે સાધવાનુ છે જૂનુ રૂપ હોય તોપણ તેને નવી સર્જકતાના સ્પર્શથી તાજુ બનાવવાનું છે અને આ જ મુદ્દો એક બીજી રીતે પણ સ્પષ્ટ થાય છે દરેક છંદનું વ્યક્તિત્વ છે, તેની વિશિષ્ટ લયગતિ છે, સૌન્દર્યભંગિ છે, છતા જુદા જુદા સર્જકના હાથમા તે કેવુ જુદુ જુદુ રૂપ લે છે! દલપતરામનો ઉપજાતિ અને દોલતરામનો ઉપજાતિ એક નથી, બ. ક. ઠા. નો પૃથ્વી અને મારો તમારો કે બીજા કોઈનો પૃથ્વી એક નથી છંદની અંદર કેવી પ્રતિભા વહે છે તેના ઉપર બધો આધાર છે એટલે જ છંદને આધારે જ કાવ્યની મહત્તા કે અસરકારકતા સરજાય છે એમ પણ નથી આપણા નર્મદ અને ન્હાનાલાલ તથા ખબરદાર વીરકાવ્ય અને મહાકાવ્ય માટે નવો છંદ શોધવા નીકળ્યા, પણ એમની એ શોધ ખરી રીતે જુદા તત્ત્વની હતી મહાકાવ્ય જેમા સરજાયેલા છે એ ઉપજાતિ અને અનુષ્ટુપ રૂપી મહા છંદો તો આપણી પાસે પડેલા જ હતા અને છે પણ કવિઓની જે ખોજ હતી, અથવા તો આપણી દરેકની હોવી જોઈએ, તે એ કે તેઓ પોતાની પ્રેરણાને અનુરૂપ, એનુ વાહક બને તેવુ છંદોરૂપ શોધતા હતા, અને એથી યે આગળ વધીને કહીએ તો એ પ્રેરણાને અનુરૂપ કાવ્યદેહ ખોજતા હતા સર્જનનો સનાતન પ્રશ્ન તે આ છે: પ્રેરણા કેવી રીતે સાકાર થાય અને જમાને જમાને, કવિએ કવિએ આ પ્રશ્ન નવો જ બનીને રહે છે, અને દરેક પ્રતિભાદત્ત કવિ તેનો ઉકેલ શોધે છે ને સાધે પણ છે એમા પછી નવા નવા ઉન્મેષવાળી કાવ્યમાની, નવા છંદોરૂપો, નવા વાણીલયો, અલંકારો,

### સુરેશ દલાલ

## નહીં આવું!

ફરી ફરીને
આ રસ્તા પર કદી નહીં હુ આવુ!

ભર્યા ભર્યા શૈશવના સૂના દિવસો
યૌવનની ઊની ગત,
પરિચિત વૃક્ષો,
ફૂલની ભીની ભીની આંખ
આભ આંખમા ઝૂલે પણ આ કપાઈ ગઈ છે પાંખ
આછું સ્મિત, ગુનો ને વાક —
બધુ હુ લઈ લઈને ક્યા જાઉં?

આ રસ્તા પર મેઘધનુષ્ય માળો બાંધ્યો
ક્યાંક ખર્યાં છે પાન, પડ્યા છે પગલા,
ક્યાંક દીવાલો તૂટી પડી ને ક્યાંક સેતુઓ ટળી પડ્યા
નહીં કોઈને પૂછી શકુ
ને નહીં કાંઈ પણ લૂછી શકુ
અહીંથી આઘે જાઉં
છતા હુ અહીં ને અહીં અટવાઉં!

ફરી ફરીને
આ રસ્તા પર કદી નહીં હુ આવુ!

## પ્રાણજીવન મહેતા

### આંખમાં

આકાશને ખીલા ઠોકી
જડી દીધું છે આંખમાં.

હવે
ઊડતાં પંખીઓ
વહેતાં વાદળો
ઝબૂકતી વીજળી
સળગતો સૂર્ય
ધબકતો અંધકાર
સહુ કોઈ સહુ કોઈ
સ્થગિત થઈ ગયાં છે આંખમાં.

આંખ હવે જોઈ શકે છે
ખીલાને.
પાંપણ સ્પર્શી શકે છે
ખીલાને.
ખીલા ઠોકી જડી દીધું છે
આંખમાં.

રૂપકો, પ્રતિરૂપો, સંકેતો, પ્રતીકો, ભાષાભંગિઓ અને શબ્દઘટાઓ કવિની પાસે આવે છે, કવિ મેળવે છે. એમ કહીએ તો પણ ચાલે કે દરેક કવિ પોતાનો એક આગવો છંદ લઈને આવે છે. પિંગળનો છંદ હોય તોપણ તે કવિનો પોતાનો આગવો છંદ બનીને રહે છે. એટલે જ એની પ્રતિભા પ્રધાનપણે એમાં જ વહેતી રહે છે. આપણે બધા અનેક છંદો વાપરીએ છીએ છતાં ઊંડે જઇને જોઈશું તો જણાશે કે આપણો પોતાનો કોઈ એક ખાસ છંદ છે. અને હું એમ કહેવા લલચાઉં કે જ્યાં લગી આપણને આપણો કોઈ છંદ હાથ લાગ્યો નથી ત્યાં લગી આપણે ખરા કવિ થયા નથી. કાલિદાસે વાગ્ અને અર્થને સંપૃક્ત કહ્યાં છે એ જ સત્યને આગળ લંબાવીને એમ સમજી શકાય કે કાવ્ય અને છંદ પણ એવી જ રીતે સંપૃક્ત છે. પછી એ છંદ કયો, કેવી રીતનો એ પ્રશ્ન ગૌણ—વિગતનો છે. અને આ રીતે વેદના મંત્રોને 'છંદાંસિ' કહીને ગીતા વર્ણવે છે તે બરાબર જ છે.

## લલિત ઝાટકિયા

### બે હાઇકુ

વંટોળ ચાલ્યો;
ચાડિયો પૂછે મનને:
to be or not...

પવન ચોરે
પાંદડાં પીળાં; પેખે
ચૂપ લીલુડાં!

# કવિલોક પારિતોષિક

'કવિલોક'માં વર્ષદરમ્યાન પ્રકટ થતાં કાવ્યોમાંથી શ્રેષ્ઠતાના ક્રમમાં પ્રથમ ત્રણ ક્રમ પ્રાપ્ત કરનાર કાવ્યોના કવિઓ માટેનાં ઈ. ૧૯૬૯ના વર્ષનાં

**ઠક્કુર પારિતોષિક**

નીચેના ત્રણ કવિઓને મળે છે:

**પ્રથમ પારિતોષિક રૂ. ૨૦૧**
શ્રી યશવંત ત્રિવેદીને
તેમના કાવ્ય 'તને લખેલી કવિતા' માટે

**દ્વિતીય પારિતોષિક રૂ. ૧૦૧**
શ્રી ભાનુભાઈ કપોડિયાને
તેમના કાવ્ય 'અંધારાના ધણ વચ્ચે' માટે

**તૃતીય પારિતોષિક રૂ. ૫૧**
શ્રી મકરંદ દવેને તેમના કાવ્ય 'સફર' માટે

નિર્ણાયકો: રાજેન્દ્ર શાહ અને જયંત પારેખ

**આ ઉપરાંત**
શ્રી મકરંદ દવેને, તેમણે સંપાદિત કરેલા ભજન-સંગ્રહ 'સંત કેરી વાણી'ના સંપાદનકાર્ય માટે
**'કવિલોક'ના એક ગ્રાહક તરફથી**
**રૂ. ૧૦૧નો પુરસ્કાર**
આપવામાં આવ્યો છે.

સર્વને અમારાં અભિનંદન

## માધવ રામાનુજ

### પછી

દાદાના આંગણમાં કોળેલા આંબાનું કૂણેરું તોડયું રે પાન,
પરદેશી પંખીના ઊડયા મુકામ પછી માળામાં ફરકયું વેરાન.

ખોબો વાળીને હજી રમતાં'તાં કાલ અહીં
સૈયરના દાવ ન'તા ઊતર્યા,
સૈયરના પકડીને હાથ ફર્યા ફેર ફેર—
ફેર હજી એ ય ન'તા ઊતર્યા;
આમ પાનેતર પહેર્યું ને ઘૂંઘટમાં
ઢાંકયું જોબનનું થનગનતું ગાન!
દાદાના આંગણમાં કોળેલા આંબાનું કૂણેરું તોડયું રે પાન.

આંગળીએ વળગેલાં સંભાર્યા બાળપણાં:
પોઢેલાં હાલરડાં જાગ્યાં;
કુંવારા દિવસોએ ચોરીમાં આવીને
ભૂલી જવાનાં વેણ માગ્યાં!
પછી હૈયામાં, કાજળમાં, સેંથામાં—
સંતાતું ચોરી ગયું રે કોક ભાન!
પરદેશી પંખીના ઊડયા મુકામ પછી માળામાં ફરકયું વેરાન.

## ખામોશ

### ગઈ!

દગથી ખરેલ દૃષ્ટિ હવા કોતરી ગઈ,
રસ્તા વગરનાં ગામ ચરણમાં ભરી ગઈ.

તરતાં કદી વહાણ કદી જળ મહીં ડૂબે,
પણ વ્હેણની ગતિ નો ભીનાશો હરી ગઈ!

જળના રૂપે જ ઠાર પડ્યો ખેતરે છતાં
ફણગા બળ્યા ને ચાસથી લીલોતરી ગઈ.

રસ્તા બતાવો ગામની ભ્રમણાને સીમના,
સેવાળ સાવ સૂકી તળાવે ચરી ગઈ!

'ખામોશ' હાથ કાપીને ફેંકી દીધા પછી,
ફૂટેલું ય કેમ રેખ-અસર ના ખરી ગઈ!



સમરસેટ પરગણામાં, ક્વાન્ટૉક ટેકરીઓના પ્રદેશમાં, કૉલરિજના મકાનથી માઈલેક દૂર આવેલું 'આલ્ફૉક્સ્ડન મૅનૉર' નામે મકાન, જ્યાં પોતાની બહેન ડૉરૉથી સાથે કવિએ પોતાનો શ્રેષ્ઠ જીવનકાળ વીતાવ્યો; જ્યાં દુનિયાના સાહિત્ય-જગતમાં વિરલ એવી (ગ્યટે-શિલરની મૈત્રી જેવી) વર્ડ્ઝવર્થ ને કૉલરિજની મૈત્રી જામી ને ફાલી; જ્યાં ચાલેલી મનભર કાવ્યચર્ચાઓના પરિણામે જગતનાં શ્રેષ્ઠ કાવ્યોમાં ગણનાપાત્ર થોડાં કાવ્યોવાળો એ બંનેનો સંયુક્ત કાવ્યસંગ્રહ 'લિરિકલ બૅલાડ્ઝ' રચાયો; જ્યાં કવિના આત્મકથાનક જેવું એનું મહાન કાવ્ય 'ધ પ્રિલ્યૂડ' લખાયું.



રાઈડલ સરોવરને કાંઠે 'રાઈડલ માઉન્ટ'નામે આ મકાનમાં કવિનો શેષ જીવનકાળ વીત્યો, જે દરમ્યાન, સધેના મરણ પછી તેને 'પોએટ લૉરીએટ' (રાજકવિ)નું પદ મળ્યુ.



બળવંતરાય કલ્યાણરાય ઠાકોર

જન્મ ૨૩-૧૦ ૧૮૬૯ અવસાન. ૨ ૧-૧૯૫૨

બહારથી જરઠ અને રક્ષ પણ અંદર મિષ્ટ રસ ને માવો ધરાવતો નાળિયેરની જાણીતી ઉપમા, પોતાના વિચિત્ર બાહ્યાંગ ને તરફડિયા તાતા સ્વભાવ નીચે રહેલી ઊંચી રસવૃત્તિ ને વત્સલ હૃદયથી સાર્થ કરનાર વિદ્દ્વર્ય બલવંતરાય કલ્યાણરાય ઠાકોર આપણા સાક્ષરયુગના છેલ્લા સ્ટૉલવર્ટ — પ્રચંડમૂર્તિ હતા.

બ. ક. ઠા. ના નામાક્ષરોથી ગુજરાતી સાહિત્યમાં સુપરિચિત, ગદ્ય તેમજ પદ્યમા પોતાના નામ જેવું બલવત–ઓજવત સાહિત્ય સર્જનાર, વિચારભારવાળી કવિતા અને સૉનેટ પ્રકારના પ્રવર્તક, સૂક્ષ્મ બુદ્ધિ અને ઊંચી રસદૃષ્ટિવાળા વિદ્વાન, વ્યવસાયે એકનિષ્ઠ બ્રાહ્મણ, સ્વભાવે તાતા ક્ષત્રિય, લેખન-પ્રકાશનના વ્યવહારમાં ઝીણા વૈશ્ય અને સરસ્વતી-ઉપાસનમાં નમ્ર શૂદ્ર — આ એમના જીવનનું સર્વવર્ણીય ચિત્ર. એક રીતે પોતાના આદર્શ તરીકે માનેલા ગોવર્ધનરામની પેઠે લાંબા નિવૃત્તિકાળમાં વાચન-લેખન-મનન ચિંતનનું કદાચ સૌથી લાંબું સારસ્વતજીવન એમણે ભોગવ્યું. 'પંચોતેરમે' નામે પુસ્તકમાં, પોતાની એ આયુર્મર્યાદા સુધીનાં પોતાનાં જીવનસ્મરણો એમણે આત્મકથા રૂપે નોંધ્યા છે.

કવિ, સાહિત્યકાર, નવલિકા નાટ્યલેખક, વિવેચક, ઇતિહાસકાર, કેળવણીકાર, વિચારક (ને રાજનીતિજ્ઞ પણ) — એવા બહુવિધ બુદ્ધિવિકાસવાળા એમના જીવનમાં કોઈ સનસનાટીભર્યા આરોહ-અવરોહ નથી. સમધારણ ને શાન્ત વહેતું રહેલું એ જીવન એકધારા અધ્યયન–અધ્યાપનમા જ વીત્યું છે.

ઈ. ૧૮૬૯ની ૨૩મી ઑક્ટોબરે ભરૂચમા જન્મ. પિતાની નોકરી રાજકોટમાં હોવાથી પ્રાથમિક તથા માધ્યમિક શિક્ષણ ત્યાં લીધા પછી ભાવનગરની સામળદાસ કૉલેજમાં અભ્યાસ કરીને પૂનાની ડેક્કન કૉલેજમાંથી ૧૮૮૯મા સેકંડ ક્લાસમાં બી. એ. થઈ એલિસ સ્કૉલરશિપ મેળવી, અને ત્યાં જ ૧૮૯૨-'૯૩માં દક્ષિણા ફેલો નિમાયા. ૧૮૯૩માં 'થોરલે માધવરાવ પેશ્વા' વિશે અપ્રકટ સાધનો દ્વારા નવા પ્રકાશ સાથે ઐતિહાસિક થીસિસ (મહાનિબંધ) લખવા માટે માણેકજી સુવર્ણચંદ્રક મળ્યો. ૧૮૯૪-૯૫માં બહેરામજી મલબારીના અંગ્રેજી પત્ર 'ઇંડિયન સ્પેક્ટેટર'માં ઉપતન્ત્રી થયા. તે પછી થોડો સમય ઍક્ટિંગ પ્રોફેસર તરીકે રહ્યા બાદ સરકારી કેળવણી ખાતામાં નિમાયા, ને ત્યાં પ્રથમ પ્રૉવિન્શ્યલ (પ્રાંતિક) અને પછી ઇંડિયન (અખિલ હિંદ) એડ્યુકેશનલ સર્વિસ (આઈ. ઈ. એસ )માં કાયમી પ્રોફેસર તરીકે તા. ૧૩ ૧૦-૧૮૯૬ થી તા. ૨૩-૧૦-૧૯૨૪ સુધી લાગટ અઠ્ઠાવીસ વર્ષ રહ્યા, જે દરમ્યાન અજમેરની ગવર્મેન્ટ કૉલેજ, રાજકોટની રાજકુમાર કૉલેજ તથા પૂનાની ડેક્કન કૉલેજમાં પ્રોફેસર તરીકે, તેમજ કાઠિયાવાડ એજન્સીના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર તરીકે કામ કર્યું. ઉપરાંત એ દરમ્યાન પંદર વર્ષ સુધી મુંબાઈ યુનિવર્સિટીની સેનેટના સભ્ય અને નવ વર્ષ ઇંડિયન હિસ્ટૉરિકલ રેકર્ડ્ઝ કમિશનના સભ્ય હતા. ઈ. ૧૯૨૪મા પેન્શન લીધા પછી વડોદરા કૉલેજમાં કામચલાઉ પ્રોફેસર તરીકે તેમજ વડોદરા-યુવરાજ પ્રતાપસિંહરાવના શિક્ષકમંડળમાં કામ કર્યું. ૧૯૩૭થી મુંબાઈમાં કાયમી નિવાસ કરી લેખન-વાચનના વ્યવસાયમાં જ રત રહેતા. રાજકોટમાં હતા ત્યારથી ગુજરાતી સાહિત્ય પરિષદના કાર્યમાં રસ લેતા થઈ ત્યાં ભરાએલી ત્રીજી સાહિત્ય પરિષદના અને પછી પરિષદની ભંડોળ કમિટીના મંત્રી તરીકે લાંબો કાળ રહ્યા બાદ પરિષદના બંધારણના ઝઘડાને કારણે તેનાથી અલગ થએલા.

પોતાની એક વર્ષગાંઠે લખેલા 'મધ્યમતાષ્ટક' નામના કાવ્યમાં પોતાના જીવન અને માન્યતાઓનો જાણે કે સાર, સાદા ભુજંગી છંદમાં એમણે કહી દીધો છે. ધમપછાડા કરતી કોઈ ગગનગામી મહત્ત્વાકાંક્ષાઓના નહિ પણ સ્વસ્થ 'મધ્યમતા'ના જ એ ચાહક હતા. અને કાવ્યમાં અંતે કહે છે તેમ જીવનભર મધ્યમનાં જ મીઠાં ફળ વાંછ્યાં અને શુદ્ધ બુદ્ધિથી સરસ્વતીના ઉપાસક બની રહ્યા.

જીવનમાં કવિતાને આપણે આટલું બધું માન આપીએ છીએ તે શાથી? જીવનને કેળવીને ઉન્નત બનાવવાની તેનામાં અપાર શક્તિ રહેલી છે તેથી જ.

(વિશ્વનાથ મગનલાલ ભટ્ટ)

With Best Compliments From

**R. J. SHAH & CO.**

Engineers and Contractors, 98 Surat Street, Bombay-9

રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય

# રાષ્ટ્રીય એકતા

"ચાલો આપણે ભૂલી જઈએ કે, 'હું હિંદુ છું,' 'તું મુસ્લિમ,' અથવા 'હું ગુજરાતી છું,' 'તું મદ્રાસી' ચાલો આપણે 'હું' અને 'મારૂં' ને સમગ્ર ભારતીય રાષ્ટ્રીયતામાં એક-રૂપ કરી દઈએ સાથે ડૂબવાને કે સાથે તરવાને આપણો બહુજન સમાજ કૃતનિશ્ચય બનશે ત્યારેજ આપણે ખરેખરા સ્વતંત્ર થઈશું"

—ગાંધીજી

ગુજરાત એકતા સમિતિ નિયામક દ્વારા પ્રકાશિત

રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય

## વિદ્યાર્થીઓને અરધે લવાજમે
### 'કવિલોક'

સત્ત્વશીલ સાહિત્યના પ્રચારને સદા
ઉત્તેજન આપતા
**શ્રી ઓરછવલાલ ગો. શાહ**
તરફથી
૩૫ વિદ્યાર્થીઓને અરધે
લવાજમે 'કવિલોક' આપવાની
ઇચ્છા પ્રદર્શિત કરવામાં આવી છે.

---

પોતાની શાળા કે કૉલેજના
આચાર્યના પ્રમાણપત્ર સાથે
રૂ. ૩ મનીઑર્ડરથી નીચેના
સરનામે મોકલનાર વિદ્યાર્થીઓને
ક્રમશઃ એનો લાભ મળશે.

---

વ્યવસ્થાપક કવિલોક
કુમાર કાર્યાલય લિમિ. દ્વારા
૧૪૫૪ રાયપુર અમદાવાદ ૧


## ચિત્રસૂચિ

પૂઠા પરઃ વસંત (જાપાની રેખાંકન); અગ્રપૃષ્ઠઃ કવિ વર્ડ્ઝવર્થ ભરયુવાનીમાં; કવિ ઉત્તરાવસ્થાએ; ગ્રાસમીઅરસરોવરને તીરે આવેલી 'ડવ કૉટેજ'માં કવિ વર્ડ્ઝવર્થનો અભ્યાસખંડ; પૂર્ણરંગી મુખચિત્રઃ વસંતથી; પાછળઃ તાઈવાનમાં મળેલી આંતરરાષ્ટ્રીય પી. ઈ. એન.માં ઉમાશંકર જોશી; કવિ વર્ડ્ઝવર્થની જીવનદાત્રી બની રહેલી તેની નાની બહેન ડૉરોથી; આ વર્ષે જાહેર થએલું ભારતીય જ્ઞાનપીઠનું પારિતોષિક મેળવનાર હિંદી કવિ ફિરાક ગોરખપુરી; કવિ કાન્ત-મણિશંકર રત્નજી ભટ્ટ; કવિ કાન્તના હસ્તાક્ષરમાં એમનું જાણીતું કાવ્ય.

## શિશિર અંકમાં શુદ્ધિ

કાવ્ય 'નિદ્રિત નયને હું'માં પૃ. ૬ ઉપર છેલ્લેથી ત્રીજી પંક્તિનો શબ્દ 'કુડ' નહિ પણ 'રૂડ' જોઈએ;

પૃ. ૧૯ ઉપર 'ધાસ' કાવ્યમાં ૧૧મી પંક્તિમાં બીજો અક્ષર 'ણા' ને બદલે 'તા'; એ જ કાવ્યને છેડે (પૃ. ૨૦ ઉપર) છેલ્લી પંક્તિ આમ ઉમેરવી: 'અંધારામાં ઊના ઊના શ્વાસ ચીતરી લઉં.'

પૃ. ૨૦ ઉપર 'દિવ્યાને' કાવ્યમાં ૨૨મી પંક્તિમાં 'સ્વયંભૂ' શબ્દને બદલે 'સ્વયમ્' જોઈએ.

## અનુક્રમણિકામાં પૂર્તિ


અરવિન્દ જોશી ૩૬ પત્ર; ઊર્મિલા મહેતા ૩૮ કેસુડાનું વન જાણે; મનહર ચરાડવા ૪૧ ખાલી ઘરમાં;
માણિક વર્મા ૪૫ હિંદી કવિતા



## 'કવિલોક' સામયિક અંગેની માહિતી

[ધ રજિસ્ટ્રેશન ઑવ ન્યુસપેપર્સ (સેન્ટ્રલ) રૂલ્સ, ૧૯૫૬ અન્વયે (ફૉર્મ નં. ૪, રૂલ નં. ૮)]

૧ પ્રકાશન સ્થળઃ કુમાર કાર્યાલય લિમિ૦ ૧૪૫૪ રાયપુર અમદાવાદ-૧
૨ પ્રકાશન સમયઃ દ્વિમાસિક, દર બે મહિનાની છેલ્લી તારીખે
૩ મુદ્રકનું નામઃ બચુભાઈ રાવત; રાષ્ટ્રીયતાઃ ભારતીય; સરનામુંઃ કુમાર કાર્યાલય લિમિ૦ ૧૪૫૪ રાયપુર અમદાવાદ ૧
૪ પ્રકાશકનું નામઃ બચુભાઈ રાવત; રાષ્ટ્રીયતાઃ ભારતીય; સરનામુંઃ કુમાર કાર્યાલય લિમિ૦ ૧૪૫૪ રાયપુર અમદાવાદ-૧
૫ સંપાદકોનાં નામઃ (૧) રાજેન્દ્ર શાહ, રાષ્ટ્રીયતાઃ ભારતીય; સરનામુંઃ ૩૮૦ ગિરગામ રોડ, ઠાકુરદ્વાર, મુંબાઈ-૨
(૨) બચુભાઈ રાવત; રાષ્ટ્રીયતાઃ ભારતીય; સરનામુંઃ ૧૪૫૪ રાયપુર, અમદાવાદ ૧
૬ માલિક કે માલિકોનાં નામ-સરનામાંઃ ભૂપતભાઈ વસા, જગન્નાથ ડૉક્ટર, મહેન્દ્ર ભગત, રાજેન્દ્ર શાહ, સુધીર દેસાઈ
૩૮૦ ગિરગામ રોડ, ઠાકુરદ્વાર મુંબાઈ ૨

હું બચુભાઈ રાવત આથી જાહેર કરું છું કે ઉપર જણાવેલી વિગતો મારી વધુમાં વધુ જાણ અને સમજ મુજબ સાચી છે.

બચુભાઈ રાવત
પ્રકાશક

વસંત વિ. સં. ૨૦૨૬ **કવિલોક** માર્ચ-એપ્રિલ ઈ. ૧૯૭૦

। ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविराविर्म एधि ।

## કાવ્યમાં છંદ

કાવ્યનું ઉપાદાન વાણી છે, તેમ તેનું બાહ્ય સ્વરૂપ છંદ છે. છંદોનું અવલંબનતત્ત્વ વાણીનો અક્ષર છે. છંદોનું માપ અક્ષરનાં લઘુત્વ-ગુરુત્વ અને માત્રાથી રચાય છે. પણ એનો અર્થ એ નથી કે કાવ્યમાં છંદને અર્થ સાથે લેવાદેવા જ નથી. કાવ્યનું સૌન્દર્ય મુખ્યત્વે તેના અર્થથી નિષ્પન્ન થાય છે, અને કાવ્યના ઉચ્ચારમાધુર્યની પેઠે કાવ્યનો છંદ અર્થને પોષવા જ, અર્થને સુંદર કરવા જ આવે છે. ખરું તો એમ કહેવું જોઈએ કે કાવ્યના એ અર્થ માટે વાણીનો છંદ-રૂપ આકાર આવશ્યક હતો.

કોઈ કહે કે માત્ર છંદમાં તે એટલું બધું એવું શું છે? પણ કોઈ કાવ્યની ચોપાઈ અને શિખરિણીનો પદ્યબંધ છોડી નાખી તેને ગદ્યમાં મૂકી જોઈશું તો જણાશે કે એ વાણી સુંદર નથી રહેતી. માટે જ કાવ્યસાહિત્યનો પ્રારંભ થયો ત્યારથી તે છંદમાં જ વહેતું આવ્યું છે. જોકે કાવ્ય ગદ્યમાં હોય છે, છતાં હજી પણ છંદ જ કાવ્યનું સ્વાભાવિક વાહન ગણાય છે.

કેટલાક નવીન કવિતાલેખકો તો એમ માનતા થયા છે કે 'અમારે કોઈ પણ છંદનું સ્વરૂપ જાણવાની જરૂર નથી. અમારો ભાવ સાચો છે એટલે ભાષા જે જે રૂપ લે તે ખરો છંદ જ ગણવો જોઈએ! છંદને માટે વળી શાસ્ત્ર શાં? કળા તો યથેચ્છ વિહરે, તેને કહે-નાર કોણ?' પણ સાચા હર્ષથી કૂદીએ તેથી નૃત્ય થતું નથી, સાચા દુઃખથી રડીએ તે કરુણ રસનું ગીત થતું નથી, બરાબર લખવાને માટે કે ચીતરવાને માટે બાળક ગંભીર થઈને લીટા કાઢે તેથી લેખ કે ચિત્ર થતું નથી, તો ગમે તેટલા સાચા ભાવથી જે કંઈ વાણી પ્રસરે તે કાવ્ય ન થઈ શકે! કવિતામાં યથેચ્છ વિહાર છે એ સાચું, તેમાં ભાષામાં, વ્યાકરણમાં, છંદમાં બધાંમાં છૂટ લેવાય એ સાચું, પણ એ છૂટનો અધિકાર અભ્યાસ કરીને મેળવવો પડે છે. જે નિયમ પાળી શકે છે તે જ નિયમને ક્યારે ક્યાં કેટલો તોડવો તે જાણી શકે; નહિતર એ સ્વચ્છન્દ છે:

રામનારાયણ વિ. પાઠક

# કવિતા પાસેથી આપણી અપેક્ષા

ઉશનસ્

બીજા કોઈ કલાપ્રકાર પાસે નહિ એવી એક અપેક્ષા પ્રથમથી જ કવિતાપ્રકાર પાસે રાખવામાં આવી છે; તે એ કે કવિ સમાજનો સાંસ્કારિક નેતા છે. કોઈ ચિત્રકાર, સ્થપતિ, શિલ્પી કે સગીતકારને માથે આવી ખાસ જવાબદારી નાખવામા નથી આવી એ નોંધપાત્ર વાત છે; ઇતિહાસમા પણ સામાજિક-રાજકીય ક્રાતિ માટે જેટલો સાહિત્યકાર જવાબદાર ગણાયો છે એટલો કોઈ ચિત્રકાર, શિલ્પી કે સગીતકાર ગણાયો નથી. એનુ મૂળ કારણ જે તે કલાના ઉપાદાનની શક્તિમત્તામા રહ્યું છે. એ તો જાણીતુ છે કે શબ્દ એ સૌ કલા-ઉપાદાનોમાં સૌથી સૂક્ષ્મ અને તેથી જ સૌથી બળવાન ઉપાદાન છે.

જ્યારે કોઈ કવિ પોતાનો હોઠ ઉઘાડે છે કે પોતાની કલમ ઉપાડે છે ત્યારે જગત આખુ તેના ભણી આતુરતાપૂર્વક મો વકાસી જોઈ રહે છે—એમ માનીને કે પૃથ્વી પર કોઈ સાવ નૂતન રહસ્યનો હવે અવતાર થશે. આથી જ વેદોપનિષદો, કુરાન, બાઇબલ વગેરે ગ્રંથો 'શ્રુતિઓ' મનાયા છે, અપૌરુષેય આવિર્ભાવ ગણાયા છે. અને આવા 'શ્રૌત' શબ્દોની આજુબાજુ અપાર્થિવતાનું તેજોવલય આલોકિત હોય એમ મનાયું છે.

કવિ પાસે આવી એક સૂક્ષ્મ પ્રકારની સ્વાભાવિક નેતાગીરીનો—આજન્મ નેતાગીરીનો—ખયાલ પ્રથમથી જ રહ્યો છે, એ તો પ્રાચીન કાળથી તે આજ સુધી કવિને



## રાજેન્દ્ર શાહ

### હે અરૂપ

નયન સંમુખ રૂપભેદનુ આનંત્ય
પલેપલ અભિનવ વર્ણને લાવણ્ય.
પલકે પલકે એનો પામી રહુ સ્પર્શ
કિંતુ આ વૈપુલ્યે
વિના તવ સંનિકર્ષ
નિરાધાર મુજ દૃષ્ટિ
ગતિ વિચંચલ
સકલને પરિરંભ તો ય નહિ તૃપ્તિ.

તને હુ નિહાળુ બંધ કરીને લોચન.
સમુદ્ર સંસ્મૃતિને કિંચિત પ્રદાન
સમગ્ર ભવના અભાવનુ વિમોચન
નહીં;
ગગને પ્રચંડ શૂન્યનાં તુફાન.

અહરહના કર્મની પારાવાર ભીડમહીં
ન તવ નિકેત...
મનનાં તરંગતીડ ભમે
ભોજ્ય સમુચ્ચયે
વનેવન ખેત,
મેલી વિસ્મૃતિનાં પૂંઠે વર્જિત વેરાન.

તુ યદિ ન હોત ને તો
ગ્રહતારકની જ્યોતનો જણાત નહીં અંધકાર
કિંતુ
સ્વરૂપે અરૂપ રે તુ—
હૃદયની શૂન્ય ગુહાને ગહન તારુ સંચરણ,
તને સ્મૃતિવિસ્મૃતિનુ ઝીલે નહિ કોઈ રે કરણ,
—એકાન્ત વેદના ..

—શ્વાસપ્રશ્વાસના કાલફલે અનુસ્યૂત...
વેદના
પ્રકૃતિવિહીન અભિસારનો આવેગ

છે પછી તો તે લડાઈને મોખરે રહી લડે છે, પ્રજાને પોરસ ચડાવે છે, સિંધુડો ને બિરુદાવલીઓ પણ ગાય છે ને રાજ્યભક્તિ કે દેશભક્તિના શંખો પણ ફૂંકે છે જોઈ શકાશે કે 'ઋષિ'ની કક્ષાથી તે ક્યારનો ય નીચે ઊતરી પડ્યો છે, દ્રષ્ટાપણું પણ ગુમાવી બેઠો છે, કાલાતીત દર્શનોને બદલે સમકાલીન પ્રજાકીય ધર્મનો એ મુખરિત અવાજ બની ગયો છે કહી શકાય કે તે પૂરો 'કવિ' (poet) પણ નથી રહ્યો ભાટ ચારણ ને ગઢવી (bard) જેવો બની બેઠો છે ક્યારેક તે પ્રજાનુ મુખ બનવામા પોતાનો વૈયક્તિક અવાજ પણ ગુમાવી બેઠો છે, ક્યારેક તે કોકિલનો સ્વાભાવિક કંઠ બનવાને બદલે ઉછીનો શુકપાઠ કરતો દેખાય છે હવે એની પાસે મન્ત્ર કે ઋચાની અપેક્ષા રાખવી તે વ્યર્થ છે એ વધુ બહિર્મુખ બની સૂક્તિઓ કે સૂત્રો ઉચ્ચારતો થયો છે એનો શબ્દ હવે ઘણો નીચે સામાજિક સ્તરોમા સક્રિય થવા ઊતરી આવ્યો છે એ હવે 'આત્માનો અવાજ' નથી, 'સામાજિક અવાજ' છે

આપણે ત્યાની જ વાત કરીએ તો નર્મદથી આરંભાતા સુધારક યુગમા ને ત્યાર પછી છેક ગાંધી પ્રભાવિત યુગમા ય આ સામાજિક જવાબદારીના ભાનવાળો 'શબ્દ' જ બહુધા પ્રકટ્યો છે એટલે જ એમા નરસિંહ મીરાની તાજગી કે વૈયક્તિકતા નથી, એટલે જ નાનાલાલના સૂક્ષ્મ સૂત્રોમા ય સામાજિક નૈતિકતાની ગંધ આવ્યા કરે છે એનું કારણ પેલું 'સામાજિક નેતૃત્વ'નુ તેનુ ભાન જ છે આમ હશે ભલે પણ એક વાત તો આથી સ્પષ્ટ પુરવાર થાય છે કે કવિતા બધા જ યુગોમા તે તે યુગના ચે

## પ્રિયકાન્ત મણિયાર

### મૃગી

ના એ મૃગી—નયનનો મૃદુ છોડ ઊગ્યા
વિસ્તારથી ગહન આ વનને વિલોકવા,
કૂણુંકૂણું તૃણ હવે ચરણોથી દોડે
વર્ષેભર્યા અનિલથી અતિ વેગવંત
હાંફ્યે જતી લહરી ત્યા પણ કા હવાની ?
ત્યા દૂરથી પણ છ—પ્રેરિત તીર આવ્યુ
વ્હેતી મૃગી જલભરી સરિતા સ્વરૂપ
તરી ગ્યુ તીર પ્રશાન્ત નીર

### બિન્દુ

ઊછળત ઉછાળા ભરી ઘોર ઘોર
અબ્ધિની પાર
આછા આછા મૃદુલ ફૂટતા વ્યોમની પાર પાર
ડોલે ઝોલે એકલુ એક વૃક્ષ
ફૂટી તેને મૃદુ ટચૂકડી એકની એક ડાળ
એને આછી ટિશિ સરીખડુ એક પ્રસ્પંદ પર્ણ,
આછેરુ ત્યા તગતગ સુહે નાનકુ ઓસબિન્દુ
તાજુ આછું મલકત સરે કોઈ એવા સમીરે
તાજુ જાણે મુજ નયનથી ત્યા ઝર્યું એક અશ્રુ

## મકરન્દ દવે

### બુદ્ધ

આ બુદ્ધની અચળ ધીર ગભીર કાયા,
ને તે પરે ઉપરણું રહ્યુ પારદર્શી,
રે, કેટલા વળવળાંક! અભંગ શાંતિ ય
કેવી તરંગિત અપાર વિભંગ લીના!
ફાગણના ઝરણ આ મહીંથી વહે કે
ચિંતા તણી લહર માત્ર બહાર ખેલે
ઝીણા દુકૂલ સમ ? બુદ્ધ તમારુ મૌન
ખોલે કશુ ? સ્મિતભર્યા તમ હોઠ, નેત્રો
ધ્યાને નિમગ્ન,—પણ વસ્ત્ર ગડી ગડીએ
ખોલે સ્થિરત્વ સહ ચચળની સગાઈ

## હેમન્ત દેસાઈ

### પરસ્પર

§ ૧

ઘણાં વર્ષોથી આ વસતી મહીં એકાંત નભતું-
ઉઘાડે નેત્રોને, રવિકર નહીં, સ્વપ્નછલ-ના
અધૂરા ઉત્પાતો; દિવસભર ઠેલાઉઁ ઘરની
બધી પ્રવૃત્તિમાં અવશ; મટુકી જેમ ઝમતું
ધીરે ધીરે મારું ઉર—ઉપરથી સ્વસ્થ દીસતું!
લઉં બાંધી સાંજે જયમત્યમ જ સંસાર-ગઠડી,
બજે અંધારામાં સરગમ અબૂઝી તરસની!
—અને એ એકાંતે પ્રિયતમ, તમે પાય ધરતા!

તમે જે છેડો તે સુખદ ઉરઝંકાર વિરહે
અહીં આઘે આઘે પણ અનુભવું, પ્રીતિ-મહિમા
કશો જાણું તેની મન હિ મન માણું મધુરિમા;
અને એથી તો હું જીવનકલહે નિત્યવ્યથિતા
મળું ત્યારે કેવી સ્મિતવતી રહું, સૌમ્ય સલૂણાં
તમારાં નેત્રોથી ઝરતી ઝીલવા આરત, સખે!

§ ૨

તમે ફાલ્ગુની શાં સ રસ સલૂણાં, હે સ્મિતવતી,
સુખે-દુઃખે રહેજો સતત સ્મિત દેતાં છલકતાં!
મને કેફી ફૂણાં સ્મિતનું રહ્યું આલંબન, શુભે!
ઘણાં વર્ષોથી આ વિજન જગમાં એની વસતી.
ન કે જાણું ના હું નયનદ્વયમાં હાસ્ય સહ જે
વસે છાનાં છૂપાં દરદ વસમાં, જીવનકથા
ડુબાડી દેવાને નિજ સભર સ્રોતે નિત નવા
તમારા એકાંતે અંસુઅન હશે, કલ્પું, મથતાં!

અને એ દર્દીલા ઉરની બજતી તંત્રી, સપને
ઢળ્યાં નેણે એની ખટક અડતાં કૈંક રજની
અનિદ્રામાં મારી વીતવી, કહું ના કાંઈ તમને.
કશું યાદે ના રહે મિલન સમયે તો—વરસતી
સ્મિતોની વાસંતી સુરભિ, નહતી આરત ઉરે
અને અંગે અંગે પુલકિત બનું પ્રીતિ-સ્પરશે!

તન્યનો પડઘો તો પાડી જ રહે છે, તે તે યુગના ચૈતન્યનું સ્તર આંકતો પ્રતિનિધિ શબ્દ તો બની જ રહે છે.

બીજા વિશ્વયુદ્ધ પછી જ—ને આપણે ત્યાં તો અનુ-ગાંધીયુગમાં જ હવે કવિ એ નર્યો કલાકાર છે, 'શબ્દનો બંદો' છે એમ સ્વીકારાતું જાય છે. હવે એ કોઈ સામાજિક નેતા છે એ ભાન ખુદ એનામાં અને ભાવકમાં પણ વીસરાતું જાય છે. હવે એની આજુબાજુથી પેલું દિવ્યતાનું તેજોવલય ઝાંખું થતું થતું નષ્ટ થઈ રહ્યું છે. સર્જનક્ષણની, ક્ષણાર્ધની દિવ્યતા પછી કવિ એક અવિશિષ્ટ, શેરીનો એક સાધારણ જન જ બની જાય છે. કવિમાં પણ જીવન અને કવનનું આવું દ્વૈત—ક્યાંક તો પામર દ્વૈત સુધ્ધાં સમજાતા અપાર્થિવતાનો પરિવેશ એણે ગુમાવી દીધો છે. હવે જ્યારે એ કોઈ રીતે જવાબદાર સામાજિક નેતા નથી રહ્યો ત્યારે એનો શબ્દ દર્શનથી સામાજિક અવાજ સુધી ઊતરી પ્રાકૃતિક આંતરમનનો અતિવાસ્તવિક નિર્બળ અવાજ બની જવામાં છે. વિજ્ઞાનના વિકાસ સાથે કવિ અને કવિતાની વ્યાખ્યાએ જે સંકોચ અનુભવ્યો છે એ બિના ભારે ચિંતાપૂર્ણ વિચારણા માગી લે તેવી છે.

આરણ્યક ઋષિઓનો દર્શન કક્ષાનો, દિવ્યતાનાં દ્વારો ખખડાવતો આત્મસભર સંસ્કૃતિવાચક શબ્દ કેવો અનાત્મવાદી થઈ પ્રકૃતિની ગંદી ગટરોમાં નિર્વીર્ય થઈ રાચતો થયો છે! કેવો અધઃપાત!

આપણે સંસ્કૃતિનાશના—મૂલ્યનાશના—આરે આવીને ઊભા છીએ. કાલિદાસ—ભવભૂતિએ વિકસાવેલી, વાગર્થની સંપૃક્તિરૂપ ને આત્માની અમૃત કલા જેવી વાણી તે

કવિતા, એ વ્યાખ્યા આજે છેક નીચે ઊતરી પડી છે પ્રાચીનોને મન કલાનું મૂલ્ય ઓછું ન હતું 'કલા પોતે જ એક આગવું મૂલ્ય છે' એ તો એ પણ સ્વીકારતા કવિની શહીદી, આત્યંતિક વફાદારી જો કોઈ એક મૂલ્યને માટે હોઈ શકે તો તે કલા માટે જ હોઈ શકે કવિ યુદ્ધને મોરચે કે સુધારાને મોરચે સૈનિક થઈ શહીદ ન થાય તો ચાલે, પણ કલાકૃતિના નિર્માણમાં એનો પ્રમાદ અક્ષમ્ય ગણાય કલાપ્રમાદ એ કવિની સૌથી મોટી બેવફાઈ છે, અનૈતિકતા છે આ વાતને પ્રાચીનો નહોતા જાણતા એમ તો ન કહી શકાય, કારણ કે કલાકૃતિનું તે પૂર્ણ ગૌરવ કરતા પરંતુ વાગર્થની સંપૃક્તિ નહીં, પણ એકલો 'શબ્દ' જ 'મૂલ્ય છે, કવિતા કેવળ 'શબ્દ'ની જ કલા છે એમ કહેવાય તે બરાબર નથી એકલો અર્થરિક્ત શબ્દ જ મૂલ્યના સિંહાસને ચડી બેસે એ ઊથલપાથલ ક્રાંતિ કે ઉત્ક્રાંતિ નથી, અવક્રાંતિ કે પ્રતિક્રાંતિ છે શબ્દાર્થનું સાયુજ્ય—અરે, અદ્વૈત જ—'કલા' કહેવાય, ને તો જ તે 'મૂલ્ય' નામનું ગૌરવ ધારણ કરી શકે શબ્દાર્થૌ સહિતૌ કાવ્યમ્ માં છે તેમ, આ સહિતત્વ જ સાહિત્યમાં મૂલ્ય ગણાય, રહિતત્વ તો રાહિત્ય સર્જે, 'સાહિત્ય' નહીં આ રાહિત્ય તે મૂલ્ય નથી જ નથી.

પ્રો ઠાકોરે ભલે ગમે તે કોઈ ઐતિહાસિક વલણને આધારે શબ્દને મુકાબલે અર્થનું ગૌરવ કર્યું પણ તે એક ઐતિહાસિક ને આત્મઘાતક ભૂલ પુરવાર થઈ છે આજે તેના પ્રત્યાઘાત રૂપે આપણે શબ્દપ્રધાન—ને હવે તો કેવળ શબ્દી કવિતા તરફ વળ્યા છીએ તે બીજા છેડાની ભૂલ છે શબ્દાર્થની આ સમતુલા બે પેઢીથી

## રઘુવીર ચૌધરી

### મોર

ગામપાદરે
એકનવાયા મહુડા વચ્ચે જાગ્યો ઘરડો મોર
પરોઢે દખણાદું આકાશ ચીરતો તારો ખરતો
કંપી કલગી, જાગ્યો ઝબકી મોર

લાગતો કેમ અચાનક આજ પીંછાનો ભાર?
સવારે પહેલું પીંછું નમ્યું,
અને એ ખરતું ખરતું રમ્યું,
હવામાં વહી આવતા આછાઆછા અજવાળામાં,
ખુલી રહી ગઈ ચાંચ,
વળી તો ડોક ઊંચકી, એક ફરી ટહુકાર સાંભળી
અવાજમાં અણજાણ્યું પડઘાય
કે કે ભળેનો ભારે ભરે

પગ ઊંચકીને પાછો મૂકે,
અંધકારના ઢગલા જેવા
ઝાડ ઘણાં ગજવેલાં એણે એક હલકમાં,
આજે આવે યાદ
યાદ તો અજવાળું થઈ જાય
સવારે દાદા સાથે જતું ભૂલકું જોવા અટક્યું મોર,
પડેલું પીંછું લઈ દાદાએ આપ્યું,
ખુશખુશાલ થઈ બાળક ઊપડ્યું
પીંછાં સાથે લઈને જાણે મોર

ખરે છે
ખરતાં ખરતાં ખરી ગયાં સહુ,
એક હજી ના ખરતું પીંછું,
મોર ચાંચથી અમથું અમથું અડતો
ને એ ના ખરતું તે ના ખરતું
ને રોજ નવારે મહુડા નીચે
પડતી પગલી,
ફરકે પીંછું,

નમતો સૂરજ
વનવગડે ખોવાતો સાંજે.

રંગ ઓગળી જાય મોરની આંખે,
ઊતરે અંધારાના રેલા;
નીંદર વહે પંથ તો પગલે પગલે
સપનાં થકી ભરેલા,
સહુયે આગળ ભણી ઢળેલા.
ત્યાં તો મોર અને બાળકની વચ્ચે
બાળક ને વગડાની વચ્ચે
વગડાની ને વનની વચ્ચે
મનના નવા જનમની વચ્ચે
ટકી રહેલું એ પીંછું પણ
અંધારાથી અજવાળામાં ખર્યું—
—ધરા પર કિરણ એક અવતર્યું.

## માધવ રામાનુજ

### આસપાસ

પત્રમાં ય એમનાં આંસુ ખર્યાં હતાં,
મેં એ બધાં ય પ્હેલેથી જ સંઘર્યાં હતાં.

મોજાંની ટોચ પર ચડેલ માછલીની જેમ
કીકીમાં કોક વાર એ ય તરવર્યાં હતાં!

ગોરંભ્યું હોય તો ય તે વરસે નહીં ટીપું ય
એવું ગગન બનેલ અમે સાંભર્યાં હતાં.

એ મળ્યા પ્રથમ મળી'તી ઝંખના મને
પામ્યા પછી ય પામવાનાં તપ કર્યાં હતાં!

પૂછ્યું હતું તમે કે: તમે ક્યાં મળ્યાં હતાં?
-એ જગાની આસપાસ અમે તો ફર્યાં હતાં!

કંપિત થઈ છે તે જ્યારે ઠરે ત્યારે ખરી. પણ ઠરશે, સ્થિર થશે ત્યારે જ આપણી કાલિદાસોક્ત અસલ સમર્થ ને ખરી વ્યાખ્યા પુનઃ પ્રાપ્ત કરી શકીશું. શબ્દની સારવાર ને વૃત્તિ ટકાવવા તો કેટલી વીર્યવાળી પ્રજા જોઇએ! નિર્વીર્ય પેઢીઓના હાથમાં શબ્દ સલામત નથી એ વાત સાચી જ છે. અર્થશૂન્ય એકલો 'શબ્દ' આટલું પ્રાધાન્ય પામે ત્યારે જીવન ને કવનની અવનતિનો આ ગાળો છે એમ નિશ્ચય કહી શકાય. ઊંચો શબ્દ એટલે જીવનપૂર્ણ યુગ ને નીચો શબ્દ એટલે જીવનશૂન્ય અવનતિયુગ એવું સમીકરણ બહુ ભૂલભરેલું નથી.

આમ, આપણે જોયું કે કવિ પાસે જીવનમરણનો પ્રશ્ન છે: 'શબ્દ'નો સમ્યક્ ઉપયોગ. एकः शब्दः सम्यग्युक्तः सम्यक् प्रयुक्तः स्वर्गेलोके कामधुग्भवति। એમ કહેવાયું છે. 'સમ્યક્' એટલે શું? કાવ્યચર્ચામાં શબ્દ અંગે શબ્દલીલા, શબ્દશક્તિ, શબ્દસિદ્ધિ અને શબ્દબ્રહ્મ જેવા શબ્દપ્રયોગો સાંભળીએ છીએ; પણ તે વિશદપણે સમજીએ છીએ ખરા? આપણી પામર સમજ શબ્દશક્તિ એટલે સંમાર્જિત શબ્દ, પ્રસાદ, માધુર્ય આદિ ગુણયુક્ત શબ્દ એટલું જ માની બેસે છે! ઝડઝમકને પણ ચમત્કાર માને છે; આલંકારિકતાને કાવ્યપુરુષાર્થની કૃતકૃત્યતા સમજે છે; સંસ્કૃતપ્રચુર કે સરલ ભાષાથી પ્રભાવિત થાય છે; તળપદા લહેકા, ઉક્તિવૈચિત્ર્ય અને રૂઢિપ્રયોગોને જ સજીવતા માની બેસે છે. આ બધું હોય, ભલે; પણ આ જ કંઈ 'શબ્દબ્રહ્મ' નથી. કાવ્ય એ બધી શક્તિ ને સામગ્રીનું એકીકરણ માત્ર

(અનુસંધાન પૃ. ૪૮ ઉપર)

# ઐક્ય અને આનંદનું કાવ્ય

નિરંજન ભગત

## THE DAFFODILS

I wandered lonely as a cloud
That floats on high o'er vales and hills,
When all at once I saw a crowd,
A host, of golden daffodils,
Beside the lake, beneath the trees
Fluttering and dancing in the breeze

Continuous as the stars that shine
And twinkle on the milky way,
They stretched in never ending line
Along the margin of a bay,
Ten thousand saw I at a glance,
Tossing their heads in sprightly dance

The waves beside them danced, but they
Out did the sparkling waves in glee
A poet could not but be gay,
In such a jocund company
I gazed — and gazed — but little thought
What wealth the show to me had brought

For oft, when on my couch I lie
In vacant or in pensive mood,
They flash upon that inward eye
Which is the bliss of solitude,
And then my heart with pleasure fills,
And dances with the daffodils

—*William Wordsworth*

---

વર્ડ્ઝવર્થે એમના સર્વશ્રેષ્ઠ કાવ્ય 'Immortality Ode' (અમરતાનુ સ્તોત્ર)-મા અતે સંઘર્ષ પછીના સંવાદની, પરાકાષ્ઠાની ક્ષણે કહે છે: 'Thanks to the human heart by which we live.' 'ભલું થજો માનવ હૃદયનુ. એની દ્વારા આપણે જીવીએ છીએ.' આપણને હૃદય મળ્યું છે એ કેવડી મોટી વાત છે! અને એ વાત વર્ડ્ઝવર્થે એમની કવિતામા જેટલી તીવ્રતાથી ને ઉત્કટતાથી કહી છે એટલી તીવ્રતાથી ને ઉત્કટતાથી ભાગ્યે જ અન્ય કોઈ કવિએ કહી હશે આપણે હૃદય દ્વારા જીવીએ છીએ, એટલે કે હૃદયની રિદ્ધિ–સમૃદ્ધિ દ્વારા જીવીએ છીએ, દયા, પ્રેમ, કરુણા, અનુકંપા, સહાનુભૂતિ આદિ નામે હૃદયના જે ગુણને અનુભવીએ છીએ એની દ્વારા જીવીએ છીએ; એક જ શબ્દમા કહેવુ હોય તો ઊર્મિ–feeling–દ્વારા જીવીએ છીએ માનવજીવનના આ સત્યના દર્શનની કવિતાનુ આજે, ૧૯૭૦માં, આપણી સસ્કૃતિમા યત્રવિજ્ઞાન જનિત સંકુલતા ને સંકુચિતતાના યુગમા જેટલું મૂલ્ય છે એટલું પૂર્વે કદી ન હતું મૅથ્યુ આર્નલ્ડે વર્ડ્ઝવર્થના મૃત્યુસમયે ૧૮૫૦ના એપ્રિલમા 'Memorial Verses' (સ્મરણાંજલિ શ્લોકો) અજલિકાવ્યમા અતે ભાવિ વિશે એટલે કે આપણા યુગ વિશે સચિત બનીને પૂછ્યુ હતું:

But where will Europe's latter hour
Again find Wordsworth's healing power?
Others will teach us how to dare,
And against fear our breast to steal
Others will strengthen us to bear—
But who, ah who, will make us feel?

આજે એકસો ને વીસ વરસ પછીના ભાવિ યુગ (latter hour)મા, ૧૯૭૦મા વર્ડ્ઝવર્થના જન્મની દ્વિશતાબ્દીમા અહીં અંતિમ પંક્તિમાના 'ah who' જેવા બે સાદા શબ્દો (બે અલ્પવિરામની વચ્ચે કૌંસમા એટલેકે હળવેથી આર્દ્ર સ્વરે જે કાનમા કહ્યા છે ને એથી સ્તો જેમા શોકની ઊર્મિની ઉત્કટતા ને શંકા, ભય વગેરેની લાગણીની તીવ્રતા પ્રગટ થાય છે એવા બે સાદા

શબ્દો)ની સાર્થકતા કેવી આપોઆપ સિદ્ધ થાય છે! 'To feel'–હૃદયનું સંવેદન! ક્યાં છે? આજે કેટલું દુર્લભ છે!

આ સદીના આરંભે ૧૯૧૨માં જેનું નામાભિધાન થયું તે જ્યૉર્જિયન કવિતા મુખ્યત્વે વર્ડ્ઝવર્થવાદની કવિતા હતી. એમાં વર્ડ્ઝવર્થની કવિતાના એક મુખ્ય વિષયનો, પ્રકૃતિનો મહિમા થયો હતો. આ સદીના મધ્યભાગમાં આજે હવે, જેમાં જીવનનાં મૂલ્યો જ માત્ર નહીં પણ સ્વયં અસ્તિત્વનાં મૂળિયાં સુધ્ધાં હચમચી જાય એવાં બે વિશ્વયુદ્ધોના કરુણ અનુભવ પછી, માનવ ને માનવસર્જિત યંત્ર વચ્ચેના અદષ્ટ એવા ત્રીજા વિશ્વયુદ્ધના વિશેષ કરુણ અનુભવના સમયમાં વર્ડ્ઝવર્થની કવિતાના બીજા મુખ્ય વિષયનો, માનવહૃદયનો મહિમા આપણને જાણે કે આર્નલ્ડના અંજલિકાવ્યમાંના પ્રશ્નોના સઘન અને સબળ પ્રતિશબ્દ રૂપે સમજાય છે; અને વધુ કરુણ સંદર્ભને કારણે આપણને, કદાચને, આર્નલ્ડને સમજાયો હશે એથી પણ વધુ સચોટ અને સ્પષ્ટ સમજાય છે.

વર્ડ્ઝવર્થ 'the still, sad music of humanity' માનવહૃદયના શાંત કરુણ સંગીત-રૂપ કવિતાના કવિ છે. અને આવી કવિતાને અનુરૂપ ભાષા, સરલ ભાષા વિષેનો એમનો કવિતાવિચાર છે. આ કવિતા અને આ કવિતાવિચાર એ વર્ડ્ઝવર્થની મનુષ્યજાતિને મહાન ભેટ છે. કાવ્યના ત્રણ પ્રકાર: નાટ્યકાવ્ય, મહાકાવ્ય અને ઊર્મિકાવ્ય. પ્રત્યેક પ્રકારમા અંગ્રેજી ભાષાની કવિતામાં એક એક મહાન કવિ: નાટ્યકાવ્યમાં શેક્સ્પિયર, મહાકાવ્યમાં મિલ્ટન ને ઊર્મિકાવ્યમાં વર્ડ્ઝવર્થ. શેક્સ્પિયરની કૃતિઓમાં મનુષ્યના અન્ય મનુષ્યો સાથેના સંબંધની કવિતા છે; મિલ્ટનની કૃતિઓમાં મનુષ્યના પરમેશ્વર સાથેના સંબંધની કવિતા છે; વર્ડ્ઝવર્થની કૃતિઓમાં મનુષ્યના પ્રકૃતિ સાથેના સંબંધની કવિતા છે. અંગ્રેજી કવિતાનું આ સદ્‌ભાગ્ય વિરલ છે, એની આ સિદ્ધિ અદ્વિતીય છે.

'The Prelude' (પૂર્વાલાપ), 'Immortality Ode' (અમરતાનું સ્તોત્ર), 'Tintern Abbey' (ટિન્ટર્ન દેવળ), 'Michael' (માઇકેલ), 'Margaret' (માર્ગરેટ), 'Resolution and Independence' (સંવાદ અને સ્વાતંત્ર્ય) જેવાં દીર્ઘ મધ્યમ કદનાં ચિંતનોર્મિ કાવ્યો અને 'Lucy Poems' (લ્યૂસી કાવ્યો), 'To the Cuckoo' (કોયલને), 'The Solitary Reaper' (એકાકી ખેડૂતકન્યા), 'The Daffodils' (ડૅફૉડિલ્સ) જેવાં લઘુ કદનાં ઊર્મિકાવ્યો તથા 'Upon Westminster Bridge' (વેસ્ટમિન્સ્ટર પુલ પર), 'It is a beauteous evening (સુંદર સંધ્યા), 'To Toussain' (તુસેંને), 'London 1802' (લંડન ૧૮૦૨), 'The world is too much with us' (જગતની કેટલી જંજાળ વળગી છે આપણને), જેવાં સૉનેટ—વર્ડ્ઝવર્થનાં આ કાવ્યોમાં માનવહૃદયની કેટકેટલી શ્રી પ્રકટ થાય છે! વર્ડ્ઝવર્થની કેટકેટલી પંક્તિઓમાં એમની કવિતામાં માનવહૃદયનું જે શાંત કરુણ સંગીત છે, હૃદયનું જે સંવેદન છે અને એમની આર્ષવાણીમાં જે સરલતા છે, જે મંત્રશક્તિ છે તે પ્રકટ થાય છે! આવી પંક્તિઓનું ખાસ્સું એક ઉપનિષદ થાય. પણ આ સંગીત અને સંવેદનની સમગ્રતા તથા આ સરલતા અને મંત્રશક્તિની સંપૂર્ણતા આવી પ્રકીર્ણ પંક્તિઓમાંથી નહીં પણ, ભાગ્યે જ કહેવાનું હોય કે, વર્ડ્ઝવર્થના સમગ્ર જીવનમાંથી અને સંપૂર્ણ કવનમાંથી જ પામી શકાય.

'The Daffodils' (ડૅફૉડિલ્સ) શીર્ષકથી જગપ્રસિદ્ધ એવું વર્ડ્ઝવર્થનું એક મહાન ઊર્મિકાવ્ય છે. એની દ્વારા વર્ડ્ઝવર્થની કવિતામાં માનવહૃદયનું જે સંગીત છે અને એમની આર્ષવાણીમાં જે સરલતા છે, મંત્રશક્તિ છે તેને કંઈક પામવાનો અહીં પ્રયત્ન છે. વર્ડ્ઝવર્થે આ કાવ્ય રચ્યું ઈ. ૧૮૦૪માં અને પ્રસિદ્ધ કર્યું ૧૮૦૭માં 'Poems in Two Volumes' (બે ગ્રંથમાં કાવ્યો) નામના પોતાના કાવ્યસંગ્રહમાં. વર્ડ્ઝવર્થે આ કાવ્યને શીર્ષક આપ્યું ન હતું; એમણે આ કાવ્યનો એની પ્રથમ પંક્તિથી ઉલ્લેખ કર્યો હતો, અને હજુ પણ મુખ્યત્વે આ કાવ્યનો ઉલ્લેખ એની પ્રથમ પંક્તિથી થાય છે. તો વળી આ કાવ્ય એક અર્થમાં, પ્રથમ દૃષ્ટિએ ડૅફૉડિલ્સ

વિકે છે એથી 'The Daffodils' શીર્ષક પણ એનો ઉલ્લેખ થાય છે કાવ્યનો બીજો શ્લોક વર્ડ્ઝવર્થે ૧૮૧૫મા રચ્યો હતો ત્યારે કાવ્યના પ્રથમ પાઠમા ૪થી પંક્તિમાના 'dancing' ને સ્થાને 'golden' અને ૧૬મી પંક્તિમા 'laughing' ને સ્થાને 'jocund' એમ બે પાઠ ફેરફાર કર્યા હતા કાવ્યના ચોથા શ્લોકની (૩જી અને ૪થી, ૨૧મી અને ૨૨મી) પંક્તિઓ વર્ડ્ઝવર્થના પત્ની મેરી હચિન્સને રચી હતી આ બે પંક્તિઓને વર્ડ્ઝવર્થે 'the two best lines in the poem' (કાવ્યની બે શ્રેષ્ઠ પંક્તિઓ) કહી હતી

૧૮૦૨ના એપ્રિલની ૧૫મી ને ગુરુવારની સવારે, વાસતી સવારે ગ્રાસમીઅરમા ટાઉન એન્ડના ડવ કૉટેજ પાસેના વનપ્રદેશમા સરોવરના તટ પર બહેન ડૉરોથીના સાંનિધ્યમા ફરતા ફરતા વર્ડ્ઝવર્થને ડૅફોડિલ્સનો જે અમર અનુભવ થયો એ આ કાવ્યની પ્રેરણા છે ડૉરોથીએ એમનો અંગત અનુભવ એ જ દિવસે એમની જગપ્રસિદ્ધ નોંધપોથી 'Journals'મા નોંધ્યો છે

When we were in Woods beyond Gowbarrow Park we saw a few daffodils close to the water side We fancied that the lake had floated the seeds ashore and that the little colony had so sprung up But as we went along there were more and yet more and at last under the boughs of the trees we saw that there was a long belt of them along the shore about the breadth of



## પ્રબોધ પરીખ

### બે કાવ્યો

§ ૧

ગઈ કાલના વહાણોનો દિશાભંગ
ગતની આગગાડીઓની નિશાનીથી
મારી આંખમા ઝીણુ નકશીકામ કરી જશે,
તેનો શોક અજાણ્યા પ્રદેશના ઊડતા અવાજોમા રાખી મૂકુ

કોઈને કહુ નહિ કે હમેશા પાણી પવનગ્રસ્ત રહેશે
આ લકવાથી પીડાતી પૃથ્વી પર,
હમેશા ઓગળી ન શક્યો તે લાવાનો પહાડ
ઐતિહાસિક ઘટનાઓને સાક્ષી બનશે

સમાચાર તો મળતા રહે છે સૌ કોઈને,
ટેલિફોનથી, ટોળટપ્પાઓથી, મનમાથી, હાડકામાથી
ખેડૂતોએ શરૂ કરી છે તે લાવણીના

આ મારા દેશ પર અંધાર ફેલાતો જાય
તેથી હુ કોઈ પક્ષમા સભ્ય થઈશ તે પણ સાચુ
સાચા આ વેપારી મહામડળના પ્રમુખો
સાચી વેદના પાડોશીના તૂટી ગયેલા રમકડાના અવાજોની
આ અકસ્માતિક સાચો નહિ મારો શબ્દ
એનાથી કોઈ ઝાડ પર પિશાચ રહે છે
તે સાબિત પણ થયુ નહિ,
શુ મદિર, કે શુ કચેરીઓ,
સોમવાર, જીન, કે કોઈ વારનુ દુ ખ એ સર્યું નહિ

હવે સૂર્યનો કોઈ ભય નહિ,
એનો પડછાયો પણ નહિ,
તેથી મને હજુ સભળાયા કરે છે
પડઘા મેં છોડી દીધેલ શહેરના ²

અધૂરી રહી ગયેલી દૃષ્ટિને ઝીલતો
ફર્યા કરતો હુ હુ હથેળીથી સાજ સુધીની યાત્રામા
મારુ માન રાખવાની રમજને
પ્રદર્શિત કરતો ફરુ હુ મેળાવડાઓમા

ત્વરિત ગતિએ ફોટા માટે હસતો ઊભો રહ્યો છું,
આંખમાં ઊગેલી અશક્ય ભીંતોને
ચોર-પોલીસની રમતમાં છેદી નાખી છે.
ને ગઈ કાલનાં વહાણોનો દિશાભંગ
દરેક સૂરજની મારા તરફની યાત્રામાં.

§ ૨

આટલા દિવસો અને શબ્દોના પ્રદેશોની સફર પછી
હવામાં ફૂંક મારું છું તો ઊડી જતાં જોઉં છું સૂર્યને,
માટીની પૃથ્વીને;
અને તડકામાં
કૅન્સર થયું હોય કે નહિ,
મરણ પામે છે એમનો નાનો ભાઈ

સ્વપ્નમાં પણ છટકાતું નથી શીખેલી ક્ષણોના ઘેરાવામાંથી.
હસવામાં પણ ફૂટતી સમજનો આઇસક્રીમ મળતો નથી.
શોકભરી કથાઓના છાંયડામાં દંતકથાઓ સર્જાતી નથી.
રોજ-બરોજના પ્રશ્નોની દૈવી શક્તિ,
ખોવાયેલા નકશાઓની છટાથી
હાઈ-વે પર ભટક્યા કરે છે.

સ્થિર થઈ જવાથી,
કે નિર્જીવતા ચામડીની,
સવારનાં લીલાં મેદાનોમાં પી નાખવાથી
બરફનો ઓગળતો માર્ગ સરતો નથી.
ઠરતી પૃથ્વી પરથી દાનવી પંખીઓને ઊડતાં જોઉં છું.
મારા નખની સાથે કપાતી જાય છે સૃષ્ટિ.

a country turnpike road. I never saw daffodils so beautiful. They grew among the mossy stones about and about them; some rested their heads upon these *stones as on a pillow for* weariness; and the rest tossed and reeled and danced, and seemed as if they verily laughed with the wind, that blew upon them over the lake; they looked so gay, ever glancing, ever changing. This wind blew directly over the lake to them. There was here and there a little knot, and a few stragglers a few yards higher up; but they were so few as not to disturb the simplicity, unity and life of that one busy highway'.

જ્યારે કાવ્યની રચનાતિથિ અને કાવ્યનો અંતિમ શ્લોક સૂચવે છે તેમ વર્ડ્ઝવર્થે આ કાવ્ય આ અનુભવ થયા પછી બે વરસે રચ્યું છે. સંભવ છે કે ડૉરોથીની નોંધપોથીમાં ડૉરોથીએ એમના અંગત અનુભવનું આ સુન્દર ગદ્યકાવ્ય નોંધ્યું તે વર્ડ્ઝવર્થે વાંચ્યું હોય. અને કાવ્યના સર્જનમાં–વર્ણન અને દર્શન બન્નેમાં એની કંઈક અસર અનુભવી હોય. વિશ્વનું સૌંદર્ય જોવાની દૃષ્ટિ અને વિશ્વનું સંગીત સાંભળવાની શ્રુતિ વર્ડ્ઝવર્થ ડૉરોથી પાસેથી પામ્યા હતા એ ઋણનો સ્વીકાર તો એમણે કૃતજ્ઞતાપૂર્વક એમની પ્રસિદ્ધ પંક્તિમાં કર્યો છે: 'She gave me eyes, she gave me ears.' ડૉરોથીની નોંધમાં 'the little colony', 'more and yet more', 'a long belt', 'so beautiful', 'tossed and reeled and

danced', and laughed, 'so gay, ever glancing, ever changing', 'the simplicity, unity and life' આ શબ્દોમાં અને વર્ડ્ઝવર્થના કાવ્યમાં-ના એવા જ કેટલાક શબ્દોમાં જે વર્ણન અને દર્શન પ્રકટ થાય છે એ બે વચ્ચેનું સામ્ય સ્પષ્ટ છે. ડૉરોથીની નોંધમાં 'dance' અને 'unity'–આ બે શબ્દો અને વર્ડ્ઝવર્થના કાવ્યના પ્રત્યેક શ્લોકમાં (૬ઠ્ઠી, ૧૨મી, ૧૩મી અને ૨૪મી પંક્તિઓમા) '*dancing*' '*dance*' '*danced*' અને 'dances' શબ્દો દ્વારા નૃત્યનું પ્રતીક, નૃત્યનું રૂપક તથા કાવ્યસમગ્રમાં 'daffodils', 'stars', 'waves' અને 'my heart' વચ્ચે જે સહજસરલ ઐક્ય પ્રગટ થાય છે એ બન્ને વચ્ચેનું સામ્ય અત્યંત સૂક્ષ્મ અને સૂચક છે. વર્ડ્ઝવર્થ અને ડૉરોથીને ડૅફોડિલ્સનો આ અનુભવ પરસ્પરના સાન્નિધ્યમાં એકસાથે થયો છે. ડૉરોથીએ એમની નોંધમાં 'we' શબ્દ દ્વારા વર્ડ્ઝવર્થનો ઉલ્લેખ કર્યો છે. પણ વર્ડ્ઝવર્થે આ અનુભવ થયા પછી બે વરસે જ્યારે આ કાવ્ય રચ્યું ત્યારે એમાં ડૉરોથીનો ઉલ્લેખ કર્યો નથી. કાવ્યને આરંભે જ કહ્યુ છે: 'I wandered lonely as a cloud.' આ કાવ્યમાં ડૉરોથીને કે અન્ય કોઈ પણ મનુષ્યને સ્થાન નથી, ન હોય, એ કહેવાનું હોય; આરંભમાં એકલો અટૂલો ક અંતમાં એના હૃદય–'my h 'stars', 'waves' અને 'da સાથેનુ, 'a jocund com સાથેનું, સમસ્ત વિશ્વ સાથેનું પ ઐક્ય, એ છે આ કાવ્યનો મર્મ. કાવ્યમાં અન્ય કોઈ પણ મનુષ્યના, ડૉ

1 કવિલોક • માર્ચ-એપ્રિલ ૧૯૭૦

## ભાનુપ્રસાદ પંડ્યા

### પાછાં ઊગી ગયાં?

•શિખરિણી•

લઈને સંગાથે સહુ રમતનો દેશ, પગમાં
છલાંગો ચાંપીને મૃગની, ખગની બોલી ગ્રવતાં
ઉડાનો આંકીને કૂદડી ફરતા, સ્વચ્છ નભના
ભરી લૈ વિસ્તારો લઘુક દગ, નાતો નિભવતાં
પુરાણો પૃથ્વીની મખમલી ધૂળોનો, પરી તણાં
બધા રિશ્તેદારો જગ્ઠ મમ ગેહે ઊતરતાં–
ઉનાળુ છુટ્ટીના તરબતર ઉલ્લાસ સરખાં!

હવે મારી સોટી જડ નવ રહી, એ પગથકી
પલાણ્યે પંખાળો હય બની ગયો! ને ગુમ થઈ
જડેલાં ચશ્મામાં ટીખળ તબકે! લેખણ તણા
થયાં લીટે લીટે 'ચીતર' નવલા! પોટલી છૂટી
પુરાણોથી સંચ્યા રતન સમી વાતોની કીમતી!

અરે, ત્યાં તો એંશી પીગળી જઈને પાંચ જ રહ્યાં!
ખરેલા પર્ણો શું કૂંપળ બની પાછા ઊગી ગયાં?

## અરવિન્દ જોષી

### પત્ર

આ પાનખરમાં પત્રનો સંગ
તો ય હું તો જીવતુ રૂડે રૂ
જે એક દિન જાશે મરી;
તે ખરેખર પત્ર થઈ જાઈ
સુગ્ર સૌ ટોળે વળી ઉડે
હા, ઊડે
પત્રની ભેદી લિપિ
જીવનભર એ હું
જગતનાં સર્વ
વૈખરી

## રમેશ પારેખ

### જોશ જોવરાવજો રે લોલ....

તમે રે વાવ્યાં તે ઝૂલચાકળાતોરણમાંથી
ઝરઝર ખરી જાય ઝાડવાં હો જી,
આજ રે કહો તો વેલ્યું આજ રે જોડાવું,
તમે આવો તો રોપાવું રાણી, માંડવા હો જી.
આવો રે ઘરેણા રણવાસનાં, આવો તો આપું
તમને ઉતારા ખાલી છાતીએ હો જી,
લોચનની દીવડીએ અજવાળું વાય તો ય
ઢળતી રે સાંજ પરભાતિયે હો જી.

કઈ પેર આવીએ કે ચરણો બંધાયાં કોઈ
કિનખાબી કિનખાબી દોરીએ રે લોલ,
ગાંઠ પછી ગાંઠ રાણા, વળતી રે જાય અને
ગલગોટા જેમ અમે મ્હોરીએ રે લોલ;
જળ રે વિનાની જેવું માછલી ખળે ને એવાં
છાંયડી વિનાનાં અમે ખળતાં રે લોલ,
લીમડાની લીલીછમ ઘેઘૂર પરખ તો ય
ખોબો છાંયડા ય નો'તા મળતા રે લોલ.

પાદર ગળાવું રૂડા દરિયાની જોડય,
તમે આવો તો રોપાવું છાંયા વનના હો જી,
પવનની ડાળ દેશું પોઢણાં ને ધીમા
ધીમા વાવલિયા ઢોળશું લોચનના હો જી.

સાત સાત દરિયાઉં ભીતર ઝળુંબે એના
ફીણ જેવા ભણકારા વાગતા રે લોલ,
નીંદરને બ્હાને અમે પાંપણુની હેઠ રાણા,
ભીનુંછમ ભીનુંછમ જાગતાં રે લોલ.

દરિયા તો હોય રે દોરંગા મારાં રાજવણ,
ઘૂઘવે ઘડી તો ઘડી ઘટતા હો જી,
એકરંગ હું ને મારા ઓળઘોળ ગોખ
રાતદિવસ તમારું નામ રટતા હો જી.

સુધ્ધાંના અસ્તિત્વને રહેજ પણ અવકાશ છે જ કયાં જે?

કાવ્યની પ્રથમ પંક્તિમાં પૂર્વાર્ધમાં 'I wandered lonely' લગી તો કવિ પૃથ્વી પર એકલાઅટૂલા વિહરે છે. પણ જ્યાં ઉત્તરાર્ધમાં 'as a cloud'ની ઉપમા આવે છે ત્યાં કવિ એકલાઅટૂલા જ નહીં પણ અ-ધર વિહરે છે, મુક્ત વિહરે છે, તરલચંચલ વિહરે છે, અસ્થિર અનિશ્ચિત વિહરે છે, અહીંતહીં અહેતુક વિહરે છે, જનહીન જગતમાં, શૂન્યાવકાશમાં વિહરે છે. અર્થનું એવું એક મહાન પરિમાણ પ્રકટ થાય છે. મનુષ્યોથી છૂટાવિખૂટા વિહરવું એ હવે પછી કાવ્યમાં જે અનુભવ, વિશ્વૈક્યનો અનુભવ પ્રકટ થાય છે એની અનિવાર્ય ભૂમિકા છે. એકલતાની આ ભૂમિકા વિના આ અનુભવ શક્ય જ નથી. ત્રીજી જ પંક્તિમાં કવિ કહે છે કે એ ડૅફૉડિલ્સનો એક પુંજ જુએ છે. કેવાં ડૅફૉડિલ્સ? સોનેરી. ક્યાં? સરોવરની પાસે, વૃક્ષોની નીચે. કેવી સ્થિતિમાં? વાયુની લહરીમાં ડોલતાં અને નાચતાં. કેવું વિગતોથી ભર્યુંભર્યું ગતિશીલ ચિત્ર છે! પણ એટલું જ મહત્ત્વનું, બલકે એથી યે વિશેષ મહત્ત્વનું છે કવિનું ચિત્ર. એક તો કવિ એકલાઅટૂલા વિહરે છે; હમણાં જ જોયું એમ, મેઘની ઉપમામાંના સૌ અર્થપરિમાણ સાથે વિહરે છે; ત્યાં 'all at once'—એકાએક, અચાનક, અકસ્માત, સહસા એ આ ડૅફૉડિલ્સનો પુંજ—એકસાથે, એક જ દૃષ્ટિમાં દસ હજાર ડૅફૉડિલ્સનો પુંજ—જુએ છે. આમ, આ સહસાપણાને કારણે ડૅફૉડિલ્સદર્શનનો આ અનુભવ, ડૅફૉડિલ્સ સાથેના કવિના સંબંધનો,

danced', and laughed, 'so gay, ever glancing, ever changing', 'the simplicity, unity and life' આ શબ્દોમાં અને વર્ડ્ઝવર્થના કાવ્યમાંના એવા જ કેટલાક શબ્દોમાં જે વર્ણન અને દર્શન પ્રકટ થાય છે એ બે વચ્ચેનું સામ્ય સ્પષ્ટ છે. ડૉરોથીની નોંધમાં 'dance' અને 'unity'—આ બે શબ્દો અને વર્ડ્ઝવર્થના કાવ્યના પ્રત્યેક શ્લોકમાં (૬ઠ્ઠી, ૧૨મી, ૧૩મી અને ૨૪મી પંક્તિઓમાં) 'dancing' 'dance' 'danced' અને 'dances' શબ્દો દ્વારા નૃત્યનું પ્રતીક, નૃત્યનું રૂપક તથા કાવ્યસમગ્રમાં 'daffodils', 'stars', 'waves' અને 'my heart' વચ્ચે જે સહજસરલ ઐક્ય પ્રગટ થાય છે એ બન્ને વચ્ચેનું સામ્ય અત્યંત સૂક્ષ્મ અને સૂચક છે. વર્ડ્ઝવર્થ અને ડૉરોથીને ડૅફોડિલ્સનો આ અનુભવ પરસ્પરના સાન્નિધ્યમાં એકસાથે થયો છે. ડૉરોથીએ એમની નોંધમાં 'we' શબ્દ દ્વારા વર્ડ્ઝવર્થનો ઉલ્લેખ કર્યો છે. પણ વર્ડ્ઝવર્થે આ અનુભવ થયા પછી બે વરસે જ્યારે આ કાવ્ય રચ્યું ત્યારે એમાં ડૉરોથીનો ઉલ્લેખ કર્યો નથી. કાવ્યને આરંભે જ કહ્યું છે: 'I wandered lonely as a cloud.' આ કાવ્યમાં ડૉરોથીને કે અન્ય કોઈ પણ મનુષ્યને સ્થાન નથી, ન હોય, એ કહેવાનું હોય? કાવ્યના આરંભમાં એકલો અટૂલો મનુષ્ય અને અંતમાં એના હૃદય—'my heart'—નું 'stars', 'waves' અને 'daffodils' સાથેનું, 'a jocund company' સાથેનું, સમસ્ત વિશ્વ સાથેનું પૂર્ણ પરમ ઐક્ય, એ છે આ કાવ્યનો મર્મ. આવા કાવ્યમાં અન્ય કોઈ પણ મનુષ્યના, ડૉરોથી

## ભાનુપ્રસાદ પંડ્યા

### પાછાં ઊગી ગયાં?

શિખરિણી

લઈને સંગાથે સહુ રમતનો દેશ, પગમાં
છલાંગો ચાંપીને મૃગની, ખગની બોલી ગ્રવતા
ઉડાનો આંકીને કૂદડી ફરતા, સ્વચ્છ નભના
ભરી લૈ વિસ્તારો લઘુક દગ, નાતો નિભવતાં
પુરાણો પૃથ્વીની મખમલી ધૂળોનો, પરી તણાં
બધા રિશ્તેદારો જગઠ મમ ગેહે ઊતરતા—
ઉનાળુ છુટ્ટીના તરબતર ઉલ્લાસ સરખા!

હવે મારી સોટી જડ નવ રહી, બે પગથકી
પલાણ્યે પખાળો હય બની ગયો! ને ગુમ થઈ
જડેલા ચશ્મામાં ટીખળ તબકે! લેખણ તણા
*થયા લીટે લીટે 'ચીતર' નવલા! પેટલી છૂટી*
પુરાણોથી સંચ્યા રતન સમી વાતોની કીમતી!

અરે, ત્યાં તો એંશી પીગળી જઈને પાંચ જ રહ્યાં!
ખરેલાં પર્ણો શું કૂંપળ બની પાછાં ઊગી ગયાં?

## અરવિન્દ જોષી

### પત્ર

આ પાનખરમાં પત્રનો સંભવ નથી.
તો ય હું ઠું જીવતુ રહું રોજ મધુમય સ્વપ્નથી
જે એક દિન જાશે મરી;
તે ખરેખર પત્ર થઈ જાશે ખરી!
સુજ્ઞ સૌ ટાળે વળી ઉકેલજો—
હા, ઊકલે જો—
પત્રની ભેદી લિપિ
જે જીવનભર એ ઠૂંઠે નસનસ ચીપી.
આ જગતનાં સર્વ પત્રોની ખરી
વૈખરી એમાં ભરી!

## રમેશ પારેખ

### જોશ જોવરાવજો રે લોલ....

તમે રે વાવ્યાં તે ઝૂલચાકળાતોરણમાંથી
ઝરઝર ખરી જાય ઝાડવાં હો જી,
આજ રે કહો તો વેલ્યું આજ રે જોડાવું,
તમે આવો તો રોપાવું રાણી, માંડવા હો જી.
આવો રે ઘરેણા રણવાસનાં, આવો તો આપું
તમને ઉતારા ખાલી છાતીએ હો જી,
લોચનની દીવડીએ અજવાળું વાય તો ય
ઢળતી રે સાંજ પરભાતિયે હો જી.

કઈ પેર આવીએ કે ચરણો બંધાયાં કોઈ
કિનખાબી કિનખાબી દોરીએ રે લોલ,
ગાંઠ પછી ગાંઠ રાણા, વળતી રે જાય અને
ગલગોટા જેમ અમે મ્હોરીએ રે લોલ;
જળ રે વિનાની જેવું માછલી બળે ને એવાં
છાંયડી વિનાનાં અમે બળતાં રે લોલ,
લીમડાની લીલીછમ ઘેઘૂર પરબ તો ય
ખોબો છાંયડા ય નો'તા મળતા રે લોલ.

પાદર ગળાવું રૂડા દરિયાની જોડય,
તમે આવો તો રોપાવું છાંયા વનના હો જી,
પવનની ડાળ દેશું પોઢણાં ને ધીમા
ધીમા વાવલિયા ઢાળશું લોચનના હો જી.

સાત સાત દરિયાઉં ભીતર ઝળુંબે એના
ફીણ જેવા ભણકારા વાગતા રે લોલ,
નીંદરને બ્હાને અમે પાંપણની હેઠ રાણા,
ભીનુંછમ ભીનુંછમ જાગતાં રે લોલ.

દરિયા તો હોય રે દોરંગા મારાં રાજવણ,
ઘૂઘવે ઘડી તો ઘડી ઘટતા હો જી,
એકરંગ હું ને મારા ઓળઘોળ ગોખ
રાતદિવસ તમારું નામ રટતા હો જી.

સુષ્ધાંના અસ્તિત્વને સ્હેજ પણ અવકાશ છે જ ક્યાં જે?

કાવ્યની પ્રથમ પંક્તિમાં પૂર્વાર્ધમાં 'I wandered lonely' લગી તો કવિ પૃથ્વી પર એકલાઅટૂલા વિહરે છે. પણ જ્યાં ઉત્તરાર્ધમાં 'as a cloud'ની ઉપમા આવે છે ત્યાં કવિ એકલાઅટૂલા જ નહીં પણ અ-ધર વિહરે છે, મુક્ત વિહરે છે, તરલચંચલ વિહરે છે, અસ્થિર અનિશ્ચિત વિહરે છે, અહીંતહીં અહેતુક વિહરે છે, જનહીન જગતમાં, શૂન્યાવકાશમાં વિહરે છે. અર્થનું એવું એક મહાન પરિમાણ પ્રકટ થાય છે. મનુષ્યોથી છૂટાવિખૂટા વિહરવું એ હવે પછી કાવ્યમાં જે અનુભવ,વિશ્વઐક્યનો અનુભવ પ્રકટ થાય છે એની અનિવાર્ય ભૂમિકા છે. એકલતાની આ ભૂમિકા વિના આ અનુભવ શક્ય જ નથી. ત્રીજી જ પંક્તિમાં કવિ કહે છે કે એ ડૅફૉડિલ્સનો એક પુંજ જુએ છે. કેવાં ડૅફૉડિલ્સ? સોનેરી. ક્યાં? સરોવરની પાસે, વૃક્ષોની નીચે. કેવી સ્થિતિમાં? વાયુની લહરીમાં ડોલતાં અને નાચતાં. કેવું વિગતોથી ભર્યુંભર્યું ગતિશીલ ચિત્ર છે! પણ એટલું જ મહત્ત્વનું, બલકે એથી યે વિશેષ મહત્ત્વનું છે કવિનું ચિત્ર. એક તો કવિ એકલાઅટૂલા વિહરે છે; હમણાં જ જોયું એમ, મેઘની ઉપમામાંના સૌ અર્થપરિમાણ સાથે વિહરે છે; ત્યાં 'all at once'–એકાએક, અચાનક, અકસ્માત, સહસા એ આ ડૅફૉડિલ્સનો પુંજ— એકસાથે, એક જ દૃષ્ટિમાં દસ હજાર ડૅફૉડિલ્સનો પુંજ—જુએ છે. આમ, આ સહસાપણાને કારણે ડૅફૉડિલ્સદર્શનનો આ અનુભવ, ડૅફૉડિલ્સ સાથેના કવિના સંબંધનો,

મવાદનો, ઐક્યનો આ અનુભવ, અને ડૅફૉડિલ્સની દ્વારા અને સમસ્ત વિશ્વ સાથેના કવિના મબંધનો, મંવાદનો, ઐક્યનો આ અનુભવ એ એક તીવ્ર નાટ્યાત્મક અને અતિ ક્ષોભજનક અનુભવ છે હવે પછી કાવ્યમા જે અનુભવ, વિશ્વઐક્યનો અનુભવ પ્રકટ થાય છે એવા સૌ અનુભવો સૌ મનુષ્યોના જીવનમા આમ જ સહસા, ક્ષણમા-ક્ષણાર્ધમાં જ પ્રકટ થાય છે એ આવા અનુભવો વિશેનુ સાર્વભૌમ અને સનાતન સત્ય છે.

બીજા શ્લોકમા આ ડૅફૉડિલ્સ એમની તેજસ્વિતા અને વિપુલતાને કારણે કવિને રાત્રિના તારકોનુ સ્મરણ કરાવે છે. અને એક જ દૃષ્ટિપાતે કવિ જુએ છે કે શત સહસ્ર, ડૅફૉડિલ્સ આનંદનૃત્યમા એમના શિર ડોલાવે છે આમ, પહેલા શ્લોકની ૩–૬ પંક્તિઓનુ અહીં બીજા શ્લોકની ૯–૧૨ પંક્તિઓમા પુનરાવર્તન થાય છે આ પુનરાવર્તન દ્વારા ડૅફૉડિલ્સનું અને કવિનું ચિત્ર વધુ સ્પષ્ટ થાય છે અને તારકો સાથેની ઉપમા દ્વારા ઐક્યનો અનુભવ વધુ સઘન થાય છે

ત્રીજા શ્લોકમા ડૅફૉડિલ્સની નિકટના સરોવરના જલના તરંગો સાથે સરખામણી છે એ તરંગોની તેજસ્વિતા અને મુદિતાથી ડૅફૉડિલ્સની તેજસ્વિતા અને મુદિતા વિશેષ છે આમ, પૃથ્વી પરના ડૅફૉડિલ્સના દર્શનથી થતા આકાશના તારકોના સ્મરણ દ્વારા અને જલના તરંગોની સરખામણી દ્વારા પલકમા કવિની એકલતા અને ઉદાસીનતા ઐક્યમા અને આનંદમા, 'jocund company'મા, જાણે કે કોઈ અકળ–અગમ્ય પ્રક્રિયાથી,

નામ તો રટાવ્યા રટે પોપટા ગણાજી,
કંઈ એકરંગ હોય જોગી-જોગટા રે લોલ,
સવળી ચોપાટ કેરી માંડણી કરીને ગણા,
અવળા મંડાય નહીં સોગઠા રે લોલ.

રૂસણા ન હોય આવા આકરા ગોરા દે
ફૂલલોચનપથારી કરું કેડીએ હો જી,
ઓણ સાલ આંબા મ્હોર્યા લથબથ શાખ,
તમે આવો તો સંગાથ આંબા વેડીએ હો જી

રૂસણા શે તમથી લેવાય હો રાણાજી,
અમે લીલાછમ ઝાડવાને શમણે રે લોલ,
ટેરવડે મોતી તમે રોપિયુ તે મબલખ
જીવમા ઊગે છે ડાબે જમણે રે લોલ,
ગઢ રે ભગાય એવુ નમાણુ મોતીડું,
વેનવેલડી ઝ ઝેરી હો જોડાવજો રે લોલ,
વેં'યુ રે વળાવો એવા ફેરુ ક્યારે આવશે–ના
જોશી કને જોશ જોવરાવજો રે લોલ

## ઊર્મિલા મહેતા

### કેસૂડાંનું વન જાણે શું—

મન તો મારુ વાદળછાયા નભના જેવી ધૂસર મેડી,
વ્હાલમ! તારે વાયરે પ્હેરી સોનવરણી ફૂલપછેડી,
ગોખેગોખે ઝૂલવા માંડી તેજની કોમલ કિરણ જાળી,
પ્રભાત જાણે ન્હાઈને આવ્યુ, ચોમેર ચારુ સેર ઉછાળી,
તેમાંય વળી ગીત લાવ્યો તુ, ગીત નહિ, એ સૂરની બેડી–મન૦

ન્યાળ્યુ એને તોરણ ગૂંથ્યા અશોકપાને થૈ સોહાગી,
ઓછું હતુ તે વારેવારે ઝાંઝના ઝાલર બજવા લાગી,
તુ જ કે' પછી થાય શુ મારુ, સપનુ દીધુ ગીતમા રેડી–મન૦

કેસરવરણી ઝાય ઊડી, ને ભીંજ્યા મારા મસૃણચીર,
ભવનની રજેરજમા કેસર, દિશને ઊડયા કેસરનીર,
કેસૂડાનુ વન જાણે શુ ઊમટી આવ્યુ ઉમંગ તેડી!–મન૦

## મનોજ ખંડેરિયા

### ત્રણ કાવ્યો

§ ૧

દૂરની ડાળના પંખીનું ન ટહુકવાનું
ભૂરા નભના ખાલીપણાનું
અગર તો આજની મારી ઉદાસીનું
કેન્દ્ર એક નથી;
પરંતુ એક જ વર્તુળનું કોઈ તત્ત્વ
એ ત્રણેમાં સંકળાયેલું તો છે જ,
નહીંતર ખરી ગયેલાં પીંછાંના રંગોની યાદમાં
પંખીનું ચૂપ થઈ જવું મને સ્પર્શી જ કેમ શકે?

મારી ઉદાસી તો
સમાંતર વહ્યે જતા રેલવેના પાટા જેવા
શબ્દો પર સરકયા કરે છે.
શબ્દોની પોકળતા તો કયારનો પામી ચૂકયો છું.
શબ્દોને ઘેરી વળેલા અવકાશ પાસે
મારી કોઈ અપેક્ષા નથી.
એવું નથી કે અવકાશ કશું આપી શકે નહીં.
એમ તો તારા અનાવૃત્ત દેહને વીંટળાયેલા અવકાશે
મારાં સ્મરણોને આજ સુધી કયાં મઘમઘાવ્યાં નથી?
તારી અપેક્ષિત શબ્દોની અર્થધરા પર
આજ લગી અનર્થ થઇને ઊભો છું.
અકસ્માતની સંભાવનાની વાટે સરકાવ્યા કરું છું શબ્દો.
કદાચ કયારેક ટ્રેનના પાટા પરથી
ખડી પડતા ડબ્બાઓની જેમ
તારા બધા જ અર્થો તૂટી પડે
અને
તું મને—
અનર્થને—ઉકેલી શકે.

એ સાચું છે કે હું તો
પુરાતન યુગના કોઈ શિલાલેખની અણઉકલી ભાષા છું.
કાળનાં નેત્રો ટીકીટીકી જોયા કરે અક્ષરોના પોલાણને.

ગૂઢતાથી, રહસ્યમયતાથી પરિવર્તન પામે છે. કવિ પોતાને આ 'jocund company'—આનંદમય સમષ્ટિના એક અંતર્ગત ને અનિવાર્ય અંશ રૂપે, અથવા તો જલ, સ્થલ અને નભતલમાંની, ત્રિલોકમાંની વિરાટરૂપ પ્રકૃતિનાં તત્ત્વોમાં જે ઐકય અને આનંદ છે એના એક અંતર્ગત ને અનિવાર્ય અંશ રૂપે જુએ છે; આ સમસ્ત વિશ્વને એક અખંડ ચૈતન્યરૂપે કવિ એમના આત્મામાં અનુભવે છે. ડૅફોડિલ્સને જુએ છે, બસ જોયા જ કરે છે. અન્ય કંઈ ત્યારે સૂઝતું નથી, સમજાતું નથી. આ દૃશ્યનો શો અર્થ, એનું શું મૂલ્ય—કંઈ જ સૂઝતું નથી, સમજાતું નથી. વિશ્વ-ઐકયના અનુભવની પ્રથમ ક્ષણ સૌની આવી હોય છે. એ સંપૂર્ણ આત્મવિલોપનની ક્ષણ હોય છે. અને સાથેસાથે જ આત્મસાક્ષાત્કારની ક્ષણ હોય છે.

ચોથા શ્લોકમાં કવિ ભૂતકાળમાંથી વર્તમાનમાં સરે છે. અને ત્યારે એમને ડૅફોડિલ્સના દર્શનનો અર્થ, એનું મૂલ્ય સૂઝે છે, સમજાય છે. અનેકવાર કવિ જ્યારે શૂન્ય મને અથવા સભર મને પથારીમાં પડયા હોય છે ત્યારે પેલાં ડૅફોડિલ્સ તેમનાં આંતરચક્ષુ સમક્ષ સહસા ચમકી જાય છે અને એકાન્તનો પરમ આનંદ સરજી જાય છે. અને ત્યારે એમનું હૃદય એવા તો હર્ષથી ભરાઈ— ઊભરાઈ જાય છે કે ડૅફોડિલ્સની સાથે નાચવા લાગી જાય છે. કાવ્યને આરંભે 'lonely' શબ્દ દ્વારા જેમ એકલતા છે અને એ એકલતામાં જ જેમ ઐકય શકય છે તેમ અંતે 'solitude' શબ્દ દ્વારા એકાન્ત છે, અને આ એકાન્તમાં

જ જેનો ભૂતકાળમા સહસા અનુભવ કર્યો છે એ ઐકયનુ સ્મરણ થવુ અને એ સ્મરણ દ્વારા વર્તમાનમા એ ઐકયનુ પુન પુન અનુભવવુ શકય છે આમ, આ કાવ્યમાઐકયના અનુભવમા એકલતા ને અને એકાન્તનો કવિએ જે મહિમા કર્યો છે એ વિષે જેટલું કહીએ એટનુ ઓછુ છે

'The Daffodils' વિશ્વઐકય અને આનદનુ કાવ્ય છે એમા કવિ સમસ્ત વિશ્વને એક અખડ ચૈતન્ય રૂપે પોતાના આત્મામા અનુભવે છે એથી આ કાવ્ય આધ્યાત્મિક અનુભવનુ કાવ્ય છે, રહસ્યમય પરિવર્તનનુ કાવ્ય છે દર્શનની, રહસ્યોદ્‌ઘાટનની આ ક્ષણ આ દશ્ન–show ની સમૃદ્ધિ–wealth–એમના એકલાઅટૂલા અને ઉદાસીન જીવનને સદાયનુ ઐકય અને આનદસભર કરે છે આતરચક્ષુ દ્વારા, સ્મૃતિ દ્વારા એકલતા અને ઉદાસીનતાની અન્ય ક્ષણો પણ પેલી વાસતી સવારની પ્રથમ ક્ષણની જેમ જ ઐકય અને આનદથી સભર થાય છે, પુન પુન સભર થાય છે

કાવ્યમા બે પરાકાષ્ઠા છે કઈક અસામાન્ય, અસાધારણ, અનન્ય, અ દ્વિતીય, અનુપમ, અદ્‌ભુત વસ્તુનુ દર્શન કરવાનો સહસા આનદ (૩ ૪ પક્તિઓ), અને એ વસ્તુનું વારવાર સ્મરણ કર વાનો સહસા આનદ (૨૩ ૨૪ પક્તિઓ), પ્રત્યેક પરાકાષ્ઠામા કવિની એકલતા અને ઉદાસીનતા ઐકયમા અને આનદમા પરિ ણમે છે (૧૫-૧૬, ૨૩ ૨૪ પક્તિઓ) કાવ્યના કેન્દ્રમા નૃત્યનુ પ્રતીક છે કવિએ પ્રત્યેક શ્લોકમા એ યોજ્યું છે પુષ્પો, તા કો, તરગો આ નૃત્યના અગો છે

કાળની અગુલિ અક્ષરોનો અવકાશ ફેરવ્યા કરે નિરંતર
એની એકવિધ ક્રિયાઓમા
રાચવાનો મારો તો સ્વભાવ નથી
જન્મે જન્મે તને ચાહવાનુ માગવાનુ
સાહસ હું ન જ કરુ
મારી જન્મજન્માતરોની ક્રિયાઓને
એકવિધ નહીં થવા દઉં

એટલે જ કેટલી ય ક્ષણે
નદીઓના તળિયાના ભીના ભીના સ્તર મહીં
ઓગાળી દેવા ચાહુ છુ તારુ નામ,
ભેગ્વજપની ભેંકાર તે ટોચ ઉપરથી
તારા સ્મરણને ગબડાવી ચૂરેચૂરા કરી નાખવાની
ઇચ્છાઓ ઊગે છે મારા મનમા
કયારેક મારા ચાલુ વર્તમાનને
તારાથી અલગ કરી
દાબડીમા દાબડીમા દાબડીમા
એમ સાતમી દાબડીમા સઘરીને
વહાવી દઈશ સાગરને જળ
સાતમા પાતાળમા જ મત્સ્યરાણીને દેહ થશે ઠરીઠામ
ત્યારે કાઠા ઉપરના તારા અસ્તિત્વનુ શુ ?
એવો કોઈ પ્રશ્ન મને નહી મૂઝવે

§ ૨

ટેરવા સૂરજ બની ગયા,
હાથને રસ્તા મળી ગયા

આયનો ફૂટવાથી શુ વળ્યુ
પથ્થરો બોઠા પડી ગયા

કાળની રૂઢી છે ખરડ ત્વચા
સ્પર્શના પડઘા શમી ગયા

દોસ્ત, ગો પ્હાડના લીના
કાળજામાથી નથી ગયા

શું ખબર એ શ્હેર ક્યાં હતું?
મીણના નક્શા ગળી ગયા.

લંગરો છૂટી ગયાં અને–
શ્વાસનાં વ્હાણાં સરી ગયાં.

§ ૩

બાઝી ગયાં છે મૌનનાં જાળાં ખૂણેખૂણે,
વર્ષોથી લીલ જળ ઉપર જામે છે વાવમાં.

ઊતરો તમે તો સાવ દબાતે પગે જજો,
જાગી જશે એ નીર જે ઊંઘે છે વાવમાં.

શેવાળ-પાણી-ભીંત-પગથિયાં ફરે છે ગોળ,
પીછું ફરકતું જે પળે ઊતરે છે વાવમાં.

આખી ય સીમ તાપમાં તડકે તપી તપી,
લેવાને છાંયો આવીને બેસે છે વાવમાં.

ફફડાટ એની પાંખનો છે મારા લોહીમાં,
રૂહેવાનું જે કબૂતરો રાખે છે વાવમાં.

## મનહર ચરાડવા

## ખાલી ઘરમાં

તરડાતા વગડાની જેવો ખાલી ઘરમાં ફરું,
ફરતાં ફરતાં એવો ઊકળું તૃણ પહાડ કે તરુ!

ખીણ ખીણની એકલવાયી હવા શ્વાસમાં ભરું,
પાદરની ખાંભીને ભાળી ખૂણેખૂણે ખરું!

ઘૂઘવતી મીઠી છલછલ ક્યાં? પાણિયારે ન ઠરું,
નઠોર ચારે દીવાલોની ભીંસે આંસુ ભરું!

નભના તાજા ટહુકાઓને કેમ કરીને હરું?
રોમે રોમે રડે ઓરડા છત છાનાં શેં કરું?

ઉંબરના રેતીના પ્હાડો ચકરાતા હું ડરું,
પગલે પગલે રણ ખૂંચે ને બળતા આભે મરું!

જલ, સ્થલ અને નભતલમાં—ત્રિલોકમાં અને ત્રિકાલમાં આ નૃત્ય રચાય છે. કવિ પણ પ્રકૃતિ સાથેની એમની આત્મીયતાના અનુભવ, દર્શન અને રહસ્યોદ્ઘાટનને કારણે આ નૃત્યનું અંગ છે. આમ, ડૅફૉડિલ્સ, કવિ અને અન્ય સૌકોઈ આ નૃત્યની, આ વિશ્વનૃત્યની શિવશક્તિના, ચૈતન્યલીલાના પ્રતીક રૂપે પ્રકટ થાય છે.

'મારું હૃદય, આનંદથી ભરાતું—ઊભરાતું મારું હૃદય, ડૅફૉડિલ્સની સાથે નાચી ઊઠતું મારું હૃદય'...આ હૃદય એ આ કાવ્યનો—માત્ર આ કાવ્યનો જ નહીં પણ વર્ડ્ઝવર્થની સમગ્ર કવિતાનો આત્મા છે. આ હૃદયનું, માનવહૃદયનું, હૃદયના સંવેદનનું આપણી સંસ્કૃતિમાં યંત્રવિજ્ઞાનજનિત સંકુલતા અને સંકુચિતતાના યુગમાં જેટલું મૂલ્ય છે એટલું પૂર્વે કદી ન હતું. અને એથી આ હૃદયની, માનવહૃદયની, હૃદયના સંવેદનની કવિતાનો આજે આપણે જેટલો મહિમા કરીએ એટલો ઓછો છે. ઉપનિષદના પ્રાચીન ઋષિકવિની જેમ અર્વાચીન યુગમાં સહજ-સરલ આર્ષવાણીમાં હૃદયોપનિષદ રચનાર ઋષિકવિ વર્ડ્ઝવર્થને એમના જન્મની દ્વિશતાબ્દીએ આપણા હૃદયનાં અભિવંદન!

# માનવતા અને પ્રકૃતિનો કવિ
# વિલિયમ વર્ડ્ઝવર્થ

નિરંજન ભગત

(ગયા અંકથી પૂરું)



ઇંગ્લંડ આવીને વર્ડ્ઝવર્થે ઉત્તરના સરોવર-પ્રદેશોમાં આવેલા ગામ ગ્રાસમીઅરમાં વાસ કર્યો. વર્ડ્ઝવર્થ જ્યારે પહેલાં આલ્ફૉક્સડનમાં રહેવા ગયો ત્યારે તેને મિત્રની જરૂર હતી; પણ હવે એથી ઊલટું બન્યું. હવે કૉલરિજને મિત્રની જરૂર હતી. એટલે એ વર્ડ્ઝવર્થની પાછળ, ગ્રાસમીઅરથી બાર માઈલ દૂર કેસવિકમાં ચાલી આવ્યો. અહીં વર્ડ્ઝવર્થે આગળ જણાવેલો પોતાનો પ્રખ્યાત 'પ્રવેશક' લખ્યો, જેનો પાછળથી કૉલરિજે, મિત્રને અને સત્યને બન્નેને સાચવી લે એવો ઉત્તર 'બાયોગ્રાફિયા લિટરારિયા'માં લખ્યો.

ગ્રાસમીઅરવાસના પ્રારંભકાળમાં વર્ડ્ઝવર્થે 'માઈકલ', 'રેઝોલ્યુશન ઍન્ડ ઇન્ડિપેન્ડેન્સ' તથા 'ધ ડૅફૉડિલ્સ' વગેરે કૃતિઓ રચી. જેના ઉપર મૅથ્યુ આર્નલ્ડ મોહી પડ્યો હતો તે 'માઈકલ'માંની 'Never lifted up a single stone' તથા 'રેઝોલ્યુશન ઍન્ડ ઇન્ડિપેન્ડેન્સ'માંની 'And the whole body of the Man did seem Like one whom I had met within a dream.' આ પંક્તિઓમાં વર્ડ્ઝવર્થનો માનવપ્રેમ, અને 'ધ ડૅફૉડિલ્સ' તથા એવાં બીજાં અનેક 'કુસુમકાવ્યો'માં વર્ડ્ઝવર્થનો પ્રકૃતિપ્રેમ નીતરી રહ્યો છે.

આમ, વર્ડ્ઝવર્થ જ્યારે રોજરોજ પોતાની ચેતનાથી જગતને આંજતો જતો હતો ત્યારે કૉલરિજ અફીણના ઘેનમાં ઘેરાતો જતો હતો. ટી. એસ. ઇલિયટે જેને કરુણમાં કરુણ ગણાવ્યું છે તે કાવ્ય 'ડિજેક્શન' જ્યારે ૧૮૦૨ના એપ્રિલમાં કૉલરિજ લખવા બેઠો ત્યારે વર્ડ્ઝવર્થ પોતાનો એકનો એક મિત્ર ગુમાવવા બેઠો જોકે ૧૮૦૩ના ઉનાળાના વર્ડ્ઝવર્થના સ્કૉટલૅન્ડના પ્રથમ પ્રવાસના પ્રારંભકાળમાં કૉલરિજ સાથે જ હતો. કાવ્યક્ષેત્રે જર્મનીના પ્રવાસ જેટલો જ આ સ્કૉટલૅન્ડનો પ્રવાસ પણ વર્ડ્ઝવર્થને ફલદાયી નીવડ્યો. આ પ્રવાસમાં એણે 'સ્ટેપિંગ વેસ્ટવર્ડ્ઝ' અને 'ધ સૉલિટરી રીપર' જેવાં પ્રખ્યાત કાવ્યો રચ્યાં. આલ્ફૉક્સડનમાં કૉલરિજે

## મંગળ રાઠોડ

### ઘોડો

ક્ષિતિજ પર
નીચી ડોકે ચરતું'તું ઘાસ
પેલું આકાશ!
ત્યાં તો
કશુંક ફરકયું શું આસપાસ
કે કાન સરવા થયા બાવળના બે કાંટાળા
ને હવા સૂંઘવા લાગ્યા.

ચાબુક ચાવી જવાની ઇચ્છા
ફુગાઇને ફેલાઈ ગઈ હતી પીઠ પર
વર્ષોથી
તે રોમાંચિત થયેલી રૂંવાટીમાંથી ખરી પડી
ગુલમહોરનાં ફૂલ બની!
સમુદ્ર હણહણી ઊઠયો
કિનારે પડેલા શંખેશંખમાં.
પવન પૂંછડી વાંકી દોડયો–
ક્ષણુવંટોળિયો.
ઘાસ ભાલા બની શું ભોંકાયું
કે આકાશનો ઘોડો શું ભડકયો
કે ઠેકી ગયો નદીઓની ભેખડો,
વાંસનાં વન, કિલ્લા ને કાંગરા
ક્ષિતિજને પાર, પાંપણને પલકાર...

ફરી સાલા બની ગયા દર્ભાંકુરો
ને ચાબુક બાવળ પર બોલતો હોલો.
મેં બુચકારીને જીન પલાણ્યું,
ને પેગડામાં પગ મૂકવા જાઉં છું
ત્યાં તો —
હું ઘોડો બની ગયો!
અને ચાબુક ચાવી જવાના ઝનૂનથી
સવાર થઇ ગયો —
તારા પર.

સૂચવેલા 'ધ રેકલૂઝ'ની 'ધ પ્રિલ્યૂડ' રૂપે હવે પૂર્ણાહુતિ થઈ. એ 'પ્રિલ્યૂડ' વર્ડ્ઝવર્થનું મહાકાવ્ય મનાય છે. ૧૭૯૮ લગીના કવિ-માનસના વિકાસનો એમાં ચિતાર આપ્યો છે. ૧૭૯૮થી ૧૮૦૪ લગીનાં વર્ષોમાં એ રચાયું છે. પણ એનું પ્રકાશન તો, કવિની ઇચ્છા પ્રમાણે, ૧૮૫૦માં એનું અવસાન થયા બાદ જ થયું.

ગ્રાસમીઅરનો બીજો મહત્ત્વનો પ્રસંગ તે મિલ્ટનની શૈલીનું પુનઃ પરિશીલન. પોતાની કવિતાના ઉગમકાળમાં કેમ્બ્રિજમાં તેણે પ્રથમ મિલ્ટન વાંચેલો; પણ અનુભવોને આરે પહોંચેલા કવિચિત્તે આ બીજી વારના વાચનથી કોઇ જુદી જ અસર અનુભવી અને કવિની કલમમાંથી હવે મિલ્ટન શૈલીની વજનદાર કૃતિઓ વહેતી ચાલી.

મિલ્ટન જેવા સ્વાતંત્ર્યપ્રેમી કવિનો કેફ લઇને ૧૮૦૨માં વર્ડ્ઝવર્થે એક દશકા પછી કૅલેમાં ફરીથી પગ મૂકયો. ડોવર જતાં રસ્તામાં વેસ્ટમિન્સ્ટર બ્રિજ ઉપરથી પસાર થતાં તેણે પોતાની એ પુલ પરની પ્રખ્યાત સૉનેટ રચી. કૅલેમાં તે, ઍનેત, ડૉરોથી ને ઍનેતની પેલી પુત્રી સાથે એક મહિનો રહ્યો ત્યારે ક્ષણભર તો જાણે કે એને એનો ભૂતકાળ પાછો મળી ગયો. કૅલેમાં પણ એણે સાત સૉનેટ રચી. કૅલેના આ પ્રવાસની અસરનો તાગ, એણે પાછા ફરીને લંડનમાં મિલ્ટનની યાદ આપે એવી જે કેટલીક સૉનેટો લખી છે તે પરથી પામી શકાય છે.

'Earth has not anything to show more fair' ગાનારો કવિ

Milton! thou shouldst be living at this hour, / England hath need of thee!' એમ કકળી ઊઠે છે.

માનવતા અને પ્રકૃતિનો કવિ

# વિલિયમ વર્ડ્ઝવર્થ

નિરંજન ભગત

(ગયા અંકથી પૂરું)

ઇંગ્લંડ આવીને વર્ડ્ઝવર્થે ઉત્તરના સરોવર-પ્રદેશોમાં આવેલા ગામ ગ્રાસમીઅરમાં વાસ કર્યો. વર્ડ્ઝવર્થ જ્યારે પહેલા આલ્ફૉક્સડનમાં રહેવા ગયો ત્યારે તેને મિત્રની જરૂર હતી; પણ હવે એથી ઊલટું બન્યું. હવે કૉલરિજને મિત્રની જરૂર હતી. એટલે એ વર્ડ્ઝવર્થની પાછળ, ગ્રાસમીઅરથી બાર માઈલ દૂર કેસવિકમાં ચાલી આવ્યો. અહીં વર્ડ્ઝવર્થે આગળ જણાવેલો પોતાનો પ્રખ્યાત 'પ્રવેશક' લખ્યો, જેનો પાછળથી કૉલરિજે, મિત્રને અને સત્યને બન્નેને સાચવી લે એવો ઉત્તર 'બાયોગ્રાફિયા લિટરારિયા'માં લખ્યો.

ગ્રાસમીઅરવાસના પ્રારંભકાળમાં વર્ડ્ઝવર્થે 'માઈકલ', 'રેઝોલ્યુશન ઍન્ડ ઇન્ડિપેન્ડેન્સ' તથા 'ધ ડૅફોડિલ્સ' વગેરે કૃતિઓ રચી. જેના ઉપર મૅથ્યુ આર્નૉલ્ડ મોહી પડયો હતો તે 'માઈકલ'માંની
'Never lifted up a single stone'
તથા 'રેઝોલ્યુશન ઍન્ડ ઇન્ડિપેન્ડેન્સ'માંની
'And the whole body of the Man did seem
Like one whom I had met within a dream.'
આ પંક્તિઓમાં વર્ડ્ઝવર્થનો માનવપ્રેમ, અને 'ધ ડૅફોડિલ્સ' તથા એવાં બીજાં અનેક 'કુસુમકાવ્યો'માં વર્ડ્ઝવર્થનો પ્રકૃતિપ્રેમ નીતરી રહ્યો છે.

આમ, વર્ડ્ઝવર્થ જ્યારે રોજરોજ પોતાની ચેતનાથી જગતને આંજતો જતો હતો ત્યારે કૉલરિજ અફીણના ઘેનમાં ઘેરાતો જતો હતો. ટી. એસ. એલિયટે જેને કરુણમાં કરુણ ગણાવ્યું છે તે કાવ્ય 'ડિજેક્શન' જ્યારે


કૉલરિજ

૧૮૦૨ના એપ્રિલમાં કૉલરિજ લખવા બે... વર્ડ્ઝવર્થ પોતાનો એકનો એક મિત્ર ગુમાવ... જોકે ૧૮૦૩ના ઉનાળાના વર્ડ્ઝવર્થના સ્કૉ... પ્રથમ પ્રવાસના પ્રારંભકાળમાં કૉલરિજ સાથે ... કાવ્યક્ષેત્રે જર્મનીના પ્રવાસ જેટલો જ આ સ્કૉ... પ્રવાસ પણ વર્ડ્ઝવર્થને ફલદાયી નીવડયો. આ પ્ર... એણે 'સ્ટેપિંગ વેસ્ટવર્ડ્ઝ' અને 'ધ સૉલિટરી ... જેવા પ્રખ્યાત કાવ્યો રચ્યાં. આલ્ફૉક્સડનમાં કૉલ...

## મંગળ રાઠોડ

### ઘોડો

ક્ષિતિજ પર
નીચી ડોકે ચરતું'તું ઘાસ
પેલું આકાશ !
ત્યાં તો
કશુંક ફરક્યું શું આસપાસ
કે કાન સરવા થયા બાવળના બે કાંટાળા
ને હવા સૂંઘવા લાગ્યા.

ચાબુક ચાવી જવાની ઇચ્છા
ફુગાઇને ફેલાઈ ગઈ હતી પીઠ પર
વર્ષોથી
તે રોમાંચિત થયેલી રૂંવાટીમાંથી ખરી પડી
ગુલમહોરનાં ફૂલ બની !
સમુદ્ર હણહણી ઊઠયો
કિનારે પડેલા શંખેશંખમાં.
પવન પૂંછડી વાંગી દોડયો–
ક્ષણવંટોળિયો.
ઘાસ ભાલા બની શું ભોંકાયું
કે આકાશનો ઘોડો શું ભડકયો
કે ઠેકી ગયો નદીઓની ભેખડો,
વાંસનાં વન, કિલ્લા ને કાંગરા
ક્ષિતિજને પાર, પાંપણને પલકાર...

ફરી સાલા બની ગયા દર્ભાંકુરો
ને ચાબુક બાવળ પર બોલતો હોલો.
મેં બુચકારીને જીન પલાણ્યું,
ને પેગડામાં પગ મૂકવા જાઉં છું
ત્યાં તો —
હું ઘોડો બની ગયો !
અને ચાબુક ચાવી જવાના ઝનૂનથી
સવાર થઈ ગયો —
તારા પર.

સૂચવેલા 'ધ રેકલૂઝ'ની 'ધ પ્રિલ્યૂડ' રૂપે હવે પૂર્ણાહુતિ થઈ. એ 'પ્રિલ્યૂડ' વર્ડ્ઝવર્થનું મહાકાવ્ય મનાય છે. ૧૭૯૮ લગીના કવિ-માનસના વિકાસનો એમાં ચિતાર આપ્યો છે. ૧૭૯૮થી ૧૮૦૪ લગીનાં વર્ષોમાં એ રચાયું છે. પણ એનું પ્રકાશન તો, કવિની ઇચ્છા પ્રમાણે, ૧૮૫૦માં એનું અવસાન થયા બાદ જ થયું.

આસમીઅરનો બીજો મહત્ત્વનો પ્રસંગ તે મિલ્ટનની શૈલીનું પુનઃ પરિશીલન. પોતાની કવિતાના ઉગમકાળમાં કેમ્બ્રિજમાં તેણે પ્રથમ મિલ્ટન વાંચેલો; પણ અનુભવોને આરે પહોંચેલા કવિચિત્તે આ બીજી વારના વાચનથી કોઈ જુદી જ અસર અનુભવી અને કવિની કલમમાંથી હવે મિલ્ટન શૈલીની વજનદાર કૃતિઓ વહેતી ચાલી.

મિલ્ટન જેવા સ્વાતંત્ર્યપ્રેમી કવિનો કેફ લઇને ૧૮૦૨માં વર્ડ્ઝવર્થે એક દશકા પછી કૅલેમાં ફરીથી પગ મૂકયો. ડોવર જતાં રસ્તામાં વેસ્ટમિન્સ્ટર બ્રિજ ઉપરથી પસાર થતાં તેણે પોતાની એ પુલ પરની પ્રખ્યાત સૉનેટ રચી. કૅલેમાં તે, ઍનેત, ડૉરોથી ને ઍનેતની પેલી પુત્રી સાથે એક મહિનો રહ્યો ત્યારે ક્ષણભર તો જાણે કે એને એનો ભૂતકાળ પાછો મળી ગયો. કૅલેમાં પણ એણે સાત સૉનેટ રચી. કૅલેના આ પ્રવાસની અસરનો તાગ, એણે પાછા ફરીને લંડનમાં મિલ્ટનની યાદ આપે એવી જે કેટલીક સૉનેટો લખી છે તે પરથી પામી શકાય છે.

'Earth has not anything to show more fair' ગાનારો કવિ

Milton! thou shouldst be living at this hour, / England hath need of thee!' એમ કકળી ઊઠે છે.

### માનવતા અને પ્રકૃતિનો કવિ

# વિલિયમ વર્ડ્ઝવર્થ

નિરંજન ભગત

(ગયા અંકથી પૂરું)

ઇંગ્લંડ આવીને વર્ડ્ઝવર્થે ઉત્તરના સરોવર-પ્રદેશોમાં આવેલા ગામ ગ્રાસમીઅરમાં વાસ કર્યો. વર્ડ્ઝવર્થ જ્યારે પહેલાં આલ્ફૉક્સ્ડનમાં રહેવા ગયો ત્યારે તેને મિત્રની જરૂર હતી; પણ હવે એથી ઊલટું બન્યું. હવે કૉલરિજને મિત્રની જરૂર હતી. એટલે એ વર્ડ્ઝવર્થની પાછળ, ગ્રાસમીઅરથી બાર માઈલ દૂર કેસવિકમાં ચાલી આવ્યો. અહીં વર્ડ્ઝવર્થે આગળ જણાવેલો પોતાનો પ્રખ્યાત 'પ્રવેશક' લખ્યો, જેનો પાછળથી કૉલરિજે, મિત્રને અને સત્યને બન્નેને સાચવી લે એવો ઉત્તર 'બાયોગ્રાફિયા લિટરારિયા'માં લખ્યો.

ગ્રાસમીઅરવાસના પ્રારંભકાળમાં વર્ડ્ઝવર્થે 'માઈકેલ', 'રેઝોલ્યુશન ઍન્ડ ઇન્ડિપેન્ડેન્સ' તથા 'ધ ડૅફોડિલ્સ' વગેરે કૃતિઓ રચી. જેના ઉપર મૅથ્યુ આર્નલ્ડ મોહી પડ્યો હતો તે 'માઇકલ'માંની
'Never lifted up a single stone'
તથા 'રેઝોલ્યુશન ઍન્ડ ઇન્ડિપેન્ડેન્સ'માંની
*'And the whole body of the Man did seem*
Like one whom I had met within a dream.'
આ પંક્તિઓમાં વર્ડ્ઝવર્થનો માનવપ્રેમ, અને 'ધ ડૅફોડિલ્સ' તથા એવાં બીજાં અનેક 'કુસુમકાવ્યો'માં વર્ડ્ઝવર્થનો પ્રકૃતિપ્રેમ નીતરી રહ્યો છે.

આમ, વર્ડ્ઝવર્થ જ્યારે રોજરોજ પોતાની ચેતનાથી જગતને આંજતો જતો હતો ત્યારે કૉલરિજ અફીણના ઘેનમાં ઘેરાતો જતો હતો. ટી. એસ. ઇલિયટે જેને કરુણમાં કરુણ ગણાવ્યું છે તે કાવ્ય 'ડિજેક્શન' જ્યારે



૧૮૦૨ના એપ્રિલમાં કૉલરિજ લખવા બેઠો ત્યારે વર્ડ્ઝવર્થ પોતાનો એકનો એક મિત્ર ગુમાવવા બેઠે. જોકે ૧૮૦૩ના ઉનાળાના વર્ડ્ઝવર્થના સ્કૉટલૅન્ડ પ્રથમ પ્રવાસના પ્રારંભકાળમાં કૉલરિજ સાથે જ હતો. કાવ્યક્ષેત્રે જર્મનીના પ્રવાસ જેટલો જ આ સ્કૉટલૅન્ડનો પ્રવાસ પણ વર્ડ્ઝવર્થને ફલદાયી નીવડ્યો. આ પ્રવાસમ, એણે 'સ્ટેપિંગ વેસ્ટવર્ડ્ઝ' અને 'ધ સૉલિટરી રીપર' જેવાં પ્રખ્યાત કાવ્યો રચ્યાં. આલ્ફાક્સ્ડનમાં કૉલરિજે

## મંગળ રાઠોડ

### ઘોડો

ક્ષિતિજ પર
નીચી ડોકે ચરતું'તું ઘાસ
પેલું આકાશ!
ત્યાં તો
કશુંક ફરકયું શું આસપાસ
કે કાન સરવા થયા બાવળના બે કાંટાળા
ને હવા સૂંઘવા લાગ્યા.

ચાબુક ચાવી જવાની ઇચ્છા
ફુગાઇને ફેલાઈ ગઈ હતી પીઠ પર
વર્ષોથી
તે રોમાંચિત થયેલી રૂંવાટીમાંથી ખરી પડી
ગુલમહોરનાં ફૂલ બની!
સમુદ્ર હણહણી ઊઠયો
કિનારે પડેલા શંખેશંખમાં.
પવન પૂંછડી વાંઝી દોડયો–
ક્ષણવંટોળિયો.
ઘાસ ભાલા બની શું ભોંકાયું
કે આકાશનો ઘોડો શું ભડકયો
કે ઠેકી ગયો નદીઓની ભેખડો,
વાંસનાં વન, કિલ્લા ને કાંગરા
ક્ષિતિજને પાર, પાંપણને પલકાર...

ફરી સાલા બની ગયા દર્ભાંકુરો
ને ચાબુક બાવળ પર ખેલતો હોલો.
મેં બુચકારીને જીન પલાણ્યું,
ને પેગડામાં પગ મૂકવા જાઉં છું
ત્યાં તો —
હું ઘોડો બની ગયો!
અને ચાબુક ચાવી જવાના ઝનૂનથી
સવાર થઈ ગયો —
તારા પર.

સૂચવેલા 'ધ રેકલૂઝ'ની 'ધ પ્રિલ્યૂડ' રૂપે હવે પૂર્ણાહુતિ થઈ. એ 'પ્રિલ્યૂડ' વર્ડ્ઝવર્થનું મહાકાવ્ય મનાય છે. ૧૭૯૮ લગીના કવિ-માનસના વિકાસનો એમાં ચિતાર આપ્યો છે. ૧૭૯૮થી ૧૮૦૪ લગીનાં વર્ષોમાં એ રચાયું છે. પણ એનું પ્રકાશન તો, કવિની ઇચ્છા પ્રમાણે, ૧૮૫૦માં એનું અવસાન થયા બાદ જ થયું.

ગ્રાસમીઅરનો બીજો મહત્ત્વનો પ્રસંગ તે મિલ્ટનની શૈલીનું પુનઃ પરિશીલન. પોતાની કવિતાના ઉગમકાળમાં કેમ્બ્રિજમાં તેણે પ્રથમ મિલ્ટન વાંચેલો; પણ અનુભવોને આરે પહોંચેલા કવિચિત્તે આ બીજી વારના વાચનથી કોઈ જુદી જ અસર અનુભવી અને કવિની કલમમાંથી હવે મિલ્ટન શૈલીની વજનદાર કૃતિઓ વહેતી ચાલી.

મિલ્ટન જેવા સ્વાતંત્ર્યપ્રેમી કવિનો કેફ લઇને ૧૮૦૨માં વર્ડ્ઝવર્થે એક દશકા પછી ફ્રૅન્સમાં ફરીથી પગ મૂકયો. ડોવર જતાં રસ્તામાં વેસ્ટમિન્સ્ટર બ્રિજ ઉપરથી પસાર થતાં તેણે પોતાની એ પુલ પરની પ્રખ્યાત સૉનેટ રચી. ફ્રૅન્સમાં તે, ઍનેત, ડૉરોથી ને ઍનેતની પેલી પુત્રી સાથે એક મહિનો રહ્યો ત્યારે ક્ષણભર તો જાણે કે એને એનો ભૂતકાળ પાછો મળી ગયો. ફ્રૅન્સમાં પણ એણે સાત સૉનેટ રચી. ફ્રૅન્સના આ પ્રવાસની અસરનો તાગ, એણે પાછા ફરીને લંડનમાં મિલ્ટનની યાદ આપે એવી જે કેટલીક સૉનેટો લખી છે તે પરથી પામી શકાય છે.

'Earth has not anything to show more fair' ગાનારો કવિ

Milton! thou shouldst be living at this hour, / England hath need of thee!' એમ કકળી ઊઠે છે.

આ પ્રવાસના સમયમાં જ વર્ડ્ઝવર્થે દ્રુસેં પરની પોતાની સર્વશ્રેષ્ઠ સૉનેટ રચી. એમાની એક પંક્તિ 'The friends are exaltations, agonies'ને આઇરિશ કવિ વિવેચક Æ એ અંગ્રેજી ભાષાના ગૌરવ ને સાહિત્યની સિદ્ધિ લેખે ગણાવી છે.'લિરિકલ બૅલાડ્ઝ'નાપ્રવેશકનો વર્ડ્ઝવર્થ તો અહીં શોધ્યો જડતો નથી.

કૅલેથી પાછા ફરીને લંડનમાં ત્રણ અઠવાડિયા ગાળીને કવિ યૉર્કશાયરમા બહેન ડૉરૉથીની સહાધ્યાયિની મેરી હચિન્સનને ત્યા અતિથિ રૂપે રહ્યો; અને એ પરિચયને પરિણામે, ઈ. ૧૮૦૨ના ઑક્ટોબરની ૪થી એ, 'આનંદના ઓછાયા' જેવી એ મેરી સાથે કવિએ લગ્ન કર્યું લગ્નને ત્રીજે જ દિવસે આ ત્રિપુટીનુ ગ્રાસમીઅરમા પુનરાગમન થયું.

કૅલેના પ્રવાસે કવિના અંતરંગ પર ભારે અસર ઉપજાવી. એની પ્રતીતિ ૧૮૦૫ની આસપાસ રચેલી 'પીલ કૅસલ', 'ધ હૅપી વૉરીઅર', 'ઓડ ટુ ડ્યૂટી' તથા 'ઇમ્મૉર્ટાલિટી ઓડ' જેવી કૃતિઓ પરથી થાય છે 'પ્રિલ્યૂડ'મા જેમ ૧૭૯૩થી ૧૭૯૭ લગીની કવિની આત્મકથા છે, અને ત્યાર પછીનો અનહદ આનંદ જેમ 'ટિન્ટર્ન ઍબી'મા છે, તેમ ૧૮૦૨થી ૧૮૦૬ લગીની ઉથલપાથલનો ઇતિહાસ 'ઇમ્મૉર્ટાલિટી ઓડ'મા નોંધાયો છે 'ટિન્ટર્ન ઍબી'મા અધૂરો રહેલો તંતુ ત્યા પૂરો થયો છે કવિના વ્યક્તિત્વની ગભીરતાનુ ઉચ્ચારણ આ બે કૃતિઓમા સર્વાંગસંપૂર્ણ શ્રવણગોચર થાય છે એકમા અનહદ આનંદનુ તો બીજીમા અપાર વેદનાનુ પ્રકટેલુ ગાન કવિના કવનની યશકલગી છે.

## ધીરુ પરીખ

### ઘડીક

આજે જીવને એમ થતુ કે
લાવ ઘડીક તો ઊડી લઉં...

ફડફડ કરતો અનંત આખું,
ચંદર તો શુ સૂરજનુ પણ
અંતર ના કે લાંબું;
તગતગતા હુ તેજ ગ્રહી લઉ કરમાં:
અંધારાના ટોળાં ના'વે
સાથ કદી ય સફરમાં!
અધવચ ત્યા તો એમ થતુ કે
લાવ ઘડીક તો ડૂબકી દઉં...

સરસર કરતો સાગર-તલમાં સરકું,
તિમિર પ્હાડો ખૂંદી ખૂંદી ભીતરમા કૈં ગરકુ:
ઝગઝગતા રત્નો લઉં મારી સાથે,
તરતો આવુ ક્ષારસપાટી માથે!

માથે આમતેમ જ્યાં નજર કરું ત્યા મોતી વેરઈ જાતા:
રતન આભમા બૂડે
તેજ આભમા ઊડે–
ઘડીકમા તો ધસી આવતાં એ જ:
ઉપર-તળેથી કાળા ટોળા, કાળા પ્હાડો!

## ભગવતીકુમાર હ. શર્મા

### સરુવનમાં

મને કોઈ સરુવનમાં લઈ જાવ...
કે મારાં રોમરોમના ભૂરા ભૂરા દરિયાઓમાં
વહી રહી છે સરુઓ કેરી લીલી લીલી નાવ...

સરુના ધોળા ધોળા સઢો ગયા ગૂંચવાઈ આભની ઊંચી ટોચે,
સરુનાં અખરખિયાં મોજાં પર પીળાં ફીણબની પરપોટા પ્હોંચે.
કે મારાં રોમરોમનાં નીલાં નીલાં મોજાંઓમાં
ધસી રહ્યાં છે ફેનિલ કંઈ હરણાંવ...

સરુની છાયા હેઠળ કરે ગોઠડી તડકાનાં ચાંદરણાં
સૂની બપોર પીતી કોયલના ટહુકાનો મીઠો લીલેરો આસવ.
કે દરિયે તડકાનાં તોફાની ટોળાં પડે-ઊછળે
સાંજ સુધી એ રહે લગાડી દવ.
કે મારાં રોમરોમનાં પીળાં પીળાં ચાંદરણાંને
કહી રહ્યું છે કોઈ: 'હવે તો આવ!'...

સરુને પવન ભરીને બાથ ગુંજતો એક ઢાળનાં ગીત,
રસળતી સૂરેસૂર લાલ, ગુલાબી અને કેસરી, મજીઠરંગી પ્રીત.
કે મારાં રોમરોમનાં નારંગી ગીતોને
આજે પવન કહે છે: 'ગાવ!'...
મને કોઈ સરુવનમાં લઈ જાવ...

## માણિક વર્મા

### હિંદી કવિતા

'ક્રોસ'નો અર્થ છે:
આપણે કાજ
કોઈ શૂળી પે ચડે.

ને પછી
'એ મસીહા ખરા કે નહિ'
પ્રશ્ન પર
કૉફીહાઉસમાં
સૌ પરસ્પર લડે.

ત્યાર પછી કવિના કવનકાળની ઊતરતી કક્ષા બેસી જાય છે. 'ઓડ'ની અંતિમ પંક્તિમાં જ જાણે કવિના કવિત્વનો અંત આવે છે. પછીનો કવિ કુંઠિત-કંઠ બની ગયો લાગે છે. હવે કવિ 'ધી એક્સકર્ઝન' નામનું મહાકાવ્ય માંડે છે. એની પૂર્વેનાં મહાકાવ્યોથી, વસ્તુ અને રીતિમાં એ અનોખું છે. એનો વિષય છે 'હોપ'–આશા. પાત્રો છે 'વૉન્ડરર', 'પેસ્ટર', 'પોએટ' ને 'સૉલીટરી', ને એનું સ્થળ છે સરોવરપ્રદેશ. એમાં અમુક સર્ગ લગી ઉપરનાં ચાર પાત્રો વચ્ચે ઇંગ્લંડના સામાજિક અને આધ્યાત્મિક પ્રશ્નોની ચર્ચા ચાલે છે. પણ એ કાવ્યના 'પ્રૉસ્પેક્ટસ'માં કવિએ જે અપેક્ષા જગાડી હતી તે એણે સંતોષી નહિ. 'પ્રિલ્યૂડ'ની પેઠે કવિના અંગત જીવનની દૃષ્ટિએ જ આ કૃતિનું મહત્ત્વ છે. જોકે વર્ડ્ઝવર્થ તો એક મહાન કલાકૃતિ રૂપે જ એને માનતો હતો, કારણ કે 'પ્રિલ્યૂડ'ને તો એ આ કલામંદિરનો એક સ્તંભમાત્ર જ ગણતો હતો. એટલે જ તો ૧૮૧૪માં એણે 'ધી એક્સકર્ઝન'નું પ્રકાશન કર્યું ને 'ધ પ્રિલ્યૂડ'ને છેક મૃત્યુ લગી અંધારમાં જ રાખ્યું.

'ધી એક્સકર્ઝન'માં ક્યાંક ક્યાંક હજુ યે 'ટિન્ટર્ન ઍબી' કે 'ઇમ્મૉર્ટાલિટી ઓડ'નો વર્ડ્ઝવર્થ નજરે પડે છે; અને ૧૮૧૪ના 'લાઓડેમિયા' તથા ૧૮૧૮ના 'લાઇન્સ કૉમ્પોઝ્ડ ઑન ઍન ઇવનિંગ ઑવ એક્સ્ટ્રા-ઑર્ડિનરી બ્યૂટી'ના કવિમાં એની અંતિમ ઝલક જોવા મળે છે. ત્યાર પછી કવિતાની નહિ પણ કવિમાંના માનવીની પ્રગતિનો જ પરિચય થાય છે; અને એની ઉત્તરાવસ્થા એ દૃષ્ટિએ જ વિકાસગામી ગણી શકાય. ઉત્તરાશ્રમમાં વર્ડ્ઝવર્થ કવિ મટીને ફિલસૂફ બની જાય છે. ૧૮૨૦માં 'ધ રિવર ડડન'

ઉપર તેત્રીસ સૉનેટ કવિ આપણને આપે છે, જેમાંની એક 'આફ્ટર થૉટ'ના અપવાદ સિવાય એકે વર્ડ્ઝવર્થની કલાનો પરિચય કરાવતી નથી. એની 'એક્લિઝીઍસ્ટિકલ સૉનેટ્સ'માં પણ એમ જ બન્યું છે.

ઈ. ૧૮૧૩માં કવિએ 'રાઈડલ માઉન્ટ' ખાતે આવીને કાયમનો વાસ કર્યો, જ્યાં તેના જીવનનાં લગભગ છેલ્લાં ૪૦ વરસ વીત્યાં. હવે જીવનમાં તે સ્થિર થયો. તેને એક મિત્રનો નાનો વારસો મળી ગએલો તેમાંથી તે બહુ કરકસરથી રહેતો ૧૮૧૩-માં તેને એક નાનીસરખી સરકારી નોકરી (વેસ્ટમોરલૅન્ડ પરગણામાં સરકારી દસ્તાવેજો વેચનારની) મળી તેથી તેની આર્થિક સ્થિતિ હળવી થઈ. પછીથી તેને આબકારી ખાતામાં હોદ્દો મળ્યો, જેમાં તેને ખાસ કશું કામ જ કરવાનું ન હતું. હવે કુદરત તથા કાવ્યની કુંજોમાં તે મસ્ત રહેતો, અને ગામડાનાં લોકો ઘણીવાર આવા પ્રતિષ્ઠિત મોટા માણસને સરોવરને કાંઠે કે ટેકરીઓની ગાળીમા બૂમો પાડીપાડીને કાવ્યો લલકારતો સાંભળીને અચરજ પામતાં. વર્ડ્ઝવર્થને એ ટેવ હતી.

૧૮૨૦ના ઉનાળામાં કવિએ મેરી, ડૅરોથી અને પોતાના મિત્ર ક્રૅબ રોબિન્સન સાથે યુરોપનો બીજીવાર (ફ્રૅંસની એક માસની મુલાકાત જતી કરતા) પ્રવાસ કર્યો; ૧૮૨૮મા કૉલરિજની સાથે ર્‌હાઈન પ્રદેશમાં પ્રવાસ કર્યો; ૧૮૩૧ ને ૧૮૩૭માં એણે ઈટાલીનો પ્રવાસ કર્યો. આ પ્રવાસોનો રસિક ઇતિહાસ 'મેમોરિયલ્સ'માં અંકાયો છે.

૧૮૩૯થી મૃત્યુ લગીનો કાળ એણે 'ધ પ્રિલ્યૂડ'ની હસ્તપ્રતમાં સુધારાવધારા કરવામાં ગાળ્યો અને આ પાઠાન્તરો જ એના

## સુજાતા પ્રિયંવદા

(ઊડિયા કવિતા)

### સ્મૃતિ

સ્મૃતિના પથસંગમ પર
થોક થોક આવે છે કેટલી યે આકૃતિઓ
જાણીતી ને અજાણી;
પંથ, નદી, પહાડ, દ્વિપ,
ગુફાઓ (અંધારી...ઊજળી...);
ગુંજન મર્મરિત વાતો
કંઈક જૂઠી, કંઈક સાચી
કંઈક અમથી જ કહેવાયેલી.
ઊગે છે ચહેરા કંઈક પરિચિત, કંઈક અજાણ્યા.
ઘડી ઘડી દેખા દે છે કેટલી યે–
સ્પર્શભૂખી થરથરતી આંગળીઓ...

પછી ચાલી જાય છે સહુ
પોતપોતાના નિરાળા માર્ગ પર
ને રહી જાય છે ધૂળ...કેવળ ધૂળ,
ઊડતી ઊડતી...! ઉપર...! બહુ જ ઉપર...!!

### અપરાહ્ન

ધૂમ્મર મસમેલી
નિર્જન કેડી પર
વનના વેરાયેલાં પડયાં છે કંઈ કેટલાં યે
સુકાયેલા પાંદ
મ્લાન વિવર્ણ નિર્જીવ!

ખરેખર!
આટઆટલાં હતાં લીલાંલીલાં પાન
આટલી સુકોમળ કુંપળો,
વનની ઝૂકી ઝૂકી રહી ડાળીઓમાં!
પૂર્વાહ્ન લગી
મને એનું થયું નહીં ભાન!

## મૌન બલોલી

### અંધારાની છાયામાં

નશાની જેમ સાચવ્યો હતો
આંખમાં દિનભર જેને;—
ગલીગલીમાં પગની વચ્ચે
પૂંછ દબાવી શ્વાન જેમ
આ નગર લપાયું, ત્યારે
—ફૂટીને એ ઠરચો માફક
વેરણુ...છેરણુ...છેરણુ...વેરણુ...
વેરણુ...છેરણુ...સૂર્ય સમયનો!

પારનું અજવાળું સરકી ગયું સ્વિચમાં
સિનેમાના શૃંગાર્યા શો-કેસ મહીં
બસ દેવદાસની પ્યાલીમાંથી
છલકે કેવળ એકલવાયો કેફ,
સરકતો સર્પ જેમ ડામરનો રસ્તો.

કોઈ વળાંકે
બારીનાં અજવાળાં પરશી જતાં—
સર્પ ના રહે સડક,
પણ કેશગૂંલો વળ ખાતો એ તો
મર્ક્યુરીની લાઇટ મ્હેકે થઈ મોગરો.
અંધારાની છાયામાં સેવાય સમયનું ઈંડુ!

છેલ્લા દશકાનું કાવ્યફૂલ. એ સિવાય આ દશકામાં માત્ર બે જ બનાવો કવિના જીવનમાં નોંધપાત્ર છે: એક કવિ સધેના મૃત્યુ પછી એને રાજકવિપદ પ્રાપ્ત થયું તે, ને બીજો કવિની પુત્રી ડોરાનું અવસાન.

વર્ડ્ઝવર્થની કવિ તરીકેની પ્રતિષ્ઠા ઘણી ધીમે જામતી ગએલી, કેમકે પોપની શૈલીની અસરવાળા એ કાળમાં પ્રવર્તતા કવિતા-વિચારોથી તેના સિદ્ધાંતો વિરુદ્ધ હતા. છતાં નવા વિચારોનું મૂલ્ય સમજનારાએ તેને વધાવી લીધો, અને આજે તો અંગ્રેજી કવિતાનાં ઉચ્ચ શિખરો પર તેનું સ્થાન છે. ૧૮૫૦ના એપ્રિલની ૨૩મીએ, ૮૦વર્ષની પાકી વયે, પ્રકૃતિની ભંગુરતાને ભવ્યતાનો નવો જન્મ આપનાર આ કવિનું અવસાન થયું. ને આવા ભાઈને ગુમાવવાના વિરહમાં ઝૂરતી તેની બહેન ડૉરોથી પણ તેના અવસાન પછી પાંચ વર્ષે મૃત્યુ પામી.

(અનુસંધાન પૃ. ૩૧થી)
નથી; કશુંક વધુ છે. નર્યો સરવાળો એ શબ્દશક્તિ કે સર્ગશક્તિ નથી; જાન ફૂંકવાનો ચમત્કાર થવો બાકી જ રહે છે. ને ચમત્કાર એ કોઈ જુદી જ વાત છે. ને તે જ પ્રતિભાશક્તિનો ચમત્કાર છે. કવિતા પાસે આ પ્રતિભાશક્તિનાં અવનવાં સાહસોની, ચમત્કારોની અપેક્ષા એ મૂળભૂત અપેક્ષા છે. કેવળ સાહસોથી, કેવળ પ્રયોગખોરીથી, કોઈ એકાદ અંશ કે અંગના વિશેષમાત્રથી પ્રભાવિત થવા વિવેચને ના પાડી દેવી જોઈએ; આપણો વિવેચક જેમ મેરુ જેવો અચલ ન હોય તેમ તે તૃણના જેવો સદ્ય ડોલી ઊઠનારો પણ ન જોઈએ. કવિતાની બધી સામગ્રી લેખે લાગીને, કોઈ અપૌરુષેય કક્ષાના ચમત્કારમાં, વિસ્મયકારક પૂર્ણ અખંડ એકમના જાદુઈ સર્ગમાં પરિણામ નીપજી આવ્યું છે કે કેમ એટલું જોવાની વૃત્તિ સમીક્ષકમાં હોવી જરૂરી છે. (ચાલુ)

## વીરુ પુરોહિત

### મૌન

આપણી ચારેકોર વીંટાયો મૌનનો તાણોવાણો
ચોકિયાતો શાં તોરણનાં ફૂલ
પકડી નાની ભૂલ
ને કરે ગામ આખાને આપણી વાત્યું;
આવડી નાની તડથી પેસી
અજવાળું તો આંખમાં બેસી
બાવળ કેરી શૂળની અણી ભોંકતું જાતું;
ભૂખરે ક્યારે સુરજ ઊગ્યો થરથર કંપે સાવ નિમાણો.

વાધવરુ શા છાંયડા કાબરચીતરાં કરે
ભરબપોરે ગારનાં ઘરે
અવનવી કૈં બીકની ભાત્યું;
મૂંઝવે મારું મન
કે જાણે પડતું આખું વન
ને નીચે ચગદાતી કૈં કેટલી રાત્યું;
આંખને શેઢે ઝૂકતો નાનો છોડ ચણોઠી આજ મૂંઝાણો.

### તારા આવવા વિષે

કંચવે કાળી કોયલું બેઠી ટીકે તારા આવવા વિષે,
કસમાં બાંધ્યા વાટ જોયાના દિવસે હવે ભાગવા વિષે.

ઉંબરે ઊભી યાદનું તોરણ અડકું
ત્યાં તો ખણકે મારા મનનાં મોતી.
એકલા ઘરે શગ સંકોરી બેસતી
તારાં પાણીપોચાં પગલાં જોતી,

ઢોલિયે સૂતી રાતનાં ગીતો જાગતાં મારા ફેરવા વિષે
ઝાંઝરી જરા ઝૂકતી એવી
કો'ક અજાણ્યા ભ્રમમાં મારી પાનિયું હવે ઝબકી જાતી,
કો'ક સંભારે રાતવરતના
એટલું જાણી કેડ બિચારી હેડકી ખાતી.
હ્હેરિયે મારે ઊગતા સૂરજ કેટલા મને બાળવા વિષે.

ફેરવો: પગની પહેલી આંગળીનું આભૂષણ

ફર્યો વ્હાલી સાથે, પ્રિયતમ સખે, સૌમ્ય વયનાં
પ્રવાહોને જોતો વિકસિત થતાં શૈલશિખરે,
અને કુંજે કુંજે સઘન કરતો ઘાસ પરના
મયૂરોની કેકા ધ્વનિત થતી જ્યાં ગગનમાં;
તરંગોનાં સ્વપ્નાસ્મિત સરિતમાં જ્યાં વિલસતાં
વિલોકીને વેર્યાં વિમલ કુસુમોનો ગણ, અને
સરી ચાલ્યો તે તો રસિક રમણીના ઉર પરે,
અને ત્યાં પાસેના તરુવર સમા ઉન્નત બની
ઠરી સ્થાને સ્થાને કુદરત બધીને અનુભવી
કર્યા ઉદ્ગારો: તે બહુ બહુ હવામાં ભળી ગયા,
સખે, થોડા ભાગો ગહન મહિં તો કે રહી ગયા,
કલાપીની ભાષામાં ઝુકિત અનુભાવે અહિં ભરૂં,
અને ત્હેને આજે તરલ દિલ ત્હારા સ્મરણમાં
ગમે તો સ્વીકારે ગતસમય કેરા સ્મરણમાં.

कान्त.

કવિ કાન્ત (મણિશંકર રત્નજી ભટ્ટ)ના હસ્તાક્ષરમાં એમનું જાણીતું કાવ્ય
(કવિપરિચય: પાછળ)

# કાન્ત

'કાન્ત' તખલ્લુસથી જેમની કવિતાએ સાક્ષરયુગમાં સૌને મુગ્ધ કરી દીધેલા તે મણિશંકર રત્નજી ભટ્ટનો જન્મ ઇ. ૧૮૬૭ના નવેમ્બરની ૧૦મીએ સૌરાષ્ટ્રમાં લાઠીથી ત્રણ ગાઉ દૂર ચાવંડમાં પ્રશ્નોરા નાગર જ્ઞાતિમાં. પિતાનું મૃત્યુ થતાં મોટા ભાઈ માધવજી સાથે માંગરોળમાં પ્રાથમિક શિક્ષણ પૂરું કર્યું. અંગ્રેજી અભ્યાસ ગોંડળ અને રાજકોટમાં. ઇ. ૧૮૮૪માં રાજકોટની કાઠિયાવાડ હાઈસ્કૂલમાંથી મૅટ્રિક થયા. મુંબાઇની એલ્ફિન્સ્ટન કૉલેજમાંથી ઈ. ૧૮૮૮માં તર્કશાસ્ત્ર અને નૈતિક તત્ત્વજ્ઞાન સાથે બી. એ.ની ઉપાધિ દ્વિતીય વર્ગમાં મેળવી. અહીં પ્રિન્સિપલ વર્ડ્ઝવર્થ અને પ્રાધ્યાપક મૅકમિલન જેવા વિદ્વાનોનું પ્રીતિપાત્ર બન્યા. જ્ઞાતિવિશેષ વિદ્યાભ્યાસંગ અને વંશપરંપરાગત વિદ્યાસંસ્કાર હવે પૂરેપૂરા કૉળી ઊઠયા. જ્ઞાતિમાં બી. એ. થનાર પ્રથમ જ વિદ્યાર્થી હોઈ જ્ઞાતિનું માનપત્ર મેળવ્યું.

વિદ્યાર્થીજીવનની અહીં પૂર્ણાહુતિ, અને ઈ. ૧૮૮૯માં સૂરતની સરકારી હાઇસ્કૂલમાં શિક્ષક તરીકે જોડાયા એ એમના વ્યવહારજીવનનો આરંભ. ૧૮૯૦ના સપ્ટેમ્બરમાં વડોદરા કલાભવનમાં વાઇસ પ્રિન્સિપલ તરીકે જોડાયા. વિદ્વાન પ્રાધ્યાપક ટી. કે. ગજ્જરનો અહીં ચિરકાલીન પ્રભાવ પાડી જનાર પરિચય. ૧૮૮૩માં જેની સાથે લગ્ન થયું હતું તે પ્રથમ પત્ની નર્મદાનું ૧૮૯૧માં અવસાન. કોમલહૃદયી કાન્ત પર આ આઘાત જીવનભર અસહ્ય રહ્યો. બ. ક. ઠાનાં માતુશ્રી જમનાબાની સમજાવટથી ૧૮૯૨માં દ્વિતીય લગ્ન. આ પત્નીનું નામ પણ નર્મદા જ. ૧૮૯૮માં વડોદરા છોડી ભાવનગર રાજ્યના કેળવણી ખાતામાં એઓ જોડાયા. થોડા મહિના ભાવનગરની કૉલેજમાં અધ્યાપન પણ કર્યું. પોતાની છેલ્લી પચીશી ભાવનગરમાં જ વ્યતીત કરી. પ્રભાશંકર પટ્ટણી, બલવંતરાય ઠાકોર, રમણભાઇ નીલકંઠ, ન્હાનાલાલ, કલાપી આદિ એમના મિત્રો. નિવૃત્તિ લીધા પછી કાશ્મીરના પ્રવાસેથી પાછા ફરતાં ઈ. ૧૯૨૩ના જૂનની ૧૬મીએ રાવળપીંડી અને લાહોર વચ્ચે ટ્રેનમાં જ એમનો ક્ષર દેહ પડ્યો; પણ યોગાનુયોગ તે જ દિવસે થયેલા એમના કાવ્યસંગ્રહ 'પૂર્વાલાપ'ના પ્રાકટ્યથી તે અક્ષરદેહે અમરત્વ પામ્યા.

એમના જીવનનો અત્યંત મહત્ત્વનો પ્રસંગ તે એમનું ધર્મપરિવર્તન. વડોદરાવાસ દરમિયાન સ્વીડનબોર્ગનાં પુસ્તકોના વાચને એમને નવી દિશામાં દોર્યા. ધાર્મિક માન્યતામાં પરિવર્તન આવવા લાગ્યું. આર્યમાંથી ખ્રિસ્તી ધર્મ તરફ, પ્રભુમાંથી 'પિતા' તરફ એમનું હૈયું ઢળવા લાગ્યું. ભાવનગરમાં એ ધર્મમંથન તીવ્રતર બન્યું. બ્રાહ્મણ ધર્મના ચિહ્નરૂપ ઉપવિત ત્યજ્યું. મંથનની તીવ્રતમ ક્ષણે એ ખ્રિસ્તી બન્યા. કુટુંબીઓ, મિત્રો, જ્ઞાતિબંધુઓમાં ખળભળાટ મચી ગયો. દૈનિકો, સાપ્તાહિકો, માસિકોએ આકરી ટીકા કરી. સૌએ એમને ત્યજ્યા. આ બહિષ્કારજન્ય એકલતા એમને અસહ્ય થઈ પડી. ફરી આર્યધર્મ અંગીકાર કર્યો, પરંતુ જીવનના અંત સુધી ખ્રિસ્તી ધર્મ પરની શ્રદ્ધા અવિચલ રહી. આ એમના કવિજીવનનું અત્યંત સંવેદનશીલ પ્રકરણ. ૧૯૧૮માં દ્વિતીય પત્નીના મરણાઘાતથી એમની વેદના વધારે ઘેરી બની.

એમની સાહિત્યિક કારકિર્દી બહુવિધ હોવા છતાં ગુજરાતી સાહિત્યમાં એમનું નામ અમર રહેશે તો કવિ તરીકે જ. નાટકકાર, નિબંધકાર ને અવલોકનકાર હોવા ઉપરાંત એમણે પત્રકાર અને અનુવાદક તરીકેનું વ્યક્તિત્વ પણ ખીલવ્યું હતું. સંસ્કૃતનો અભ્યાસ છતાંય રસરુચિને ઘડવામાં મહત્ત્વનો ફાળો આપ્યો હતો અંગ્રેજી સાહિત્યે: મિલ્ટન, બર્ન્સ, વર્ડ્ઝવર્થ, શેલી, બાઈરન, કીટસ, ટેનિસન અને બ્રાઉનિંગ એમના પ્રિય કવિઓ. દાન્તેને પ્રથમ જ વાર વાંચ્યા પછી કાન્તે પોતાની પાંચસો-સાતસો કાવ્યપંક્તિઓનો નાશ કર્યો એ હકીકત એમની અસાધારણ કાવ્યસાધનાની દ્યોતક છે.

સુરેખ, સુશ્લિષ્ટ, સર્વાંગસુંદર ખંડકાવ્યો કાન્તનું અદ્વિતીય આગવું પ્રદાન છે. ખંડ શિખરિણીનો પ્રથમ પ્રયોગ કરનાર અને મરાઠીમાંથી અંજની ગીત લઈ આવનાર કાન્ત હતા. છંદશુદ્ધિનો એમનો સમજપૂર્વકનો આગ્રહ અનુકરણીય રહ્યો છે. પ્રાસાદિક શૈલીમાં રચાયેલી બાનીમાધુર્યભરી ચિત્તાકર્ષક કવિતા કાન્તના આંતરવ્યક્તિત્વની છાપ મૂકી જાય છે. કવિસહજ સંવેદનપટુ, સૌંદર્યાનુરાગી અને સુકોમળ હૃદયસંપત્તિ કાન્તને મળેલી હતી. પરિણામે વિશ્વની વિષમતાઓથી સંતપ્ત કવિચિત્ત ઊંડા મંથનમાં ડૂબી અંતે કરુણમાં દ્રવી ઊઠયું છે. આમ, કાન્તનું દર્શન કરુણરૂપે અભિવ્યક્ત થયું છે. સ્ફટિક શા નિર્મળ અને કાચ જેવા પારદર્શક હૈયાનો અદમ્ય આવેગ એમની કવિતામાં ઊભરાય છે. ઋજુભાવોર્મિ, સાચી સૌંદર્યપ્રીતિ, પરમ ભક્તિ, ઉત્કટ વતનપ્રેમ, ગહન દર્શન—આ બધું એમની આત્મલક્ષી અને પરલક્ષી કવિતામાં પ્રતીત થાય છે.

ધી. પ.

માનવહૃદયના સૌથી સૂક્ષ્મ રહસ્યમય અને જીવંત અનુભવ જ કાવ્ય સ્વરૂપે પ્રાદુર્ભાવ પામે છે. આ રીતે કાવ્ય કે કલા જ પ્રજાનું જીવન ઘડે છે એમ કહેવાય, અને એના વિચારો પ્રજાની ભાવિ દિશા બતાવે છે એમ પણ કહેવાય...કાવ્યને જીવન સાથે સર્વતોભદ્ર સંબંધ છે. જીવનની તે એક પુણ્યપ્રવૃત્તિ છે. તે આપણા વ્યવહારજીવનને ઉન્નત કરવા આવે છે.

—રામનારાયણ વિ. પાઠક

Contributed by

**Messrs. Calico Dyeing & Printing Mills Pr. Ltd.**

**41 E Ambedkar Road, Industrial Estate, Lalbag, Bombay-12**

# કુટુંબ નાનું

## એમ

# સુખ મોટું

સુખી અને
સ્વસ્થ કુટુંબની કેડી એટલે

# કુટુંબ નિયોજન





કુટુંબ નિયોજન એ આપણો રાષ્ટ્રીય
નિર્ધાર છે



જન્મ : ૩-૯-૧૮૫૯ **નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયા** અવસાન : ૧૪-૧-૧૯૩૭

(તસવીર : રવિશંકર રાવળ)

(બ્લૉક : 'કુમાર'ના સૌજન્યથી)

# કવિતા પાસેથી આપણી અપેક્ષા

(ગતાંકથી ચાલુ)

ઉશનસ

તો, કવિની પાસે મૂળભૂત સવાલ સર્ગ-શક્તિનો છે ને તેના, મુખ્ય ઓજાર રૂપે તે સવાલ છેવટે 'શબ્દ'નો બની રહે છે. પૂ. વિનોબાએ સાહિત્યકારોને ઉદ્દેશી જે કહ્યું તેએ મતલબનું હતું કે કવિઓએ એ જોવા-નું છે કે 'શબ્દ'નું પતન ન થાય. શબ્દને સદા ય બ્રાહ્મણ કક્ષાએ ઊંચો રાખવો એ કવિ-નું જ્યોતિર્ધર જેવું કાર્ય –mission–છે.

પણ આ 'શબ્દ' તો અનંત કક્ષાએ સમાજમાં વ્યાપાર કરે છે. તે બધી જ કક્ષાઓ કંઈ કાવ્યની નથી. શબ્દ સમા-જમાં શૂદ્ર, વૈશ્ય ને ક્ષત્રિય કક્ષાએ પણ સક્રિય રહે છે; પણ બ્રાહ્મણ કક્ષાએ જ તે કાવ્યનો શબ્દ બને છે. 'શબ્દ' કેટલા બધા સ્વરે ઉચ્ચારાય છે! સપાટી પર તે હોઠ-જિહ્વાના સ્તરનો હોય; ગહનમાં ગહન કક્ષાએ તે આત્માના સ્તરનો હોય; ક્યારેક વૈખરીનો, તો ક્યારેક 'પરા' વાણીનો પણ હોય; ક્યારેક તે બુદ્ધિનો, તરગતર્કનો, ઊર્મિ-આવેશનો, મનનો, તો ક્યારેક તે મનસાતીત સ્તરનો પણ હોઈ શકે. કવિએ એ પરા વાણીના માધ્યમ બનવાનું છે. ગહ-નમાં ગહન, શુદ્ધમાં શુદ્ધ ચૈતન્યના મૂળ સ્રોતની સરવાણી રૂપે વાણીને સ્ફુટ કર-વાની છે. પ્રશાન્ત મહાસાગર જેવા મૌનના તળિયેથી શુદ્ધ નીતારની વાણી પ્રકટાવવા-ની છે. જ્યાંથી વાણી પાછી ફરે છે તે ધામનાં ઇંગિતો વાણીમાં લઈ આવવાનાં છે. ટૂંકમાં મૌન જેટલી શક્તિ શબ્દે ધારણ

## રાજેન્દ્ર શાહ

### આપણું મિલન

આપણું મિલન તે મિલન નહિ, યોગ–
દૃષ્ટિ તવ એકાન્ત રાત્રિને અંધકાર
અક્ષય સ્નેહની શગ, ઝલમલ ઝાર;
પ્રાણનો પ્રસ્પંદ;
–સંધિકાલનો સંજોગ.

કિરણને સ્પર્શે કલિ, પ્રફુલ્લ કમલ–
હવા ઓસમય, એમાં ગતિનો સંચાર;
કોઈ રે અગન અડી રહે સુકુમાર;
–ચારે ઓર વહી વહી જાય પરિમલ.

સકલ અસ્તિત્વ મારું અવનવે છંદ–
રણઝણી રહ્યું: જંતરનો નહિ ભાર;
ગીત મારું સ્વયં અવ અંબર અપાર;
નીલાંજન છાયા સમ સસર આનંદ.

### ગગન

રિક્ત
અનાધાર હે ગગન
હોઠસર્યો શબ્દ
મારો
સુણી શકું
તારે જ આધાર.

શબ્દ ધરા
શબ્દ સૂર્ય ચંદ્ર
તારા નિહારિકા
સકલ બ્રહ્માંડ
રહેલ તું ધરી.
હે અનંત
શબ્દનો વિલય પણ
તારે જ હૃદય
રિક્ત
અનાધાર હે ગગન

## ઉશનસ્

### અગિયાર તૃણ-ક્ષણો

(એક એક્સ્ટસી)

ખીડમાં ઊડે
આંખ; આંખને પાંખો
પતંગિયાની;

આંખમાં ઊગે
ખીડ; આંખડી ટાઢી—
—હિમ ઘાસમાં;

આંખમાં બાઝ્યું
ઝીણ્ય; ઝાકળ લીલા
—લીલા વર્ણનું;

વસ્તી-ચચરી
આંખ; આંખ મેં ધોઈ
નાખી ઘાસમાં;

ઘાસમાં ધોઈ
આંખ; આંખ મેં નીલ
આકાશે લૂછી;

એમ થાય કે
આસમાનનું ઉર
ચીરું ઘાસથી;

થાય કે કરું
અહીંથી છુટ્ટા ઘા ત્યાં
ઘાસપત્તીનો;

એમ થાય કે
લખું ત્યાં મારું નામ
લીલી લિપિએ;

એમ તો એમ,
એક વાર જો આભ
ઘાસ ગળે ને—

કરવાની રહે છે. કવિની વાણીએ ફરીથી નષ્ટ ગૌરવ પ્રાપ્ત કરવું હશે તો મનસાતીત સ્તર સુધી શબ્દનું શારકામ કરવું પડશે. વ્યાસ શેક્સ્પિયરનો શબ્દ માયાવરણનો છે, પણ તે પેલી પારના બ્રહ્મના સ્પર્શથી રોમાંચિત થયેલો છે તે કોઈ પણ સહૃદય ભાવક અનુભવી શકશે.

નરી શબ્દલીલામાં રાચતી આજની કવિતાએ પોતે 'શબ્દબ્રહ્મ'ની ઉપાસના કરી છે, શબ્દસિદ્ધિ સંપાદિત કરી છે એવા ભ્રમમાંથી બચવું જોઈએ. ભલે એણે 'શબ્દ'ની એકાગ્ર ઉપાસના કરી હોય; પણ હજી લાંબી મજલ કાપવી બાકી રહે છે ને કદાચ રસ્તો પણ બદલવો પડે; કદાચ પાછા પણ વળી જવું પડે. સર્વની ઉપેક્ષા કરીને, આત્મા ને પ્રેરણા જેવા શબ્દોનો ઉપહાસ કરીને આપણે એ સિદ્ધિ પ્રાપ્ત નહીં જ કરી શકીએ. શબ્દની ઉપાસનાને માટે 'લીલા'ને સ્થાને 'તપ' શબ્દ ફરી પ્રચલિત કરવો પડશે. આજકાલ વિપુલ પ્રમાણમાં ઘાસના ખીડ જેવો શબ્દરાશિ ઊગી નીકળ્યો છે તે કદાચ 'કવિ'નો 'શબ્દ' નથી. કવિનો શબ્દ આટલો બધો સસ્તો ન હોય. એમાં તપનું તેજ નથી. શબ્દોને આપણે સમગ્ર ચેતનાના, આત્માના ઉદ્ગાર રૂપે પામવાના છે. ને, नायमात्मा बलहीनेन लभ्यः।

તો, કવિ પાસે આપણી અપેક્ષા માત્ર શું 'શબ્દ'ની જ છે? કદાચ 'ના'. કવિએ શબ્દનો સર્ગ રચી આપવાનો રહે છે; પણ તે સર્જક ચિત્તની કઈ કક્ષાએ? ભવભૂતિએ વાલ્મીકિ માટે કહ્યું છે તે આપણે સૌએ યાદ રાખવાનું, કે કવિ સર્જનની લાયકાત ત્યારે જ મેળવી શકે જ્યારે તે वागात्मन् ब्रह्ममां પ્રબુદ્ધ થયો હોય. કવિએ પોતાના શબ્દ નામના ઉપાદાનને તેના 'બ્રહ્મ' સુધી

વિકસાવવાનું રહે છે. એટલે કવિ શબ્દ-બ્રહ્મમાં પ્રબુદ્ધ હોવો જોઈએ. કવિએ આમ પોતાની શબ્દ-વર્ણ-લયાદિ તમામ સામગ્રીને શક્તિમાં પલટી નાખવી રહે છે, ને તે દરેકને તેના બૃહત્તમ સ્વરૂપ 'બ્રહ્મ'ના પરિમાણ સુધી લઈ જવી પડે છે. તો જ 'રસ' રૂપે તે પામી શકાય છે. કવિને બ્રહ્મરસની જરૂર નથી એટલી રસબ્રહ્મની જરૂર છે. એટલે એમ સમજાય છે કે કવિની શબ્દશક્તિની સમજ શબ્દબ્રહ્મ સુધીની હોવી ઘટે. માત્ર શક્તિ જ નહીં, કશુંક શબ્દાતીત, ચમત્કાર જેવું, અ-કળ, અ-પરિમેય શબ્દોમાં સં-ક્રાન્ત થવું જોઈએ. ઉપાદાનમાત્ર તેના ચમત્કાર રૂપે પમાવું જોઈએ. કળામાં કશુંક અ-કળતાનું તત્ત્વ ન પ્રવેશે ત્યાં સુધી શબ્દ-પુરુષાર્થ અપૂર્ણ જ ગણાય. સામગ્રી જ્યારે ચૈતન્યમાં પરિણમેલી અનુભવાય ત્યારે જ શબ્દ सम्यग्युक्तः सम्यक्प्रयुक्तः કહેવાય.

કવિ શબ્દસર્ગ કે શબ્દપ્રપંચ રચે છે ત્યારે પણ તેમાં ઉચ્ચાવચતાનો પ્રશ્ન તો પ્રવેશે છે જ. બધું જ લખાણ તે સર્ગ નથી જ, ને બધા જ સર્ગો એકસરખા મહિમાવાળા પણ ન જ ગણાય. કવિનું સૌથી મોટું ગૌરવ એક સર્જક લેખે છે; અને એ રીતે સીધો તે વિશ્વસર્જકનો હરીફ બની રહે છે. એનો પોતાનો સર્ગ આ વિશ્વસર્ગનો ઉપ-સર્ગ નથી, પણ એક પ્રતિ-સર્ગ છે. કાવ્ય-શાસ્ત્રીઓએ કવિના એ સર્ગને બ્રહ્મના સર્ગ કરતાં ચડિયાતો પણ ગણ્યો છે. ગમે તેમ, પણ એ બે સર્ગો વચ્ચે સાધર્મ્ય તો છે જ. કવિની આ એક વિરાટ ઉપમા-પ્રવૃત્તિ છે. કવિનો સર્ગ એક પ્રતિનિર્માણ રૂપે આ વિશ્વસર્ગની સમસ્ત સંકુલતાને પ્રકટ કરે તે જરૂરનું છે. તે ભલે બોધ ન આપે; સંસાર-ઉદ્ધારનો, સુધારાનો કાર્યક્રમ ભલે રજૂ ન

એક જ વાર;
પછી તો છે આકાશ,
અને છે ઘાસ–

ઝાંખું; ફૂટી શી
આભમાં ફીકી બીજ–
ઘરોની ટીશી!

## નિરંજન યાજ્ઞિક

### વિદાય

અમે લ્યો સોંપીને ચમન સઘળું આજ તમને
ઊડી જાશું કાલે—ગગન મળતાં સ્હેજ અમથું!
છતાં આ બાજુથી કદી નીકળતાં શબ્દ સરશે–
'ગુલો છે જોયેલા, ચમન પણ છે ક્યાંક નીરખ્યું'!
અને રાતો જાગી, ફૂલ–હૃદયનો પ્રેમ સમજ્યો,
છતાં એ પામું ત્યાં, ચમન તજી, લો જાવું ઊપડી!

અમારું અકેકું સ્વપન કળીઓ છે ચમનની,
તમારા હાથોમાં જતન અરપી, મિત્ર, ઊપડયાં
સલામી આપીને, સભર નયને આજ – તદપિ
નવું શું છે: માળી સમય પલટ્યા સાથ પલટે?

હવે આંસુ શાને? ઉરજલન શાને ભડકતી?
બધું સોંપી દૈઈને, બસ, હૃદયમાં સ્મિત વિલસો!
છતાં ભારે હૈયું, ચમન, તજતાં આજ તુજને,
હવે સ્ફૂરે ગીતો, વતન! તજતાં આજ તુજને!

## ભાનુપ્રસાદ પંડ્યા

### નહીંતર...

'હવે નથી મંડાતાં ડગ' કહે
કમર પરે દઈ હાથ ઊભાં ને ખીલી ઊઠ્યું ત્યાં
સીમવાટમાં સમીસાંજનું રૂપ!

અમારા ગાડાને તો ભાર ભર્યાની ટેવ
ઉપાડે ફૂલ તો અડવું લાગે!
ઘાટડિયે ઓઢેલા કોરા રંગ થકી વીંઝાતી
તીણી ધાર, ગંધની વાગે!

'જાવ, અમારા નજરપંખોનો વાંક
ઊતર્યું જોઈ, ઠૂંઠાને
આમ શોભતું આ ગુલ્મોરી પાઘે!'

બહુ થયું......
આ જુઓ, તમારી જેમ ઊભેલો પણે ચાડિયો
આજ નમેલી રૂડી સાંજની રતૂમડી ગુસપુસની
કરશે કાલ સવારે સૌ પંખીને વાત!

વધુ ના ગુલાબ રીસનાં વેરો,
નથી કૈં સાવ સીમાડો બે'રો!
સાંજ સરીખાં! સોહાવો ગાડાનો ફેરો,
નહીંતર પડી જશે અહીં રાત!

કરે; જીવનચિકિત્સા કરી રોગનિવારણના ઉપાય ભલે ન સૂચવે; એની પાસે આપણી એવી અપેક્ષા ક્યારે ય નથી. આપણી અપેક્ષા તો છે કે તે ચૂપચાપ આ વિશ્વ જેવો સજીવ ને રહસ્યમય સર્ગ આપે—વિશ્વપ્રપંચ જેવો જ ગૂઢ, સંકુલ, અપરિમેય ને રહસ્યમય. જે કવિ વત્તે કે ઓછે અંશે આ સિદ્ધ કરી શકે તે કવિ તેટલે અંશે ઉચ્ચ કે અવચ; બાકીના બધા તો શિક્ષક ને ભાટ જ.

કવિ પોતે આ વિશ્વનાં અનંત રહસ્યો વચ્ચે જન્મ્યો છે અને વળી બધાં રહસ્યોની વચ્ચે અનુભૂતિ કરનાર પોતે પણ એક અનંત રહસ્યમય ઘટના છે એ વાતનાં વિસ્મય ને કુતૂહલ એનામાં અખૂટ હોય. આ ધ્યાતા-ધ્યેય પરસ્પર અનંત આશ્રયોનો જે વિનિમય-વ્યવહાર કરે તેને તેણે 'શબ્દ'-માં પ્રકટ કરવાનો છે. એણે પોતાની રોમાંચ-પુલકો જ શબ્દમાં સારવવાની છે. એ જગતના મહાન પ્રશ્નોની સામે ભલે ઊભો રહે; તે જરૂરનું પણ છે; પણ તેથી ય વધુ જરૂરનું છે કે તે મૂળભૂત 'આશ્ચર્યની ઇન્દ્રિય' ન ગુમાવી બેસે. એણે પોતાના સર્ગમાં આ રોમહર્ષોને—આ વિસ્મયને નિઃશેષપણે સંક્રાન્ત કરી દેવાનાં હોય છે; પછી ભલે એ વિસ્મયનું વિવરણ આપણને ન કરી આપે. માત્ર વિસ્મયનો ચેપ લગાડી આપે, વિસ્મયમાં આપણને સ્થાપી આપે, તો બસ, ત્યાં એનું કામ પૂરું થાય છે.

તો, કવિ પાસે આપણી અપેક્ષા સમ્યક્ શબ્દની, શબ્દસર્જની; વાગાત્મન્ બ્રહ્મમાં પ્રબોધની, સામગ્રી માત્રના ચમત્કારમાં રૂપાન્તરની, એટલે કે શબ્દનાં બંધનો દ્વારા રસ રૂપી મોક્ષની અનુભૂતિની. આ એક પ્રભાવિક વિચારણા છે. અન્ભાવાત્મક નહીં. કવિનો શબ્દ અખિલ જીવનનો વાચક

હોય, ને મૂળ ચૈતન્યના સ્રોતના બુદબુદો તેના સપાટી પરના વહેણમાં ઊડયા જ કરે, ઊડયા જ કરે.

કાવ્યશાસ્ત્રીઓએ કાવ્યની સર્વોચ્ચ અપેક્ષા 'આનંદ'ની ગણાવી છે; પણ આ આનદ ક્લિબ નથી; જીવનથી ભાગેડુ નથી. જગતની મહાન સાહિત્યકૃતિઓ આવા નિર્વીર્ય આનદમાં રાચતી નથી. સાહિત્ય-સ્વામીઓ મહા સમર્થ કલ્પકો હોય છે. તે જીવનના અખિલ પ્રપચનો સ્વીકાર કરે છે ને મુકાબલો પણ કરે છે. કાવ્યની હષ્ટિ-તુષ્ટિ પુષ્ટિપ્રદ પણ ભલે હોય; માત્ર સર્વોચ્ચ આનંદની શરતનો ભોગ ન અપાય તો બસ. આવો કવિનો શબ્દ પ્રજાઓને ઉદ્ધારે, પતનમાં અભ્યુત્થાનની પ્રેરણા ગીતાની માફક આપે, સામાજિક–રાજકીય ક્રાંતિ-ઓ પણ કરે; તેની સામે વાધો ન લેવાય તે જીવનની આવી સેવા કરે માટે જ શબ્દ ને અશબ્દ થઈ જતો નથી. આપણી આનદની વ્યાખ્યા એવી બરડ ન હોવી જોઈએ. રવીન્દ્રનાથની 'ગીતાંજલિ' આનદવાચક લખાણ મટયા વિના જ, જીવનની દેવી તો શોધક-પાલક વાણી બની ગઈ છે! કવિતા પાસે આપણે ભૃત્યકૃત્ય ન કરાવીએ તે બરાબર છે, પણ બ્રાહ્મણનો નિગૂઢ સ્પર્શ-માત્ર પાવક નીવડે તેની સામે શો વાંધો હોઈ શકે? શબ્દ એક શક્તિ છે તો તે પોતાની બ્રાહ્મણ-અવસ્થા ટકાવી જીવનની ભલે સેવા કરે. હિમાલયની ગગા એના અંતિમ ધ્યેય સમુદ્રમાં લીન તો થશે જ. પણ અવાતર ગાળામા તે ભલે સામાજિક ક્ષેત્રે અવતરણ કરે તેથી સુગાવુ શા માટે? સાચો સર્જક તો પૂર્ણતા ગૌરવાય ગણીને તુચ્છથી ખુશ થવાને બદલે આ શિવધનુને ઉપાડવા મથવાનો જ, પછી ભલે તેના હાથ કચડાય.

## હેમન્ત દેસાઈ

### સાંજ રે

સાંજ તો પ્રીતમ, સપનાં સરખી તરતી તળાવ જળે,
ઉરને સારંગ-સૂરની લગન, રૂપ છવિ ઝલમલે!
રંગ રૂડા રગ નિર્મળા નીર
નિજમાં સમવી લેતાં,
પૂરવને પરદેશ વસ્યાની
યાદ વધાવી રહેતાં;
વહેતીતી કાંઈ વદતી ભીનુ શીતળ એકાંત પળે!
સાંજ તો પ્રીતમ, સપનાં સરખી તરતી તળાવ જળે!

અધિક નેણુને ઢાળતી મારા
ઢળતી આવતી રેણુ,
ઝબકે મુખે વીજ અચાનક
મોરલાને કલ વેણુ,
સ્થિર આ પાયને આધાર મૂંગા ઝાંઝર શું વલવલે!
સાંજ તો પ્રીતમ, સપનાં સરખી તરતી તળાવ જળે!

કોઈ કહે તો અરધું માનુ,
કહેણુ તારું નહિ માનુ,
કાંઈ સપારનુ ગુંજતુ ભીતર
આજ રહી રહી છાનુ,
ઓગળે ઉજાશ લઈને નિસાસ દૂરના કમળ દલે!
સાંજ તો પ્રીતમ, સપનાં સરખી તરતી તળાવ જળે!

# વન અને વચન વચ્ચેના દ્વૈતનું કાવ્ય

નિરંજન ભગત

સમય જૂન ૧૯૨૨. સ્થળ સ્ટોન હાઉસ, વરમૉન્ટ. ફ્રૉસ્ટે પ્રવાહી પદ્યમાં બોલચાલની ભાષાના લયલહેકામાં ૪૧૩ પંક્તિનું એક કટાક્ષકાવ્ય 'New Hampshire' આખી રાત બેસીને લખ્યા કર્યું અને પરોઢે પૂરું કરીને આછા અજવાળામાં ઘરની બહાર આસપાસમાં સ્હેજ ફરીને એ ઘરે પાછા આવ્યા ત્યારે થાકયા હતા. એમને થાકનું ઘેન ચડયું હતું. કલમના એક જ લસરકે—'in one stroke of pen'—એમણે 'New Hampshire'થી ઊલટા જ પ્રકારનું શ્લોકબદ્ધ ઔક્તિની ભાષાના લયલહેકામાં ૧૬ પંક્તિનું એક ઊર્મિકાવ્ય રચ્યું: 'Stopping by Woods on a Snowy Evening'.

આ કાવ્ય કદાચને ફ્રૉસ્ટનું સૌથી વધુ લોકપ્રિય કાવ્ય હશે. કેનેડી અને નેહરુથી માંડીને અસંખ્ય અનામી વાચકોએ આ કાવ્યનું અમોઘ આકર્ષણ અનુભવ્યું છે. સંચયકારોનું આ માનીતું કાવ્ય છે. વિવેચકોનું આ લાડીલું કાવ્ય છે. ખાસ્સું એક પુસ્તક થાય એટલું વિવેચન આ એક નાનકડા કાવ્ય વિષે થયું છે. ફ્રૉસ્ટના લઘુ કે મધ્યમ કદના અન્ય કોઈ પણ એક કાવ્ય વિષે આટલું વિવેચન ભાગ્યે જ થયું હશે. ફ્રૉસ્ટે આ કાવ્યનો જાહેરમાં અનેક વાર પાઠ કર્યો હતો. ફ્રૉસ્ટ સ્વરચિત કાવ્યોના અતિ લોકપ્રિય અને અચ્છા પાઠક હતા. ફ્રૉસ્ટે એમની આ કાવ્યવાચનની પ્રિય પ્રવૃત્તિને એમની લાક્ષણિક શૈલીમાં 'barding round before town and gown audiences' કહી હતી. ફ્રૉસ્ટે આ કાવ્ય વિષે અને આ કાવ્ય વિષેના વિવેચન, કહો કે ગંજાવર ઉદ્યોગ વિષે એમની વાતચીતોમાં અને વ્યાખ્યાનોમાં વારંવાર ઉલ્લેખ કર્યો હતો. ફ્રૉસ્ટ ભારે વાતોડિયા માણસ હતા. એક વાર એમણે કહ્યું હતું,

'Now, that's all right, it's out of my hands once it's published.'

(અબ હોની થી સો હો ગઈ, આ કાવ્ય એક વાર પ્રગટ થયું પછી હવે મારા હાથમાં નથી) અનેક વાચકો—વિવેચકો આ કાવ્યને સામાજિક-રાજકીય જેજવાબદારીનું કાવ્ય અથવા મૃત્યુકાવ્ય માને છે. એ વિષે એમણે કહ્યું હતું,

'I never intended that but I did have the feeling it was loaded with ulteriority.'

(મારી એવી યોજના ન હતી પણ મને લાગતું તો હતું કે એમાં એવો ધ્વનિ ભર્યો હતો.) એમણે આ કાવ્ય વિષે અને આ કાવ્યને નિમિત્તે એમનાં અનેક કાવ્યો વિષે, એમનાં સૌ કાવ્યો વિષે સર્વસામાન્ય વિધાન કર્યું હતું.

'A poem is never planned beforehand. Many, many other poems of mine have been written in one stroke. Some have trouble in one spot and I may never get them right. But I always write with the hope that I shall come on something like a woman's last word.'

(કાવ્ય કદી પૂર્વયોજિત હોતું નથી. મારાં બીજાં ઘણાં બધાં કાવ્યો કલમને એક જ લસરકે લખાયાં છે. કેટલાંકમાં એકાદ સ્થાને મુશ્કેલી હોય છે અને એ મુશ્કેલી હું કદાચ કદી ઉકેલી ન પણ શકું. પણ હું હમેશાં એવી આશા સાથે લખું છું કે હું નારીના અંતિમ શબ્દ જેવું કંઈક પામી શકીશ.) આ કાવ્ય વિષે આ કાવ્યના સર્જનની ક્ષણે પોતાના ચિત્તની સ્થિતિ વિષે એમણે કહ્યું હતું,

'A little excited from getting over-tired —they call it autointoxicated.'

(વધુ પડતું થાકી ગયું હોવાથી કંઈક ઉત્તેજિત—જેને લોકો સ્વયંઉત્તેજિત કહે છે.) ચિત્તની આ સ્થિતિ, આ થાક કાવ્યનો નાયક વનપ્રાન્તે ક્ષણેક થંભી જાય છે

('stopping here') એમાં અને સવિશેષ તો કાવ્યના ચોથા – અંતિમ શ્લોકમાં જે મંદવિલંબિત લય છે એમાં પ્રગટ થાય છે બીજા શ્લોકની પ્રથમ પંક્તિ વિષે, મને લાગે છે કે સવિશેષ તો એમાંના 'queer' (વિચિત્ર) શબ્દને કારણે, એમણે કહ્યું હતું,

'There's an indulgent smile I get for the recklessness of the unnecessary commitment I made when I came to the first line of the second stanza...I was riding too high to care what trouble I incurred. And it was all right so long as I didn't suffer deflection.' (બીજા શ્લોકની પહેલી પંક્તિ લખી ત્યારે મેં જે બિનજરૂરી બંધન વ્હોર્યું એની બેજવાબદારી પર મને ભારે હસવું આવે છે: હું એવો ઊડતો હતો કે હું પેટ ચોળીને પીડા ઊભી કરું છું એનું મને ભાન ન રહ્યું. પણ હું નીચે ન પટકાઉં ત્યાં લગી શો ભો?) આ પીડા (trouble) વિષે એમણે અન્યત્ર કહ્યું હતું, 'I triumphed over it.' (હું પાર પડ્યો) ફ્રૉસ્ટ આમ આ પંક્તિમાં પેટ ચોળીને પીડા ઊભી કર્યા પછી, આ પંક્તિ પછીની ૧૨ પંક્તિઓમાં આ પીડામાંથી કેવા તો પાર પડ્યા છે એ આખું જગત હવે જાણે છે. એમાંના ભવ્યસુન્દર આશ્ચર્ય ને અકસ્માતને કારણે તો આ કાવ્ય એક મહાન કાવ્ય સિદ્ધ થયું છે. આ અને આવા અનુભવથી તો એમણે આ કાવ્ય વિષે અને આ કાવ્યને નિમિત્તે એમનાં અન્ય કાવ્યો વિષે, એમનાં સૌ કાવ્યો વિષે એક સર્વસામાન્ય વિધાન કર્યું હતું,

**Stopping by Woods on A Snowy Evening**

Whose woods these are I think I know.
His house is in the village though;
He will not see me stopping here
To watch his woods fill up with snow.

My little horse must think it queer
To stop without a farmhouse near
Between the woods and frozen lake
The darkest evening of the year.

He gives his harness bells a shake
To ask if there is some mistake.
The only other sound's the sweep
Of easy wind and downy flake.

The woods are lovely, dark and deep.
But I have promises to keep,
And miles to go before I sleep,
And miles to go before I sleep.

—*Robert Fro*

---

'There was that thing about every poem. I didn' see the end until I got to it. Every poem is a voy age of discovery. I got in to see if I can get out like you go to the North Pole. Once you hav said the first line, the rest of it's got to be.' (પ્રત્યેક કાવ્ય વિષે આ સાચું હતું. હું કાવ્યના અંત લગી પહોંચ નહીં ત્યાં લગી મને કાવ્યના અંતનો ખ્યાલ ન હતો. પ્રત્યેક કાવ્ય એ શોધની યાત્રા, શોધયાત્રા છે. હું કાવ્યની બ્હાર-પાર જઈ શકું છું કે નહીં એ જોવા હું કાવ્યમાં પ્રવેશતો-જતો હતો, તમે જેમ ઉત્તર ધ્રુવ જાઓ છો તેમ. એક વાર પ્રથમ પંક્તિ રચી એટલે સમગ્ર કાવ્યને, અન્ય પંક્તિઓને જન્મવું જ રહ્યું.) આનું નામ સાહસ! સર્જનનું સાહસ, સર્જકનું સાહસ તે આ!

ફ્રૉસ્ટે અનેક ઉપમા–રૂપક–અલંકાર–પ્રતીક દ્વારા અનેક વ્યાખ્યાનો અને લેખોમાં અનેક વાર કહ્યું છે કે એમણે એમન એક પણ કાવ્ય આરંભે અંતનો સ્હેજ પણ ખ્યાલ હોય એમ રચ્યું નથી. એનું ઉત્તમ ઉદાહરણ એમના સમગ્ર કાવ્યોના સંગ્રહની પ્રસ્તાવના (૧૯૩૯) 'The Figure a Poem Makes (કાવ્ય-પ્રતીકરૂપ)ને અંતે એક વાક્યમાં છે:

## બરફની સાંજે વનમાં વિરામ

હું ધારું હું જાણું આ વંન કોનાં.
જોકે એનું ઘર અહીં રહ્યું ગામમાં તોય એ ના
જોશે કે હું થંભિયો છું અહીં હા
જોવા એનાં વન પર છવાતો કશો બર્ફ હાવાં.

મારા નાના અશ્વને મંન થાશે–
પેલા થીજ્યા સરવર અને વંન આ બેની વચ્ચે
માંહી ખેતી–વાસ ના તોય થંભું
સૌથી કાળી વરસભરની સંધિકાએ, વિચિત્ર!

થાતી કૈં ના ભૂલ તો?–જાણવાને
જાણે એ હા નિજ ધૂંસરીના ઘૂઘરા લે હલાવી.
ને બીજો છે માત્ર આંહીં અવાજ
આસ્તે જાતો પવન–પડતો પિચ્છ શો બર્ફ–એનો.

રૂડાં આ છે વંન, શાં શ્યામ, ઊંડાં
કિંતુ મારે કંઈક કંઈ છે વાયદા પૂરવાના,
ને જાવાના કોશ કૈં નીંદ પ્હેલાં
ને જાવાના કંઈક કંઈ રે કોશ હા નીંદ પ્હેલાં.

અનુવાદક: સુન્દરમ્

---

'Like a piece of ice on a hot stove the poem must ride on its own melting.'

(સળગતા ચૂલા પરના બરફના ટુકડાની જેમ કાવ્યે પોતાના જ પીગળેલા પાણી પર ફૂદવાનું હોય છે.) ફ્રૉસ્ટે કાવ્યની વ્યાખ્યાની સીમા લગી પહોંચી જાય એવાં અનેક વિધાનો કર્યાં છે:

'There are many other things I have found myself saying about poetry but the chiefest of these is that it is metaphor, saying one thing and meaning another, saying one thing in terms of another, the pleasure of ulteriority. Poetry is simply made of metaphor... Every poem is a new metaphor inside or it is nothing. And there is a sense in which all poems are the same old metaphor always.'

(કાવ્ય વિષે બીજી અનેક વસ્તુઓ હું કહેતો રહ્યો છું પણ એમાં મુખ્ય મુદ્દાની વસ્તુ એ કે કાવ્ય એટલે રૂપક, કહેવું કંઈ ને સૂચવવું કંઈ, નામરૂપ એક વસ્તુનું ને તત્ત્વ બીજી વસ્તુનું, ધ્વનિનો આનંદ. કાવ્ય રૂપકથી જ સિદ્ધ થાય, ન અન્યથા. કાવ્ય માત્ર એના અંતરતમમાં તો એક નવું રૂપક જ છે, એમ ન હોય તો એ કશું જ નથી. અને એક અર્થમાં તો સૌ કાવ્યો એક આદિ રૂપક સમાન જ છે, સર્વથા.)

'It (poetry) begins in delight and ends in wisdom.'
(એનો આરંભ આનંદમાં છે અને અંત ડહાપણમાં.)

'It begins in delight, it inclines to impulse, it assumes direction with the first line laid down, it runs a course of lucky events, and ends in a clarification, not necessarily a great clarification, such as sects and cults are founded on, but in a momentary stay against confusion.)'

(એનો આરંભ આનંદમાં છે, એ વળે છે વૃત્તિમાં, પ્રથમ પંક્તિ સિદ્ધ થતાંની સાથે જ એ વિશિષ્ટ દિશા પામે છે, સદ્‌ભાગી ઘટનાઓના ક્રમમાંથી એ પસાર થાય છે અને એનો અંત આવે છે જીવન વિષેની સૂઝ-સમજમાં–પણ જેમાંથી પંથો અને પ્રણાલિઓ જન્મે એવી સૂઝ-સમજમાં નહીં પણ જીવનની અવ્યવસ્થા પરના ક્ષણિક નિયંત્રણમાં.)

ફ્રૉસ્ટની કાવ્ય વિષેની આ સૂઝ-સમજનું રહસ્ય એમની જીવન વિષેની સૂઝ-સમજમાંથી પામી શકાય. ફ્રૉસ્ટે ક્યાંક કહ્યું છે કે એમણે જીવનમાં કેટલાક મનુષ્યોના મુખેથી જે કેટલાક સૂઝ-સમજભર્યા ઉદ્‌ગારો સાંભળ્યા એમાંનો એક ઉદ્‌ગાર એક ખડતલ ખેડૂત (કવિનો ન્યૂ ઇંગ્લૅન્ડનો પડોશી હશે!) પાસેથી સાંભળ્યો હતો:

There is always something more to everything

(વસ્તુ માત્રમા ભાસે છે એથી હમેશા કંઈક વિશેષ હોય છે ) ફ્રૉસ્ટ એમનું સમગ્ર જીવન, કવિતા સુધ્ધા, આ સૂઝ સમજ સાથે જીવ્યા હતા આ કાવ્ય સમજવામા ફ્રૉસ્ટની જીવન અને કવિતા વિશેની આ સૂઝ સમજમાથી જેવી અને જેટલી સહાય પામી શકાય એવી અને એટલી સહાય ભાગ્યે જ અન્યત્ર ક્યાયથી યે પામી શકાય આ કાવ્ય સમજવાના, આરભે કહ્યુ તેમ, અસખ્ય પ્રયત્નો થયા છે એવો એક વધુ પ્રયત્ન કર્યા પછી પણ ફ્રૉસ્ટના આ આહ્વાનનો તો સામનો કરવાનો રહેશે જ !

We dance round in a ring and
suppose
But the secret sits in the
middle and knows

(આપણે ગોળ ગોળ ફર્યા કરીએ છીએ અને ધાર્યા કરીએ છીએ રહસ્ય કેન્દ્રમા બેસી રહે છે અને જાણે છે )

કાવ્યનો મધ્યમ વયનો નાયક (એ કવિ પોતે હોય—આ કાવ્ય રચ્યું ત્યારે ફ્રૉસ્ટનુ વય અડતાલીસ વર્ષનું હતુ—અથવા અન્ય કોઈ વ્યક્તિ પણ હોય) શિયાળાની એક સાજે એક અશ્વ જોડેલી બરફગાડીમા ઘેર પાછા ફરતા વન (ન્યૂ ઈંગ્લન્ડમા હશે !) ની કોરે વન અને એના પર વરસતી હિમ વર્ષા જોવાને થોભે છે પાસે એકાદુ ઝૂંપડુ પણ નથી સર્વત્ર એકાન્ત છે થોડેક દૂર એક થીજી ગયેલુ સરોવર છે આસપાસ ઘેરો અધકાર છે વાયુનો અને હિમનો અછો અવાજ છે ચોમેર શાતિ છે વન સુન્દર છે, મલિન છે, ગહન છે પણ નાયકને વ ~~ પાળવાના છે, સૂતા પહેલા હજુ

## રમેશ પારેખ

# દરિયો ક્યાંથી જડ્યો રે લોલ

સખી, માગ આસુના સાથિયે
બેસીને કાગડા બોલ્યા કરે રે લોલ,
ફળિયે લીલીછમ નાગરવેલ્ય કે
ઝરઝર કંકુ ઝરે રે લોલ

કંકુનીતરે રેલમછેલ તે શેરીયુ ગાતી ગાતી રે લોલ,
સખી, મને આવુ તે આવડ્યુ ક્યાથી
કે નીસરુ ગાતી ગાતી રે લોલ!

સખી, મારી રાતી હથેળિયુ વચ્ચે કે
પાતળોક રેલો પડ્યો રે લોલ,
ગામલોક ટોળે વળીને કાઈ પૂછે કે
દરિયો ક્યાથી જડ્યા રે લોલ

સખી, હુ તો જઈ મા'દેવને પારે કે
ચપટીક છાયો મેલુ રે લોલ,
કે દેવતા, મારે તે ફળિયે મ્હોરી છે
છાયડી હેલુન્હેલુ રે લોલ

સખી, તને છાનેરી કરુ એક વાત કે
કૌતુક એવા થયા રે લોલ,
નાવણુ હુ જે કરુ ને લાજીને
લોથપોથ નેવા થયા રે લોલ

આજ કાઈ વીજળીના ઝબકારા કે
આખમા એવા થતા રે લોલ,
સખી, હું તો તકતે જોવા જાઉં ને
તકતા ફૂટી જતા રે લોલ!

કચવે ફરતો લીલો નાગ તે
નાગને દીવા કરુ રે લોલ,
ફળિયે ઓઢણી ઊડતી મેલી
હુ ચોકમા ઊભી રહું રે લોલ

અમને જાતાં ઝાલો રે લોલ,
સખી, મારે જાવું નથી વૈકુંઠ કે
વ્રજ હવે વ્હાલો વ્હાલો રે લોલ.

## મૌન બલોલી

### વાવડની વેલડીએ

નજરું મૂઈ પરખી શકી કાંઈ ના જરા
વાવડની વેલડીએ ઊડચો કેટલોયે ગુબાર

નેળિયે જરા કોક એડી વેરાય
ને ફૂટે રુંવે રુંવે વાંસની માફક લીલી અધીરાઈ,
નિરાંતે આંખનાં ઢોરું ચરતાં તાકે વાડ
સફાળાં દોડતાં છીંડે જાય;
અજાણી ભોમનાં ભોળાં હરણટોળાં
સમયનું નિર્મલ સરોવર ખોટે–કેવા જલતરંગો થાય,
હરણાં હવે હાંકવાં ના પાલવતાં એ તો
કાંઠાનો શણગાર।

વાડમાં ભરાય ઝીમી અને નવરી પળે ગૂંથેલી એ
આભલાં ભરતમાંથી ભવેભવની ભાત્યું
ઢળતી હું તો ઝીલવા માંડું;
ટીખળની કાંકરીઓ મારે આવતી જતી સૈયર
તોયે ફૂટતું ના રે ભાનનું બેડું,
પાંપણ મીંચ્યે છિદ્રોના અજવાળે નફટ ખૂલવા માંડું,
કેમે ના ભૂંસાય સપન-ટાંકણાંથી જે
કંડારાયો કાળો ઘન અંધાર!

ઘડીક થોભીને પછી ઘર ભણી ચાલવા માંડે છે.

આમ, આ કાવ્ય સપાટી પર તો સરલ છે. પણ કાવ્યમાં આટલું જ નથી, કંઈક વિશેષ છે. કાવ્યમાં આ એક વસ્તુ જ નથી, બીજી વસ્તુ પણ છે. કાવ્યમાં આટલું જ હોય, એક વસ્તુ જ હોય તો કાવ્ય શેનું? ફૉસ્ટે કહ્યું છે તેમ કાવ્યમાં કંઈક વિશેષ હોય, બીજી વસ્તુ પણ હોય તો જ કાવ્યમાં કાવ્ય સિદ્ધ થાય. આ કાવ્ય સૂક્ષ્મ, માર્મિક અને પ્રતીકાત્મક છે. આ કાવ્યમાં એક ઉત્કટ નાટયાત્મક અનુભવ છે. એમાં ત્રણ પાત્રો છે. બે પાત્રો હાજર છે અને એક પાત્ર ગેરહાજર છે. એમાં એક તીવ્ર સંઘર્ષ છે અને અંતે એ સંઘર્ષનું ક્ષણિક સમાધાન છે. આ બધું આ કાવ્યમાં દૃશ્ય અને શ્રાવ્ય પ્રતીકો દ્વારા અને સ્વરવ્યંજનની સૂચક સંકલના તથા ડેન્ટીના 'The Divine Comedy' (દિવ્ય આનંદ-કાવ્ય)માંના પ્રસિદ્ધ શ્લોકસ્વરૂપ 'terza rima'(ત્રિપદી)ના રૂપાન્તર જેવા સંકુલ શ્લોકસ્વરૂપ દ્વારા પ્રગટ થાય છે.

કાવ્યનો નાયક વનના સૌંદર્યનું અમોઘ આકર્ષણ અનુભવે છે, એની અપૂર્વ મોહિની અનુભવે છે, એનું પ્રબલ ચુંબકત્વ અનુભવે છે. આ અનુભવને અનુકૂળ એવું વનનું એકાન્ત છે. આ એકાન્ત વિના આ અનુભવ અશકય છે એ ભાગ્યે જ કહેવાનું હોય. કાવ્યનો નાયક આ સૌન્દર્યના જાદુથી ક્ષણેક તો જાણે કે સ્તબ્ધ ચકિત થાય છે અને સહસા થંભી–થોભી જાય છે. પણ જેવો થોભી જાય છે તેવો જ ચિત્તમાં સંઘર્ષ અનુભવે છે. એ વનના

માલિકનુ સ્મરણ કરે છે એને લાગે છે કે માલિકને એ જાણે છે જોકે માલિક અહીં રહેતો નથી, ગામમા રહે છે પોતે પણ ગામમા રહે છે પણ આ ક્ષણે એ અહીં થોભી ગયો છે કદાચને હમેશનો આ વનમા વસી પણ જાય. તો પછી આ વનનો સાચો માલિક કોણ? જે ગામમા રહે તે કે હમેશનો વનમા વસી જાય તે? આમ, નાયક અને માલિક વચ્ચેનો સંઘર્ષ કાવ્યના આરંભથી જ, પ્રથમ પંક્તિથી જ પ્રગટ થાય છે માલિક એ નાયકને આમ વન અને વન પર વરસતી હિમવર્ષા જોવાને થોભતો જોશે નહીં માલિક નાયકને કદાચને મૂરખ માનશે તો નાયક પણ માલિકને એ અહીં રહેતો નથી અને ગામમા રહે છે એથી કદાચને મૂરખ માને છે માલિક અહીં રહેતો નથી અને ગામમા રહે છે કારણ કે એ દુનિયાદારીનો જીવ છે, વ્યવહારુ માણસ છે, કામકાજનો માણસ છે. એ જગતનો ઉપભોગ, ઉપયોગ કરે છે નાયક ગામમા રહે છે પણ આ ક્ષણે એ અહીં થોભી ગયો છે કદાચને હમેશનો આ વનમા વસી પણ જાય કારણ કે એ પટુકરણ પ્રાણી છે, સંવેદનનો માણસ છે, સૌંદર્યપ્રેમી માણસ છે. એ જગતનુ ચિંતન દર્શન કરે છે. આમ, કાવ્યના પ્રથમ શ્લોકમા નાયક અને માલિક વચ્ચેનો સંઘર્ષ પ્રગટ થાય છે નાયકના અવાજમા માલિક પ્રત્યેનો કટાક્ષ—સવિશેષ તો 'હું માનું છુ કે હું જાણું છુ' ('I think I know') અને 'જો કે' ('though') જેવા નમ્ર વક્રવચનોમા પ્રતીત થાય છે

કાવ્યના બીજા શ્લોકમા નાયકના નાનકડા અશ્વ—વછેરા જ કહોને!—અને નાયકની

## રમણ સોની

§ ૧

તમારી વાતોના સરવરમહીં પંખી તરતા
અમારી આંખોના, હજુ હજુ વહે વાયુ સ્મિતનો,
પ્રતિબિંબાયેલા ઉષ કિરણો, સાન્ધ્ય-સુરખી
ઝીલી લે શ્રદ્ધાના કમલ, સુરખી થૈ પ્રગટતા
અને આવર્તો શા ઊઠત ટપકંતી સુખ-વ્યથા
તણા!—આખુ યે આ હૃદય ભીની માટી સમ મુજ

તમારી વાતોના રણમહીં ગર્જે રણ હવે!
કશો વટોળાતો સમય ક્ષિતિજે ના ઝીકલતી!
વીતેલા શબ્દોના ઊભરી ઊઠતા રેતઢગલા—
મહીં શા'મૃગો શી મુજ તરલ દૃષ્ટિ ખૂંપી જતી!
અને ત્યા ઊંટોના ગભીર પગલે સૂર્ય પ્રજળે
વહેલી વાતોની અસર સમ પ્રસ્વેદ ચૂસતો!
તમારી વાતોની તરસ રૂંધતી કંઠ તલસુ
તમે આવો તો આ મૃગજળ મહીં પદ્મ પ્રગટે...

§ ૨

બસ હવે કથની પૂરી થૈ જતી
સૂરજના કિરણે પથરાઈ ગૈ
પરબ—ઝાકળની ચિર—વેદના!
કિરણને સ્મૃતિમા કયમ સંઘરુ?

અવ રહ્યુ મદિરામહીં ઘેન ના
વણબિડાયલ નેત્રમહીં હવે
વિકલ રહે કરી દીર્ઘ તમિસ્ર, જ્યા
સમરસે ભૂત ને ભવિતવ્ય યે!

ઝણઝણી ઊઠતુ મન યે હવે
બધિર! શૂન્ય સહુ ક્ષણ પાંગળી
પડઘી શે જ શકે અવ અંતરે
ડૂસકુ કે રણકાર, 'વકાશમા?!
પ્રસરતુ અવ એકલ કેડીએ!
બસ હવે... ...... . ........?

## ભીખુ કપોડિયા

### ઊંટ

મારા ગામની આડશે નાનેરી
બદામરંગી ટેકરી જેવું બેઠું છે ઊંટ.
સુક્કા કોઈ તળાવની તરડાયેલી માટીમાં
ચોંટેલ ક્યાંક માછલાં દેખાય એની આંખોમાં
ને પ્રતિબિંબાય મારી આંખોનાં ઝાંઝવાં.

બાળકનાં હીબકાં થઈ
એનાં લમણાં ઉપર દડદડતાં દડદડતાં
થંભી ગયો છે રેતાળ વરસાદ.
વિપરિત બન્યાની કોઈ
માઠી અસરથી લંબાવું હોઠ
એમ એનો લાંબોલચ લબડતો હોઠ.

ડોક — જાણે લંબાઈને વાંકી વળી ગયેલી ઇચ્છાઓ;
ઉપર ઊભા બે મારામાં પ્રશ્નાય ટટ્ટાર કાન;
પીઠના ઢેકા પર સુકાઈ ગયેલ વાળનું ખડ;
સપનાંના તકિયા જેવા પગને તળિયે
ચંપાઈ ગયાં છે
પીઠ ઉપર ભાર વહી જઈ
રાતોરાત ટૂંકાવી દીધેલાં લાંબાં લાંબાં રણ.

ધીમે ધીમે ગાંગરે...ને
જાણે સપનામાં
રણની યે પેલી પાર રહ્યા
દાદાના હુક્કાનો આછોતરો સાંભળું અવાજ.
થતું:
એની પીઠ ઉપર ચડી જઈ
રણો વટાવતો વટાવતો નીકળી જાઉં
જોજનના જોજન દૂ...ર

ગામની આડશે નાની
બદામરંગી ટેકરી જેવું બેઠું છે ઊંટ.

વચ્ચે સંઘર્ષ પ્રગટ થાય છે. એક જ માણસ માટેની બરફગાડી છે એથી એક જ અને તે ય નાનકડો અશ્વ જોડ્યો છે. પણ આ અશ્વ કોઈ સામાન્ય, સાધારણ અશ્વ નથી. આસપાસ ક્યાંય ઝૂંપડું નથી એટલે કે અન્ય કોઈ મનુષ્ય નથી, નિર્જનતા છે એટલું જ નહીં પણ આજની સાંજ એ વરસની ઘેરામાં ઘેરી સાંજ છે. છતાં નાયક અહીં આમ થોભે એ એને વિચિત્ર લાગે છે. આવા સ્થળમાં આવે સમયે કોઈ પણ મનુષ્ય આમ થોભી જ કેમ શકે એવું એને આશ્ચર્ય છે. વનનો માલિક ગેરહાજર પાત્ર છે પણ એના જ પશુકક્ષાએ અનુસંધાન જેવો આ અશ્વ એ હાજર પાત્ર છે. માલિકની જેમ આ અશ્વ પણ દુનિયાદારીનો જીવ છે, વ્યવહારુ પ્રાણી છે. આમ, કાવ્યના બીજા શ્લોકમાં નાયક અને એના અશ્વ વચ્ચેનો સંઘર્ષ પ્રગટ થાય છે.

કાવ્યના ત્રીજા શ્લોકમાં નાયક અને એના અશ્વ વચ્ચેનો આ સંઘર્ષ વધુ સ્પષ્ટપણે, સક્રિયપણે પ્રગટ થાય છે. ફ્રૉસ્ટે બીજા શ્લોકની પ્રથમ પંક્તિ વિષે, આપણે આગળ જોયું તેમ, કહ્યું હતું કે એમણે એમાં 'બિનજરૂરી બંધન' ('unnecessary commitment') કર્યું હતું. પણ એ 'બિનજરૂરી બંધન'ને કારણે જ હવે પછી કાવ્યના ત્રીજા અને ચોથા શ્લોકમાં એક પછી એક 'સદ્ભાગી ઘટનાઓ' સિદ્ધ થાય છે. એથી 'બિનજરૂરી બંધન' એ હવે 'બિનજરૂરી' રહેતું નથી, જરૂરી પુરવાર થાય છે. બીજા શ્લોકની પ્રથમ પંક્તિમાં નાયક એના અશ્વ વિષે 'must think it queer' (એને વિચિત્ર લાગવું જ જોઈએ) એમ વિચારે છે. અહીં 'must', 'think' અને

એમાં ત્રિવિધ બંધન છે. નાયક અશ્વમાં માનવભાવનું, માનવમનનચિંતનનું આરોપણ કરે છે. અને એથી જ હવે કાવ્યના ત્રીજા શ્લોકમાં નાયક અને અશ્વ વચ્ચેનો સંઘર્ષ વધુ સ્પષ્ટપણે, સક્રિયપણે પ્રગટ થાય થાય છે. એથી જ હવે નાયકને અશ્વની ક્રિયામાં અર્થો સૂઝે છે. આમ, ત્રીજા શ્લોકની પ્રથમ પંક્તિનું 'બિનજરૂરી બંધન' હવે પછી 'સદ્ભાગી ઘટનાઓ'માં પરિણમે છે, એ 'બિનજરૂરી બંધન'માંથી જ 'સદ્ભાગી ઘટનાઓ' પ્રગટ થાય છે. આ અશ્વ એ અસામાન્ય, અસાધારણ અશ્વ છે, વિશિષ્ટ અશ્વ છે. એનામાં 'horse sense' —અશ્વબુદ્ધિ છે. ફ્રૉસ્ટે એક વાર સ્મિતપૂર્વક વાતચીતમાં કહ્યું હતું કે આ કાવ્યના ત્રીજા શ્લોકની પ્રથમ બે પંક્તિઓ વાંચીને એક અધ્યાપકે ટેક્સસના પ્રસિદ્ધ અશ્વપાલ ફ્રૅન્ક ડૉબીને પૂછ્યું હતું કે અશ્વ પ્રશ્ન પૂછી શકે. ફ્રૉસ્ટે સંમતિપૂર્વક ડૉબીના ઉત્તરનો ઉલ્લેખ કર્યો હતો કે અશ્વ અનેક અધ્યાપકો પૂછી શકે એથી વધુ સારો પ્રશ્ન પૂછી શકે. એ એની કાંધ પરના સામાનની ઘંટડીઓ વગાડે છે. ત્રીજા શ્લોકની પ્રથમ બે પંક્તિઓમાં 'shake', 'ask' અને 'mistake' એ ત્રણ શબ્દોમાં 'k' વ્યંજનના કઠોર, કર્કશ અવાજમાં આપણે ઘંટડીઓ સાંભળી શકીએ છીએ. આ કઠોર, કર્કશ અવાજમાં એ જાણે કે નાયકને પૂછતો ન હોય કે આવા જનહીન એકાન્તમાં, આવા અંધકારમાં, આવા શીતમાં, આવા સ્થળે, આવા સમયે આમ થોભવામાં કંઈ ભૂલ તો નથી થતી ને? કદાચ એ મઝાક-મશ્કરીમાં સૂચવતો ન હોય કે

## સૂર્ય

ટેકરીઓમાં સૂર્ય;
લીલાંછમ પર્ણો,
રંગબેરંગી ફૂલો,
કુંજોમાં ચળાઈ
ચોમેર રેલાતાં
કિરણો,
પરોઢની તાજગી
ને કિરણની ઉષ્માથી
પુલકિત થતાં અંગે
ડોક ઊંચી કરી
કુતૂહલભર્યાં નેણે
ચોમેરની સુન્દરતા ડોલાવતો
નાગ,
નાગનાં અંગ પરની
તેજલીલામાં સૂર્યની
સુષમાનું પાન કરતાં
એક ટેકરી પર
કળા કરી થનગનતો
મોર,
સહસા
નાગનાં અંગ પરનાં
સૂર્ય કિરણોનું ગ્રહણ—
અંધકારમાં ડૂબતી
સૃષ્ટિથી નન્દવાતી
નાગની વિહ્વલ દૃષ્ટિ—
ફેણ પર
વજ્ર તીક્ષ્ણ ચાંચનું
તાંડવ—
કળાયેલ મોરલાઓની કેકાથી
ગાજતી નવપલ્લવિત ટેકરીઓ—
જાગેલી કુંજોને
ચેતનની ઝડીઓમાં તરબોળ કરી
આકાશમાં ઊંચે ચઢતો
સૂર્ય—
અને
સૂર્ય.

## ભગવતીકુમાર હ. શર્મા

### તારા વિજોગે

તારા વિજોગે મારા આંગણાની કેળ બની બાવળ ઝૂરે,
પાછલી તે રાત ગરે પારિજાતક, સંગ ઝાકળ ઝૂરે...

શમણે જે સાંપડી તે રોપી'તી જૂઈ
કદી ઘરના વાડાની પછીતમાં,
નજરું માંડું તો ફૂટી લીલી શેવાળ
મારા ખોરડાની તરડાઈ ભીંતમાં.
પાછળ મ્હોરેલ એક આંબો ને ટહુકો આગળ ઝૂરે...
તારા વિજોગે મારા આંગણાની કેળ બની બાવળ ઝૂરે.

છોડી હિંડોળો હું તો ઉંબર વળોટું
જોઈ પગલાંની આછી ચણોઠડી,
છુટ્ટી તે બારસાખ હીબકે ચઢીને
મારે માથે કરે છે ભીની ગોઠડી
હીંચકાનો કિચૂડાટ થંભ્યો કે શ્વાસની સાંકળ ઝૂરે...
તારા વિજોગે મારા આંગણાની કેળ બની બાવળ ઝૂરે...

## ઇન્દુકુમાર ત્રિવેદી

### ચંદ્ર
### (બે અનુભવો)

§ ૧
નભ સરવરમાં
શુભ્ર-કચ્છપ
શાં......ત.

§ ૨
વનવગડે
હવડ કૂવે
જલમાં ઊંડે
શ્વેત
પ્રે......ત.

નાયક ઊંઘી તો નથી ગયો ને! અને જો ઊંઘી ન ગયો હોય તો એનું ખસી તો નથી ગયું ને! કે જેથી અહીં આમ થોભે છે. સાચ્ચે જ નાયકનું ખસી ગયું છે! એ મોહમાં છે, મોહિનીમાં છે, મૂર્છામાં છે. ઘંટડીઓના અવાજથી એ માત્ર અહીંની શાંતિનો જ ભંગ કરે છે એટલું નહીં— અહીં અન્ય અવાજ માત્ર સરલ વહેતા વાયુનો અને પંખીની ડોક જેવા સુંવાળા હિમકણનો જ છે. ત્રીજા શ્લોકની અંતિમ બે પંક્તિઓમાં 'sound', 'sweep', 'easy', એ ત્રણ શબ્દોમાં 's' વ્યંજનના સરલ, સુંવાળા અવાજમાં આપણે સરલ વાયુનો અને સુંવાળા હિમકણનો મંદ, મધુર, માદક અવાજ સાંભળી શકીએ છીએ. વળી 'easy' (સરલ) અને 'downy' (પંખીની ડોક જેવા સુંવાળા) વિશેષણોમાં વાયુ અને હિમકણની અપરિચિત, અદ્વિતીય વિશેષતા પ્રગટ થાય છે. વળી 'k' વ્યંજનના પુનરાવર્તનમાંના કઠોર, કર્કશ અને 's' વ્યંજનના પુનરાવર્તનમાંના સરલ, સુંવાળા અવાજના વિરોધ દ્વારા ઘંટડીઓના અવાજ તથા વાયુ અને હિમકણના અવાજનો વિરોધ પ્રગટ થાય છે. આ અવાજો પરસ્પરને વધુ સજીવ, સચેત કરે છે, વધુ ઉપકારક થાય છે, એકમેકના અસ્તિત્વને વધુ ઊપસાવે છે—ત્રીજા શ્લોકની અંતિમ બે પંક્તિઓના લય દ્વારા પ્રતીત થાય છે કે નાયક આ ક્ષણે મોહમાં છે, મોહિનીમાં છે, મૂર્છામાં છે; સૌંદર્યના મદમાં છે, કેફમાં છે, ઘેનમાં છે. ફ્રૉસ્ટ પોતે પણ આ કાવ્ય રચ્યું એ ક્ષણે, આપણે આગળ જોયું તેમ, એમણે કહ્યું હતું કે વધુ પડતા થાકને કારણે ઉન્માદિત હતા—સ્વયં-

ઉન્માદિત —ઘંટડીઓના અવાજથી એ નાયકના દિવાસ્વપ્નનો પણ ભંગ કરે છે આ ક્ષણે જ નાયકને તીવ્રપણે રપષ્ટપણે જ્ઞાન-ભાન થાય છે કે પોતે અહીં આ એકાન્તમાં એકલો નથી અશ્વ જાણે કે નાયકને મૂંગા મૂંગા પ્રશ્ન કરે છે, પડકાર કરે છે અને જાણે કે નાયકના ઉત્તરની, નિર્ણયની અને અહીંથી હવે તરત જ ચાલવા માંડવાના કર્મની અધીરપણે, આતુરતાથી પ્રતીક્ષા કરે છે કાવ્યના પહેલા શ્લોકમાં, કાવ્યના આરંભે, અથવા એથી પણ પૂર્વે વનના માલિકે તો પોતે વનનો માલિક હોવા છતાં વનમાં રહેતો નથી, ગામમાં વસે છે એ દ્વારા નાયકને આ પ્રશ્ન પૂછયો જ છે, આ પડકાર કર્યો જ છે આમ, કાવ્યના પહેલા શ્લોકમાં નાયક અને માલિક વચ્ચે તથા કાવ્યના બીજા શ્લોકમાં નાયક અને એના અશ્વ વચ્ચેના મંઘર્ષનું માત્ર કથન જ છે પણ કાવ્યના ત્રીજા શ્લોકમાં નાયક અને એના અશ્વ વચ્ચેના મઘર્ષની ક્રિયા છે

કાવ્યના ચોથા શ્લોકમાં આ સંઘર્ષની પરાકાષ્ઠા છે અને અંતે આ સંઘર્ષનું ક્ષણિક સમાધાન છે આપણે આગળ જોયું તેમ ફ્રૉસ્ટે કોઈ પણ કાવ્યમાં અંતે જે સૂઝ-સમજ પ્રગટ થાય છે એને 'a momentary stay against confusion' —જીવનની અવ્યવસ્થા પરનું ક્ષણિક નિયન્ત્રણ કહ્યું છે કાવ્યના પહેલા શ્લોકમાં માલિકના પરોક્ષ પ્રશ્ન અને પડકાર પછી એ પ્રશ્ન અને પડકારને કારણે તથા કાવ્યના બીજા અને ત્રીજા શ્લોકમાં અશ્વના પ્રત્યક્ષ અને સક્રિય પ્રશ્ન અને પડકાર પછી એ પ્રશ્ન અને પડકારને કારણે નાયકે પોતે અહીં

## રામચંદ્ર બ પટેલ

### હવે તું

તમે પ્હેલાવ્હેલા મુજ સમય મોંઘો બની અહીં
વહી આવ્યા ત્યારે જડ પથ્થર હું ઉંબર હતો
પડેલો દ્વારે ત્યાં કુસુમ સરખા કંકુપગના
અડયા, જાગી ઊડયો તરત થઈને મોર કલગી
જઈ બેઠો સાખે પછી નીરખું તો તોરણ તમે
ગ્યા મ્હેકી, પાછો હું સરકી જઈ કુંજર સમ
થયો પાણિયારું ઉતરડ બની તામ્રવરણી
ઊગી મ્હોરી ઊઠયા, ઝગુમગુ થઈ ચોક ટહુકયો

વલોણું, સાંબેલું, જતસભર ખેડું, વળગણી,
તવી, ચૂનો, ઘંટી, વળી દહીંની દોણી, નિસરણી
બધાની વચ્ચે તું ઊજળું ઊજળું છાપરું થઈ
ઠરે એ પ્હેલા તો ઊતરી ગઈ લૂખા લીંપણમાં

હવે તું લોહીમાં હલચલી પછી લિસ્સું સરતી
ચિતા બે આંખોની નિત સળગી ચિત્કાર ભરતી

## સુશીલા ઝવેરી

### તું મળે

તુ મળે કદી શમણામાં,
એ આશાએ વગુર્નિદ્રર મેં આંખ મીચી ભ્રમણામાં
ખાલી દિલના બંધ બારણે
આવી દિયે ટકોરા,
ગાઢ તિમિર પ્રસર્યો ત્યાં આવી
પ્રકાશના દે ફોરા,
રોમરોમ અધીર અણજાણ્યા, પ્રિય હે, તવ રટણામાં
યુગયુગથી મળવાની મનમાં
તીવ્ર ઘેલછા જાગી,
જાય સરી પળ દૂર મિલનની
અદકી રે લ્હે લાગી,
પલક ઢાળી હેરું હું ભીતર, મરુજલની રમણામાં

## ધીરુ પરીખ

### પતંગિયાની પાંખો

આ પતંગિયાની પાંખો વ્હેંચે
આંખો લ્યો કોઈ આંખો!

આ રંગ તણી કંઈ છોળો ઊછળે
ફૂલફૂલના દરિયે;
આ પાંખો કેરા સઢ ફૂલ્યા,
લ્યો એક પછી એક દરિયા તરિયે.

આ નીચે ધરણી આભ ઊંચે
એ બેની વચ્ચે
અડીખમ્મ અવકાશ ભર્યો તે
પાંખોના કંઈ
એક લસરકે હર્યો:
આખો યે અવકાશ જરીમાં
પતંગિયું થૈને ફરફર્યો.

આ ઉપર ઝૂમે તારાઓ
કંઈ એટએટલી લાખ્ખો,
આ પતંગિયાની પાંખો વ્હેંચે
આંખો લ્યો કોઈ આંખો!

## ગંગાશંકર પંડ્યા

રાતરાણીનો
તૂટયો હાર; પાંદડે
પાંદડે મોતી.

આમ કેમ થોભ્યો એ કહેવું અનિવાર્ય થાય છે. કાવ્યના, પહેલા, બીજા અને ત્રીજા શ્લોકમાં નાયક પોતે અહીં આમ કેમ થોભ્યો એનું સૂચન તો કરે જ છે. પણ કાવ્યના ચોથા શ્લોકની પ્રથમ પંક્તિમાં નાયક પોતે અહીં આમ કેમ થોભ્યો એ સ્પષ્ટ શબ્દોમાં કહે છે. વન સુંદર છે, મલિન છે, ગહન છે. અહીં 'lovely' શબ્દ દ્વારા સૂક્ષ્મતા, આધ્યાત્મિકતાનું સૂચન છે. 'dark' શબ્દ દ્વારા દુરિત, અસદ્‌નું સૂચન છે, અને 'deep' શબ્દ દ્વારા અનંતતા, મૃત્યુનું સૂચન છે. આ કહેતાં કહેતાં જ નાયકના ચિત્તમાં એક તીવ્ર આંતરિક સંઘર્ષ કાવ્યના આરંભથી જ, આરંભની પણ પૂર્વેથી હતો એ પ્રતીત થાય છે. અને એ દ્વારા કાવ્યના પહેલા શ્લોકમાં નાયક અને લગભગ પશુ જેવા માલિક વચ્ચેનો સંઘર્ષ તથા કાવ્યના બીજા અને ત્રીજા શ્લોકમાં નાયક અને પશુ-અશ્વ વચ્ચેનો સંઘર્ષ એ નાયકના આ વધુ તીવ્ર એવા આંતરિક સંઘર્ષનું જ માત્ર બાહ્ય અને વ્યક્ત સ્વરૂપ છે એ પ્રગટ થાય છે. વન અને હિમ મૃત્યુનાં પ્રતીકો છે. આ ક્ષણે હિમાચ્છાદિત વન એટલે કે મૃત્યુનું સુન્દર, મલિન અને ગહન ('lovely, dark and deep') શબ્દો સૂચવે છે તે સૌ વાનાંને કારણે નાયકને આકર્ષણ અમોઘ છે. એનું પ્રલોભન અસાધારણ છે. એની મોહિની અપૂર્વ છે. એનો જાદુ અદ્‌ભુત છે, એની ભૂરકી અનન્ય છે. ફ્રૉસ્ટના ચિત્તમાં મૃત્યુનો, આત્મહત્યા દ્વારા મૃત્યુનો વિચાર જીવનમાં વારંવાર ચમકી ગયો હતો. અને અંતે શમી ગયો હતો, વળી ફ્રૉસ્ટનાં અન્ય કાવ્યોમાં, 'સમગ્ર કાવ્યસંગ્રહ'માંના પ્રથમ કાવ્ય 'Into My

Own' (સ્વત્વ)થી માંડીને 'Come In' (આવો !) જેવા અનેક કાવ્યોમા વન (એટલે કે મુખ્યત્વે મૃત્યુ)ના પ્રચડ પ્રલોભનના અનિરુદ્ધ આકર્ષણના અને એના પ્રબળ પ્રતિકારના, અનિવાર્ય અસ્વીકારના અનુભવો વારવાર વ્યક્ત થાય છે નાયકના જીવનમા આ ક્ષણ પણ એવી જ એક ક્ષણ છે એથી સ્તો આ ક્ષણે નાયકના ચિત્તમા આતરિક સંઘર્ષ તીવ્રતમ છે અહીં આમ થોભવુ અને હમેશના વસવુ એટલે સવેદનશીલ થવુ, માનવીય થવુ, મનુષ્ય થવુ અહીં હમેશના ન વસવુ કે ન થોભવુ એટલે પેલા વ્યવહારુ માલિક અને આ અશ્વ જેવા અસવેદનશીલ થવુ અર્ધ માનવીય થવુ, પશુ થવુ અમાનવીય થવુ તો વળી જીવનની વિષમતા, વક્રતા એવી છે કે મનુષ્ય બીજા શ્લોકની અતિમ પક્તિ સૂચવે છે તેમ, ગમે તેટલો થાક્યોપાક્યો હોય, હાર્યોમાર્યો હોય, ત્રાસ્યોકટાળ્યો હોય છતા અહીં આમ થોભવુ અને હમેશના વસવુ એટલે પણ અસવેદનશીલ થવુ અર્ધ માનવીય થવુ પશુ થવુ અને અહીં હમેશના ન વસવુ અને આમ ન થોભવુ એટલે જ સવેદનશીલ થવુ, માનવીય થવુ મનુષ્ય થવુ કારણ કે વચનો પાળવાના છે અને ઊંઘતા પહેલા ગાઉના ગાઉ કાપવાના છે અને ઊંઘતા પહેલા ગાઉના ગાઉ કાપવાના છે

But I have promises to keep
And miles to go before I sleep
And miles to go before I sleep

આ ધર્મનુ શુ ? આ કર્મનુ શુ ? એથી સ્તો એને આ ક્ષણે મૃત્યુનો અધિકાર નથી ભૂતકાળમા વચનો આપ્યા છે તે પાળવાના હજુ બાકી છે ભવિષ્યમા ઊંઘતા પહેલા ગાઉના ગાઉ કાપવાના હજુ બાકી

## મનોજ ખંડેરિયા

### મોરપીંછ

વાદળની સાથ સાથ
વહી જતી બલાક ની પક્તિને ગણી રહી
આગળીના ટેરવામા હરિયાળી ફૂટે

હરિયાળી વિસ્તરતી અગેઅગ
ઘાસનુ મેદાન જાણે હિલોળતુ રોમેરોમ
આખુ ભૂરુભૂરુ વ્યોમ
આખ મહીં ભરી નાચે મહેકનો મોર

હળુહળુ ખેતરમા ખરી જતી
મોર પીંછ તણી છાયા જોઈ
મનમા તો એવુ એવુ થાય,
કઈ એવુ એવુ થાય—
કે ખેતરના ચાર શેઢા ભેગા કરી
બાથ મહીં ભીડી દઉં,
મ ટી માટી થઈ જઉં,
ડેર મોર થઈ જઉં,
પછી
હુ ય હવા મહીં ખેરવતે રહું
મોર પીંછ તણી છાયા ખરખર ખરખર ખર

## પ્રાણજીવન મહેતા

### હું–આભાસ અને કવિતા

હું આવળ-ખાવળ ખુઠ્ઠો.
હું હોવાની વાત કરું તે સાવ જ જુઠ્ઠો.
હું આવળ-ખાવળ ખુઠ્ઠો.

હું અવરજવરની આંગળીએ તો આંટાફેરા કરતો.
હું વિસ્તરવાની વાત કરું પણ ક્યાં
પણ ક્યાં પણ ક્યાં વિસ્તરતો.
હું અવરજવરનો આદિમ–અગ્રજ
નથી કે નથી કાંઈ રસ્તો.
હું આવળ-ખાવળ ખુઠ્ઠો.
હું હોવાની વાત કરું તે સાવ જ જુઠ્ઠો.

હું પરપોટાનું પિંડ? ગર્ભનું ડિમ્ભ?
મોરનું કે હું કેવળ આંસુ?
–કે હું કેવળ હોવાની ઇચ્છા?
કે હું કેવળ ઇચ્છાનું આ હોવું?
હું કેમ કરીને જાણું કે હું કઈ ઇચ્છાનું આયુ?
હું નથી પિંડ કે નથી ડિમ્ભ કે નથી કશું તોય થાતું
મારે કયે નામે ઝળહળવું?
હું નથી જાણતો તવારીખને પાને મારે કયે નામ અવતરવું?
હું આવળ-ખાવળ ખુઠ્ઠો.
હું હોવાની વાત કરું તે સાવ જ જુઠ્ઠો.

છે. આમ, ભૂતકાળ અને ભવિષ્યની વચ્ચે આ ક્ષણ છે. ભૂત અને ભાવિથી બદ્ધ એવી આ ક્ષણ છે. આ ક્ષણ સ્વતંત્ર નથી. આ ધર્મનું પાલન કર્યા પછી જ, આ કર્મનું પાલન કર્યા પછી જ એને અનંત નિદ્રા ('sleep')નો, મૃત્યુનો અધિકાર છે. (નેહરુએ એમના અંતિમ દિવસોમાં આ શ્લોક સ્વહસ્તે લખીને એમના ટેબલ પર સતત પોતાની સામે રાખ્યો હતો.) આ ક્ષણે મૃત્યુ ગમે તેટલું સુન્દર હોય તો પણ દ્રોહ છે, પાપ છે. આ ક્ષણે વન (The woods) ગમે તેટલું સુન્દર હોય (are lovely) તો પણ મલિન અને ગહન છે (dark and deep). નાયકના ચિત્તમાં જે તીવ્રતમ આંતરિક સંઘર્ષ છે એનું ક્ષણાર્ધમાં સમાધાન થાય છે. નાયક માલિકના પરોક્ષ પ્રશ્ન અને પડકારનો તથા એના અશ્વના પ્રત્યક્ષ અને સક્રિય પ્રશ્ન અને પડકારનો સત્વર સામનો કરે છે. નાયક માલિક અને અશ્વ સાથે એકમત, સંમત થાય છે. નાયક તરત જ નિર્ણય કરે છે. અહીં આમ હવે વધુ એક પણ ક્ષણ ન થોભવાનું સ્વીકારે છે અને ઘર ભણી ચાલવા માંડે છે. ચોથા શ્લોકની અંતિમ પંક્તિઓ એ ચાલતાં ચાલતાં બોલતો હોય એમ આપણે સ્હેજે કલ્પી શકીએ છીએ. આમ, નાયક ચાલવા તો માંડે છે પણ...પણ કમને, સાચા હૃદયથી નહીં. 'But' (પણ) કહેતાં વેંત નાયકને સ્હેજ માથું હલાવીને ચાલવા માંડતો જાણે કે આપણી આંખ સામે આપણે જોઈએ છીએ. ચાલતાં ચાલતાં એ પોતાનાં કર્મો અને ધર્મો વિચારે છે અથવા તો પોતાનાં કર્મો અને ધર્મો વિચારતો વિચારતો એ ચાલે છે,

પણ ધીમે...ધીમે, ધીમે...ધીમે. ચોથા શ્લોકની અંતિમ ત્રણ પંક્તિઓમાં 'e' અને 'o' સ્વરોના સંકલન અને પંક્તિઓને આરંભે But અને 'And' સંધિશબ્દોના સંકલન દ્વારા તથા અંતિમ બે પંક્તિઓના પુનરાવર્તન દ્વારા જે મંદવિલંબિત લય પ્રગટ થાય છે એમાં નાયકની મંદવિલંબિત ગતિ સ્નિગ્ધમધુર વેદનામયતાથી, ઋજુસુન્દર કલામયતાથી પ્રતીત થાય છે. નાયકના ચિત્તમાં જે તીવ્રતમ આંતરિક સંઘર્ષ છે એનું સમાધાન તો થાય છે પણ ક્ષણિક. કારણ કે ચોથા શ્લોકની અંતિમ ત્રણ પંક્તિઓનો લય સૂચવે છે તેમ નાયક માલિકના અને એના અશ્વના પ્રશ્ન અને પડકારનો સામનો કરે છે, એમની સાથે સંમત થાય છે, નિર્ણય કરે છે અને ચાલવા માંડે છે પણ સાચા અને પૂર્ણ હૃદયથી નહીં. કારણ? એ સ્નો આ કાવ્યનું રહસ્ય છે. ફ્રૉસ્ટે આ કાવ્ય વિશે, આ કાવ્યની આ રહસ્ય વિશે એક વાર કહ્યું હતું:

'The poem has got a spot in it,

કાવ્ય શૂન્યમાં, મૌનમાં, રહસ્યમાં સરી જાય છે.) આ કાવ્યમાં આ બિન્દુ ક્યાં છે? મને લાગે છે કે આ બિન્દુ ચોથા શ્લોકની પ્રથમ પંક્તિ અને દ્વિતીય પંક્તિની વચ્ચે છે, 'deep' અને 'But' એ બે શબ્દોની વચ્ચે છે. (કીટ્સના 'Ode to a Nightingale'માં આવું જ એક બિન્દુ એ કાવ્યના સાતમા અને આઠમા શ્લોકની વચ્ચે છે, 'forlorn' અને 'Forlorn' એ બે શબ્દોની વચ્ચે છે.) આ બિન્દુથી કાવ્ય શૂન્યમાં, મૌનમાં, રહસ્યમાં

## વીરુ પુરોહિત

### ખેડૂત સ્ત્રીનું ગીત

હું તો ખેતર ખૂંદું ને આભ વીણું
 વીણું ને મારે ટેરવે લીલાશ ખૂંચી જાય રાજ

ગોફણેથી છૂટી આખી સીમ ઊડી ફરરર
 પાતળા પવનની સંગાથે,
ચાડિયાનું મરકતું મુખ મારી આંખ્યમાં
 ને હિલોળતો મોલ મારે હાથે,
મારી ખોઈમાં ભરાણા તારી વાંસળીના સૂર
 સૂર સાંભળું ને ખોઈ ભારી થાય રાજ...

હું તો ખેતર ખૂંદું ને આભ વીણું
 વીણુંને મારે ટેરવે લીલાશ ખૂંચી જાય રાજ...

તડકાને છાયા વાડ્ય ઠેકી ઠેકી ભાગે
 આવે છીંડેથી છટકતી બપ્પોર,
આથમણી દશમાથી સાંજ આવે મલપતી
 ઠેકે ઠેકે ટહુકતા મોર,
મારી કાંબીયુમાં કલબલે નેસડાની યાદ
 યાદ ગાળિયુ વીંધીને વહી જાય રાજ...

હું તો ખેતર ખૂંદું ને આભ વીણું
વીણું ને મારે ટેરવે લીલાશ ખૂંચી જાય રાજ...

## વીરુ પુરોહિત

### ઓચિંતા ડેલીએ...

ઓચિંતા ડેલીએ કડાના કિચૂડાટ,
અને રાજ મારી ઘુઘરિયું ઘમ્મક્, ઘમ્મક્
રાત ઘમ્મક...

વાયરાને ભૂંડાને આવી તે કેમ
મારી ગમ્મત કરવાનું મંન થાતું,
હળવી જરાક મારી ફૂંક દીવો હોલવી
કો' લેરિયામાં લાય ભરી જાતું,
ટેરવામાં મઘમઘતી યાદ ફૂલ ચૂંટયાંની
ચટ્ટક્ ચટ્ટક્ લાલ ચટ્ટક...
ઓચિંતા ડેલીએ કડાના કિચૂડાટ,
અને રાજ મારી ઘુઘરિયું ઘમ્મક્ ઘમ્મક્
રાત ઘમ્મક...

સુસવાટે હલબલતું બાવળનું વંન
મારા ઢોલિયાનું વાણ બની જાતું,
પગના તળિયામાં સાવ ઓચિંતા
સૂરજની સેન સમું કંઈક વહી જાતું,
ડાબી આંખલડીમાં અણસારા આવવાના
ફર્રક્ ફર્રક્ આંખ ફર્રક...
ઓચિંતા ડેલીએ કડાના કિચૂડાટ,
અને રાજ મારી ઘુઘરિયું ઘમ્મક્ ઘમ્મક્
રાત ઘમ્મક...

સરી જાય છે. ફ્રૉસ્ટનાં અનેક કાવ્યોમાં, સમગ્ર કાવ્યોમાં અને એમ તો ફ્રૉસ્ટના સમસ્ત જીવનમાં આ બિન્દુ છે. સ્વપ્ન અને વાસ્તવ, સંન્યાસ અને કર્મ, સૌંદર્ય અને ધર્મ, ભૂતભાવિ અને વર્તમાન, મૃત્યુ અને જીવન, અહીં આ કાવ્યમાં વન અને વચન વચ્ચેના દ્વૈતમાં, સંઘર્ષમાં આપણે કોઈ એક અંગનો, એક પક્ષનો સ્વીકાર ન કરી શકીએ. આ દ્વૈતના, આ સંઘર્ષના બન્ને પક્ષોને સમાવીને, શમાવીને એનાથી પર, એનાથી પાર કોઈ નવું અદ્વૈત, કોઈ નવો સંવાદ જેમાં સિદ્ધ થયો હોય એવું જીવન, એવું જગત આપણને જોઈએ; એવા જીવનનો, એવા જગતનો જ આપણે સ્વીકાર કરી શકીએ. ફ્રૉસ્ટને 'poet of contrarieties' કહ્યા છે, દ્વૈતના કવિ કહ્યા છે. પણ એમના જીવનની સાધના અને એમની કવિતાની શોધ એ અદ્વૈતની સાધના અને શોધ હતી. ફ્રૉસ્ટનો મનુષ્ય તરીકેનો ધર્મ અને ફ્રૉસ્ટનું કવિ તરીકેનું કર્મ એટલે સૌ દ્વૈતોથી પર અને પારના એવા અદ્વૈતના જીવન અને જગતની સાધના અને શોધ. આયુષ્યભરની એમની મનુષ્ય અને કવિ તરીકેની આ સાધના અને શોધ એમના એક ઉત્તમ કાવ્ય 'Two Tramps in Mud Time' (ન કામની ઋતુમાં બે રખડૂઓ)ના અંતિમ શ્લોકમાં ગહનગભીર અને પૂર્ણ પ્રતીતિથી પ્રગટ થાય છે:

'But yield who will to their
separation,
My object in living is to unite
My avocation with my vocation
As my two eyes make one in sight.

Only where love and need are one,
And the work is play for mortal stakes,
Is the deed ever really done
For Heaven and the future's sake.'

ફ્રૉસ્ટે 'Stopping by Woods on a Snowy Evening' રચ્યું એ પૂર્વે એ જ રાતે, આપણે આરંભે નોંધ્યું તેમ, 'New Hampshire' રચ્યું હતું. 'New Hampshire'માં એક અનામી પરિચિત પાત્ર વિષે ફ્રૉસ્ટે જે શબ્દો યોજ્યા છે એ જ શબ્દોમાં, ફ્રૉસ્ટના જ શબ્દોમાં ફ્રૉસ્ટને આપણે અંજલિ અર્પીએ:

He knew too well for any earthly use
The line where man leaves off and nature starts,
And never over-stepped it save in dreams.



## આગંતુક

ડીલ કાળા નભે વિલસતી
તરલ બક-પંક્તિ-શી
ફરકતી દૃષ્ટિ
આગન્તુકે
દ્વાર ખોલી ઊભી જરઠ વૃદ્ધા તણા
ખીંટીએ લટકતી રેશમી જીરણ કફની સમા દેહ પર ઠેરવી;
ઉષ્ણ નિઃશ્વાસને હોઠ વચ્ચે પીસી;
હૃદય પર ક્રૉસનું ચિહ્ન આંકી;
પૂછ્યું –
કેમ છે...?
એમનું એમ છે...!
–બોલીને ડોશી ફસડાઈ બેસી પડી.

ઓરડીમાં બધું –
ખાટલી, ગોદડી, પાણું – પેશાબનું,
લટકતી કફની ને ચીમની,
– એમનું એમ છે! – જોયું; – આગન્તુકે;
દૃષ્ટિ ને હૃદય પર ક્રૉસનું ચિહ્ન
પણ...શું નથી?
બધું
એમનું એમ...એમનું એમ છે.

## ધીરુ પરીખ

### * નજરઇ ગયો!

ફૂલનો શો સ્પર્શ એવો આંગળીને થઈ ગયો,
રોમરોમે વન તણો વિસ્તાર કૈં લ્હેરઈ ગયો.
પાય મૂકું નીરમાં જ્યાં તટ ઉપર ઊભો રહી,
ત્યાં પલકમાં હું જ સાગર થૈ અને ફેલઈ ગયો.
વાંસળીનો સૂર ક્યહીંથી કાનમાં પડતાં જરી,
કહાન કે ગોપી ન, કાલિંદી બની રેલઈ ગયો.
વીજળી ઝબકી ઇશાની આજ પ્હેલી વારની,
જોઇ કે ના જોઈ ત્યાં તો ઘન થઈ ઘેરઈ ગયો.
આજ વર્ષો બાદ ફરી દર્શન તમારું પામતાં,
ખંડિયર શો હું જ તે ભૂતકાળ થૈ નજરઈ ગયો!

## 'સલિલ'

### સીસમના ઢોલિયામાં

ગીત

સીસમના ઢોલિયામાં તરફડતું રૂપ :
મારી નીંભર હથેળિયુંમાં મોહ્યું.
પાંપણ વીંધીને ઓલી તગતગતી–
આંખ્યું બે 'આંઘેથી એમ કહે : આવ
ભોળા પંખીને મારે કેમ કરી કહેવું કે :
ડૂબ્યું છે મધદરિયે નાવ!
ઝાકળના સમ મને, આભ તણાં આંસુને
કાળઝાળ વાયરાએ લ્હોયું!
ઝૂકયા આકાશનું તરવરતું મૌન મને–
–ખોબલે પીવાનું મન થાય
શોધવા મથું છું મારી જિંદગીની છાયા :
ને પડછાયો ક્યાંય ના કળાય!
ખળખળતી પ્યાસ મહીં શેકાતા જીવનને
પ્રીત થકી કોણે આ ટોયું?
સીસમના ઢોલિયામાં તરફડતું રૂપ :
મારી નીંભર હથેળિયુંમાં મોહ્યું.

# કવિ અને ભાષા

['ગાર્ડીઅન'ના શ્રી સ્ટૅસી વેકીએ ઑગષ્ટ '૭૦માં લીધેલી મુલાકાતમાંથી]

કલા અને રાજકારણના સંબંધ વિશેના એક પ્રશ્નના ઉત્તરમાં ઑડેને ભારપૂર્વક જણાવ્યું :

એક કવિ તરીકે નાગરિક તરીકે નહીં, મારી એકમાત્ર ફરજ ભાષાને ભ્રષ્ટ થતી રોકવાની છે. આજે તો આ પ્રશ્ન ઘણો ગંભીર બની ચૂકયો છે. ક્ષણે ક્ષણે ભાષાને ભ્રષ્ટ કરવામાં આવે છે. સૌ એ ભૂલી જાય છે કે વાણી વિચારની માતા છે, દાસી નહિ. જ્યારે ભાષાને ભ્રષ્ટ કરવામાં આવે છે ત્યારે લોકોની આસ્થા એમાંથી ઊઠી જાય છે અને પરિણામે હિંસા પેદા થાય છે. એક નાગરિક તરીકે મારે ઘણી બધી રાજકીય ફરજો અદા કરવાની હોય છે, અનેક પ્રશ્નોમાંથી પસાર થવાનું હોય છે; પરંતુ એ બધું નાગરિક તરીકે; કવિ તરીકે તો મારી એકમાત્ર ફરજ ભાષાનું રક્ષણ કરવાની છે.

પ્રશ્ન એ થાય કે ભાષાનું રક્ષણ કેવી રીતે કરવું? એ માટે પોતાની જાતથી જ શરૂઆત કરવી જોઈએ —પોતાનો દાખલો જ સામે મૂકવો જોઈએ. સૌ પહેલાં તો તમારે

તમારી ભાષા પર પ્રભુત્વ મેળવવું જોઈએ, એમાં પૂરેપૂરા નિપુણ બનવું જોઈએ. જર્મન ભાષા પર સંપૂર્ણ પ્રભુત્વ ધરાવનાર કવિ કાર્લ ક્રાઉસે એક જબરી વાત કરી છે: 'લોકો જર્મન સમજતા નથી, પણ એમને આ વાત હું કહી શકતો નથી......ભાષા છે ગણિકા અને મારે એને બનાવવી પડે છે કુમારિકા.' કવિતાની એ મહત્તા પણ છે અને નિર્બળતા પણ છે કે એનું માધ્યમ એની આગવી મૂડી નથી. કવિ કંઈ વૈજ્ઞાનિકની જેમ શબ્દોની 'શોધ' નથી કરી શકતો. શબ્દ નિસર્ગની નહીં માનવસમાજની નીપજ છે, અને લોકો એને એક રીતે નહીં હજાર રીતે વાપરતા હોય છે.

ડબ્લ્યુ. એચ. ઑડેન

(અનુવાદ: અ. યા.)

મનહર ચરાડવા

## રહી છે!

ખાળી ખર્યું ય ખાળી જ્વાળા ઠરી ગઇ છે,
જોયું તમે ઉપર એ રાખ જ વળી રહી છે!

થોડાં ખર્યાં પરણનો ફફડાટ આંસુ સારે!
થોડી રહેલ લીલમ તરુમાં ગળી રહી છે!

ધધખતી રહીને જળની સુકાઈ ગઇ છે કાયા,
ધુમ્મસભરી બખોલે બેસી છળી રહી છે!

હીબકતી આ હવાની ઘેરાઈ ગઈ છે આંખો,
મેઘોની છાંય કાળી ક્હો ક્યાં પળી રહી છે?

ભેળા કરીને થડકાર તોરણ કરું હું ક્યાંથી?
હર એક શ્વાસે ખાખી ધૂળે મળી રહી છે!

આઝમ કરીમી

## કમાડ બંધ કરો

હવે વિખૂટા પડયા તો પછી મળાય નહીં;
ફરી ફરાથી સમયને કદી છળાય નહીં.

તમે વિચાર કરો ને કશું કળાય નહીં;
અમે અવાજ કરીએ ને સંભળાય નહીં.

નથી ભવિષ્યની ચિંતા મને જરા ય નથી;
અતીત જેમ ઢળ્યું એમ જો ઢળાય નહીં.

ઉજાગરાઓની ખુશ્બૂ ન વાટનાં શમણાં;
નિરાંત છે કે બળાપે અહીં બળાય નહીં.

કમાડ બંધ કરો આંખની ઉદાસીનાં;
ભલે ન આવી શકે કોઈ, ટળવળાય નહીં.

# શ્રદ્ધા

મમે ગયે વખતે વ્યક્ત કરેલી શ્રદ્ધા ફળતી આવે ). શિશિરની શીત ઊડી જઈને વસંતની મંજરીઓ ાહેકતી આવે છે. અને આ અંકના પૂઠા જેવા ીષ્મના સુવર્ણ આતપમાં એ મંજરીઓને હવે ાખ બેસશે એવો અમને વિશ્વાસ છે.

ા અંકમાં જેમના કાવ્યનો પરિચય આપ્યો છે અને જેમની મુલા- ત વેળાની ઉમાશંકર જોશી સાથેની છબી ચિત્રપૃષ્ઠ પર છાપી છે તે ણીતા અમેરિકન કવિ રૉબર્ટ ફ્રૉસ્ટે એ મુલાકાત વેળા એમને ભેટ ાપેલા પોતાના કાવ્યસંગ્રહ પર સ્વહસ્તે લખેલાં ઉપહારવચન:

Umashankar Joshi
to carry where he will
but preferably with him
back to his newborn India
with my affectionate regards
Robert Frost
Amherst Massachusetts U.S.A.
April 19 1956

For Umashankar Joshi
to carry where he will
but preferably with him
back to his new-born India
with my affectionate regards
Robert Frost
Amherst Massachusetts U. S. A.
-il 19 1956

## ન. ભો. દિ.

ા ગ્હેડ

તો એવાં છે કે તે રસગંધવર્જિત તો નથી જ, પરંતુ તેમની સુવાસ ગુજરાતી ભાષાના આયુષ્ય જેટલી ચિરંજીવ છે.

'સ્મરણસંહિતા'નો હૃદયસ્પર્શી કરુણ રસ, ચિંતન અને મૃત્યુની ફિલસૂફી, બુદ્ધિ અને લાગણીના દ્વંદ્વમાં સ્થિરદ્યુતિ શ્રદ્ધાજ્યોત, એના રચયિતાના હૃદયમાં રહેલી ઇશ્વરશ્રદ્ધા માટે માથું ઝુકાવવા પ્રેરે છે.

જે જમાનામાં આપણું સાહિત્ય ઘડાતું જતું હતું તે જમાનામાં તેમના વિવેચને ઠીકઠીક ઊહાપોહ મચાવ્યો છે. સત્યનો આગ્રહ, રસજ્ઞતા, ન્યાયપ્રિયતા વગેરે સ્વભાવગત ગુણોએ તેમને સારા વિવેચક બનાવ્યા. ઊગતા સાહિત્યકારો- ને પ્રોત્સાહન આપવું એ તેમનું મહત્ત્વનું કામ હતું. મુનશી હજી 'ઘનશ્યામ વ્યાસ' હતા ત્યારે મુંબાઈની એક નાનકડી ઓરડીમાં રવિવારે સવારે જાતે જઈ પહોંચી 'ખભો થાબડ- નાર' એ પહેલા હતા. વિરોધીઓના પણ ગુણની મુક્ત કંઠે પ્રશંસા કરતાં તે અચકાતા નહિ. પ્રેમાનંદને નામે પ્રસિદ્ધ થયેલાં નાટકો પ્રેમાનંદનાં હોઈ શકે જ નહિ તે આંતરબાહ્ય પ્રમાણોથી સિદ્ધ કરી સાહિત્યમાં અરાજકતા આવતી તેમણે અટકાવી. હા, વિવેચન પણ સર્જન છે એમ કહેવાનું મન થાય તેવી તેમની ગદ્યશૈલી નથી મનોહર કે નથી તેમના ગદ્યનું પોત ઘટ્ટ. પરંતુ ઉગ્ર અને નીડર, સાચાબોલા, સાફ દિલના, પ્રતિ- પક્ષીને ય ન્યાય ઘટે તેવું માનનારા જાગરૂક વિવેચકની જમાને જમાને જરૂર હોય છે તેની કોણ ના પાડી શકે? છેક ૧૮૮૮થી ગુજરાતી જોડણીની અરાજકતાથી તેમનું દિલ ક્ષુબ્ધ થતું ને તેથી જ સાહિત્ય પરિષદમાં તેમણે જોડણી વિશે નિબંધ પેશ કર્યો.

આવી જ રીતે ચાલીસ વર્ષની અખંડ ઉપાસનાના પ- રિણામે તૈયાર થયેલી 'ગુજરાતી ભાષા અને સાહિત્ય'ની વ્યાખ્યાનમાળા પણ ભાષાશાસ્ત્ર ક્ષેત્રમાં તેમને હાથે થયેલું નોંધપાત્ર અર્પણ છે. ગઈ શતાબ્દીના ગુજરાતની કેટલીક અગ્રિમ વ્યક્તિઓનાં રેખાચિત્રો આપતું 'સ્મરણમુકુર' તે પ્રકારમાં અનોખી ભાત પાડે છે. તેમની આ વિવિધ સા- હિત્યપ્રવૃત્તિને બિરદાવતા આનંદશંકરભાઈએ તેમને 'Giga- ntic mind' યાને 'પ્રચંડ મનોઘટનાશાલી પુરુષ' કહીને જણાવ્યું છે કે 'નરસિંહરાવ કેવળ કવિ નથી, વિદ્વાન નથી ાપાશાસ્ત્રી નથી...સર્વ છે અને સર્વમાં ઉચ્ચ સ્થાને

તમારી ભાષા પર પ્રભુત્વ મેળવવું જોઈએ, એમાં પૂરેપૂરા નિપુણ બનવું જોઈએ. જર્મન ભાષા પર સંપૂર્ણ પ્રભુત્વ ધરાવનાર કવિ કાર્લ ક્રાઉસે એક જબરી વાત કરી છેઃ 'લોકો જર્મન સમજતા નથી, પણ એમને આ વાત હું કહી શકતો નથી......ભાષા છે ગણિકા અને મારે એને બનાવવી પડે છે કુમારિકા.' કવિતાની એ મહત્તા પણ છે અને નિર્બળતા પણ છે કે એનું માધ્યમ એની આગવી મૂડી નથી. કવિ કંઈ વૈજ્ઞાનિકની જેમ શબ્દોની 'શોધ' નથી કરી શકતો. શબ્દ નિસર્ગની નહીં માનવસમાજની નીપજ છે, અને લોકો એને એક રીતે નહીં હજાર રીતે વાપરતા હોય છે.

ડબ્લ્યુ. એચ. ઑડેન

(અનુવાદઃ અ. યા.)

## સ્નેહરશ્મિ

### હાઈકુ

૧

ફૂલ ફૂલથી
ફૂદે; ના બેને; બેને
પતંગિયુ ના

૨

છાઈ ઝૂંપડી
સૂકા ઘાસથી; નીચે
છાયા શીતળ.

૩

મુખ સૂરજ
ભણી; પ્રકાશઃ ઓળો
ફરી જયા પીઠ.

૪

તારી સેંથીનુ
સિંદૂર; પતંગિયું
પાંખડી ફૂટે.

૫

રોપણીઃ નેણ
પગમાં ખૂલ્યા; કંઠે
નૃત્ય ગીતનુ.

૬

કુંજલડીની
હાર આકાશે. તળે
ધરા પે ઓળા.

૭

વીજળી ભોમે
કાજળકાળા ઓળા;
ડાઘ ન ક્યાં ય.

# સાક્ષરસત્તમ ન. ભો. દિ.

## સુસ્મિતા મ્હેડ

પાશ્ચાત્ય કેળવણીના નવા નવા સંસ્પર્શે આપણા નવશિક્ષિત જુવાનોને પશ્ચિમની પદ્ધતિનું સાહિત્ય સર્જવાના કોડ હતા. એવાં જ અરમાનો લઈ નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયાએ ૧૮૮૭માં 'કવિતાનું ખરું સ્વરૂપ શું એનો શુષ્ક વિવેચનથી નહીં...પણ પ્રત્યક્ષ ઉદાહરણથી પરિચય કરાવવો' એ ઉચ્ચગ્રાહી આશયથી 'કુસુમમાળા' નામનું કવિતાનું પુસ્તક પ્રગટ કર્યું ત્યારે સાહિત્યજગતમાં થોડો ખળભળાટ થયો. રમણભાઈએ તેને 'સૂકા અરણ્યમાં લીલા કુંજધામ' જેવી ને આનંદશંકરભાઈએ તેને 'અદ્ભુત અસર' કરનારી કહી; નવલરામે તેને ઉત્સાહભેર આવકારી તો મણિલાલ નભુભાઈ જેવાએ તેને 'પરનાળઝીલ્યા ટાકા' જેવી, 'પ્રાયઃ રસગંધવર્જિત પાશ્ચાત્ય કુસુમોની માળા' કહી.

ગુણમુગ્ધ પ્રશંસકમંડળ અને વિરોધીમંડળ પ્રાપ્ત કરનાર નરસિંહરાવની કવિતાને જોતાં લાગે છે કે 'કુસુમમાળા', 'હૃદયવીણા' અને 'નૂપુરઝંકાર'માં ગ્રન્થસ્થ થયેલાં તેમનાં કાવ્યોમાંથી જો થોડાં ચૂંટી કાઢવામાં આવે તો એ રસગંધવર્જિત ન નીવડે. કવિ વર્ડ્ઝવર્થ માટે જે કહેવાયું છે કે 'He should be relieved of his bag and baggages' તે નરસિંહરાવની કવિતા માટે પણ ઘટાવી શકાય.

તેમની કવિતાનું ઐતિહાસિક દૃષ્ટિએ મહત્ત્વનું સ્થાન છે. અંગ્રેજી કવિતાની અસરથી આત્મલક્ષી પ્રણયોદ્ગાર અને પ્રકૃતિનિરૂપણની ભાવના જન્મી તેને નર્મદે પોતાની કવિતામાં મૂર્તિમંત કરી; પરંતુ ભાવ અને ભાષાની શિષ્ટતા ને સંસ્કારિતા નરસિંહરાવની કવિતામાં પહેલવહેલી સાકાર થાય છે. વળી, વિરોધ છતાં તેની અસર અનુગામીઓ પર થઈ છે તે નોંધપાત્ર છે. ખબરદાર–બોટાદકરનાં કેટલાંક કાવ્યો તેમજ કલાપીનું 'કમલિની' તેમની કવિતાના અનુસરણમાં લખાયાં છે. સરસ્વતીચંદ્ર ભાગ-૧માં કુમુદને 'ચંદ્રા' કાવ્ય વાંચતી ને વંચાવતી દર્શાવી છે તે તેની શિક્ષિતવર્ગમાં કેવી લોકપ્રિયતા હતી તેનું નિદર્શન કરાવે છે. પુત્રના મૃત્યુ નિમિત્તે લખાયેલું કરુણપ્રશસ્તિ કાવ્ય 'સ્મરણસંહિતા', તેમના કાવ્યસંગ્રહોનાં અર્પણકાવ્યો અને અવસાનકાવ્યો, 'પ્રેમલ જ્યોતિ તારો દાખવી', 'હૃદયવીણા'નું 'મંગળાચરણ કાવ્ય' વગેરે કેટલાંક તો એવાં છે કે તે રસગંધવર્જિત તો નથી જ, પરંતુ તેમની સુવાસ ગુજરાતી ભાષાના આયુષ્ય જેટલી ચિરંજીવ છે.

'સ્મરણસંહિતા'નો હૃદયસ્પર્શી કરુણ રસ, ચિંતન અને મૃત્યુની ફિલસૂફી, બુદ્ધિ અને લાગણીના દ્વંદ્વમાં સ્થિરદ્યુતિ શ્રદ્ધાજ્યોત, એના રચયિતાના હૃદયમાં રહેલી ઇશ્વરશ્રદ્ધા માટે માથું ઝુકાવવા પ્રેરે છે.

જે જમાનામાં આપણું સાહિત્ય ઘડાતું જતું હતું તે જમાનામાં તેમના વિવેચને ઠીકઠીક ઊહાપોહ મચાવ્યો છે. સત્યનો આગ્રહ, રસજ્ઞતા, ન્યાયપ્રિયતા વગેરે સ્વભાવગત ગુણોએ તેમને સારા વિવેચક બનાવ્યા. ઊગતા સાહિત્યકારોને પ્રોત્સાહન આપવું એ તેમનું મહત્ત્વનું કામ હતું. મુનશી હજી 'ઘનશ્યામ વ્યાસ' હતા ત્યારે મુંબાઈની એક નાનકડી ઓરડીમાં રવિવારે સવારે જાતે જઈ પહોંચી 'ખભો થાબડનાર' એ પહેલા હતા. વિરોધીઓના પણ ગુણની મુક્ત કંઠે પ્રશંસા કરતાં તે અચકાતા નહિ. પ્રેમાનંદને નામે પ્રસિદ્ધ થયેલાં નાટકો પ્રેમાનંદનાં હોઈ શકે જ નહિ તે આંતરબાહ્ય પ્રમાણોથી સિદ્ધ કરી સાહિત્યમાં અરાજકતા આવતી તેમણે અટકાવી. હા, વિવેચન પણ સર્જન છે એમ કહેવાનું મન થાય તેવી તેમની ગદ્યશૈલી નથી મનોહર કે નથી તેમના ગદ્યનું પોત ઘટ્ટ. પરંતુ ઉગ્ર અને નીડર, સાચાબોલા, સાફ દિલના, પ્રતિપક્ષીને ય ન્યાય ઘટે તેવું માનનારા જાગરુક વિવેચકની જમાને જમાને જરૂર હોય છે તેની કોણ ના પાડી શકે? છેક ૧૮૮૮થી ગુજરાતી જોડણીની અરાજકતાથી તેમનું દિલ ક્ષુબ્ધ થતું ને તેથી જ સાહિત્ય પરિષદમાં તેમણે જોડણી વિશે નિબંધ પેશ કર્યો.

આવી જ રીતે ચાલીસ વર્ષની અખંડ ઉપાસનાના પરિણામે તૈયાર થયેલી 'ગુજરાતી ભાષા અને સાહિત્ય'ની વ્યાખ્યાનમાળા પણ ભાષાશાસ્ત્ર ક્ષેત્રમાં તેમને હાથે થયેલું નોંધપાત્ર અર્પણ છે. ગઈ શતાબ્દીના ગુજરાતની કેટલીક અગ્રિમ વ્યક્તિઓનાં રેખાચિત્રો આપતું 'સ્મરણમુકુર' તે પ્રકારમાં અનોખી ભાત પાડે છે. તેમની આ વિધવિધ સાહિત્યપ્રવૃત્તિને બિરદાવતા આનંદશંકરભાઇએ તેમને 'Gigantic mind' યાને 'પ્રચંડ મનોઘટનાશાલી પુરુષ' કહીને જણાવ્યું છે કે 'નરસિંહરાવ કેવળ કવિ નથી, વિદ્વાન નથી ભાષાશાસ્ત્રી નથી...સર્વ છે અને સર્વમાં ઉચ્ચ સ્થાને

આવા, સાહિત્યના જાગ્રત ચોકીદાર જેવા નરસિંહરાવનો જન્મ ૩જી સપ્ટેમ્બર ઈ. ૧૮૫૯માં અમદાવાદના પ્રતિષ્ઠિત પ્રાર્થનાસમાજી અને સમાજસુધારક ભોળાનાથ સારાભાઈ દિવેટિયાને ત્યાં થયો હતો. પ્રતિષ્ઠિત ગર્ભશ્રીમંત પિતાને ત્યાં જન્મ, સાહિત્ય અને કલાનો શોખ વિકસે તેવું ઘરનું વાતાવરણ, ઉચ્ચ અભ્યાસની સગવડ, વિદ્યાર્થી તરીકેની ઝળહળતી કારકિર્દી, બી.એ.માં ગણ્યાગાંઠ્યા ગુજરાતીને પ્રાપ્ત થાય તેવું મુંબઈ યુનિવર્સિટીમાં સંસ્કૃતના વિષયમાં પહેલા આવી ભાઉ દાજી ઈનામ મેળવવું, ઇન્ડિયન સ્ટેચ્યુટરી સર્વિસની પરીક્ષામાં પાસ થઈ ૧૮૮૫માં ઍસિસ્ટન્ટ કલેક્ટરની પદવી એ નોકરશાહીમાં મેળવવી—એવી બધી સિદ્ધિઓ ભાગ્યદેવીના કોઈ લાડીલાને જ પ્રાપ્ત થાય.

પરંતુ એ લાડના ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે બદલો વાળવો હોય એમ તેમનું ઉત્તર જીવન સ્વજનોના મૃત્યુવંટોળથી છવાઈ ગયું. પોતાના ગમા અણગમામાં ઘણા ચુસ્ત, પૂર્વગ્રહો છોડી ન શકે, અન્યાય સાંખી ન શકે, તેવો સ્વભાવ, આથી રંગભેદની નીતિના એ સમયમાં નોકરીમાં તેમને ધારેલી બઢતી મળી નહીં. દુશ્મનને ય ના પાડશો એવું કહેવાનું મન થાય એવા એક પછી એક સ્વજન ગુમાવવાના આઘાતો તેમને સહેવા પડ્યા. આની આગાહીરૂપે જ તેમનાથી કહેવાઈ ગયું છે કે 'આ વાંચન કરુણ ગાન વિશેષ ભાવે.' ઈ. ૧૯૧૩થી '૧૫માં તેમનાં મોટાં પુત્રી ઊર્મિલાબેન ને મિત્ર સમા પુત્ર નલિનકાન્તનાં અકાળે અવસાન થયાં. પરંતુ તેઓ હામ હાર્યા વિના, ભાંગ્યા વિના 'ઇશ ઇચ્છા સંગમાં, ભેળું ઇચ્છા મારી' કહીને કસોટીમાં પાર ઊતર્યા. સંસારસુધારા પરિષદ તેમજ સાહિત્યપરિષદનું પ્રમુખપદ એ વસમા ઘા પછી જ શોભાવ્યું હતું. સ્મરણસંહિતા, સ્મરણમુકુર, બુદ્ધચરિત, વિવર્તલીલા અને મનોમુકુરના કેટલાક લેખો આવા આઘાતો સહેતાં સહેતાં જ લખાયા હતા. કસોટી હજી અધૂરી હોય તેમ એક જ શેષ સંતાન લવંગિકાબહેન અને દોહિત્ર પ્રેમલને પણ ક્રૂર કાળ ગ્રસી ગયો. હૃદયની સ્થિતિ 'મહાશક્તિની એક આશે જીવી રહ્યો' એવી હતી ત્યાં વિધિએ તેમની અગ્નિહોત્રી ની જોડી ખંડિત કરી. જિંદગીભર સાહિત્યની રંગભૂમિ પર જેણે યુદ્ધો ખેલ્યાં હતાં તેણે અપૂર્વ સંયમ, શાંતિ ને સ્વસ્થતાથી વિધિનાં ફરમાનો માથે ચડાવ્યાં. તેમના આ સંયમનું મૂળ છે તેમની અડગ ઈશ્વરશ્રદ્ધા. પૂ. ગાંધીજીએ એમને શ્રદ્ધાંજલિ આપતાં યોગ્ય જ કહ્યું હતું કે 'વિચારોમાં વિરોધ છતાં અમારા બંનેની અંગત ગાંઠનું કારણ તેમની ઈશ્વરશ્રદ્ધા હતી.' આવા જ્ઞાનપિપાસુ, હામ હાર્યા વિના બ્રહ્મપિતામહની પેઠે બાણશય્યા પર સૂતેલા ભક્તને સાલ ઈ. ૧૯૩૭ના મકરસંક્રાન્તિના પવિત્ર દિવસે (૧૪મી જાન્યુઆરી) મંગલ મંદિરનાં દ્વાર ખૂલ્યાં.

તેમના જીવન પર દૃષ્ટિપાત એટલે બન્ય યોદ્ધાનાં દર્શન.

આવા પ્રસ્થાનકાર કવિ, વિવેચક અને ભાષાશાસ્ત્રીની સમગ્ર સાહિત્યસેવા માટે, સાહિત્યની ઉન્નતિ ને શુદ્ધિ માટેની એમની જાગૃતિ માટે તેમજ તેને જ જીવનનો શ્વાસપ્રાણ માનનાર માટે ગુજરાત સદાનું ઋણી છે. □

કાવ્યનો ઉદ્દેશ તો માનવજીવનનાં સુખદુઃખનું કલામય નિરૂપણ કરવાનો છે, એમાંથી પરિણમતા હર્ષશોક વગેરે ભાવોનું વાચકના ચિત્તમાં સમભાવન જન્માવવાનો છે, અને અંતિમ પ્રયોજન તરીકે એમાં રહેલ રજસ્ તમસ્‌ને ગાળી નાખીને, સત્ત્વને આગળ આણીને, સાત્ત્વિક આનંદનો અનુભવ કરાવવાનો છે. —રામપ્રસાદ બક્ષી

**Contributed by**
**Messrs. Calico Industrial Engineers**
**20 Chakla Road, Andheri (East) Bombay-69**

# કવિલોક

અંક ૭૬ • વર્ષ ૨૦૨૬

ગુજરાતી
કવિતાનું
ઋતુપત્ર



ઢેલ્લીલા
(પીરાજી સાગરા)

# કવિલોક

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર • વર્ષા વિક્રમ સંવત ૨૦૨૬ • પરંપરિત અંક ૭૬ • દ્વિજ અંક ૪
જુલાઈ-ઑગસ્ટ ઈ. ૧૯૭૦



## ચિત્રસૂચિ

પૂઠા પર કેળીવીલા (પીરાજી સાગરા), નવો સૈકો ('કલાપી'ના હસ્તાક્ષરમા કાવ્ય), 'કલાપી' (રંગીન તસ્વીર રવિશંકર રાવળ), 'કલાપી' કુમાર વયે, 'કલાપી', રમા અને શોભના, સ્વપ્નસ્થ' ભરત અને મૃગ (રંગીન ચિત્ર રવિશંકર રાવળ), કલાપીની સ્મારક-દેરી.

### કાવ્ય


| | | |
|---|---|---|
| રાજેન્દ્ર શાહ | ૭૪ | ગીતપંચક |
| ઉશનસ્ | ૭૭ | રીસ |
| ભીખુ કપોડિયા | ૭૮ | મેઘલ અંધકાર, તડકો અને આપણે |
| યોસેફ મૅકવાન | ૭૯ | સોનપરી |
| 'સ્વપ્નસ્થ' | ૭૯ | વળામણા |
| મનોજ ખંડેરિયા | ૮૦ | બે કાવ્યો |
| ધીરુ પરીખ | ૮૨ | હવા થઈને |
| માધવ રામાનુજ | ૮૩ | ત્યારે |
| મનસુખ વાઘેલા | ૮૪ | અહીં |
| કમલ વૈદ્ય | ૮૫ | યાદ |
| „ | ૮૬ | ગાન |
| જ્યોતિષ જાની | ૮૭ | સાયનન્સ ઝોન |
| 'સલિલ' | ૮૮ | પાદર મૂકીને |
| વીરુ પુરોહિત | ૮૯ | વિધવા ડોશીનું ગીત |
| રવીન્દ્રનાથ ઠાકુર | ૯૦ | બલાકા-૧૧ |
| સુશીલા ઝવેરી | ૯૩ | મુજને શોધું |
| પ્રાણજીવન મહેતા | ૯૪ | અંધારે... |
| ઘનશ્યામ ઠક્કર | ૯૫ | ગીત |
| મનસુખ વાઘેલા | ૯૫ | શોધ |
| કલાપી | ૯૬ | નવો સૈકો |


### ગદ્ય


| | | |
|---|---|---|
| રસિકલાલ છો. પરીખ | ૭૩ | આપણું કાવ્યવિવેચન |
| દિગીશ મહેતા | ૭૪ | ઇમેઈજનું સ્વરૂપ |
| વ્યાખ્યા | ૯૦ | બલાકા-૧૧ |
| ધીરુ પરીખ | 'પૂર્તિ' | 'કલાપી' |


'કવિલોક' દ્વૈમાસિક વર્ષની છ ઋતુમા દર બે માસે—ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર ને ડિસેમ્બર માસના અંતમા પ્રસિદ્ધ થાય છે. વાર્ષિક દેશમા રૂ ૬, પરદેશમા રૂ ૧૦ યા શિ ૧૦, અમેરિકામા રૂ ૧૫ યા ડૉ ૨, વિદ્યાર્થીઓ માટે અર્ધવાર્ષિક લવાજમની રાહત રૂ ૩, છૂટક નકલનો રૂ ૧. લેખકોને કૃતિ વિષેનો નિર્ણય જાણવા અથવા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા પોતાનુ સરનામુ લખેલુ તથા પૂરુ પોસ્ટેજ ચોડેલુ કાર્ડ કે કવર મોકલવા વિનતિ છે. કૃતિઓ તથા લવાજમ મોકલવાના સ્થળ 'કવિલોક' C/o લિપિની પ્રિન્ટરી, ૩૮૦ ગિરગામ રોડ, ઠાકુરદ્વાર મુબાઇ ૨, યા કુમાર કાર્યાલય લિમિ દ્વારા, ૧૪૫૪ રાયપુર અમદાવાદ ૧
તંત્રીઓ. રાજેન્દ્ર શાહ અને બચુભાઈ રાવત
સહયોગ જયંત પારેખ

લવાજમ ભરવાના અન્ય સ્થળ.
ત્રિપાઠી પ્રા લિ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુબાઈ ૨

વીનસ સબ્સ્ક્રિપ્શન એજન્સી
શ્યામસદન, ૧લે માળ, ભાસ્કરભાઉ લેન,
ગામદેવી, મુબાઈ ૭

એસ. કે મેઘાણી ૧૪ અમરતલા સ્ટ્રીટ
કલકત્તા ૧

મુદ્રક અને પ્રકાશક બચુભાઈ રાવત, કુમાર પ્રિન્ટરી, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧
પ્રકાશન તા ૨૦-૧૨-૭૦



**'કલાપી'**
લાઠી (સૌરાષ્ટ્ર)ના રાજવી સુરસિંહજી
(ચિત્રકાર : રવિશંકર રાવળ)



'કલાપી' કુમાર વયે

વર્ષા · વિ. સં. ૨૦૨૬ કવિલોક જુલાઈ–ઑગસ્ટ ૧૯૭૦

। ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविराविर्म एधि ।

## આપણું કાવ્યવિવેચન

**આપણું** કાવ્યવિવેચન ગુજરાતીમાં રચાયેલી અને રચાતી સાહિત્ય-કૃતિઓના અવલંબને અથવા એમાંથી ઉદ્ભૂત થઈને ચાલતું નથી. એમાં અંગ્રેજી કે સંસ્કૃત વિવેચન–ચિંતનમાંથી તત્ત્વો લે અને તેને ઘટાવે ત્યાં તો તેમનું મહત્ત્વ છે; પણ પાશ્ચાત્ય ઇતિહાસના કારણે તેમના સાહિત્યમાં જે પ્રથાઓ ઊભી થઈ હોય અને તેથી જેને તેમના સાહિત્યના ઇતિહાસમાં સ્થાન મળ્યું હોય તેવા મુદ્દાઓને અધ્ધર અધ્ધર ઉપાડી આપણા વિવેચકો ઊહાપોહ કરતા હોય છે ત્યારે તેની આપણા સાહિત્ય સાથે શી પ્રસ્તુતતા, એવી શંકા થાય છે. ઉ. ત. રોમાન્ટિસિઝમ અને ક્લાસિસિઝમ પાશ્ચાત્ય સાહિત્યમાં આ ભેદો એના ઇતિહાસ ઉપર નિર્ભર છે. આપણા ઇતિહાસમાં એ પ્રકારની ઘટનાઓ બની ન હોય અને તેથી સાહિત્યને એનો વળાંક મળ્યો ન હોય તો પણ આપણા સાહિત્યમાં એ ધોરણોથી વિવેચન કરવાનો શો અર્થ? હા, એ પ્રકારના કાવ્યરંગોથી રંગાઇને, પણ વધારે તો એના વિવેચનથી પ્રેરાઇને કેટલીક અર્વાચીન કવિતા ગુજરાતીમાં રચાઈ છે. તેમની વિલક્ષણતા સમજવા એ લઢણોને લક્ષમાં લેવી જરૂરી થાય. પણ જાણે કે એ કવિતાનું પ્રસ્થાનદ્વય હોય એમ એના સહારે વિવેચન થાય ત્યારે ઘણું બધું અપ્રસ્તુત લાગે છે. એસ્થેટિક્સના પ્રસિદ્ધ ફિલસૂફ ક્રોચેએ રોમાન્ટિસિઝમ–ક્લાસિસિઝમ જેવાં વાદદ્વન્દ્વો કાવ્ય કે કલામાં કેટલાં ભ્રામક છે તે બતાવી યુરોપીય વિવેચનમાંથી એમનો નિકાલ કરવા પ્રયત્ન કર્યો છે. આ ગમે તેમ હો, તો પણ જે ઇતિહાસ આપણો નથી અને તેથી ઉત્પન્ન થયેલાં દ્વન્દ્વો આપણા સાહિત્યમાં નથી તેને આમ ઉપજાવવાથી કાવ્યની સમજમાં અને આસ્વાદમાં શો લાભ થાય છે તે વિચારવા જેવું છે.

રસિકલાલ છો. પરીખ

## કવિતામાં 'ઇમેઇજ'નું સ્વરૂપ

### થોડું ટાંચણ

દિગીશ મહેતા

સમય થતો જતો હતો, તારીખ નજીક આવતી જતી હતી, છતાંય આ નિબંધનો આછો, અસ્પષ્ટ, ઘાટ પણ હજુ ઊપસતો ન હતો. એક 'ગેરીલા યુદ્ધ' ઉપરના માઓ-ત્સે તુંગના લખાણો સિવાય લગભગ બધાં જ પુસ્તકો 'પ્રતીક'ના વિષય પર અનિવાર્ય ગણાતા, કેમ કે આ સદીમા લખાયેલ કોઈ પણ અભ્યાસપૂર્ણ ગ્રંથ—પછી તે ગણિતશાસ્ત્ર, મનોવિજ્ઞાન, ભાષાશાસ્ત્ર ગમે તે ક્ષેત્રનો હોય તે—અંતે તો 'પ્રતીક'ના અભ્યાસ તરફ જ દોરી જાય છે એવુ દરેક તદ્દન તંગ મુખરેખા સાથે કહેવા તત્પર હતા. દાખલા તરીકે, સૂસન લૅન્ગરની દર્શનશાસ્ત્રની New Key[1]નુ પેટાશીર્ષક હતુ: Reason, Rite અને Artમા પ્રતીક (Symbolism)નો અભ્યાસ. આ ચેતવણીએ જ મને અત્યાર સુધી માત્ર New Keyથી જ નહિ, પણ તેના અનુસંધાન રૂપ Feeling and Form[2]થી પણ છેટા રાખ્યો હતો. હવે તેમા પ્રવેશ્યા વિના ચાલે તેમ ન રહ્યુ. New Keyમા સંગીતને આધારે રજૂ કરેલી પ્રતીકરચનાની પદ્ધતિને Feeling and Formમા આગળ વધારી શિલ્પ, સ્થાપત્ય, નૃત્ય, કવિતા, નાટક—એમ બાકીની બધી કલાઓને લાગુ પાડવામાં આવી છે...

મારે કામ હતુ કવિતા સાથે, પણ આ ક્રમે કવિતા પર આવતા પહેલા શ્રીમતી લૅન્ગરે Feeling and Formમાં પૂરાં



## રાજેન્દ્ર શાહ

### ગીતપંચક

§ ૧

રેણુટાઢાં અંધારમાં લાગ્યાં પાંદડે ઝાકળજલ;
(એને) ઊઘડતે પ્હોર કકુંકલિલ હેત ચૂમે ઉજ્જ્વલ.
એવી કોઈ પરોઢી પળની ઈહા
નેણમાં ભીની ઝૂમે,
કાળજે ફોર્યાં ગાન તે ભેળાં
કંઠે ભરાય ઢૂમે;
એકલ
હળવે ડોલે અડતી હવા..., વા'ય રે વિચંચલ.

ઓતગાદા તારોડિયે અચળ
હેરતી હુ મુજ ભાવિ,
કાળની હરણફાળ જે કાલે
આલશે ઓટું લાવી;
મારો
ભીતરનીતર્યો નેહ તે કારણ આકુલ રે ઝળઝળ.

§ ૨

ઓળછાળ જલ ઝરે ઘરછાયાં નળિયાં:
આંગણુ ઝીલે ને વ્હેતાવાર ઝીલે ફળિયાં.
છાની રે વેદના
ભીની હવામા સૂસવતી;
કાળવી રેણ, ન સૂઝે કંઈ
તો યે ભમતી;

વણુ રે આધાર એના વલખે અડૂવડિયા.
એકલ આવાસે બોલે નેણનાં ઝળઝળિયાં:
અગનઝાળના મીન જલમાં તરફડિયાં.

જાગરણ જોગ,
મારી ઝંખના નીંગળતી;
કાળજું કોરાય,
મૂંગો સૂર એનો કળતી;
સૂતું તે એવું કે જેવાં મન ખેઉ મળિયાં.

§ ૩

રીમઝીમ સાવન વરસે...
રીમઝીમ
લહર ઝૂમતી મુજ પાંપણ પરસે...

બુંદબુંદને છાવન
નહીં અવ ઘર, ઉપવન; નહીં કાનન.
જલ જલ, કેવલ આવન-જાવન,
નયન સ્વભીતર નિવસે...

રીમઝીમ સાવન વરસે...
રીમઝીમ
હૃદયદલ-રહસિ-રહ્યું કંઈ પરસે...

ભીંજત વસન અછતું ધરત અંગ ન,
અકલ વિકંપન;
રતિમૂરછિત નંદિત નંદિત મન;
બિનઝંખન, તર, તરસે...

§ ૪

ગાજે રે મેહુલિયે વીંધ્યું ગગન ગાજે,
વગડે ઊમડ ભાવની ઘૂમર મોરલી વાજે.

આ ગમ ઓ ગમ ચમકે સાપણવીજ,
ઊછળતા હોલ્લાસની ખાલી ખીજ;
પલકે મલક આંજતી અલજ સલજ દાઝે...

બસો–અઢીસો પાનાં લેવાનું મુનાસિબ ધાર્યું હતું. છેવટે એ અઢીસો પાનાં પણ ખૂટવા માંડ્યાં, અને હવે મારે જે જોઈએ છે તે 'કવિતામાં પ્રતીક'ની ચર્ચા આ દેખાય, આવી પહોંચ્યા છીએ, તેવી હાશ થઈ...ને તે સાથે લાલ પાકા પૂઠામાં બાંધેલું, જાડાં પાનાંનું, ટીકા-ટિપ્પણથી ઊભરાતું, દળદાર એવું એ આખુંય પુસ્તક મારી આંખ સામેથી ઊડી ગયું. તેને બદલે દૂર મને મારા ગામના દીવા દેખાવા લાગ્યા. સુકાયલા ઘાસનાં તણખલાંના જાળા જેવી ઝાડીની આરપાર પશ્ચિમે જે પ્રકાશ ક્યારનો ગૂંચવાતો હતો તે છૂટ્યો. એ તેજના ઝાંખા પટાને પેલે છેડે એક દીવો ટમટમવા માંડ્યો, પછી બીજો, એમ હવે આખી ય હારમાળા ઝબકી રહી. મારી ટ્રેઈનની બારીમાંથી એ હું જોતો હતો. લાંબી મુસાફરી કરી હું ઘેર આવ્યો હતો. એક પળમાં તો એ ટ્રેઈન પણ ઊડી ગઈ, દીવા પણ હોલવાઈ ગયા; રહ્યાં એક ઉમળકો, આતુરતા-આવી પહોંચ્યાની; જરા ભાનમાં આવી જોયું તો એ આતુરતા Feeling and Formમાંના poesis-ના પ્રકરણ સુધી આવી પહોંચ્યાની હતી.

એ શું બન્યું? વર્તમાનની એ લાગણી તેના તત્ક્ષણના વાસ્તવિક સંદર્ભને છોડી એક બીજી સૂક્ષ્મ સપાટી પર વ્યક્ત થઈ-એક ચોક્કસ ચિત્ર દ્વારા, જે ચિત્ર આપોઆપ જ પ્રકટ થયું હતું, સ્મૃતિના ભંડોળમાંથી. એ ચિત્ર શું હતું: કલ્પન? પ્રતીક? મારા કોઈ પણ મૌલિક લાગતા સ્ફુરણની જેમ આને પણ સમયસર બાજુ પર મૂકી જરા વધુ વસ્તુલક્ષી ભૂમિકા પર જઈએ.

કવિતા જેવી ન અંકાયલી ભૂમિ—શૈલી તો શૌર્ય, નીતિ, વિચાર કોઈ પણ દિશાની

ચરમ સિદ્ધિને કવિતા કહે—તેના ઉપર વર્તુળો દોરતા દોરતા, તેને અસગત એવા બધા પ્રદેશોને બહાર છોડતા જઈએ તો છેવટે જે નાનામા નાનુ વર્તુલ રહે તે એક કાવ્ય, એક નક્કર હકીકત તરીકે ત્યા શબ્દોના તરગોની નિરન્તર ચાલતી લીલાની વચ્ચોવચ ક્યા'કથી જીવન પ્રગટે છે કાવ્યના ઊગમસ્થાનના અજ્ઞાત ગહેરાઈઓવાળા પાણીનો આ એક એવો પ્રદેશ છે જેની ચર્ચામા image શબ્દનો ઉપયોગ સહુથી વધુ થાય છે તેમા પણ કવિ આખ ઊંચકી સામે બેઠેલા વાચકની નોધ લેતો જ્યા દેખાય તે, કાઈક વધુ અજવાળેલા ગાળા ધુમા, symbol શબ્દ વધુ પ્રયોજાતો જોઈએ છીએ કાવ્ય-વ્યાપારના બે છેડા. impression અને expression *Impression* સાથે સકળાયેલો શબ્દ છે image, expression સાથે symbol અલબત્ત, પ્રસ્તુત સાહિત્ય વાચતા આવી છાપ ઊપસે, એટલુ જ બાકી તો પ્રત્યેક વિચારક તેની આગવી રીતે આ શબ્દોને પ્રયોજે છે સૂસન લૅન્ગર symbol શબ્દનો પોતે કરે છે તે વિશિષ્ટ અર્થ આપતા પહેલા બીજા લેખકોએ તે જ શબ્દના કરેલા કેટલાય, છ-સાત જુદા અર્થોનો ઉલ્લેખ કરે છે

તો આપણે image શબ્દને ચાવીરૂપ ગણી કવિતાનો કાઈક genetic રીતે વિચાર કરી જઈએ એક રીતે આ 'image' શબ્દના બદલાતા જતા અર્થોની કેડીએ ચાલતા, આપણે આધુનિક કવિતા વિચારના કેટલાક દુર્ગમ સ્થાનો સુધી જઈ પહોચીએ છીએ અહીં પણ આપણને એ પ્રદેશમા વિશિષ્ટ જિજ્ઞાસા છે જ્યા કવિતાનો પહેલો *germ* નખાય છે અને

વાયરો ફૂટી'ગ બાગણા હેલી જાય,
ફર'ફર'ભર' ભીત' ભીની કાય,
ઓઢાણુને આધાર ના એકલ રે'વાય આજે .

ઘૂટ, વેળાનો ઘૂટ વનોવણ સૂર,
અણધાર્યો વહી આવતા ઘોડાપૂર;
પલળ્યા એ તો એકબીજાની અગન માજે...

§ ૫

વાડાની વેલને વાયરો અડયો ને લહુ લીલી કુપળની લાલી,
એના અબોલ અણસારે ઝુલાજ કાઈ કેટલો, ખૂણો ન કોઈ ખાલી

આહિના તે નાના અકાશમહીં લાગતુ કે
જાણે સવ ર નવુ ઊગ્યુ,
ઠારના ઠરેલ જર જેવડા આ ઝાકળને નીર
નૂર વ્હાલભર્યું ઝૂક્યુ,
આખા મલકનેય અવસર મળ્યો ને રંગમેળાની ભીડ રહી મ્હાલી
વાડાની વેલને વાયરો અડયો ને લહુ લીલી કુપળની લાલી

કોરે રહીને કાઈ જોયુ ન જાય,
અહીં ઊમટયા બધાથી ભલી ભેળી,
જતરને બોલ ચેલુ હૈયુ હિલ્લોળ લેતુ
ઘૂમે રે સાનભાન મેલી,
અગનો ઉમગ રમે ચરણોની ઠેકમા ને ઠમકે દઈ હાથની તાલી
વાડાની વેલને વાયરો અડયો ને લહુ લીલી કુપળની લાલી

## ઉશનસ્

### રીસ

અવકાશોમાં
ઉલ્કા ખરે,
દરિયાઓમાં લોઢ ઊછળે,
ક્ષણે ક્ષણે કંઈ પૃથ્વીની પરપોટી ફૂટે
જલજલ, થલથલ આંધી ઊઠે,
ડુંગર તૂટે, 'ટપ્પ' દઈને ટાપુ બૂડે,
નીચે ઉપર,
ઉપર તળે –
આવડા મોટા જોખમકારક આ પ્રકરણમાં
વગડાની કોઈ આકુલ-વ્યાકુલ
વેલને ફૂટી ટીસ,
આવડી સરખી એ–ની
આવડા મોટા સૂરજ સામે
આટલી સરખી રીસ :
'એ મુજ કૂંપળ કેમ ન ખોલે, કેમ ન ખોલે ?'

–ને અહીં નીચે ધરતી ઉપર
વસ્તી ને ઘર
ક્ષણ ક્ષણ બાંધે લોક;
ખેતર ખેડે, વગડા વેડે,
ભૂતલ ખોળે, ખગોળ ડ્હોળે,
દરિયાઓમાં બંદર-બેડે
સાગરમાં વ્યાપારો ખેડે;
જુદ્ધ જમાવે, એકબીજાની ગરદન વાઢે, રુધિર કાઢે,
પીઠની પાછળ ખંજર ભોંકે, છાતી-હાથે ખીલા ઠોકે.
દગા ફટકા-કાવતરાંના
આવડા મોટા ભીષણ ને જોખમકારક આ જાળા વચ્ચે
એકલવાયા ઉરમાં ઊઠી મૂગી મૂગી પ્રીત તણી રે ચીસ :
એની એની આટલી સરખી રીસ :
'એ મુજને કયમ આવી મળે ના ?
એ મુજ સંગે કેમ ન બોલે, કેમ ન બોલે ?'

એકથી વધારે કવિએ એટલું તો કહ્યું જ છે કે કાવ્યસર્જનનો આરંભ આવા કોઈ germમાંથી થાય છે, પછી એ germ એક સૂર હોય, કે વિચાર-બીજ હોય, કે image હોય. આ germ સપાટી ઉપર, કવિતાના પહેલા શબ્દ તરીકે, ફણગારૂપે ફૂટે, તે પહેલાં નીચે, અંતઃસ્તરોમાં, તે પર પરિવર્તનના અનેક પવનો પસાર થઈ ગયા હોય છે; ટી. એસ. એલિયટના 'ગઈ સાલ દાટેલા શબ'ની જેમ એ અનેક પ્રાણદાતા પ્રવાહોથી રમાડાઈ ચૂકેલો હોય છે. એક વાર પ્રકાશના કિનારા સુધી એ કાવ્ય-બીજ આવ્યા પછી તો કવિ કામ સંભાળી લઈ શકે છે, પછી તો એ શિલ્પવિધાન—techniqueનો પ્રશ્ન બની રહે છે; પણ તેને ત્યાંસુધી લાવનારી પ્રક્રિયા, જે અજ્ઞાત મનમાં થઈ ચૂકી હોય છે તે પર આપણે એકાગ્રતા સાધવી છે. તે સુષુપ્ત પ્રક્રિયા વિશે મળી આવતી વિવિધ insights પરથી imageના સ્વરૂપ વિશે બને તો એક-બે ધારણાઓ બાંધીએ.

જોકે કવિતાની પ્રવૃત્તિ આમ સભાન અને અભાન–એમ બે સપાટીએ વહેંચાયલી છે, તે પ્રણાલિકાગત ખ્યાલ પણ હવે નવી વ્યાખ્યા પામ્યો છે. આ બન્ને સપાટીએ પણ આખરે તો એક જ સળંગ પ્રક્રિયા ચાલી રહી છે એ 'સત્ય' પર વધુ ભાર મૂકવામાં આવે છે. કાવ્યમાં અંતે જે એકતા સધાય છે તે કવિએ પોતાની કોઈ બાહ્ય ચતુરાઈથી તેને અર્પેલી છે એમ નથી. તે એકતા તો કવિ જે કાચા દ્રવ્ય સાથે કામ લે છે તે, તેનું મનોગત, તેના અણુએ અણુમાં પહેલેથી વ્યાપ્ત છે. માટે જ કહેવાય છે કે કવિ કાવ્યને ઘડતો નથી, પણ કાવ્યને પોતાની

અંદર ઘડાવા દે છે તે કાચુ દ્રવ્ય તે images અને તે images જ્યારે ભેગી થઈ એક ચોક્કસ રચનામા નિષ્પન્ન થાય છે– જેને આપણે કાવ્ય તરીકે ઓળખીએ છીએ–ત્યારે તે અમુક નિયમને વશ વર્તીને જ થતી હોવી જોઈએ images ના ભેગા થવાનો એ નિયમ કયો? અત્યારના વિવેચકોનું કુતૂહલ એ ખૂબ જગાડે છે

અહીં એક દેખીતો પ્રશ્ન એ ઊઠે કે images કેમ? image નહિ? એક જ image, એને જ મૂર્ત કરવાથી, express કરવાથી, બહાર ખેંચી લાવવાથી, કાવ્ય ન બને? બને અને એ તો imagist કવિતાનો નાદ હતો એઝ્રા પાઉન્ડે તો એટલે સુધી કહ્યુ કે 'પુસ્તકોના પુસ્તકો લખ્યા કરતા જન્મારામા માત્ર એક image ઘડી હોય તો તે પણ બસ છે' આની સામે એ સ્વીકારવુ પડે કે એઝ્રા પાઉન્ડના પોતાના વિકાસમા imagism એ તો માત્ર એક પગથિયું જ બની રહ્યું એ પોતે તેને પાછળ મૂકી vorticismની દિશામા વળ્યા

બીજુ, ગ્લેન હ્યુજીઝ[3] તેમના Imagism and the Imagists નામના અભ્યાસમા કહે છે તેમ એક movement તરીકે તો imagism ૧૩ થી માંડી ત્રણચાર વર્ષ ચાલીને ખૂટી ગયુ પછી ભલે તેના આંદોલનો હજુ સુધી સક્રિય હોય અતિ એકાગ્રતાનુ પરિણામ અતિ અલ્પતામા આવ્યું Cosmicism ના અણગમામા એ કવિઓ microcosmicismમા આવી પડયા હ્યુજીઝે ટાંકેલા શ્રી આર્ઇકિનના શબ્દો વધુ વેધક છે 'સુવાંગ (organic) ખિલવણી જેવુ તો



ભીખુ કપોડિયા

## મેઘલ અંધકાર, તડકો અને આપણે

વ્હાલ સભર આકાશનો
તોળાઈ રહેલ મેઘલ અંધકાર ઝરમરતો હમણા
વાતની વીથિકાઓ વટાવતા વટાવતા
છત્રી હેઠળ સાતીને આખુ ય આકાશ
ચાલ્યા જતા આપણે ગોકળગાયની જેમ
નજરને સમાંતર વિસ્તરેલી આ વૃક્ષોની હારમા
ખોવાઈ ગયેલ મૌન
ફૂજ્યા કરે છે તારા મજુલ અવાજમા,
કબૂતરની પાંખ પરથી સરી પડતા
પાણીના બિંદુની જેમ
ભીની હવ મા સરકે છે તારો શબ્દ,
ઝુલાવી દીધુ છે તારા હાથમા વ્હેંતિયુ આકાશ,
વાદળભીના કિરણો જેમ વ્હેલતી આંગળીઓ
જો ત્યા પેલા થડની ઓથે
અસંખ્ય રંગો આંજેલી પિચ્છન આંખો વડે તાકીને
પોતાના એકાંતને પડઘો ભરતો કળાયેલ મોર
ખીંટી લઈ અનેક ટાંકીઓને એકાએક
ને આપણા એકાંતને ટહુકાવી ધડબડતો
ઘટામા ખોવાઈ જાય ક્યાં ય
ને અચાનક તારા હોઠોની તિર્યક રેખ માથી
સરી પડે કાનામાત્રા વિનાનો કનબન અવાજ
ત્યા મારા મૌનના મત્સ્ય આ મ તે મ
ઊલટ-સૂલટ ચોડી દઉં
ને ઘનાયલ હું
વરસી પડુ આ કળાયલ આકાશની જેમ
ટળાઈ જાઉં પ્રવાહી બનીને તારા વળાંકોમા
પાંપણના ઉઘાડની જેમ ઊઘડી જાય સૂર્ય
પારો થઈ અહીંતહી ટળાઈ જાય તડકો
ત્યાં —
સૂરજઆંખે મેઘધનુ થઈ
ચીતરાઈ જતા
ઝલમલ ઝલમલ આપણે

## યોસેફ મૅકવાન

### સોનપરી…

સડકનો સૂનકાર જાણે કો પાનખર કેરું ઝાડ!
પવન એમાં પાંદડું થઈને હાલે,
કોઈ મારી સંગ ચાલે!
હાથમાં ઊગ્યો હાથ ને મારી આંખમાં ઊગી આંખ
આજ તો પ્હેલીવાર ભીતરમાં પૂગી ગયો ક્યાંક!
ડોલતું ડોલતું ક્યાંકથી આવ્યું દરિયા કેરું વન
તડકાની ત્યાં પાંખ પર મારું ફરવા લાગ્યું મન;
સાંજ પડી ને પાંખ ઢળી ગઈ હળવે રહીને કાંઠે–
રાત નહીં–
કોઈ તરતી જાણે તારકતરી
સપનાં ભરી
આવતી કયે દેશથી હજુ ડોલતી ડોલતી
સોનલ રૂપે મ્હોરતી મોજાંમાળ…
પુકાર કરો ઊઠતું મારું રઘવાયું પાતાળ:
છે કોઈને મારી સોનપરીની ભાળ?
જીવનમાં આ ખડકો ઊભા–
ખીણ ને નદીઓ ચોમેર ઢાળી;
પડઘો પાડી એ જ સામેથી પૂછતાં મને:
કોઈએ મારી સોનપરીને ભાળી?

## 'સ્વપ્નસ્થ'

### વળામણાં

બપોર બળતો હતો, ધૂળ ધગી હતી, પાદરે
નિરભ્ર અવકાશ અંકિત થતા સૂકા લીમડા
ઊભા, ખડખડી દિસે સ્થિતિ જગાડી ગાડાં જતાં,
સુદૂર નદીઢાળમાં ઊતરતાં, ન દેખું પછી,
ચીલા ધૂળ મહીં પડેલ જલ માંહિ ડૂબી જતા.

૨૧ જાન્યુઆરી ૧૯૬૪

અહીં કાંઈ છે જ નહિ.' ડીલન થૉમસે પોતાની કવિતાની પ્રક્રિયાનો જે રિપોર્ટ આપ્યો છે તે આ organic ખિલવણીની માગને વાસ્તવિક સ્પર્શ આપે છે. ડીલન થૉમસના કહેવા પ્રમાણે: 'મારા કોઈ પણ કાવ્યમાં વસતું ચેતન કોઈ એક કેન્દ્રવર્તી imageની આસપાસ ફરતું રહી શકે નહિ, એ ચેતન જ કેન્દ્રમાંથી આવવું જોઈએ; એક image જન્મે તે બીજીમાં મરવા માટે…'

પરંતુ આ ઉપરાંત, આ પ્રશ્ન—કલ્પન નહિ, પણ કલ્પનો—તેને એક સૈદ્ધાંતિક બાજુ પણ છે. જ્યૉર્જ વ્હેલી તેમના Poetic Process[૪]માં જે લખે છે તેમાંથી એને સમર્થન મળી રહે છે: 'કોઈ એક, એકમેવ, imageનો ઇતિહાસ ફરી ઉકેલી જ ન શકાય; કેમ કે તે image એક કાવ્યમાં મૂર્ત ન થાય ત્યાં સુધી તેને પૂરેપૂરી જાણી જ ન શકાય, અને એક કાવ્યમાં મંડિત થયેલી image—જે feeling અને thought ના અનેક પ્રવાહોની સંક્રાંતિનું કેન્દ્ર છે—તે તે જ image ગણી ન શકાય જે જેમની તેમ સ્થિતિમાં પહેલીવહેલી સ્મૃતિના કૂપ-(well)માં પડી હશે. પણ વિચારતી વખતે તેના feelingના ઘોરી નિયમ-(matrix)માંથી એક આગવી image તરીકે છૂટી પાડી શકીએ તે તો એક સગવડભરી—કદાચ અનિવાર્ય એવી—શાબ્દિક યુક્તિ થઈ.' (પાનું ૮૫) સી. ડે લ્યુઈસ[૫] પણ આ જ અર્થમાં કહે છે: 'a pattern of images, ઘણી images માંથી અમુક ભાત, એ તો ઉપસાવવી જ જોઈએ, આંતરસંબંધ જે સમગ્ર rea-

lity—પછી તે જડ હોય કે ચેતન—તેની નીચે વસેલ છે.' (પાનું ૬૫). તો, images એ સ્વતઃસિદ્ધ, અલગઅલગ વસ્તુઓ નથી—સિવાય એક અર્થમાં, જે અર્થમાં એક કાવ્ય પોતે એક Image છે.

જ્યૉર્જ વ્હેલીની matrix of feeling, સી. ડે. લ્યુઈસની pattern of images, આર્કિનની *organic movement*—એ આખરે એક જ પ્રતીતિના વિવિધ પડઘા છે; એ પ્રતીતિ છે વિકાસના એ આંતરનિયમની, જે કાવ્યમાં એકતા સ્થાપે છે, ડીલન થૉમસ જેને momentary peace—ક્ષણભરની શાન્તિ કહે છે.

ઓગણીસમી સદીના આરંભે એ નિયમ વિશેની સમજમાં એક આમૂલ પરિવર્તન આવે છે. આ સમગ્ર પરિવર્તનને એમ. એચ. એબ્રામ્સ એ વિશેના પોતાના પુસ્તકના શીર્ષકમાં સમાવી લે છે: The Mirror and the Lamp[૬]. એ કહે છે તેમ દર્પણ અને દીવો એ એક જ પ્રકારનાં પણ એકબીજાંથી વિરુદ્ધ 'મન' માટેનાં રૂપકો છે. એક, મનને બાહ્ય પદાર્થોને પ્રતિબિંબિત કરનાર તરીકે લેખે છે; બીજું, મનને જ્યોતિર્ગર્ભ પ્રસારક તરીકે,—જે પોતે પામેલા પદાર્થોમાં વિશિષ્ટ એવો કોઈ ઉમેરો કરે છે. પ્લેટોથી અઢારમી સદી સુધીની વિચારસરણીએ મનને દર્પણના રૂપમાં જોયું; તે પછીની ઓગણીસમીથી અત્યાર સુધીની વિચારધારાનું લક્ષણ મનને દીવાના રૂપકમાં જોવાનું છે. એ સાથે સર્જન ઉપરથી ભાર ખસવી સર્જક ઉપર મૂકવામાં આવે છે. કાવ્યમાં જે feelings અને *thoughts*નો સ્વ-

## મનોજ ખંડેરિયા

§ ૧

વરસાદ પછીના ઉઘાડ જેવું
કૂણા કૂણા અભાવનું આકાશ આંખમાં ઊઘડે...

ફરી વળેલી ટહુકાની ભીનાશ લઈને
હરતીફરતી હવા કરે અંઘોળ
પાંપણમાં અટવાઈ ગઈ લીલાશ હજીયે
સરુ-વૃક્ષની તાજી ને તરબોળ
સુગંધના કલશોરે આવ્યું
ઝાંખુંપાંખું ગામ દૂરનું અહીં તણાતું વગડે...

ચાર દિશાને ઘેરી ઊભા પહાડ કે એની
હરિયાળીની અંગઅંગમાં ભાત,
આંગળીઓનો પીધો રેશમી કંપ ને એની
પીગળી રહી છે આજ લોહીમાં વાત;
વાદળમાંથી વિખરાતી
તડકાની સળીઓ ચાંચમહીં કો' ભાનભૂલ્યું ખગ પકડે...

§ ૨

વાંસળીના સૂરની લીલાશને વાગોળતી
ધેનુની ડોકે બાંધેલી ઘંટડી જેવી
મારી રણકતી લાગણીઓ,
દર્શ-રેખા અને કવિતા વચ્ચે ભેદ ન નીરખનારી
તારી આંખોનું
વીજળીના થાંભલા જેવું સ્થિતપ્રજ્ઞ મૌન
બંને મળીને દૂર દૂર દૂર
અફાટ વિસ્તારની પેલી પાર
રચે છે એક ક્ષિતિજ
અને હું તો અહીં પડ્યો છું
સાગરના ઘોર અંધકારના તળિયે
તળિયું થઈને.

મારે તો ઝાડ ઝાડ ડાળ પાન પ્હાડ રણ પથ્થર ભીંત ને મકાન
સમસ્તમાં વ્યાપી જવું છે હવાની જેમ.
મારે પડયું રહેવું નથી સહર્ષ
કોઈ ન જોઈ શકે તેવું મોતી લઈને
સાગરના તળિયે છીપની જેમ.
મારે તો તારા દેહની આસપાસની મહેકને વીંધીને
આવવું છે તારી નિકટ,
પણ એ પહેલાં
સાતમા કોઠે પડેલા અભિમન્યુની શ્રદ્ધાનું
મારે ધરવું પડશે કવચ.

સમુદ્રમંથનની પળની સીમા
વિસ્તારી શકાઈ હોત તો
હું યે આવી શક્યો હોત બહાર.
સમુદ્રમંથન કરનારાઓ દોડયા ન હોત
અમૃતકુંભની પાછળ
અને થયો ના હોત સંઘર્ષ
તો પંદરમા રત્ન રૂપે જન્મ્યો હોત મારો શબ્દ.

હજાર વરસે દેખાતા કોઈ ધૂમકેતુ જેવી તારી 'હા'ની અસર
મારી પૃથ્વી પર શું પડશે
તે ભાખી શકું છું આજે. પરંતુ
એટલું કહી નથી શકતો કે
ફરી મંથન થશે ક્યારે અંધકારના સાગરનું
અને બહાર આવશે મારો અવાજ.
આજે તો એ ન નિવારી શકાય
કે ન વિસારી શકાય તેવું સત્ય છે કે
હું તો યુગોથી પડયો છું
આ અંધકારના સાગરના અંતિમ તળિયે
અને બહાર
ઝાડ ઝાડ ડાળ પાન પ્હાડ રણ પથ્થર ભીંત ને મકાન
સમસ્ત ટળવળે છે મારા જન્મ વગર
સમસ્ત ટળવળે છે મારા શબ્દ વગર.

યંભૂ ઉદ્રેક આપણે જોઈએ છીએ તે કવિના છે. એ રીતે કવિ પોતે, તેનાં feelings અને thoughts મહત્ત્વનાં બની જાય છે. તો બીજે પલ્લે, કલ્પનાની જે પ્રક્રિયા દ્વારા તે એકબીજા સાથે સંકળાઈ રહે છે તે પ્રક્રિયા હવે મહત્ત્વની બની જાય છે. આવું મૂલગામી પરિવર્તન જેમ જેમ સ્થાયી થતું જાય છે, તેનાં વિવિધ પાસાં જેમ જેમ ઉકેલાતાં જાય છે, તેમ તેમ imagesનું સ્વરૂપ બંધાતું જાય છે. આ આખી ય પ્રક્રિયામાં imagesના role વિશે કોલરિજે જે પાયાની સૂઝ પ્રગટાવી તેને કેન્દ્રમાં રાખીને જ તે પછીની વિવેચના વિકસે છે.

કોલરિજ ફરીફરીને કલાવ્યાપારની વાત એક છોડ–plant–ના રૂપમાં કહે છે. એટલે સુધી કે એબ્રામ્સ કહે છે: 'જો પ્લેટોની તર્કપદ્ધતિ એ દર્પણોની વનશ્રી છે, તો કોલરિજનીને તો ઝાડ-છોડનાં જંગલના જંગલ કહેવું પડે'. કોલરિજના કવિતા-વિચારના મૂળમાં જો એક ચિરસ્થાયી કલ્પન-archetype-હોય તો તે છે એક જીવંત છોડનું, જેના વિરોધમાં તે યંત્રને મૂકે છે. હવે પછીની વિચારસરણી mechanistic મટી, organicist બની એમ એબ્રામ્સ જે પ્રતિપાદિત કરે છે તે આ રીતે.

આ નવા દૃષ્ટિકોણથી જોતાં imagesનું સ્વરૂપ, અને તે સાથે તેનો ધર્મ બદલાય છે. આ પહેલાં હાર્ટલે વગેરેની empirical પદ્ધતિમાં images માત્ર 'હૂબહૂ, પણ ઝાંખી એવી ઇન્દ્રિયમૂલ perceptionની પ્રતિકૃતિ હતી'. નવનિર્માણ–invention–માં એ ઇન્દ્રિય-

lity—પછી તે જડ હોય કે ચેતન—તેની નીચે વસેલ છે ' (પાનું ૬૫) તો, images એ સ્વતઃસિદ્ધ, અલગઅલગ વસ્તુઓ નથી—સિવાય એક અર્થમાં, જે અર્થમાં એક કાવ્ય પોતે એક Image છે

જ્યોર્જ વ્હેલીની matrix of feeling, સી ડે લ્યુઈસની pattern of images, આર્ચિકનની organic movement—એ આખરે એક જ પ્રતીતિના વિવિધ પડઘા છે, એ પ્રતીતિ છે વિકાસના એ આંતરનિયમની, જે કાવ્યમા એકતા સ્થાપે છે, ડીલન થૉમસ જેને *momentary peace*—ક્ષણભરની શાન્તિ કહે છે

**ઓ**ગણીસમી સદીના આરંભે એ નિયમ વિશેની સમજમા એક આમૂલ પરિવર્તન આવે છે આ સમગ્રપરિવર્તનને એમ એચ એબ્રામ્સ એ વિશેના પોતાના પુસ્તકના શીર્ષકમા સમાવી લે છે The Mirror and the Lamp[૬] એ કહે છે તેમ દર્પણ અને દીવો એ એક જ પ્રકારના પણ એકબીજાથી વિરુદ્ધ 'મન' માટેના રૂપકો છે એક, મનને બાહ્ય પદાર્થોને પ્રતિબિંબિત કરનાર તરીકે લેખે છે, બીજુ, મનને જ્યોતિર્ગર્ભ પ્રસારક તરીકે, —જે પોતે પામેલા પદાર્થોમા વિશિષ્ટ એવો કોઈ ઉમેરો કરે છે પ્લેટોથી અઢારમી સદી સુધીની વિચારસરણીએ મનને દર્પણના રૂપમા જોયું, તે પછીની ઓગણીસમીથી અત્યાર સુધીની વિચારધારાનું લક્ષણ મનને દીવાના રૂપકમા જોવાનું છે એ સાથે સર્જન ઉપરથી ભાર ખસની સર્જક ઉપર મૂકવામા આવે છે કાવ્યમા જે feelings અને thoughtsનો સ્વ



## મનોજ ખંડેરિયા

§ ૧

વરસાદ પછીના ઉઘાડ જેવુ
 કૂણા કૂણા અભાવનુ આકાશ આખમા ઊઘડે .

 ફરી વળેલી ટહુકાની ભીનાશ લઈને
 હરતીફરતી હવા કરે અઘોળ
 પાંપણમા અટવાઈ ગઈ લીલાશ હજીયે
 સરુ-વૃક્ષની તાજી ને તરબોળ
સુગધના કલશોરે આવ્યું
 આખુપાખુ ગામ દૂરનુ અહીં તણાતુ વગડે .

 ચાર દિશાને ઘેરી ઊભા પ્હાડ કે એની
 હરિયાળીની અગઅગમા ભાત,
 આગળીઓનો પીધો રેશમી કપ ને એની
 પીગળી રહી છે આજ લોહીમા વાત,
વાદળમાથી વિખરાતી
 તડકાની સળીઓ ચાચમહીં કો' ભાન ભૂલ્યુ ખગ પકડે

§ ૨

વાસળીના સૂરની લીનાશને વાગોળતી
ધેનુની ડોકે બાધેલી ઘટડી જેવી
મારી રણકતી લાગણીઓ,
દર્ભ રેખા અને કવિતા વચ્ચે ભેદ ન નીરખનારી
તારી આખોનુ
વીજળીના થાભતા જેવુ સ્થિતપ્રજ્ઞ મૌન
બને મળીને દૂર દૂર દૂરે
અફાટ વિસ્તારની પેલી પાર
રચે છે એક ક્ષિતિજ
અને હુ તો અહીં પડયો છુ
સાગરના ઘોર અધકારના તળિયે
તળિયુ થઈને

મારે તો ઝાડ ઝાડ ડાળ પાન પ્હાડ રણ પથ્થર ભીંત ને મકાન
સમસ્તમાં વ્યાપી જવું છે હવાની જેમ.
મારે પડચું રહેવું નથી સહર્ષ
કોઈ ન જોઈ શકે તેવું મોતી લઈને
સાગરના તળિયે છીપની જેમ.
મારે તો તારા દેહની આસપાસની મહેકને વીંધીને
આવવું છે તારી નિકટ,
પણ એ પહેલાં
સાતમા કોઠે પડેલા અભિમન્યુની શ્રદ્ધાનું
મારે ધરવું પડશે કવચ.

સમુદ્રમંથનની પળની સીમા
વિસ્તારી શકાઈ હોત તો
હું યે આવી શકચો હોત બહાર.
સમુદ્રમંથન કરનારાઓ દોડયા ન હોત
અમૃતકુંભની પાછળ
અને થયો ના હોત સંઘર્ષ
તો પંદરમા રત્ન રૂપે જન્મ્યો હોત મારો શબ્દ.

હજાર વરસે દેખાતા કોઈ ધૂમકેતુ જેવી તારી 'હા'ની અસર
મારી પૃથ્વી પર શું પડશે
તે ભાખી શકું છું આજે. પરંતુ
એટલું કહી નથી શકતો કે
ફરી મંથન થશે કયારે અંધકારના સાગરનું
અને બહાર આવશે મારો અવાજ.
આજે તો એ ન નિવારી શકાય
કે ન વિસારી શકાય તેવું સત્ય છે કે
હું તો યુગોથી પડયો છું
આ અંધકારના સાગરના અંતિમ તળિયે
અને બહાર
ઝાડ ઝાડ ડાળ પાન પ્હાડ રણ પથ્થર ભીંત ને મકાન
સમસ્ત ટળવળે છે મારા જન્મ વગર
સમસ્ત ટળવળે છે મારા શબ્દ વગર.

યંભૂ ઉદ્રેક આપણે જોઈએ છીએ તે કવિના છે. એ રીતે કવિ પોતે, તેનાં feelings અને thoughts મહત્ત્વનાં બની જાય છે. તો બીજે પલ્લે, કલ્પનાની જે પ્રક્રિયા દ્વારા તે એકબીજા સાથે સંકળાઈ રહે છે તે પ્રક્રિયા હવે મહત્ત્વની બની જાય છે. આવું મૂલગામી પરિવર્તન જેમ જેમ સ્થાયી થતું જાય છે, તેનાં વિવિધ પાસાં જેમ જેમ ઉકેલાતાં જાય છે, તેમ તેમ imagesનું સ્વરૂપ બંધાતું જાય છે. આ આખી ય પ્રક્રિયામાં imagesના role વિશે કોલરિજે જે પાયાની સૂઝ પ્રગટાવી તેને કેન્દ્રમાં રાખીને જ તે પછીની વિવેચના વિકસે છે.

કોલરિજ ફરીફરીને કલાવ્યાપારની વાત એક છોડ–plant–ના રૂપમાં કહે છે. એટલે સુધી કે ઍબ્રામ્સ કહે છેઃ 'જો પ્લેટોની તર્કપદ્ધતિ એ દર્પણોની વનશ્રી છે, તો કોલરિજનીને તો ઝાડ-છોડનાં જંગલના જંગલ કહેવું પડે'. કોલરિજના કવિતા-વિચારના મૂળમાં જો એક ચિરસ્થાયી કલ્પન-archetype-હોય તો તે છે એક જીવંત છોડનું, જેના વિરોધમાં તે યંત્રને મૂકે છે. હવે પછીની વિચારસરણી mechanistic મટી, organicist બની એમ ઍબ્રામ્સ જે પ્રતિપાદિત કરે છે તે આ રીતે.

આ નવા દષ્ટિકોણથી જોતાં imagesનું સ્વરૂપ, અને તે સાથે તેનો ધર્મ બદલાય છે. આ પહેલાં હાર્ટલે વગેરેની empirical પદ્ધતિમાં images માત્ર 'હૂબહૂ, પણ ઝાંખી એવી ઇન્દ્રિયમૂલ perceptionની પ્રતિકૃતિ હતી'. નવનિર્માણ–invention–માં એ ઈ

મૂલ ઘટકો નવી રીતે, તો પણ association-નાં યાંત્રિક નિયમોને અનુસરીને, જોડાતા, એટલું જ. કોલરિજ આ બધું ફેરવી નાખે છે. તેને મતે આવી images તો 'મન' કે જે હવે એક સક્રિય સિદ્ધાંતથી સભર છે તેને માટે કાચો માલ માત્ર બની રહે છે, અને મનની જ્યોતની હૂંફમાં ઓગળી જઈ તે પોતાનું સ્વરૂપ ગુમાવી, એક નવા જ સમગ્ર–whole–માં વ્યક્ત થાય છે. કોલરિજ કહે છે: 'બનાવો અને images, દૃશ્ય જગતની ચંચળ અને ઉત્તેજક એ સામગ્રી, એ તો મનના બીજને પ્રકાશ અને હવા અને ભીનાશ-રૂપ બની રહે છે. (The Mirror and the Lamp પાનું ૧૭૨) એમ તો કોલરિજ તેની પૂર્વેના વિચાર જેમાં images માત્ર michanical ભાગ ભજવતી તેને સમાવીને આગળ ચાલે છે. પરંતુ આ પ્રકારનું કાર્ય તે હવે Fancy અને Memory માટે રાખી Fancy અને Imagination વચ્ચેના ભેદ પર તેના કેન્દ્રીય સિદ્ધાંતની ઇમારત રચે છે. Fancy છે મુખ્યત્વે ભિન્નભિન્ન એવી imagesને કોઈ એક અથવા વધારે બાજુએ સામ્યના આધારે ભેગી કરનાર શક્તિ; જ્યારે Imagination, જે માનવની સર્વોત્કૃષ્ટ શક્તિ છે, તે: 'એ Power કે જેનાથી એક image અથવા feeling દ્વારા અન્ય અનેકના ઉપર પટ લાગે છે, અને તે રીતે અનેકને એકમાં એક પ્રકારના સંઘટ્ટનથી નાખવામાં આવે છે'.

અનેકવિધતામાં એકતાનો સિદ્ધાંત એ કોલરિજના સમગ્ર વિચારના પાયામાં છે. ને પ્રમાણે કવિતાની પ્રક્રિયામાં images

## ધીરુ પરીખ

### હવા થઈને

ચલો ચલો ને આજ
હવે તો હવા થઈને ફરીએ —

રાત આખીનાં જંપ્યાં જળને
જરી જગાડી
થનગન થનગન નર્તતાં તો કરીએ.

ફૂલ ફૂલમાં બાંધી ફોરમ
ત્યાંથી મુક્ત કરીને એને
ઉપવન આખું ભરીએ.

હરચક ભરચક લૂમઝૂમ
ખેતરમાં સાગર
લીલાશનો ઉછાળી
ઉપર હળુ હળુ કંઈ તરીએ.

ઘટા આખીના મૂંગા મંતર
પાનપાનના કાનકાનમાં
એવું તે કૈં કહીએ...
ખડખડ હસતા કરીને પાછાં
દૂર દૂર શું સરીએ.

નીડનીડમાં ધરબેલાં ગીતો ફણગાવી
નીરવતાનું ખાવા ધાતુ
આજ વિરૂપ વેરાન જ હરીએ.

અરૂપરુ કો સ્થિર વાદળી
વ્યોમ મહીં વિમાસણ-ડૂબી
એને વિધવિધ, ચલો હવે,
આકારો ધરીએ.

ચલો ચલો ને આજ
હવે તો હવા થઈને ફરીએ!

# માધવ રામાનુજ

## ત્યારે

'સાવ અજાણ્યા ગામને પાદર'
આમ અચાનક
પૂરનાં પાણી આવતાં રહેશે.
કોક દિ' તો
આ કોરાધાકોર ઘરની ભીંતો
વાછંટે ભીંજાઈ જાશે ને
નળિયા સોતું ખોરડું
કડૂડભૂસ કડાકે
ભીની ભીની ભોંય માથે
આળોટતું થાશે.
કોક દિ' તો
આ ઘરની વેળા
એક ઘડીમાં આથમી જાશે;
ઊતરશે અંધાર પછી
આ ઘરને ટીંબે
ફળિયે ઊભા થડને પોલાણ
મધરાતે ઘૂકાર વેરીને
ઊડશે ઘૂવડ.
આપણે ત્યારે
ગામને પાદર
તરતું એકાદ તરણું ઝાલી
સાવ અજાણ્યા કો'ક સીમાડે
તરતાં જાશું...
તરતાં જાશું... ...

અનેકવિધતા પૂરી પાડે છે, પણ એ અનેકવિધ images કાવ્યની સર્વગ્રાહી Imageમાં કેન્દ્રિત થાય તે પહેલાં તેમણે લાંબી મજલ કાપવી પડે છે. તેમણે feelingsના રંગે રંગાવું પડે છે, memoryની ચાળણીમાં ચળાવું પડે છે. ને આ રીતે imagesના સંબંધમાં feeling અને memoryનું કાર્ય પ્રશ્નરૂપ બની જાય છે.

કોલરિજનાં લખાણોના અભ્યાસ દરમ્યાન જ્યૉર્જ વ્હેલી feelingની પ્રતિષ્ઠા કરે છે. (તેમનું પુસ્તક Poetic Process કોલરિજનાં લખાણોના અભ્યાસના ઉપોદ્‌ઘાત રૂપે લખાયેલું છે.) Fancyની images જો ઇચ્છાશક્તિ અને તર્કશક્તિના બળે યોજાયેલી છે, તો Imaginationમાં images ઇચ્છાશક્તિથી પર એવી એક પ્રક્રિયા દ્વારા સ્મૃતિ–memoryમાં નક્ષત્રીભૂત–constellate–થાય છે, અને તે images ત્યારે feelingsમાં ડૂબેલી હોય છે. વ્હેલીના મતે poetic imageને આધારે અપાતા કવિતાવ્યાપારનું પૃથક્કરણ અપૂરતું છે, કેમ કે તેમાં perception અને expression, feeling અને image વચ્ચેની કડી યોગ્ય રીતે ઉકેલાઈ નથી. કવિ images બનાવી શકે છે તે મહત્ત્વનું નથી; પરંતુ તે એ imagesને organize કરી શકે છે તેમાં તેની વિશિષ્ટતા છે, અને આ માનસિક–psychic–organizationમાં feeling સક્રિય સિદ્ધાંત તરીકે અનિવાર્ય છે.

આના જ પ્રકાશમાં એ વર્ડ્‌ઝવર્થનાં વિધાનો તપાસી જુએ છે. 'બધી સારી કવિતા એ આવેગયુક્ત feelingsનો

સ્વયભૂ ઉદ્રેકે છે,' અને 'તે (કવિતા) ક્ષોભ રહિત સ્થિતિમા તાજી કરેલી emotions માથી જન્મે છે  આ બે વિધાનોમા રહેલા વિરોધાભાસને સમજાવવા વ્હેની 'feelings'ને 'emotions'થી જુદી પાડે છે 'Emotions' વ્યક્તિત્વ (personality) સાથે બધાયેલી છે, feelings નથી  મનોગતના બધારણમા સક્રિય એવા સિદ્ધાત રૂપે feeling એ concern અને value સાથે અવિભાજ્ય રીતે ગઠાયેલી છે વર્ડ્ઝવર્થ જેને કવિની 'અસામાન્ય એવા ઊર્મિતંત્રની બક્ષિશ' કહે છે, તે ટેક ઇન્દ્રિયોના બાહ્ય વિશ્વ સાથેના પ્રથમ સપર્કથી સક્રિય બને છે, અને તેથી જ તો કવિ માટે perception એ બિનઅગત અને નિષ્ક્રિય એવો પ્રત્યાઘાત માત્ર નથી, એમા feelings પ્રથમથી જ પ્રવેશેલી હોય છે

આ સંબધમા સૂસન લેન્ગરે New Keyમા ટાંકેલું J E Creighton નુ આ કથન એ જ વિચારને સમર્થન આપે છે—જોકે અહીં perceptionને માત્ર કલાકારના perception તરીકે જોવાયું નથી  'ખરેખર, કોઈ પણ અનુભવમાની feelingsના પ્રકારને તે મનની એ અનુભવવિષય પરની પકડના index તરીકે લેખી શકીએ' (પાનું ૧૦૦) સૂસન લેન્ગર પૂછે છે કે feelingનો આવો પ્રકાર તે કયો? તે જાણવા આપણી પાસે એંધાણીઓ કઈ? આ દિશામા આગળ જઈ તેઓ તેમની non-discursive symbolismની theory વિકસાવે છે Feeling and Formમા image વિશે એમને આમ કહેવાનુ છે 'બાહ્ય

## મનસુખ વાવેલા

### અહીં

બારણું
ટક ટક કરતા
અવાજને કહી દો
કે
આ પત્તાના મહેલમા
કોઈ રહેતુ નથી,
અદરનો
આ સભળાતો અવાજ
મહેલની
હાલકડોલક થતી દીવાલોનો છે,
બીજો નથી
કોઈ
અવાજ .

હા,
અહીંથી
જે ગયા
તેમને સકેત કરનાર
શ્વાનને
હમણા જ
પીંજરગાડી
લઈ ગઈ

એટલે ?
એટલે !
એટલે
કઈ જ નથી
આ પત્તાની રફતારમા !!!

## કમલ વૈદ્ય

### યાદ

§ ૧

છૂટી ગઈ ગઠરીની ગાંઠ
ને આ વેરાઈ રહી છે અઢળક
અઢળક તારી યાદ,
આયખાની કણકણ–ક્ષણક્ષણ...

સાંભરી લેવાને મથું,
ફોગટની મથામણ
સવારથી સાંજ,
રૈણ જાગરણે જાય.
પારદબુંદન સંગ ઝૂઝું.

એકલનું આ તે નહિ કામ.
અંગેઅંગ જાય થાકી
ઝંખી રહું તવ ઝાંખી...
આવ ભેળાં મળી
ફરી કસી બાંધીએ રે ગાંઠ.

§ ૨

ઘર ભરીને રહેલી તારી આ મૌનની વાણી
ખૂણે ખૂણેથી બોલાવે છે મને.
સાવ દબાતે પગલે આવી
કાનમાં મને કેટલુંયે કહી જાય છે.

ભીનો સ્પર્શ પામું... ને હું મીટ જરા માંડું
ત્યાં તો અદીઠ તું હસી પડે છે ખડખડાટ.
એકલ મનને જે અભાવ
તે ન રહે.
યાદનો અષાઢી મેઘ ઝળૂંબે તું—
કંઠે મારે મોરની ગહેક—
ઝીલું તારી ત્રમઝટ હેલી

પદાર્થોનું અનુકરણ એ imagesનો અનિવાર્ય ધર્મ નથી... Imagesનો સાચો પ્રભાવ એ છે કે એ એક abstraction છે, એક symbol, એક ideaનો વાહક.' આ રીતે કવિતા શબ્દોમાં સાચુકલા જીવનની image ઊભી કરે છે તે તેની સિદ્ધિ છે.

આમ, feelingsની તીવ્રતા imagesને વધુ વિશદ બનાવે છે, અને આવી વિશદ imagesના પાત્રમાં ઝિલાતી જતી feelings પોતે પણ સ્પષ્ટતર બનતી જાય છે. અને અહીં સ્મૃતિનું સ્થાન કેટલું મહામૂલું છે તે છતું થાય છે. કેમ કે આ રીતે તેજસ્વી imagesમાં પૂંજીભૂત થયેલી તીવ્ર feelingsનો સંભાર ભેગો થાય છે સ્મૃતિના સાગરમાં, જ્યાંથી પછી તે સામગ્રીને ફરીથી જગાડી કવિ કવિતા રચે છે.

પણ એ imagesને એમ જગાડવાનું કાર્ય કવિ માટે જરા પણ સહેલું નથી. ડે લ્યુઈસ કવિએ આ તબક્કે કેવી સંકુલ સપાટી ઉપર કામ કરવાનું છે, આયાસ અને અનાયાસ વચ્ચે જે સૂક્ષ્મ સમતુલા સાચવવાની છે, તે પર ખૂબ જ ભાર મૂકે છે. તે કહે છે કે imagesને ભંડારમાંથી બહાર લાવવાની કવિની શક્તિ ખુદ કવિના જ કાબૂની બહાર છે: 'હું આ શક્તિને, કદાચ, એક ઉત્સાહી પણ કાંઈક બાઘા એવા કૂતરા સાથે સરખાવું: એ કૂદી કૂદીને દોડતો આસપાસની ઝાડીમાં ઘૂસી જાય છે, અને જેની ખોજ છે તેવો શિકાર તો તે ભાગ્યે જ ઝડપી લાવી પગ પાસે મૂકે છે; મોટે ભાગે તે ઉપાડી લાવે છે કોઈ ધતર જ કવિએ ઘણા વખત પર પાડેલું એકાદ પંખી, કે કોઈ એવી ચીજ જેને પ્રસ્તુત નેમ સાથે કાંઈ લેવાદેવા ન હોય.' (પાનું ૭૧)

અભ્યાસીની હેસિયતથી નહિ, પણ એક આર્મ ચેર વિચારક તરીકે હું તો માનુ છુ કે ગુજરાતીમાં લખતા કવિએ પોતાના શબ્દોને જે વિરોધી ક્રમમાંથી છોડાવવાના છે તે ક્રમ વૈજ્ઞાનિક ગદ્યનો ક્રમ હોવાનો ભય ભાગ્યે જ હોય. ઊલટું, તેણે તો ક્રમ માત્રના અભાવમાથી આગળ ધપવાનુ છે. ગુજરાતીમા કોઈ પણ ક્રમ હોય તો તે વણતપાસેલી લાગણીઓનો છે, તેની લાગણીઓના ધીમા ઝેર નીચે સુકાતા જતા વિચારોએ વેરેલા કાટમાળનો છે. ખુદ ભાષાના સ્તર ઉપર પણ, અંગ્રેજ કવિની દ્વિધા એ તેની નથી.

બીજુ, કવિ અને સમાજ વચ્ચેના સંબધની સમસ્યાનુ સ્વરૂપ પણ આપણા પૂરતુ જુદી રીતે બધાવાનુ, કેમ કે આપણી પ્રણાલી જુદી હોવાની. કવિ imageજેવા કોઈ નિગૂઢ સૌંદર્યથી આકર્ષાઈ જનસમાજથી વિખૂટો પડી જાય એ પ્રક્રિયા તેના

---

નીચેના પુસ્તકોની મદદથી આ લેખ તૈયાર કરાયો છે:

1 *Philosophy in a New Key*—Susan Langer
2 Feeling and Form—Susan Langer
3 Imagism and The Imagists—Glenn Hughes
4 Poetic Process—George Whalley
5 The Poetic Image—C. Day Lewis
6 *The Mirror and the Lamp*—M. H. Abrams
7 The Romantic Image—Frank Kermode

'સલિલ'

## પાદર મૂકીને...

પાદર મૂકીને અમે પેઠા સીમાડાના
લીલાછમ ઘૂઘવતા પૂરમાં.
ઝલમલ એકાંત ઘૂંટી ઢોળેલી–
મજરીઓ આંબાની લૂંબઝૂંબ ડાળીએ,
પગલાં જોવાની મશે પછવાડે–
તાકતી આંખોને કેમ કરી વાળીએ?
આગળ ચાલોને મન પાછળ ખેંચાય
મીઠી રેલાતી વાંસળીના સૂરમાં.
આવે વિસામો તો નજરુંનો ભાર–
ઘડી હળવેથી હેઠ જરા મેલીએ!
ઠારમોર વળગેલો ખાલીપો ખંખેરી–
મનખાનો માળો સંકેલીએ!!
અણજાણ્યા જંગલની પાર પછી પ્હોંચીશું
અણજાણ્યા અણજાણ્યા ઉરમાં.
પાદર મૂકીને અમે પેઠા સીમાડાના
લીલાછમ ઘૂઘવતા પૂરમાં.

## વીરુ પુરોહિત

### વિધવા ડોશીનું ગીત

ચંપાપટો* લેસ મારો ઝાંખો ને ઝપટ
નાની કાંગરીથી યાદ તારી વડે માણા રાજ
હું તો ઢોલિયાની ઈસે બેઠી અધૂકડી આજ...

ઉંબરે આળોટે આજ પાછલી વસંત
મારી ચૂડલીયું ભાંગ્યાના એંધાણ પર,
ભાતોમાંથી ખરે તારા સ્મિતનાં પોડાં
'ને ધૂળ ઊડે મારી ઝીણી ભીની આંખ પર,
મારી દાંતની રેખ્યુંમાં તારું સળવળે નામ
નામ રેખ્યમાં ને રેખ્યમાં કાં રહે માણા રાજ?
હું તો ઢોલિયાની ઈસે બેઠી અધૂકડી આજ...
ચંપાપટો...

પટારે મેં ગોતી તારા આંગળાની છાપ
છાપ કાળની ઊધઈથી ઘેરાણી,
કોડિયું પડ્યું રે! મારા ધ્રુજતા હાથથી
'ને એનીયે ચિતાયું ખડકાણી,
એની મેશને ઘોળીને આંખ્ય આંજી
આંજી 'ને તારું આભલાનું રૂપ કશું કહે માણા રાજ.
હું તો ઢોલિયાની ઈસે બેઠી અધૂકડી આજ...
ચંપાપટો...

*ચંપાપટો લેસ=લગ્ન વખતે પાનેતરમાં લગાડવામાં આવતો સાચો લેસ જેની નીચેની કિનાર પર કાંગરી હોય છે.

પૂર્ણસ્વરૂપમાં આપણે માટે વ્યક્ત થઈ શકતી જ નથી. કેમ કે, એવા કવિ અને જનસમાજના સંબંધ પર તરત એક ઓળો પડે છે, અને તે છે ગુરુ અને શિષ્યના સંબંધનો. આ ઓળા નીચે આપણો કવિ પોતાની એકલતા સહવાની શક્તિ ગુમાવતો જાય છે અને સામાન્યજન કવિતાને એક જીવંત સત્ય તરીકે અનુભવવાની તરસમાત્ર ખોતો જાય છે. આધ્યાત્મિકતાના રણમાં કવિતાનો છોડ કરમાઈ તો નહિ જાય, જેમ, પશ્ચિમમાં અનાધ્યાત્મિકતાના?

આપણા પૂરતી તો, ખાસ કરીને આપણા કવિઓને, પોંડિચેરીની આનંદયાત્રા કાંઈક વધુ કઠિન બનો એમ જ ઇચ્છીએ. □

પોષની સપ્તમીના ઉત્સવ પછી દ્વાદશી–એ શાન્તિનિકેતનમાં આ કાવ્ય રચાયું રૉબર્ટ બ્રીજસને એનો અનુવાદ પહોંચ્યો ત્યારે એમણે પૂછ્યું: 'આનો અર્થ શો? પ્રેમ કોણ? રુદ્ર કોણ? કંઈ સમજાયું નહિ', ઇત્યાદિ લાગે છે કે દેશપરદેશમાં આ વિષય પૂરતી તો યશરેખા લઈને આવ્યો છું

વિશ્વમાં તેમજ આપણા અંતરમાં સુંદર વિરાજિત છે ઉન્મત્ત બનીને આપણી કામના એને આવૃત્ત કરે છે કામનાનો આ પરદો ખસેડીને સુંદર પોતાને પ્રકટ કરે છે. એને કંઈ બહારથી આણવાનો નથી. કઠ ઉપનિષદ્ કહે છે.

यदा सर्वे समुच्यन्ते कामाः

ત્યારે જ એ પૂર્ણને આપણે પામીએ છીએ સ્વકીય અપરૂપ સૌન્દર્યમાં એ ઈશ જ સહુને ગતિશીલ રાખે છે. આખુયે વિશ્વ એનાથી પરિવ્યાપ્ત છે. કિંતુ આપણી કામનાના અંતરાયને કારણે આપણે એને જોઈ શકતા નથી ઉપનિષદ્ કહે છે:

मा गृध, मा प्रमदः

લોભ છોડો, કામના છોડો, પ્રમત્ત ન બનો. પણ એ જ કામના એષણામાં આપણે આસક્ત થઈ, નિજી અસુંદર દ્વારા અંતરના ને બહારના સુંદરને આઘાત પહોંચાડીએ છીએ. એનું અપમાન કરીએ છીએ. કોની કરે છે આ વિડંબના? ભ્રમણના વિલાસમાં મત્ત થઈ જે પોતાની સુકુમાર ચેતનાને ખોઈ, એ ભાન, અંધ બન્યા છે તે માર્ગની બંને બાજુએ સુંદર સુકોમલ ફૂલ ખીલી ગયાં છે; પણ આ બેધ્યાન લોક એને પગથી કચરી ધૂળમાં રગદોળી ચાલ્યા જાય છે જીવનને શોભાવી રહેલા સુંદરની આ કુટિલ



## બલાકા ૧૧

હે મુજ સુંદર,
જતાં જતાં
પથ પર વિલાસે ઉન્મત્ત કંઈ બધાં
જ્યારે તારું અંગ
કરે ધૂલિમય
ત્યારે આ અંતરે મને
લાગે તીવ્ર દુખ
ચિત્કારી કહું, હે મુજ સુંદર,
આજ બની દંડધર
ન્યાયનો કર તું સદ્ય નિર્ણય.
પણ પછી જોઉં છું તો–
આ શું!
ખુલ્લાં છે તવ ન્યાયમંદિર-દ્વાર
નિરંતર થતો યથાયોગ્ય જ્યાં વિચાર.
રવહીન પ્રભાતનો ઉજ્જ્વલ પ્રકાશ પડે
એમના કલુષરક્ત દૃગે;
શુભ્ર વનમલ્લિકાની વાસ
પામી રહે લાલસાનો ઉદ્દીપ્ત નિશ્વાસ;
સંધ્યાતાપસીને કર ઝળહળ
સપ્તર્ષિની પૂજાદીપમાલા
નીરખત રાત્રીભર એમની ઉન્મત્ત અવસ્થાને–
હે સુંદર, તવ દેહે
ધૂળ ભરી જાય તે બધાને.

હે સુંદર,
તવ નિર્ણયઘર
પુષ્પવને,
પુણ્ય સમીરણે,
તૃણપુંજે પતંગગુંજને,
વસંતના વિહંગકૂજને,
તરંગચુંબિત તીરે મર્મરિત પલ્લવવીંઝણે

પ્રેમિક ઉદાર,
એ સહુ નિર્દય ઘોર, આવેગે દુર્વાર.
ગુપ્ત રહી સંચરત કરવા હરણ
તવ આભરણ;
પોતાની વાસના નગ્ન
સજવા ઉદ્યત.

એમનો આઘાત લાગે પ્રેમને સર્વાંગ જ્યારે
સહ્યું રે ન જાય ત્યારે
સજલ નયને
પોકારું હું તને –
ખડ્ગ ધર, પ્રેમિક ઉદાર,
કલુષનો કર તું સંહાર.

કિંતુ પછી જોઉં છું તો
આ શું,
ક્યાં છે તવ ન્યાયાગાર?
જનનીનાં ઝરે નેત્રનીર
એમની ઉગ્રતા પર;
પ્રણયીનો વિશ્વાસ સરલ
ક્ષતવક્ષ તો ય એમના વિદ્રોહશેલનો તે કરી લે કવલ.
પ્રેમિક ઉદાર,
લહું તવ વિચાર-આગાર
વિનિદ્ર સ્નેહની સ્તબ્ધ નિઃશબ્દ વેદનામાંએ,
સતીની પવિત્ર લાજે,
સખાને હૃદયરક્તપાતે,
પથોન્મુખ પ્રણયના વિચ્છેદની રાતે,
અશ્રુપ્લુત કરુણાએ પરિપૂર્ણ સહિષ્ણુ પ્રભાતે.
હે રુદ્ર, હે ઉગ્ર,
હે આધાર,
લુબ્ધ એ સૌ, મુગ્ધ એ સૌ પ્રવેશીને તવ સિંહદ્વાર
સંગોપને
વિના નિમંત્રણે
ઘર ફોડી ચોરી જાય રે તવ ભંડાર.
ચૌરધનનો દુર્વહ ભાર
પલે પલે

નાં ટોળાં ઉપેક્ષા કરે છે, અવહેલના કરે છે.

ત્યારે વેદનાથી હૃદય ચિત્કારી ઊઠે છે, ધા નાખે છે, દાદ માગે છે. પણ આ શું? સુંદર, રહે છે સદાય શાન્ત સુંદર. એનો પ્રેમ તો ક્યારે ય લોપ પામતો નથી. ત્યારે શું અપરાધની કોઈ શિક્ષા નથી? – પણ ભૂલી જાઉં છું કે એ તો અક્રોધથી ક્રોધ ઉપર, સાધુતા દ્વારા અસાધુતા પર, ક્રમાગત જય પ્રાપ્ત કર્યે જાય છે.

આ સુંદરનું તુલાધર ક્યારે ય બંધ રહેતું નથી એટલી વાત પણ આપણે જાણી શકતા નથી. એની ન્યાયપદ્ધતિ જ નિરાળી છે. સૌન્દર્યલોક ક્યારે ય પોતાના સ્થાન, આદર્શ પરથી ચ્યૂત થતો નથી એવું જણાય છે. એથી તો અસંખ્ય ધારે એનું વર્ષણ થયા કરે છે. પ્રભાતનો પ્રોજ્જ્વલ પ્રકાશ, અપરાધી દુર્જનની કલુષ-કુત્સિત દૃષ્ટિ પર, સ્વહીન સ્પર્શ કરી, એની કદર્થતાનું નિવારણ કરે છે; એ જ તો છે એનો ન્યાય. પવિત્ર વનમલ્લિકાની સુગંધથી લાલસાના ઉદ્દીપ્ત નિશ્વાસને એ નિર્મલ કરે છે: એ જ તો છે એનું કાર્ય. તારકમય દીપાવલિને રાતભર હાથમાં લઈ તપસ્વિની સંધ્યા, ઉન્મત્તની ઉપર પણ શાન્ત દૃષ્ટિ ઢાળી રહે છે; એ જ તો છે એની નીતિ.

મત્ત ભલે પોતાની મગરૂબીમાં મસ્ત રહે, મલિન ભલે રહે કલુષે આવિલ; પણ વસંતનાં પુષ્પિત વન, નદીતીરના નિર્મલ સમીરણ, પંખીનાં ગાન–એ સહુ દ્વારા સૌન્દર્યની ધારા સદાય વર્ષતી રહેશે. દેખીતો આ વિરોધાભાસ એ જ તો છે સુંદરના ન્યાયની રીતિ. હે સુંદર! ઘૃણાસ્પદ અસુંદરની સાથે આ પ્રકારતું છે તારું વર્તન!

તું કેવળ સુંદર નથી, પ્રેમિક પણ છે.

હે પ્રેમિક! કામુક, લુબ્ધ, નિર્દય બધાં તને પીડી રહે છે. પ્રેમના કંઠની સુશોભિત માળાનું હરણ કરી, એના વડે પોતાની દુર્વાર લાલસાને જ્યારે એ સજાવી રહે છે ત્યારે જોયું જતું નથી. ત્યારે અપરાધીને યોગ્ય દંડની અપેક્ષા રાખું છું. પણ પછી જોઉં છું, તારી અદાલત છે સદા ય ખુલ્લી. એમની નિષ્ઠુરતાની ઉપર જનનીની આંખનાં નીર ઝરે છે; એ છે તારો ચુકાદો. પ્રણયી પ્રેમની અસીમ શ્રદ્ધાથી વિદ્રોહના શૂલને હૃદયમા ધારણ કરી લે; એ છે તારો નિર્ણય. પ્રવંચનાપૂર્વક પ્રણયનું અપમાન કરનાર સ્વજનનો પથ તું પ્રેમની પ્રતીક્ષાથી નિહાળી રહે છે. વાહ, પ્રેમિક ક્ષમાના ધૈર્યમાં, પ્રેમના પ્રદાનમા પ્રકટ થાય છે તારો વિચાર.

તું છો ઉદાર, સર્વ કંઈ આપવાને ઉદ્યત. લુબ્ધતા અન્યાયને માર્ગે તારા ઘરમાંથી ચોરી કરવા ચાહે છે. વિશ્વવિધાતા પુનઃ એને પ્રસ્થાપિત કરવા તત્પર થાય છે. પ્રખર તાપ દારુણ વૃષ્ટિ દ્વારા ક્ષમતા પ્રાપ્ત કરે છે. આમ વિશ્વની અસમાનતા દૂર તું રુદ્રરૂપે પ્રગટ થાય છે. પ્રકૃતિનો જ આ ધર્મ છે.

આથી ચોરી કરનારે ચૌરમાલનો અસહ્ય બોજો વહેવાનો હોય છે. એ ભાર ઉતારવાનું એનું ગજું રહેતું નથી. આ જ છે એમને યોગ્ય મહાદંડ. આ ભાર એમણે ખેંચવો જ પડશે. પરશુરામ માતૃહત્યા કરી પરશુને હાથથી હેઠી મૂકી શક્યા ન હતા એ શું સામાન્ય શિક્ષા છે? રણતરી, અસ્ત્રશસ્ત્ર ઇત્યાદિનો કેવો ભીષણ ને પ્રાણાન્તકર છે લુબ્ધકોનો બોજો? કરોડ ભાંગી જાય તોય બોજો બાજુએ મૂકવાની હામ નહીં. ફગાવી દઉં એટલુંય કહેવાની શક્તિ નહીં. આ જ છે ઇન્સાફ, આ જ છે કઠોર દંડ.

સકલનાં મર્મ દલે
તો ય તે ન શકે નીચે ઉતારી લગાર.
તને પુકારીને ત્યારે કહું વારંવાર
ક્ષમા કર ક્ષમા, રુદ્ર, જીવન-આધાર.

ને હું લહું
માર્જના
રૂપ ધરી આવે કંઈ પ્રચંડ ઝંઝાનાં,
વેગવંત ઝડે
બધાં એ રે ધૂળમહીં ખડે;
ચોરીનો પ્રકાંડ બોજ ખંડખંડ થઈ
વાવંટોળે પડે ક્યાંય જઈ.

હે રુદ્ર, હે મહામના,
તારી તે માર્જના
(લહું) ગર્જમાન વજ્રાગ્નિ શિખાએ,
સૂર્યાસ્તની પ્રલયરેખાએ,
રક્તને વર્ષણે,
અકસ્માત સઘાતના ઘર્ષણે ઘર્ષણે.

## સુશીલા ઝવેરી

### મુજને શોધું

મુજને હું શોધું છું.
વિશ્વ અરણ્ય વિરાટ એહની
ગલી ગલી ગોતું છું
મુજને હું શોધું છું.
અંધકારનું અપારદર્શીક
ભેદીને સ્તર...
વિંટાળયેલું દલદલ પર
જે ગાઢ આવરણ...
ક્યા વાદ્યથી વહેતા સ્વર
વેરાયા વિલીન થયા
એ વિરાટ નભમાં
અબોલ ઘૂમતાં મૌન –
શબ્દ અવકાશે
ફંફોસું છું —
મુજને હું શોધું છું.
સમસ્ત સૃષ્ટિ આવરંત
જે કાળમીંઢ એ–
અંધકારના તરંગ-લયમાં
સરિતાઓના વમળ-વલયમાં
રજનીએ આવી સરકેલું
સ્વપ્ન શોધવા, ધુમ્મસ–
ભરી સવારો ફંફોસું
છું, મુજને હું શોધું છું.
ડુંગરથી દદડેલો વાયુ
વનવનના વૃક્ષે અટવાયો
ત્યાંથી ધીમે બારી વાટે
વહી આવતા પવન તણાં
પગરવમાં...
ઓસબિંદુમાં સૂર્યબિંબથી
પ્રકાશ ફંફોસું છું
મુજને હું શોધું છું.

રુદ્ર પણ ક્ષમાશીલ છે. એ કેવી રીતે? સુંદર અને પ્રેમિકની રીત જેમ અદ્ભુત, રુદ્રની પણ તેવી જ વિચિત્ર.

મનુષ્ય જ્યારે અન્યને દુઃખ દેતો હોય છે ત્યારે પોકારી ઊઠીએ છીએ: હે રુદ્ર આવો, શિક્ષા કરો. પણ મનુષ્ય જ્યારે દુઃખ પામતો હોય છે ત્યારે પ્રાર્થી રહીએ છીએઃ સહાય કરો, ક્ષમા કરો. શક્તિદંભથી મત્ત નિષ્ઠુર બધી જાતિ પોતાનાં પાપથી જ ભાંગી પડે છે. પોતાની મહતી વિનષ્ટિની એમને ખબર પણ પડતી નથી. રુદ્રનો ન્યાય એમની પર તોળાય છે ભીષણ ઝંઝાને રૂપે. રુદ્રથઈ ને જ રુદ્ર ન્યાય કરે છે. લૂંટારુનો બહુયુગ સંચિત બધો માલ એના વિક્ષોભ-ઝંઝાવાતથી ધૂળ-ધૂવાં થઈ ઊડી જાય છે. ત્યારે એમની દુર્ગતિ જોઈ ને પણ યાચના કરીએ છીએ: ક્ષમા કરો પ્રભુ, ક્ષમા કરો.

વિશ્વમાં સર્વત્ર વ્યાપી રહ્યો છે એક છંદ. જ્યાં જ્યાં છંદોભંગ થાય છે ત્યાં, પ્રતીક્ષાના કંઈક સમય પછી, વૈષમ્ય જ્યારે અસહ્ય બની ઊઠે છે ત્યારે, રુદ્રનો આવિર્ભાવ થાય છે. પ્રથમ તો છંદ સ્વયં સુંદર પ્રેમિક બની અછંદને સંસ્કારવા પ્રવૃત્ત બને છે; ફૂલની ફોરમથી, સ્નેહપ્રીતિનાં વર્ષણથી. એથી પણ જ્યારે વિશ્વછંદનું વૈષમ્ય દૂર થતું નથી ત્યારે જ રુદ્રનો ભીષણ આવિષ્કાર શક્ય બને છે. છંદ પોતે જ રુદ્ર રૂપ ધારણ કરી સમષ્ટિના છંદ અને સૂરનો મેળ સાધી શાન્ત બને છે, નિવૃત્ત થાય છે.

આલોચનાઃ એવાં ઘણાં યે પાપ છે જે અત્યંત કષ્ટકર છે. એ બધાં પોતે જ પોતાની શિક્ષારૂપ બની રહે છે. આમ હોવાથી એને બાહ્ય દંડ દેવો જોઈએ એવું સમાજ વિચારતો નથી. લૂંટના, અન્યાયના, લામ્પટ્યના

દંડનું વિધાન સમાજ છે. કારણ એનાથી તો ક્ષણિક સુખની કામનાની સિદ્ધિ થાય છે. પરંતુ નીચતા અને પરશ્રીકાતરતા માટે સમાજમાં કોઈ દંડવિધાન નથી, કારણ એટલું જ કે એ પાપની ભીતર જ ઊંડે ઊંડે મનમાં ભીંસાઈ મરવાનો દંડ રહેલો છે. બહારની શિક્ષાનું ત્યાં કોઈ પ્રયોજન રહેતું નથી.

પરંતુ સુંદરના ક્ષેત્રની તો નિરાળી જ વાત છે. સુંદરને ખબર છે કે પોતે સંપૂર્ણ છે, અપરાજેય છે, શાશ્વત સત્ય છે. એથી પૂર્ણ શ્રદ્ધાપૂર્વક એ પ્રતીક્ષા કરતું રહે છે. ભગવાન સુંદર છે એથી જ એ પ્રતીક્ષા કરે છે. ભગવાનને જે અસહિષ્ણુ કહે છે એ એના સુંદર ધર્મને જાણતા નથી. □

## પ્રાણજીવન મહેતા

### અંધારે...

અંધારે ઓગળતી ગાડાવાટે
બળદો જાય તણાતા ડચકારે
આખોય દિવસ લણીલણીને
અજવાળાની ગઠરીઓ ઠાંસી ઠાંસી બાંધી,
આખોય દિવસ ચાસચાસની વચ્ચોવચ્ચ ઊભા રહીને
આ શેઢેથી તે શેઢા લગ ખેતર યે ફેલાયો,
આખોય દિવસ દૂંડે બાઝયા દાણા પેઠે
ખેતરને લીલમલીલી નજરે જોયુ...
અવ અંધારે ઓગળતી ગાડાવાટે
બળદો જાય તણાતા ડચકારે...
...ને હું ઘડીક સીમ બનીને
હું ઘડીક ખેતર થૈને
ઘડીક શેઢા પરનુ વૃક્ષ થૈને હું ઝૂલી ઊઠું...
...અંધારે ઓગળતી ગાડાવાટે
બળદો જાય તણાતા ડચકારે...
...ને હું પાસ આવતા ગામને જોઈ
પાણીની નીકે નીકે ખીલી નીકળતા
રૂના છોડ સમો તે મનમાં મલકી ઊઠું
કે હેતે લીંપ્યા ઘરમાં બળતી ધૂપસળીની
ગંધે ગંધે છલકી ઊઠું...
...અંધારે ઓગળતી ગાડાવાટે
બળદો જાય તણાતા ડચકારે

ને હું...

## ઘનશ્યામ ઠક્કર

### ગીત

કોક હોઠ હજી સજનીની કૂંપળ ફૂટી,
ને મારે હોઠે તો સાજનનાં વન લહેરાય.
એની ડાળ ડાળ કોયલના ટૂહોકારા થાય!
કાન ઢાંકું તો બમણા ને તમણા સુણાય!!
માંડ માંડ જોર કરી ભીડું કમાડ,
તમે છતમાંથી ચાંદરણે ઊતરો.
'ચીંચીં'થી બચવાને માળો તોડું તો
મારા આંગણામાં ઊગે ચબૂતરો!
હું તો ચાંચ આડો હાથ ધરી ચકલાંને રોકું
તો ચો-દિશથી ફૂલ-પાન દ્હોકતાં જણાય!
સ્હેજ તમે આભ બની ઝૂકો તો સીમ બની
લીલીછમ ગાળો હું ભાંડું.
સૂરજ–શાં સોનેરી પગલાં જોવાને તારાં,
અંધારે આંખ તોય માંડું!
હું તો વાદળાંની છત્રીને ઓઢી ફરું છું,
પછી કેમ કરી મારાથી કોરા રહેવાય?

## મનસુખ વાઘેલા

### શોધ

કેટલાય કાળથી
એની ઇચ્છાઓમાં
વારંવાર ફોરી જતું
ફૂલ
હું હજી સુધી
એને
આપી શક્યો નથી.
આ વાત
મારી શેરીનાં બધાં છોકરાં
જાણે છે,
એટલે
જ્યારે જ્યારે
એમનો દાંત પડી જાય છે
ત્યારે ત્યારે
મારા છાપરે નાખી જાય છે.
એ દાંત
પડતાં જ
મારામાં વસી રહેલા ભ્રમર
મને ડંખ મારી
ઉપવન ચાલી જવા કહે છે...
અને
એની આંખોમાંથી
એક ભ્રમર
બહાર આવી
મને પૂછે છે:
'મનુ ક્યાં છે?'
અને
હું
ફૂલની શોધમાં ઊપડી જાઉં છું...

# નવો સૈકો

લક્ષ્મી તણા અમર પદ્મની આસપાસ
ફૂટી ખીલી ખરી જતી કંઈ પાંખડીઓ;
વર્ષો તણાં શતક તેમ અનન્તતામાં
ફૂટી, ખીલી, ખરી જવા વહતાં હજારો.

ફૂટે, ખીલે, ખરી પડે કંઈ પાંખડીઓ,
ક્ષીરાબ્ધિનું કુસુમ એક જ લ્હેર ન્હાલે;
ત્યાં ભૃંગ જેય ચકચૂર સુધા મહીં તે
આ પાંખડી ફૂટી ખરી ન ગણે ન જાણે.

આત્મા અધિપતિ મધુપ અનન્તતાનો,
આત્મા અમીઝરણના રસનો વિહારી;
આત્મા ગણે નહિ જ તે યુગને ક્ષણોને.
ક્યાં દેશકાલ? સઘળે જ વસન્ત જામી.

ક્યાં શીતઉષ્ણ? સઘળે જ વસન્ત છાઈ.
ફેલે પરાગ સહુ એક જ ભૃંગ કાજે;
તેને કયું નવલ છે ફૂલ અર્પવાનું?
આશિષ આ ઊછળતી પણ કોણ માટે?

એ ભૃંગના જ સહુ વારસ છો અહીંયાં,
એ પદ્મની મધુરતા બધી વારસો છે;
ગુંજો ઊડો સુખથી સૌ જ પ્રવાસમાં આ,
યાત્રા પવિત્ર રમણીય સ્થલે સ્થલે છે.

વ્હાલાં: સખા, સખિ, સહોદર બાલ ભોળાં,
લક્ષ્મી તણા કુસુમના મધુનાં વિહારી!
ઇચ્છું કયું નવીન હું સુખ સૌ તમોને
આ બેસતું શતક વર્ષ તણું બતાવી?

જાણું નહીં અશુભ શું શુભ શું હશે તે,
જાણું નહીં અહિત શું હિત શું હશે વા
જાણું નહીં સુખ સુખે અથવા દુ:ખે તે,
શું ઇચ્છવું: નહિ જ એ પણ જાણતો વા.

જાણું પરન્તુ રસનાં સહુ છો વિહારી,
જાણું વળી કુસુમ એક જ છે રસાળું;
છો જે તમે કુસુમનાં કુસુમે રહો એ:
એ ભાગ્ય, એ જ હિત, એ શુભ ઇચ્છવાનું.

સેવા ધરું નવીન શી ચરણારવિન્દે?
ગૂંથી કયાં કુસુમનો લઈ હાર આપું?
લક્ષ્મી તણા સુમન પાસ ફૂલો લજાતાં,
સ્વામી ધરે સહુ જ ત્યાં કંઈ ભેટ લાવું?

લાવી ધરું હૃદય તો પણ આ તમોને,
લાવી ધરું હૃદય તે નિજ સાથ લેજો;
પીજો પિવાડી મધુ અમૃત પુષ્પનું સૌ,
બીજું ધરે પ્રભુજી તે લઈ મગ્ન રહેજો!

'કલાપી'

અન્યત્ર હસ્તાક્ષરમાં આપેલું કાવ્ય



હા (કચ્છ)વાળાં કલાપીનાં રાણી 'રમા' અને (નીચે) એ રાણી સાથે આવેલી સેવિકા મોંઘી–કલાપીની હૃદયરાજ્ઞી 'શોભના'.





સ્વ. ભાનુભાઈ (લક્ષ્મીનારાયણ) ર. વ્યાસ

## 'સ્વપ્નસ્થ'

ઊંચી પડછંદ કાયા,–સૌરાષ્ટ્રની મુદ્રાને ઉપસાવતી; ને એમાંથી દૂરના દૃશ્યનું,–સમયની પારના દૃશ્યનું ફોકસ કરતી ટેલિસ્કોપિક દૃષ્ટિ...સ્વપ્નસ્થને પ્રથમ જોયા ત્યારે મન પર આવી છાપ પડી હતી. ચાળીસીના પ્રજાકીય ઉત્થાનના દિવસોમાં 'ઘટમાં ઘોડાં થનગને'નું દૃષ્ટાંત એ પૂરું પાડતા હતા. 'રાવણહથ્થો'નું પ્રકાશન એ સમયમાં થયું હતું. મંચ ઉપરથી એમને એમનાં કાવ્યોનું પઠન કરતાં જેમણે જોયા હશે એમને આ કવિના ઓજસની પ્રતીતિ થઈ જ હશે.

સ્વાતંત્ર્યોત્તર વર્ષોમાં એમણે સામ્યવાદના પ્રચારનું કામ હાથ ધર્યું ને નિષ્ઠાપૂર્વક એ જ કાર્ય જીવનના અંત સુધી ચાલુ રાખ્યું. પણ કવિ 'કાન્ત' ધર્માન્તરને કારણે જેમ સ્વજનોથી દૂર થયા તો એમના જ જમાતા શ્રી સ્વપ્નસ્થ રાજકારણી કારણે મિત્રોથી અલગ પડી ગયા હતા. સ્વીકૃત કર્તવ્ય છોડાતું ન હતું; ને ઋજુ હૃદયથી સ્વજનોનું દૂરત્વ સહાતું ન હતું. ભીતરના આ સંઘર્ષને, અંતરની આ વેદનાને એમણે જીરવી જાણી એનો હું સાક્ષી છું. છેલ્લે છેલ્લે તો રચાતાં કાવ્યો ક્યારેક મારી પાસે વાંચવા લઈ આવન
વેદનાનો અણસાર નહિ; ઉલ્લાસનું જ
સર્જનવ્યાપાર મને એક લીલામય લાગત
ને એમણે એમની લીલા સંકેલી લીધી

એક કૃતિ આ અંકમાં (પ.

# 'કલાપી'

આજથી લગભગ પંચોતેર વર્ષ પૂર્વે પોતાની કાવ્યકેકાથી યુવાન હૈયાંને હેલે ચડાવનાર કવિ 'કલાપી'નો જન્મ સૌરાષ્ટ્રના નાનકડા સંસ્થાન લાઠીમાં ઈ. ૧૮૭૪ના જાન્યુઆરીની છવ્વીસમીએ થયેલો. આ રાજકુમાર સુરસિંહના પિતા તખ્તસિંહ પુત્રને પાંચ વર્ષનો મૂકીને મૃત્યુ પામ્યા. જાજ્વલ્યમાન માતા રામબાની વાત્સલ્ય-વર્ષામાં સુરસિંહજી ઊછરવા લાગ્યા. આઠ વર્ષની ઉંમરે ઈ. ૧૮૮૨ના જૂન માસમાં રાજકોટની રાજકુમાર કૉલેજમાં અભ્યાસ માટે દાખલ થયા. માતાના વિરહે આ કુમારના સંવેદનતંત્રને તીવ્ર બનાવવા માંડયું. ચૌદ વર્ષની ઉંમરે માતાનું મૃત્યુ થતાં એ તીવ્રતર બન્યું. રાજ્યના બાહોશ મૅનેજર આશારામભાઈને આ કુમારનું પાલન સોંપાયું. જીવન-મૃત્યુના પ્રશ્નો એના કુમારમાનસને ઘેરી વળવા લાગ્યા. પરિણામે નિર્વેદ જન્મ્યો. પ્રકૃતિએ એમને વધુ ને વધુ આકર્ષ્યા. પણ ત્યાં જ એ વિરતિ ઓસરી ગઈ! ૧૮૮૯ના ડિસેમ્બરની પહેલી તારીખે રાજબા અને આનંદીબા એમ બે રાજકુમારી સાથે એમનું લગ્ન થયું. રાજબા એમના કરતાં આઠ વર્ષે અને આનંદીબા બે વર્ષે મોટાં. હવે રતિએ એમના ચિત્તનો કબજો લીધો. રાજબાના પ્રેમમાં એ પાગલ બન્યા. રાજકોટમાં અભ્યાસકાળ દરમિયાન રાજબાના વિરહની પ્રત્યેક પળ એમને યુગ જેવડી થઈ પડી. પોતાના હૈયાનો આ તરફડાટ રમા પરના પત્રોમાં ઠલવાવા લાગ્યો. આમ સુરસિંહનો હવે 'કલાપી' તરીકે કવિજન્મ થયો. રાજકોટના લીમડીના ઉતારામાં આ રાજવી વિદ્યાર્થીએ સાદગીભર્યો ગૃહસંસાર શરૂ કર્યો.

આ વિદ્યાર્થીકાળમાં એમના પર અસર મૂકી જનાર બે જણ: જાની માસ્તર અને જોશી માસ્તર. બન્ને શિક્ષકોએ એમના સાહિત્ય-સંસ્કાર પોષ્યા. સંસ્કૃત-અંગ્રેજી કાવ્યસાહિત્યનો પરિચય કરાવ્યો. કાલિદાસ, બાણ, પ્રેમાનંદ, દલપત-નર્મદ, ગોવર્ધનરામ, મણિલાલ, દાન્તે, મિલ્ટન, શેક્સપિયર, વર્ડ્ઝવર્થ, શેલી, કીટ્સ, બાયરન, મૅથ્યુ આર્નોલ્ડ, ટેનિસન, મૂર, ગોલ્ડસ્મિથ વગેરેએ એમનાં રસરુચિ અને કાવ્યવિભાવનાને ઘડવામાં મહત્ત્વનો ફાળો આપ્યો. વર્ડ્ઝવર્થ-શેલીની અસર તળે એ પ્રકૃતિપૂજક બન્યા તો મણિલાલની અસર તળે અભેદમાર્ગી. મણિલાલ અને ગોવર્ધનરામને તો એમણે લગભગ ગુરુપદે જ સ્થાપેલા. વ્યવહારવિટંબણાઓ વખતે એ આ ગુરુઓ તરફ જ મીટ માંડતા. જ્યારે 'કાન્ત' તો મિત્ર. એમણે એમની કવિતાને પાળી-પોષી-પરિમાર્જિત કરી. ઈ. ૧૮૯૦થી એમનું કાવ્યલેખન આરંભાયું. ૧૮૯૧ના ઑક્ટોબરથી ૧૮૯૨ના એપ્રિલ સુધી એમણે કાશ્મીરનો પ્રવાસ ખેડયો. આ પ્રવાસ દરમિયાન પ્રાણપ્રિય પત્ની રમા (રાજબા)નો અસહ્ય વિરહ અને પ્રકૃતિના પ્રત્યક્ષ દર્શનાનંદે સુરસિંહમાં રહેલા કવિને ઢંઢોળાવ્યો. ત્રણ-ચાર વર્ષ સુધી જે જે ઊર્મિઓ આવી તેને એમણે કાવ્યમાં ઉતાર્યા કરી. આમ ૧૮૯૦ થી '૯૪ સુધી સુરસિંહનો 'કલાપી' તરીકે ઘડતરકાળ. 'ફકીરી હાલ' ૧૮૯૨માં 'સુદર્શન'માં પ્રગટ થયેલું એમનું પ્રથમ કાવ્ય.

હવે કલાપીના જીવનમાં સીમાસ્તંભ જેવો એક પ્રસંગ બન્યો. રાણી રાજબા સાથે આવેલી લાવણ્યમયી ખવાસણ મોંઘી પ્રત્યેનો એમનો વાત્સલ્યભાવ પ્રણયમાં પરિણમ્યો. રાગ અને ત્યાગ વચ્ચે કવિચિત્ત ઝોલે ચડયું. સંઘર્ષ વધતો ચાલ્યો. ૧૮૯૫માં તો લાઠીની રાજધુરા એમને સોંપાઈ. મોંઘી (શોભના) તરફથી ચિત્ત પાછું વાળી લેવા રમાના સહકારથી એ જ વર્ષે એનો વિવાહ તેની જાતિના એક અડબંગ ખવાસ ગાભા દુન્ન સાથે કરી નાખ્યો. પણ એમના હૃદયમાંથી મોંઘી ના ખસી. ઈ. ૧૮૯૬માં તો એમણે શોભના સાથેના લગ્નની માગણી રમા પાસે મૂકી. ખળભળાટ મચી ગયો. ૧૮૯૭માં કલાપી મહાબળેશ્વર હતાં ત્યારે રમાએ શોભનાનું લગ્ન કરી નાખ્યું. આથી કલાપીની વેદના વધી પડી. શોભના વગરનું જીવન એમને નાચીઝ—અસુંદર લાગ્યું. આખરે ૧૮૯૮ના સપ્ટેમ્બરની ૭મી તારીખે શોભના સાથે એમણે વિધિસરનું લગ્ન કર્યું. રાજખટપટો વધવા લાગી. 'રાજ્યદ્વારોના ખૂની ભભકા'થી એ વાજ આવી ગયા. પ્રિયાપ્રેમ હવે પ્રભુપ્રેમમાં પલટાવા લાગ્યો. ૧૯૦૦ના માર્ચમાં તો આ નિર્વેદથી પ્રેરાઈ એમણે ગાદી-ત્યાગનો નિશ્ચય કર્યો, પણ એ

પહેલાં તો પ્રાણત્યાગની વસમી વેળા આવી ઊભી. પોતાના એક આગવા કવિતાચાહક વિશાળવર્ગને વિષાદમાં છોડી 'કલાપી' ઈ. ૧૯૦૦ના જૂનની નવમી તારીખે સદાને માટે ઊડી ગયો.

૨૬ વર્ષના ટૂંકા આયુષ્યમાં એક દસકાનું એમનું કાવ્યસર્જન દાદ માગી લે તેવું છે. ચિત્તક્ષોભના આવેગમાં સર્જાયેલ કાવ્યકૃતિઓમાં કલાતત્ત્વની ઊણપ છે, પરંતુ ઊર્મિની સચ્ચાઈ ભારોભાર છે. કવિચિત્તના એ નિખાલસ ઉદ્ગારો જ ભાવકોના ચિત્તને અદ્યાપિ પર્યંત જકડી રહ્યા છે. મણિલાલ, કાન્ત, બ. ક. ઠા. પરના પત્રોમાં એમની નિષ્ઠાવાન કાવ્યસાધના પ્રતીત થાય છે. ઉત્તરોત્તર ઊંચા આદર્શોને આંબવા એમની કવિતા મથી રહી છે. એમના ભાવાનુવાદોમાં મૌલિક સર્જકપ્રતિભાના દર્શન થયા વગર રહેતા નથી. એમની ચિત્રશક્તિ અનવદ્ય છે. સુરેખ, ચારુ, સચોટ શબ્દચિત્રો એમની કલમે અનલ્પ સંખ્યામાં આપ્યાં છે. એમની નિરૂપણરીતિ અને વર્ણનછટા પણ આકર્ષક છે. છંદ પર પણ એમનો સારો હાથ છે. એમની ચિંતનશીલતાએ એમની પાસે અનેક સૂત્રાત્મક કવિત્વમય પંક્તિઓ સર્જાવી છે. પ્રકૃતિપૂજાના એ રહસ્યમય ગાયક છે. પ્રભુ, પ્રકૃતિ અને પ્રિયા એમનાં કાવ્યના મુખ્ય વિષયો. ઇશ્કે મિજાજી તરફથી ઇશ્કે હકીકી તરફ ઢળતા એમના હૈયાનો ઝોક એમની કાવ્યયાત્રામાં અછતો રહેતો નથી. બાલાશંકર મણિલાલ પાસેથી ગઝલની, તો કાન્ત પાસેથી એમણે ખંડકાવ્યની દીક્ષા મેળવી છે. એમના હૃદયમંથનના સીધા ઉદ્ગાર સમી એમની ગઝલોએ અનેકને મોહિની લગાડેલી છે. એમનાં ઊર્મિકાવ્યો તો કલાપીનું ઉત્તમ પ્રદાન છે. આ ઉપરાંત 'હમીરજી ગોહેલ'ના ચાર ખંડ આપી એમણે સુદીર્ઘ કથાકાવ્ય લખવાનો પણ પ્રયાસ કર્યો છે. 'મેનાવતી અને ગોપીચંદ', 'ભર્તૃહરિ અને વિક્રમ', 'જાલંધર અને ગોપીચંદ' તેમજ 'જેસલ અને તોરલ' એમની આંતરિક સંઘર્ષાત્મક સ્થિતિનો જ પડઘો પાડતા સંવાદો છે. સ્વીડનબોર્ગની અસર નીચે એમણે 'માલા અને મુદ્રિકા' તેમજ 'નારીહૃદય' જેવી નવલકથાઓ પણ ભાષાનુવાદ રૂપે આપેલી છે. 'કાશ્મીરનો પ્રવાસ' આપણા અલ્પધન પ્રવાસસાહિત્યનું પ્રથમ નોંધપાત્ર પુસ્તક છે. 'કલાપીની પત્રધારા' અને 'કલાપીના ૧૪૪ પત્રો'માં પ્રકટ થયેલા એમના પત્રો પણ એ પ્રકારના સાહિત્યમાં ગણનાપાત્ર સ્થાન ધરાવે છે. પણ એમના સર્જનનો શિરમોર તો છે એમનો મરણોત્તર કાવ્યસંગ્રહ 'કેકારવ'. ભલે 'કલાપી' નથી પણ એમનો આ 'કેકારવ' વર્ષો સુધી ભાવકના આંતરકર્ણને સંદીપ્ત કર્યા કરશે.

—ધીરુ પરીખ



લાઠી મુકામે કલાપીની સ્મારક દેરી

દુનિયામાં જીવવું અને પ્રાપ્ત કર્મો કરવાં તે ભાવનામય હ્રદયે થાય તેમાં જ સાચું જીવન છે અને કર્તવ્યપાલનની શાંતિ છે; તથા હ્રદયની આવી ભાવનામયતા ખિલવવા, પોષવા અને ટકાવવા માટે કવિતા અને કલાનાં સાધન નિર્મલ, આકર્ષક, આનંદ જેનો સ્થાયી ભાવ છે એવાં, અને ફલપ્રાપ્તિ સદ્ય આપે એવાં છે.

—બ. ક. ઠાકોર

**Contributed by**

**Messrs. Calico Dyeing & Printing Mills Pr. Ltd.**

**41 E Ambedkar Road, Industrial Estate, Lalbag, Bombay-12**

પહેલા તો પ્રાણ પાગની વસમી વેદના આવી તેની પોતાના એક આગવા કવિતાચાહક વિશાળવર્ગને વિષાદમા છોડી 'કલાપી' ઈ. ૧૯૦૦ના જૂનની નવમી તારીખે સદાને માટે ઊડી ગયો

૨૬ વર્ષના ટૂંકા આયુષ્યમા એક દસકાનુ એમનુ કાવ્ય સર્જન દાદ માગી લે તેવુ છે ચિત્તક્ષોભના આવેગમા સર્જા



લાઠી મુકામે કલાપીની સ્મારક દેરી

યેલ કાવ્યકૃતિઓમા કલાતત્ત્વની ઊણપ છે પણ ઊર્મિની સચ્ચાઈભારોભાર છે કવિચિત્તના એ નિખાલસ ઉદ્‌ગારો જ ભાવકોના ચિત્તને અદ્યાપિ પર્યંત જકડી રહ્યા છે મણિલાલ, કાન્ત બ.ક.ઠા પરના પત્રોમા એમની નિષ્ઠાવાન કાવ્યસાધના પ્રતીત થાય છે ઉત્તરોત્તર ઊંચા આરોહણ આંબતા એમની કવિતા મથી રહી છે એમના ભાવાનુવાદોમા મૌલિક સર્જક પ્રતિભાના દર્શન થયા વગર રહેતા નથી એમની ચિત્રશક્તિ અનવદ્ય છે સુરેખ ચારુ, સચોટ શબ્દચિત્રો એમની કલમે અનલ્પ સખ્યામા આપ્યા છે એમની નિરૂપણ રીતિ અને વર્ણનછટા પણ આકર્ષક છે છંદ પર પણ એમનો સારો કાબૂ છે એમની ચિંતનશીલતાએ એમની પાસે અનેક સૂત્રાત્મક કવિત્વમય પંક્તિઓ સર્જાવી છે પ્રકૃતિપૂજના એ રહસ્યમય ગાયક છે પ્રભુ, પ્રકૃતિ અને પ્રિયા એમના મધ્ય ના મુખ્ય વિષયો ઇશ્કે મિજાજી તરફથી ઇશ્કે હકીકી તરફ ઢળતા એમના હૈયાનો ઝોક એમની કાવ્યયાત્રામા અછતો રહેતો નથી બાલાશંકર મણિલાલ પાસેથી ગઝલની તો કાન્ત પાસેથી એમણે ખંડકાવ્યની દીક્ષા મેળવી છે એમના હૃદય સરસના સીધા ઉદ્‌ગાર સમી એમની ગઝલોએ અનેકોને મોહિની લગાડેલી છે એમના ઊર્મિકાવ્યો તો કલાપીનુ ઉત્તમ પ્રદાન છે આ ઉપરાંત 'હમીરજી ગોહેલ'ના ચાર ખંડ આપી એમણે સુદીર્ઘ કથાકાવ્ય લખવાના પણ પ્રયાસ કર્યો છે મેનાવતી અને ગોપીચંદ, ભર્તૃહરિ અને વિક્રમ', 'જાલંધર અને ગોપીચંદ' તેમજ 'જેસલ અને તોરલ' એમની આંતરિક સંઘર્ષાત્મક સ્થિતિનો જ પડઘો પાડતા સંવાદો છે સ્વીડનબોર્ગની અસર નીચે એમણે માલા અને મુદ્રિકા તેમજ 'નારીહૃદય' જેવી નવલકથાઓ પણ ભાવાનુવાદ રૂપે આપેલી છે 'કાશ્મીરનો પ્રવાસ' આપણા અલ્પધન પ્રવાસ-સાહિત્યનુ પ્રથમ નોંધપાત્ર પુસ્તક છે 'કલાપીની પત્રધારા' અને 'કલાપીના ૧૪૪ પત્રો'મા પ્રકટ થયેલા એમના પત્રો પણ એ પ્રકારના સાહિત્યમા ગણનાપાત્ર સ્થાન ધરાવે છે પણ એમના સર્જનનો શિરમોર તો છે એમનો મરણોત્તર કાવ્યસમગ્ર 'કેકારવ' ભલે 'કલાપી' નથી પણ એમનો આ 'કેકારવ' વર્ષો સુધી ભાવકના આતરકર્ણને સતૃપ્ત કર્યા કરશે

— ધીરુ પરીખ

દુનિયામાં જીવવું અને પ્રાપ્ત કર્મો કરવાં તે ભાવનામય હૃદયે થાય તેમાં જ સાચું જીવન છે અને કર્તવ્યપાલનની શાંતિ છે; તથા હૃદયની આવી ભાવનામયતા ખિલવવા, પોષવા અને ટકાવવા માટે કવિતા અને કલાનાં સાધન નિર્મલ, આકર્ષક, આનંદ જેનો સ્થાયી ભાવ છે એવાં, અને ફલપ્રાપ્તિ સદ્ય આપે એવાં છે.

—બ. ક. ઠાકોર

Contributed by
Messrs. Calico Dyeing & Printing Mills Pr. Ltd.
41 E Ambedkar Road, Industrial Estate, Lalbag, Bombay-12

# કુટુંબ



સ્વસ્થ અને સુખમય જીવન માટે

# નિયોજન

વધુ વિગત માટે નજીકના પરિવાર કલ્યાણ કેન્દ્રનો સંપર્ક સાધો

# કવિલોક

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર · શરદ ૨૦૨૬ · સપ્ટેમ્બર–ઑક્ટોબર ૧૯૭૦ · સળંગ અંક ૭



# કવિલોક

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર • શરદ વિક્રમ સંવત ૨૦૨૬ • પરંપરિત અંક ૭૭ • દ્વિજ અંક ૫

સપ્ટેમ્બર-ઑક્ટોબર ઈ. ૧૯૭૦




કાવ્ય

| | | |
|---|---|---|
| રાજેન્દ્ર શાહ | ૯૮ | નિાદ્રત નયને |
| હીરા રા. પાઠક | ૧૦૩ | પરલોકે પત્ર-૪ |
| સુભાષ મુખોપાધ્યાય | ૧૦૬ | ફુલ ફુટુક ના ફુટક |
| અનુ. જયન્ત પારેખ | ૧૦૭ | ફૂલ ફૂટો કે ન ફૂટો |
| વીરુ પુરોહિત | ૧૦૮ | શિશુમૃત્યુ |
| ચન્દ્રકાન્ત દત્તાણી | ૧૧૦ | પાંદડું લીલાશ |
| ચીનુ મોદી | ૧૧૧ | ગઝલ |
| મુકુન્દરાય વિ. પારાશર્ય | ૧૧૧ | ભજન |

ગદ્ય

| | | |
|---|---|---|
| અણુ સબંદ ઐયણ | ૯૭ | કવિતાની રસાનુભૂતિ |
| ચંદ્રકાન્ત શેઠ | ૯૮ | કાવ્યમાં ઔચિત્ય |
| શંખ ઘોષ | ૧૦૬ | ફુલ ફુટુક ના ફુટુક |
| ધીરુ પરીખ | 'પૂર્તિ' | નાનાલાલ |


## ચિત્રસૂચિ

પૂઠા પર: શારદસરોવર; પરિમલ ('નાનાલાલ'ના હસ્તાક્ષરમાં કાવ્ય) નાનાલાલ દ. કવિ (રંગીન તસ્વીર: રવિશંકર રાવળ); કવિ નાનાલાલ; કારકિર્દીના મધ્યાહ્નને; કવિ નાનાલાલ (ઈ. ૧૮૯૫, ૧૮૯૯, ૧૯૦૪માં); કવિ નાનાલાલ (ઈ. ૧૯૨૧માં); કુલયોગિની માણેકબા સાથે કવિ નાનાલાલ.

❏ 'કવિલોક' દ્વૈમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે—ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર ને ડિસેમ્બર માસના અંતમાં પ્રકટ થાય છે. ❏ વાર્ષિક દેશમાં રૂ. ૬, પરદેશમાં રૂ. ૧૦ યા શિ. ૧૦, અમેરિકામાં રૂ. ૧૫ યા ડૉ. ૨; વિદ્યાર્થીઓ માટે અર્ધવાર્ષિક લવાજમની સગવડ રૂ. ૩; છૂટક નકલનો રૂ. ૧. ❏ લેખકોને કૃતિ વિષેનો નિર્ણય જાણવા અથવા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા પોતાનું સરનામું કરેલું તથા પૂરું પોસ્ટેજ ચોડેલું કાર્ડ કે કવર મોકલવા વિનતિ છે. ❏ કૃતિઓ તથા લવાજમ મોકલવાનાં સ્થળ: 'કવિલોક' C/o લિપિની પ્રિન્ટરી, ૩૮૦ ગિરગામ રોડ, ઠાકુરદ્વાર, મુંબાઇ-૨; યા કુમાર કાર્યાલય લિમિ. દ્વારા, ૧૪૫૪ રાયપુર અમદાવાદ ૧

તંત્રીઓ: રાજેન્દ્ર શાહ અને બચુભાઈ રાવત

સહયોગ: જયંત પારેખ

લવાજમ ભરવાનાં અન્ય સ્થળ:

ત્રિપાઠી પ્રા. લિ., પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઈ-૨

વીનસ સબ્સ્ક્રિપ્શન એજન્સી

શામસદન, ૧લે માળ, ભાસ્કરભાઉ લેન, ગામદેવી, મુંબાઈ ૭

એલ. કે. મેઘાણી • ૧૪ અમરતલા સ્ટ્રીટ કલકત્તા ૧

મુદ્રક અને પ્રકાશક: બચુભાઈ રાવત, કુમાર પ્રિન્ટરી, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

પ્રકાશન તા. ૨૩-૧-૭૧

# મહાકવિ નાનાલાલ સ્મારક ટ્રસ્ટ

મહાકવિ નાનાલાલ સ્મારક ટ્રસ્ટ જાહેર ટ્રસ્ટ છે. તેને અપાતાં દાન ઇન્કમ ટૅક્સથી મુક્ત છે. ટ્રસ્ટના ઉદ્દેશોમાં મહાકવિશ્રીના સ્મારક તથા સાહિત્યપ્રચાર અંગેની તેમજ શિક્ષણ અને સાહિત્યના સર્વાંગી વિકાસ તથા પ્રચાર અંગેની પ્રવૃત્તિઓ મુખ્ય છે. ટ્રસ્ટીઓમાં સર્વશ્રી પ્રભુદાસ બાલુભાઈ પટવારી, ચન્દ્રકાન્ત મોતીલાલ જગાભાઇવાળા, ગીરધરલાલ દામોદરદાસ, અનંતરાય મ. રાવળ અને બચુભાઈ રાવત છે.

ટ્રસ્ટ તરફથી દર વર્ષે કવિશ્રીની જયંતી ઊજવાય છે. જયંતી-વ્યાખ્યાનોમાં શ્રી વિજયરાય વૈદ્યનું 'ન્હાનાલાલ કવિની જીવનદૃષ્ટિ: ધર્મ સાહિત્ય આદિ વિષેની' (રૂ. ૨), શ્રી ચન્દ્રવદન મહેતાનું 'કવિશ્રી ન્હાનાલાલનાં નાટકો અને શાહાનશાહ અકબરની રંગભૂમિ ઉપર રજૂઆત' (રૂ. ૧-૫૦), કાકાસાહેબ કાલેલકરનું 'નારીગૌરવનો કવિ' (રૂ. ૧), શ્રી રસિકલાલ છોટાલાલ પરીખનું 'કવિશ્રીની પ્રતિભા અને કુરુક્ષેત્રનું મહાકાવ્ય' (રૂ. ૧), પ્રા. ફિરોઝ કાવસજી દાવરનું 'શિષ્ટ સાહિત્યની મારી ભાવના' (રૂ. ૧) અને ડૉ. હરિવલ્લભ ભાયાણીનું 'કાવ્યમાં છંદ અને ભાષા' (રૂ. ૧) પ્રકટ થયાં છે; અને શ્રી અનંતરાય રાવળનું 'ન્હાનાલાલ કવિનાં સાહિત્ય અને જીવન', શ્રી સ્નેહરશ્મિનું 'ન્હાનાલાલ: પ્રકાશનો કવિ' અને પ્રો. જ્યોતીન્દ્ર દવેનું 'ન્હાનાલાલનાં નાટકો' હવે પ્રકટ થશે. આ ઉપરાંત કવિ નાનાલાલ કૃત 'પાર્થને કહો ચ્હડાવે બાણ' (રૂ. ૦-૨૫), શ્રી મેઘાણી કૃત 'કસુંબીનો રંગ' (રૂ. ૦-૫૦) તથા 'નરવીર લાલાજી' (રૂ. ૦-૬૦), કવિ નર્મદ કૃત 'શંખનાદ' (રૂ. ૦-૨૫) અને શ્રી ખબરદાર કૃત 'રણહાક' (રૂ. ૦-૨૫) એ 'શૌર્યકાવ્ય-સંગ્રહો' તેમજ પ્રો. બાલચન્દ્ર પરીખ કૃત 'રસદ્રષ્ટા કવિવર' (રૂ. ૩), શ્રી શિવશંકર શુક્લ સંપાદિત 'હરિસંહિતાનાં પદ્મ-પોયણાં' (રૂ. ૨-૫૦) અને 'હરિસંહિતાનાં ઉપનિષદો' (રૂ. ૨-૫૦) પ્રકટ થયાં છે. પ્રજામાં આ વ્યાખ્યાનો અને પ્રકાશનો સારો સત્કાર પામ્યાં છે.

ગુજરાતી ભાષાના ચાહકોએ ટ્રસ્ટના કાર્ય પ્રત્યે ખૂબ લાગણી દર્શાવી છે. સ્વ. પંડિત જવાહરલાલ નેહરુએ ટ્રસ્ટની વિનંતીથી ખાસ અમદાવાદ આવીને જેનું ઉદ્‌ઘાટન કરેલું તે કવિશ્રીના વિરાટ કાવ્ય 'હરિસંહિતા' (ભાગ ૧ રૂ. ૧૦, ભાગ ૨ રૂ. ૧૦, ભાગ ૩ રૂ. ૧૦)ને પ્રજાએ જે ભાવભીનો આવકાર આપ્યો છે તે દેશ-સાહિત્યના ને વિશેષત: કાવ્યગ્રંથોના ઇતિહાસમાં સ્મરણીય રહી જશે.

સૌ ગુજરાતી ભાષા બોલનારને વિનતિ છે કે 'એક પણ ગુજરાતીનું ઘર એવું ન હોવું જોઈએ કે જેમાં મહાકવિશ્રી નાનાલાલનું ઓછામાં ઓછું એક પુસ્તક ન હોય.'

પ્રાપ્તિસ્થાન

**ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય • ગાંધીમાર્ગ • અમદાવાદ-૧**

**કુમાર કાર્યાલય લિમિ. ૧૪૫૪ રાયપુર • અમદાવાદ-૧**

શરદ • વિ. સં. ૨૦૨૬ કવિલોક સપ્ટે.-ઑક્ટો. ૧૯૭૦

॥ ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविराविर्म एधि ॥

## કવિતાની રસાનુભૂતિ

**કવિતાને** પણ શું વસ્તુહીન ચિત્રકળાના વર્ગમાં નાખી શકાય? કવિતા ભાષાના બીબામાં ઢાળેલી કલાકૃતિ છે, એટલે કે એ એવા ઉપાદાનમાંથી બનાવેલી છે જે અવશ્યપણે અને અનિવાર્યરીતે એક માધ્યમ અથવા પ્રતીક છે, એથી કવિતા પ્રતીકધર્મનો ત્યાગ કરી શકતી નથી. કરે તો કવિતા કવિતા જ ન રહે.......વાક્યની સાથે વાચ્યાર્થ (બોધ-ગમ્ય અર્થ)નો સંયોગ એવો તો અવિચ્છેદ્ય છે અને શ્રોતા તથા વાચકમાત્ર એથી એટલા બધા ટેવાઈ ગયેલા છે, કે વિશુદ્ધ કવિતાને નામે વાચ્યાર્થ સાથે ચેડાં કાઢવા જતાં વાચકને સમજાય એવું કશું રહેતું નથી, અને તે દિશાશૂન્ય બની જાય છે. કોઈક સંતોષજનક, સાર્વજનીન ન હોય તો યે બહુજનીન, અર્થ (તદ્દન વ્યક્તિસાપેક્ષ અર્થ એ અર્થ જ નથી, કારણ, પાઠકવિશેષ એ સમજ્યો છે કે તેણે એ ઉપજાવી કાઢયો છે, એ જાણવાનો કોઈ ઉપાય નથી) મળે નહિ ત્યાં સુધી તેને શાન્તિ વળતી નથી; અને મનની એ ઉદ્ભ્રાંત સ્થિતિમાં કોઈ પણ પ્રકારની રસાનુભૂતિ જ તેના ચિત્તમાં આકાર પામી શકતી નથી. જયાં સુધી ચિત્ત એક અર્થથી બીજા અર્થની પાછળ દોડયા કરતું હોય છે ત્યાં સુધી અનુભૂતિની હેરાનગતિ પણ ચાલુ જ રહે છે. કવિતા જેટલે અંશે નિશુદ્ધ હોય, નિર્વસ્તુક હોય, અર્થભાર-અસહિષ્ણુ હોય, તેટલે અંશે તે આપણને કાવ્ય-રસથી વંચિત રાખે છે. અવનવીનતાનો કેફ બેશક એ ચડાવે છે. જેમનો ઝોક રસા-સ્વાદ કરતાં એ કેફ તરફ જ વધારે હોય, તેમની વાત જુદી.

અબૂ સઈદ ઐયૂબ

(અનુવાદ: નગીનદાસ પારેખ)

# કાવ્યમાં ઔચિત્ય

ચંદ્રકાન્ત શેઠ

ક્ષેમેન્દ્રે નીચેના શ્લોકમાં ઔચિત્યની વ્યાખ્યા આપી છે:

उचितं प्राहुराचार्याः सदृशं किल यस्य तत्।
उचितस्य च यो भावस्तदौचित्यं प्रचक्षते॥

અર્થાત્, 'જેને જે અનુરૂપ હોય તેને આચાર્યો ઉચિત કહે છે અને ઉચિતનો જે ભાવ તે ઔચિત્ય કહેવાય છે.' આ વ્યાખ્યા પરથી આટલી વસ્તુઓ સ્પષ્ટ થાય છે:

(૧) ક્ષેમેન્દ્ર પહેલાં ઔચિત્યનો વિચાર કેટલાક કાવ્યાચાર્યોએ કર્યો છે. (૨) ક્ષેમેન્દ્ર એ આચાર્યોના ઔચિત્યના ખ્યાલ(idea)ને સ્વીકારીને ચાલે છે. (૩) ઔચિત્ય એટલે એકની બીજાના સંદર્ભમાં અનુરૂપતા. આ વ્યાખ્યા, ડૉ. ભાયાણી કહે છે તેમ, 'સર્વાશ્લેષી વ્યાખ્યા' છે. આ વ્યાખ્યા સ્પષ્ટ કરે છે. ઔચિત્યનો ખ્યાલ સાપેક્ષ છે.

કોઈ એક વ્યક્તિને અમુક વસ્તુ ઉચિત લાગતી હોય છે ત્યારે તત્કાલીન સમગ્રના સંદર્ભમાં એને એમ લાગતું હોય છે. ઔચિત્યનો પ્રશ્ન ડગલે ને પગલે જેમ કલાના તેમ જીવનનાં અન્ય ક્ષેત્રોમાં ઉપસ્થિત થતો હોય છે. 'જીવનના દરેકે દરેક ક્ષેત્ર સાથે અવિશિષ્ટપણે એ (ઔચિત્ય) સંકળાયેલું છે.' પણ આ કારણે 'ઔચિત્યનું કલા કે સાહિત્યના ક્ષેત્ર પરત્વે કોઈ વૈશિષ્ટ્ય નથી' એમ પ્રતિપાદિત થઈ શકે ખરું? કલાગત–સાહિત્યગત ઔચિત્ય કલા-સાહિત્યના સંદર્ભને કારણે વિશિષ્ટ નથી? જે તે ક્ષેત્રનું ઔચિત્ય જે તે ક્ષેત્રના સંદર્ભમાં વિશિષ્ટ માનવું જોઈએ. આ જ ઔચિત્યના સ્વરૂપની વિશિષ્ટતા છે એમ માનવામાં શો

# રાજેન્દ્ર શાહ

## નિદ્રિત નયને

§ ૭

તારું હું નિહાળું કાયાહીન માત્ર ઉજ્જ્વલ વદન:
અમીટ એક ને અન્ય મુદિત નયન.

દૃષ્ટિ તવ–
પ્રથમ પ્રહરની સુષમા
મર્મસ્પર્શી
મને
કોઈ રે સ્રોતનો વીજવેગ
રોમહર્ષ...
સીમ સીમ ભરી રહે ઉચ્છલત ઉલ્લસત જોસ!
નિમીલિત દૃગ તવ–
આનંદને ઓઘ લીલાયિત
મુજ સકલ ભાવનું કરે ભીતર ગ્રહણ.
જહીં સીમહીન અવકાશે
વિગલિત મારું
કયાંય કોઈ ન કરણ.

શૂન્યવત્
વિસ્મયને વેણ ઢૂંઢું મને
કહીં છું હું?
હું ન લહું તિરોહિત મને
કહીં છું હું?
મંદિરના ગર્ભને ઘુમટ પ્રલંબિત એક ગુંજરતો ધ્વનિ
સુણી રહું,—હું...હું...હું...

§ ૮

ઝારજરીતરી વેળ:
ઢળતી રાત્રિએ જાગતી શગને અંધકાર

આઘેરા ગામથી
ચોગમ વિસ્તરતા આવે
શરણાઈના સૂર.
બિહાગ બહેકી રહ્યો યૌવનચંચલ.

તંદ્રિલ અંતરે મુજ
અચિંત જુવાળનો શો લાગી જાય હેલો!
કંઠે અનુ-રાગ...
અરે, કેમ રે આ હવામહીં
રહી રહી વાય
આછી હીબકની વ્યથા?
વંટોળને વેગ જાઉં દોડી
દોડી જાઉં
મંગલધ્વનિની મધ્ય રૂંધાયેલી વેદનાની વ્હારે.

કોનાં અહીં લીધેલાં લગન?
આણીકોર બેઠું એક વરુ–
આંખમાં મજીઠ રંગ ઉભરાઈ આવે–
પેલી અજાના પાણિગ્રહણ કાજ.
અસ્થિફૂલમાળા ગળે ધરી
બેઉ બાજુએ ઉન્મુખ બેઠાં શ્વાન
ઉચ્ચરે છે ઉદ્વાહના મંત્ર.
કામિની-કિન્નરી વૃંદ
આવેશને હેત ચોળે ગીતનો કંસાર.

વિધિની વચ્ચે હું સીધો જાઉં ધસી.
અડફેટે ચડયાં–
એની સંગ બીજાં યે તે ભડયાં–
કરે હાહાકાર...
પલકમાં નજરનું કિરણ આરોપી
અજા જોઈ ગઈ આડું.
અજા?– બાલસખી નીલાંજના!

પડખે જઇને એનો કર ગ્રહી લીધ.
યજ્ઞનાં સાધન તે આયુધ
ઉગામીને ઘેરી વળે લુબ્ધક સમૂહ.

પાધો હોઈ શકે? વ્યાપકતા અને વિશિષ્ટતા એ પરસ્પર વિરોધી તત્ત્વો નથી.

'ઔચિત્ય કૃતિનિષ્ઠ નથી, પણ ભાવક-નિષ્ઠ કે સર્જકનિષ્ઠ' છે. ઔચિત્ય સર્જક-નિષ્ઠ પણ છે અને એટલે અંશે કૃતિ સાથે એ સંકળાયેલું છે. કાવ્યકૃતિમાંનો પ્રત્યેક શબ્દ એના સર્જક – કવિને 'ઉચિત' લાગ્યો હોય છે અને માટે કૃતિમાં સ્થાન પામ્યો હોય છે. સર્જકનિષ્ઠ ઔચિત્ય તેની કૃતિના સંદર્ભમાં જોઈ શકાય. અર્થાત્ સર્જકમાં કલાગત ઔચિત્યબુદ્ધિ છે યા નહિ એનું પ્રમાણ એની કલાકૃતિ છે. સર્જકની સર્જકતાને અને સર્જન—કૃતિને જે સંબંધ છે એ સંબંધ સર્જકની ઔચિત્યબુદ્ધિ અને કલાકૃતિની વચ્ચે પ્રવર્તે છે એમ માનવું જોઈએ, કેમ કે સર્જકની સર્જકતામાં ઔચિત્યબુદ્ધિ—ઔચિત્યવિવેક ઘટક તત્ત્વ રૂપે અપેક્ષિત છે. કાવ્યમાં શબ્દ, છંદ, ગુણ, અલંકાર આદિની ઉપસ્થિતિમાં સર્જકનિષ્ઠ ઔચિત્ય નિર્ણયાત્મક અને એ રીતે નિયામક તત્ત્વ રૂપે કામ કરે છે.

અલંકાર, વક્રોક્તિ, ધ્વનિ વગેરે કાવ્યના શબ્દાર્થના વસ્તુલક્ષી સ્વરૂપને નિર્દેશે છે. શબ્દૌચિત્ય, છંદૌચિત્ય, અલંકારૌચિત્ય, ગુણૌચિત્ય આદિ કહેતાં તે અનુક્રમે શબ્દ, છંદ, અલંકાર, ગુણ આદિના વસ્તુલક્ષી સ્વરૂપનો નિર્દેશ કરતા નથી એમ કહી શકાશે? ક્ષેમેન્દ્રે ૨૮ પ્રકારનાં ઔચિત્ય-સ્થાનોનો નિર્દેશ કરી, ઉદાહરણ સાથે તેમાંનાં ૨૭ની ચર્ચા કરી છે, એ ઔચિત્યને શાસ્ત્રભૂમિકાએ નિરૂપવાની કેવી શક્યતા છે એ બતાવવાના ક્ષેમેન્દ્રના આશયને સ્પષ્ટ કરે છે. વળી અલંકારના અલંકારપણાનું –શોભાદાયિત્વ આદિ ધર્મોનું પ્રમાણ તો

સર્જક-ભાવકનું સંવિત જ છે. અલંકાર શબ્દાર્થગત હોય, વસ્તુલક્ષી ભૂમિકાએ હોય તેથી શું? અલંકારના પ્રાણપ્રદ ધર્મની વસ્તુ-લક્ષી ભૂમિકાએ વ્યાખ્યા થઈ શકે એમ નથી આ પરિસ્થિતિ તત્ત્વત ગુણ, છંદ વગેરેમા પણ પ્રવર્તે છે રસના આઠ, નવ કે એથી વધુ પ્રકારો પાડી શકાય છે, અમુક તમુક રસનો આ ખંડ છે એમ આગળી મૂકી કહી શકાય છે; પરંતુ આ રસાનુભવ પછી શક્ય બને છે અહીં આ અલંકાર કે ગુણ છે એ નિર્ણય રસાનુભવ થયે જ કરી શકાય છે, તો રસાનુભવ પછી કાવ્યમા અહીં પદૌચિત્ય કે ગુણૌચિત્ય છે એમ કહેવાની સ્થિતિમા પણ આપણે છીએ 'ગુણ', 'અલંકાર' આદિ શબ્દોનો સ્વતંત્રપણે વ્યવહાર કરી શકાય છે, 'ઔચિત્ય'નો કશાકના સંદર્ભમા (જેમ કે 'ગુણૌચિત્ય', અલંકારૌચિત્ય') વ્યવહાર કરવામા આવે છે પરંતુ ઊંડાણથી જોઈએ તો ગુણનું ગુણત્વ કે અલંકારનુ અલંકારત્વ સર્જક-ભાવકની અનુભૂતિથી પ્રમાણિત છે ટૂંકમા, કાવ્યનું કાવ્યત્વ અનુભૂતિપરક છે એટલે કાવ્યત્વ પોતે જ અવ્યાખ્યેય છે. જો એમ હોય તો ગુણ, અલંકાર આદિ વસ્તુલક્ષી સ્વરૂપનો નિર્દેશ કરે છે એ હકીકત સાચી છતા સંપૂર્ણ નથી

ખરી વાત એ છે કે કલા સાહિત્યનું ક્ષેત્ર ભૌતિક, રસાયણ, જીવ, વનસ્પતિ વગેરે વિજ્ઞાનોથી ભિન્ન છે કાવ્ય કલા ક્ષેત્રે જે કંઈ શાસ્ત્ર વ્યાપાર પ્રવર્તે છે તે પણ અમુક અંશે વિજ્ઞાનક્ષેત્રે પ્રવર્તતા શાસ્ત્ર વ્યાપારથી ભિન્ન છે. કાવ્ય-કલા-ક્ષેત્રે સર્જન અને ભાવન ઉભય બિન્દુએ અંતર્ગતત્વા અનુભૂતિનુ -રુચિનુ મહત્ત્વ છે અંત:કરણની પ્રવૃત્તિ

ત્યહીં તો
દક્ષિણ અગથી આવે નંદી,
એના શિંગ, ખરી, પુચ્છને પ્રહાર
સહ્યના વિદારીને ગાત્ર ઘૂમી વળે,
ઘેગનો ઉઘાડ કરી દૂર દૂર પળે
કોરે ઊભો જોઉં જાણે દક્ષ-મખ-ભંગ.

ક્ષણમા તો સંહાર પછીનુ જાણે શૂન્ય ગણાગણ
છોડી બેઉ કરીએ પ્રયાણ–
વનની કેડીએ મધુ અલિગુંજરણે
કાંચનચંપકગંધમય સમીરણે
–પ્રેમના અબાલ ઉપકરણે ..

નદીના ઢોળાવ પર પીપળનુ વૃક્ષ:
સ્પંદશીલ પલ્લવના છંદની છાયામાં
ઘડી કરીએ વિરામ
ઘેરાય નયન
શિર પર હથેળીનો સ્પર્શ સુકોમલ
ઘેરાય નયન .
.. . ...

૯ §

કોઈ મને બોલાવી રહ્યુ છે
ઊઘડી જાય છે આંખ
સામે જ તે એક શ્વેત કાય–
ઓળખના આશ્ચર્યે બેઠો થઈ જાઉં છું
–કહે છે 'ઊઠ, પાછળ પાછળ આવ '
બહાર, બ્રાહ્મસમયનુ અજાગ્રત ચાંદતેજ
પગલા ભરુ છું પૂંઠે પૂંઠે,
કેડીનો ઢોળાવ પૂરો થતા નર્મદાને તીર
જલની ઉપર–
ઊતરી આવેલા આકાશની ઉપર–
એ તો જાય ચાલી;
કિનારે ખચકાઈને વિમાસુ છું

નજર ફેરવીને મારી ભણી, કહે:
'પાછળ પાછળ આવ.'
પાણી પર ચાલું, ચરણને નહીં ભીનો કોઈ સ્પર્શ.
સામે કાંઠે, વેળુતટ...પાર, કીધ કાનનપ્રવેશ.
ઝડ ઝાંખર ને ઝાડની ત્યાં ઝાઝી ભીડ
વંચક આલોકે ધરે વેશ કંઈ વિચિત્ર;–
વચ્ચેથી કરીને માર્ગ સંચરંત...
બદરીની કાંટમાંથી નીકળ્યા જ્યાં બ્હાર,
વનને ઉઘાડ
બહુ શાખે ફેલાયેલો દીઠ એક વડ.

નીચે સમયની રજે વૃદ્ધ વિશાળ વલ્મિક.
મને દોરનાર કને જઈ કરે અંગુલિનો સ્પર્શ;
ખંખેરાઈ પડે એનાં પડ, ને ત્યાં જોઉં
પદ્માસને બેઠા અંગિરસ.
વણબોલ્યે કહે મને: 'વત્સ, આવ આમ.'
ક્ષુબ્ધ હું તો શોધું અહીં તહીં શ્વેતદેહી,
ક્યાંય નહીં, ક્યાંય એ દેખાય નહીં
 રે હું ભાળું એમને જ
 તાપસની નેત્રદ્યુતિમહીં મલકંત.
સમીપ હું સરું, તાતખોળે...
માથે મૂકી હાથ મારા કાનમહીં ભણે કોઈ...લય
જેનો ગુંજરણધ્વનિ લહું લખ આકારે રમંત
 લહું ચલચિત્ર...
કાલની અવધ નહીં.

'ઊઠ વત્સ,
અચલ આ વિંધ્યમહીં, અહીં તારું સ્થાન
 સમયના પરિપાકે;
અવ જા, અનુજ્ઞાથકી,
ઉભય યોગિની જુએ રાહ.'

મુદિત નયને પ્રણમું હું, ખોલું દગ
ત્યાં તો એકાકી ઊભો હું ગિરિકરાડની ધારે!
'અવાવરું' કેડી કહીં જણાય, લપાય.

–પ્રતીતિ જ છેવટે અહીં પ્રમાણરૂપ બની રહે છે. ઔચિત્યનો પ્રશ્ન પણ છેવટે તો આત્મપ્રતીતિનો પ્રશ્ન છે; કૃતિ સાથેના સર્જક તથા ભાવકના સંબંધનો એ પ્રશ્ન છે; અને કાવ્યચર્ચામાં કોઈ પણ ભૂમિકાએ આ પ્રશ્ન આવ્યા વિના રહેતો નથી. ક્ષેમેન્દ્રે તો માર્મિક રીતે કહ્યું છે:

उचितस्थानविन्यासादलंकृतिरलंकृतिः।
औचित्यादच्युता नित्यं भवन्त्येव गुणागुणाः॥

અલંકારનું અલંકારત્વ અથવા ગુણનું ગુણત્વ ઔચિત્ય પર આધારિત રહે છે. મતલબ કે કાવ્યમાં અલંકાર કે ગુણનો નિર્ણય ઔચિત્યના સંદર્ભમાં જ થઈ શકે.

કાવ્યમાં ઔચિત્યની અપેક્ષાનો અર્થ કાવ્યત્વની અપેક્ષા અથવા રસાનુભવની અપેક્ષા એવો કરી શકાય. ઔચિત્ય એ આસ્વાદ નથી, આસ્વાદનો વિષય નથી. એ કાવ્યના આસ્વાદ માટેની અનિવાર્ય શરત છે. જે કાવ્ય રસસિદ્ધ છે તે સહૃદયને ઔચિત્યવાળું લાગવાનું છે; એ જ રીતે જે કાવ્ય ભાવકને ઔચિત્યવાળું લાગ્યું છે તે રસસિદ્ધ પણ હોવાનું. ક્ષેમેન્દ્ર ઔચિત્યને જે કાવ્યનું જીવિત ગણે છે, સ્થિર જીવિત ગણે છે તે 'રસસિદ્ધ' કાવ્ય છે. કાવ્યનો આસ્વાદ કરતાં જે વસ્તુઓ ભાવકને એમાં વિક્ષેપરૂપ અથવા પ્રતિકૂળ લાગે છે તે તે વ્યાપકને અનુચિત લાગે છે; અને જે વસ્તુઓ ભાવકને આસ્વાદમાં અનુકૂળ અથવા રસપોષક લાગે છે તે તેને ઉચિત લાગે છે, આમ ઔચિત્ય–અનૌચિત્યનો ખ્યાલ કાવ્યના અનુભવ આસ્વાદ સાથે સંકળાયેલો છે. તેથી આ ખ્યાલ ભાવકનિષ્ઠ સર્જકનિષ્ઠ છે જ; પણ તેથી તે સિદ્ધાંતરૂપે નિરૂપી ન શકાય એમ કહેવું બરોબર નથી.

ક્ષેમેન્દ્રે ઔચિત્યની ચર્ચા અતિસંક્ષેપમાં કરી આ ગ્રંથનો મોટો ભાગ પદ, વાક્ય, પ્રબંધનો અર્થ, ગુણ, અલંકાર, રસ, ક્રિયા, કારક, લિંગ, વચન, વિશેષણ, ઉપસર્ગ, નિપાત, કાલ, દેશ, કુલ, વ્રત, તત્ત્વ, સત્ત્વ, અભિપ્રાય, સ્વભાવ, સારસંગ્રહ, પ્રતિભા, અવસ્થા, વિચાર, નામ, આશિષ—એ સત્તાવીશ ઔચિત્યસ્થાનોનાં ઉદાહરણોમાં રોક્યો છે. તેણે ઔચિત્ય સાથે અનૌચિત્યનાં ઉદાહરણો પણ આપી ચર્ચાને વધુ સઘન બનાવી છે. ૨૮મા ઔચિત્યસ્થાન કાવ્યાંગની ચર્ચા—એ પ્રકારનાં ઉદાહરણોની અનંતતા સૂચિત કરીને છોડી દીધી છે. ઉદાહરણોની ચર્ચામાં ક્ષેમેન્દ્રની ઊંચી રસજ્ઞતા ને વિદ્વત્તા સૂચિત થાય છે. ઔચિત્યના સ્વરૂપનો સાચો ખ્યાલ આ ઉદાહરણોથી આવે છે, એવું શ્રી નગીનદાસનું માનવું સાચું છે. આ ઉદાહરણો ઔચિત્ય કાવ્યમાં વર્ણથી માંડીને કાવ્યના વસ્તુ—આકાર સુધી પ્રવર્તતું કેવું વ્યાપક અને સર્વાશ્લેષી તત્ત્વ છે તે સૂચિત કરે છે. કાલિદાસાદિ પ્રતિષ્ઠિત કવિઓની ટીકા કરતાં—પોતાનાં કાવ્યોની ટીકા કરતાં પણ ક્ષેમેન્દ્ર ખમચાતો નથી. ક્ષેમેન્દ્રે પોતાના મિત્ર રત્નસિંહના પુત્ર ઉદય-

પણ અરે!
આ તે તમને થયું છે જ શું?
ચાટૂક્તિ પર ચાટૂક્તિઓ ચટાવીને
ઠીક રીઝવી હું ઋજુને—મુગ્ધને!
એમ, ધાર્યું તો નથી ને,
સદૈવ વિદૂરદૂર વસવુંને?

પણ પૂછું? સાચું કહેજો હો.
અમે તેવું ગમે પરલોકસ્થાન,
કહો ક્યાંથી લાવશો,
આ 'ઠકુરાણી'તણાં નેહધ્યાન?
વિરહસૌખ્ય-મુક્તિનો ઉલ્લાસ,
ઠીક તમો માણવાને નીસર્યાં છો!
પણ કહો નક્કી,
એક ક્ષણે શું વિચારો છો?
યદા કરી થાવા મુક્ત,
તમે કરો વીસરવાનું,
કશું કે હિયે છ કયા,
તમોને વિસ્મૃતિએ સરવાનું?

હું ભલા! પૂછું જરી એક વાત?
તમે રહો એ આવાસ,
એવો તે કંપોક છે અદ્‌ભુત?
તમારા ભાવથી—સ્વભાવથી
શું અતિસંગત?
—નહિતર, આમ હોય નહિ—
પલ વીતી, દિન વીત્યા, માસ વીત્યા
રે વીત્યાવીત્યાં વર્ષોનાં વ્હાણાં!
ને તો ય આમ...?
આવ્યા વિના રહો નહિ!

## હીરા રા. પાઠક

### પરલોકે પત્ર-૪

હૃદયેશ !

પત્ર અંતે આવ્યો ખરો !
કે સદેહે આપનું જ આગમન ! ?
આપથકી આપનું આ આંગણ પાવન
અહોહો ! શો પત્ર ? દઢાશ્લેપ.
ચિત્તતણો ચિત્તને લાગ્યો પાસ અશેષ.
સાક્ષાત્ સન્નિધિનું સુખ, હૃદયેશ !
હું રળિયાત, ભીતરેબહારે :
–અંતરે અણુઅણુ અંકુરિત,
રોમેરોમ હર્ષોન્માદે કંટકિત;
છલોછલ જલસભર કચોળું,
જશું જલતરંગથી ઝંકારિત,
તશું સૌહાર્દથી,
સારું યે હૃદય સ્પંદિત.

જાણો, પત્રપાનતણો કેટલો ય શોષ ?
ઔત્સુક્યે, પ્રતીક્ષાએ અવધિ.
સંતપ્ત, ભારે રોષ.
–તમે કહો તેમ—
જે જ પ્રજ્વલિત કરી દિયે,
મારો તીવ્ર આક્રોશ.

તત્ત્વો છે તે બધામાં પરસ્પર મેળ-સંવાદિતા પ્રવર્તે છે. વિષ્ણુની મહાન સર્જકતાના ઉચિત પ્રમાણરૂપે વિશ્વસમગ્રની પ્રતીતિ થઈ શકે છે–આવા આવા અર્થો એમાંથી પામી શકાય. કાવ્યસમગ્રમાં પણ એનાં અંગભૂત તત્ત્વો વચ્ચે પરસ્પર મેળ–સંવાદિતા હોવી જોઈએ. કાવ્ય સાથે સર્જક યા ભાવકની ભૂમિકાએ રહી સર્વથા મેળ કે સંવાદિતા સાધવી જોઈએ. આવી સંવાદિતાની સિદ્ધિ એ મોટી ઘટના છે. કાવ્યાનુભવની વિલક્ષણતા આ ઘટનારહસ્યથી જ પામી શકાય. કાવ્યની ચમત્કૃતિ આ ઘટનામાં નિમિત્તભૂત થવાની એની શક્તિમાં છે. તાત્પર્ય કે કાવ્યમાં ઔચિત્યપ્રતીતિ થાય તો જ આ ચમત્કારનો, ઘટનારહસ્ય પામવાનો, સૌન્દર્યપ્રતીતિનો અનુભવ શક્ય બને. કાવ્યમાં તેથી જ ઔચિત્યની અપેક્ષા મહત્ત્વની છે અને ક્ષેમેન્દ્રે તેની કાવ્યચર્ચામાં તે કેન્દ્રમાં મૂકી છે.

ક્ષેમેન્દ્ર પૂર્વે, આગળ જણાવ્યું તેમ, ઔચિત્યની વિચારણા થઈ છે. રાઘવને History of Aucitya in Sanskrit Poetics (પૃ૦ ૧૯૪–૨૫૭) એ લેખમાં એની વિગતે ચર્ચા કરી છે. ભરતથી માંડીને એ ચર્ચાનો સુરેખ આલેખ એમણે આપ્યો છે. રુદ્રટે રસૌચિત્યની વાત કરી; આનંદવર્ધને 'अनौचित्यात् ऋते न अन्यत् रसभंगस्य कारणम्'–એમ કહી પ્રમાણમાં તેની ઊંડી ચર્ચા કરી છે. અભિનવગુપ્તે પણ રસાભાસ આદિની ચર્ચા કરતાં આ રસવિઘ્નનો; પ્રશ્ન વિચાર્યો છે. પરંતુ જેમ કુંતકે વક્રોક્તિને કેન્દ્રમાં મૂકી એનું શાસ્ત્ર રચવા પ્રયત્ન કર્યો. તેમ આ ક્ષેમેન્દ્રે પણ ઔચિત્યનું શાસ્ત્ર રચવા પ્રયત્ન કર્યો.

(શ્રી જયંત કોઠારીએ 'અર્થ'–૭૨માં 'કવિતામાં શબ્દ'ની સમીક્ષા કરી છે તે આ સંદર્ભમાં જોવી જોઈએ) કાવ્યને રસસિદ્ધિના માનદંડથી જોઈ શકાય છે; જ્યાં જ્યાં રસસિદ્ધિ છે ત્યાં ત્યાં ઔચિત્ય પણ હોવાનું અને તેથી ઔચિત્ય પ્રતીતિના માનદંડથી પણ કાવ્યને જોવાનું શક્ય છે આ શક્યતાના લાભ લેવામાં ક્ષેમેન્દ્રની કાવ્યમીમાંસક તરીકેની સૂઝશક્તિ રહેલી છે

ભાવકનો ઔચિત્યનો ખ્યાલ રસાનુભવસાપેક્ષ હોઈ કાવ્યાનુભવ દરમ્યાન વિઘ્નોના ભાવ-અભાવની પ્રતીતિને આધારે ઘડાતો જતો હોય છે. ભાવકમાં જે કંઈ છે, ભાવક જે કંઈ છે, એનો અમુક દેશકાળમાં એક કાવ્યકૃતિ સાથે કેટલો મેળ થઈ શક્યો, વસ્તુજગત અને ભાવજગત કેટલું એકાકાર થઈ શક્યું તેનો અંદાજ તે ભાવકની ઔચિત્યપ્રતીતિ ઉપરથી નીકળી શકે છે ભાવકે ભાવકે એક જ કૃતિના સંદર્ભમાં ઔચિત્યનો ખ્યાલ જુદો જુદો હોય, અરે, એક જ ભાવકનો એક જ કૃતિના સંદર્ભમાં ઔચિત્યનો ખ્યાલ ભિન્ન ભિન્ન દેશકાળમાં ભિન્ન ભિન્ન વરતાય તો એનું કારણ તેની રસાનુભવ–સાપેક્ષતા છે. એ ઔચિત્યના ખ્યાલની જે મર્યાદા છે તો વિશેષતા પણ છે

ક્ષેમેન્દ્ર ઔચિત્યને રસના જીવિતભૂત અને સૌન્દર્યાનુભવમાં ચમત્કારસાધક તત્ત્વ ગણે છે ક્ષેમેન્દ્રે એની 'ઔચિત્યવિચાર ચર્ચા'માં આરંભે અચ્યુતને વંદના કરી છે આ અચ્યુતને માટે તે 'પરમ ઔચિત્યાકરી' વિશેષણ પ્રયોજે છે. ક્ષેમેન્દ્ર ઔચિત્યને કેટલા વ્યાપક અને ઊંડા અર્થમાં સમજે છે તેનું અનુમાન આ વિશેષણપ્રયોગ પરથી થઈ શકે વિશ્વના સમગ્ર સર્જનમાં જે કંઈ

ભર્યું ડગ
શિલા પર બેઠો સિંહ ટીકી ટીકી જુએ મને
પદે પદે જઈ રહ્યો કને;
યાળથી સે હત ગરિમાગંભીર મુખ ફેરવે તે
માત્ર દિશાનું સૂચન.
જોયેલું ન, અજાણ્યું ન લાગે;
મૂંગે ઉમંગ નચરું.
—ખીણને ગહ્વર આ તે કયું પશુ?
કુંજગથી મોટું જેનું ઝાડ
દેવદ રુપેરી જની ડોક
શીલાનું ચર્વણ કરી ઉચ્છ્વસત આગ?
નીલ પીઠ પગ એક મરાલ યુગલ.–
પુચ્છથી રોકાઈ રહ્યા જલને કાસાર
ખીલ્યા પદ્મ પર શગ શગ મોતી,
વૃંદગાન,
–અપાર્થિવ કંઠનો ઉલ્લાસ
અટ્ટહાસ–
વેગે જાય હવા...
ઠયા મારી ઊડે ફર...ફર...
કેડીની આડે પ્રમાદે પડયો અજગર
ઓળગીને આવુ વનબ્હાર.

રેવાને સામે તીરેથી નામનો પોકાર.
મૈત્રેયી, હાન્તારી કરે શોધ,—ઉદ્વેગને
ઊંચે હાથ 'આવું' એમ દઉં છું સંકેત.
જલ એ ય ધરા,
કિનારે હું અડું, ..સ્તબ્ધ બેઉ જણ
ક્ષણ પછી
'કદ્ધા વિણ જવાનું ન આમ'
વિરોધનું વ્હાલ કહે:
'તું અધર ભલે, અમે તો નર્મદામહીં...'
કેડહાડા ઊતરે ત્યાં સમીપ હું જાઉં
વારણે ઉછળે બેઉ ઝબોળતી છાળ
કલ કલ-હાસ્ય અરુણાઇનો અઘોળ.

## હીરા રા. પાઠક

### પરલોકે પત્ર-૪

હૃદયેશ!

પત્ર અંતે આવ્યો ખરો!
કે સદેહે આપનું જ આગમન! ?
આપથકી આપતું આ આંગણુ પાવન
અહોહો! શો પત્ર? દઢાશ્લેષ.
ચિત્તતણો ચિત્તને લાગ્યો પાશ અશેષ.
સાક્ષાત્ સન્નિધિનું સુખ, હૃદયેશ!
હું રળિયાત, ભીતરેબ્હારે:
–અંતરે અણુઅણુ અંકુરિત,
રોમેરોમ હર્ષોન્માદે કંટકિત;
છલોછલ જલસભર કચોળું,
જશું જલતરંગથી ઝંકારિત,
તશું સૌહાર્દથી,
સારું યે હૃદય સ્પંદિત.

જાણો, પત્રપાનતણો કેટલો ય શોષ?
ઔત્સુક્યે, પ્રતીક્ષાએ અવધિ.
સંતપ્ત, ભારે રોષ.
–તમે કહો તેમ—
મુને જ પ્રજ્વલિત કરી દિયે,
તેવો મારો તીવ્ર આક્રોશ.

સાચું કહું? માનશો કે?
પુનઃ પુનઃ પત્રપેય, ધરાઉં નહિ,
રોમહર્ષણ, રસવર્ષણ છાંડી જાઉં નહિ.
તમે કથી તે, — ના, લખી તે
તલેતલ વાત,
લહી તેથી આપની એ
મુદ્રામય આકૃતિ સાક્ષાત્.
હે મહાશય! આમ જરા લખ્યે જાવ,
તો જાણો નિશ્ચે, વિરહ વિદારનાર થાવ.

તત્ત્વો છે તે બધામાં પરસ્પર મેળ-સંવાદિતા પ્રવર્તે છે. વિષ્ણુની મહાન સર્જકતાના ઉચિત પ્રમાણરૂપે વિશ્વસમગ્રની પ્રતીતિ થઈ શકે છે–આવા આવા અર્થો એમાંથી પામી શકાય. કાવ્યસમગ્રમાં પણ એનાં અંગભૂત તત્ત્વો વચ્ચે પરસ્પર મેળ–સંવાદિતા હોવી જોઈએ. કાવ્ય સાથે સર્જક યા ભાવકની ભૂમિકાએ રહી સર્વથા મેળ કે સંવાદિતા સાધવી જોઈએ. આવી સંવાદિતાની સિદ્ધિ એ મોટી ઘટના છે. કાવ્યાનુભવની વિલક્ષણતા આ ઘટનારહસ્યથી જ પામી શકાય. કાવ્યની ચમત્કૃતિ આ ઘટનામાં નિમિત્તભૂત થવાની એની શક્તિમાં છે. તાત્પર્ય કે કાવ્યમાં ઔચિત્યપ્રતીતિ થાય તો જ આ ચમત્કારનો, ઘટનારહસ્ય પામવાનો, સૌન્દર્યપ્રતીતિનો અનુભવ શક્ય બને. કાવ્યમાં તેથી જ ઔચિત્યની અપેક્ષા મહત્ત્વની છે અને ક્ષેમેન્દ્રે તેની કાવ્યચર્ચામાં તે કેન્દ્રમાં મૂકી છે.

ક્ષેમેન્દ્ર પૂર્વે, આગળ જણાવ્યું તેમ, ઔચિત્યની વિચારણા થઈ છે. રાઘવને History of Aucitya in Sanskrit Poetics (પૃ૦ ૧૯૪–૨૫૭) એ લેખમાં એની વિગતે ચર્ચા કરી છે. ભરતથી માંડીને એ ચર્ચાનો સુરેખ આલેખ એમણે આપ્યો છે. રુદ્રટે રસૌચિત્યની વાત કરી; આનંદવર્ધને 'अनौचित्यात् ऋते न अन्यत् रसभंगस्य कारणम्'–એમ કહી પ્રમાણમાં તેની ઊંડી ચર્ચા કરી છે. અભિનવગુપ્તે પણ રસાભાસ આદિની ચર્ચા કરતાં આ રસવિઘ્નો; પ્રશ્ન વિચાર્યો છે. પરંતુ જેમ કુંતકે વક્રોક્તિને કેન્દ્રમાં મૂકી એનું શાસ્ત્ર રચવા પ્રયત્ન કર્યો. તેમ આ ક્ષેમેન્દ્રે પણ ઔચિત્યનું શાસ્ત્ર રચવા પ્રયત્ન કર્યો.

ક્ષેમેન્દ્ર ઔચિત્યની ચર્ચા અતિસંક્ષેપમા કરી આ ગ્રંથનો મોટો ભાગ પદ, વાક્ય, પ્રબંધનો અર્થ, ગુણ, અલકાર, રસ, ક્રિયા, કારક, લિંગ, વચન વિશેષણ, ઉપસર્ગ, નિપાત, કાલ, દેશ, કુલ, વ્રત, તત્ત્વ સત્ત્વ, અભિપ્રાય, સ્વભાવ, સાર સંગ્રહ પ્રતિભા, અવસ્થા વિચાર, નામ, આશિષ—એ સત્તાવીશ ઔચિત્યસ્થાનોના ઉદાહરણોમા રોક્યો છે તેણે ઔચિત્ય સાથે અનૌચિત્યના ઉદાહરણો પણ આપી ચર્ચાને વધુ મર્મીન બનાવી છે ૨૮મા ઔચિત્યસ્થાન કાવ્યાગની ચર્ચા—એ પ્રકારના ઉદાહરણોની અનતતા સૂચિત કરીને છોડી દીધી છે ઉદાહરણોની ચર્ચામા ક્ષેમેન્દ્રની ઊંચી રસજ્ઞતા ને વિદ્વત્તા સૂચિત થાય છે ઔચિત્યના સ્વરૂપનો સાચો ખ્યાલ આ ઉદાહરણોથી આવે છે, એવુ શ્રી નગીનદાસનુ માનવુ સાચુ છે આ ઉદાહરણો ઔચિત્ય કાવ્યમા વર્ણથી માડીને કાવ્યના વસ્તુ—આકાર સુધી પ્રવર્તતું કેવુ વ્યાપક અને સર્વાશ્લેષી તત્ત્વ છે તે સૂચિત કરે છે કાલિદાસાદિ પ્રતિષ્ઠિત કવિઓની ટીકા કરતા—પોતાના કાવ્યોની ટીકા કરતા પણ ક્ષેમેન્દ્ર ખમચાતો નથી ક્ષેમેન્દ્રે પોતાના મિત્ર રત્નસિંહના પુત્ર ઉદયસિંહને કાવ્યશિક્ષા આપવાની દૃષ્ટિએ આ ગ્રંથ લખ્યો છે, પણ એટલામાત્રથી એની મૂલ્યવત્તા ઓછી છે એમ તારણ કાઢી શકાય નહિ એની વિવેચનપ્રતિભાનો પ્રગાઢ પરિચય ઔચિત્ય અનૌચિત્યના ઉદાહરણોની ચર્ચામા થાય છે અને તેની ઉપેક્ષા થઈ શકે એમ નથી

શ્રી રામનારાયણ પાઠક ક્ષેમેન્દ્રની ઔચિત્યવિચારચર્ચા' નામે લેખમા ક્ષેમેન્દ્રની પ્રશસા કરી છેલ્લે લખે છે 'મા—ચચર્ચાના

પણ અરે !
આ તે તમને થયુ છે જ શુ ?
ચાટૂક્તિ પર ચાટૂક્તિઓ ચઢાવીને
ઠીક રીઝવી છુ ત્રણુને—મુ ધને !
એમ, ધાર્યું તો નથી ને,
સદૈવ વિ... વસવુને ?

પણ પૂછુ ? સાચુ કહેજો હો
ગમે તેવુ ગમે પરલોકસ્થાન,
કહો કયાથી લાવો,
આ 'ઠકરાણી'તણા નેહધ્યાન ?
વિરહસૌખ્ય મુક્તિનો ઉલ્લાસ,
ઠીક તમો માર્ગ ને નીસર્યા છો !
પણ કહો નક્કી,
એક ક્ષણ શુ વિચારો છો ?
ય૦ ફરી થાવા મુક્ત,
તમે કરો નીસરવાનુ,
કશુ કે હિય છ કથા,
તમોને વિસ્મૃતિએ સરવાનુ ?

હે ભલા ! પૂછુ જરી એક વાત ?
તમે રહો એ આવાસ,
એવો તે કેવોક છે અદ્ભુત ?
તમારા ભ વધી—સ્વભાવથી
શુ અતિસગત ?
—નહિતર, આમ હોય નહિ—
પલ વીતી, દિન વીત્યા, માસ વીત્યા
રે વીત્યાનીત્યા વર્ષોના વ્હાણા !
ને તો ય આમ ?
આવ્યા વિના રહો નહિ !
કે શુ સાવ નમેરા ?
પણ રૂડો
એ અદ્ભુત મુનાની મુને
સ્હેજ સ્હેજ ઝાખી

કહું ?
એ અવર્ણ્યનું કરી જઉં બ્યાન ?

અચલ, અક્ષુબ્ધ,
અવિક્ષિપ્ત, પ્રશાન્ત,
ન જાય ભાખી,
એવી દશા સ્થલકાલકેરી તિહાં;
આઠે પ્હોર આપે સાધી ખોજ
–પેલા, તમે વધા તેહ–
અગમ્ય, અગ્રાહ્ય, અદ્ભુત
કાલતત્ત્વકેરા આકલનતણી ખોજ.
જાણે કોઈ ઈલ્મીને
પડી ગઈ મોજ !

પણ અરે ! અરે !
ભૂલી, હું તો છેક ભૂલી !
જ્યાં સ્થલકાલ જ નહીં,
તેની વાત કેવી ?

દિશાકાલાવચ્છિન્ન, અનુચ્છેદ્ય
સર્વ એકાકાર,
અનંતર, સિદ્ધશુદ્ધ,
અદષ્ટ, અશ્રુત,
અમંત, અવિજ્ઞાત
એ અક્ષર તત્ત્વ !
નકાર અને સર્વાભાવવિરહિત.
ત્રિકાલાબાધિત, સર્વ દ્વંદ્વ પર
પૂર્વે મનીષીએ,
ભાખેલ તે ભૂમા.

એવું પરલોક કેરું પરમ સ્વરૂપ;
સાધકે સાધકે કળાય નવ રૂપ-
ચેતના સ્વરૂપ.
જેને જે જે દષ્ટિ લાધી,
તે તે સમાધિ રહે સાધી.

(અનુસંધાન પૃષ્ઠ ૧૦૮)

કેટલાંક દષ્ટિબિંદુઓ, જેવાં કે ગુણ, અલંકાર, કાવ્યના એક અંગને જ વિષય કરે છે ત્યારે ધ્વનિ અને સામાન્ય અર્થમાં આપણે રસ કહીએ છીએ તે કાવ્યમાં સર્વવ્યાપી હોય છે. ઔચિત્ય એવું સર્વવ્યાપી દષ્ટિબિંદુ છે, અને એ વિકાસશીલ દષ્ટિબિંદુ છે. આપણે આધુનિક દષ્ટિથી એ સિદ્ધાંતને વધારે વ્યાપક વિકસિત કરી શકીએ.' ઔચિત્યનો ખ્યાલ સાપેક્ષ તેમ જ સંકુલ ખ્યાલ છે. કાવ્યમાં ઔચિત્ય છે કે અનૌચિત્ય–એ નિર્ણય કરવાની શક્તિ કાવ્ય-સૌન્દર્યના ઊંડા ને વ્યાપક પરિશીલનથી ઘડાતી-પોષાતી હોય છે. સર્જક અને વિવેચક ઉભયમાં આ શક્તિ અનિવાર્ય છે. ઔચિત્યનો વિશાળ સંદર્ભમાં વિચાર કરતાં વસ્તુજગત ને ભાવજગતના સુમેળનો મુદ્દો પણ વિચારતાં શ્રી રા. વિ. પાઠકના શબ્દોમાં રહેલું સત્ય પ્રતીત થઈ શકશે. ડૉ. ભાયાણીએ 'ઔચિત્ય'ની સિદ્ધાંત થવાની ક્ષમતા અંગે ઊહાપોહ કર્યો છે એ ખરેખર રસપ્રદ છે; તેમ છતાં આ ઊહાપોહ ક્ષેમેન્દ્રની ચર્ચામાં જે તાત્ત્વિક ભૂમિકા છે તેને તોડવામાં અસરકારક નથી એમ લાગે છે.

**સંદર્ભ-ગ્રંથો :**

(૧) 'ક્ષેમેન્દ્રની ઔચિત્યવિચાર ચર્ચા'. (૨) 'ઔચિત્ય' (કાવ્યમાં શબ્દ: પૃ. ૧૫૬-૧૬૯) ડૉ. હ. ભાયાણી. (૩) 'ઔચિત્યવિચાર' (અભિનવનો રસવિચાર અને બીજા લેખો : પૃ. ૨૭૬-૨૯૩) ન. પારેખ. (૪) क्षेमेन्द्रप्रणीत औचित्य-सिद्धांत आणि औचित्यविचारचर्चा–सं. प्रा. वा. के. लेले (5) 'History of Auciya in Sanskrit Poetics' (Some Concepts of Alankāra S'āstra: p. 194-257) V. Raghavan (6) Kṣemendra Studies: Dr. Sūryakanta (7) History of Sanskrit Poetics: Su. De

# 'ફુલ ફુટુક ના ફુટુક'નો આસ્વાદ

શંખ ઘોષ
અનુવાદ જયંત પારેખ

'વસન્ત' શબ્દ આ કવિની રચનાને ધીમે ધીમે એના નિજી કેન્દ્ર તરફ ખેંચી જાય છે. 'પદાતિક'ના કાવ્યો રચાતાં હતાં એ દિવસોમાં મનમાં માથાભારે યૌવન હતું, કંઠમાં હઠીલો સૂર હતો, એથી જ તો એમણે કહ્યું

> સદલે વસન્ત તાઓ પદત્યાગપત્ર
> પાઠાબે ના?[1]

> વસન્ત એલોઈ આસબે?
> કી દરકાર એસે?[2]

પરંતુ 'અગ્નિકોણ'ના કાવ્યો રચાતાં હતાં ત્યારે અત્યાર સુધી વિમુખ રહેલાં વસંતના આગમનનું પ્રયોજન સમજાઈ ગયું.

પોડા માઠે માઠે વસન્ત ફોટે જેગે[3] આ કલ્પનમાં નિશ્ચિત સફળતાનો ઉલ્લાસ, સમાજક્રાન્તિનું સ્વપ્ન પૂર્ણ થવાની ઉજ્જ્વળ શ્રદ્ધા વ્યક્ત થયાં છે. પરંતુ સૂકાં ખેતરોમાં વસંત શું પોતાનો સમસ્ત સંભાર લઈને છેવટ સુધી ખીલી શકશે ખરી? શંકા કરવાનું શું કોઈ જ કારણ નથી, નેતિનું શું કોઈ જ ચિહ્ન નથી? એના જવાબમાં હવે જાણવા મળે છે:

> ફુલ ફુટુક ના ફુટુક
> આજ વસન્ત

૧ વસંત સપરિવાર તો ય રાજીનામું પાઠવશે નહીં? ૨ વસંત સાથે જ આવશે? શી જરૂર છે આવીને? ૩ સૂકા ખેતરે ખેતરે વસંત ઊગી ખીલી

## સુભાષ મુખોપાધ્યાય

### ફુલ ફુટુક ના ફુટુક

ફુલ ફુટુક ના ફુટુક
આજ વસન્ત

શાનબાઁધાનો ફુટપાથે
પાથરે પા ડુબિયે એક કાઠખોટ્ટા ગાછ
કચિ કચિ પાતાય પાઁજર ફાટિયે હાસછે

ફુલ ફુટુક ના ફુટુક
આજ વસન્ત

આલોર ચોખે કાલો ઠુલિ પરિયે   તારપર ખુલે
મૃત્યુર કોલે માનુષકે શુઇયે દિયે   તારપર તુલે
જે દિનગુલો રાસ્તા દિયે ચલે ગેછે
જેન ના ફેરે

ગાયે હલુદ દેઓયા બિકેલે
એકટા દુટો પયસા પેલે
જે હરબોલા છેલેટા
કોકિલ ડાકતે ડાકતે જેત
—તાકે ડેકે નિયે ગેછે દિનગુલો

લાલ કાલિતે છાપા હલદે ચિઠિર મત
આકાશટાકે માથાય નિયે
એ ગલિર એક કાલોકુચ્છિત આઇબુડો મેયે
રેલિંગે બુક ચેપે ધરે
એઇ સબ સાતપાઁચ ભાવછિલ

ઠિક સેઇ સમય
ચોખેર માથા ખેયે ગાયે ઉડે એસે બસલ
આ મરણ! પોડારમુખ લક્ષ્મીછાડા પ્રજાપતિ![1]

તારપર દડામ કરે દરજા બન્ધ હબાર શબ્દ

અન્ધકારે મુખ ચાપા દિયે
દડિપાકાનો સેઇ ગાછ તખનઓ હાસછે

૧ બંગાળીમાં બે વિશિષ્ટ અર્થ છે પતંગિયું ને જમાઈ. કન્યાને શરીરે પતંગિયું બેસે એને લગ્નની આગાહી માનવામાં આવે છે

## અનુવાદક: જયન્ત પારેખ

## ફૂલ ફૂટો કે ન ફૂટો

ફૂલ ફૂટો કે ન ફૂટો
આજ વસંત.

ફરસબંધ ફૂટપાથે
પાણામાં પાય ખોડીને એક સૂકુંઠઠ ઝાડ
કૂંણાં કૂંણાં પાનથી પાંસળાં ફાડીને હસે છે.

ફૂલ ફૂટો કે ન ફૂટો
આજ વસંત.

તેજની આંખે કાળા દાબડા પહેરાવીને...પછી ખોલીને
મૃત્યુને ખોળે મનુષ્યને પોઢાડી દઇને...પછી ઉઠાડીને
જે દિવસો રસ્તે થઇને ચાલી ગયા છે
એ જાણે પાછા ફરે જ નહીં તો કેવું!

શરીરે પીઠી ચોળેલી સાંજે
એકબે પૈસા પામીને
જે હરખેલો છોકરો
કોયલ બોલાવતો બોલાવતો જતો
—એને ય સાદ પાડીને લઈ ગયા છે દિવસો.

લાલ શાહીથી છાપેલી પીળી કંકોતરી જેવા
આકાશને માથે ઓઢીને
આ શેરીની એક કાળીકૂબડી કુંવારી કન્યા
રેલિંગે છાતી દબાવીને
આવા કંઈ સત્તર વિચાર કરતી'તી—

બરાબર એ જ ઘડીએ
ઊડી આવીને આંખો મીંચીને શરીરે બેસી ગયું
એ માડી રે! બળ્યા મોંનું અભાગિયું પતંગિયું!

પછી ધડામ કરતો દરવાજો બંધ થવાનો અવાજ.

અંધકારમાં મોઢું દબાવીને
અમળાયેલું એ જ ઝાડ ત્યારે પણ હસે છે.

નિરાશાનો સમગ્ર પરિવેશ સ્વીકાર્યા પછી પણ એમાં માથું ઊંચું રાખીને ઊભા રહેવાનું નક્કી કરીએ ત્યારે જ પડકારનો સૂર કાઢી શકાય છે:

ફુલ ફુટુક ના ફુટુક
આજ વસન્ત.

એટલે જ કાવ્ય રચાયું એ પછીના માત્ર દસ વર્ષના ગાળામાં જ આ પંક્તિ કહેવત રૂપ બની ગઈ છે.

આ પંક્તિ કહેવતરૂપ બની છે એનું કદાચ બીજું પણ એક કારણ છે. નિત્યના વ્યવહારની ભાષામાં રચાયેલા આખા યે છન્દોમુક્ત કાવ્યના આ એક જ શ્લોકમાં એકાએક (કદાચ એ સભાન રીતે ન પણ યોજાયો હોય) અન્તર્લીન છંદનો આંદોલ પ્રગટે છે, ને તરત જ વાચકના મનમાં ગુંજવા માંડે છે. ફુટુક, ફુટુક, વસન્ત—આ ત્રણ શબ્દ લઈ જોઈએ. એમના ફુટુક્/ ફુટુક્/વસન્/તો–એ પ્રમાણે ઘટક પડે છે. પહેલા ત્રણે ય ઘટકમાં એક સ્વરાન્ત ને એક વ્યંજનાન્ત શ્રુતિ છે. એને લીધે ખાસ્સો નિયમિત સ્વરભાર (ઍક્સેન્ટ) પડે છે ને આ શબ્દોમાંથી નૃત્યગીતનો લય પ્રગટતો સંભળાય છે. હવે પ્રત્યેક ઘટકની આગળ એક વધારાની શ્રુતિ જોડી દઈએ–(ફુલ) ફુટુક/ (ના) ફુટુક/ (આજ) વસન્/તો—ને એમને ઝડપથી 'ફુલ, ફુટુક્ ના ફુટુક્ આજ્ વસન્તો' એમ વાંચીએ તો લોહીને તાલે તાલે ઊપડતાં કદમની સાથે સાથે છેલ્લે આવતો 'તો ધ્વનિ ઉચ્ચારતાં વેંત માથું ઊંચું કરવાની ઇચ્છા થાય અને તરત સમજાઈ જાય કે આ યુગના કાવ્યરસિકોનાં મનમાં આ પંક્તિ પોતાનાં વાણી ને વિન્યાસથી ગૂંથાઈ જવાની એ ખૂબ જ સ્વાભાવિક છે.

# ‘ફુલ ફુટુક ના ફુટુક’નો આસ્વાદ

શંખ ઘોષ

અનુવાદ: જયંત પારેખ

‘વસન્ત’ શબ્દ આ કવિની રચનાને ધીમે ધીમે એના નિજી કેન્દ્ર તરફ ખેંચી જાય છે. ‘પદાતિક’ના કાવ્યો રચાતા હતા એ દિવસોમાં મનમાં માથાભારે યૌવન હતું, કંઠમાં હઠીલો સૂર હતો, એથી જ તો એમણે કહ્યું

સદલે વસન્ત તાઓ પદત્યાગપત્ર
પાઠાબે ના?[1]

વસન્ત સત્યિઈ આસબે?
કી દરકાર એસે?[2]

પરંતુ ‘અગ્નિકોણ’ના કાવ્યો રચાતા હતા ત્યારે અત્યાર સુધી વિમુખ રહેલા વસંતના આગમનનું પ્રયોજન સમજાઈ ગયું:

પોડા માઠે માઠે વસન્ત આઠે જેગે[3]

આ કલ્પનમાં નિશ્ચિત સફળતાનો ઉલ્લાસ, સમાજક્રાન્તિનું સ્વપ્ન પૂર્ણ થવાની ઉજ્જ્વલ શ્રદ્ધા વ્યક્ત થયાં છે પરંતુ સૂકા ખેતરોમાં વસંત શું પોતાનો સમગ્ર સંભાર લઈને છેવટ સુધી ખીલી શકશે ખરી? શંકા કરવાનું શું કોઈ જ કારણ નથી, નેતિનું શું કોઈ જ ચિહ્ન નથી? એના જવાબમાં હવે જાણવા મળે છે.

ફુલ ફુટુક ના ફુટુક
આજ વસન્ત

૧ વસંત સપરિવાર તો ય રાજીનામું પાઠવશે નહીં? ૨ વસંત સાચે જ આવશે? શી જરૂર છે આવવાની? ૩ સૂકા ખેતરે ખેતરે વસંત ઊઠી ખીલી

## સુભાષ મુખોપાધ્યાય

## ફુલ ફુટુક ના ફુટુક

ફુલ ફુટુક ના ફુટુક
આજ વસન્ત

શાનબાંધાનો ફુટપાથે
પાથરે પા ડુબિયે એક કાઠખોટ્ટા ગાછ
કચિ કચિ પાતાય પાંજર ફાટિયે હાસછે

ફુલ ફુટુક ના ફુટુક
આજ વસન્ત

આલોર ચોખે કાલો ઠુલિ પરિયે . તારપર ખુલે
મૃત્યુર કોલે માનુષકે શુઇયે દિયે તારપર તુલે
જે દિનગુલો રાસ્તા દિયે ચલે ગેછે
જેન ના ફેરે

ગાયે હલુદ દેઓયા બિકેલે
એકટા દુટો પયસા પેલે
જે હરબોલા છેલેટા
કોકિલ ડાકતે ડાકતે જેત
—તાકે ડેકે નિયે ગેછે દિનગુલો

લાલ કાલિતે છાપા હરફે ચિઠિર મત
આકાશટાકે માથાય નિયે
એ ગલિર એક કાલોકુચ્છિત આઈબુડો મેયે
રેલિંગે બુક ચેપે ધરે
એઈ સબ સાતપાંચ ભાબછિલ

ઠિક સેઇ સમય
ચોખેર માથા ખેયે ગાયે ઉડે એસે બસલ
આ મરણ! પોડારમુખ લક્ષ્મીછાડા પ્રજાપતિ![1]

તારપર દડામ કરે દરજા બન્ધ હબાર શબ્દ

અન્ધકારે મુખ ચાપા દિયે
દડિપાકાનો સેઇ ગાછ તખનઓ હાસછે

૧ બંગાળીમાં એ વિશિષ્ટ અર્થ છે. પતંગિયું ને જમાઈ ન્ય ને શરીરે પતંગિયું બેસે એને લગ્નની આગાહી માનવામાં આવે છે

## અનુવાદક: જયન્ત પારેખ

# ફૂલ ફૂટો કે ન ફૂટો

ફૂલ ફૂટો કે ન ફૂટો
આજ વસંત.

ફરસબંધ ફૂટપાથે
પાણામાં પાય ખોડીને એક સૂકુંઠઠ ઝાડ
કૂંણાં કૂંણાં પાનથી પાંસળાં ફાડીને હસે છે.

ફૂલ ફૂટો કે ન ફૂટો
આજ વસંત.

તેજની આંખે કાળા દાબડા પહેરાવીને...પછી ખોલીને
મૃત્યુને ખોળે મનુષ્યને પોઢાડી દઇને...પછી ઉઠાડીને
જે દિવસો રસ્તે થઇને ચાલી ગયા છે
એ જાણે પાછા ફરે જ નહીં તો કેવું!

શરીરે પીઠી ચોળેલી સાંજે
એકબે પૈસા પામીને
જે હરખેલો છોકરો
કોયલ બોલાવતો બોલાવતો જતો
—એને ય સાદ પાડીને લઈ ગયા છે દિવસો.

લાલ શાહીથી છાપેલી પીળી કંકોતરી જેવા
આકાશને માથે ઓઢીને
આ શેરીની એક કાળીકૂબડી કુંવારી કન્યા
રેલિંગે છાતી દબાવીને
આવા કંઈ સત્તર વિચાર કરતી'તી—

બરાબર એ જ ઘડીએ
ઊડી આવીને આંખો મીંચીને શરીરે બેસી ગયું
એ માડી રે! બળ્યા મોંનું અભાજિયું પતંગિયું!

પછી ધડામ કરતો દરવાજો બંધ થવાનો અવાજ.

અંધકારમાં મોઢું દબાવીને
અમળાયેલું એ જ ઝાડ ત્યારે પણ હસે છે.

નિરાશાનો સમગ્ર પરિવેશ સ્વીકાર્યા પછી પણ એમાં માથું ઊંચું રાખીને ઊભા રહેવાનું નક્કી કરીએ ત્યારે જ પડકારનો સૂર કાઢી શકાય છે:

ફુલ ફુટુક ના ફુટુક
આજ વસન્ત.

એટલે જ કાવ્ય રચાયું એ પછીના માત્ર દસ વર્ષના ગાળામાં જ આ પંક્તિ કહેવત રૂપ બની ગઈ છે.

આ પંક્તિ કહેવતરૂપ બની છે એનું કદાચ બીજું પણ એક કારણ છે. નિત્યના વ્યવહારની ભાષામાં રચાયેલા આખા યે છન્દોમુક્ત કાવ્યના આ એક જ શ્લોકમાં એકાએક (કદાચ એ સભાન રીતે ન પણ યોજાયો હોય) અન્તર્લીન છંદનો આંદોલ પ્રગટે છે, ને તરત જ વાચકના મનમાં ગુંજવા માંડે છે. ફુટુક, ફુટુક, વસન્ત—આ ત્રણ શબ્દ લઈ જોઈએ. એમના ફુટુક્/ફુટુક્/વસન્/તો—એ પ્રમાણે ઘટક પડે છે. પહેલા ત્રણે ય ઘટકમાં એક સ્વરાન્ત ને એક વ્યંજનાન્ત શ્રુતિ છે. એને લીધે ખાસ્સો નિયમિત સ્વરભાર (એક્સેન્ટ) પડે છે ને આ શબ્દોમાંથી કૂચગીતનો લય પ્રગટતો સંભળાય છે. હવે પ્રત્યેક ઘટકની આગળ એક વધારાની શ્રુતિ જોડી દઈએ—(ફુલ) ફુટુક/ (ના) ફુટુક/ (આજ) વસન્/તો—ને એમને ઝડપથી 'ફુલ, ફુટુક્ ના ફુટુક્ આજ્ વસન્તો' એમ વાંચીએ તો લોહીને તાલે તાલે ઊપડતાં કદમની સાથે સાથે છેલ્લે આવતો 'તો ધ્વનિ ઉચ્ચારતાં વેંત માથું ઊંચું કરવાની ઇચ્છા થાય અને તરત સમજાઈ જાય કે આ યુગના કાવ્યરસિકોનાં મનમાં આ પંક્તિ પોતાનાં વાણી ને વિન્યાસથી ગૂંથાઈ જવાની એ ખૂબ જ સ્વાભાવિક

કાવ્યનો પ્રથમ ખંડ વાંચતાં ખાસ કોઈ જટિલતા નડતી નથી. ફરસબંધ ફૂટપાથ પર સૂકુંઠ ઝાડ નજરે પડતા જ આપણને પરિચિત કલકત્તા શહેરનો પટ આખ સામે પથરાઈ જાય છે. ઝાડ પાસળીફાટ હાસ્ય કરતુંકરતું, કવિની જેમ, દેખીતા જ નિરાસક્ત કૌતુકથી જરા દૂર સરીને ઊભુ રહે છે. આ નગરનિર્ભર ઝાડને પથ્થરમાથી જ જીવનરસનો સંચય કરીને ટકી રહેવુ પડે છે. આના પછી વાસ્તવિક જીવનની ગતિનું ચિત્ર જોવા મળે છે. અધકાર તેમ જ મૃત્યુથી લીંપાયેલા દિવસો વીત્યે જાય છે, કોયલનુ અનુકરણ કરતો હરઓલો છોકરો પણ કાળના પ્રવાહમા લીન થઈ જાય છે, ને આ બધા વિચાર કરે છે એ ગહિર એક કાલોકુચ્ચિત આઈબુડો મેઘ.

આટલે સુધી વાચીને એક વાર તો અટકી જવુ પડે છે. કુવારી કન્યા? રેલિંગે છાતી દબાવીને કુંવારી એવી એક કાળી-કૂબડી કન્યા આવા કંઈ સત્તર વિચાર કરતી હતી. પછી તો ગાયે હલુદ, હલ્દે ચિડિ, આઈબુડો, પ્રજાપતિ—આ બધા શબ્દો ભેગા થઈને એકાએક મનમા પહેલી પક્તિના પડઘા પાડે છે: ફૂલ ફૂટુક ના ફૂટુક. કાવ્યમા પ્રવર્તતા કૌશલને લીધે આ શબ્દોનો વ્યાપ અનેકગણો વધી જાય છે, લગ્નની સાથે ફૂલ શબ્દનો સંબંધ અકળ રીતે રચાતો જાય છે, ને પહેલા પક્તિમા સાચે જ માથુ ઊંચુ કરવાનો સૂર સંભળાયો હતો તેમા હવે કંઈક આસુની છાયા, કરુણની રેખા ભળે છે ફૂલ ફૂટો કે ન ફૂટો, તો ય આજ વસંત આ જ ખુમારીભર્યા સ્વીકારની સાથે સાથે એમા ફૂલ ફૂટો કે ન ફૂટો, તો ય, આજ વસંત એવો એક

(અનુસંધાન પૃષ્ઠ ૧૦૫થી)

પૂર્ણપ્રતિ સાધનાએ, પ્રત્યેક
પગ્મ એ પૂર્ણ લેવા બાધી.

મારે માનુષી મુખે એ
'નેતિનેતિ' કહી વર્ણવાય,
તેનો ભાવાત્મક અનુભવ,
હે આત્મસ્થ! આપ થકી થાય.
તમોને તે સત કેવુ
સુદૃઢ સ્વરૂપે પ્રત્યક્ષ થાય!
તેની મુને રાતદિન રઢ થાય.

તેથી, જત લખવુ કે,
એ પરલોક
જોયાની મને હોશ,
રહ્યાની મને હોશ
વળી આહી કાઈ નથી બાકી,
હવા જીવ લાગે નહિ
બ   ધુ સમેટ્યુ, બ...ધુ તૈયાર
તો બોલાવી લ્યો,
એટલી જ વાર.

ને, પ્રિય!
પેલી જે વીસર્યો
તમારી માનીતી લેખણ,
તે ય સગે લાવુ ને?
લખજો.
તેડુ વેળાસર મોકલજો

એ જ
લિખિતંગ
તમલણી પ્રયાણાર્થે
ઉત્સુક, ના, તત્પરના
દર્શનાભિલાષ.

[તરતમા પ્રગટ થનાર સંગ્રહ 'પરલોકે પત્ર'માથી]

# વીરુ પુરોહિત

## શિશુમૃત્યુ

તારા ઝબલાને આજ તારા ડીલથી ઉતારતાં
આ હાથ મારો આટલો કાં ધ્રૂજે...?

કેટલો ઉમંગ તારા આવ્યાનો માણી
અમે કેટલાંય લાડ બની મો'રિયાં,
તેં તો લાકડીના ઘોડાને ડચકારી ડચકારી
કેટલી ય વાર હૃદય ચોરિયાં,
કાંટાળો મારગ તેં ચીંધીને સોડય તાણી
મારગ પણ અમને ના સૂઝે...
તારા ઝબલાને આજ તારા ડીલથી ઉતારતાં
આ હાથ મારો આટલો કાં ધ્રૂજે...?

તારા મોઢામાં દેતી હું પેંડાનો ટુકડો
'ને કહેતી કે 'ખા તું હબૂક કોળિયો;'
તારી છાતીએ એ જ હાથ પેંડો મૂકે
'ને તું તો મરકે છે સાવ જાણે ભોળિયો,
તને ચૂમી ભરું કે ધરું છાતીએ વારવાર
એક્કે ઉપાય નહીં સૂઝે...
તારા ઝબલાને આજ તારા ડીલથી ઉતારતાં
આ હાથ મારો આટલો કાં ધ્રૂજે...?

કેટલીક વાર મારે અરધી તે રાતનાં
ઝબકી ઝબકીને હવે જાગવાં?
રન્નાના રથ ફરી રોકી રોકીને
મારે કેટલાંક વરદાનો માગવાં?
હશે કેટલા જનમનાં આ પાપ કહો રામ!
ફરી પારેવાં ચણ નહીં સૂંઘે...
તારા ઝબલાને આજ તારા ડીલથી ઉતારતાં
આ હાથ મારો આટલો કાં ધ્રૂજે...?

પ્રચ્છન્ન નિશ્વાસનો દાબ વરતાવા માંડે છે. પડકાર ને કરુણના મિશ્ર સૂરને લીધે જ આ પંક્તિ વધુ સમૃદ્ધ ને વધુ વાસ્તવિક બની જાય છે ને અનેક સ્તરે વિહાર કરવા માંડે છે.

'પ્રજાપતિ' શબ્દ પણ વિચારવા જેવો છે. 'આ મરણ!' એ ઉદ્ગારમાં વ્યક્ત થતો સૂર ધ્યાનમાં લેતાંવેંત સમજી શકાય છે કે પતંગિયું બળ્યા મોંનું અભાગિયું છે, પણ એ કાંઈ 'પદાતિક'નું પતંગિયું તો નથી જ:

એ સબ કેવલ બુર્જ્વાદેર માયા
આમરા તો નઈ પ્રજાપતિ-સન્ધાની
અન્ત આજ માડાઈના તાર છાયા.[1]

આટલી નિષ્ઠુરતાથી હવે કવિ જરા ય બોલતા નથી, ક્યાંક કોઈક માયા વરતાય છે. પરંતુ એવું જ હોય, માયા વરતાતી હોય, તો પછી અંધકારમાં મોઢું દબાવીને અમળાયેલું ઝાડ ત્યારે પણ હસે છે શા માટે? અહીંયાં ધ્યાનમાં લેવું જોઈએ કે હવે સૂકાઠઠ ઝાડનું પાંસળાં ફાટ હાસ્ય રહ્યું નથી. કુંવારી કન્યાની ઘટના બની ગયા પછી તો એ અટ્ટહાસ્ય બેશક અમાનુષી લાગ્યું હોત. એટલે જ કહે છે કે એ એકસરખું મોઢું દબાવીને હાસ્ય કરે છે. જાણે કહેતું ન હોય: 'તમને કાંઈ જ ખબર નથી, મને બધી યે ખબર છે!' પરંતુ શું ખબર નથી? પતંગિયાની શોધ કરતા મન પર કટાક્ષ કરવા માટે એ આમ હસે છે? એવું જ હોય તો પેલી માયા-કરુણાનો કોઈ સવાલ જ ઊભો થતો નથી?

૧. એ સહુ તો કેવળ બૂર્ઝ્વાઓની માયા
અમે તો કરતા નથી કાંઈ પતંગિયાની શોધ
આજે તો હું નથી જ ક્યડતો એની કાયા.

ના, આ આક્રમણ એના પર નથી; હાસ્યનું આક્રમણ તો કાવ્યના કેન્દ્રરૂપ આ પંક્તિ પર છે:

તારપર દડામ કરે દરજા બન્ધ હજાર શબ્દ.

આ રીતે દરવાજો બંધ કરીને તો બહારના વિશ્વને જાકારો દેવામા આવે છે. આની ભૂલને જીવન ક્યારે ય ચલાવી લેતુ નથી. આવુ વિચારીને જ અમળાયેલું ઝાડ, નિયતિની જેમ, ગાઢ બનેલ અંધકારમા મોઢુ દબાવીને હાસ્ય કર્યા કરે છે.

બીજા એક કાવ્યમા કવિએ કહ્યુ છે:

> એઈ પૃથ્વીને ભર દિયે દાँડયે
> દેખ
> આમિ જટાય બाँધછિ
> વેદનાર, આકાશગગા.[2]

આકાશગગાને શિર પર ઝીલતી વેળાએ પૃથ્વી પર જ પગ માડીને ઊભા રહેવુ છે. મને લાગે છે કે વેદનાને ધરતીના આધારની આ વાત કાવ્યના અણુએ અણુમા ભળી ગઈ છે.

વેદના તેમ જ ધરતીનો આધાર કાવ્યમા અનુસ્યૂત રહ્યો છે, પરતુ કવિએ પોતાની આ બને ભૂમિકાનો સહજ સ્વાતંત્ર્યથી કાવ્યમા વિનિયોગ કરી લીધો છે. એક બાજુ આ કાવ્યના સ્થિર અધિનાયક જેવુ ઝાડ છે, ધરતીને આધારે ઊભુ ઊભુ એ ભવિષ્યને જાણે છે—બીજી બાજુ વર્તમાનમા રચ્યુંપચ્યુ ગતિમાન નગરજીવન છે. બનેમા કવિના બે અલગ અલગ અસ્તિત્વ છે. ને એ જ કારણે પહેલા ત્રણ શ્લોક પૂરા થાય છે કે તરત જમણી બાજુ અલગ

---

૨ જુઓ મારી જટામા ઝીલુ છુ વેદનાની આકાશગગા

# ચન્દ્રકાન્ત દત્તાણી

## પાંદડું લીલાશ

આ પાર કાળઝાળ ખેતર અમારા
    ને ઓલી પા લીલી તારી લખલખ મોલાત,
    એક પાદડુ લીલાશ તો આપ, મારા વા'લમા,
        પાદડુ લીલાશ તો આપ!...

સાવ રે એકાન્તના ઓછાયા પી-પીને
    કેમ રે વીતાવવી રાત,
પીળા પવનની પીછીથી ચીતરવી
    કેમ કરી વેદનાની વાત,
સામટુ આકાશ ભલે આપ નહિ, વા'લમા,
    પણ ચપટી નીલાશ તો આપ!
    મારા વા'લમા, પાદડુ લીલાશ તો આપ!...

કોરીમોરી કેડીઓની ડાળ ઉપર ફૂટે ના
    પગલાના કોઈ પારિજાત,
આવન ને જાવનના સૂના કઠાર વચ્ચે
    ખળખળતા રણની બિછાત,
ઘેઘૂર ભીનાશ ભલે આપ નહિ, વા'લમા,
    પણ ભીનો આભાસ તો આપ!'
    મારા વા'લમા, પાદડુ લીલાશ તો આપ'...

આખોના ઓગળતા સૂરજ પર ઊગે હવે
    ભૂરા અંધારાની ભાત,
ઓસરતા ઝાઝવાના જળમા ડૂબે રે મારી
    ઝખનાની મોઘી મિરાત,
ભર્યા ભર્યા શ્વાસ ભલે આપ નહિ, વા'લમા,
    પણ ખાલી નિશ્વાસ તો આપ!
    મારા વા'લમા, પાદડુ લીલાશ તો આપ! ..

## ચીનુ મોદી

### ગઝલ

પોતીકી પળ કરવા માટે
હિંચું છું હિંડોળા-ખાટે.

મૃત્યુનો પડછાયો મળશે
આખરમાં શ્વાસોના સાટે.

ખળતું ઘર મૂકીને ચાલો
અંધારાની વાટે વાટે.

પિંજરમાં પંખી ફેલાશે
કલરવ પણ વેચાશે હાટે.

ફેલાશે પાણીના રંગો
પગલાં ભરશું તો ય ઉચાટે.

## મુકુન્દરાય વિ. પારાશર્ય

### ભજન

કેડા પાડીને કેમ જઈએ?
રે સંતો વ્હાલા!
પાંખોને કેમ પરહરીએ?

કેડા પાડે ને પાછળ હાલે એ સહુનું વ્હાલા,
ઓછું ન મૂલ મૂલવીએ.
અંતરયામી છે સહુનો મારગ ઉજાળનારો,
એનો અનાદર ન કરીએ. રે સંતો–૦

ધરતીને પાયે લાગી, આશિષ માગી વ્હાલા,
સમરણ કિરતાર કેરું કરીએ.
ક્યાંથી પડાય કેડા? પાંખાળો જીવ એવો,
ગગને અપંથે ઊડી જઈએ. રે સંતો–૦
આવે દિનરાત કેરાં તેજ ને અંધારાં, વ્હાલા,
ઊલટમાં એક માની લઈએ.
માનસની ભૂખ એવી, અંતરની સૂઝ એવી,
દિશને અંધાણે પરવરીએ. રે સંતો–૦

તારવેલા ખંડમાં, નવી ચાલ (movement) શરૂ થાય છે.

નવા ખંડમાં ગતિનો આ નવો મરોડ જુદી જ રીતે આવ્યો છે. સમાનધર્મી શબ્દોના વારાફરતી પુનરાવર્તન...કાલો દુલિ પરિયે/તારપર ખુલે/...શુઈયે દિયે/તારપર તુલે... અહીંયાં હવે 'ફુલ ફુટુક'-ની દ્રુત ગતિની ચાલ રહી નથી. પરિયે ખુલે શુઈયે દિયે તુલે–એક પછી એક આટલાં બધાં કૃદન્તના અતિરેકથી અવિરત થાકનો ભાવ જાગે છે, ને દિનચર્યાનું ચક્ર પાછું આવી જ રીતે ફરે એવું આપણને મન થતું નથી. દિનરાત્રિની નિર્જીવતાનું કલ્પન પણ અહીંયાં સરસ રીતે ઊપસે છે. દિવસ પછી રાત, પછી પાછો દિવસ; પરંતુ કાળા દાબડા (રાત્રિ) પહેર્યા પછી આંખોને હવે પછીનો દિવસ નિસ્તેજ દેખાય છે, ને ફરી ક્યારે ય તેજનો જન્મ થાય એવું લાગતું નથી. મૃત્યુના જેવી નિદ્રામાંથી મનુષ્યને જગાડીને પાછો દિવસના પ્રવાહમાં મૂકી દેવામાં આવે છે ત્યારે એ પણ પોતાના જીવનની પહેલાંની સ્થિરતા પ્રાપ્ત કરી શકતો નથી, હવે સમય પણ એને નિર્જીવ પૂતળું ગણીને જ એની સાથે વર્તે છે. એથી જ

આલોર ચોખે કાલો દુલિ પરિયે
তারপর খুলে
મૃત્યુર કોલે માનુષકે શુઈયે દિયે
તારપર તુલે
જે દિનગુલો રાસ્તા દિયે ચલે ગેછે

એ જાણે હવે પાછા ફરે જ નહીં તો કેવું! પરંતુ આ બધા કોના વિચાર છે? અત્યારે તો એવું લાગે છે કે કવિના છે. એ પાછા ફરે જ નહીં માટેની શરત શી છે? એની

તો આપણને અત્યારે ખબર નથી

જે હરખેલો છોકરો હવે દેખાતો જ નથી, પ્રેમ (કોકિલ ટાકતેડાકતે જેત) ને કરુણા (એકટા ફૂટો પયસા પેલે)ની નિશાની લઈને જે જડતાભર્યા દિવસોના પ્રવાહમા તણાઈ જાય છે, એની વાત સુધી આવતા જ બીજુ એક વિશિષ્ટ કલ્પન સાંપડે છે, પરતુ આપણે હજી પણ કાવ્યના કેન્દ્રમા પહોચ્યા નથી કવિ પોતાના

કથાશુવોકે પાયેર ઓપર હૉડ કરાતે[1]

ને પ્રત્યેક છાયાને આખ ઉઘાડવાની જે ઇચ્છા વ્યક્ત કરે છે એ તો પાછળના ખડમા, જ્યા આપણે એકએક પાનની મોઢામોઢ, કાળીભૂખરી કુંવારી કન્યાના પાનની મોઢામોઢ આવી જઈએ છીએ ત્યા, પાર પડતી લાગે છે આ સજીવ પાન સામે આવતા જ ખબર પડે છે કે દિવસના સબધમા જે કાંઈ નિરાશાભરી હારીની વાત થઈ છે એ કાંઈ કવિની હાર નથી એમા તો નાટ્યાત્મકતા છે, પણ આગલા બે શ્લોકમા આપણને જાણવા મળે છે એ તો ખરેખર કન્યાના જ વિચાર છે

એ વખતે શરીરે પીળી ચોળીસો સાજ એ શબ્દો કન્યાદીપ્ત તેજનુ અનલકૃત વર્ણન કરવા માટે જ નથી યોજાયા, ઊલટુ એનાથી તો કન્યાના ઉંવાનો ભાર પૂરેપૂરો પુજીભૂત થઈ ઊઠે છે. એ જ રીતે એના છિન્નભિન્ન સ્વપ્ના દાનથી આકાશ

લાલ કાલિતે છાપા હટ્ટે ચિરિર મત

દેખાય છે કવિકર્મની કુશળતાની દૃષ્ટિએ સમજી શક્યા પછી પણ (કે કદાચ એને લીધે જ) આ પક્તિ મને પોતાને તો અસરકારક નથી જ લાગતી. કદાચ એમાનુ કલ્પન નબળુ છે એ કારણે પણ હોય તેમ છતા અનેક વાચકોને એ મુગ્ધ કરે તો નવાઈ નહીં આ આકાશ કાંઈ ક્ષિતિજની કોર પરનું આકાશ નથી કે સંધ્યાના રગનો વિચાર કરીને આ કલ્પનનો સ્વીકાર કરી શકાય અહીંયા તો માથે ઓઢેના આખા યે આકાશની વાત છે એનાથી લાલ અક્ષર છાપેલી પીળી કંકોતરીનું કલ્પન કેટલુ સ્પષ્ટ થાય છે એ વિષે શકા કરવાનુ કારણ રહે છે વળી શરીરે પીળી ચોળીની સાજ તેમ જ આ પીળી કંકોતરી એ બન્ને કલ્પન ભેગા થઈને, કુંવારી કન્યા માટેના ચહેરવાના સૂચન રૂપે યોજાયા હોય તો કહેવુ જોઈએ કે એ આ કાવ્યમા કન્સીટ જેવા બની જાય છે પહેલેથી કરેલી યોજના પ્રમાણે નિપુણતાથી રચેલા અલકાર આ રીતે જો કવિની યોજનાને છતી કરી દે તો કલ્પનની પકડ સાવ ઢીલી જ પડી જાય ને!

કન્યાની સામે તો પણ આ બધા ઇચ્છાપૂરણના ચિત્ર છે, ઝાંઝવાના જેવી અશક્ય સાર્થકતાના સ્વપ્ન છે એને લીધે જ એ વિચાર કરે છે કે દિવસો હવે પાછા ફરે જ નહીં તો કેવુ! પરતુ એમ તો કેવી રીતે બને? એક પતગિયુ એને સ્વપ્નમાથી જગાડીને પાછુ વર્તમાનની મોઢામોઢ લઈ આવે છે વાસ્તવમા એમાં લાવવા માટે કોઈ કઠોર આઘાતની રચના નથી કરી. કવિ જાણે અન્યમનસ્કતા ભાગવા માટે મજાક કરતા હોય તેમ શરીરે માત્ર એક ટકોરો જ મારે છે, ને તરત

દડામ કરે દરજા બન્ધ હબાર શબ્દ.

દિવસો જાણે પાછા ફરે જ નહીં તો કેવુ? પરતુ એ પાછા ફરે જ નહીં એ માટેની શરત શી છે? એને માટેની તૈયારી કઈ? દરવાજો બન્ધ થવાનો શબ્દ સાભળીને જ્યારે અમળાયેલુ ઝાડ મોઢું દબાવીને હસ્યા કરે છે ત્યારે આ બને ધ્વનિ વચ્ચેના તૂટેલા સબધમાથી જ એનો જવાબ મળી જાય છે બહારના જીવન સાથેનો પોતાનો સબધ તોડી નાખીને નહીં, એની વચ્ચોવચ રહીને જ પ્રવૃત્ત થવુ પડશે અધૂરપની વેદનામા જાતનો તિરસ્કાર કરીને નહીં, એ વેદનાને આત્મસાત્ કરીને ધરતીના કેન્દ્રમા ઊતરવુ પડશે કારણ

ફુલ ફુટુક ના ફુટુક
આજ વસન્ત

પરતુ આ પક્તિ ફરી પાછી આવતી જ નથી, એમા કેટલો ઉચિત સયમ વ્યક્ત થાય છે.

---

૧ સહુ શબ્દોને પગની ઉપર ઊભા કરવા



કવિ નાનાલાલ

કાઠિયાવાડ એજન્સીના શિક્ષણાધિકારી થયા ત્યારે · ઈ. ૧૯૨૧માં

(નાના ફોટો બ્લૉક 'કુમાર'ના સૌજન્યથી; બાકીના મહાકવિ નાનાલાલ ટ્રસ્ટના

શૃંગાર-વીર-ભક્તિ રસના એ અજોડ ગાયક છે. જીવન અને કલા ઉભય પક્ષે 'પુણ્ય'ના આગ્રહી નાનાલાલની સાહિત્યસૃષ્ટિમાં ધર્મ, નીતિ અને સદાચારની કિરણાવલિ ફેલાવતો પુણ્યનો સૂર્ય ક્વાપિ ઝાંખો પડ્યો નથી. ડોલન શૈલીનું આજ સુધી અનુલ્લંઘનીય સીમાચિહ્ન એ આંકી ગયા છે. 'વસંતોત્સવ'થી લઈને 'વિશ્વગીતા' સુધીમાં એમની સકલ જીવનદૃષ્ટિનો સુરેખ સચોટ ખયાલ પામી શકાય છે.

પ્રકૃતિએ નીડર, સ્વમાની, આગ્રહવાદી નાનાલાલ જેટલા ક્ષાત્રત્વથી ઓપતા છે તેટલા જ નિખાલસતા, ઋજુતા અને વિવેકસભર બ્રાહ્મણત્વથી દીપતા છે. એમના આતિથ્યસત્કારની તો એક કહેતી જેવી ખ્યાતિ ગુજરાતવ્યાપ્ત છે કોઈને પણ નમતું નહિ જોખનાર પૂર્વવયના કવિ અર્જુનમ યોદ્ધા છે તો ઉત્તરવયના કવિ ઋષિ છે. આવા મહા પ્રતિભાશાળી કવિએ અર્ધી સદી સુધી અવિરત સાહિત્યસાધના કરતાં કરતાં ૧૯૪૬ની ૧લી જાન્યુઆરીએ અંતિમ કાવ્ય લખી ૯મી જાન્યુઆરીએ પોતાની 'પ્રેમભક્તિ'ભરી જીવનલીલા સંકેલી લીધી. તેને આજે પા સદી પૂરી થાય છે ત્યારે એ પુણ્યાત્માને અંતરના અભિવંદન હો! —ધીરુ પરીખ

## 'કવિલોક' ભેટ

આદિવાસીઓ તથા પછાત કોમોમાં કવિતાની સમજ અને આસ્વાદ પ્રકટાવવાના આશયથી શ્રી વાડીલાલ ડગલી તરફથી અને ભાવનગર જિલ્લાના ગ્રામપ્રદેશની લોકશાળાઓ તથા માધ્યમિક શાળાઓ માટે શ્રી જગદીશભાઈ ખીમાણી તરફથી અમને પંદર પંદર લવાજમોની રકમો ભેટ મળી છે તેમની યાદીઓ આ નીચે આપી છે એ બંને સજ્જનોનો આભાર માનીએ છીએ.

૧. શ્રી આશ્રમશાળા, મોટી-ચીખલી, તા. છોટાઉદેપુર
૨. પોસ્ટ બેઝિક આશ્રમ શાળા, ઘેલવટ, તા. છોટાઉદેપુર
૩. શ્રી ભારતી કન્યા છાત્રાલય, રાજપુરા, તા. સાવલી
૪. શ્રી કસ્તૂરબા કન્યા છાત્રાલય, ચિત્રાસણી, તા. પાલનપુર
૫. શ્રી આદિવાસી કન્યા છાત્રાલય, રાજપીપળા
૬. શ્રી આદિવાસી કન્યા છાત્રાલય, પાટ, તા. સાગબારા
૭. શ્રી નાનીબહેન મહેતા, પછાતકોમ કન્યા છાત્રાલય, ઉદવાડા
૮. શ્રી જ્ઞાનોદય કન્યા છાત્રાલય, બલવાડા, તા. ચીખલી
૯. શ્રી ભારતી કન્યા છાત્રાલય, સાગટાળા, તા. દેવગઢબારિયા
૧૦. શ્રી વાત્સલ્યધામ કન્યા છાત્રાલય, મઢી, તા. બારડોલી
૧૧. શ્રી કસ્તૂરબા માધ્યમિક કન્યા છાત્રાલય, વાંકલ (માંગરોળ)
૧૨. શ્રી કસ્તૂરબા કન્યા છાત્રાલય, રાયપુર, તા. ભીલોડા
૧૩. શ્રી અરવલ્લી છાત્રાલય, પોશિના, તા. ખેડબ્રહ્મા
૧૪. શ્રી આદિવાસી કુમાર છાત્રાલય, સરડોઈ, તા. મોડાસા
૧૫. શ્રી માધ્યમિક આશ્રમશાળા કુમાર છાત્રાલય, પ્રતાપનગર

૧. ગ્રંથપાલ, લોકશાળા, ખડસલી (વાયા વીજપડી)
૨. લોકશાળા, વાળુકડ (વાયા પાલીતાણા)
૩. ગ્રામ દક્ષિણામૂર્તિ, આંબલા (વાયા અમરગઢ)
૪. કે. કે. હાઈસ્કૂલ, સાવરકુંડલા (જિ. ભાવનગર)
૫. ગ્રામ દક્ષિણામૂર્તિ, મણાર (વાયા તખ્તેશ્વર)
૬ લોકશાળા, નેસડી (વાયા સાવરકુંડલા)
૭. કુંડલા હાઈસ્કૂલ, સાવરકુંડલા
૮. શ્રી ગર્લ્સ હાઈસ્કૂલ, સાવરકુંડલા
૯. શ્રી મહિલા અધ્યાપન મંદિર, સાવરકુંડલા
૧૦. બુનિયાદી મા. શાળા, ખડસલી (વાયા વીજપડી)
૧૧. માધ્યમિક શાળા, ગાધકડા (વાયા સાવરકુંડલા)
૧૨. બુનિયાદી મા. શાળા, લીખાળા (વાયા સાવરકુંડલા)
૧૩. બુનિયાદી મા. શાળા, વીજપડી (જિ. ભાવનગર)
૧૪. માધ્યમિક શાળા, જેસર (વાયા સાવરકુંડલા)
૧૫. શ્રી રવિભાઈ વ્યાસ, ડેડકડી (વાયા વીજપડી)

આ રીતે આપ પણ આપની ભાવના મુજબની શાળાઓ, કૉલેજો, પુસ્તકાલયો કે મિત્રોને ભેટ મોકલી શકો.

સુંવાળી, રંગભરી, સ્વપ્નસુંદર સ્ત્રીસુલભ

# રૂબાયત

## કોહિનૂર ની સાડીઓ

સ્વપ્નસુંદર સુંવાળપભરી શણગાર
માટે...રૂબાયત સાડી પહેરો!
[illegible]માં તમે [illegible] તરી આવશો,
[illegible]ને તમારી અદેખાઇ થશે,
તમે [illegible]માં કેન્દ્રરૂપ બની રહેશો.
રૂબાયતની નાજુક સુંદરતા
તમારા શણગારને અનેરો
[illegible] અર્પે છે...દરેક પ્રસંગ
તમારે માટે એક યાદગાર
પ્રસંગ બની રહે છે.
તમે આવી અનન્ય
સુંવાળપભરી અને
મનોહારી સાડી આજ
સુધી જોઇ નહિ હોય.
વૈવિધ્યભર્યા અનેક
સ્વપ્નસુંદર રંગો
અને ડિઝાઇનોમાં
આ સાડીઓ મળે છે
...તમારી પસંદની
ખરીદી લો. તમારા
પ્રત્યેક મનોભાવને
અનુરૂપ રૂબાયત
સાડી તમને
મળી રહેશે.



ધી કોહીનૂર મિલ્સ કંપની લિમિટેડ,

કાપડ ઉદ્યોગમાં સદા જાજવલ્યમાન, કોહીનૂર 

પુણ્યનો સૂર્ય કદાપિ ઝાંખો પડયો નથી. ડૉલન રા
આજ સુધી અનુલ્લંઘનીય સીમાચિહ્ન એ આંકી -
છે. 'વસંતોત્સવ'થી લઈને 'વિશ્વગીતા' સુધીમાં એ
સકલ જીવનદૃષ્ટિનો સુરેખ સચોટ ખયાલ પામી શકાય

પ્રકૃતિએ નીડર, સ્વમાની, અહમવાદી નાનાલાલ જે
ક્ષાત્રત્વથી આપતા છે તેટલા જ નિખાલસતા, ઋજુતા

આદિવાસીઓ તથા પછાત કોમોમાં કવિતાની
તરફથી અને ભાવનગર જિલ્લાના ગ્રામપ્રદેશની
ખીમાણી તરફથી અમને પંદર પદર લવાજમોની .
સજ્જનોનો આભાર માનીએ છીએ:

૧. શ્રી આશ્રમશાળા, મોટી-ચીખલી, તા. છોટાઉદેપ
૨. પોસ્ટ બેઝિક આશ્રમ શાળા, ઘેલવટ, તા. છોટા-
૩. શ્રી ભારતી કન્યા છાત્રાલય, રાજુપુરા, તા.
૪. શ્રી કસ્તૂરબા કન્યા છાત્રાલય, ચિત્રાસણી, તા. પ
૫. શ્રી આદિવાસી કન્યા છાત્રાલય, રાજપીપળા
૬. શ્રી આદિવાસી કન્યા છાત્રાલય, પાટ, તા. સાગબ
૭. શ્રી નાનીબહેન મહેતા, પછાતકોમ કન્યાછાત્રાલય, દઇ
૮. શ્રી જ્ઞાનોદય કન્યા છાત્રાલય, બલવાડા, તા. ચ.
૯. શ્રી ભારતીકન્યાછાત્રાલય, સાગટાળા, તા. દેવગઢબ
૧૦. શ્રી વાત્સલ્યધામ કન્યા છાત્રાલય, મઢી, તા. બાર
૧૧. શ્રીકસ્તૂરબામાધ્યમિકકન્યાછાત્રાલય, વાંકલ(મ
૧૨. શ્રી કસ્તૂરબા કન્યા છાત્રાલય, રાયપુર, તા. બોડેલી
૧૩. શ્રી અરવલ્લી છાત્રાલય, પોશિના, તા. ખેડબ્રહ્મા
૧૪. શ્રી આદિવાસી કુમાર છાત્રાલય, સરકોઈ, તા.
૧૫. શ્રી માધ્યમિક આમશાળા કુમાર છાત્રાલય, મ

આ રીતે આપ પણ આપની ભાવના મુજબની

# કુટુંબ



સ્વસ્થ અને સુખમય જીવન માટે

# નિયોજન

વધુ વિગત માટે નજીકના પરિવાર કલ્યાણ કેન્દ્રનો સંપર્ક સાધો

# કવિલોક

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર

હેમંત · ૨૦૭૭

અંક ૭૮



## વિનયપ્રભરચિત
# ગૌતમસ્વામીનો રાસ

ડૉ. રમણલાલ શાહ

રાસકૃતિઓના સર્જન માટે જૈન સાધુ-કવિઓએ જે ભિન્નભિન્ન ઐતિહાસિક કે કાલ્પનિક કથાનકો પસંદ કર્યા છે તેમા ગૌતમસ્વામીનુ ઐતિહાસિક કથાનક પણ મહત્ત્વનું સ્થાન ધરાવે છે ગૌતમસ્વામી વિશે જૂની ગુજરાતીમા લખાયેલી રાસકૃતિઓમા આરંભના સમયની જે એક રાસકૃતિ આપણને સાપડે છે તે પરંપરાની દૃષ્ટિએ તેમજ તેની સર્જનાત્મક મૂલ્યવત્તાની દૃષ્ટિએ સવિશેષ નોંધપાત્ર છે. આ કૃતિની રચના ખરતર ગચ્છીય શ્રી જિનકુશલસૂરિના શિષ્ય ઉપાધ્યાય શ્રી વિનયપ્રભે સં. ૧૪૧૨-માં ખંભાતમા કરી હતી.

અન્ય રાસકૃતિઓ કરતા આ રાસકૃતિ જૈનોમાં વધુ પ્રચલિત છે એની એક પરંપરાને કારણે જૈનોના છેલ્લા તીર્થંકર ભગવાન મહાવીરસ્વામીના પહેલા ગણધર તે શ્રી ગૌતમસ્વામી. શ્રી મહાવીરસ્વામી દિવાળીને દિવસે રાતને સમયે નિર્વાણ પામ્યા અને નવા વર્ષના દિવસે પરોઢિયે ગૌતમસ્વામીને કેવળજ્ઞાન પ્રાપ્ત થયું એ રીતે, એ બે મહત્ત્વની ઘટનાઓને કારણે દિવાળી અને નૂતન વર્ષના પવિત્ર દિવસો સાથે અનુક્રમે ભગવાન મહાવીર અને ગૌતમસ્વામીનુ નામ સંકળાયેલુ છે. આથી જ પુણ્યશ્લોક શ્રી ગૌતમસ્વામીનુ નામ પ્રાતઃસ્મરણીય બન્યું છે અને દર નૂતન વર્ષે વહેલી પ્રભાતમા એમનું સ્મરણ કરવાની પરંપરા જૈનોમાં ચાલી આવી છે.

## ગજેન્દ્ર શાહ
# નિદ્રિત નયને

§ ૧

મારા કાંડાને કોના હાથનો પંજો જકડી રહ્યો છે?
હોય છે, પણ કોઈ તો છે નહિ!
એક જ આંચકે હુ છોડાવુ છું મને.
કોઈ સ્પર્શ—
કોઈ શક્તિનો પ્રતિકાર જ નહિ!
ને માગી કને તો હતુ પણ કશુ નહિ;
શુ લીધું—લેવાનુ હતુ એણે?
વિસ્મયથી જોઉં છુ ચારેકોર

ચારેકોર ઊગ્યા છે હાથિયા થુવેર
લીલાછમ
કાંટે રોમાંચિત.

જોઉં છુ ચારેકોર

હાથની ઉપર ચમકતા રાતા ફળ.

§ ૨

વર્ષો પ્હેલા રિસાઇને મુખ ફેરવી ગયેલ
તે તુ
ક્યાથી આજે રેસ્તોરાંમા
પડખે આવીને બેસી ગઈ, અચાનક!
નેત્ર મારા આશ્ચર્યની ઊભી રેખ સમ નિર્નિમેષ.
ને તુ
કપોલના હસુહસુ ગુલાબને તેજ કરે કમ્મરનો ઘાવ

હારજીતના રહે ન ભેળા ધડ શિર.

તને ભરી દઉં કોફી-કપ.
ને તુ હોઠ પર લે ત્યા

આષ્પની ઝાંયથી વધુ સુંદર વદન–
અરુણુ ક્ષિતિજ પર
શિશિરને આછે આચ્છાદન
જોઉં એક રશ્મિ રેલંત બે સૂર્ય.

શિરાને શોણિત કોઈ સળવળ-ગતિ:
સ્રોતનો અશ્રુત કલરવ
રોમરોમમાં હિલ્લોળ લઈ, જાય વહી,
તરંગવલયે તને ગ્રહી.

પડખે બેસીને પૂરા ગાયેલ તેં ગાન
એના સૂરનું હું કરું મધુપાન.
અતીત ન કંઈ એક ક્ષણુ વર્તમાન...

ક્ષણુ તે અતીત...!

વિસ્મૃતિનું ખંડિત કરીને મુજ તપ
આવ્યું ગયું કોઈ
ન જણાય
અહીં કેવળ આ ખાલી કોફી-કપ.

§ 3

'આગ, આગ.'

ચોતરફની પ્રચંડ જ્વાલાનો હાલાહલી કોલાહલ
ભરખી જાય છે હૈયાનો આક્રોશ.
પળે પળે આક્રમક ઝોલાં જેમ
પ્રગટતી ધસતી ભભૂકતી ઝાળ
વધે ઊંચી ઊંચી
ગણુનાહીન વાસુકીની ફાંટાળી જીભના ભૂખ્યા લબકારા.

'જાગ, જાગ.'
સેજમાં સૂતેલ સખી જાગે,
જાગે અને જાગ્રત-બેહોશ.
સંતાનો યે બેબાકળાં દોડી આવે કને

એ પરંપરામાં છેલ્લા દોઢેક સૈકાથી યે વધુ સમયથી જે એક ઉમેરો થયો છે તે આ રાસકૃતિના વાચન-શ્રવણુનો છે. દર નૂતન વર્ષે વહેલી પ્રભાતમાં જૈનો ઉપાશ્રયમાં એકત્ર થાય છે અને સાધુમહારાજ તેઓને આ રાસ વાંચી સંભળાવે છે અને ત્યાર પછી તેઓ તે દિવસે પોતાની ઇતર પ્રવૃત્તિઓનો આરંભ કરે છે. ગૌતમસ્વામીના નામનું સ્મરણુ, શ્રવણુ, સ્તવન-કીર્તન, એમના નામનો જાપ ઇત્યાદિ શ્રદ્ધાળુ જૈનોમાં ચમત્કારિક અને લાભદાયક મનાતાં આવ્યાં છે. કવિ લાવણ્યસમયે 'ગૌતમસ્વામીનો છંદ' નામની પોતાની કૃતિમાં આ પ્રકારનો મહિમા વર્ણવતાં લખ્યું છે:

ગૌતમ નામે ગિરિવર ચડે,
મનવાંછિત હેલા સંપડે;
ગૌતમ નામે નાવે રોગ,
ગૌતમ નામે સર્વ સંજોગ.
... ...
ગૌતમ પ્રણુમ્યાં પાતિક ટળે,
ઉત્તમ નરની સંગત મળે;
ગૌતમ નામે નિર્મળ જ્ઞાન,
ગૌતમ નામે વાધે વાન.

આ રાસકૃતિનો મહિમા વધવાનું એક કારણુ, દંતકથા પ્રમાણે, એમ પણુ મનાય છે કે કવિના પોતાના એક સંસારી ભાઈ હતા તે નિર્ધન થઈ જતાં કવિએ તેમને માટે આ મંત્રગર્ભિત રાસની રચના કરી આપી હતી અને તેનું શ્રદ્ધાપૂર્વક પઠન રોજ કરવાની ભલામણુ કરી હતી અને તેમ કરતાં કરતાં એ ભાઈ પાછા ધનવાન બની ગયા હતા.*

૭ ઢાલમાં લખાયેલ આ રાસનો આરંભ કવિ કરે છે મુક્તિરૂપી સરોવરમાં જેનાં

*જુઓ 'જૈન ગુર્જર કવિઓ'-ભાગ ૧; પૃ. ૧૫૧૬

ચરણરૂપી કમળનો વાસ છે એવા શ્રી મહાવીર જિનેશ્વરને પ્રણામ કરીને

વીર જિણેસર ચરણકમલ કમલાકર વાસો,
પણમવિ પભણિસુ સામિ
સાન ગોયમ ગુરુ રાસો

ગૌતમસ્વામી જન્મે બ્રાહ્મણ હતા અને તેમનુ નામ ઇન્દ્રભૂતિ હતું પરતુ તેઓ ગૌતમગોત્રીય હતા અને તેથી 'ગૌતમ'ના નામથી વિશેષ પ્રસિદ્ધ હતા ભગવાન મહાવીર તેમને હમેશા 'ગોયમ' (ગૌતમ) કહીને સબોધતા

રાસની પહેલી ઢાલમા કવિ ઇન્દ્રભૂતિનો પરિચય કરાવે છે જ્યા શ્રેણિક રાજા રાજ્ય કરતા હતા તે મગધ દેશના ગુબ્બર નામના ગામમા વસુભૂતિ નામે બ્રાહ્મણની પુહવી (પૃથ્વી) નામની પત્નીની કૂખે ઇન્દ્રભૂતિ ગૌતમનો જન્મ થયો હતો આ પ્રાથમિક માહિતી સાથે કવિએ ઇન્દ્રભૂતિની તેજસ્વિતાનુ વ્યતિરેકથી સક્ષિપ્ત અને મનોહર કરેલુ આલેખન જુઓ

નયણ વયણ કરચરણ જિણવિ
પંકજ જલ પાડિય,
તેજે તારા ચદ સુર
આકાશ ભમાડિય,
રૂવે મયણ અનગ કરવિ
મેલ્હ્યો નિરધાડિય,
ધીરમેં મેરૂ ગભીર સિંધુ
ચગિમ ચયચાડિય

(જેમણે પોતાના નયન, વદન અને હાથ પગ રૂપી કમળો વડે કમળોને પાણીમા નાખી દીધા છે, જેમનુ તેજ એટલુ બધુ ચડિયાતું છે કે જે વડે એમણે તારા, ચન્દ્ર અને સૂરજને આકાશમા ભમતા કરી દીધા છે, પોતાના રૂપ વડે જેમણે કામદેવને

બાઝી વળે મને
ફગમાતી ફૂ પળની કાય •
કયાય કોઈ માર્ગ?
આટલા બધા ભડકાથી અગ શે ન દાઝે?
દાદગ સમીપ જાઉં
ખાલીનુ પોલાણુ
થયા કયાગનો ય ખાખ
બારી?
પથ્થગની દુર્ગની દીવાલ પણ કય છે?
કયાન નહીં માર્ગ
પીગળતા લોહના લાલ ભાલાનો
ફગતો મડાયલો અભેદ્ય કોઠો
મન્યુ જડી ગાક

કેન્દ્રમા સ્થિગ હ ગહુ
યક્ષ રેઠયા તરણાની જમ
શિશિગના બુદ સમુ લાગેલ કુટુબ

આગની વચ્ચેથી આવે ઠડી એક ટહેગ,
લાલને વીધીને આવે અકાશનો નીલ
રોકાય ન એવુ ચડે ઘેન

ઊવડત નેણ
જોઉં
કુરુક્ષત્રના ઓગણીસમા દિવસનુ પરોઢ,
રિક્ત રિક્ત કેવળ અમે પાચ

## વીરૂ પુરોહિત

### તમે

તમે ઊંચા ડુંગરનો ઓછાયો વાલમ
અમે સુક્કા બાવળિયાની શૂળ.

ત્રહેત્રહતાં વૈશાખી વાયરાને રાજ !
તમે મુઠ્ઠીમાં બંધ કરી બેઠા;
સુક્કાંભઠ આયખાના દંન મારા આજ
વહો પાંપણથી સરકીને હેઠા;
વીંઝણાના થોર હવે અમથા ઘડીક હલી
દૃષ્ટિમાં ભરતાં વેકૂળ;
તમે...

ઝોલે ચડું ને ત્યાં તો સપનામાં સબોસબ
ચન્દનનાં વંન સૂસવાતાં,
કેટલા યુગોની મોર્ય જોયેલાં મુખ
મારી આંખ્યમાં હજીય ધૂંધવાતાં,
મૃગજળની જેમ તમે સપને આવ્યા'તા
પછી આવ્યું'તું આખ્ખુંય ગોકુળ.
તમે ઊંચા ડુંગરનો ઓછાયો વાલંમ
અમે સુક્કા બાવળિયાની શૂળ.

## મહેન્દ્ર ગોહિલ

### ગઝલ

કોની કને હું આશ રાખું આવકારની
ચર્ચા કરી રહ્યાં છે સહુ આવનારની.

મંઝિલ સુધી પહોંચવામાં વાર ક્યાં હવે !
શેરી મળી, તો ભાળ મળી જશે દ્વારની.

સૂરજ તો મારી આંખ મહીં કેદ થઈ ગયો,
કે રાહ કોણ જોઈ રહ્યું છે સવારની !

શરીરરહિત કરી નાખ્યો છે, અને ધીરતામાં મેરુપર્વતની અને ગાંભીર્યમાં સિંધુની સુંદરતાને ઓછી કરી નાખી છે.)

ચૌદ વિદ્યાના જાણકાર, ઉત્તમ ગુણોના સમૂહથી મનોહર, રૂપમાં જાણે બીજા ઇન્દ્ર હોય એવા ઇન્દ્રભૂતિની તેજસ્વી આકૃતિ જોઈને લોકો બોલતા કે જાણે કલિની બીકથી બધા ગુણો એમનામાં એકત્ર થયા ન હોય!

પેખ્ખવિ નિરૂવમ રૂવ જાસ
જણુ જંપે કિંચિય,
એકાકી કલિભીત ઇત્થ
ગુણ મેહેલ્યા સંચિય.

ઇન્દ્રભૂતિની વિદ્યાનું તેજ એટલું બધું હતું કે એની આગળ કોઈ વિદ્વાન, દેવોના ગુરુ બૃહસ્પતિ કે અસુરોના ગુરુ કવિ શુક્રાચાર્ય પણ ટકી ન શકતા. ઇન્દ્રભૂતિ પોતાના પાંચસો ગુણવાન શિષ્યોના પરિવાર સાથે ચાલે છે. તેઓ હમેશાં પોતાની મિથ્યાબુદ્ધિથી મોહિત થઈ યજ્ઞકાર્ય કરે છે, પણ ભવિષ્યમાં એમની એ છલપ્રવૃત્તિ દૂર થશે અને તે એમનાં ચારિત્ર્ય, જ્ઞાન અને દર્શનને વિશુદ્ધ કરશે.

નહિ બુધ નહિ ગુરુ કવિ ન કોઈ
જસુ આગલ રહિઓ,
પંચસયા ગુણપાત્ર છાત્ર
હિંડે પરવરિઓ;
કરે નિરંતર યજ્ઞકર્મ
મિથ્યામતિ મોહિય,
ઇણુ છલ હોશે ચરણ નાણ
દંસણહ વિસોહિય.

બીજી ઢાલમાં કવિ, ભગવાન મહાવીર પાવાપુરી પધારે છે તે સમયે દેવો ત્યાં સમ-

વસરણુ*ની રચના કરે છે તે પ્રસંગનુ આ લેખન કરે છે. સમવસરણમા સિંહાસન ઉપર ભગવાન બિરાજે છે તે જ ક્ષણે મોહ અદૃશ્ય થઈ જાય છે તથા ક્રોધ, માન, માયા, મદ, દિવસ ઊગતા જેમ ચોર નાસી જાય છે તેમ, નાસી જાય છે જુઓ

> ત્રિભુવન ગુરુ સિંહાસન બઈઠ્ઠા,
> તતખિણ મોહ દિગંતે પઈઠ્ઠા
> ક્રોધ માન માયા મદપુરા,
> જાયે નાઠ જિમ દિન ચૌરા

ભગવાનની વાણી સાભળવા માટે દેવો, મનુષ્યો, કિન્નરો અને રાજાઓ સમવસરણ તરફ જઈ રહ્યા છે ત્યારે ઇન્દ્રભૂતિ મનમા વિચારે છે કે તેઓ બધા પોતાના યજ્ઞકાર્યના સમારંભમાં આવી રહ્યા છે પ રતુ તેઓ બધા જ્યારે ભગવાનના સમવસરણમા પહોચ્યા અને યજ્ઞમા ન આવ્યા ત્યારે ઇન્દ્રભૂતિ ક્રોધ અને અભિમાનથી તેઓને મૂર્ખ અને અજ્ઞાની ગણવા લાગ્યા

ત્રીજી ઢાલમા કવિ મહાવીર સ્વામી અને ઇન્દ્રભૂતિના પ્રથમ મિલનનો પ્રસગ વર્ણવે છે ઇન્દ્રભૂતિ અભિમાનથી ગર્જના કરતા જિનેશ્વર કેણુ છે એ જોવા સમવસરણ તરફ આવે છે, પરતુ ત્યાનુ દૃશ્ય જોઈને તેઓ આશ્ચર્યમા ગરકાવ થઈ જાય છે તે વખતે જ્ઞાનથી જાણી લઈને ભગવાન મહાવીર અમૃતમય વાણીથી ઇન્દ્રભૂતિને એમનું નામ દઈ બોલાવે છે એમના મનમા જે કઈ શકાઓ ચાલતી હતી તે

*તીર્થંકર જે સ્થળે પધારે તે સ્થળે તેમની દેશના (ઉપદેશ) સાભળવા માટે દેવો તરફથી કરવામા આવતી વિશિષ્ટ પ્રકારની રચના અને તે સમયે પરિષદરૂપે એકત્ર થયેલો સમુદાય એટલે સમવસરણ.'

## માધવ રામાનુજ

### પાદરમાં

> એક વાર નિંગળ્યું'તું ફળફળતું લોહી,
> હવે નિંગળતા સિંદૂરના રેલા !
> અમે પાદરમા ઝાટકે ખરેલા
>
> વાયરાને રોકટોક હોય નહીં કોઈ,
> હોય મોજાને કાંઠાની ભીંત,
> ઊડતા બેગુ જ મળે આભ એક
> પખીને પથ્થરની આધી એ પ્રીત;
> પથ્થરમા કાયાનો લઈને ઉંવાડ
> એક પડલાની ભીંતને વરેલા !
> અમે પાદરમા ઝાટકે ખરેલા
>
> પગથાર જાય પચકલ્યાણી
> સૂરજના ખેરવતા કિરણોની ધૂળ,
> અમ થી જોય નહીં કાળમીંઢ અધારા
> ખોડેલા નિભર છે મૂળ,
> ભાંગેલા કોડિયાના ઠાયરા વચાળે,
> હવે ઢોળાતા ઘૂંટ-જે ભરેલા !
> અમે પાદરમા ઝાટકે ખરેલા

## ભગવતીકુમાર શર્મા

### કારણનો કેવડો

કારણનો કેવડો ન ગૂંથો કે કેશ તમે
છુટ્ટા રાખો ને સાવ કોરા!
કળીઓ કદાચની ન ચૂંટો કે સંભવને
ફળિયે ન ફૂલ હજી ફોર્યાં...

ગૂંથવું જો હોય તો ગૂંથો એકાંત મારે
ઓરડેથી આભ લગી પૂગ્યું,
જેને ઉંબર મારાં વિખરાયાં શમણાંનું
પીળું વેરાન એક ઊગ્યું.
લીલાંછમ ટેરવાંથી સ્પર્શો કે અધવચ્ચે
થંભ્યા સંકેત સરે ઓરા...

તમને શી જાણ અહીં ઊગ્યો છે સૂરજ
આ નેજવાના પૂરવની કેડીએ?
ઝૂકી જુઓ તો સ્હેજ દેખાશે થરથરતો
'હોવા'નો દીપ દૂર મેડીએ!
કિરણોને કેશમાં પરોવો તો જોયાનાં
ઝાકળમાં નાહી થશો ગોરાં!...

## માણેકલાલ પટેલ

### બાઈ મારે

બાઈ, મારે આંગણે કાગડો કૂજે ને
સફાળી જાગી જઉં રે લોલ.
બાઈ મારે આંબલે પાંદડાં ખરે ને
દિવસો ભૂલ્યા કરું રે લોલ.
બાઈ, મારે હથેલીએ મેંદી મૂકું ને
ચકલે લાજી પડું રે લોલ
બાઈ, મારે બેડલે બિંદુડાં ઝમે ને
ઝગારે બૂડી મરું રે લોલ.
બાઈ, મારે ટોડલે દીવડો બળે ને
તેજના ટશિયે તૂટું રે લોલ.
બાઈ, હું તો અંતરે આભલાં થૈને
નેણલે ખીડાઈ જઉં રે લોલ.

પૂછ્યા વગર ભગવાને કહી બતાવી અને વેદનાં પદો વડે જ એ શંકાઓનું નિરાકરણ કર્યું. એથી ઇન્દ્રભૂતિ અત્યંત પ્રભાવિત થઈ ગયા અને તે જ સમયે અભિમાન મૂકી, પોતાના પાંચસો શિષ્યો સાથે ભગવાન પાસે તેમણે વ્રત સ્વીકાર્યું. આ પ્રસંગો વર્ણવતી કવિની કેટલીક પંક્તિઓ જુઓ:

તવ ચઢિઓ ઘણમાનગજે
ઇંદભૂઈ ભૂદેવ તો,
હુંકારો કરિ સંચરિઓ,
કવણસુ જિણવર દેવ તો.

... ...

સહસકિરણ સમ વીરજિણ,
પેખવિ રૂપવિશાલ તો,
એહ અસંભવ સંભવે એ,
સાચો એ ઇન્દ્રજાલ તો.

... ...

તો બોલાવે ત્રિજગગુરુ ઇંદભૂઈનામેણ તો,
શ્રીમુખે સંશય સામિ સવે, ફેડે વેદપએણ તો.

... ...

માન મેલ્હી મદ ઠેલી કરી,
ભગતે નામે સીસ તો,
પંચ સયાસું વ્રત લીયો એ,
ગોયમ પહિલો સીસ તો.

ઇન્દ્રભૂતિ હવે ભગવાનના પહેલા ગણધર ગૌતમસ્વામી બને છે. ચોથી ઢાલમાં કવિ ગૌતમસ્વામીના જીવનની કેટલીક મહત્ત્વની ઘટનાઓનું નિરૂપણ કરે છે. ભગવાન મહાવીરનું જ્યાં જ્યાં સમવસરણ રચાતું ત્યાં ત્યાં ગૌતમસ્વામી અવધિજ્ઞાનથી લોકોનાં મનની શંકાઓ જાણીને તે પ્રમાણે ભગવાનને પ્રશ્નો પૂછતા અને ભગવાનના ઉત્તર દ્વારા લોકોની શંકાઓનું નિરાકરણ કરાવતા. કવિ લખે છે:

સમવસરણ મોઝાર જે જે સંસા ઉપજે એ,
તે તે પરઉપગાર કારણ પૂછે મુનિપવરો.

ગૌતમસ્વામીને પોતાના ગુરુ ભગવાન મહાવીર પ્રત્યે દઢ અનુરાગ ભક્તિ થઈ હતી પરંતુ તે જ તેમની કેવળજ્ઞાન પ્રાપ્તિમા અંતરાયરૂપ બની હતી એટલે એમના જીવનનો મોટો વિરોધાભાસ એ હતો કે તેઓ જેને જેને દીક્ષા આપતા તેને તેને કેવળજ્ઞાન પ્રાપ્ત થતું હતું. પરંતુ ખુદ પોતાને કેવળજ્ઞાન પ્રાપ્ત થતુ નહોતું.

જિહાં જિહા દીજે દિક્ખ
તિહા તિહા કેવલ ઉપજે એ,
આપ કન્હે અણુહુંત
ગોયમ દીજે દાન ઇમ
ગુરુ ઉપરે ગુરુભત્તિ
સામી ગોયમ ઉપનીય,
ઇણિ છલ કેવલનાણ,
રાગ જ રાખે રંગ ભરે.

ભગવાનની દેશના સાંભળીને કેવળજ્ઞાનની પ્રાપ્તિ અર્થે ગૌતમસ્વામી અષ્ટાપદગિરિની તીર્થયાત્રાએ જાય છે. ત્યા તળેટીમા પદરસો તાપસો હતા જેઓ ઉગ્ર તપશ્ચર્યા કરવા છતા પણ એ ઉત્તુંગ ગિરિ પર જઈ શક્યા નહોતા. એમણે ભારે શરીરવાળા ગૌતમસ્વામીને જોયા. ગિરિ ઉપર ગૌતમસ્વામી કેવી રીતે ચઢી શકશે એવી શંકા તેઓ કરવા લાગ્યા. ત્યા તો સૂર્યના કિરણોની સહાય વડે ગૌતમસ્વામી અષ્ટાપદ પર્વત ઉપર ચઢી ગયા અને ત્યા જિનેશ્વર ભગવાનોની પ્રતિમાઓની પૂજા કરી. પાછા ફરતા એમણે પદરસો તાપસોને પ્રતિબોધ કર્યો અને પોતાનો અમૃતઝરતો અગૂઠો રાખી, ખીર, ખાંડ તથા ઘીવાળા

## ધીરુ પરીખ

### ફૂલને ફૂંઠા

કોઈ રે ઓટયા ફૂલને ફૂંઠા કે આટલું તો ના ફુમે,
અમથી લગીર મીટ માંડુ ત્યાં ચટ લઈને હસે!

સાજ-સવારે ભર બપોરે
ઝૂલતુ એ થૈ તર ઝકોરે
વાળવા મથું નજરું ના જ્યાં હાલકડોલક ચરણોને ત્યાં
ઠણ દીધાના એગ નસેનસ હરણફાળે ધસે;
કોઈ રે ઓટયા ફૂલને ફૂંઠા કે આટલું તો ના હસે!

સ્હેજમા પ્હોચી ગુલ મેં ચૂંટયુ
રોમરોમે કૈં ફૂલ એ ફૂટયુ
ખાળવા મથુ કયમ રે હવે એગના ઝરણ એવા ઝમે,
લાગતુ કે આ વિષ અમિયલ આયખાને એ રસે;
કોઈ રે ઓટયા ફૂલને ફૂંઠા કે મન મૂકીને હસે!

## ગોવિન્દભાઈ પટેલ

### ગયો સ્વપનમાં હું આજ

નભે રવિ જાગે. ઊગે મુજ ઉરે મીઠો ચન્દ્રમા,
રમે કણે ય રશ્મિ રશ્મિ મહીં મુગ્ધ મારી રમા!

નિશાની ગાઢરાઈમા વિવિધ સ્વપ્ન સાથે મને,
કદીક મલકાવી તો કદી મુઝાવી આવ્યા પળે;
જતો રવિ ઊગી છતા ય ઊઠવાનુ તો ના ગમે,
સુલોલ ચિત સ્વપ્નનો કરી વિચાર ધ્યેયે રમે;
ન ઊંઘ નયને છતા ય ખૂબ ભાગી પક્ષ્મો રહે,
હું શીત કટિબધમા તદપિ રોમરોમે દહે.

કશુ નવતું આજ! હા પુલક સર્વ હર્ષે ભર્યા,
બધા જ કણો અસીમ ગતિથી ભર્યાલ્હાદર્યા.
મને સ્વપનમાંહ્ય આવી છળી જાતુ'તુ કોક રે,
ગયો સ્વપનમા હું આજ રમણીય કો અંતરે.
હઠયો, હળી રહ્યો જડાઈ થઈ ભાવના પ્રાણમા,
નભે રવિ તપે, ધપે મુજ ઉરે હશો ચન્દ્રમા!

## ચન્દ્રકાન્ત દત્તાણી

### રંગોળી

ઝનનન્ ઝાંઝર મારાં ઝણુકે
ને ડાળથી ઊડી જાય પંખીની ટોળી,
દૂર દૂર આભમાં રેલાતી જાય પછી
લયની મુલાયમ રંગોળી!...

કૂવાને કાંઠડે પાણીડાં જાઉં તો
પાણીડાં ઝીણુંઝીણું ટહુકે,
પાછાં વળતાંક મારી હરીભરી હેલ ઉપર
ઝબૂક ઝબૂક કોઈ ઝૂકે,
ઘાસના મેદાનની ઘેઘૂર લીલાશમાં
લોચનિયાં દઉં હું ઝબોળી!
દૂર દૂર આભમાં રેલાતી જાય પછી
લયની મુલાયમ રંગોળી!...

માંડી મંડાય નહિ આંખ હવે કયાંય
બધે ચળકે ચણોઠીનાં વંન,
આખી આ સીમ લઈ ઓઢી ને તો ય
સખિ, નજરાતું જાય મારું તંન,
કોણ મારા શ્વાસની સોનાવાટકડીમાં
મોગરાની મ્હેક રહ્યું ઘોળી!
દૂર દૂર આભમાં રેલાતી જાય ઝીણા
લયની મુલાયમ રંગોળી!...

ગોફણમાં ખેતરિયું વીંઝાતું જાય આજ
કાલ અમે જાતે વીંઝાશું,
દાદાના દેશથી ઊડી સાજન, તારા
શમણામાં આવી સમાશું,
કોરી હથેળીમાં મ્હોરી આ મ્હેંદી કે
કુંવારી કામનાઓ કોળી!
દૂરદૂર આભમાં રેલાતી જાય હવે
લયની મુલાયમ રંગોળી!......

એક જ પાત્રમાંથી બધા જ તાપસોને પારણું કરાવ્યું. એથી શુભ ભાવ ઉત્પન્ન થતાં તાપસોને કેવળજ્ઞાન થયું, પરંતુ ભગવાન પ્રત્યેના અનુરાગને કારણે ગૌતમસ્વામીને હજુ કેવળજ્ઞાન થયું નહોતું. કવિ લખે છે

ખીર ખાંડ ઘૃત આણ,
અમિઅ વૂઠ અંગુઠ ઠવિ,
ગોયમ એકણુ પાત્ર,
કરાવઇ પારણું સવે.
... ...
પંચસર્યા શુભ ભાવ,
ઉજ્જવલ ભરિયો ખીર મિસે
સાચા ગુરુ સંજોગ,
કવલ તે કેવલ રૂપ હુઓ.

એ કેવળજ્ઞાન ગૌતમસ્વામીને કેવી રીતે થાય છે તે કવિ વર્ણવે છે પાંચમી ઢાલમાં મહાવીરસ્વામી પાવાપુરી પધાર્યા હતા ત્યારે તેમણે ગૌતમસ્વામીને દેવશર્મા નામના એક બ્રાહ્મણને પ્રતિબોધ કરવા માટે હેતુપૂર્વક મોકલ્યા. એને પ્રતિબોધ પમાડી ગૌતમસ્વામી જ્યારે પાછા ફરતા હતા ત્યારે તેમણે રસ્તામાં જાણ્યું કે ભગવાન નિર્વાણ પામ્યા છે. કેવળજ્ઞાની ભગવાને પોતાનો નિર્વાણસમય જાણતા હોવા છતાં ગૌતમસ્વામીને એની વાત ન કરી, એટલું જ નહિ એ સમયે એમને દૂર રાખ્યા એથી ગૌતમસ્વામીને પ્રથમ ખેદ થયો, પરંતુ પછીથી તત્ત્વતઃ વિચારતાં એમને સમજાયું કે ભગવાન પ્રત્યેનો દૃઢ અનુરાગ જ એ ખેદનું કારણ હતું. એ અનુરાગને કારણે જ પોતાને કેવળજ્ઞાન પ્રાપ્ત થતું નહોતું. એ પ્રમાણે વિચારતાં વિચારતાં, અનુરાગરહિત સ્થિતિ પ્રાપ્ત થતાં, ગૌતમસ્વામી ઉચ્ચતર આધ્યાત્મિક સ્થિતિએ

પહોંચ્યા અને વહેલી પરોઢમાં એમને કેવળ-જ્ઞાન પ્રાપ્ત થયું. કેવળજ્ઞાનપ્રાપ્તિનો એ પ્રસંગ ઊજવીને દેવોએ જયજયકાર કર્યો.

ભગવાનના નિર્વાણના સમાચાર સાંભળી ગૌતમસ્વામીને પ્રથમ કેવો વિચાર આવે છે તે વર્ણવતાં કવિ લખે છે:

કુણ સમો એ સામિય દેખી
આપ કન્હે હું ટાલિઓ એ,
જાણતો એ તિહુઅણનાહ
લોકવિવહાર ન પાલિઓ એ.
અતિ ભલું એ કીધલું સામી
જાણ્યું કેવલ માગશે એ
ચિંતવિયું એ બાલક જિમ
અહવા કેડે લાગશે એ.

**આ** રાસની છેલ્લી છઠ્ઠી ઢાલ આખી રાસકૃતિના શિરમોર સમી બની છે. કવિની કવિત્વશક્તિની વિશેષ પ્રતીતિ આ ઢાલ કરાવે છે. રાસના રચયિતા આ કવિ કથાને માત્ર પરંપરાગત પદ્યદેહ આપીને જ અટકી જતા નથી, પરંતુ તેને કાવ્યમય બનાવે છે. ગૌતમસ્વામીના મહિમાનું અલંકારમંડિત આલેખન કરતા કવિ જે ઉલ્લાસ અનુભવે છે તેની સાક્ષી ઉપમાઓની હારમાળાયુક્ત આ પંક્તિઓ પૂરે છે:

જિમ સહકારે કોયલ ટહુકે,
જિમ કુસુમહ વન પરિમલ મહકે,
જિમ ચંદન સોગંધનિધિ;
જિમ ગંગાજલ લહેરે લહકે,
જિમ કણયાચલ તેજે ઝલકે,
તિમ ગોયમ સૌભાગ્યનિધિ.
જિમ માનસરોવર નિવસે હંસા,
જિમ સુરવરસિર કણયવતંસા,
જિમ મહુયર રાજીવ વને;



## શ્યામ સાધુ

### ગઝલ

§ ૧

આકાશ જેવી યાદને ઓઢી રહ્યો છુ હું,
આ જેક સૂર્ય કેટલા ઊંચકી રહ્યો છુ હું.

પડછાયો હોય તો ય તે પહેરી શકાય પણ,
કહેવાય છે: હવામહીં પ્રગટી રહ્યો છુ હુ!

*જળમાં ઝૂકેલ ડાળ સમી છેજ લાગણી,*
અમથું તમારાં નામને અડકી રહ્યો છુ હુ.

દર્પણના ટુકડા જોડવાનો એક અર્થ એ,
ડૂબી ગયો છુ એટલે છલકી રહ્યો છુ હું!

ઊંચકી શકાતો હોય તો ઊંચકો અવાજને,
પડઘાની જેમ ક્યારનો રઝળી રહ્યો છુ હું.

એકેય અર્થ પૂરેપૂરો પહોંચતો નથી,
શબ્દોની આસપાસમા ભટકી રહ્યો છુ હુ.

§ ૨

મૃગજળની લાગણી હતી, દર્પણ હતુ નહીં,
હોવાની આસપાસમા કે પણ હતુ નહીં.

ક્યારે ય શક્યતાઓના સૂરજ નહીં ઊગે,
ભૂલી જવુ જ હોય તો વળગણ હતુ નહીં

સમજણની પેલીપારની દુનિયા અજીબ છે.
ઉપવન હતુ નહીં અને રણ પણ હતું નહીં.

સંબંધની નદીના પ્રવાહો વહ્યા કરો,
*સહુને મળીશું કોઈ અકારણ* હતુ નહીં.

તારી પ્રતીક્ષા જેવુ પછી કેમ હોય ના?
શ્વાસો છે ત્યાં સુધી કશુ કારણ હતુ નહીં.

## રમેશ ર. દવે

# કહો સોનલ

સોનલ
તે દા'ડે તમે અમારી સાથે ન હતાં,
પણ તમારી ગેરહાજરી અમારી સાથે હતી.

મને યાદ છે તમારું તે પછીનું મળવું–
કો' ભળભાંખળા ગામની આથમણી-સીમે મ્હોરેલ
અરણી–ફૂલેથી ખરતી લજ્જા
તમારી પાંપણો પર આવીને બેસી ગઈ હતી.
તમે કશું બોલ્યાં ન હતાં.
તમારા એ મૌનમાં મ્હોરેલ છૂંદણાં મેં સૂંઘ્યાં હતાં,
એની મ્હેક
અદ્દલ તમારા કમખાની પીળચટ્ટી ગન્ધ સમી હતી.

કહો સોનલ,
આવતે ભવ તમે આથમણી-સીમે અરણી થઈ ઊગશોને?
હું વાયરો થઈ તમને અલપ-ઝલપ અડકી ફૂલ ઊગ્યાની રાહ
જોયા કરીશ.
કહો ઊગશોને?

જિમ રયણાયર રયણે વિલસે,
જિમ અંબર તારાગણ વિકસે,
તિમ ગોયમ ગુણ કેલિ વને.
પુનમનિશિ જિમ શશિહર સોહે,
સુરતરૂ મહિમા જિમ જગમોહે,
પૂરવ દિસિ જિમ સહસકરો;
પંચાનન જિમ ગિરિવર રાજે,
નરવરઘર જિમ મયગલ ગાજે
તિમ જિનશાસન મુનિપવરો.
જિમ સુરતરૂવર સોહે શાખા,
જિમ ઉત્તમ મુખ મધુરી ભાષા,
જિમ વનકેતકી મહમહે એ;
જિમ ભૂમિપતિ ભુયબલ ચમકે,
જિમ જિનમંદિર ઘંટા રણકે,
તિમ ગોયમ લબ્ધે ગહગહેએ.

આ સાથે ગૌતમસ્વામીના નામસ્મરણ-મહિમાનો લૌકિક પ્રભાવ વર્ણવી, કૃતિની રચનાસાલનો નિર્દેશ કરી, કૃતિની ફલશ્રુતિ જણાવી કવિ આ રાસ પૂરો કરે છે.

આપણા રાસાસાહિત્યના વિકાસકાળમાં આ રાસકૃતિ એના આરંભકાળની લાક્ષણિકતાઓવાળી છે. માત્ર ૬૧ કડીની આ રચના કદની દૃષ્ટિએ દીર્ઘ નથી. એની સઘનતાની છાપ વાંચતાંની સાથે જ વાચકના ચિત્ત પર પડે છે. ઉત્તરકાલીન રાસાઓમાં સામાન્ય રીતે બે ઢાલની વચ્ચે દુહાની પંક્તિઓ યોજવામાં આવતી, જેમાં આગળની ઢાલમાં નિરૂપાઈ ગયેલી અને પછીની ઢાલમાં વર્ણવવામાં આવનાર ઘટનાઓનો સંક્ષેપમાં નિર્દેશ કરવામાં આવતો. પૂર્વકાલીન કેટલીક કૃતિઓમાં દુહાને સ્થાને 'વસ્તુછંદ'ની પંક્તિઓ મૂકવામાં આવતી. એ લયબદ્ધ ગદ્યપંક્તિઓમાં આગળપાછળની ઢાલમાં નિરૂપાયેલ ઘટના-

ઓનો નિર્દેશ કરવામાં આવતો. આ રાસકૃતિમાં 'વસ્તુછંદ'માં માત્ર પૂર્વની ઢાલનો વૃત્તાંત કહેવામાં આવ્યો છે; જોકે છઠ્ઠી ઢાલ પછી 'વસ્તુ છંદ'ની પંક્તિઓ નથી. કવિની 'વસ્તુછંદ'ની અનુપ્રાસયુક્ત લયબદ્ધ પંક્તિઓમાંથી નમૂનારૂપ થોડી પંક્તિઓ જુઓ:

'ઇંદભૂઈઅ ઇંદભૂઈઅ ચઢે ય બહુમાન હુંકારો કરી કંપતો સમવસરણ પહોતો તુરંત. ઇહ સંસા સામિ સવે, ચરમનાહ ફેડે ફુરંત, બોધિ બીજ સંજાય મને, ગોયમ ભવહ વિરત્ત. દિક્ખા લેઈ સિક્ખા સહિય ગણહરપય સંપત.'

કવિ વિનયપ્રભે આ લઘુ રાસકૃતિમાં ગૌતમસ્વામીના જન્મથી માંડીને કેવળજ્ઞાન સુધીના મહત્ત્વના પ્રસંગોનું નિરૂપણ કર્યું છે, છતાં તેને રસિક અને ચમત્કૃતિવાળું બનાવ્યું છે. ભાષાનું લાઘવ, પ્રસંગાનુરૂપ પદાવલિ, પ્રાસાનુપ્રાસ તથા ઉપમા, રૂપક, ઉત્પ્રેક્ષા, વ્યતિરેકાદિ અર્થાલંકારો, દેશીઓની વિવિધતા, પંક્તિઓની લયબદ્ધતા ઇત્યાદિ વડે આ રાસકૃતિ કાવ્યગુણથી સભર બની છે અને તેથી આપણી મહત્ત્વની રાસકૃતિઓમાં તે અગ્રગણ્ય સ્થાન ધરાવે છે.

## કનુ મહેતા 'વ્યોમ'

### અકળાતો ખાલીપો

ઘરની વત્સલતા રૂંગળાય,
રમકડે નિઃશ્વાસો ઊભરાય;
વળગણી તડકે સળગી સળગી
ઝંખે બાળોતિયાંની છાય.

ઝંખે હાલરડાં હાલરડાં,
કાયમ શમી ગયેલો કજિયો;
ઘરમાં હાલરડાં પીપેલ,
રિક્તતા વલખે ચારે કોર.

સ્તનની સરહદ પર વત્સલતા
ઝંખે બચકારાનાં ફીણ;
ઊતરતી ઝાખપથી ચોપાસ
ઘરના અજવાળા ભીંસાય,
દોરીએ હાથ જહીં લંબાય
ઘોડિયે ખાલીપો અકળાય...!

## 'શિલ્પનૂ' લલિત થાનકી

### હું

કદમ-દર-કદમ હું તવાતો રહ્યો,
સતત એ રીતે હું ઘડાતો રહ્યો
હતાં સ્વપ્ન હીરક સમા, એટલે
બધાનાં હૃદયમાં જડાતો રહ્યો.
જગતને સદા તુચ્છ મેં તો ગણ્યું,
છતા લોક-ગીતે ગવાતો રહ્યો!
ધર્યો અંગુલીએ પ્રશંસા-ગિરિ,
શિલા-લેખમાં કોતરાતો રહ્યો.
કરુણતા હતી એટલી માત્ર, કે
સમય-રેત-રણમાં દટાતો રહ્યો!
રહ્યા ભવ્ય અવશેષ અસ્તિત્વના,
હું ઇતિહાસ પૃષ્ઠે છપાતો રહ્યો!

## ઉશનસ્

# વર્ષાઋતુની પુલકો

.ષાઢે (૧)

જેઠના તરસ્યા
ગાડાચીલા
આજ અષાઢે
નીરથી ગીલા!
આવતી કાલે શરદ માસમાં
ઘાસથી ખીલ્યા
લીલા લીલા!

અષાઢે (૨)

ધરતી ઉપર
જ્યાં જ્યાં તરડ,
ત્યાં ત્યાં લીલી
ઘાસની ખરડ!
વાડે વાડે
થોરિયા ફૉઠ્યા!

જૂના સુક્કા
કાંટચના કાંટા
તે યે તીણી ટોચપે જાણે
થૂકની ચાંચો
જેવા ખીલ્યા!

જૂના સુક્કા
ક્ષત તે ખીલ્યા
આછા લોહીના ઝાકળ કેરું
ઝીણ્ય ઝીલેલા!

કોઈ નામ વિનાની પ્રીતને નામે,
કોઈ નામ વિનાના રૂપની સામે,
કોઈ નામ વિનાનાં દરદ પાછાં
જૂનાં સુક્કાં ઊભરાઇને
લીલાં લીલાં!

અષાઢે (૩)

આ પાગલ હવા,
આ ગાંડોતૂર અષાઢ,
કેમ રે મારે માણવાં રૂડે
પરિપૂરણ ને ગાઢ?

વીસમી સદીના માણસરૂપે
લખ જન્માન્તર પછી એ નાહીં,
કેવળ નાહીં
ક્યારે એ નહિ શક્ય જ આંહીં;
'આજ'–એ મોટી આડ
'આજ'નો મોટો-આભના જેવો પ્હાડ૦

એ તો થોડાક સેંકડો જનમ
પાછે પગલે હઠી જવાય ને—
તો કંઈ બને;
એ તો હોઉં ને કોઈક ટેકરી—
ટેકરી પરનું કોઈક
તોછડું ઝાડ,
તો કંઈ બને;
એ તો ઝાડ ઉપરની ટોચની કોઈક ડૂંખ ઊગેલું
પ્રલંબ દીંટનું
પીપર જેવું સાવ છેવાડું
પાન હોઉં ને
તો કંઈ બને.

ભાદરવો

ફાગણમાં મન ફફડી ઊઠે,
ચૈતર ચમકી ચમકી,
પાવસ માસે વીજસમાણું
રહેતું સણકી છણકી;
ફૂલ જોઈ મન ઊંચુંનીચું,
અષાઢમાં ઉદ્‌ભ્રાન્તિ;
ભલ્લો મારો ભાદરવો સખી!
ઘાસમાં મને શાન્તિ.

## બલાકા-૧૨

**ભૂમિકા** ભારતની બહારની અન્ય પ્રજાઓ ઘણી વાર પ્રશ્ન કરે છે કે તમારા ભારતીય ધર્મમાં પ્રાર્થના જણાતી નથી, શા કારણે? અમારા ધર્મમાં તો એનું જ અવિશેષ મહત્ત્વ છે

એમને શું કહેવું? આપણા દેશમાં ભગવદ્પ્રાપ્તિ માટે સામાન્યતઃ ત્રણ માર્ગ સ્વીકારાયા છે કર્મ, જ્ઞાન અને ભક્તિ (પ્રેમ)ના સાધારણ સંસારીને માટે છે કર્મનો માર્ગ એમનું કહેવું છે કે માગતા પહેલાં જ અમને જે મળ્યું છે તેનું ઋણ અદા કરીએ છીએ કેવળ ઋણનો ભાર વધારવાથી લાભ શો?

જન્મ લીધો છે ઋણની સાથે જ, એથી જીવનભર ચાલે છે એને વાળવાનું કાર્ય જ્ઞાનમાર્ગી તો બ્રહ્મની સાથે પોતાનો અભેદ જુએ છે એમને કામના હોય શાની? માગવાનું હોય બીજા પાસે, પોતાની જ પાસે પોતાને માટે માગવાનો તો કોઈ અર્થ નથી ને પ્રેમને પથે માગણી એટલે પ્રેમનું જ અપમાન એમાં તો કંઈ પણ આપી શકવામાં જ આપણે ધન્ય થઈએ છીએ 'શારદોત્સવ' નાટકમાં પ્રેમની આ ઋણશુદ્ધિની જ વાત કરવામાં આવી છે

**વ્યાખ્યા** તું હજી યે આપ્યા કરશે એ વો મિથ્યા વિચાર આવે છે કેમ? આજ સુધી તેં આપ્યા જ કર્યું છે એનો તો વિચાર કરતા નથી! આટઆટલું પામ્યા પછી વધારેની અપેક્ષાએ કેટલો ભાર વધારતા જવું! અપેક્ષા વિના તેં જે આપ્યું છે એના ગૌરવને આટલા દિવસ સુધી સમજી પણ શક્યા નથી, તારા પ્રદાનનું

# રવીન્દ્રનાથ ઠાકુર

## બલાકા ૧૨

આપશે તું મને, હજી આપશે અપાર,
વીતી ગયા દિન, મને ધરી નિત્ય એક આ વિચાર
સુખે દુઃખે, મ્લાન મુખે,
લખાવ્યો છે હાથ
દિનરાત
હજી ય તું કંઈ કંઈ દેશે વારંવાર
એવા એક તે વિચાર

દીધું, દીધા કર્યું તે કેવલ,
ક્યારેક તો
કિંચિત કિંચિત પલેપલ,
ક્યારેક તો
અકસ્માત વિપુલ પ્લાવને
વર્ષંત શ્રાવણે
ધર્યું, ઢોળ્યું વેર્યું, છોડી દીધું કેટલું ય,
હાથે પગે જંજાળની જેમ જડી ગયું છે ઘણું ય,
તારા અનુગ્રહનું રતન
પામ્યું ના જતન,
ધૂળની રમતે
કીધ હેલા, ને આળસે
ઉશેટી મેલ્યું છે માર ભગ્ન ખેલાઘરે
તો ય રે તેં દીધ, દીધા કર્યું છે કેવલ,
નિરંતર નિખિલમાં
કૃપાનું ભાજન તવ છલકી ઊઠે છે છલોછલ

અવિરત આવો કૃપાપ્રસાદનો ભાર તવ
શકું નહીં વહી,
શકું નહીં સહી
રે આ માગણ હૃદયની અકુંઠિત કામના,
નિત્ય તારે દ્વાર આવી કરવી યાચના

જે કંઈ પામું હું તેને ધારી ધારી
ન્યાળી ન્યાળી
પામવું ઝંખવું મારું માત્ર વધ્યે જાય.
અનંત એ દાય ન સ્હેવાય,
ન સ્હેવાય આજ
ભિક્ષાથી ભરવી જીવને સવારસાંજ.

ધારશે તું, મને ધારશે તું, હા ધારશે,
એ પ્રાર્થના પૂર્ણ ક્યારે થશે?
શૂન્ય પિપાસાએ ઘડ્યું જામ
ધૂળમાં ફેંકી દઈ નકામ,
આખી રાત પથ હેરી કંપિત પ્રકાશે
પ્રતીક્ષાનો દીપ મુજ
નિમેષમાં હોલવાય
વાયરાની ફૂંકે મધરાતે.
–કંઠની માળા આ મુજ ધરી તવ ડોકે
લેશે મને લેશે મને ક્યારે?
પૂંજીભૂત તારી કૃપાના આ સ્તૂપથકી
તવ રિક્ત આકાશના અંતહીન નિર્મલ આલોકે.

## લાભશંકર પી. દવે

---

### સમાધાન

હું મારા પ્રતિબિંબને જો ખોઈ ના શકું,
દર્પણની બીજી બાજુ કદી જોઈ ના શકું.

એ શી રીતે કહું કે નથી હું અભાવમાં?
જો એમ કહું તો હું અહીં હોઈ ના શકું.

મારે કરોડરજ્જુ નથી કેમ એ કહું?
એ વાત છે જુદી કે એને જોઈ ના શકું!

પાણી સામે પાળ તો બાંધી શકું છતાં,
એના પ્રવાહને હું કદી ઠોઈ ના શકું.

લેવો પડે છે એટલે અશ્રુનો આશરો.
ગંગાના સ્નાનથી હું પાપ ધોઈ ના શકું!

મહત્ત્વ જાણ્યું નથી. એના સાતત્યથી જ જાણે અમારાથી એ ઉપેક્ષિત અપમાનિત થયું છે. નિત્યપ્રાપ્તિથી જ જાણે નિત્ય અમારો લોભ વધતો રહ્યો છે. પ્રાપ્તિનો આ બોજો જ હવે તો અમને કચડી રહ્યો છે. આ પરિગ્રહની જાતમાં જ અમે બંધાઈ ગયા છીએ.

તારા દાનના સતત વહેણને હવે અમારા જીવનનું પાત્ર સમાવી શકે તેમ નથી. હવે લેશ પણ વિશેષની અપેક્ષાનું સાહસ કરી શકાય તેમ નથી. કારણ એટલું જ કે જો જીવનના પાત્રમાંથી જ એ દાન ઢોળાવા માંડે, વહી જવા માંડે, તો, એમાં તારા દાનની જ અવહેલના થઈ ગણાય. એવી રીતે એને વ્યર્થ કરી તારું અપમાન ન થઈ શકે. ભિક્ષુકના જેવું આવું લુબ્ધ કંગાલપણું હવે સહેવાતું નથી. એનાથી તો અપમાનિત બને છે. પ્રેમ માત્ર મેળવવામાં તો લોભ જ વધ્યે જાય છે. ભિક્ષાનો આ ભાર હવે વેઠી શકાશે નહિ. આ સંપદ સહી શકાશે નહિ.

આપણા જીવનમાં જો પ્રેમ પ્રગટ થયો હોત તો આવી અપેક્ષા રાખી શકત ખરા? અપેક્ષામાં જ પ્રેમની અવમાનના છે. ભક્ત જ્ઞાનદાસ કહે છે: ધર્મપત્ની સ્વામીના દુઃખ-કર્તવ્યના ભારનો અંશ ઉપાડવાની ઇચ્છા કરે; સુખનું વેતન એને ખપતું નથી. ઉપપત્ની માગે કેવળ સુખ અને ઐશ્વર્ય; દુઃખ-દારિદ્ર્યનો ભાગ એને જોઈતો નથી. બેની વચ્ચેનો આ તફાવત છે. કશી પણ અપેક્ષા કરવા જતાં તો ધર્મપત્નીને ઉપપત્નીના આસને બેસાડવા જેવું થાય.

પ્રેમ કશું જ માગતો નથી. એટલે તો મનમાં ને મનમાં એ રટે છે 'સમાને સમાન

થઈ કિંચિત પણ આપી જે શકુ ..' પ્રેમની વરમાળાને પામીને પાછી જ આપવાની હોય છે એનો પ્રેમ જો આપવામા રહ્યો છે તો આપણો પ્રેમ પણ એને યોગ્ય પ્રતિદાન કરવામા રહેલો છે માગણની માફક દૈન્ય દેખાડવામા તો આપણો પ્રેમ પોતાને જ હીન બનાવી રહે છે

એથી જ પ્રેમ કહે છે ' મારે કંઈ જોઈતું નથી, આપવુ છે માત્ર મારી આ સમર્પણની પ્રાર્થના ક્યારે પૂર્ણ થશે, હે પ્રિયતમ ! પિપાસાનુ ખાલી પાત્ર જાણે છે માત્ર યાચના. ફેંકી દઈશ હું એને દીપજ્યોતિ તેલ ગ્રહણ કરે છે ને પ્રકાશ આપે છે પરંતુ એ પણ માગણની માફક માત્ર લેવાની જ વાત કરે તો તેજહીન એને ત્યજવાનો જ રહે જે વરમાળા પોતાના ઐશ્વર્યે મારા કંઠમા સુંદર, પૂર્ણ બની રહે છે એને તારા કંઠમા આરોપીશ

અસીમ આકાશ એક અનન્ત આધાર રૂપ છે આટઆટલું એ પામે છે પરંતુ કશાનો સંચય કરી રાખતું નથી રિક્ત સંન્યાસી જેવુ એ પરમ પવિત્ર છે એનો આ વૈરાગ્ય જ એને આવું નિર્મલ સુંદર બનાવે છે પ્રેમના મૂળમા જો આ વૈરાગ્ય ન હોય તો પ્રેમ મલિન બની જાય વિધાતાએ આકાશને અગણિત ચંદ્રતારકનો જે ઉપહાર આપ્યો છે તે સકલ ચંદ્રતારકની દીપ્તિવંત માળા ગૂંથી એણે એના જ કંઠમા પહેરાવી દીધી છે. એથી એ દાન એના અંતરદેશે ચિર ઉજ્જવલ ચિર પવિત્ર બની રહ્યુ છે તારા પ્રેમને મારા પ્રેમની દીપ્તિથી માળાસ્વરૂપ કરી તારે કંઠે ક્યારે ધરી શકીશ ? મારો પ્રેમ સર્વ દૈન્યનો જયની ક્યારે ધન્ય થશે ?

] કવિલોક નવેમ્બર ડિસેમ્બર ૧૯૭૦

## જયંત વસોયા

### બે ગઝલ

**§ ૧ પછી પણ**

યાદોનુ રણ ચરી ગયા પછી પણ
એવો જ છું વિસ્તરી ગયા પછી પણ

પાંખોને રહી ગયો ઊડવાનો મોહ
પાંખ મહીંથી ખરી ગયા પછી પણ

કોઈ હોવાના મોજા ઊછળ્યા જ કરે;
પૂર સાવ ઓસરી ગયા પછી પણ

હુંયે કેવો ? પૂછું પવનના વાવડ
દરિયો આખો તરી ગયા પછી પણ

પગલા ઊપડે તમારા ઘર ભણી
રિક્ત મનને ભરી ગયા પછી પણ

જરૂર પડે અહીં રોજ કોઈકની–
માણસના જ મરી ગયા પછી પણ

**§ ૨ ક્યાં સુધી**

કરોળિયાનો આ કાટમાળ ક્યા સુધી ?
ને હયાતીની હરણફાળ ક્યા સુધી ?

લખાતી જાય ભલે ને લખાતી જાય ?
પાતળી સાવ આ મધલાળ ક્યા સુધી ?

લાગણીનો બંધ છલકવા દો જરા
વિસ્તારશો જડતાની પાળ ક્યા સુધી ?

ફર્યા જ કરે સતત મૌનના કાંટા
ડંકા વગરનુ ઘડિયાળ ક્યા સુધી ?

છૂટી જશે ભ્રમણાના પોટલા બધા
રહેશો આમ જ શરમાળ ક્યા સુધી ?

અધવચ્ચે પાડી દેશે પડદો કોઈ–
આપણા બેયની ઓળખાણ ક્યા સુધી ?

# ખબરદાર

દમણમાં ફરામજી પોરટવાળાને ત્યાં પારસી કુટુંબમાં અરદેશરનો જન્મ ઈ. ૧૮૮૧ના નવેમ્બરની ૬ઠ્ઠી તારીખે થયેલો. પિતાની બાહોશીએ એમની અટક 'પોરટવાળા'માંથી 'ખબરદાર' બની. પાંચ વર્ષની ઉમરે પિતા ગુમાવી, દાદાની સ્નેહછાયા હેઠળ છઠ્ઠે વર્ષે દમણની ખાનગી ગુજરાતી શાળામાં પ્રવેશ કરી સાતમી ચોપડી પૂરી કરી ત્યાં સુધીમાં કિશોર અરદેશરે પોતાની તેજસ્વી મેધાની પ્રતીતિ કરાવી આપી હતી. આથી જ ૧૮૯૧માં મામાએ દસ વર્ષના આ 'ભણેશરી' ભાણેજને મુંબાઈની તે વખતની ન્યૂ હાઈસ્કૂલમાં અરદેશર ફરામજી 'ખબરદાર' તરીકે નામ નોંધાવી અંગ્રેજી અભ્યાસ માટે દાખલ કર્યો. છઠ્ઠા ધોરણ સુધી અભ્યાસ કર્યો ત્યાં તો શહેરમાં મરકીનો રોગ ફાટી નીકળ્યો અને અરદેશરે દમણ આવી ઘરની જાગીરનો વહીવટ સંભાળી લીધો. એકાદ દસકો આમ પસાર કર્યો એવામાં ૧૯૦૮-૯માં ભારે દુષ્કાળ પડ્યો. જાગીર અને ખેતીવાડીની આવક ઘટતી જ ગઈ. આથી પત્ની અને ત્રણ સંતાનો સાથે ભાગ્ય અજમાવવા ગુજરાત છોડી મદ્રાસમાં વાસ કર્યો. ત્યાં સાળાના સહયોગથી સાઇકલના સામાનની દુકાન કરી. ધીમે ધીમે ભાગીદારીમાં સાઇકલ અને મોટરનો મોટો વેપાર શરૂ કર્યો ભાગીદારીનો આ વ્યવસાય સોળસત્તર વર્ષ એકધારો ચાલ્યો. પછી તો મોટરની એજન્સી મળી અને સ્વતંત્ર રીતે ધંધાનો વિકાસ કર્યો. પરિણામે એઓ સારું કમાયા. લક્ષ્મીની છાયામાં એમણે સરસ્વતીને સુપેરે આરાધી વિદ્યાર્થી ભલે મટયા પણ અભ્યાસી તરીકે ઘટ્યા નહોતા. શ્રી અને સરસ્વતીનું એમણે સફળતાથી સમારાધન કર્યું.

નાનપણથી જ કવિતા અને સંગીતના એ શોખીન. તેર વર્ષની ઉમરે પોતાના નામના પ્રત્યેક અક્ષરથી આરંભાતી પંક્તિઓવાળી એક કાવ્યરચના એમણે ઝૂલણા છંદમાં કરેલી. મિત્રમંડળમાં કુમાર વયથી જ એ 'આશુ કવિ' તરીકે ઓળખાતા. દાદી એદલજી તારાપોરવાળા તથા સોહરાબજી લીમજી પાલમકોટ એ જમાનામાં 'માસિક મજહ' નામનું સામયિક ચલાવતા. એમણે આ સામયિક માટે 'સો દષ્ટાંતિક દોહરા'ની સ્પર્ધા યોજી. ૧૫-૧૬ વર્ષના ખબરદારે એમાં ભાગ લીધો. થોડા જ દિવસોમાં એમણે સો દોહરા જોડી કાઢી મોકલાવી દીધા. પ્રથમ પારિતોષિક એમના ફાળે આવ્યું. પંદર વર્ષનો પારસી 'બૂચો કવિ' એવા શીર્ષક નીચે તે દોહરા એ સામયિકમાં પ્રસિદ્ધ થયા. આ કિશોરમાં રહેલો કવિ આમ પ્રગટ્યો, પોષાયો, પોરસાયો. ઉત્તરોત્તર કાવ્યપ્રવૃત્તિ પાંગરવા લાગી. ઈ. ૧૯૦૧માં એમની ૧૯ વર્ષની ઉમરે પ્રગટ થયેલ કાવ્યસંગ્રહ 'કાવ્યરસિકા' એનું પહેલું સુફળ. પણ એમને પ્રસિદ્ધિ અપાવી ૧૯૦૫માં પ્રગટ થયેલ બીજા કાવ્યસંગ્રહ 'વિલાસિકા'એ. કવિવિવેચક નરસિંહરાવે લગભગ સાઠ પૃષ્ઠોનો વિવેચનલેખ લખી ખબરદારને પુરસ્કાર્યા. એમની લેખિનીએ હવે એક પછી એક ચડિયાતાં કાવ્યો ફોળાવવા માંડયાં. 'પ્રકાશિકા', 'ભારતનો ટંકાર', 'સંદેશિકા', 'કલિકા', 'ભજનિકા','દર્શનિકા', 'કલ્યાણિકા', એમ કાવ્યગ્રંથોના પ્રાકટ્યનું પૂર ઊમટ્યું. એમના પ્રગટ-અપ્રગટ પદ્ય-ગદ્ય ગ્રંથોની સંખ્યા પચીસથી પણ વધારે થવા જાય છે. આમાં ત્રણેક અંગ્રેજી કાવ્યસંગ્રહો પણ છે–'ધ સિલ્કન ટૅસલ', 'લીફ ઍન્ડ ફ્લાવર', તથા 'ધ રેસ્ટ હાઉસ ઑવ ધ સ્પિરિટ.' પ્રથમ વિશ્વયુદ્ધ વખતે એમનું યુદ્ધ-વિષયક અંગ્રેજી કાવ્ય લંડનથી પ્રકટ થતા સામયિક 'રિવ્યૂ ઑવ રિવ્યૂઝ'માં પ્રસિદ્ધ થયું હતું. ૧૯૧૮માં એમણે મદ્રાસથી અંગ્રેજી કાવ્યસંગ્રહ 'ધસિલ્કન ટૅસલ'પ્રસિદ્ધ કરેલો જેની બીજી આવૃત્તિ ૧૯૨૮માં લંડનથી પ્રસિદ્ધ થઈ હતી.

પોતાની કાવ્યપ્રવૃત્તિનો આરંભ એમણે દલપત-નર્મદની અસર તળે કરેલો. પ્રાસાદિકતા, સરળતા, સદ્બોધ અને સભારંજનીપણું એમની આરંભની કવિતાનાં આગળ તરી આવતાં લક્ષણો. પરંતુ વર્ડ્ઝવર્થ, શેલી, ટેનીસન, નરસિંહરાવ આદિના અનુશીલનથી એમની કાવ્યવિભાવના બદલાવા લાગી અને પરિણામે કાવ્યરીતિ અને કાવ્યવિષયમાં અવનવીનતા આમેજ થવા લાગી. પ્રકૃતિ અને પ્રેમ, તત્ત્વજ્ઞાન અને આત્મજ્ઞાન, સૃષ્ટિ અને સર્જનહારનાં એઓ કાવ્યો રચવા લાગ્યા. પારસી હોવા છતાં ય હિંદુ ધર્મની ફિલસૂફીને એમણે બરાબર પિછાણી છે એની પ્રતીતિ 'સંદેશિકા',

'દર્શનિકા', 'કલ્યાણિકા' આદિમા થયા વગર રહેતી નથી જગતના મિથ્યાત્વની અને જગતકર્તાના સર્વોપરિત્વની વાત એમણે કાવ્યમય રીતે કરી છે તત્ત્વજ્ઞાનને એમણે કવિત્વમય રીતે ગાયુ છે જ્ઞાન ભક્તિ કર્મની એમણે કાવ્યસરવાણી વહાવી છે પ્રાન્ત-દેશ-વિશ્વપ્રેમમા એમની પ્રેમભાવનાનો વિકાસ થયેલો છે ઇન્સાન અને ઈશપ્રેમના એ વિનમ્ર ગાયક છે એમની કવિતામા પ્રસાદ, માધુર્ય અને ઓજસ એમ ત્રણેય ગુણો અનુભવાય છે સમુચિત અલંકારો અને સમુન્નત કલ્પનાઓમા નાનાલાલીય છાપ વરતાયા વગર રહેતી નથી એમનો છંદ અને ભાષાશુદ્ધિનો આગ્રહ પણ જબરો છંદોવૈવિધ્ય સાથે દિન્ય, વીરવિજય, ચંદ્રાવલિ, મુક્તધારા, વગેરે નવા છંદો પણ એમણે પ્રયોજ્યા છે એમના રાસોમા નાનાલાલ અને બોટાદકરની સ્પષ્ટ અસર કળી શકાય છે 'ભારતનો ટંકાર' અને 'રાષ્ટ્રિકા'મા એમની અજોડ દેશભક્તિ, 'પ્રભાતનો તપસ્વી' અને 'કુંકુમ' દીક્ષા મા એમની નિર્દંશ મર્મવૃત્તિ 'ભજનિકા', 'કલ્યાણિકા' આદિમા અનન્ય ભક્તિ, 'કલિકા'મા રસિક પ્રેમભાવના અને 'દર્શનિકા'મા એમના પરિપક્વ તત્ત્વજ્ઞાનના આપણને દર્શન થાય છે મુખ્યત્વે એમના કવનમા વીર હાસ્ય, શૃંગાર, ભક્તિ અને શાંત રસની નિષ્પત્તિ થયેલી છે

ઓછુ પણ સત્ત્વશીલ ગદ્ય એમણે લખ્યુ છે વસનજી ઠક્કર વ્યાખ્યાનમાળામા ૧૯૪૦મા 'ગુજરાતી કવિતાની રચનાકલા' પરંતુ એમનુ વ્યાખ્યાન એમની ઊંડી કાવ્યસૂઝ પ્રગટ કરે છે 'સાહિત્ય'મા એમણે એ વખતે નાનાલાલની ડોલન શૈલી પર ગુજરાતી 'કવિતા અને અપદ્યાગદ્ય' શીર્ષક હેઠળ મનનીય લેખો લખેલા ભાવનગર સાહિત્ય પરિષદમા સાહિત્ય વિભાગના અધ્યક્ષ સ્થાનેથી આપેલુ વ્યાખ્યાન તથા વિલેપાર્લે સાહિત્ય સભાએ ઊજવેલ 'વસંતોત્સવ'મા આપેલુ વ્યાખ્યાન પણ એમની અભ્યાસનિષ્ઠાના દ્યોતક છે

કદાવર કાયાના આ કવિમા કોમળ કાળજુ હમેશા ધબકી રહ્યુ હતુ પ્રકૃતિએ એઓ નિખાલસ, નીડર અને નિષ્ઠાવાન, વક્તૃત્વ છટા, સુમધુર કંઠ અને નર્મમર્મને એમણે સારી રીતે વિકસાવેલા વિત્તપ્રેમે એમને સાહસિક બનાવેલા તો વિદ્યાપ્રેમે એમને સમભાવી એમની જ્ઞાનપિપાસાએ એમને વિજ્ઞાન, જ્યોતિષ, હસ્તરેખા અને ખગોળના અભ્યાસ તરફ પ્રેર્યા હતા, તો તત્ત્વજ્ઞાનજિજ્ઞાસાએ એમને અધ્યાત્મ ને ધર્મશાસ્ત્રના અભ્યાસ તરફ દોર્યા હતા સંકટને એમણે જીવનસિદ્ધિનુ સોપાન ગણ્યું હતુ આતિથ્યની ઊંડી ભાવનાથી સભર કવિ વ્યવહારમા સૌજન્યશીલ અને વ્યાપારમા સત્ત્વશીલ હતા 'ગુણવતી ગુજરાત'માથી 'ભારતનો ટંકાર' કરી વિશ્વપ્રેમની ધૂન મચવનાર ખબરદારનુ ૧૯૫૩ ના જુલાઈની ૩૦મીએ મદ્રાસમા અવસાન થયેલું ૧૯૩૧મા એમના વનપ્રવેશ ટાણે કનકોત્સવ ઊજવી ગુજરાતે એમને બિરદાવેલા 'આતુ કવિ'માથી 'જૂનો કવિ' અને એમાથી 'અદલ' તરીકે પ્રગટનાર ખબરદાર ગુજરાતી સાહિત્યને પારસી કોમની પ્રશસ્ય ભેટ છે

—ધીરુ પરીખ

# કોહિનૂર

હવે ગુંજી ઉઠશે આકાશવાણી પર



હા, કોહિનૂર
મનગમતા વસ્ત્રો બનાવનાર
હવે રજૂ કરે છે
તમારા મનગમતા
ગીતોનો કાર્યક્રમ...

કોહિનૂર

# ગીત ગુંજાર






કોહિનૂરનો
આકાશવાણી મુંબઈ પર
સ્પોન્સર્ડ પ્રોગ્રામ
આ રવિવારે અને દર રવિવારે



'દર્શનિકા', 'કલ્યાણિકા' આદિમા થયા વગર રહેતી નથી જગતના મિથ્યા વની અને જગતકર્તાના સર્વોપરિત્વની વાત એમણે કાવ્યમય રીતે કરી છે તત્ત્વજ્ઞાનને એમણે કવિત્વમય રીતે ગાયુ છે જ્ઞાન ભક્તિ કર્મની એમણે કાવ્ય સરવણી વહાવી છે પ્રાન્ત-દેશ-વિશ્વપ્રેમમા એમની પ્રેમભાવનાનો વિકાસ થયેલો છે ઇન્સાન અને ઈશપ્રેમના એ વિનમ્ર ગાયક છે એમની કવિતામા પ્રસાદ, માધુર્ય અને ઓજસ એમ ત્રણે ય ગુણો અનુભવાય છે સમુચિત અલંકારો અને સમુજ્જ્વલ કલ્પનાઓમા નાનાલાલીય છાપ વરતાયા વગર રહેતી નથી એમનો છંદ અને ભાષાશુદ્ધિનો આગ્રહ પણ જબરો છંદોવૈવિધ્ય સાથે દિન્ય, વીરવિજય, ચક્રાવલિ, મુક્તધારા, વગેરે નવા છંદો પણ એમણે પ્રયોજ્યા છે એમના રાસોમા નાનાલાલ અને બોટાદકરની સ્પષ્ટ અસર કળી શકાય છે 'ભારતનો ટંકાર' અને 'રાષ્ટ્રિકા'મા એમની અજોડ દેશભક્તિ, 'પ્રભાતનો તપસ્વી' અને 'કુકકુટ દીક્ષા'મા એમની નિર્દંશ મર્મવૃત્તિ 'ભજનિકા', 'કલ્યાણિકા' આદિમા અનન્ય ભક્તિ, 'કલિકા'મા રસિક પ્રેમભાવના અને 'દર્શનિકા'મા એમના પરિપક્વ તત્ત્વજ્ઞાનના આપણને દર્શન થાય છે મુખ્યત્વે એમના કવનમા વીર હાસ્ય, શૃગાર, ભક્તિ અને શાત રસની નિષ્પત્તિ થયેલી છે

ઓછુ પણ સત્ત્વશીલ ગદ્ય એમણે લખ્યુ છે વસનજી ઠક્કર વ્યાખ્યાનમાળામા ૧૯૪૦મા ગુજરાતી 'કવિતાની રચનાકલા' પરનુ એમનુ વ્યાખ્યાન એમની ઊંડી કાવ્યસૂઝ પ્રગટ કરે છે 'સાહિત્ય'મા એમણે એ વખતે નાનાલાલની ડોલન શૈલી પર ગુજરાતી 'કવિતા અને અપદ્યાગદ્ય' શીર્ષક હેઠળ મનનીય લેખો લખેલા ભાવનગર સાહિત્ય પરિષદમા સાહિત્ય વિભાગના અધ્યક્ષ સ્થાનેથી આપેલુ વ્યાખ્યાન તથા વિશેષાર્થે સાહિત્ય સભાએ ઉજવેલ 'રજતોત્સવ'મા આપેલુ વ્યાખ્યાન અને એમની અભ્યાસનિષ્ઠાના દ્યોતક છે

કદાવર કાયાના આ કવિમા કોમળ કાળજુ હમેશા વસી રહ્યુ હતુ પ્રકૃતિએ એઓ નિખાલસ, નીડર અને નિરભિમાન, વક્તૃત્વ છટા, સુમધુર કંઠ અને નર્મમર્મને એમણે સારી રીતે વિકસાવેલા ચિત્તપ્રેમે એમને સાહસિક બનાવેલા તો વિદ્યાપ્રેમે એમને સમભાવી એમની જ્ઞાનપિપાસાએ એમને વિજ્ઞાન, જ્યોતિષ, હસ્તરેખા અને ખગોળના અભ્યાસ તરફ પ્રેર્યા હતા, તો તત્ત્વજ્ઞાનજિજ્ઞાસાએ એમને અધ્યાત્મ ને ધર્મશાસ્ત્રના અભ્યાસ તરફ દોર્યા હતા સકટને એમણે જીવનસિદ્ધિનું સોપાન ગણ્યું હતુ આસ્તિકની ઊંડી ભાવનાથી સભર કવિ વ્યવહારમા સૌજન્યશીલ અને વ્યાપારમા સત્ત્વશીલ હતા 'ગુણવતી ગુજરાત'માથી 'ભારતનો ટંકાર' કરી વિશ્વપ્રેમની ધૂન મચવનાર ખબરદારનું ૧૯૫૩ના જુલાઈની ૩૦મીએ મદ્રાસમા અવસાન થયેલું ૧૯૩૧મા એમના વનપ્રવેશ ટાણે કનકોત્સવ ઊજવી ગુજરાતે એમને બિરદાવેલા 'આવુ કવિ'માથી 'ઊંચો કવિ' અને એમાથી 'અદલ' તરીકે પ્રગટનાર ખબરદાર ગુજરાતી સાહિત્યને પારસી કોમની પ્રશસ્ય ભેટ છે

—ધીરુ પરીખ

# કોહિનૂર

હવે ગુંજી ઉઠશે આકાશવાણી પર



હા, કોહિનૂર
મનગમતા વસ્ત્રો બનાવનાર
હવે રજૂ કરે છે
તમારા મનગમતા
ગીતોનો કાર્યક્રમ...

કોહિનૂર

# ગીત ગુંજાર








**કોહિનૂર** નો
આકાશવાણી મુંબઈ પર
સ્પોન્સર્ડ પ્રોગ્રામ

આ રવિવારે ર રવિવારે

श्रीगुरुगोपीजनवल्लभायनमः
अथरसिकवल्लभग्रंथलिख्य
ते ॥छंद ॥रागसामेरी॥
प्रथमजप्रणमुंश्रीगुरुपायेंजी॥
वाहाल्येंवंदुंश्रीव्रजरायेंजी॥१॥
अष्टसखावंदूंहरिरूपजी॥र
सिकशिरोमणिकविकुलभूप
जी॥२॥मुजनेंजाणीसहुनिजदा
सजी॥मुजह्रदयामांपूरोवास
जी॥३॥मुजनेंभासेंनिजप्रभुपंथ
जी॥रचुंरसिकवल्लभशुभग्रंथ
जी॥४॥ ढाळ ॥ग्रंथरचनाकरुं
छूंगुरुशिष्यसंवादेंकरी॥खंडनजेमां
मायावादशुद्धाद्वैतप्रतिपादन
करी॥५॥जेथकीसहुसंधेटलें
सिधांतसहुभासें॥पडेंप्रतिति
परवतप्रापनिश्चेंभ्रमणभ्रांति
नासें॥६॥होयप्रकटभक्तिप्रेम
श्रीगिरिधरवसेंउरमांहें॥
निजकरीकरुणाद्रष्टिभाळे
सहजकाळेंबांहें॥७॥राहे

કવિ દયારામના હસ્તાક્ષરમાં એમનું કાવ્ય

રાગ સામેરી

પ્રથમ જ પ્રણમું શ્રીગુરુપાયેં જી,
વાહાલ્યેં વંદું શ્રી વ્રજરાયેં જી.
અષ્ટ સખા વંદું હરિરૂપ જી,
રસિકશિરોમણિ કવિકુળભૂપ જી.
મુજને જાણી સહુ નિજ દાસ જી,
મુજ હૃદયામાં પૂરો વાસ જી.
મુજને ભાસે નિજ-પ્રભુ-પંથ જી,
રચું "રસિકવલ્લભ" શુભ ગ્રંથ જી.

ઢાળ

આ ગ્રંથરચના કરું છું, ગુરુશિષ્યસંવાદેં કરી,
જેહેમાં ખંડન-માયાવાદ શુદ્ધાદ્વૈત-પ્રતિપાદન ભરી.
જે થકી સહુ સંધે ટળે, સિદ્ધાંત સહુ ભાસે,
પડે પ્રતીતિ, પરવતપ્રાપ નિશ્ચેં ભ્રમણ ભ્રાંતિ નાસેં.
હોય પ્રકટ ભક્તિ પ્રેમ, શ્રીગિરિધર વસે ઉરમાંહેં,
નિજ કરી કરુણાદૃષ્ટિ ભાળે, સહજ ઝાલે બાંહેં.

(આ તથા એકરંગી ચિત્ર શ્રી કે. કા. શાસ્ત્રી સંપાદિત (ગૂર્જર પ્રકાશિત) રસિકવલ્લભમાંથી)



૧૬-૮-૧૭૭૭ **કવિ દયારામ** ૨૮-૨-૧૮૫૩

[દયારામ સ્મારક સમિતિ ડભોઈ ના મંત્રી શેઠશ્રી
આઝવલાલ જમનાદાસ મઢિયાના સૌજન્યથી]

ભગવન્મહિમામાં રાચતા દયારામ પૂરેપૂરા રસિકજન પણ હતા. સ્વાદિષ્ટ ભોજન, રોજનાં ૩૦-૪૦ પાન ચાવવાથી રાતા ચટાક હોઠ, ચાપાચાપીને વાળેલી ધોતિયાની પાટલી, ઢાકાની ઊંચી મલમલનું ગળે અને બાંયે નળીવાળું, એ- માં દરજીને બે-ત્રણ રૂપિયા સિલાઈ આપીને તૈયાર કરાવેલું તસતસતું અંગરખું, લાલકસુંબલ વાંકી આંટીદાર મરોડદાર મૂછ, માથે ગોસાંઈજી મહારાજ જેવા વાળ, સુગંધી કેશતેલ, અંગની સંભાળપૂર્વકની ટાપટી એમની હૃદયગત રસિકતાનાં ઘોતક સ્થૂળ ચિહ્નો. એકવડી દેહયષ્ટિ, પાતળી અણીદાર નાસિકા, લાં માંજરી ચપળ આંખો, વિશાળ ભાલ, ગોર વર્ણ અને ના [illegible] : નાગરઆડ૭ વારઆમાં મળેથી



વૉલ્ટર સૅવેજ લૅન્ડર

(૧૭૭૫ ૧૮૬૪)

જુઓ આ અંકમાં નિરંજન ભગતનો લેખ

શિશિર • વિ. સં. ૨૦૨૭ કવિલોક જાન્યુ.-ફેબ્રુ. ૧૯૭૧

। ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ।

# કાવ્યમાં લય

**છંદ** એ કવિતાની અતિ આવશ્યક આધારભૂમિ છે, કે જેના ઉપર કવિતાની વિકાસયાત્રા અંતિમ સિદ્ધિને વરે છે. એ છંદનું સ્વરૂપ મૂળ તો લયમાંથી વિકસ્યું છે. લાગણીના સહ-જોદ્દગાર સમા લયે જ અંતે છંદનું શાસ્ત્રીય રૂપ ધારણ કર્યું છે. એ વિષે એક અંગ્રેજ વિવેચકે પોતાના 'ઍન એસે ઑન ક્રિટિસિઝમ'માં દર્શાવેલા વિચાર નોંધપાત્ર છે. એ લખે છે:

'આનંદના સ્વતંત્ર સાધન તરીકે આવતો લય તરત જ અભિવ્યક્તિના હેતુ માટે લેવાઈ જાય છે, પરંતુ માત્ર અંશતઃ જ. એનું સ્વતંત્રતાનું તત્ત્વ તો રહે છે જ. ભાવોદ્રેક કે ભાવનિયંત્રણના પ્રયાસમાં પદ્યના લયનું પગેરું શોધનાર કોલરિજ જેવાઓ પોતાની તપાસમાં પાછે પગલે પૂરતા પ્રમાણમાં જતા નથી. લય ભાવાભિવ્યક્તિ અને ભાવ-સંયમનું સાધન જરૂર બને છે, પરંતુ સર્વ પ્રથમ તો એ સંતોષનું સ્વતંત્ર સાધન છે.

લયસૂઝ એ ભાવોદ્રેકની અભિવ્યક્તિનું માધ્યમ કેવી રીતે બને છે તે જાણવું સહેલું છે. દેખીતી સ્થૂલ રીતે જોઈએ તો સામાન્ય કરતાં વધુ દ્રુત લય (વધુ દ્રુત એટલે કે હૃદયના સામાન્ય ધબકાર કરતાં વધુ દ્રુત) એ આનંદ, પ્રવૃત્તિ કે અતિઅગત્ય સૂચવે છે; સામાન્ય કરતાં વધુ વિલંબિત લય ક્લાન્તિ, ગ્લાનિ કે થકાવટનું સૂચન કરે છે. લયનાં આવાં અપરિષ્કૃત પરિણામો પછીથી વિકસતાં, સંમાર્જિત થતાં જઈ જે સૂક્ષ્મતા ધારણ કરે છે તે પદ્યના શાસ્ત્રીય ઇતિહાસનો ઠીકઠીક ભાગ રોકે છે. સમયના વહેણ સાથે કેટલાક લય રૂઢિગત બને છે અને સ્થાપિત સ્વરૂપ ધારણ કરે છે, પછીથી આપણે એમને છંદ કહીએ છીએ, અને મૂળમાં જે સહજ સ્ફુરિત પ્રયાસ હતો તે અંતમાં સભાન માપની બાબત બની રહે છે. આવા પ્રસ્થાપિત છંદો અંતે એવી રચનાઓ બને છે કે જેમાં રહીને કવિતા પોતાનો અર્થવિકાસ સાધે છે.'

ગ્રેહામ હફ

## રાજેન્દ્ર શાહ

### !

મિલનવિચ્છેદની આ લીલાનુ વૈચિત્ર્ય
નીલાંજના!
લહું,
એના આવેગમાં વહું...
નિત્ય મારી સંગ આ તે કેવી પ્રવંચના!

એકલના અંતરની વિથતવ્યાપિની
શૂન્યતા
હું જાણું,
પ્રલયમૂર્છના ટાણે...
તવ સંયોગની પામુ સંમુદ ધન્યતા!

ને તુ જવ સ્પર્શ કરે ઊડતે અંચલ
માયામય,
હે ચંચલા!
બાહુપાશે તુ ન, મારી છાયા...
સામીપ્યસંભ્રમવિદ્ધ હૃદય વિહ્વલ!
નીલાંજના!

## ઉશનસ્

### ખંડેરમાં

દૃગ તિરાડની
પાછળ કોઈક આંખ
સ્થિર,
મુજને હેરે;

હર દીવાલને
ખૂણે કોઈક મૌન
ખૂણો પાળતુ
કણસે;

તૂટીફૂટલી
જાળીના બે સળિયા વચ્ચે
અંધકારનુ
જાળું ઝૂલે
સુક્કા સૂર્યશું;

જાળા વચ્ચે
કરોળિયાની લાળ-ચીટેલાં
ચૂસ્યા-ચુમ્યા
મરી ગયેલી
માખોનાં ખોખાંઓ જેવી

## પ્રિયકાન્ત મણિયાર

### પાંગરી

શમણામાં સાંભળું ને જાગીને જોઉં
વ્હાલો થોડોથોડો આંખમહીં ચોળું,
આમતેમ ઊડતું'તું રૂનું હું તો પૂમડું
અત્તરની કુપ્પીમાં ઝબોળ્યું.

દીવડાની જ્યોત થકી આંજી લીધી આંખડી
કાજળનું શું રે હવે કામ?
પલપલનાં પીવામાં અમરતનાં આચમન
ગંગાને તીર ગોત્યું ગામ.

શ્વાસના સમીરથી ડોલે મારા ડુંગરા ને
ડોલે મારા વડલાનાં પાન,
વેલડીથી છૂટું પડ્યું કોરું ધાકોર થયું
તૂંબડામાં ગૂંજી ઊઠ્યું ગાન.

આંસુમાં ઓળઘોળ દરિયો ડૂબી ગયો ને
નાનકડી નાવ ત્યારે નાંગરી,
વંકાતી અંકાતી એક કેડી એકલી
પગલાંનાં પાન થકી પાંગરી.

વીતી ગયેલી
ઘડીઓ ઝૂલે;

તૂટી પડેલી
છતના ખૂણે, ભૂતકાળની
વણબોલાયલ
વાતો કેરો
જબ્બર જામ્યો છે
મધપૂડો
કાળો ભમ્મર;

ઘડીએ ઘડીએ
જૂની વાતના
ભીંતો પરથી
ઊખડી ઊખડી
ખરે પોપડા;

બખોલમાંથી
ઘડીએ ઘડીએ
ચામાચીડિયું ઊડીઊડી
અંધકાર પર
ઊભી-આડી
મૂકી ચોકડી
ચીરે.

ઊભા રહીને વહેંચ્યા હતા આ અને આવા અન્ય પ્રસંગે કોર્ટમા સામસામે દાવા પણ થયા હતા આમ ને આમ દક્ષિણ વેઇલ્સની પ્રજાની સાથે લડવામા ને લડવામા એની વારસાની સમગ્ર મિલકતનો નાશ તો થયો પણ ઉપરાત દેવુ પણ થયું હતું એ દેવુ એ ચૂકવી શકયો ન હતો પરિણામે એણે ૧૮૧૪માં ઇંગ્લડનો ત્યાગ કર્યો હતો

ઇંગ્લડનો ત્યાગ કરીને ૧૮૧૫થી ૧૮૨૧ લગી તુર, કોમો અને પીસામા તથા ૧૮૨૧થી ૧૮૩૫ લગી ફ્લોરેન્સમા વસ્યો હતો ઇંગ્લડનો ત્યાગ કર્યો ને તરત જ ફ્રાન્સ જતા અધવારે જ જર્સીમા હમેશ માટે ઇંગ્લડનો આમ ત્યાગ કરવાની સામે પત્નીનો વિરોધ થયો ત્યારે પત્ની સાથે લડયો હતો અને પોતે પત્નીને કદી નહિ મળે એવી પ્રતિજ્ઞા સાથે છૂટો પડયો હતો પણ વળી પત્નીની માદગીના સમાચારથી સમાધાન કર્યું હતું, અને ત્યાર પછી વીસેક વરસ લગી લગ્ન નભાવ્યું હતું જ્યારે જેઇન ક્લિફ્ટ ૧૮૨૯મા ફ્લોરેન્સમા વસી ત્યારે એની સાથેનો પ્રણયસબધ પુનર્જીવન પામ્યો હતો પત્ની આ સબધ સમજી કે સહી શકી નહિ એથી ચાર સંતાનો હોવા છતા પરિણામે ૧૮૩૫મા એની સાથેના લગ્નજીવનનો અત આવ્યો હતો પછી એ ૧૮૩૮મા ફ્લોરેન્સથી એકલો ઇંગ્લડ પાછો આવ્યો હતો અને ૧૮૫૮ લગી બાથમા વસ્યો હતો

અહીં બાથમા ૧૮૫૮મા પોતાના પ્રકાશન 'Dry Sticks મા એણે કોઈ એક મિસિસ યસકુમ્બ સામે કેટલાક વિધાનો કર્યા હતા પરિણામે એની સામે બદનક્ષીનો દાવો થયો હતો અને એણે ૧૮૫૮મા ફરીથી ઇંગ્લડનો ત્યાગ કર્યો હતો

મકરન્દ દવે

## ત્રિમૂર્તિ પાસે

ત્રિમૂર્તિ પાસે
હરેક પગલે, હરેક શ્વાસે,
અદૃશ્ય નાસે થતુ કે સ્વામી, હજુ તમારી,
અનેક પડદા હટાવનારી,
રહસ્યગોપન,
અકુ વિલેપન,
કશું સુણી ના, અને અહીં તો સુણાય કયારે ?
મચી શી ધાંધલ ધમાલ ભારે !
અવાજ, ધક્કા, હલનચલનની નઠારી હસ્તી
દરિદ્ર, ક્ષુલ્લક, વિરૂપ, સસ્તી
કરી રહી છે પ્રહાર, આ ધૂર્ત તણી અવજ્ઞા —
પળે પળે હું નિહાળું મૂર્તિ વિશેષ ભગ્ના

અરે, તમે કયા ઊભા રહ્યા છો ? ભરી નિગાહો
જુઓ, જુઓ આ વિરાટ સૃષ્ટિ તણા પ્રવાહે
અપાર અદ્ભુત અહીં સમાયા,
અહીં શિલાના કણે કણે એ
અમૂર્ત છાયા છતી થઈ શી !
અહીં ભગીરથ ઊભો ફરીને
અનામી શિલ્પી થઈ, શકોરુ કઠોર પથ્થર તણુ ધરીને
અને મહેશ્વર તણી કૃપાની અસીમ ગગા મનુષ્ય હૈયે
ફરી વહી આ, વય હજીયે
કદાચ ઊભા તમે જ ત્યાંથી
મહિમ્નસ્તોત્રે સહજ હૃદયના ઊંડાણમાથી
ગજાવતુ કો' નથુ હશે આ ગુફા, સ્મરીને
અનતને, આ અનત આંદોલનો ભરીને,
જરા સુણો તો, પરતુ કોઈ કહ્યુ શુ માને ?
ધમાલ ધાંધલ મહીં સુરાવટ પડે શુ કાને ?

વિષાદ મનમા,
ઘૃણા નયનમા,

અજંપ ટોળાં મંહી ફરું હું, અહીં ઘવાતા જતા ઉમંગે
જરાક સ્થંભે જઈ અઢેલું, જરાક ટેકો લઉં હું અંગે,
અને નજરમાં રમી રહી ત્યાં અપૂર્વ જ્યોતિ,
અહીં થયું શું? અહીં તો આવી દ્યુતિ નહોતી.
મુખ પરે ભરી
મધુરતા નરી,
શિલા તણા આ પ્રશાંત, નિર્મમ, અકંપ દેહે
ક્ષણેકમાં આ હસી ગયું કો' અમાપ સ્નેહે,
કહી ગયું કો' ક્ષણેકમાં, 'બસ!' — ઘણું કહીને,
હવે તરે એ સ્વરૂપ એક જ રહી રહીને.

ભલા, થયો બસ ખરો તું વ્યાકુળ ઘડીક ત્રાસે,
જુગોજુગોથી અને રહ્યા એ અહીં હુલાસે,
ત્રિમૂર્તિ પાસે
હરેક પલકે નિહાળું નૃત્યો નિહારિકાનાં
અને છતાં આ નયન સમાધિભર્યાં સદાનાં.

અંતિમ વર્ષોમાં એ ફ્લોરેન્સમાં જ રહ્યો હતો. ૧૮૬૪ના સપ્ટેમ્બરની ૧૭મીએ ફ્લોરેન્સમાં એનું અવસાન થયું હતું. આ છે લૅન્ડરના જીવનચરિત્રની હકીકતો.

**સ**મકાલીનોએ લૅન્ડરની કવિપ્રતિભાનો સ્વીકાર કર્યો હતો. વર્ડ્ઝવર્થ, સધે, શેલી, સ્વીન્બર્ન, બ્રાઉનિંગ, હોપકિન્સ (તથા અનુગામીઓમાં યેટ્સ, ફ્રૉસ્ટ, પાઉન્ડ) આદિ કવિઓએ લૅન્ડરની ક્લાસિકલ કલાનો આદર કર્યો હતો. પણ એના સ્વભાવ વિષે, વ્યક્તિત્વ વિષે, એમાનાં બિન-ક્લાસિકલ અથવા રોમેન્ટિક તત્ત્વો વિષે, 'such strange tempers and crochets and waywardness'–વિચિત્ર મિજાજ અને વક્રતા અને મનસ્વિતા–વિષે એટલું જ આશ્ચર્ય અનુભવ્યું હતું. વૃદ્ધ વર્ડ્ઝવર્થે વૃદ્ધ લૅન્ડરને 'a man so deplorably tormented by ungovernable passion'–અદમ્ય આવેશથી કરુણપણે પીડાતો મનુષ્ય કહ્યો હતો. અને વર્ડ્ઝવર્થ રાજકવિ થયા અને એક સ્વનિયુક્ત જાહેર સંસ્થા જેવા બની ગયા હતા ત્યારે લૅન્ડરે એમની કવિતામાં, કાવ્યબાનીમાં જે શિથિલ અંશ હતું એ પર વિવેચન કર્યું હતું. એના પ્રત્યાઘાતમાં વર્ડ્ઝવર્થે લૅન્ડર વિષે કહ્યું હતું કે લૅન્ડરનું વ્યક્તિત્વ બે કે ત્રણ શબ્દોમાં પ્રગટ કરી શકાયઃ a mad man, a bad-man, yet a man of genius, as many a mad man is.'–પાગલ મનુષ્ય, દુષ્ટ મનુષ્ય, છતાં અનેક પાગલ મનુષ્યો હોય છે એવો પ્રતિભાપુરુષ.

આ છે લૅન્ડરના સ્વભાવ વિષે, વ્યક્તિત્વ વિષે સમકાલીનોની સાક્ષી.

લૅન્ડરના જીવનચરિત્રની આ હકીકતો અને એના સ્વભાવ વિષે, વ્યક્તિત્વ વિષે એના સમકાલીનોની આ સાક્ષી પરથી જો કોઈ એવા નિર્ણય પર આવે કે લૅન્ડરે એના જીવનમા લડવા સિવાય કઈ જ નથી કર્યું તો એણે લૅન્ડરમા પ્રેમ અને મૈત્રીની જે અસાધારણ શક્તિ હતી એનો સામનો કરવાનો રહે. નૅન્સી જોન્સ ('Ione'), રોઝ એઇલ્મર અને જેઇન સ્વિફ્ટ ('Ianthe')ને સંબોધીને એણે જે પ્રેમકાવ્યો રચ્યા છે એમા એના હૃદયની કોમળતાનુ દર્શન થાય છે. જેઇન સાથેનો પ્રેમ એ પ્રેમથી યે કંઈક વિશેષ એવો 'પ્રેમ', જેને નામ ન આપી શકાય એવો પ્રેમ હતો. આ 'પ્રેમ' વિષે લૅન્ડરના પ્રથમ ચરિત્રકાર ફૉર્સ્ટરે ૧૮૬૯મા કહ્યું હતુ, 'It was to see Landor at his very best to see him in the presence of this lady. In language, manner, look, voice, even in the minutest points of gesture and bearing, it was all that one could possibly imagine of the perfection of chivalrous respect'—આ સન્નારીની હાજરીમા લૅન્ડરને જોવો એટલે એના અત્યુત્તમ સ્વરૂપમા જોવો. વાણીમા, વર્તનમા, આકૃતિમા, અવાજમા, હાવભાવ ને હલનચલનની ઝીણામા ઝીણી વિગતમા ઔદાક્ષિણ્યની પૂર્ણતા વિષેની જે કઈ શક્ય એવી કલ્પના હોય તે સમગ્રપણે સાકાર થતી હતી. એ બાથમા વસ્યો હતો ત્યારે ૧૮૦૮મા એની સાથે એને પ્રથમ પરિચય થયો. તે પછીથી જીવનભરની પરમ વિરલ મૈત્રીરૂપે વિકસ્યો

## હરિકૃષ્ણ પાઠક

# પડઘો ને પડછાયો

પડઘો ને પડછાયો
મારા સુખદુઃખના સગાથી,
પડઘો ને પડછાયા
મારા જનમજનમના સાથી!

પડછાયાના જળમા ટહુકે પડઘાનો પરપોટો,
પડછાયાનો સૂરજ ઊગે
–રોજ સવારે–
મ્હોરી ઊઠે પડઘાનો ગલગોટો

પડછાયાના હર્યાભર્યા જગતમા
પડઘો ગાતોમાતો મ્હાલે,
પડછાયાના પાન વિનાની
સૂની સૂની વાટે
પડઘો એકલ દોકલ ચાલે

પડઘો ભેદ ભરમની વાત
કદી આ પડછાયાને પૂછે,
પડઘો ભવાટવીનો પાર પામવા
પડછાયાને પૂછે!

પર્ણોની મર્મરમા પડઘો પડછાયાને શોધે,
પડછાયાના પૂર વહે ત્યા અજવાળા અવરોધે

સમય જોઈને લાંબાટૂંકા થયા કરે—
પણ મૂળ ઢંગનો ઢંગ,
અથડાતો પછડાતો ફરશે પ્હાડ અને જગતમા–
તો ય કેમ કરીને કરશે એ કાનામાતરમા ફેર?

પડઘે ય પડછે ય ક્યાક
ને ક્યાક વળી પડછાયા પડઘે,
આઘા અળગા લાગે
તો યે આમ જોઉં તો અડખેપડખે!

પડઘો ને પડછાયો
મારા સુખદુઃખના સંગાથી,
મારા જનમજનમના સાથી,
આ પડઘો ને પડછાયો–
હું પડઘો ને પડછાયો!

## ખામોશ

### ગઝલ

આ સતતનો સૂર્ય આથમતો નથી,
ને તિમિરનો છાંયડો બનતો નથી.

નિત્ય વાસી ઈંડું ફૂટે રાતનું,
ને કદી પણ સૂર્ય નીકળતો નથી.

બંગડી માફક ફૂટે છે સોણલું,
એક ટુકડો પણ પછી જડતો નથી.

હું બરફની જેમ જળમય થઈ ગયો,
જાતને જુદી કરી શકતો નથી.

અબ્ધિ લગ રેલાઈને પ્હોંચી શકે,
પણ બરફ તો આજ ઓગળતો નથી.

કૈંક તો ખામી હશે 'ખામોશ'માં
એ હિમાલયમાં હજી ગળતો નથી.

વિલસ્યો હતો. વૃદ્ધ વયે એને ડિકન્સ અને ફોર્સ્ટરની મૈત્રીનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું હતું. ડિકન્સે એની 'બ્લીક હાઉસ' નવલકથામાં લેન્ડર સાથેની આ મૈત્રીના અનુભવની પ્રેરણાથી લોરેન્સ બોયથોર્નના મનસ્વી ને પ્રીતિપ્રેરક પાત્રનું સર્જન કર્યું હતું. ફોર્સ્ટરે ૧૮૬૯માં લેન્ડરનું પ્રથમ જીવનચરિત્ર રચ્યું હતું. અંતિમ વર્ષોમાં એને બ્રાઉનિંગ અને સ્વિનબર્નનો આદર પ્રાપ્ત થયો હતો. લેન્ડરના મૃત્યુ પછી એની સ્મૃતિમાં સ્વિનબર્ને એનું 'એટલાન્ટા ઈન કેલીડોન' નાટક કૃતજ્ઞતાપૂર્વક લેન્ડરને અર્પણ કર્યું હતું.

લેન્ડરે જીવનભર લડ્યા કર્યું હતું. માતાપિતા, ગુરુજનો, પડોશીઓ, પત્ની–સૌની સાથે લડ્યા કર્યું હતું. પણ તે એણે કોઈ એક મહાન આદર્શને, કોઈ એક મહાન ભાવનાને, કોઈ એક મહાન હેતુને, કોઈ એક મહાન લક્ષ્યને, કોઈ એક મહાન સ્વપ્નને એની અંતિમ નિષ્ઠા અર્પણ કરી હતી એ કારણે. આ નિષ્ઠા દ્વારા એનામાં ચિત્તની ઉદાત્તતા અને હૃદયની ઉદારતા પ્રગટી હતી. એથી એના સૌ સંઘર્ષોમાં ક્યાં ય ક્યારે ય સ્વાર્થનું, સંકુચિતતાનું, ક્ષુદ્રતાનું કે પામરતાનું દર્શન થતું નથી. અલબત્ત, અહમ્‌નું, અભિમાનનું દર્શન થાય છે. તો સાથે સાથે નમ્રતાનું પણ દર્શન થાય છે. એનાં અનેક કાવ્યો, સવિશેષ તો એનાં મુક્તકો એના આ અભિમાન અને નમ્રતાના સંવાદ-સંઘર્ષને કારણે એના સંકુલ વ્યક્તિત્વના સાક્ષી છે. એમાં એમની વિરલતા છે. પરમેશ્વર સાથેના સંબંધમાં જેમ જ્યૉર્જ હર્બર્ટમાં એક વિરલ અભિમાની નમ્ર આત્મા પ્રગટ થયો તેમ મનુષ્યો સાથેના સંબંધમાં લેન્ડરમાં એક વિરલ અભિમાની નમ્ર આત્મા પ્રગટ થયો.

અને છતા આ મુક્તકની પ્રથમ પક્તિના પૂર્વાર્ધમા લૅન્ડર કહે છે, 'I strove with none...' (લડ્યો ન .) કારણ? સત્ય? હા, એક અર્થમા આ અક્ષરશ સત્ય છે કવિ તરીકેની એની દીર્ઘ, લગભગ ૭૫ વર્ષ જેટલી દીર્ઘ, સુદીર્ઘ, અતિદીર્ઘ કારકિર્દીમા લૅન્ડર એક પણ કવિ કે સર્જક કે સાહિ ય કારની સાથે એક ક્ષણ માટે પણ લડ્યો ન હતો આ સત્યનુ લૅન્ડરે વારવાર ગદ્ય અને પદ્યમા ઉચ્ચારણ કર્યું હતું પરમ મિત્ર સધિના મૃત્યુ સમયે એણે ગદ્યમા એનો મૃત્યુલેખ રચ્યો ત્યારે એમા પણ એણે પોતાના જ કવિજીવનનું સત્ય ઉચ્ચાર્યું હતું. 'Rarely hath any author been so exempt from the mala dies of emulation' (હરીફાઈના રોગોમાથી ભાગ્યે જ કોઈ સાહિત્યકાર આવો મુક્ત હશે ) એના 'Imaginary Conversations (કાલ્પનિક મવા દો)માના એક સંવાદમા એક પાત્રને મુખે એ ઉચ્ચારાવે છે 'Authors are like cattle going to a fair, those of the same field can never move on without butting one another' (સાહિત્યકારો કોઈ મેળામા જતા ઢોર જેવા હોય છે, એક જ ખેતરના હોય તો તો એકમેકને ધક્કો માર્યા વિના ચાલી જ ન શકે) સાહિત્યકારો વચ્ચે પર સ્પરની ઈર્ષ્યા, અસૂયા, એકમેકની હરીફાઈ, હોસાતૂસી કેટલી તો સુપરિચિત છે! અને ઈર્ષ્યા જેવી અસુન્દર કે અધમ કોઈ ઊર્મિ નથી અસૂયા જેવો પામર કે પશુ કોઈ ભાવ નથી હરીફાઈ અને હોસાતૂસી જેવો સ્વતંત્રતાનો કોઈ હ્રાસ નથી સરખામણી કે



## માધવ રામાનુજ

# ધરતીની ધારે

પાપણમા ખાલીખમ ધસમસતો પથ જોઈ
નજરો લીંજાઈ જતી ત્યારે,
આભ ઊતરતુ ધરતીની ધારે

નેજવાને પડછાયે રોકતુ રોકાય કેમ
અ ધારી વેળાનુ આવવુ?
આથમતા સૂરજનુ લાલઘૂમ અજવાળુ
ખોબામા કેમ કરી વાવવુ?
ઓરડે એ ધાણ જોઈ જાગ્યાનુ ગાત ખધી
ઝમતો અ ધાર પાળિયારે,
આભ ઊતરતુ ધરતીની ધારે!

પાંખો મળે તો મળે આખુ અ કાશ
કોઈ કેડીનુ લેનુ નૈં નામ,
વાયરાની જેમ પછી આવવુ જવુ ને
કોક માળામા ગૂથવો મુકામ,
તરણાના તોરણની આડશ લૈ
આભ ભલે ઊતરતુ ધરતીની ધારે

## રમેશ પારેખ

### તારા હોઠભર્યા બે કાંઠા

તારા હોઠભર્યા બે કાંઠા : મારું તરસરિબાયું નામ
નદી જોઇને વસી ગયું મારી બે આંખોનું ગામ.

ગામપાદરે ઊગ્યું રે તગતગવું નામે ઝાડ,
છાતી સુધી ડાળ ઝલે તે વહેતો લાગે પ્હાડ,

બરફ ચીંધવા લંબાતી આંગળીઓ અચરજ પામે
અરે, ગયા ક્યાં પ્હાડ, હજુ હમણાં જ ઊભા'તા સામે;

મને મૂકી ક્યાં પગના રેલા ચાલ્યા ખળખળ આમ
તારા હોઠભર્યા બે કાંઠા : મારું તરસરિબાયું ગામ.

સરે માછલી એનું લિસ્સું મને ઘસાતું ભાન,
ખરખચડા જોણાને ફૂટ્યા કંચનવરણા વાન,

છાતીના સથવારા ધીમા ધીમા ફળ્યા હો જી રે
પૂર ભાંભળાં ચારે બાજુ ફરી વળ્યાં હો જી રે

છાતી સાથે ડૂબી ગયા મારા જનમજનમના ઠામ,
તારા હોઠભર્યા બે કાંઠા : મારું તરસરિબાયું નામ.

તુલના જેવો સ્વમાનનો કોઈ પરિહાસ નથી. કવિનું જો કોઈ પાપ હોય તો તે ઈર્ષ્યા. કવિનું જો કોઈ પાતક હોય તો તે અસૂયા. સર્જક કે સાહિત્યકારનો સર્જકતા અને સાહિત્યની સામે કોઈ દ્રોહ હોય તો તે હરીફાઈ, હોંસાતૂસી. લૅન્ડરે કદી આ પાપ, આ પાતક કર્યું ન હતું. આ દ્રોહ કર્યો ન હતો. એણે કદી કોઈ કવિ કે સર્જક કે સાહિત્યયકારની ઈર્ષ્યા, અસૂયા અનુભવી ન હતી. કોઈની સાથે હરીફાઈ, હોંસાતૂસી અનુભવી ન હતી, એણે કદી, ધન, સત્તા કે કીર્તિ માટે એક અક્ષરે લખ્યો ન હતો. એને આરંભથી જ પાકી પ્રતીતિ હતી કે સાચો કવિ કે સર્જક કે સાહિત્યકાર એકલ-પંથી હોય છે. કમમાં કમ પોતે તો હતો જ. એકલો, અટૂલો, નિરાલો, નિજમાં નિમગ્ન. એટલે આ અર્થમાં એ સોએ સો ટકા સાચું કહે છે: 'I strove with none, for none was worth my strife' (લડ્યો ન, લડવા સમું ય મુજને ન કોઈ મળ્યું.)

'Nature I loved...' (સદા કુદરતે) નીઓ-ક્લાસિક અને રોમેન્ટિક બન્ને અર્થમાં એણે પ્રકૃતિને પ્રેમ કર્યો હતો. દક્ષિણ વેઇલ્સમાં મનમાઉથશાયરમાં લૅન્થની ઍબીની આસપાસના પડતર અને પછાત પ્રદેશમાં એણે વનો અને પશુઓનું સંવર્ધન તથા ઘરો અને રસ્તાઓનું સર્જન કર્યું હતું, ફ્લૉરેન્સમાં પણ ફીએસોલીમાં એણે એની ગ્રામકુટિરમાં એક ઉપવન ઉછેર્યું હતું. એમાં એનો પ્રકૃતિપ્રેમ પ્રગટ થાય છે. પ્રકૃતિનો એક મહાન ગુણ પ્રફુલ્લતા —તાજગી, એ એની કવિતાની ભાષા તથા શૈલીમાં સર્વત્ર પ્રગટ થાય છે.

' and, next to Nature, Art ' (કલારસ વિશે જ કહેવું હતું) એણે કલાને, અલબત્ત પ્રકૃતિ પછી બીજે નંબરે કલાને પ્રેમ કર્યો હતો એનું આ મુક્તક સ્વયં એક ઉજ્જ્વલ અને ઉત્તમ ઉદાહરણ છે એની ગદ્યકૃતિ 'પૅન્ટામેરૉન'માં એણે બોકાશીઓના મુખેથી પ્રશ્ન પૂછ્યો હતો, 'What is there lovely in poetry ?'—કવિતામાં સુન્દર શું છે? એનો એ પ્રશ્નના જ ઉત્તરાર્ધમાં એણે ઉત્તર આપ્યો હતો '. unless there be moderation and composure (સિવાય કે એમાં સંયમ ને સ્વસ્થતા હોય) અને પછી ઉમેર્યું હતું 'Whoever has the power of creating has likewise the inferior power of keeping his creation in order The best poets are most impressive because their steps are regular for without regularity there is neither strength nor State' (જેનામાં સર્જન કરવાની પ્રધાન શક્તિ છે એનામાં એના સર્જનને સંયમિત કરવાની ગૌણ શક્તિ પણ છે ઉત્તમ કવિઓનો પ્રભાવ એમની ચાલમાં જે નિયમન-નિયંત્રણ છે એને કારણે છે નિયમન-નિયંત્રણ વિના શક્તિ કે રાજ્ય શક્ય નથી) આ મુક્તકમાં, એની પંક્તિએ પંક્તિમાં, એના શબ્દે શબ્દમાં એના અવાજમાં, અરે, એના મૌન વિરામ સુધ્ધાંમાં કેટકેટલો સંયમ છે, કેટકેટલી સ્વસ્થતા, સ્પષ્ટતા અને સરલતા છે ૩૫ શબ્દોના આ મુક્તકમાં ૩૦ શબ્દો એક સ્વરયુક્ત monosyllabic છે, માત્ર ૫ શબ્દો જ

## ભીખુ કપોડિયા

### આકડો

તડકાના જળ પીને
ફાલ્યા છે આકડા
અડકું ને અણગમો થઈ ગડી જાય
ઝીણા મગતરા

પાનઓએ ઝેલ્યા ભાતો તીતીઘોડા
કળાય નહિ ઝટ એનું અંગ એવો રંગ
પાનને તોડું ત્યાં ઘોડા
—'લાપ'

થાનથી વછોડ્યું ત્યહે બાળ
એમ હડે પાનથી આ દૂધ
જાણે તડકાના આંસુ?

ભેળા મળી ભેરુ અમે
ફાટેલા પતંગ કે સાંધી એના દૂધથી
ઉડાડ્યાનું યાદ

કોઈ એ કહેલું
આકડે રેડાય નહિ જળ નિયમિત
નહિ તો દાંત ભચરડી પ્રગટે ડારણ દૈત
દૈતના દાંત જોઈ ભયની ભાત જોવી ગમે

પ્રિયાએ દીધેલી
હીરે જડી વીંટી જેવી
ખીલું ખીલું થતી એની કળી
કળી ઉઘાડી જાબુડી રંગ ધારું જોવું ગમે

ફુંગીને અડકું ને
—મોમાં વળતો સ્વાદ ગમે અણજાણ્યો
પાનને ચૂસું તો
તડકાની આવે તીખી તીખી વાસ

—તડકાના જળ પીને
ફાલ્યા છે આકડા

## કમલ વૈદ્ય

### કામની વચ્ચેથી

પળેપળે અંટેવાળે આવતી
આ ને તે કામની
ચોગમ
કેટકેટલી છે કલબલ ?
ઘેરાયેલી તો છું ને
છતાંય……
હું ક્યાં કશું યે જોઉં છું
સાંભળું છું
સ્પર્શું છું
—એમની વચ્ચે તો છું જ નહિ.

ચરણની હરણફાળે નહિ,
પવનની પાવડીએ પણ નહિ,
એથી યે અદકેરી
સમગ્રનો તિરોભાવ કરતી ગતિ
લીધી છે મને
સ્થળમાં ને સમયમાં……

તારા બાહુની મર્યાદામાં

ને
વિસ્મય વિપુલ
પ્રફુલ્લ તારાં નયનોનાં ગહનોમાં
સરી જાઉં છું
નિજી વિલોપને.

દ્વિ સ્વરયુક્ત–disyllabic–છે. આ અને આવાં અનેક મુક્તકો તથા કાવ્યોમાં લૅન્ડર-ની ક્લાસિકલ કલાનું દર્શન થાય છે, એની કલાના ગ્રીક આત્માનું દર્શન થાય છે. આ કલાની લગભગ ૭૫ વર્ષ જેટલા દીર્ઘકાળની એની એકનિષ્ઠ અને એકાગ્ર સાધના હતી. એમાં એનો કલાનો પ્રેમ પ્રગટ થાય છે.

'I warmed both hands before the fire of life' (તપ્યો સતત તાપ, હાથ મુજ બેઉ હૂંફે ભર્યા.) જીવનનો કેટકેટલો આનંદ અનુભવ્યો હતો એની પ્રતીતિ આ એક જ પંક્તિમાં પ્રગટ થાય છે. જીવનનો અગ્નિ. સુન્દર રૂપક છે. હું તાપ્યો. કેટકેટલી ઉષ્મા છે! I warmed. સુન્દર ક્રિયાપદ છે. અને કેવું તાપ્યો? બન્ને હાથે. કેટકેટલો સંતોષ છે, કેટકેટલી ધન્યતા, સાર્થકતા, ચરિતાર્થતા છે! બન્ને સ્વર પર ભાર છે: both hands. Iamb —આયૅમ્બ–ગણને સ્થાને અહીં ગણવિકલ્પ છે. એથી એકસાથે ત્રણ ભારયુક્ત સ્વરો દ્વારા જીવનનો આનંદ, સંતોષ અનુભવ્યો છે; જીવનની ધન્યતા, સાર્થકતા, ચરિતાર્થતા અનુભવી છે એની સ્પષ્ટ અને સચોટ પ્રતીતિ થાય છે.

'It sinks, and I am ready to depart.' (શમ્યો, ઊપડવું, પ્રયાણ અબ પ્રાણ ઝંખે નર્યા.) જીવનની ક્ષણિકતા, ક્ષણભંગુરતા આ પંક્તિના પૂર્વાર્ધમાં 'sinks'–શમી જાય છે–ક્રિયાપદ દ્વારા પ્રગટ થાય છે. એમાં મૃત્યુની અનિવાર્યતા પ્રગટ થાય છે. અને મૃત્યુ પછી જે શાશ્વત મૌનનો અનુભવ થવાનો છે એ મૌનનો અનુભવ એક ક્ષણ માટે અહીં 'sinks' પછીના મૌન–વિરામ(pause)દ્વારા અનિવાર્યપણે

થાય છે. આ મૌન—વિરામ પછી તરત જ પોતે વિદાય માટે સંપૂર્ણ તૈયાર છે. એમાં મૃત્યુની સાહસપૂર્ણ સ્વીકૃતિ પ્રગટ થાય છે. આ મુક્તકને ટેનિસનના પ્રસિદ્ધ ઊર્મિકાવ્ય 'Crossing the Bar' સાથે સરખાવવું એ રસિક અનુભવ છે

પંક્તિ ૧,૩ અને ૪માં મનુષ્યની અપાત્રતા, જીવનની ક્ષણિકતા અને મૃત્યુની સાહસપૂર્ણ સ્વીકૃતિ દ્વારા મનુષ્ય, જીવન ને મૃત્યુની મર્યાદા, તથા પંક્તિ ૨માં પ્રકૃતિ અને કલાની અમરતા દ્વારા પ્રકૃતિ અને કલાનો મહિમા પ્રગટ થાય છે. લેન્ડરે એના ૭૪મા જન્મદિનની રાતે બે મિત્રો ડિકન્સ ને ફોર્સ્ટર—સાથે સાંજનું ભોજન કર્યા પછી આ મુક્તક રચ્યું ત્યારે એણે એને શીર્ષક આપ્યું હતું: 'The Dying Speech of an Old Philosopher.' આ મુક્તક 'Finis' તથા 'On His Seventy Fifth Birthday'ના શીર્ષકથી પણ પ્રસિદ્ધ છે. આ મુક્તકની ભાષા, એના શબ્દો, શબ્દોનો ક્રમ, એનો અવાજ—આ સૌ દ્વારા આ મુક્તક એ speech છે એવી સદ્ય પ્રતીતિ થાય છે. આ મુક્તક એ એક વૃદ્ધ ચિંતકનું મૃત્યુવચન છે. એમાં ચિંતન છે એમાં માત્ર લેન્ડરના જ સમકાલીન મનુષ્યો અને જીવન મૃત્યુ તથા લેન્ડરના જ પ્રકૃતિ અને કલા પ્રત્યેના પ્રેમ વિશેનું ચિંતન નથી પણ એમાં આપણા સૌના સમકાલીન મનુષ્યો અને જીવન-મૃત્યુ તથા આપણા સૌના પ્રકૃતિ અને કલા પ્રત્યેના પ્રેમ વિશેનું ચિંતન પણ છે. એમાં સ્વાનુભવ તો છે જ. પણ એમાં સર્વાનુભવ પણ છે એથી આ એક અનુભવરૂદ્ધ ચિંતકનું મૃત્યુવચન છે એવી સદ્ય પ્રતીતિ

ગની દહીંવાળા

## ચલો મંજૂર

હૃદય! થાકી ગયું આ પંથની આબોહવાથી શું?
સમયને આ દિશામાં ધૂળ ખાતો રાખવાથી શું!

ભરીને આંખમાં પાણી સૂરજને દેખવાથી શું—
કે એ છલનાનો સર્જક ક્યમ હશે કંઇ ઝાંઝવાથી શું?

પડ્યા તો છો પડ્યા અહીં ધ્રૂજતી ધીરજના પડછાયા,
લથડતી ચાલ, ઠાલું પાત્ર, સંયમ રાખવાથી શું?

ફલક પર જિંદગીના ભૂલથી ભટક્યા, ચલો મંજૂર
ગ્રહો નબળા કહી, નભને ઉતારી પાડવાથી શું?

નમન સાદર વસંતોની નરી નિર્દોષતાને, પણ
હૃદયને છેહ દઈ અમથી નજર બહેલાવવાથી શું?

ભલા, આ તે સભા છે કે કોઈ તસ્વીરખાનું છે?
બન્યું છે આ મહેફિલમાં અમારા આવવાથી શું!

'ગની', ગીતોની—ટહુકાની તરહ બદલાય ઉદ્યાને
પુરાણી ડાળના પંખી બનીને બેસવાથી શું?

## ભગવતીકુમાર શર્મા

### વીજળીના ચમકારે

વીજળીના ચમકારે છાતીનાં છૂંદણાંમાં
રાધાએ જોઈ લીધું માધવનું નામ.
બાથમાં સમાવી લેવા રાધાને રોમરોમ
ઝૂક્યું હેઠું આ સ્હેજ આભ ઘનશ્યામ.

મોરલીમાં સાંભળ્યાનાં સ્રોવર લહેરાય,
જેમ અમરાઈ કોયલને ટહુકે.
સ્પર્શી સ્પર્શીને પવન પૂછે છે રાધાને,
'તારી સુગંધ સ્હેજ લઉં કે?'
ઝૂક્યા કદમ્બની ડાળીએ ડાળીએ
વાદળનાં ગીત મળ્યાં ટોળે અભિરામ...

કોરાં હતાં તે ફૂલી ફાળકો થયાં
ને ઝીણી ઝરમરમાં બાર મેઘ છાયા,
કોરી તે કેમ રહે રાધા?
કે કાળજડે ગોવર્ધનધારી સમાયા;
ગોરી રાધાને અંગ અંધારી રાતડીએ
છૂંદણાંમાં ઝૂમતું ગોકુળિયું ગામ...

થાય છે. માત્ર ચાર જ પંક્તિના આ સરલ મુક્તકમાં લૅન્ડરે એના ૯૦ વર્ષ જેટલા સુદીર્ઘ કાળના અંગત સંકુલ જીવનની કથા, એની આત્મકથા રચી છે; એટલું જ નહીં એમાં એણે મનુષ્યમાત્રની કથા, મનુષ્યની આત્મકથા રચી છે. એમાં આ મુક્તકના ગ્રીક આત્માનું દર્શન થાય છે. કીટ્સે 'ઓડ ટુ ઓટમ'માં જેમ અંગ્રેજી ભાષામાં ગ્રીક ઓડ રચ્યું છે તેમ લૅન્ડરે 'ધ ડાઇંગ સ્પીચ ઓવ એન ઓલ્ડ ફિલોસોફર'માં અંગ્રેજી ભાષામાં ગ્રીક મુક્તક રચ્યું છે. સમકાલીન અંગ્રેજી કવિતા રોમેન્ટિસીઝમના ખોટે માર્ગે છે એમ લૅન્ડરની પ્રતીતિ હતી. લૅન્ડરના અનુગામી એઝરા પાઉન્ડની પણ એવી જ પ્રતીતિ હતી. આ સંદર્ભમાં લૅન્ડરે પોતાની ક્લાસિકલ કવિતા વિષે વિવેકપૂર્વક કહ્યું હતું, 'I shall dine late, but the dining-room will be well lighted, the guests few and select.' (હું ભોજન મોડેથી કરીશ, પણ ભોજનખંડ બરોબર અજવાળ્યો હશે, અતિથિઓ અલ્પસંખ્ય અને સુપાત્ર હશે). કેટલું સાચું છે!

# દયારામ

## સાંસ્કૃતિક સંદર્ભ

ચંદ્રશંકર ભટ્ટ

ગુજરાતી સાહિત્યનો મધ્યકાલ જેમના કવિત્વથી તેજોમય થએલ છે તે પૈકી દયારામ એક છે. સાક્ષરશ્રી ગોવર્ધનરામ ત્રિપાઠીએ દયારામના કવિત્વ માટે ઉચ્ચા રેલા શબ્દો આજે પણ એટલા સાચા છે કે તે સર્વ સ્વીકાર્ય છેઃ

'So far as poetical powers are concerned he (Dayarm) is undoubtedly the greatest genius since the days of Premanand'

આપણા અનેક કવિઓ–વિવેચકોએ દયારામના કવિત્વને ભર્યા હૃદયની અંજલિ આપી છે કવિ લેખે સત્વશીલ સર્જકતાવાળા દયારામની કવિતાને સાંસ્કૃતિક સંદર્ભમાં તપાસવાનું કાર્ય અવશ્ય રસપ્રદ છે.

એટલુ તો સૌકોઈ સ્વીકારશે કે તેમની 'રસિકવલ્લભ' જેવી સાંપ્રદાયિક રચનાઓ બાદ કરતા, જેમા તેમનુ કવિત્વ રહ્યું છે તે કૃતિઓનો આસ્વાદ, તેનો સાંસ્કૃતિક સંદર્ભ જાણ્યા વિના પણ લઈ શકાય તેટલી ક્ષમતા તે કૃતિઓ ધરાવે છે કોઈ એમ કહે કે ભક્તિનુ હાર્દ સમજનાર ભાવક એ કૃતિઓ જેટલી તીવ્રતાથી આસ્વાદી શકે તેટલી તીવ્રતાથી, ભક્તિના હાર્દથી અનભિજ્ઞ ભાવક એ કાવ્યોનો આસ્વાદ પૂરેપૂરો ન લઈ શકે! ખરેખર એમ ન પણ બને. કાવ્ય જો કવિત્વના—સર્જકતાના અને કલાના અંશોથી ઝળકતું હોય તો કાવ્યકલારસિકને તે સ્પર્શ્યા વિના રહે નહિ તો કેટલીક વખત એમ પણ બને કે કાવ્યમા

# પ્રાણજીવન મહેતા

## મને કહો તો!

પીપળાને જેમ કૂંપળ ફૂટે
તેમ તમારા હોવાના આભાસની ફૂટે છે હવે ક્ષણો.

ગુલમ્હોરના કેસૂડાના ફૂલ નીચે
માટી પણ મહેકી ઉઠે બપોરને સમય.
દર્પણ બનીને ઝીલ્યા પવનમા
દિશાઓ તાકતી એકએકને.
છાયા સૂવીને ક્યા' પંખી ડાળ પર બેસતુ કે
ટહુકાની ભેળુ ગગન હેઠ પથરાતુ જાય,
પડછાયો પાણીના રેલાની જેમ સુકાય,
શ્વાસ લઉં ધીમે ધીમે તે પણ પડઘાય.
હવે મારે રોમ રોમ એકલપણાનુ ભાન હિંદોળાય

તને એકાન્ત ઓઢીને ક્યારે નીકળશો
વગની બહાર?
મને કહો તો...
પીપળાને જેમ કુંપળ ફૂટે
તેમ તમારા હોવાના આભાસની ફૂટે છે હવે ક્ષણો...

## તાકી રહેવું ..

કપાસના કાલા જેવા
ફાટફાટ થતા આકાશને તાકી રહેવુ ક્યા સુધી...?

આમ નિર્બંધ ઊડતા પંખીઓની ગતિને
આલેખવી ચિત્તમા કેમ કરીને ..?
કેમ કરીને ક્ષિતિજને પામવી
દર્શન માપદંડથી?
ધૂપસળીની સુગંધ જેવી મહેકી રહી
હરીભરી સીમ.

મારા થંભી ગયેલા વિચારની સાથ
અફળાઈ તૂટી ગયેલું વાદળ
ટપ ટપ ટપ ટપ ક્યારનું
ગળી રહ્યું છે આંખથી...ને...આભથી;
હું સાવ સૂનમૂન
...ને રક્ત મારું ક્યારનું ય તાકી રહ્યું
ટગર ટગર
તમે આવનાર છો એ તમારી સેંથી જેવી વાટને.

## માણેકલાલ પટેલ

### તાજમહાલે

તાજમહાલે
છેક ગરભના ખંડે
આરસમાં ખોવાતા
એકમેકના ઓછાયાઓ પંડે.

નજર નજરના
દીવા અંધારાને વીંધે,
પગરવ છાનો
સળવળ થાતો મારગ ચીંધે.
આભાસોની પલકો
લૂખીસૂકી રેખરેખને લૂછે;
ખૂણે ઊભો
સૂનકાર સૌ આવનજાવન પૂછે.

હાલકડોલક
ઝાંખે ઊઠે ભાતભાતની ફાળ;
વેરણછેરણ
પડઘે ત્યાં તો ખાય બગાસાં કાળ!
ભીતર ભીડયા
અવકાશે ભમતાં મહોબતનાં મીત,
દ્વાર પરે ત્યાં
સૂર્ય ખડો જે સાવ આંધળો ભીંત!

તેના અનિવાર્ય અંશ રૂપે સ્થાન પામેલો કોઈ સાંસ્કૃતિક સંદર્ભ સમજાય તો કાવ્યના તે સ્થાને રહેલા મર્મને વધુ સારી રીતે પકડી શકાય. અથવા ક્યારેક એમ પણ બને કે સમાજના કોઈ વ્યવહારનું હાર્દ, પ્રણાલિકાની જડતામાં બંધાઈ જવાથી સંસાર-જીવનમાં સમજાય નહિ, તે કાવ્ય દ્વારા વધુ સમજાય અને તેની રસાત્મકતા વિશેષ આસ્વાદ્ય બને. અલબત્ત, કવિની સર્જન-શક્તિ વિના આમ બનવું શક્ય નથી. આમ કવિતામાં સાંસ્કૃતિક સંદર્ભ અંગે, તેના સ્થાન, ઉપયોગિતા અને કાર્ય વિષે કશો ચોક્કસ, કે કોઈ એક નિયમ કે ધોરણ બાંધી શકાય નહિ. એનો સઘળો આધાર કવિની સર્જકતા ઉપર છે. સામાજિક રીતરિવાજો કે માન્યતાઓ ઇત્યાદિ પ્રતિબિંબ કવિતામાં કેટલું અને કેવું ઝિલાયું છે એ રીતે સાંસ્કૃતિક સંદર્ભ જોવાની એક સરળ પદ્ધતિ છે. પોતાના યુગનાંસામાજિક પરિબળોથી કવિ મુક્ત ન હોય એ કેટલાક કવિઓની બાબતમાં સાચું છે તે સ્વીકારીએ તો પણ, કેટલાક કવિઓ નિરાળી ગતિએ ચાલનારા પણ હોય છે. પરિણામે કેટલાક કવિઓની કૃતિઓમાં સાંસ્કૃતિક સંદર્ભ પ્રગટ હોય તો કેટલાક કવિઓની કૃતિઓમાં તે સૂક્ષ્મ રીતનો પણ હોય.

તા. ૧૬ ઑગસ્ટ ૧૭૭૭ના રોજ જન્મ અને ૯, ફેબ્રુઆરી ૧૮૫૨ના રોજ અવસાન, એ દયારામનો જીવનકાળ. ૧૮૫૭-ની ક્રાંતિ થવાને અને યુનિવર્સિટીની સ્થાપના થવાને માત્ર પાંચેક વર્ષની વાર હતી ત્યારે તેમનું અવસાન. અંગ્રેજી કેળવણી શરૂ થઈ ગઈ હતી, 'ચાબુક' અને 'ગનેઆન પરસારક' પત્રો શરૂ થઈ ચૂકયાં હતાં. કવિ-

ના અવસાનના બાર વર્ષ પૂર્વે ૧૮૪૦મા દુર્ગારામ મહેતાજીએ સુરતમા 'માનવ ધર્મ સભા'ની સ્થાપના કરી હતી, અને ચારેક વર્ષ પહેલા ગુજરાત વર્નાક્યુલર સોસાએટી (આજની વિદ્યાસભા)ની સ્થાપના થઈ હતી ૧૮૫૧મા નર્મદે મુબઈમા બુદ્ધિવર્ધક સભાને આશ્રયે 'મડળીમળવાથી થતા લાભ' એ ઇતિહાસપ્રસિદ્ધ ભાષણ કર્યું હતુ ગુજરાતી ગદ્યનો સાહિત્યક્ષેત્રે પ્રયોગ શરૂ થયો હતો આ બધી સામાજિક હકીકતોને આ ધારે કહીએ તો અર્વાચીન યુગની જાગૃતિનો અરુણોદય દયારામના ઉત્તર કાળમા થતો દેખાય છે પરતુ દયારામની કવિતામા આ આરુણી રગકિરણોની રેખા પણ દેખાતી નથી એમની કવિતાનો સાસ્કૃતિક સદર્ભ –બરાબર શબ્દ વાપરીએ તો ભાવસદર્ભ –પુરોગામી સમય સાથે છે અને તે પણ સવિશેષ તો વ્રજભૂમિ અને કૃષ્ણભક્તિની કવિતાપરપરા સાથે છે

સમગ્ર ભારતમા વ્યાપક બનીને ફરી વળેલા કૃષ્ણભક્તિના મોજાથી ગુજરાત પણ અલિપ્ત ન હતુ સમગ્ર મધ્યકાલીન ગુજરાતી સાહિત્ય પર આ અસર ઓછાવત્તા પ્રમાણમા લગભગ દરેક સૈકામા જોવા મળે છે દયારામની કવિતામા કૃષ્ણભક્તિનો સદર્ભ જે પ્રધાન ભાગ ભોગવે છે તેના એકબે મહત્ત્વના કારણો છે કુટુબના પુષ્ટિમાર્ગીય સસ્કારો તેના મૂળમા છે ઉપરાત જીવન કાળ દરમિયાન દયારામે ત્રણ ત્રણ વખત ભારતની યાત્રા કરેલી, વ્રજભૂમિમા તે ગએલા તેથી કૃષ્ણભક્તિનો યથાક્રમતરાસો સઘન બનેલો વ્રજભૂમિમા તેઓ ક્યાં ત્યાની ભક્તિ અને પૂજાવિધિ ઇત્યાદિનો જાતઅનુભવ પામ્યા વ્રજભાષાની કવિ

# આશ્લેષ ત્રિવેદી

## અભિસાર

§ ૧

પ્રિયે આવો મારા કવિતસદને મગલ પદે
પ્રતીક્ષાના ગાઢા વિમલતમ રગો કર ધરી
અહીં આશાઓએ મધુ જીવનના સ્વપ્ન ચીતરી
પૂરી છે રગોળી મુજ સદનદ્વારે જ વરદે!

અહીં ભક્તિ કેરુ અવિરત ઝૂલે તોરણ રૂડુ,
સજી છે દીવાલો પ્રણયકિરણે, ને નયનમા
જલે શ્રદ્ધા દીપો, મુજ હૃદયનુ આસન રૂડુ
બિછાવી બેઠો છુ તદપિ ઢીલ કા આગમનમા?

તમે ના આવો કા? ઊણપ કઈ આરાધન વિધે?
તમારી મૂર્તિનુ નિશદિન તણુ પૂજન અને
થતુ શ્વાસેશ્વાસે તમ રટણ શુ નિષ્ફળ જશે?
તમોને ઝખુ છુ પ્રતિપળ પ્રિયે એ જ ભૂલ ને?

નહીં આવો તો યે સતત અભિસારે રહીશ હુ,
તમારા સ્વપ્નોને યુગયુગ સુધી યે ચહીશ હુ

§ ૨

ધારે ખોલી તાળુ મુજ ઘર તણુ અદર સરુ,
મને આલિગે ત્યા રજ તુજ સમી રેશમ બની
રડે ખૂણેખૂણે, ફરફર બધા કાગળ ઊડી
મને ઘેરે જાણે, કરુણ કથની ત્યા ય સૂણતો
ખાટેલા સ્વપ્નોની કબર સરખી ભીત ઉપરે
જગા મૂગી ચાલુ વ્યથિત હૃદયે છિદ્ર છતનુ
ચૂએ ત્યા આષાઢીજલ, દ્ય ય આગે બળી જતુ

મૃગી તે કેવી મુજ સદનની હાલત થઈ!
પણે મેલા વસ્ત્રો ખૂબ લટકતા હૅગર પરે,
ઝૂરે ડબ્બા ખાલી, અગર ઝૂરતા વાસણ, પણે
વીંખાયેલો માળો કબૂતર તણો ભીતઘડી પે,
સુકાયેલો પેલો મધુરજનીનો હાર લઈને
પણે ભીંતે તારી છવિ લટકતી એમ જ, અને
હવે એની ઓથે નિજ ઘર રચે કોઈ ચકલુ!

§ 3

સંમોહને તિમિરના થઈ ઓતપ્રોત,
જંપી જતું નિખિલ આ જગ ક્લાંતિહીન;
ને વાયુની હળુ લહેર મહીં પ્રશાંત,
આ રાતરાણી તણી સૌરભ થાય લીન.

ત્યાં વાયુ પે સરકતો સ્વર ઝાંઝરીનો,
ને કંઠથી દ્રવત મંજુલ ગીતિકાનો;
આવી રહી ક્ષિતિજની ઇહ પાર ધીરે,
જાતો સમાઈ મુજ સ્પંદન માંહિ છાનો.

તાજા થતા હૃદયના સહુ રિક્ત ભાવો,
અંગાંગમાં વસતી વ્યાકુળતા અપાર,
ને રાસ જે ચગી રહ્યો મૃદુ કામનાનો
તે ખોલતો અતીતનાં સહુ બંધ દ્વાર.

હું મ્હેલમાં સ્મરણના કરું જ્યાં પ્રવેશ
તો મુગ્ધ થૈ રમી રહ્યો મુજ વર્તમાન,
ને વ્યસ્ત સૌ હૃદયનાં મૃત ઝંખનોમાં
માણી રહ્યો પ્રણયનું લયવંત ગાન.

હિંડોળ પે મૃદુલ આ મુજ પાંપણોના
આંદોલતાં સ્વપન ઇપ્સિત છદ્મવેશે;
પાંખો પરે ઊડી રહી ઋજુ કલ્પનાની
હું સંચરું મૃદુ લયે અવ રમ્ય દેશે.

તાનો સંપર્ક થયો. આ બધાંની અસરો તેમનાં કાવ્યોમાં વરતાય છે. ખાસ કરીને તે પૂજાવિધિમાં સંગીતનું જે સ્થાન છે તેનો લાભ દયારામની ગરબીઓને મળ્યો લાગે છે. તેમાંના લયાંદોલન, ગેયતા, વિવિધ ઢાળોની હલક અને ગેયતાને પોષક માધુર્ય અને સારલ્ય, ભાષાની ઋજુતા અને પ્રાસાદિકતા વગેરે લક્ષણો વ્રજભક્તિના સાંપ્રદાયિક સંગીતને અને વ્રજકવિતાને આભારી ગણી શકાય. આને આપણે સાહિત્યસંપર્કનાં પરિણામો ગણીએ છીએ તે સ્વીકારીને પણ કહી શકાય કે એના મૂળમાં કૃષ્ણભક્તિ અને વ્રજભૂમિની યાત્રાનો સંદર્ભ રહેલો છે.

આ યાત્રાને લીધે દયારામ ભારતની જુદીજુદી ભાષાઓના સંપર્કમાં આવે છે. વ્રજ અને મરાઠી ઉપરાંત ઉર્દૂ, મારવાડી વગેરે ભાષાઓ તેમને આવડતી અને તેમાં પદો પણ રચ્યાનું અનુમાન કરવામાં આવે છે. એના સમર્થન માટે નીચેના છપ્પાને (જેમાં છપ્પાના ચરણાર્ધોને બાર ભાષામાં દયારામે રચ્યા છે.) રજૂ કરવામાં આવે છે.

ગિરિધર મુંજો પ્રાણ (કચ્છી)
તુ હિ સામલડા પ્યાસ (પંજાબી)
માદર પિદર બિરાદર (ફારસી)
દુશ્મન ખલક બિસારા (ઉર્દૂ)
માટા મચી બિનીપુ (તેલુગુ)
સામી ઈકડાશી (તામિલ)
જાની જિય કી પીર (હિન્દી)
મનોરથ પૂર્યા મારા (ગુજરાતી)
હરિ નંદા હોણા ચા પ્રેમ (મરાઠી)
ત્વં ત્વમેવ સ્વામી નિરંતર (સંસ્કૃત)
નંદ મહેર કો પુતવા દયા પ્રભુ (પૂરબી)
થાંરી દાસી મારે કાંઈ ડર ? (મારવાડી)

દયારામે આ બાર ભાષાઓમાં અર્ધપંક્તિ-

રચના કરી હોય એમ સ્વીકારીએ તો પણ એનો અર્થ એમ તારવવો કે તે બધી ભાષામાં કાવ્યરચના કરવા જેટલું પ્રભુત્વ તે તે ભાષા પર તેમને હતું, તો તે વધુપડતું અનુમાન ગણાય, કારણ એ છે કે વ્રજભાષા સિવાય અન્ય ભાષાઓમાં ગણનાપાત્ર (વ્રજભાષામાં ૪૭ અને મરાઠીમાં ૩ કૃતિ તેમણે રચી છે) કાવ્યરચનાઓ તેમણે કરી હોય એવો સબળ પુરાવો મળતો નથી તેથી એમ માનવું યુક્ત ગણાય કે પોતાની યાત્રાઓ દરમિયાન જુદાજુદા પ્રદેશની ભાષાની આખી પંક્તિ–અર્ધપંક્તિ કે થોડા શબ્દો તેમને યાદ રહી ગયા હોય તેને આ રીતે રજૂ કરેલ હોય એટલે આવા એકાદ અનિશ્ચિત દાખલાથી દયારામને આ બધી ભાષાઓ આવડતી હતી અને કાવ્યરચના કરતા હતા એવો આંતરપ્રાંતીય ભાષા મર્મ ધનો સાંસ્કૃતિક સંદર્ભ તારવવો ઉચિત નથી આ ભાષાઓ પૈકી વ્રજ ભાષા પર તેમનું પ્રભુત્વ નોંધપાત્ર હતું એ સ્વીકાર્ય બને છે તેનું કારણ તે ભાષામાં ૪૭ જેટલી કૃતિઓ તેમણે રચી છે તે છે આ હકીકતમાંથી એક તારણ એ નીકળી શકે કે યાત્રાઓને લીધે દયારામની કવિતા અન્ય પ્રાન્તોની તે સ્વરૂપની કવિતાના સંસ્કારો પામી હશે, જેમાં પ્રાધાન્ય વ્રજકવિતાનું દેખાય છે

સાંપ્રદાયિક ગણાય તેવી દયારામની રચનાઓમાં વેદાંતજ્ઞાનની બે ધારાઓ વચ્ચેના એ યુગમાં પ્રવર્તતા વિચારભેદનો, કંઈક અંશે ઉગ્રતાવાળો ગણાય તેવો સાંસ્કૃતિક સંદર્ભ દેખાય છે તે ખાસ નોંધપાત્ર છે પોતાને અભિમત પુષ્ટિમાર્ગનું સિદ્ધાંત નિરૂપણ અને શંકરાચાર્યના કેવલાદ્વૈતનું ઉગ્રતાથી ખંડન તેમાં દેખાય છે એકાંતન

] કવિલોક જાન્યુઆરી ફેબ્રુઆરી ૧૯૭૧

## વીરુ પુરોહિત

## ફરીફરીને...

ખરી ગયેલા પોપડાની દીવાલ સરીખો સમય
આંગણે મદઝરતા હાથી શું ડોલે.

તોરણમાં બાંધેલી પેલી દંતકથાની બત્રીસ પૂતળી
હોઠે ગળી હાથ હવે તો સાવ અચાનક ચૂપ,
બારસાખના સિંદૂરિયા શ્રીસવ્વાના અક્ષર આજે
આંખોમાં ભરતા કે કિસ્સા ખડખડાટના ધૂપ,
કોણ નિરર્થક અતીતના બીડેલા દ્વારે
હાટ ચડેલા આગળિયાને આજ ફરીને ખોલે?
ખરી ગયેલા પોપડાની દીવાલ સરીખો સમય
આંગણે મદઝરતા હાથી શું ડોલે

ઘર છોડયાના મગ સોપારી કંપ મધુરો હજી સાચવી
સપના જોતા ઘર વચ્ચોવચ હજી ય પડયા,
વગર વાવ્યે તૂટી ગયેલા નળિયા જેવી પાંપણ પર–
અટકેલા બિન્દુ આજ અચાનક બની અધીરા રડયા,
ફરીફરીને અંધારામાં ટૂંસો જેવા સુવાકાળના
સ્મરણો મારી કરચલિયાળી આંખે ચડિયા ઝોલે
ખરી ગયેલા પોપડાની દીવાલ સરીખો સમય
આંગણે મદઝરતા હાથી શું ડોલે

રચના કરી હોય એમ સ્વીકારીએ તો પણ એનો અર્થ એમ તારવવો કે તે બારે ભાષામા કાવ્યરચના કરવા જેટલું પ્રભુત્વ તે તે ભાષા પર તેમને હતું, તો તે વધુપડતું અનુમાન ગણાય; કારણ એ છે કે વ્રજભાષા સિવાય અન્ય ભાષાઓમા ગણનાપાત્ર (વ્રજભાષામા ૪૭ અને મરાઠીમાં ૩ કૃતિ તેમણે રચી છે) કાવ્યરચનાઓ તેમણે કરી હોય એવો સબળ પુરાવો મળતો નથી. તેથી એમ માનવુ યુક્ત ગણાય કે પોતાની યાત્રાઓ દરમિયાન જુદાજુદા પ્રદેશની ભાષાની આવી પંક્તિ-અર્ધપંક્તિ કે થોડા શબ્દો તેમને યાદ રહી ગયા હોય. તેને આ રીતે રજૂ કરેલ હોય. એટલે આવા એકાદ અનિશ્ચિત દાખલાથી દયારામને આ બધી ભાષાઓ આવડતી હતી અને કાવ્યરચના કરતા હતા એવો આંતરપ્રાંતીય ભાષા સંબંધનો સાંસ્કૃતિક સંદર્ભ તારવવો ઉચિત નથી. આ ભાષાઓ પૈકી વ્રજ ભાષા પર તેમનુ પ્રભુત્વ નોંધપાત્ર હતુ એ સ્વીકાર્ય બને છે તેનુ કારણ તે ભાષામા ૪૭ જેટલી કૃતિઓ તેમણે રચી છે તે છે. આ હકીકતમાંથી એક તારણ એ નીકળી શકે કે યાત્રાઓને લીધે દયારામની કવિતા અન્ય પ્રાન્તોની તે સ્વરૂપની કવિતાના સંસ્કારો પામી હશે, જેમા પ્રાધાન્ય વ્રજકવિતાનુ દેખાય છે.

સાંપ્રદાયિક ગણાય તેવી દયારામની રચનાઓમા વેદાંતજ્ઞાનની બે ધારાઓ વચ્ચેના એ યુગમા પ્રવર્તતા વિચારભેદનો, કંઈક અંશે ઉગ્રતાવાળો ગણાય તેવો સાંસ્કૃતિક સંદર્ભ દેખાય છે તે ખાસ નોંધપાત્ર છે. પોતાને અભિમત પુષ્ટિમાર્ગનું સિદ્ધાંતનિરૂપણ અને શંકરાચાર્યના કેવલાદ્વૈતનુ ઉગ્રતાથી ખંડન તેમા દેખાય છે. એકાવન



વીરૂ પુરોહિત

## ફરીફરીને...

ખરી ગયેલા પોડાંની દીવાલ સરીખો સમય
આગણે મદઝરતા હાથી શુ ડોલે... ..

તોરણમા બાંધેલી પેલી દંતકથાની બત્રીસ પૂતળી
હોઠે રાખી હાથ હવે તો સાવ અચાનક ચૂપ,
બારસાખના સિંદૂરરચ્યા શ્રીસવ્વાના અક્ષર આજે
આમોમા ભરતા કે ફિસ્સા ખડખડાટના ફૂપ,
કોણ નિરર્થક અતીતના ભીડેલા દ્વારે
કાટ ચડેલા આગળિયાને આજ ફરીને ખોલે?
ખરી ગયેલા પોડાની દીવાલ સરીખો સમય
આગણે મદઝરતા હાથી શુ ડોલે...

ઘર જોડયાના મગ-સોપારી કંપ મધુરો હજી સાચવી
સપના જોતા ઘર વચ્ચોવચ હજી ય પડયાં,
કૈંક વરસથી તૂટી ગયેલા નળિયા જેવી પાંપણ પર-
અટકેલા બિન્દુ આજ અચાનક બની અધીરાં રડયા,
ફરીફરીને અધાગમા તૃષ્ણા જેવાં યુવાકાળના
સ્મરણો મારી કરચલિયાળી આંખે ચડિયાં ઝે લે...
ખરી ગયેલા પોડાની દીવાલ સરીખો સમય
આગણે મદઝરતા હાથી શુ ડોલે...

## કરસનદાસ લુહાર

### ગીત

શમણામાં શ્યામ ક્યાંક મળશે. એ આશનું
ગોકુળ લઈ પોપચે હું પોઢું,
જાગીને જમનામાં ઝબકોળી રાતનાં હું કાળાં મલ્લીર ઉર ઓઢું!
વાતુંના વંન બધાં વેડી ’ગ્યા વાયરા,
મેં કીધી ના કોઇને ય બાયું!
જમનાની ખેય પા આ બળબળતા બીડમાં
ભૂખી ભાંભરતી મારી ગાયું!
લીલી સળેખડી ન મળે અણસારની, ખાલી ગમાણ, સૂની કોઢ્યું!

ભીતરમાં ગીતોના સાતસાત સાગર,
ને વાંસળીના હોઠ તો ય મૂંગા,
પીછાના અડવા શું સુંવાળું સ્મિત દઈ,
લીધાં બરછટ અમે રૂંગાં!
હૂંગે વળીને મને ઢેલડિયું પૂછતી: ‘વીલું તે બાઈ! શેણે મોઢું’?’

વર્ષની વયે રચાએલા ‘રસિકવલ્લભ’માં શુદ્ધાદ્વૈતનું મમત્વથી પ્રતિપાદન કર્યું તે સાથ ‘બ્રાહ્મણભકતવિવાદ નાટક’ એ, બેબ્રાહ્મણો વચ્ચેના સંવાદ રૂપે રચાએલી કૃતિમાં તેમણે એકને મુખે, ભગવદ્દવિમુખ બ્રાહ્મણ કરતાં ભકત ચાંડાલ ચઢિયાતો છે એવું કહેવડાવ્યું છે. દયારામનું ચુસ્ત સાંપ્રદાયિક વલણ અહીં તીવ્રતાથી પ્રગટ થઈ જાય છે, એ જોતાં એમ કહેવાય ખરું કે આ બે જ્ઞાનધારા વચ્ચે એ સમયે ઉગ્ર વિરોધ અને તીવ્ર સ્પર્ધા જેવું હશે, જેનું પ્રતિબિંબ આ રીતે દયારામની કૃતિમાં ઝિલાયું છે. કદાચ એક સંપ્રદાયનો માણસ ભૂલથી પણ શિવનું નામ રખે લેવાઈ જાય એ વિચારથી દરજીને ‘કપડાં શીવ’ એમ ન કહેતાં ‘કપડાં તૈયાર કર’ જેવો ભાષાપ્રયોગ કરતો હશે! દયારામ જેવા કવિમાં શૈવ મત પ્રત્યેની આ ઉગ્રતા તેની સાંપ્રદાયિકતાને આભારી છે, અને તે સાચા ભક્તનું હાર્દ પ્રગટ કરતી નથી.

સમાજજીવનનું પ્રતિબિંબ કવિતામાં પડયા વિના રહે જ નહિ એવા સાંસ્કૃતિક સંદર્ભના એક ચોક્કસ ખયાલથી જો દયારામની કવિતાનો વિચાર કરીએ તો તેમની ભકિત-કવિતામાં દેખાતા શૃંગારને આધારે એવું તારણ નીકળે કે તેમના સમયનું સમાજ-જીવન શૃંગારપ્રચુર હશે. હકીકતે એમની ભકિતશૃંગારની કવિતા, પ્રેમલક્ષણા ભકિત-ની પરંપરાના અનુસરણમાં છે.

એકંદરે જોઈએ તો, પ્રેમાનંદ અને અખાની કવિતામાં જેટલા પ્રમાણમાં અને જે રીતે સમાજજીવનનું પ્રતિબિંબ ઝિલાયેલું જોવા મળે છે તેટલું અને તે રીતે દયારામની કવિતામાં ઝાઝું જોવા મળતું નથી. કૃષ્ણને રસિકવલ્લભ માની–સ્વીકારી, ગોપીભાવે

રચના કરી હોય એમ સ્વીકારીએ તો પણ એનો અર્થ એમ તારવવો કે તે બારે ભાષામા કાવ્યરચના કરવા જેટલુ પ્રભુત્વ તે તે ભાષા પર તેમને હતું, તો તે વધુપડતુ અનુમાન ગણાય; કારણ એ છે કે વ્રજભાષા સિવાય અન્ય ભાષાઓમા ગણનાપાત્ર (વ્રજભાષામા ૪૭ અને મરાઠીમા ૩ કૃતિ તેમણે રચી છે) કાવ્યરચનાઓ તેમણે કરી હોય એવો સબળ પુરાવો મળતો નથી તેથી એમ માનવુ યુક્ત ગણાય કે પોતાની યાત્રાઓ દરમિયાન જુદાજુદા પ્રદેશની ભાષાની આવી પક્તિ–અર્ધપક્તિ કે થોડા શબ્દો તેમને યાદ રહી ગયા હોય. તેને આ રીતે રજૂ કરેલ હોય એટલે આવા એકાદ અનિશ્ચિત દાખલાથી દયારામને આ બધી ભાષાઓ આવડતી હતી અને કાવ્યરચના કરતા હતા એવો આતરપ્રાતીય ભાષા સમ ધનો સાસ્કૃતિક સન્દર્ભ તારવવો ઉચિત નથી આ ભાષાઓ પૈકી વ્રજ ભાષા પર તેમનુ પ્રભુત્વ નોધપાત્ર હતુ એ સ્વીકાર્ય બને છે તેનુ કારણ તે ભાષામા ૪૭ જેટલી કૃતિઓ તેમણે રચી છે તે છે આ હકીકતમાથી એક તારણ એ નીકળી શકે કે યાત્રાઓને લીધે દયારામની કવિતા અન્ય પ્રાન્તોની તે સ્વરૂપની કવિતાના સસ્કારો પામી હશે, જેમા પ્રાધાન્ય વ્રજકવિતાનુ દેખાય છે.

સાપ્રદાયિક ગણાય તેવી દયારામની રચનાઓમા વેદાતજ્ઞાનની બે ધારાઓ વચ્ચેના એ યુગમા પ્રવર્તતા વિચારભેદનો, કઈક અશે ઉગ્રતાવાળો ગણાય તેવો સાસ્કૃતિક સદર્ભ દેખાય છે તે ખાસ નોધપાત્ર છે પોતાને અભિમત પુષ્ટિમાર્ગનુ સિદ્ધાત નિરૂપણ અને શકરાચાર્યના કેવલાદ્વૈતનુ ઉગ્રતાથી ખડન તેમા દેખાય છે એકાદન



## વીરૂ પુરોહિત

### ફરીફરીને...

ખરી ગયેલા પોડાની દીવાલ સરીખો સમય
આગણે મદઝરતા હાથી શુ ડોલે ..

તોરણમા બાધેલી પેલી દતકથાની બત્રીસ પૂતળી
હોઠે ગભી હાથ હવે તો સાવ અચાનક ચૂપ,
બારસાખના સિન્દૂરરગ્યા શ્રીસવ્વાના અક્ષર આજે
આખોમા ભગતા કે કિસ્સા ખડખડાટના કૂપ,
કોણ નિરર્થક અતીતના બીડેલા દ્વારે
કાટ ચડેલા આગળિયાને આજ ફરીને ખોલે ?
ખરી ગયેલા પોડાની દીવાલ સરીખો સમય
આગણે મદઝરતા હાથી શુ ડોલે ..

ઘર છોડયાના મગ-સોપારી કપ મધુરો હજી સાચવી
સપના જોતા વર વરચોવચ હજી ય પડયા,
ઠેક વરસથી તૂટી ગયેલા નળિયા જેવી પાપણ પર–
અટકેલા બિન્દુ આજ અચાનક બની અધીરા ગડયા,
ફરીફરીને અધારામા તૃષ્ણા જેવા યુવાકાળના
સ્મરણો મારી કરચલિયાળી આખે ચડિયા ઝોલે .
ખરી ગયેલા પોડાની દીવાલ સરીખો સમય
આગણે મદઝરતા હાથી શુ ડોલે ..

## કરસનદાસ લુહાર

### ગીત

શમણાંમાં શ્યામ ક્યાંક મળશે. એ આશનું
ગોકુળ લઈ પોપચે હું પોઢું,
જાગીને જમનામાં ઝબકોળી રાતનાં હું કાળાં મલ્લીર ઉર ઓઢું!
વાતુંના વંન બધાં વેડી ’ગ્યા વાયરા,
મેં કીધી ના કોઇને ય બાધું!
જમનાની ખેય પા આ બળબળતા ખીડમાં
ભૂખી ભાંભરતી મારી ગાયું!
લીલી સળેખ ડીન મળે અણસારની, ખાલી ગમાણ, સૂની કોઢયું!

ભીતરમાં ગીતોના સાતસાત સાગર,
ને વાંસળીના હોઠ તો ય મૂંગા,
પીંછાના આડવા શું સુંવાળું સ્મિત દઈ.
લીધાં બરછટ અમે રૂંગાં!
ડૂંગ વળીને મને ઢેલડિયું પૂછતી: ‘વીલું તે બાઈ! શેણુ મોઢું’?

વર્ષની વયે રચાએલા ‘રસિકવલ્લભ’માં શુદ્ધાદ્વૈતનું મમત્વથી પ્રતિપાદન કર્યું તે સાથ ‘બ્રાહ્મણભક્તવિવાદ નાટક’ એ, બે બ્રાહ્મણો વચ્ચેના સંવાદ રૂપે રચાએલી કૃતિમાં તેમણે એકને મુખે, ભગવદ્વિમુખ બ્રાહ્મણ કરતાં ભક્ત ચાંડાલ ચઢિયાતો છે એવું કહેવડાવ્યું છે. દયારામનું ચુસ્ત સાંપ્રદાયિક વલણ અહીં તીવ્રતાથી પ્રગટ થઈ જાય છે, એ જોતાં એમ કહેવાય ખરું કે આ બે જ્ઞાનધારા વચ્ચે એ સમયે ઉગ્ર વિરોધ અને તીવ્ર સ્પર્ધા જેવું હશે, જેનું પ્રતિબિંબ આ રીતે દયારામની કૃતિમાં ઝિલાયું છે. કદાચ એક સંપ્રદાયનો માણસ ભૂલથી પણ શિવનું નામ રખે લેવાઈ જાય એ વિચારથી દરજીને ‘કપડાં શીવ’ એમ ન કહેતાં ‘કપડાં તૈયાર કર’ જેવો ભાષાપ્રયોગ કરતો હશે! દયારામ જેવા કવિમાં શૈવ મત પ્રત્યેની આ ઉગ્રતા તેની સાંપ્રદાયિકતાને આભારી છે, અને તે સાચા ભક્તનું હાર્દ પ્રગટ કરતી નથી.

સમાજજીવનનું પ્રતિબિંબ કવિતામાં પડ્યા વિના રહે જ નહિ એવા સાંસ્કૃતિક સંદર્ભના એક ચોક્કસ ખયાલથી જો દયારામની કવિતાનો વિચાર કરીએ તો તેમની ભક્તિ-કવિતામાં દેખાતા શૃંગારને આધારે એવું તારણ નીકળે કે તેમના સમયનું સમાજજીવન શૃંગારપ્રચુર હશે. હકીકતે એમની ભક્તિશૃંગારની કવિતા, પ્રેમલક્ષણા ભક્તિની પરંપરાના અનુસરણમાં છે.

એકંદરે જોઈએ તો, પ્રેમાનંદ અને અખાની કવિતામાં જેટલા પ્રમાણમાં અને જે રીતે સમાજજીવનનું પ્રતિબિંબ ઝિલાયેલું જોવા મળે છે તેટલું અને તે રીતે દયારામની કવિતામાં ઝાઝું જોવા મળતું નથી. કૃષ્ણને રસિકવલ્લભ માની–સ્વીકારી, ગોપીભાવે

પોતાનાં વિવિધ ભાવસ્ફુરણોને વૈવિધ્યભરી રચનાઓ દ્વારા પ્રેમશૃંગારની પરિભાષામાં ગાનાર દયારામ સાંસ્કૃતિક સંદર્ભની દૃષ્ટિએ જોઈએ તો નિરાળો અને સવિશેષ તો નિજાનંદનો ઉદ્ગાતા છે.

## અરવિન્દ જોષી

### અમાસની રાત

રાત . અમાસની મધરાત
ઊંઘ ટકતી નથી,
આવીને ઊડી જાય...
કોઈ ઠરતુ નથી,
આવીને ચાલી જાય...

ઘરના ટાંક ના નળની
                ચકલી ઢીલી–
ટપ્ ટપ્ ટપક્ ટપક્
નીચેનુ વાસણ કાણું,
ભરાય નહીં પણ ભીનુ ભીનુ.

અગાશી પરનુ આ આકાશ
કાળો જીર્ણ તબૂ—
કેટકેટલા છિદ્રમાથી
(કોઈની ઊકળતી યાદ જેવુ)
અજવાળુ ચળકે, ચૂએ...
કોઈ કેમ કરીને સૂએ...?

## મનહર ચરાડવા

### ગીત

આ તો અંકાશી રંગ! વાતો અકાશી રંગ!
        એને જોઈ જોઈ ના રે સમાતો ઉમંગ—
                રાતોમાતો ઉમંગ! આ તો અકાશી રંગ!

ભીંત્યુની ભાત્યુમા સળવળતી રેખ્યુમા
                રોતી આંગળિયુ ને જોતી આંગળિયુ
ને આંગળીના તરસ્યા ઈ હુંગણાના ચરણોને
                ઝાંઝવાઓ ફોડે ને ઝાંઝવાઓ દોડે
ને ઝાંઝવાના આંસુઓ ખાલીખમ હોટ્યુની
                ભમ્મરિયા ભૂમિના સૂખ્યા સૂનકારતણી
ધખધખતી કાળીરી આંખ્યુમા ફૂટે, ને–
ધખધખતી કાળીરી આંખ્યુમા ફૂટે ને
                ધોધમાર પાણી કેં ફરફરતા ફેંવામા
ફરી ફરી રેશમિયો સ્વાદ સરી છૂટે ને
                એકધારુ બોલે બોલે ઈ રૂમઝૂમ!
ભાગો તો આમ લાગે ભૂરોભટાક, તમે–
ભાગો તો આમ લાગે ભૂરોભટાક તમે
                રૂઓ તો આમ લાગે લાલલાલઘૂમ!
ચાખો તો આમ લાગે કોરોકટાક, તમે–
ચાખો તો આમ લાગે કોરોકટાક તમે
                જુઓ તો આમ લાગે કેસર કુંકુમ!
એનો ઊંડેરો પાશ કાઈ ઊંડેરો પાશ
                બેઠો એકૂકે અંગ બેઠો એકૂકે અંગ!
આ તો અંકાશી રંગ! વાતો અંકાશી રંગ!
એને જોઈ જોઈ ના રે સમાતો ઉમંગ–
                રાતોમાતો ઉમંગ! આ તો અંકાશી રંગ!

શમણાની શેરીમા ફૂલેરી પગલીઓ
                પાંપણમા ઊગે ને પાંપણને ચૂગે
ને પાંપણના વણજોયા મોર ઈ કુંનરીના
                કમખામા નાચે ને કમખામા રાચે

ને ક્રમખાના મ્હેક મ્હેક લીલાકુંજાર એવા
ભરતાળા ગ્હેક ગ્હેક ઊંચેરા દેશતણાં
તરવરતાં પંખીની પાસે જૈ પૂગે ને
તરવરતાં પંખીની પાસે જૈ પૂગે, ને–
વંન પછી ઘૂઘવતી ભીની હથેળિયુંના
ભાદરિયા ગામમહીં ઓચિંતું ઊગે, ને–
એકધારું લ્હેરે લ્હેરે ઈ લૂમઝૂમ !
જાગો તો આમ લાગે કાળોડિબાણ તમે–
જાગો તો આમ લાગે કાળોડિબાણ તમે
હાલો તો આમ લાગે હાલે છૂમછૂમ !
ભાખો તો આમ લાગે પીળોપટાક, તમે–
ભાખો તો આમ લાગે પીળોપટાક તમે
ઝાલો તો આમ લાગે થૈ જાતો ગુમ !
એનો મીઠેરો શોર કાંઈ માઠેરો શોર
વહે પળપળમાં તંગ વહે પળપળમાં તંગ !
આ તો અંકાશી રંગ ! વાતો અંકાશી રંગ !
એને જોઈજોઈ ના રે સમાતો ઉમંગ—
રાતોમાતો ઉમંગ ! આ તો અંકાશી રંગ !

# કવિલોક પારિતોષિકો

'કવિલોક'માં વર્ષ દરમ્યાન પ્રકટ થતાં કાવ્યોમાંથી શ્રેષ્ઠતાના ક્રમમાં પ્રથમ ત્રણ ક્રમ પ્રાપ્ત કરનાર કાવ્યોના કવિઓ માટેનાં ઈ. ૧૯૭૦ના વર્ષનાં

ઠક્કુરપારિતોષિક
નીચેના ત્રણ કવિઓને મળે છે:

**પ્રથમ પારિતોષિક રૂ. ૨૦૧**
શ્રી હીરા રા. પાઠકને
તેમના કાવ્ય 'પરલોકે પત્ર-૪' માટે

**દ્વિતીય પારિતોષિક રૂ. ૧૦૧**
શ્રી માધવ રામાનુજને
તેમના કાવ્ય 'પછી' માટે

**તૃતીય પારિતોષિક રૂ. ૫૧**
શ્રી ભગવતીકુમાર હ. શર્માને
તેમના કાવ્ય 'તારા વિજોગે' માટે

નિર્ણાયકો:
નગીનદાસ પારેખ અને નિરંજન ભગત

સર્વને અમારાં અભિનંદન

કવિતા એ ક્રાન્તદર્શન કરતા કવિનું કાર્ય છે. એ જગતના સામાન્ય વ્યવહારથી ઉપરની વસ્તુ છે. જીવનમાં સક્રિય થતી એક નવી શક્તિ છે. સૌન્દર્ય એ એનું પ્રખર શસ્ત્ર છે, સત્ય એનું કવચ છે. જીવનના પ્રવાહમાં તે ઊતરે છે, જીવનની નસેનસમાં તે પ્રસરે છે અને પોતાની ગૂઢ ગતિથી અને પ્રકટ મોહિનીથી જીવનને ઊર્ધ્વ રસની, ઊર્ધ્વ આનંદની દીક્ષા અને સિદ્ધિ આપે છે.

સુન્દરમ્


સમર્પિત

**મર્ચન્ટ ઍન્ડ કંપની પ્રાઇવેટ લિમિટેડ**

જનતા ઇન્ડસ્ટ્રીઝ કૉમ્પાઉન્ડ સેનાપતિ બાપટ માર્ગ (દક્ષિણ)

મુંબાઈ ૧૩



ગોસ્વામી છોટાજી મહારાજને ચરણે ભક્તકવિ દયારામ

કવિશ્રીના પટ્ટશિષ્યના પ્રપૌત્ર
શ્રી જીવણલાલ છગનલાલ જોશીના સૌજન્યથી

# કુટુંબ



સ્વસ્થ અને સુખમય જીવન માટે

# નિયોજન

વધુ વિગત માટે નજીકના પરિવાર કલ્યાણ કેન્દ્રનો સંપર્ક સાધો

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર • વસંત • વિક્રમ સંવત ૨૦૨૭ • પરંપરિત અંક ૮૦ • દ્વિજ અંક ૮
માર્ચ–એપ્રિલ ઈ. ૧૯૭૧



કાવ્ય


| | | |
|---|---|---|
| રાજેન્દ્ર શાહ | ૨૬ | લાગ્યો કેસૂડો |
| મૌન બલોલી | ૨૬ | ભલેને બંધાયા |
| હસિત બૂચ | ૨૬ | શમણું પીધું |
| મુકુન્દરાય વિ. પારાશર્ય | ૩૦ | મનડાનું મોતી |
| મકરન્દ દવે | ૩૧ | મંમંધનો સૂર |
| રમેશ પારેખ | ૩૨ | એક નવોઢાનું મરશિયું |
| લાભુ કપોડિયા | ૩૩ | તીડ |
| સુધીર દેસાઈ | ૩૪ | વસંતની સવાર |
| યયાતિ | ૩૪ | પ્રભાત |
| મનોહર ત્રિવેદી | ૩૫ | વિદાય અભિશાપ |
| મનહર તળપદા | ૩૬ | પત્ર |
| કરસનદાસ લુહાર | ૩૬ | ખાલી ઓરડા |
| જગદીશ જોષી | ૩૭ | છતાં ય નહીં |
| કમલ વૈદ્ય | ૩૮ | હે પિંજરના પોપટ |
| મહેશ દવે | ૩૯ | મન |
| તૃષિત પારેખ | ૩૯ | માને |
| 'માસુમ' વિસનગરી | ૪૦ | ગાન |


ગદ્ય


| | | |
|---|---|---|
| કવિ નાનાલાલ | ૨૫ | પ્રેરણા અને કલા |
| ઇલા પાઠક | ૨૭ | કવિ જ્હૉન કીટ્સ |
| ધીરુ પરીખ | 'પૂર્તિ' | ક. દ. ડા. |

સંપાદકીય ચિત્ર સાથે જ્હૉન કીટ્સ


## ચિત્રસૂચિ

પૂઠા પર: વસંત (વાસુદેવ સ્માર્ત), ફાગણનો ફાલ (ચિત્રકાર: ચન્દ્ર) કવિ દલપતરામના હસ્તાક્ષર, કવિ જ્હૉન કીટ્સના સ્કેચ (જોસેફ સેવર્ન અને ચાર્લ્સ બ્રાઉન), જ્હૉન કીટ્સ, ભાઈ જ્યૉર્જ કીટ્સ, ભાઈ ટૉમસ કીટ્સ, બહેન ફૅની કીટ્સ, પ્રેયસી ફૅની બ્રાઉન, કીટ્સના હસ્તાક્ષરમાં કાવ્ય.


'કવિલોક' દ્વૈમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે—ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર ને ડિસેમ્બર માસના અંતમાં પ્રકટ થાય છે. વાર્ષિક દેશમાં રૂ. ૬, પરદેશમાં રૂ. ૧૦ યા પા. ૧, અમેરિકામાં રૂ. ૧૫ યા ડૉ. ૨; વિદ્યાર્થીઓ માટે અર્ધવાર્ષિક લવાજમની સગવડ રૂ. ૩; છૂટક નકલનો રૂ. ૧. લેખકોને કૃતિ વિષેનો નિર્ણય જાણવા અથવા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા પોતાનું સરનામું કરેલું તથા પૂરું પોસ્ટેજ ચોડેલું કાર્ડ કે કવર મોકલવા વિનતિ છે. કૃતિઓ તથા લવાજમ મોકલવાનાં સ્થળ: 'કવિલોક' C/o લિપિની પ્રિન્ટરી, ૩૮૦ ગિરગામ રોડ, ઠાકુરદ્વાર, મુંબઇ ૨; યા કુમાર કાર્યાલય લિમિ. દ્વારા, ૧૪૫૪ રાયપુર અમદાવાદ ૧
તંત્રીઓ: રાજેન્દ્ર શાહ અને બચુભાઈ રાવત
સહયોગ: જયંત પારેખ

લવાજમ ભરવાનાં અન્ય સ્થળ:
ત્રિપાઠી પ્રા. લિ., પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨

વીનસ સબ્સ્ક્રિપ્શન એજન્સી
શામસદન, ૧લે માળે, ભાસ્કરભાઉ લેન, ગામદેવી, મુંબઈ ૭

એલ. કે. મેધાણી • ૧૪ અમરતલા સ્ટ્રીટ કલકત્તા ૧

મુદ્રક અને પ્રકાશક: બચુભાઈ રાવત, કુમાર પ્રિન્ટરી, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧




**ફાગણનો ફાલ** | **ચિત્રકાર · ચન્દ્ર**

ફાગણ ફૂલ્યો ફૂલડે ચગે સુહાગી ફાગ,
કંઠે આવી ઊછળે હૃદય ભર્યો જે રાગ.
(ઉમાશંકર)



તરુણ વયે **કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈ** સી.આઈ.ઈ.
જેમના જન્મનું આ એકસો એકાવનમું જયંતીવર્ષ છે
(અમદાવાદ હીમાભાઈ ઇન્સ્ટિટ્યૂટમાંની તસવીર · બ્લૉક: મહાકવિ નાનાલાલ સ્મારક ટ્રસ્ટના સૌજન્યથી)

ટોબરે લંડનમાં જન્મ. પિતા ટૉમસ કીટ્સ ઘોડારના રખેવાળ હતા ને પોતાના શેઠની ફ્રાન્સિસ જેનિંગ્સને પરણેલા. જ્હૉને મિક શિક્ષણ એનફીલ્ડમાં લીધુ, જ્યાં તે કાઉડન ક્લાર્ક સાથે એને ગાઢ મૈત્રી થઈ. ૪મા ઘોડેથી પડી જતાં પિતાનું અને તે ફરી પરણીને પાછી આવેલી માતાનુ ક્ષય ં. ૧૮૧૦માં અવસાન થતાં જ્હૉનને તેના ાઈઓ જ્યૉર્જ અને ટૉમ સાથે રિચાર્ડ ના વાલીપણામાં રહેવુ પડ્યું. રિચાર્ડ નને એડમૉન્ટના સર્જનને ત્યાં શિખાઉ નીશ તરીકે રાખ્યો, જ્યાંથી ક્લાર્કને મળવા ન છેક એનફીલ્ડ સુધી ચાલીને જતો તો. આ ક્લાર્કે એક દિવસ તેને સ્પેન્સરનુ પથેલેમીઅન' વંચાવ્યુ ને ત્યારથી જ્હૉનને ા વિના જીવવું કઠિન બની રહે' તેવો કવિ ' નાદ લાગ્યો. આ નાદથી પ્રેરાઈને એ લંડન ને ત્યાં 'ગાયઝ ઍન્ડ સેન્ટ ટૉમસ ઑસ્પિ માં પાટાપિંડી કરવા રહ્યો ને ત્યાંથી ઔષધ વી વેચવાની લાયકાતનો પરવાનો મેળવ્યો.

. ૧૮૧૬માં ક્લાર્ક દ્વારા લંડન નજીક હૅમ્પ માં તે લે હન્ટનો ને ત્યાંથી હેયડન, હૅઝ શેલી, વર્ડ્ઝવર્થ, લૅમ્બ આદિ કવિઓ લેખકોનો પરિચય પામ્યો. દરમિયાન એનુ લેખન ચાલતુ જ હતુ. ઈ. ૧૮૧૭માં એનો ા કાવ્યસંગ્રહ 'પોએમ્સ' પ્રકટ થયો. હવે ને થોડો વારસો મળ્યો હોઈ એણે વૈદક ને કાવ્યલેખનને જ અપનાવ્યુ. ૧૮૧૮માં





કીટ્સ: કલાકાર મિત્ર જોસેફ સેવર્ને કરેલુ ચારકોલ ડ્રૉઈંગ (વિક્ટોરિયા આલ્બર્ટ મ્યૂઝિયમ)
ડાબી બાજુ. ચાર્લ્સ બ્રાઉને કરેલો કીટ્સનો સ્કેચ

ગ્રીક પુરાણોની મદદે ચીનુ 'ઍન્ડીમીઅન' નામે વીરરસભર્યું એનુ લાંબુ કાવ્ય પ્રકટ થયુ. એ પર 'ક્વાર્ટર્લી રિવ્યૂ' અને 'બ્લૅકવૂડ્સ' નામના બે સામયિકોએ એની એટલી તે આકરી ટીકાઓ કરી કે બાયરન અને બીજા કેટલાકના મતે એથી જ કીટ્સની જિંદગી ટુંકાઈ ગઈ હતી. પણ ચહેરાની સુંદરતા તથા નાજુક દેહને લીધે મુલા યમ, આળા કવિ તરીકેની એને વિષેની એ કિંવદંતી સાચી નથી. શરીરે તે ખડતલ હતો ને શાળામા તો લડાયક તરીકે એની નામના હતી.

એની આવરદા ટુંકાવાનુ કારણ તો બીજું જ હતુ. એના ભાઈ ટૉમસને પણ માતાની પેઠે ક્ષય થયો હતો. એની ચાકરી કરતો નાનો ભાઈ જ્યૉર્જ પરણીને અમેરિકા જતાં જ્હૉને એની ચાક કરી. તેમા એને ચેપ લાગ્યો. આ પછી એક મિ ચાર્લ્સ બ્રાઉન સાથે એ સ્કૉટલૅન્ડનો પહા પ્રદેશ ખૂંદવા પગપાળો નીકળ્યો. આ પ્રવાસ અતિશ્રમથી એને વચ્ચેથી જ પાછા ફરવું પડ ને આવીને મરણપથારીએ પડેલા ટૉમસ સારવારમા લાગવુ પડ્યુ. ડિસેમ્બરમા ટૉમસ અવસાન થયુ એકલા પડેલા જ્હૉનને બ્રાઉ હૅમ્પસ્ટેડ રહેવા બોલાવ્યો. ત્યાં એ પડોશમ રહેતી ફૅની બ્રાઉનના પ્રેમમાં પડ્યો. ફૅની મ યાળુ ને વિવેકશીલ હતી, પણ કવિની લાગણી શીલ ને હઠ્ઠામ પ્રકૃતિને ઉશ્કેરનારી એની.

(અનુસંધાન પૃષ્ઠ ૪૦)

વસંત • વિ. સં. ૨૦૨૭ **કવિલોક** માર્ચ-એપ્રિલ ૧૯૭૧

। ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविराविर्म एधि ।

## પ્રેરણા અને કલા

કવિતાની પ્રેરણા ઈશ્વરદત્ત છે, કવિતાની કલા માનવસાધ્ય છે. પ્રત્યેક કલાના કલાસ્વામીને પાવરધાપણું તો હથોટી બેસતી જાય તેમ તેમ આવે છે. ચિત્રકારને પ્રથમ વર્ણો મેળવતાં શીખવું પડે છે, એમ કવિને પણ પ્રથમ વર્ણો મેળવતાં શીખવું પડે છે. ફૂલવેલના બીજમાં જેમ ઓછુંવધતું કરી શકાય નહિ, તેમ કાવ્યપ્રેરણાનું પ્રાગટ્ય-અપ્રાગટ્ય કવિની શક્તિ-પારની વાત છે. પણ ફૂલવેલ ફૂટી નીકળ્યે પાણી પાઇને ઉછેરાય, ફૂલ્યેફાલ્યે એનો મનગમતો મંડપ રચાય, અને મ્હોર્યેફૂલ્યે ફૂલડાંનાં ગજરા, હાર કે વેણી ગૂંથાય, એવું જ કવિતાવેલીનું છે. પ્રેરણા પ્રગટ્યા પછીના સૌન્દર્યસંસ્કાર તે કલા. કાળા આરસને પ્રતિમા ઘડનારો ધોળો કરી ન શકે, પણ સાંપડ્યા આરસની કેવીક રૂપમૂર્તિ ઘડવી એ ઘડનાર કલાકારની કલા છે. પ્રેરણાનો દેવતણખો પામ્યા પછી એને બહલાવવો તે કલાધર્મ છે.

પ્રેરણા અને કલાનો આવો વિકાસસંબંધ હોવાથી પ્રેરણા શિક્ષણ પર છે, ને કલા શિક્ષણસાધ્ય છે. સૌ કલાઓની પેઠે કાવ્યકલા પણ શિખાય. છન્દશાસ્ત્ર, અલંકારશાસ્ત્ર, વ્યાકરણશુદ્ધિ, ભાષાભંડોળ, શબ્દચમત્કૃતિ, ઊડતાં વિમાનો જેવાં કલ્પનાનાં ઉડ્ડયન: એ બધાંમાં અભ્યાસથી પ્રવીણતા પમાય છે. પ્રેરણાના નિયમો નથી; કલાના નિયમો છે. પડેલા ચીલાના પરિચિત થઈને જેમ નવી કેડીઓ કોરાય, તેમ કવિતાના ય તે રસનિયમનો શીખી, પાળી, પછી નિયમ-પર થવાય.

કવિ નાનાલાલ

## રાજેન્દ્ર શાહ

### લાગ્યો કેસૂડો

કોણ કુંવરિયા કલિ, ભવરવ ,
કોણ નજરિયાં? ભાઈ, લાગ્યો કેસૂડો
અગન અગન વનવનમાં ફાગુન
કોણ વિલુરિયા જાઈ? લાગ્યા કેસૂડો
હરે વાન ધરી બાણ, ભમે
મનમથ પોપટની પાંખે,
ભીતરના પડ ભેદી ચટકે
લલ ઊભગતો આંખે,
અગ અગની ઊડી ગગનમાં
રંગરાગણી છાઈ લાગ્યો કેસૂડે
મહક પિવાય અવશ થઇ, એની
ચાહ ખીલી સહુ કહે,
ચહક ભની કેસરભીની,
રતભીનું જોબન વહે,
એના પૂર ચડયા, તન ડૂબ્ય ,
કોરી કહી ન ઠાઈ લાગ્ય કેસૂડો

## મૌન બલોલી

### ભલેને બંધાયા

ભલેને બંધાયા ભવને ખીલે હો જી
તરણું અડે તો (જેમ ખાલી નીડ ડોળે
તેમ હું રહું ને) મન મારું લીના હાળે,
હરિયાળી છલકતું વન તનમને નૂછી લે હો જી

હરણાની દોડમાં આળોટયા કરે આંખ,
પંખીઓને જોઈ નમે ફણગતી પાંખ,
જાઉં હું તો નિજથી ય દૂર ડનરવના ચીલે હો જી

## હસિત બૂચ

### શમણું પીધું

અમથી નીંદર મીઠડી લેતા
મુખ ટાળ્યું તેં
મુજ ખભે,
એ આજ હવે સભાગવું ગમે,
વેણુ અધૂરા વિરમ્યા, તેવું
ટહુકયું ઘેરું
મૌન, હવે ઝકારવું ગમે

આજ મોજાની ભીડ તરીને
મન મારું
દૂર દૂરને ગગન ફરતું ભમે;
કોણ જાણે પળ કઈ ફરી એ
છલકી ઝીણું
મલકી ઝીણું
અહીં હવાએ ઝરતું ગમે

ઊઘડી મૃદુલ મીટની ધારે
સળકયું પેલું
ઝળકયું ઘેલું
સ્મિત, ગીતે ઝકારવું ગમે,
એક ઘડી આશ્લેષ લઈ જે
શમણું પીધું ,
આજ હવે સભાગવું ગમે

# કવિ જહૉન કીટ્સ

ઇલા પાઠક

ઘોડારના રખેવાળનો દીકરો, દાક્તરીની–સર્જન થવાની તાલીમ પામેલો, એ કવિ થવાના કોડ સેવે, અને શેક્સપીઅર સમોવડો કવિ થઈ બેસે એ વાત જ આશ્ચર્યપ્રેરક છે. એથી પણ વધુ આશ્ચર્ય પમાડે તેવી ઘટના એ કે તેની કવિતાપ્રવૃત્તિ ખૂબ ટૂંકા ગાળામાં થઈ. બાવીસ વર્ષની વયે તેનું પહેલું કાવ્ય છપાયું ને પચીસમા વર્ષે તો એ મૃત્યુ પામ્યો. તેમાં યે છેલ્લા તેર મહિના તો તે ક્ષયની પીડા અને ઉત્તરોત્તર વધતી જતી નિરાશાને લીધે કંઈ લખી જ શકયો નહિ, સિવાય કે એક સૉનેટ. છતાં એકએકથી ચડે તેવાં બેનમૂન રત્નોની ભેટ તેણે કવિતાદેવીને ચરણે ધરી.

કીટ્સની કલાના પ્રતિનિધિત્વ માટે કોઈ એક કાવ્ય પસંદ કરવું હોય તો મૂંઝવણ થઈ પડે; કેમ કે દરેકમાં તેણે અવનવી રીતિ અપનાવીને પ્રયોગો કર્યા છે. તેણે રચેલાં લાંબાં કથાકાવ્યોમાં ત્રણ 'Lamia', 'Isabella' અને 'The Eve of St. Agnes' સંપૂર્ણ; Hyperion મહાકાવ્ય એ લખવાનો અધૂરો રહેલો પ્રયત્ન છે કેમ કે કીટ્સને ફિલસૂફી માટે કાવ્ય પ્રયોજવાનું ફાવ્યું જ નથી. કવિતા અર્થે જ કવિતાની પોતાની ધૂનને સાકાર કરવા માટે તેણે ચાર સર્વાંગસુંદર 'સૉનેટ', પાંચ સર્વોત્તમ 'ઓડ' ને એક સૌષ્ઠવયુક્ત અનુપમ 'બૅલડ' રચ્યાં.

એમાં 'લા બેલ દામ સાં મેર્સી'નું સ્થાન કીટ્સનાં ઉત્તમ કાવ્યોમાં તો છે જ, ઉપરાંત અંગ્રેજી સાહિત્યમાંની અત્યંત મનોરમ 'બૅ-



માત્ર પચીસ વર્ષની વયે જ અવસાન પામનાર આ કવિની મહત્તાને મીછવી અઘરી છે. એ વયે તો ઘણાએ કશું નોંધનીય એવું લખ્યું યે નથી હોતું, પણ કીટ્સની પ્રતિભા અનોખી હતી. કાવ્ય 'સરળ, ઇંદ્રિયજન્ય અને ઉદ્દામ' હોવું જોઈએ એવા મિલ્ટનના ખયાલને એણે બીજા કરતાં વધુ સાથે કર્યો છે. ઉપદેશ આપવાનો કે કોઈ નવો વિચાર સ્થાપવાનો એનો પ્રયત્ન નથી. જ્યાં હોય ત્યાંથી સૌંદર્યને શોધવાનો એનો પ્રયાસ છે. એની કલ્પનાઓ શેલી કરતાં કૉલરિજની વધુ નજીક છે. એનામાં યે કેલ્ટિક લોહી વહ્યુ છે. લે હન્ટનાં મધ્યકાલીન ઈટાલીનાં કાવ્યોની એના ઘડતર પર અસર છે, તો સ્પેન્સરની ગ્રામજીવનની મીઠાશ તેણે ઝીલી છે. ગ્રીક તો એ જાણતો યે નહોતો, પણ ચૅપમૅનના ભાષાંતરિત હોમર પરથી તેણે પોતાનાં સર્જનોમાં ગ્રીક પ્રેરણા મેળવી છે. પણ આ બધી અસરો તળે યે એની આગવી પ્રતિભાએ એને તત્કાલીન સર્જકોમાં અગ્ર સ્થાન અપાવ્યું છે. વર્ડ્ઝવર્થની શૈલીની નૈસર્ગિક રજૂઆતમાં એનાં ઊંડાં નિરીક્ષણોની અનોખી નજાકત ભળતાં એનાં દશ્યાલેખનોમાં એક અદ્વિતીય મોહકતા ઉમેરાઈ છે.

પોતાની કાવ્યસૂઝની સમૃદ્ધિથી લેખનના આરંભમાં થોડી વ્યાકુળતા ને મૂંઝવણ અનુભવ્યા પછી ધીરેધીરે એની વાચા સ્ફુટ થતી જઇને અવારનવાર લાગણીના ઉભરાથી છલકાતી છતાં અંતે કલાકૌશલની ભવ્યતાથી જે ટોચ સાધે છે ત્યાં બીજા ભાગ્યે જ પહોંચી શકયા છે. એનું પદ્ય સીધું લાગણીને સ્પર્શે છે. કરુણ મૃત્યુ પ્રતિ લઈ જનારા દુ:ખમય જીવન છતાં એણે સાધેલા સરળ માધુર્યથી આજે અંગ્રેજી સાહિત્યમાં એ એક ઉત્તમ ચાહના પામનાર કવિ બની રહ્યો છે. □

લડ માની પણ તે એક ગણાય છે 'બૅલડ'નું કાવ્યસ્વરૂપ મધ્યયુગની કવિતામાંથી રોમૅન્ટિક કવિઓએ અપનાવેલું કીટ્સ જેવો રોમૅન્ટિક કવિ એકાદ 'બૅલડ' તો લખે જ ને? અને એ એક જ અનોખું રત્ન બને તે કીટ્સની કવિતાકલાની સિદ્ધિ

પોતાના ભાઈ જ્યૉર્જ કીટ્સને ઉદ્દેશીને કવિ કીટ્સે લખેલા ડાયરી પત્રમાં આ કાવ્ય સર્જાયું એ પત્રમાં ઘણાં કાવ્યો અને કાવ્ય કડીઓ છે પત્ર પરની તારીખ છે રવિવારની સવાર, ૧૪ ફેબ્રુ — સોમવાર ૩ મે ૧૮૧૯ આ કાવ્ય પહેલા પત્રમાં ૧૫ એપ્રિલનો અને પછી શુક્રવાર ૩૦ એપ્રિલનો ઉલ્લેખ છે એ પંદર દિવસમાં ક્યારેક (૨૧? કે ૨૮? એપ્રિલે) ૧૮૧૯ની ગ્રીષ્મ ઋતુમાં આ કાવ્ય રચાયું ને ૧૦ મે ૧૮૨૦ના લંડનના 'ઇન્ડિકેટર'ના અંકમાં કીટ્સના તખલ્લુસ 'કેવીઆર' નીચે, થોડા સુધારા સાથે એ છપાયું તેની હસ્તપ્રતો પર કીટ્સે પોતાના હસ્તાક્ષર પણ આપ્યા છે છતાં અત્યારે તો પત્રમાંનો જ પાઠ વારંવાર છપાય છે, 'ઇન્ડિકેટર' વાળો નહિ

એ ગ્રીષ્મમાં કીટ્સે પોતાનાં સર્વોત્તમ કાવ્યો રચ્યાં હતાં એની કવિતાકલાનો ખુમાર એકાએક જ આ મોસમમાં છલક્યો ઈ ૧૮૧૮ના મેથી ડિસે સુધી તો એ જાણે કવિ જ ન હતો પછી કોણ જાણે ક્યાંથી એકાએક ૧૮૧૯ની વસંતમાં પ્રેરણા સ્ફુરી! પોતાને થએલા જીવલેણ રોગની જાણ થઈ તેથી તે ચોંકી ઊઠ્યો? કે કીર્તિ કમાઈ લેવાની ઉતાવળ હતી? કે પોતાના પર છાઈ ગએલી પ્રણયની ઉત્કટતાનું પરિણામ છેવટે તો વૈફલ્ય છે એ સભાનતાથી એ કવિતાભિમુખ થયો? તેની પ્રિયતમા ફૅનીનો તેના

La belle dame sans merci—

O what can ail thee Knight at arms
Alone and palely loitering?
The sedge has withered from the Lake
And no birds sing!

O what can ail thee Knight at arms
So haggard, and so woe begone?
The Squirrel's granary is full
And the harvest's done

I see ~~death's~~ a lilly on thy brow
With anguish moist and fever dew,
And on thy cheeks ~~death's~~ a fading rose
Fast Withereth too—

I met a Lady in the ~~Wilds~~ Meads
Full beautiful a faery's child
Her hair was long her foot was light
And her eyes were wild—

I made a Garland for her head,
And bracelets too, and fragrant Zone
She look'd at me as she did love
And made sweet moan—

I set her on my pacing steed—
And nothing else saw all day long
For sidelong would she bend and sing
A faery's song—

કીટ્સનું કાવ્ય 'લા બેલ દામ સા મેર્સી' તેના

પ્રત્યે કેવો અનુરાગ હતો તે જાણી શકાતું નથી, પણ કીટ્સ તો તેની આરાધનામાં ગરકાવ હતો જ ક્ષયની એંધાણી એને વ્યાકુળ બનાવે જ પ્રિય વ્યવસાય કવિતામાંથી રોટી પણ ન મળે ત્યાં લગ્નનો પ્રસ્તાવ કેવી રીતે મૂકે? આ બધી વિમાસણના તાપમાં તપીને પોતાના રાગાવેગોને પત્રોમાં ઠાલવીને કીટ્સે 'રંગે રૂડાં, રૂપે પૂરાં' કાવ્યો સર્જ્યાં એમાંનું 'લા બેલ દામ સા મેર્સી' એક ઉત્કૃષ્ટ કાવ્ય

આ કાવ્યનું સ્વરૂપ બીજા રોમૅન્ટિક કવિઓની જેમ કીટ્સે

She found me roots of relish sweet
And honey wild and ~~honey~~ manna dew
And sure in language strange she said
I love thee true—

She took me to her elfin grot
And there she wept { and sigh'd full sore / ~~and there she sighed full sore~~ }
And there I shut her wild wild eyes
With Kisses four.

And there she lulled me asleep
And there I dream'd Ah Woe betide!
The latest dream I ever dreamt
On the cold hill side

I saw pale Kings and Princes too
Pale warriors death pale were they all
*They cried La belle dame sans merci*
Thee hath in thrall.

I saw their starv'd lips in the gloam
~~All tremble~~
gaped
With horrid warning/wide ~~agape~~
And I awoke and found me here
On the cold hill's side.

And this is why[1] I ~~wither~~ sojourn here
Alone and palely loitering;
Though the sedge is wither'd frome the Lak(e)
And no birds sing— —. . . . . . . . . . . . .

પ્રથમ પાઠ પર કીટ્સે કરેલા સુધારા સાથે

---

મધ્યયુગની કવિતામાંથી સ્વીકાર્યું, તે સાથે કાવ્યની કથા અને શીર્ષક સુધ્ધાં તેણે ફ્રાન્સની મધ્યયુગી કવિતામાંથી લીધાં છે. ચાર્ટિયર નામક કવિએ પંદરમી સદીની શરૂઆતમાં 'બેલ દામ સાં મેર્સી' નામક લગભગ એંશી કડીના કાવ્યમાં એક રૂપાળી ક્રૂરહૃદયા સ્ત્રી અને તેના પ્રેમમાં છેવટે ફના થઈ જતા પ્રેમીની કથા કથન અને સંવાદો દ્વારા નિરૂપી છે. તે કાવ્ય અને કીટ્સના કાવ્યમાં શીર્ષકથી પણ વધારે સામ્ય છે તે દેખીતું છે. ફ્રેન્ચ કાવ્ય કીટ્સના મનમાં થોડાક વખતથી ઘોળાતું હતું એમ માનવાને પણ કારણ છે. ઈ.૧૮૧૯ના જાન્યુઆરીમાં 'ધી ઈવ ઑવ સેંટ એગ્નિસ' કીટ્સે સર્જ્યું તેમાં કાવ્યનો નાયક સૂતેલી પ્રિયતમાને આ જૂનાજાણીતા ગીતથી જગાડવાનો પ્રયત્ન કરે છે. ત્યારથી મનમાં ઘોળાતા આ શબ્દો ને કથાને ત્રણેક મહિના પછી તેણે શબ્દદેહે કંડાર્યાં.

કઠોર હૃદયની પ્રિયતમા પર પ્રાણ ન્યોછાવર કરતા પ્રેમીની વાતો મધ્યયુગના સાહિત્યમાં અનેક છે. શેક્સપીઅરના સૉનેટ સંગ્રહમાં પણ આ રૂઢરીતિનો સ્વીકાર દેખાય છે. મોં ફેરવીને બેસતી પ્રિયતમા અને તેને રીઝવવાના કોડ સેવતો, તેનાં ચરણોમાં ધરવા દુઃસાધ્ય સાહસો કરી બતાવતો, આજીવન તે પણ તેની સેવા કરવાનાં વચનો આપતો પ્રેમી, Knight–at–arms એ કવિઓનાં પ્રિય પાત્રો હતાં. ભૂતકાળમાંથી પ્રેરણા ઝીલીને રોમૅન્ટિક કવિઓએ બૅલડનું સ્વરૂપ જ પોતીકું કર્યું હતું, ત્યારે કીટ્સે એક ડગલું આગળ વધીને તે સમયની જ પ્રણાલિકા અને પાત્રસૃષ્ટિમાં પ્રાણ પૂર્યા.

'લા બેલ દામ સાં મેર્સી' (દયાહીન રૂપાળી રમણી)નો નાયક એક Knight–at–arms છે. પ્રેમનું વૈફલ્ય અને તેમાંથી નિપજતો વિષાદ એ કાવ્યનું વસ્તુ છે. કીટ્સના વિફલ પ્રેમની વાત જાણનારને ઘડીક એમ થઈ જાય કે એ Knight–at–armsમાં કવિએ પોતાનું પ્રતિબિંબ જોયું હશે. બેઉની નિષ્ફળતાનાં કારણો જુદાં છે, પણ પરિણામે સર્જાતી પરિસ્થિતિ એક જ છે. આમ છતાં યે આખા કાવ્યમાં ક્યાંયે કીટ્સ દેખાતો નથી. આ કાવ્ય આત્મલક્ષી કાવ્ય બન્યું નથી. પોતાના રાગાવેગો-

ને પાત્રમાં આરોપીને સંપૂર્ણપણે કાવ્યથી અળગા રહીને પાત્રની સૃષ્ટિનુ નિરૂપણ કરનાર કવિની મહત્તા આમા સ્વયંસિદ્ધ છે. એડમન્ડ બ્લન્ડન પણ નોંધે છે કે '*La Belle Dame Sans Merci*' is another celebrated poem, a delayed excursion of his journey through the region of the Scottish *Border* minstrelsy, as well as an allegory of his life.'

નાઈટ ઍટ-આર્મ્સને કવિ સાશ્ચર્ય પ્રશ્નો પૂછે છે ત્યાંથી કાવ્યનુ મંડાણ થાય છે. એકલા, ફિક્કે ચહેરે રખડતા આ સાહસવીરને શા દુઃખ હશે કે નથી વસંતનો કલ્લોલ કે નથી ગ્રીષ્મની હરિયાળી, તો યે તે અહીં ભટકે છે? સરોવરમાંની લીલોતરી પણ કરમાઈ ગઈ. કોઈ પંખીના ગીતનો કલરવ સરખો ય સંભળાતો નથી એવે ટાણે બેકાર સૂના મેદાનોમા આથડવાનુ શું કારણ? નાયકના ત્રસ્ત ને દુઃખપૂર્ણ મુખ સામે જોઈને બીજી કડીમા કવિ સવાલનુ પુનરુચ્ચારણ કરે છે. પાનખર બેસી ગઈ છે, ખિસકોલીએ પોતાનો કોઠાર ભરી લીધો છે, માનવમાત્ર પોતાનો પાક લણીને ટાઢથી બચવા ઘરમા ભરાઈ બેઠો છે તેવે સમયે શા હુ એ અહીં એકાકી વિચરવુ? કવિની કલ્પનાથી ઘેરા રંગો ધારણ કરતી કવિની સમભાવના સાહસવીરના મુખભાવોનુ વધુ બારીકાઈથી ત્રીજી કડીમાં અવલોકન કરે છે. શ્વેત પોયણુ જાણે કે તેના કપાળ પર ખીલી રહ્યુ છે! તે પર ગૂંગળાવતી વેદનાના પ્રસ્વેદબિંદુ ચમકે છે. તેના ગાલ પર ક્ષીણ થતા ગુલાબ ઝડપથી કરમાતા જાય છે. કવિની આશ્ચર્યમિશ્રિત

## મુકુન્દરાય વિ. પારાશર્ય

### મનડાનું મોતી

એની ગાંઠે ત્રણુ ભોમનુ નાણુ
સાધુડા! જેના મનડામા મોતી બંધાણુ.

મોતી બંધાણું એનુ દળદર દળાણું, વ્હાલા!
છૂટયુ સંસારનુ સરાણુ;
હુંપદન. બધવાણું, કંચન-કામિનીવાણું,
જીવતર છે રાખનુ છાણું...          સાધુડા! જેના૦

મોતી બંધાણું એનુ સગપણ સધાણું, વ્હાલા!
લાધ્યુ અનન્તનુ લ્હાણું;
અમરત જીવનનુ એને સહજ સમાધિમાંહે
વાયુ કાલાતીત વ્હાણું...          સાધુડા! જેના૦

મોતી બંધાણું એથી ગોકુળ વસાણું, વ્હાલા!
જમુનાના નીરમા નવાણું;
માધવની સંગે વ્રજમાં રાસે રમાણું, કેવળ
માધવના રહીને જિવાણું...          સાધુડા! જેના૦

મોતી બંધાણું એનુ અંતર છલકાણું, વ્હાલા!
દીઠે ચરાચર ધરાણું;
એની પદરજને છોડી, મનને વૈકુંઠ જોડી
નહિ રે મુકુન્દથી જવાણું...          સાધુડા! જેના૦

## મકરન્દ દવે

### સંબંધનો સૂર

પંખીના ટહુકાનું તોરણ બાંધે છે કોઈ
ઊગતી પરોઢને બારણે...
આ તેજની સવારી કોને કારણે?

નાનકડા માળામાં પોઢેલા કંઠ, તારે
આભના સંબંધનો સૂર?
એકાદો તાર જરા ઢીલો પડે તો થાય
આખું બ્રહ્માંડ ચૂર ચૂર;
એવી ગૂંથેલ અહીં સાચની સગાઈ
એક તારાથી પંખીને પારણે...
આ તેજની સવારી કોને કારણે?

પંખીના ટહુકાની પ્યાલીમાં પીઉં આજ
ઊગતી સૂરજની લાલી,
કોણ જાણે કેમ, એવું સારું લાગે છે, મારે
અંગ અંગ ખેલતી ખુશાલી,
આદિ-અનાદિનો ઝૂલે આનંદ કોઈ
ભૂલ્યા–ભુલાયા સંભારણે...
આ તેજની સવારી કોને કારણે?

સહાનુભૂતિનો જાણે કે પાર નથી! કવિની સાથે કલ્પનાશીલ વાચક પણ વ્યથિત હૃદયે નાયકનું વૃત્તાંત જાણવા તત્પર થાય છે.

ચોથી કડીથી નાયકના મુખે જ આપવીતીનું કથન શરૂ થાય છે. 'અહીં લીલા-કુંજાર વગડામાં એ રૂપરાણીને હું મળ્યો હતો. એના સૌંદર્યનાં તે શાં વર્ણન કરવાં? પરીની પુત્રી જ જોઈ લો!' કીટ્સે અહીં પ્રયોજેલો શબ્દ છે 'faery', નહિ કે 'fairy'. Fairy તો બાળવાર્તામાં આવતું નિર્દોષ સર્જન; જ્યારે faery તો કામણગારી કામિની, મોહાંધ બનાવે તેવી મોહિની, જાદુની માયાજાળ ફેલાવે તેવી જાદુગર. એના રૂપથી મોહ પામેલો નાયક એનું વર્ણન કરે છે: 'લાંબો કેશકલાપ, મંથર ચાલ અને બાવરાં બાવરાં નયન'. કયો સાહસવીર એને રક્ષણ આપવા તૈયાર ન થાય? કયો નર તેને પ્રણયનો અર્ઘ્ય ન ધરે? સ્વાભાવિકપણે જ કવિનો નાયક તેના કેશકલાપને શોભાવવા પુષ્પોનાં આભરણ ગૂંથે છે. તેનાં નાજુક કાંડાં અને કમર માટે સુગંધિત કુસુમોનાં કંકણ અને કટિમેખલા બનાવી તેને ધરે છે. તે સ્વીકારતાં તે રૂપરાણીની આંખમાં પ્રણય છલકતો લાગે છે, તેના મધુરા નિઃશ્વાસમાં નાયક પોતાનું વિશ્વ સમાવી દે છે.

પ્રથમ મિલન પછી સહચાર. સાહસવીર પોતાના ઘોડા પર પ્રિયતમાને બેસાડે છે. એક ક્ષણ તો પૃથ્વીરાજની અદાથી સંયુક્તાનું હરણ થવાનું હોય એવી આકાંક્ષા વાચકના મનમાં જાગે છે. પણ ના; સાહસવીરની આંખો રસ્તા પર મંડાયેલી નથી, એ તો પ્રિયતમાના રૂપાળા મુખ પર જડાયેલી છે; કેમ કે તે તેના તરફ ઢળીને 'faery'નું ગીત ગાય છે. કવિ વાચકનું ધ્યાન તે 'faery

song ની મોહિની પ્રત્યે દોરવા માગે છે ખરા? આ ગીત તે સ્વરોનો મોહપાશ જ હશે? વાચકના મનની સ્વસ્થતા લૂટાતી જાય છે. પ્રશ્ન ઊઠે છે: નાયક અમરતો જ ઘેલો થયો છે કે શું?

અમરતો હોય તો યે, નાયક ઘેલો છે, તન્મય છે. પ્રિયતમાના આપેલા મધુરા મૂળ ખાય છે, જંગલનું મિષ્ટ મધ આસ્વાદે છે અને તેથી ય મીઠા પેય પીએ છે. તેની હૃદયસામ્રાજ્ઞી તેને અજાણી ભાષામા કૈંક કહે છે: હું તને ખરા દિલથી ચાહું છું એમ જ કહેતી હશે ને! મોહવશ નાયક માની લે છે, પણ વાચક વ્યથિત હૃદયે આ ગળ વધે છે. અજાણી ભાષાનો સાહસવીરે માની લીધેલો અર્થ સ્વીકારી લેતા વાચક અસમંજસમા પડે છે, કેમ કે તે નાયકના કપાળ પરની શ્વેત પોયણાશી ફિક્કાશ અને ગાલ પરના મુરઝાએલા ગુલાબ ભૂલ્યો નથી.

કથાના નાયકને રૂપાળી રમણી પરીઓની ગુફામા લઈ જાય છે. પણ એ અપાર્થિવ જગ્યા 'elfin grot' નિહાળવાનો સમય તેને ક્યા છે? ઊંડા નિઃશ્વાસ નાખતી પ્રિયતમાની આંખમાથી ચોધાર આંસુ વહે છે. આંસુ નીતરતા બાવરા નયનોને નાયક ચાર ચુંબનોથી વધાવી લે છે. નાયકને તેમના પ્રેમની અહીં પરાકાષ્ઠા આવી લાગે છે. સ્વસ્થપણે તે પ્રણયિનીના હાલરડા સાંભળતો નિદ્રાવશ થય છે.

પણ એ નિદ્રા સુખશાંતિદાયિની નથી નીવડતી. એમા તો ઉલ્કાપાત મચે છે. સ્વપ્ન દેખાય છે. અહા, કેવું હૃદયદ્રાવક! એ સ્વપ્ન જોયા પછી નાયક ફરી કદી નિદ્રાને આશરે જઈ શકે નહિ એવું તેનું અંતરતમ હાલી ઊઠે છે. એની મોહાંધ આંખો એવી



## રમેશ પારેખ

## એક નવોઢાનું મરશિયું

તમને મગતક આવ્યા અમને આંબે આવ્યા મૉર
લોહી ભીંસમા
વીંછી ડંખે
શેરી પગરવ .
કોણ અમસ્તુ
દૂપા દૂપે
છોળ માગત પંખીના કલશોર
તમને મગતક આવ્યા અમને આંબે આવ્યા મૉર

બધ એ રડા
હાવળ્ય દેતા
તગ ડાબલા
ધૂળ ઉડતી
જીવપણામા
સાસ તતડતા
ન્હોર ભગાવે ન્હોર .
તમને મગતક આવ્યા અમને આંબે આવ્ય મૉર

જાવ, પથને
દેશવટા દો
આંખ્યુ બટકે
છાતી બટકે
રેશમ સાજ અટારી બટકે
વાત બપૈયા બારી બટકે
દરવાજાને
ભોગળ ભીડો
ભીડો ભીડો
ભોગળ ભીડે
સૂરજ નીચે
બળતા મેનો
ભડભડ આઠે પ્હોર
તમને મગતક આવ્યા અમને આંબે આવ્યા મૉર

## ભીખુ કપોડિયા

### તીડ

તીડાનું અંધારું ટોળાતું ઘેરાતું દૂરથી
આવતું જોઉં છું મારા લીલેવાન ખેતર પર.
નીરવ છે બધું ય
નીરવ.

અવાજ નથી લડાયક વિમાનો જેવો.
મારી આંખોનાં ઊંડાણમાં
આજ સુધી ઊડાઊડ કરતાં
કબૂતરો જોતજોતાંમાં તો ભૂખરું વાદળ થઈ
તીડમાં ભળી જતાં જોઉં છું
અહીંની લીલી ચૂપકીદી પર.
હવા સૂમસામ ધીરે ધીરે
ઘટ્ટ થતી જાય છે,
આગિયાનો તો ટમકાર
ક્યાંથી દેખાય...!
વીત્યા સમયની લ્હેરખી ઢૂકે નહિ ક્યાં ય.

હજી હમણાં જ
દાદીની બાળવાતો સુણી
બાળકો જેમ ડોલતાં કણસલાં ઉપર
બાઝતા જાય છે પળેપળ
તીડના થર ઉપર થર હવે.
મારી નસેનસમાં રક્ત જેમ નીકનું
કલખલતું નથી જલ:
અસીમ આળોટતું આભ જ્યાં—
ત્યાં હવે તીડ ઊડયા કરે
તીડ ખૂડયા કરે...
પાંપણે ફરકતા લીલા ખેતરને
ગુમાવતો જાઉં છું
ચાડિયો માણસ છે ભલું
નીરવ.
નીરવ માત્ર.

તો ઊઘડી ગઈ કે ફરી આરામ લેવા માટે બંધ થઈ શકી જ નહિ. લીલોકુંજાર વગડો ઠંડા પવન ફૂંકાઈને વેરાન મેદાન બન્યો તો યે નહિ!

એ સ્વપ્નમાં જોએલા દૃશ્યનું વર્ણન કવિનો નાયક કરે છે: 'મેં ફિક્કા ચહેરાવાળા રાજાઓ અને રાજકુમારો જોયા. એવા જ ફિક્કા સાહસવીરો જોયા. સૌના ચહેરા પર મૃત્યુની ફિક્કાશ હતી. એ સૌએ કહ્યું: 'રૂપાળી પરંતુ નિષ્ઠુર રમણીએ તને ગુલામ બનાવ્યો છે.' એ આછા અંધકારમાં મેં તેમના ભયંકર ચેતવણી આપતા ખૂલેલા ક્ષુધિત હોઠ જોયા. અને હું જાગ્યો. મેં જોયું તો આ ઠંડી ટેકરીના ઢોળાવ પર હું હતો.'

કવિના પ્રશ્નોનો પડઘો પાડતા શબ્દોમાં જ એ પોતાનું કથન પૂરું કરે છે: 'મારે અહીં રોકાવાનું આ જ કારણ છે. સરોવરમાંની લીલોતરી કરમાઈ ગઈ તો યે, એકે પંખીના ગીતનો કલરવ સંભળાતો નથી એવે ટાણે, ભેંકાર સૂના વાતાવરણમાં, ફિક્કે ચહેરે એકાકી હું અહીં અટવાયા કરું છું.'

છેલ્લી કડીમાં પહેલી કડીનો પડઘો એવો ઊઠે છે કે વાચકના માનસપટ પર આખા કાવ્યનું સૌષ્ઠવપૂર્ણ રેખાંકન થઈ જાય છે. તેથી બાહ્ય આકૃતિની દૃષ્ટિએ પણ આ કાવ્યની રચના સંપૂર્ણતાએ પહોંચે છે. કથાનું મંડાણ સાહસવીરને કવિએ પૂછેલા પ્રશ્નથી થયું છે; તેનો અંત તે પ્રશ્નના પ્રત્યુત્તરમાં આવે છે. શરૂઆતથી વાચકના મનમાં ઉદ્વેગ છે; અંતમાં નાયકની હતાશા તે ઉદ્વેગને ઘેરો બનાવે છે. કામણગારી સુંદરીના મોહક વર્તનમાં વાચકનો અજંપો તો વધતો જ રહે છે. 'Faery child', 'faery's song,' અને 'elfin grot'-

મા અભિપ્રેત અમાનુષી શક્તિઓ વિશે તે સજાગ છે વાચક જે મન સ્થિતિમા કાવ્ય શરૂ કરે છે તેમા વધુ ઘેરા રગ પુરાઈને વાચન પૂરુ થાય છે કીટ્સે એક જ ભાવનો રસ આખા કાવ્યમા ઘૂટચો છે તેથી તેનો આસ્વાદ અત્યત રોચક બને છે કવિ વિવેચક કોલરિજે આવા ભાવ આવરણને કાવ્યનુ ઉત્તમોત્તમ અગ કહ્યુ છે Predominant passion–કવિનો ઉત્કટ ભાવાવેગ જ કાવ્યને unity પૂરી પાડે છે કીટ્સનુ આ કાવ્ય તેવા ભાવાવેગથી સર્જાતી unityનો ઉત્તમ નમૂનો છે

કવિ રોઝેટીએ કીટ્સના આ કાવ્યને તથા તેના પુરોગામી ‘ધી ઈવ ઑવ સેંટ એગ્નિસ’ને કીટ્સની કવિતારીતિના choicest અને chastest ઉદાહરણો ગણાવ્યા છે આ કાવ્યને તેના પુરોગામી સાથે વારવાર બેસાડવામા આવે છે તેના બે કારણો છે તેમા આવેલા પ્રસગો અને કથા એકબીજાના પૂરક છે અને કીટ્સની કવિતાકલાના તદ્દન જુદા પાસા એ બેઉમા જોઈ શકાય છે આગલા કાવ્યમા સ્વપ્ન માથી જાગતી નાયિકા સ્વપ્ન સાચુ પડેલુ જુએ છે, પ્રિયતમને સામે ઊભેલો જુએ છે, તેનો એક નિર્ણય અને સુખનો છલ છલતો પ્યાલો હાથ‍ેતમા છે નાયિકા તે નિર્ણય કરી પણ લે છે પ્રિયતમ સાથે ભાવિ સુખના સ્વપ્ન જોતી તે પ્રયાણ કરે છે વાહ દૈવ! કેવી અકળ આશીર્વાદયુક્ત તારી ગતિ! એમ વાચક અને વિચારે છે આ કાવ્યમા દુ:સ્વપ્નમાથી જાગેલો નાયક સુખમાત્રના નામને ભૂલી જાય છે તેની આખ આગળ રાજકુમારોના ફિક્કા ચહેરાઓની ભૂતાવળ રમે છે, દુઃખનો પ્યાલો

## સુધીર દેસાઈ

### વસંતની સવાર

ફૂલગુલાબી સવારની પાદડીઓ ઉપર
કેસરભીના પગલાઓની નકશી,
સાવ મુલાયમ લહર લહર મઘમઘતી મલમલ
ઝાકળન્હાયા અગોને ગઈ પરશી

ઝળહળ ઝગેહળ કિનખાબી આ સૂર્યતેજના
પરદા ઉપર આળસ મરડી
ધુમ્મસતીખ્ય ચિત્ર હવે સળવળે,
ફાગણુમોહી વસતના પાલવને સૂવી પલાશ વનની
ટોચ પરે સૌ કૂકડાઓની કલગીઓ હલમલે

ગડકટા આ ગગનતેજને એકીશ્વાસે ગટગટ પીતી
ધરતી ઉપર ફાડી રહ્યા પરપોટા,
લીલમલીલા ટહુકાઓના પગનામાથી
હસતા રમતા ચડુંગઓન
ખીલી રહ્યા ગલગોટા

## યયાતિ

### પ્રભાત

પછી પખીની પાખોમાથી પ્રભાત ફૂટચુ
ધારણ ઘોર નિશાના ઓઢી દૂર સીમમા
દૂર સીમ આળોટચા નભનુ મધ મીઠરુ મનડુ લૂટચુ,
પછી પખીની પાખોમાથી પ્રભાત ફૂટચુ
વનરાવન સહવાસ તજીને
લહર સભર મલયાનિલ
પરપોટ ની ભીતર પ્રકટચો
પ્રથમ સૂર અનાવિલ
તારક છટે છલકચા લયમા લયોભગના
સોનલ કિરણે કિરણે પડેલુ પારિજાતનુ ફૂલડુ ચૂટચુ,
પછી પખીની પાખોમાથી પ્રભાત ફૂટચુ

## મનોહર ત્રિવેદી

### વિદાય અભિશાપ

પગની તળે પન્થ હશે ને ખોબલે હશે વાવ,
કેમ ભૂલી તું જઈશ એ કહે
સીમને પી સમી સાંજની ઢૉળેલ છાંવ?

કઈ રીતે તરછાડશે કહે,
કણ્ઠમાં ટાંકેલ મોર છૂપી ગુપચુપના ગૂંથેલ મોર?
કો'ક છીંડેથી ચાલતાં જશે
સાંભરી મારી વાડનો લીલો એ જ કાંટીલો થોર,
પછી તો ટપક...ટપક...ટપકશે રે
કોઈ ન દેખે એમ તારી બે આંખથી આદરભાવ:
પગની તળે પન્થ હશે ને ખોબલે ભરેલ છાંવ.

ગામની દશ્યે આંખ ઉઘાડી દેખશે ત્યાં તો
ખૂલશે પાછું બંધ ઝાંપાળું ગામ,
એ જ દશ્યેથી ઊડતું આવી ઝૂલતું આવી
બેસશે તારા હોઠપેં મારું નામ;
પછી તો ફળિયે તારે કોઈ સૂની બપોરને ટાણે
વંડીએ ચડી કાગડો બોલી ઊઠશે
મારી યાદને કહી 'આવ':
પગની તળે પન્થ હશે ને ખોબલે ભરેલ વાવ.

છલકાય છે. હા દૈવ! કેવી અકળ તારી ગતિ! પ્રેમ એ શાપ! જીવન એ છિન્ન સ્વપ્નોનો સરવાળો માત્ર! આમ, જીવનનાં બે વિરુદ્ધ પાસાં બે કાવ્યોમાં રજૂ થાય છે. રજૂઆતની રીત પણ બેઉમાં અનોખી છે. પહેલામાં ચમકતાં આભરણો ને નવનરમ્ય રંગોથી ઓપતું વર્ણન છે; બીજામાં ભયાનકતાના મૌનમાંથી ત્રૂટક ત્રૂટક સરતી વાણી ને સૂતકાર વાતાવરણ જમાવતાં ચિત્રો છે.

ચિત્રાત્મકતા કીટ્સનાં કાવ્યોનું આગવું લક્ષણ ગણાય છે. તે એમ માનતો કે કવિની કલ્પના એવી તો સઘન ને જીવંત હોવી જોઈએ કે તેના શબ્દેશબ્દમાંથી કલ્પનાચિત્રો ઉદ્‌ભવવાં જોઈએ અને તે દરેક કથિતવ્યને પુષ્ટિ આપનારાં હોવાં જોઈએ. વર્ડ્‌ઝવર્થ કે શેલીની જેમ તે કવિતાને ફિલસૂફીનું વાહન બનાવવામાં માનતો ન હતો. તેણે શેલીને એક વખત સૂચન પણ કરેલું કે કાવ્યગૂંથણીમાં જ્યાં જ્યાં બાકોરાં પડતાં હોય ત્યાં ત્યા તે કલ્પના વડે પૂરવાં જોઈએ. તેમ છતાં કલ્પનાચિત્રોના અતિરેકમાં તે માનતો ન હતો. દરેક કલ્પનાનું ઉડ્ડયન કથિતવ્યના તર્કથી બંધાયેલું હોવું જ જોઈએ તેમ પણ તે માનતો. કવિ ફક્ત સ્વપ્નદ્રષ્ટા નથી. Poet is no dreamer. આથી કીટ્સની કવિતાકલા સઘનતાની કલા બની રહી છે, વૈપુલ્યની નહિ.

કીટ્સનાં કલ્પનાચિત્રો સામાન્યરીતે રંગીન જ હોય. ઉપરાંત કીટ્સ તો સંવેદન પણ ચિત્ર દ્વારા જ રજૂ કરે. આ કાવ્યમાં પણ એકાકી સાહસવીરના ચિત્રથી માંડીને દુઃસ્વપ્ન સુધીની સઘળી વિગતો એક પછી એક સેરાયેલાં ચિત્રો દ્વારા જ રજૂ થાય છે. કાવ્યની કથાના નાયકના વીલાએલા

મુખ પર કરમાતા ગુલાબના રંગ રૂપરાણીની પ્રણય છલકતી આંખો, નાયક તરફ ઢળીને ગાતી રમણી આંસુ સારતી આંખોને ચૂમી લેતો નાયક અને છે લુ કારમુ સ્વપ્ન આ બધા ચિત્રોના એક એક રેખાંકનમાં અને કાનેક સૂચનો સમાયા છે સામાન્યરીતે કીટ્સના ચિત્રોમાં હોય છે તેવી રંગોની ભભક અહીં નથી, કેમ કે કથાવસ્તુને તે અનુરૂપ નથી કરમાતા ગુલાબનો રંગ જ આ કાવ્યનો ઘેરામા ઘેરો રંગ છે અપાર્થિવ મોહિનીથી તરબોળ ને સૂનકાર વાતાવરણમા જડાએલી આ કથાને પડછે શ્વેતપોષણાના અને મૃત્યુની ફિક્કાશના જ વર્ણનો હોય ને! પોતાની ઇન્દ્રિયોથી અસ્વાદિત સૃષ્ટિને કીટ્સે જાણે કે વેગળી મૂકી દીધા છે! નવા જ રાહે તે આલ્યો છે, જુદા જ પ્રતીકો તેણે યોજ્યા છે આમ કીટ્સના કાવ્યોમા ભાગ્યે જ પુનરાવર્તન જોવા મળે

બૅલડ કાવ્યસ્વરૂપની વિશિષ્ટતા છે પદ્યમા વાર્તાનુ કથન પદ્યનો પ્રકાર પણ નિશ્ચિત ચાર લીટીની કડી, જેમા પહેલી ને ત્રીજીનું માપ સરખુ, બીજી ને ચોથીના અંત્ય શબ્દો પ્રાસથી બદ્ધ કીટ્સના આ કાવ્યમાંનું પદલાલિત્ય અનેક વિવેચકોના મુખે પ્રશસાના ઉદ્ગાર કઢાવી ગયું છે તેમા યે પહેલી ને છેલ્લી કડીની ચોથી લીટી And no birds singની ધીમી સૂરાવલિની પ્રશસા કરતા તો વિવેચકો થાકતા નથી આખા કાવ્યમા વિષાદભર્યા સૂરો છે અને દરેક કડીને અંતે આવતી ધીમા લયની ટૂંકી લીટી કાવ્યની ગતિને થભાવે છે, જાણે કે રહસ્યસ્ફોટને પણ લબાવતી હોય તેમ!

જેમ શબ્દના ધ્વનિ પ્રત્યે કીટ્સ સજાગ છે તેમ તેના અર્થ પ્રત્યે પણ તેઓ

## મનહર તળપદા

### પત્ર

તમે ઊભા રે'જો ફરફરિત કો' સ્વપ્ન સદને
બની ક્રીડી મારા થનગન થતા ચાતક તણી,
અને કાલે જ્યારે રૂપનગરના પથ થઇને
તમારી વાડીના ક્ષણ મધુર મે'માન બનીએ

તમે 'આવો' કે'તા નીરવ પળના ઉષ્ણ ગગનો
તમારા હોઠોમા ભરી દઈશ
અને 'જાએ' કે'તા નગર સઘળુ એક ક્ષણમા
તમારા, હુ થોમા ઊંચકી લઇને ઘેર મુજના
ઢબૂરી, દિશાના કબૂતર હું ઉરાડી દઇશ

પછી ઊંડીને નિત પછી તમે 'કૂક' કરજો
અમારા ગ્રામને, ખીલુખીલુ થતી નીલવરણી
સવારો, કીરેએ નયન ભર હું છાંટી લઈશ,
તમે કક્કુ કેરા વન-ઉપવને આતરી મને
પછી લીલા નાગો તણી પકડમા કેદ કરજો

## કરસનદાસ લુહાર 'નિરંકુશ'

### ખાલી ઓરડા

રોમરોમે નીકળે બાધી હર્ષના,
ટેરવે ટહુકયા વિરુગો સ્પર્શના
આ વિજોગણ આખડીના આભમા-
આથમ્યા છે સૂર્ય તારા દર્શના
કોઈ વસનારા હવે મળતા નથી,
ઓરડા ખાલી પડયા આદર્શના
શ્વાસની શરણાઈ વાગે શી રીતે?
મડપે તોરણ તૂટયા છે વર્ષના!
કેમ પગલાઓ ચઢેરા નીરખે?
આધળા છે આયનાઓ ફર્શના!

## જગદીશ જોષી

### છતાં ય નહીં

આજની આ રાત ભલે ડૂબે
        છતાંય નહીં આંખે અજંપાની કોર:
આવતા પરોઢિયામાં ફરીફરી ઊગે
        એવો સપનાંનો આછકલો તૉર.

ઘુમ્મટ પર સોનેરી નીસરણી મૂકીને
        ઊતરે જો કિરણોનું ટોળું,
તો તો પથરાતી આ રાતના અંધારને
        પળપળની પાંપણ પર તોળું;
દૂર દૂર દૂર રહ્યું આભ, તો ય તારલીનાં
        તેજ ચૂમે આંખડી વિભોર.

ભીતરનાં વ્હેણ જો કપાય એક શ્વાસે તો
        ઉપરનાં વ્હેણ બધાં ટાળું,
ભવની ભરઢોળ છોને થાતી, હું એકાદા
        ક્યારામાં અમરતને વાળું;
જળની આ જાળમહીં સોનાનું માછલું: ને
        સમદરનો એ જ છે હિલોળ.

જ સભાન છે. મધ્યકાલીન શબ્દ 'ful' તે સમયના જ અર્થમાં ચૉસર વાપરતો તેમ 'very'ના અર્થમાં તેણે ચોથી અને આઠમી કડીમાં વાપર્યો છે; જ્યારે બીજી કડીમાંનો full શબ્દ આધુનિક અર્થમાં વપરાયો છે. મહાકવિ દાન્તેના અભ્યાસીઓને, કીટ્સ દાન્તેનું મહાકાવ્ય તે સમયે વાંચતો હતો તે જાણીને, ફિક્કા ચહેરાવાળા રાજકુમારોના વર્ણનમાં દાન્તેના કાવ્યના પડઘા પણ સંભળાયા છે. છેલ્લી કડીની પહેલી લીટીમાંનો શબ્દ sojourn પણ ખૂબ સૂચક છે. Sojournનો અર્થ છે: કોઈના સાથમાં રોકાવું. નાયક રોકાયો છે: કોના સાથમાં? હતાશાના? ભગ્ન હૃદયના? છિન્ન સ્વપ્નના? ભયાનક સૂનકારના? એ શબ્દ વાંચીને વાચકના હૃદયમાંથી સહેજે નિઃશ્વાસ સરી પડે એવો એનો ઉપયોગ અહીં થયો છે. કીટ્સે પહેલાં wither શબ્દ પ્રયોજેલો તે છેકીને sojourn મૂક્યો એવું મૂળ કાવ્યવાળા પત્રની હસ્તપ્રત સૂચવે છે. એક નાનકડો ફેરફાર કરીને કીટ્સ વાચકના હૈયાના તાર અનેકગણા વધુ રણઝણાવી ગયો.

ચૉસર, સ્પેન્સર, દાન્તે અને મિલ્ટનનાં કાવ્યો ઉપર પોતાની કાવ્યભાવનાને ઘડતાં ઘડતાં કીટ્સે પોતાનાં કાવ્યો રચ્યાં. પણ તેમાં તેણે સિદ્ધિ તો એવી મેળવી કે તેના પછી આવતા કવિઓ માટે તે પોતે જ કવિઓનો કવિ બની ગયો. અંગ્રેજ કવિઓએ સ્પેન્સરને હમેશાં ગુરુ તરીકે લેખ્યો છે. કીટ્સનું નામ હવે તેની હરોળમાં મુકાય છે. ટેનિસનની ચિત્રાત્મકતા, સંવેદનને ચિત્રમાં રજૂ કરવાની રોઝેટીની રીત, અને તેમનાં પદલાલિત્ય કીટ્સની

કવિતામાંથી મળેલી પ્રેરણાને આભારી છે.

આ કાવ્યનું સર્જન પૂરું થતાં જ એ પત્રમાં કીટ્સ આગળ નોંધે છે: 'તમે પૂછશો કે ચાર ચુંબનો કેમ? કહું, કેમ? હું મારી કવિતાદેવીને નિરંકુશપણે વિહરવા દેવા કરતાં સંયમપૂર્વક તેને કાવ્યમાં મઢી દેવા માગું છું. કવિતાદેવીએ તો fourની જગ્યાએ score જ કહ્યું હોત, અને છંદને જરાયે આંચ ન આવી હોત. પણ વિવેચકો કહે છે તેમ કલ્પનાને વિવેકની લગામથી કાબૂમાં રાખવી જોઈએ. —but we must temper the Imagination, as the critics say, with Judgment. તે પ્રમાણે મારે એવી વિભાજ્ય આંકડો પસંદ કરવો જોઈતો હતો કે જેથી બેઉ આંખને સરખું મળી રહે. અને સાચું કહું તો દરેકને બે ચુંબન મળે તે મને પૂરતાં લાગ્યાં. જો મેં સાત કર્યાં હોત તો દરેકને સાડા ત્રણ મળત તે બહુ કઢંગું લાગત તેમાંથી હું બચી ગયો છું.'

કીટ્સની આ સભાનતા, કલ્પનાને વિવેકની લગામથી કાબૂમાં રાખીને કાવ્યસર્જન કરવાની તેની રીતિ જ તેને સર્વોત્તમ કવિઓની હરોળમાં બેસાડે છે. ફક્ત કલ્પનાવ્યાપારમાં સરી પડેલા કવિની શબ્દાળુતા રોચક લાગતી નથી. કવિના કથિતવ્યને પોષતી કલ્પનાસૃષ્ટિ જ વાચકના મનને આનંદવિભોર કરી મૂકે છે. સંયમિત કલાનો ઉપાસક કીટ્સ એકએકથી અદકી સુગ્રથિત સફલતાવાળી કાવ્યકૃતિઓ સર્જી ગયો છે. □

કમલ વૈદ્ય

## હે પિંજરના પોપટ

હે પિંજરના પોપટ!
    તને અહીંના ઝૂલણે હીંચવા, જોઉં,
આવી ગઈ ફાવટ!
તું ફોલાવ્યું બધું ય ખોલે,
    અમથી પાંખ ભલે તું ખોલે,
તારી કશી ન કટકટ.

    તને ચૂગવા આમ્રમંજરી મળે
    મીઠિરા બોર
        પાણી નિર્ઝરનાં
    તું બડભાગી નહિ?—
    કને સૌ આવી પડે જો આમ
     વિના કંઈ ખટપટ!

હે પિંજરના પંખી!
    જરાક બારી રહી ગઈ જ્યાં ખુલ્લી;
ઊડી ગયું તું દૂર ગગનમાં
    વિદાયનો ઉચ્ચાર કર્યા વિણ
    ઝટપટ!

## મહેશ દવે

### મન

દૂરથી જુઓ દોડતી આવે હોડી,
દરિયો આ વેરાન અહીં
શું ભાળ નહીં હોય થોડી?
આમ તો પેલાં જળનાં ઊગ્યાં ઝાડ
ઊભાં જાણે ક્ષિતિજનો લઈ ભાર.
એકધારું કંઈક વહેતું એવું જાય
કે એને નામ નહીં કે ગામ નહીં કે ઠામ,
તો ય હવામાં ગુંજતું રહે
રાત પડે ને પૂછતું રહે
પાંખ નહીં તો ય ઊડતું રહે
—મન.
દૂરથી જુઓ દોડતી આવે હોડી
ક્ષણની છાયા ઓઢતી ઊડે પાંખ વિનાની ઘોડી.

## તૃષિત પારેખ

### માને

મા, તું સોઈંગમશિન,
ને હું ખરખર ખરખર
મશિનકેરો અવાજ પીને ઊછર્યો, મીન
અવાજનું થઈ તર્યો...

ખરખચડાં સ્વપ્નોની ઉપર
ચીલા પાડતું
શ્વાસ વગરનું ચક્ર દોડતું...
મશિનનો ગગડાટ
સ્વપ્ન છેદીને નીકળે બ્હાર
અચાનક, હલે
ભીંતની વાંકીચૂંકી તિરાડ...

તું જ્યારે ખાંસતી—ઘરમાં—
ધૂસર પીઠ ઉપરથી
ખાંસીના પડ હલીહલી ખેરવતો વાયુ...
સોયની અણી જેવું રોતાં
મેં સાંભળી તને કદીક...
સૂકી ડાળ બની તું ઊગી આંગણે,
તોય પાતળી છાંયે તારી
ભવનો થાક ઉતાર્યો...

આજ પણ—

મારા ભૂખરા ને રેતાળ ભૂતલમાં
તૃણ તૃણ થઈ ચોમેર બધે
પસર્યું છે તારું લીલુંલીલું વ્હાલ.

## કવિ જૉન કીટ્સ
(અનુસંધાન પહેલી ચિત્ર પ્લેટથી)

નહોતી એટલે એ પ્રેમસંબંધ ભાંગી પડ્યો.
ઈ. ૧૮૨૦માં પોતાના વૈદકીય જ્ઞાન વડે એ પામી ગયેલો કે પોતે ક્ષયમાં ઝડપાયો છે. હવાફેર માટે શેલીએ એને પીસા બોલાવ્યો, પણ એ ચિત્રકાર મિત્ર સેવર્ન સાથે નેપલ્સ અને પછી રોમ જઈ રહ્યો. અને સેવર્નની ઘણી લાગણીભરી સારવાર છતાં ૧૮૨૧ની ૨૩મી ફેબ્રુઆરીએ એનું અવસાન થયું. રોમના પ્રૉટેસ્ટંટ કબ્રસ્તાનમાં એનો દફનવિધિ થયો ને એની કબર પર એણે પોતે જ લખી રાખેલા મૃત્યુલેખના શબ્દો સેવર્ને કોતરાવ્યા 'હીયર લાઈઝ વન હુઝ નેઈમ વૉઝ રિટ ઈન વૉટર' (જળ પર જેનું નામ લખાયું'તું એ અહીં પોઢ્યો છે)

# 'માસુમ' વિમનગરી

## ગાન

ઓરડામાં ભમતી એકલી ને વેલને
 ફળિયામાં ભમતી નિંદર હો જી.

લીલાછમ પોઢણાં લીધાં ન લીધાં
 સ્હાય આંખમાં ઊગ્યાં છે પીળાં ગોખરુ હો જી
વાડામાં પૂર્યાં છે કાળમીંઢ ટેગવાને,
 પીઠી ચોળીને પીંસ્યા પાસળા હો જી,
સાથિયા ર્યા છે ઓટલા વીતકના પાળિયે ને
 દલના દરવાજે દીધા આગળા હો જી
સપરણીની જેમ ઊગ્યા પગરવની પાંખમાં
 ઝાંઝવાના તડકા અવાવરુ હો જી.
ઓરડામાં ભમતી એકલી ને વેલને
 ફળિયામાં ભમતી નિંદર હો જી

આંખોમાં એવા તો અંધાર્યાં વાદળાં કે
 શમણે ટહુક્યા છે મોર સામટા હો જી
ફાગણથી ઝાળઝાળ બળતી આંખુમાં પડ્યું,
 જીવતરનું કડકડતું ઝાંપટું હો જી
ટોડલામાં ચીતરેલા ઢોલાની પાંખ સમ
 મૂંઝાતું છાતીનું પાંજરું હો જી
ઓરડામાં ભમતી એકલી ને વેલને
 ફળિયામાં ભમતી નિંદર હો જી.



૧



૨ ભાઈ જ્યૉર્જ કીટ્સ
૩ ભાઈ ટૉમસ કીટ્સ
૪ બહેન ફૅની કીટ્સ
૫ પ્રેયસી ફૅની બ્રાઉન

૨

૩





▽કવિ કીટ્સના હસ્તાક્ષરમાં એના જાણીતા કાવ્યનો શરૂનો ભાગ

૫





ક દ ટા (કવિ દલપતરામ ડાહ્યાભાઈ)ની સહીવાળી કવિતાઓથી ગુજરાતીઓમા પ્રિય અને આદરપાત્ર થએલા

## કવિ દલપતરામ

ઉત્તરાવસ્થાએ

## ક. દ. ડા.

'સજન! સંભળાવજો ધીરેધીરે સુધારાનો સાર.'

**આ** પંક્તિમાં પોતાની ધીરગંભીર વ્યક્તિત્વમુદ્રા અભિવ્યંજિત કરનાર ક. દ. ડા.—કવિ દલપતરામ ડાહ્યાભાઈ—નો જન્મ ઈ. ૧૮૨૦ના જાન્યુઆરીની ૨૪મીએ વઢવાણમાં શ્રીમાળી બ્રાહ્મણ ડાહ્યા વેદિયાને ત્યાં થએલો. વેદવિદ્યાના અજબ ઉપાસક પિતાએ પુત્રમાં વેદ અને સંહિતાના જ્ઞાનનું તથા શિસ્ત-સંસ્કારનું સિંચન કર્યું. આમ પિતાના ગુરુપદે પુત્રે જ્ઞાનોપાર્જનના શ્રીગણેશ માંડયા. માતા અમૃતબાએ વાત્સલ્યવર્ષાથી દલપતદિલની ધર્મસંસ્કાર-સંપત્તિ ફૉળાવી. પછી તો પ્રભુરામ પંડયાની ગામઠી શાળામાં દેવનાગરી કક્કો શીખ્યા ને એમની જ પાસે ચંડીપાઠ તેમજ દામોદર જાની પાસે જ્યોતિષનો પણ અભ્યાસ કર્યો. રજાને દિવસે જૈન મિત્રોની સંગતમાં શામળની પદ્યવાર્તાઓનું વાચન થતું. દલપતરામમાં સામાજિક સભાનતા ત્યારથી પ્રગટેલી. આ રીતે આ ધૂળી શાળામાં થોડું ભણ્યા ના ભણ્યા ત્યાં તો નિશાળ બંધ પડી અને કવિનું શિક્ષણ અટક્યું.

હવે પિતા પાસે વ્યવસ્થિત વેદાધ્યયન આરંભ્યું. ઉચ્ચારશુદ્ધિના દઢાગ્રહી પિતાની કડક શિસ્ત દલપતને માટે અસહ્ય થઈ પડી. ક્રોધાંધ પિતાની મારઝૂડથી કંટાળી કિશોર દલપત એક દિવસ તો ઘર છોડી કાશીએ ભણવા નીકળી પડયો. અનાથ કિશોરને ચેલો મૂંડવાના ઇરાદાથી કોઈ સાધુએ તેને પોતાની સાથે લીધો; પરંતુ ધોળકામાં એક ખોજાએ એને ઉગાર્યો અને મામા પ્રેમાનંદને હવાલે કર્યો. દલપતરામને આ મોસાળવાસે જુદો જ ઘાટ આપ્યો. સંસ્કૃત ને જ્યોતિષનો અભ્યાસ અહીં જારી રહ્યો. તેર વર્ષની વયે મામાએ દલપતનું મૂળીબાઈ સાથે લગ્ન કરાવી આપ્યું. આ એમનો સંસારારંભ. આ સાથે જ એમનો સંમ્પ્રદાય-આરંભ પણ થયો. મોસાળનો સ્વામીનારાયણ સંપ્રદાય કિશોરને સ્પર્શી ગયો. ચૌદની વયે મૂળીમાં ભૂમાનંદ સ્વામી પાસે ધર્મસંબંધી પંચ સંશય પ્રશ્નાવલિ રજૂ કરી. સ્વામીએ સંતોષકારક ઉત્તરો આપ્યા અને ચુસ્ત વેદધર્મી ડાહ્યાભાઇનો પુત્ર શુદ્ધ સ્વામીનારાયણ સંપ્રદાયી બન્યો. ૧૪થી ૨૧ વર્ષનો ગાળો દલપતે મૂળીના સ્વામીનારાયણ મંદિરમાં કાવ્યજ્ઞ દેવાનંદ સ્વામી પાસે પિંગળાદિનું જ્ઞાન મેળવવામાં ગાળ્યો. વ્રજ ભાષામાં કાવ્યશાસ્ત્રનો અભ્યાસ કર્યો. તેથી એમની નિસર્ગદત્ત કવિત્વશક્તિ પાંગરી ઊઠી. એ જ કવિત્વશક્તિથી આકર્ષાઈ સાધુ અયોધ્યાપ્રસાદે એમના કુટુંબખર્ચની જવાબદારી પોતે સ્વીકારી દલપતને અમદાવાદના સ્વામીનારાયણ મંદિરમાં સંસ્કૃત ભણવા મોકલ્યા. કાવ્યગુરુ દેવાનંદ પાસે કાવ્યદીક્ષિત થઈ સંસ્કૃત-શિક્ષિત થવા એઓ પ્રથમ જ વાર અમદાવાદ આવ્યા. ત્યાં સ્વયંપાકી રહીને દલપતે અથાક શ્રમ કરી વિદ્યાસિદ્ધિ પણ હાંસલ કરી. ઈ. ૧૮૪૫ના એ ગાળામાં ભોળાનાથ સારાભાઈ દલપતરામ પાસે પિંગળપાઠ શીખતા હતા.

બેએક વર્ષ આમ અભ્યાસ કરી દલપતરામ વતન વઢવાણમાં પાછા ફર્યા. કોઈક વ્યવસાયમાં સ્થિર થવાના એમના પ્રયાસો ચાલુ હતા ત્યાં જ અમદાવાદથી એક ખેપિયાએ આવી દલપતદ્વાર ખખડાવ્યું. અમદાવાદના કલેક્ટર કિન્લૉક ફૉર્બ્સનું આમંત્રણ લઇને એ આવ્યો હતો. ગુર્જરઇતિહાસજાણવાની અદમ્ય આરતવાળા ફૉર્બ્સને કોઈ સન્નિષ્ઠ સહાયકની જરૂર હતી. ભોળાનાથભાઈએ સૂચવ્યું દલપતરામનું નામ. ભોળાનાથનું આ સૂચન ગુરુની ઋણમુક્તિ સાથે ગુજરાતના નવસંસ્કારોદયનું શુભ ચિહ્ન બની રહ્યું. રંક બ્રાહ્મણ ખભે ઝોળી ભરાવી રિદ્ધિસિદ્ધિ અર્થે અમદાવાદ આવી પહોંચ્યો. એ વર્ષ તે ઈ. ૧૮૪૮નું અને દલપતવય અઠ્ઠાવીસનું.

દલપત-ફાર્બસની આ જોડીએ ગુજરાતના સાહિત્ય-સંસ્કાર ક્ષેત્રમાં નવતાની નોબત વગાડી. ફાર્બસ-હૈયે ગુજરાતની 'રાસમાળા' રચવાના મનોરથો ઊછળતા હતા તેને સાકાર કરવામાં દલપતરામે રાતદિવસ એક કરવા માંડયાં. તદર્થે એમણે સમગ્ર ગુજરાતનો પ્રવાસ ખેડયો. ફાર્બસ-પ્રયાસે ૧૮૪૮માં 'ગુજરાત વર્નાક્યુલર સોસાએટી'ની સ્થાપના થઈ તેમાં પણ દલપતઋણ ઓછું નહોતું. દલપત-ફાર્બસ સેવક-શેઠમાંથી ગુરુશિષ્ય અને અંતે મિત્રો બની રહ્યા. ફાર્બસની બદલી સૂરત થતાં દલપતરામ ત્યાં ગયા. સૂરતમાં એમણે ઠેરઠેર ભાષણો આપ્યાં અને સૂરતીઓને નવકવિતાનો રસચટકો એમણે જ પ્રથમ લગાડયો. તે પછી ફાર્બસ સાથે મુંબાઈ, ભાવનગર, વીરમગામ, પાટડી, બજાણા, લખતર, લીમડી, ધંધુકા, ઘોઘા, પાલીતાણા, મોઢેરા, અંબાજી, ઈડર ઇત્યાદિ સ્થળોએ ફર્યા. ભાવનગર, ઈડર, ધ્રાંગધ્રા આદિ રાજ્યોએ તો એમની કવિત્વશક્તિની કદર કરી વર્ષાસન બાંધી આપ્યાં અને શાલપાઘથી નવાજ્યા.

ત્યાં જ ફાર્બસે ત્રણ વર્ષની રજા પર સ્વદેશ પાછા જવાનો નિર્ધાર કર્યો. દલપતરામને માસિક રૂપિયા પચીસની ફોજદારી કારકુનની સરકારી નોકરી મહીકાંઠામાં એ અપાવતા ગયા. કારકુનમાંથી સરકારકુનના પદે એમની બઢતી થવાની હતી એવામાં જ કસોટીકાળ આવ્યો. 'ગુજરાત વર્નાક્યુલર સોસાએટી' ડગમગવા લાગી. એ વખતના મંત્રી કર્ટિસે સોસાએટીમાં જોડાઈ જવા દલપતરામને વિનતિપત્ર લખ્યો. પ્રથમ તો દલપતરામે નામરજી દર્શાવી, પરંતુ આખરે ફાર્બસદોર્યા દલપતરામે દઢ નિશ્ચય કરી લીધો: 'સ્વદેશનું શુભ ચાહીને આવીશ અમદાવાદ.' આમ ૧૮૫૫ની ૧લી જૂને રૂ. ૩૦ના માસિક વેતનથી દલપતરામ સોસાએટીના સહમંત્રી બન્યા. પડુંપડું સોસાએટીને દલપતરામની વ્યવહારકુશળતાએ બચાવી લીધી. એ જ વર્ષે પોતાના સંપાદન નીચે પ્રગટ થએલા જુલાઈના પ્રથમ 'બુદ્ધિપ્રકાશ'માં એમણે જાહેરાત કરી: 'આપણા દેશના સુધારા અર્થે મારાં તન, મન ને ધનથી હું ખૂબ મહેનત લેવા ચાહું છું.' ને પછીનાં પચીસ વર્ષની

એમની એકધારી સોસાએટી-સેના આ વાતની સાહેદી પૂરે છે

એમણે 'બુદ્ધિપ્રકાશ'ની પ્રતિષ્ઠા વધારી, ધનાઢ્યો પાસેથી સોસાએટી માટે ધન ઉઘરાવ્યુ પોતાની સાહિત્યપ્રવૃત્તિને વેગવાન બનાવી અને જાહેર પ્રવૃત્તિ દ્વારા સસારસુધારાના કાર્યો કર્યા આ રીતે સોસાએટીમા રહ્યા રહ્યા એમણે ચતુર્વિધ પ્રવૃત્તિ કરી મુબાઈમા થએલી દલપત નર્મદ સાહિત્ય સ્પર્ધાએ એમને વધુ પ્રસિદ્ધિ અપાવી કર્ટિસની પ્રેરણાથી ઈ ૧૮૬૩મા વડોદરામા વિદ્યા પ્રવૃત્તિનો પ્રારંભ કરાવડાવવા દલપતરામ ખડેરાવ મહારાજના દરબારમાં 'મહારાણી ગુજરાતી વાણી'ના વકીલ થઈને ગયા વળી, અમદાવાદની હાઈસ્કૂલમા અને પછીથી ટ્રેઇનિંગ કૉલેજમા એમણે કવિતા શિક્ષણ પણ આપવા માડેલુ 'બુદ્ધિપ્રકાશ'મા લેખો લખી એમણે સસારસુધારો પણ કરવા માડેલો ગુજરાતમા થએલો નૂતન શિક્ષણનો પ્રચાર અને સસારસુધારો એ બને સોસાએટી અને દલપતરામના અવેતનુ જ સુભગ પરિણામ ગણાય' સોસાએટીની એકધારી સેવા કરી, અગ અને આખની નબળાઈ વધતા ઈ ૧૮૭ મા એઓ ત્યાથી નિવૃત્ત થયા ત્યારે એમને રૌપ્ય કીર્તિચંદ્રકથી નવાજવામા આવેલા

સ્વામીનારાયણ સપ્રદાયપ્રેરિત સદાચારે એમના સાહિત્યને ધ્યેયગામી બનાવ્યુ હતુ વિધવાવિવાહ, બાળલગ્ન અને મદ્યપાનનિષેધ, નવા હુન્નરોને ઉત્તેજન, પરદેશગમન, વિદ્યાપ્રચાર, સ્ત્રી કેળવણી, વહેમો અને અધશ્રદ્ધાનો વિરોધ, રાષ્ટ્રભાવનાનો વિકાસ• આ બધુ સસારસુધારાનુ કાર્ય એમણે સાહિત્યના માધ્યમ દ્વારા કર્યું છે 'ભૂત નિબધ' લખી, એમણે સોસાએટીનુ રૂ ૧૫૦નુ પ્રથમ પારિતોષિક પ્રાપ્ત કરેલુ જ્ઞાતિપ્રથા વિષેનો એમનો નિબધ પણ ઇનામપાત્ર ગણાએલો મુબાઈની જ્ઞાનપ્રચારક મડળીએ યોજેલી સ્પર્ધામા 'પુનર્વિવાહ પ્રબધ' લખી રૂ ૧૫૦નુ પારિતોષિક મેળવેલુ 'હુન્નરખાનની ચઢાઇ' (જેની ૪૦ જેટલી આવૃત્તિઓ અને દોઢ લાખ જેટલી નકલો છપાઈ છે !), 'સપલક્ષ્મી સવાદ', 'ફેફનિષેધ ગરબાવળી,' 'જાદવાસ્થળી', વગેરે એમની તે કાળની કીર્તિદા કૃતિઓ 'હોપ વાચનમાળા' ને 'કાવ્યદોહન' ના સપાદનમા પણ દલપતરામનો પ્રશસ્ય ફાળો રહેલો છે 'લક્ષ્મી' નામનુ આપણા સાહિત્યનુ પહેલુ નાટક એમણે સૂરતમા રચેલુ ને 'મિથ્યાભિમાન નાટક'થી તો કોણ અજાણ છે? એમની વાર્તાઓ 'તાર્કિક બોધ' અને 'દૈવજ્ઞદર્પણ'મા સગૃહીત થઈ છે એમના ૬૦મા વર્ષે પ્રગટ થએલ ૪૭૦ પૃષ્ઠના દળદાર ગ્રથ 'દલપતકાવ્ય'મા એમની હિંદી તથા સાપ્રદાયિક કવિતા સિવાયની લગભગ સઘળી કૃતિઓ સમાવવામા આવેલી છે એ પ્રગટ થતા પહેલા છ રૂપિયા અગાઉથી ભરીને ગ્રાહક નોધવાની જાહેરાત થતાં જ ૬૫ ગ્રાહક નોધાઈ ગયા હતા એ એમની લોકપ્રિયતાનો કંઈ ઓછો પુરાવો નથી 'ફાર્બસવિરહ', 'ફાર્બસવિલાસ', 'સામળસતસઈ' 'જસવત રાજનીતિ', 'વેનચરિત્ર', 'ભરૂચ રાયહરસ્થાન,' 'શ્રવણ આખ્યાન', 'દલપત પિંગળ', 'પુરુષોત્તમ ચરિત્ર' અને 'હરિલીલામૃત' એમના સર્જનનો મહત્ત્વનો અન્ય ફાલ છે

જનતાના લાડીલા આવા 'કવીશ્વર' પોતાની કાવ્યપ્રવૃત્તિ પ્રારભ કિશોર વયથી જોડકણા જોડીને કરેલો પછી તો ઉખાણા, હડૂલા, ગરબી અને પદ રચવા માડયા દોહરા ચોપાઈબદ્ધ પદ્યવાર્તાઓ પણ રચી તેર વર્ષની ઉમરે શામળની અસર નીચે અનુક્રમે ૨૫૦ ને ૩૦૦ દોહરા ચોપાઈની 'હીરાદન્તી' અને 'કમળ લોચની' વાર્તાઓ રચેલી, પરતુ સપ્રદાયપ્રેરિત નીતિભાવનાને લીધે આ શૃગારી રચનાઓનો પાછળથી એમણે સ્વહસ્તે જ નાશ કરેલો આમ એમની કવિતા 'આકાર' પરત્વે વ્રજભાષાની, તો 'અતસ્તત્ત્વ' પરત્વે આરભમા શામળની અને પછી સહજાનંદ સપ્રદાયપ્રબોધી નીતિમત્તાની અસર પ્રદર્શિત કરે છે

પ્રસાદ ને માધુર્ય એમના મુખ્ય કાવ્યગુણ અનાયાસ છતા અતિ પ્રાસાનુપ્રાસ, ગતિશીલ પ્રવાહી પદ્ય નૈસર્ગિક નર્મ, નિર્દંશ મર્મ છદશુદ્ધિ, આ એમની કાવ્યબાનીના પ્રધાન લક્ષણો નમ્ર કલ્પના, સમુચિત અલકારો, સીધો ઉપદેશ અને સભારજનીપણ પણ આગળ તરી આવતા ગુણો ગણાવી શકાય એમા સરળતા છે ચાતુરી છે, લયાત્મકતા છે સુધારાના શાણા શિક્ષક, દેશપ્રેમ વત્સલ નીતિ-સદાચારના આગ્રહી પ્રજાપ્રિય કવીશ્વરને અગ્રેજ સરકારે ૧૮૮૫મા સી આઈ ઈ ના ખિતાબથી નવાજીને બહુમાન કરેલુ

મૂળીમા, કાશીમા અને રેવાબા એમ ત્રણ પત્ની, રાયકુવર હરિકુવર, વીજકુવર અને મણિબા એમ ચાર પુત્રીઓ, તથા મોહનલાલ મગનલાલ, છોટાલાલ નાનાલાલ ને ચમનલાલ એમ પાચ પુત્રોનો વિશાળ કુટુબવડલો ધરાવતા દલપતરામે સ્વપ્રયત્ને અમદાવાદમા ઊભી કરેલી 'કવેશ્વરની હવેલી'મા ૧૮૯૮ના માર્ચની ૨૫મી તારીખે દેહોત્સર્ગ કર્યો આ સાલ એમની ૧૫૧મી જન્મજયતી છે ત્યારે અર્વાચીન ગુજરાતના આ આદ્ય સર્જક અને સુધારકનુ સ્મરણ આદરને આનદ જન્માવે છે

ધીરુ પરીખ

प्रफुल्लचूताङ्कुरतीक्ष्णसायको
द्विरेफमालाविलसद्धनुर्गुणः ।
मनांसि भेत्तुं सुरतप्रसङ्गिनां
वसन्तयोद्धा समुपागतः प्रिये ॥१॥

द्रुमाः सपुष्पाः सलिलं सपद्मं
स्त्रियः सकामाः पवनः सुगन्धिः ।
सुखाः प्रदोषा दिवसाश्च रम्याः
सर्वं प्रिये चारुतरं वसन्ते ॥२॥

वापीजलानां मणिमेखलानां
शशाङ्कभासां प्रमदाजनानाम् ।
चूतद्रुमाणां कुसुमान्वितानां
ददाति सौभाग्यमयं वसन्तः ॥३॥

ઋતુસંહાર: કવિ કાલિદાસ

પૂઠા પરનું ચિત્ર **વસંત** વાસુદેવ સ્માર્ત

પ્રિયે, લસંતી અલિપંક્તિ-જ્યા પરે,
સુતીક્ષ્ણ, ખીલી સહકાર-મંજરી
તણાં ધરી તીર વસન્ત-વીર લ્યાં
સરે છ કામાતુર ચિત્ત ભેદવા.

વૃક્ષો સુપુષ્પે, જળ પંકજોથી,
રત્યાર્ત રામા, મરુતો સુગંધે,
સુખી દિનાન્તો, દિવસો સુચારુ–
પ્રિયે, વિશેષાં વિલસે વસન્તે.

કુણ્ડોદકો ને મણિમેખલાઓ,
મયંક-આભા, રમણી સકામા,
આમ્રદ્રુમો આ કુસુમે લસ્યાં તે
વસન્ત અર્પે અધિકી જ શોભા.

અનુ૦ ધીરુ પરીખ

## 'કવિલોક' સામયિક અંગેની માહિતી

**[ધ રજિસ્ટ્રેશન ઑવ ન્યુસપેપર્સ (સેન્ટ્રલ) રૂલ્સ, ૧૯૫૬ અન્વયે (ફૉર્મ નં. ૪, રૂલ નં ૮)]**

૧ પ્રકાશન સ્થળ: કુમાર કાર્યાલય લિમિ૦ ૧૪૫૪ રાયપુર અમદાવાદ-૧
૨ પ્રકાશન સમય: દ્વિમાસિક, દર બીજા મહિનાની છેલ્લી તારીખે
૩ મુદ્રકનું નામ: બચુભાઈ રાવત; રાષ્ટ્રીયતા: ભારતીય; સરનામું: કુમાર કાર્યાલય લિમિ૦ ૧૪૫૪ રાયપુર અમદાવાદ-૧
૪ પ્રકાશકનું નામ: બચુભાઈ રાવત; રાષ્ટ્રીયતા: ભારતીય; સરનામું: કુમાર કાર્યાલય લિમિ૦ ૧૪૫૪ રાયપુર અમદાવાદ-૧
૫ સંપાદકોનાં નામ: (૧) રાજેન્દ્ર શાહ; રાષ્ટ્રીયતા: ભારતીય; સરનામું: ૩૮૦ ગિરગામ રોડ, ઠાકુરદ્વાર, મુંબાઈ-૨
(૨) બચુભાઈ રાવત; રાષ્ટ્રીયતા: ભારતીય; સરનામું: ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧
૬ માલિક કે માલિકોનાં નામ સરનામાં: ભૂપતભાઈ વસા, જગન્નાથ ડૉક્ટર, મહેન્દ્ર ભગત, રાજેન્દ્ર શાહ, સુધીર દેસાઈ
વાડીલાલ ડગલી, સુરેન્દ્ર વકીલ, ૩૮૦ ગિરગામ રોડ, ઠાકુરદ્વાર, મુંબાઈ-૨

હું બચુભાઈ રાવત આથી જાહેર કરું છું કે ઉપર જણાવેલી વિગતો મારી જાણમાં ને માન્યતા મુજબ સાચી છે.

બચુભાઈ રાવત
પ્રકાશક

નીચે: મણિલાલની મુદ્રા

ઈ. ૧૮૮૮ના જૂનમાં સ્વજીવનના આદર્શનું તેઓ સુનિશ્ચિત સ્વરૂપ મુદ્રાલેખ રૂપે આંકે છે. તેઓ કહે છે: 'શરીરથી, સંબંધીઓથી, પૈસેથી, આજીવિકાનાં સાધનથી જે વેળે હું છેક બેજાર થઈ કેવલ પરમાત્મા પર શ્રદ્ધા કરી નિભાવ કરતો હતો તે વેળે મેં એક 'રબ્બર સ્ટૅમ્પ' કરાવ્યો. તેમાં કુંડાળું છે તે સૂર્ય છે. મતલબ કે સૂર્યોપાસક બ્રાહ્મણ છું. મધ્યે પુસ્તક છે એ મારો નિરંતરનો અભ્યાસ સૂચવે છે. ૐ શબ્દ સર્વ વેદના સારરૂપ પરમાત્માના પ્રતીકરૂપ પ્રણવ છે. એ મારા અદ્વૈત-માર્ગનું સૂચક છે. તે માર્ગે ચાલતાં ચાર સિદ્ધાંત ઠરાવ્યા છે: **પ્રેમ** અર્થાત્ બ્રહ્મભાવ–સમાનતા–અભેદ. કશામાં દુ:ખ ન માનતાં પ્રેમ–અભેદ-રૂપ આનંદમાં રહી, સર્વદા ગમે તે દુ:ખમાં નિરાશ ન થતાં સારાની **આશા** ગ્રહણ કરી, પ્રયત્નશીલ રહેવું અને જે પ્રારબ્ધવશાત્ પ્રાપ્ત થાય તેમાં સંતોષ માની **ધૈર્ય** તજવું નહિ; અને આ બધું થવા માટે સર્વદા શાસ્ત્ર, સુવિચાર અને તજ્જન્ય પરમજ્ઞાન ઉપર **શ્રદ્ધા** રાખ્યા જવી. આ કહ્યા પછી સર્વદા હારી ન જતાં આનંદથી જ રહેવાનું મારા અનુભવે જે સબલ કારણ બતાવ્યું છે તે કહ્યું છે, કે પુરુષને હાથ કાંઈ નથી, હરિ, પ્રારબ્ધ કરે છે તે જ થાય; માટે શોકનો સર્વથા અવકાશ નથી, સદા બ્રહ્માનંદ—આનંદ! અહો, એ જો મને ન મળ્યો હોત, તો આજ આ લખનાર કોઈ ન હોત!'




મણિલાલ નભુભાઈ દ્વિવેદી



ગ્રીષ્મનું ગાન
વીરેન્દ્ર પંડ્યા
('કુમાર'ના સૌજન્યથી)

ગ્રીષ્મ · વિ. સં. ૨૦૨૭ કવિલોક મે-જૂન ઈ. સ. ૧૯૭૧

। ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविराविर्म एधि ।

## કાવ્યનું સત્ય

**યુગની** પરિસ્થિતિ સાથે અન્ય સત્યો બદલાતાં રહે છે, પરંતુ કાવ્યગત સત્ય કદાપિ બદલાતું નથી. એનું મૂળ સ્વરૂપ શાશ્વત છે; બદલાય છે માત્ર સૂત્ર. એક યુગમાં એ સૂત્ર કરુણાનું તો અન્યમાં દેશપ્રેમનું, એક યુગમાં એ સામાજિક સુધારાનું તો વળી બીજામાં સામ્યવાદનું. કાવ્યના સત્યની પણ આવી જ દશા છે. એની અભિવ્યક્તિના મૂળમાં ભાવના તો એ જ રહે છે, પરંતુ વિશેષ યુગસંદર્ભમાં એનું રૂપ બદલાય છે. દાર્શનિક તથા વૈજ્ઞાનિક સત્ય જો આગામી યુગમાં અસત્ય સાબિત થાય તો એમનું કોઈ મૂલ્ય રહેશે નહિ. પરંતુ હંસનો નીર-ક્ષીર વિવેક, ચન્દ્રમાનું અમૃત, આકાશની ગંગા, યશનો શ્વેત અને અનુરાગનો લાલ રંગ વગેરે કાવ્યગત સત્ય આજ પણ શાશ્વત છે.

'કલા ખાતર કલા'ના વાદના પ્રચારકોએ કાવ્યના બહિરંગ ઉપર વિશેષ ઝોક દઈને કાવ્યગત સત્યનું ઘણું અહિત કર્યું છે. સાથેસાથે કાવ્યના લક્ષણકારોથી પ્રભાવિત થઈને અનેક પ્રતિભાશાળી કવિઓ કેવળ વાક્જાળમાં ફસાઈને આ સત્યથી વિમુખ રહ્યા છે. આનું કારણ એ છે કે ઉપર્યુક્ત માર્ગ સરળ છે. પરંતુ સત્યની ખોજ એટલી સરળ નથી. આ માટે અથાક સાધના કરવી પડે છે. કવિ જ્યાં સુધી મરજીવો બનીને જીવન-સાગરમાં ઊંડી ડૂબકી લગાવતો નથી ત્યાં સુધી એના હાથમાં મોતી નથી આવતું. આથી જીવન્ત કલાકાર જ કાવ્યગત સત્યની રક્ષા કરી શકે છે.

રાજનાથ શર્મા

# નિરંજન ભગતની કવિતા

ભોળાભાઈ પટેલ

(૧)

ઈ. ૧૯૪૦ની આસપાસ ગુજરાતી કવિતામા બહિર્મુખી રાષ્ટ્રચેતના કે સમાજચેતનાનુ સ્થાન સૌન્દર્યચેતના લે છે, પ્રહ્લાદ પારેખ બારી ઉઘાડે છે, અને પછી હરિશ્ચન્દ્ર, રાજેન્દ્ર, નિરંજન વગેરે કવિઓ આ નવા વલણથી પ્રેરિત રચનાઓનુ વિશ્વ લઈ ને આવે છે પ્રાગતિક રંગને સ્થાને પ્રાકૃતિક રંગચ્છટાનુ મોહક માધુર્ય છલકાય છે, પ્રણયની અનુભૂતિ ઘેરા રંગમા પ્રગટ થાય છે, અભિનવ છંદોલય સંભળાય છે, કલ્પનો અને પ્રતીકની ઐન્દ્રિક સઘનતા અને ગીતોના અભિનવ લયાત્મક સ્વરૂપ સાથે લિરિક સૌન્દર્ય અને ભાવભાષાની શુચિતા સિદ્ધ થતા જોવા મળે છે નિરંજનની કવિતાનો આ પરિવેશ છે

૧૯૪૯મા પ્રગટ થતુ 'છંદોલય' કે ૧૯૫૦મા પ્રગટ થતુ 'કિન્નરી' છેક ૧૯૪૩ના ગાળાથી શરૂ થતી રચનાઓ લઈને આવે છે હાથબનાવટના કાગળ પર, નવી નાગરીમા મુદ્રિત, લાલ પૂંઠામા લપેટાઈ આવતુ 'છંદોલય' અને પીળા પૂંઠાના લપેટાઈ આવતુ 'કિન્નરી' આ બહિરંગ પરત્વે જ નહિ, એના અન્તરંગમા જ ઘણુ વિભિન્નત્વ લઈને આવે છે આમ તો પોતાના સમકાલીનોની સાથે સાથે છતાય આગવી મુદ્રા ઉપસાવીને કવિ નિરંજન પ્રગટ થાય છે 'છંદોલય' 'કિન્નરી'ના આ સહયુગ્મમા ગુજરાતી કવિતાના નવા વળાંકના ચિહ્નો છે, જે ઐતિહાસિક પરિપ્રેક્ષ્ય

# રાજેન્દ્ર શાહ

## વિરહને હું વરી

('તુજને વરીને હુ ન વિરહને વરી?' પરબ્રહ્મ પત્ર ૧૧ હીરા ૧ ૫ ૬૬)

વિરહને હુ વરી:
તારા ભાલરવરણા નેણની આગળ
હૃદયને મુજ ધરી ..

હોઠને આરે ઊછળી આવે
ઉમળકાના વેણ,
લાગતા મૂંગા, મોતપછાડે
મન મારું બેચેન,
તોયે વીજની વનખ લઈ તરંગે
આવતી ફરી ફરી

વિરહને હુ વરી:
મરે ઊવડતે દલ ઝીલતી આતપ
આકરો, હોંશે કરી

મેં ય મીંચી છે આંખ,
હુ અવર જોઉ નહિ કોઈ ભણી,
નમેરના સહચારમા ઋજુ
લાગણી લીધી વણી,
મરી સમયને જલ જાય રે સરી
દવની અગનતરી

ઉશનસ્

# ધી એસ્કેઇપ

(દેવલાલી જતાં ડાંગવનમાં સ્ફુરેલી સૉનેટમાળા)

## ૧ · શ્વાસનો હુમલો

રજની શ્વસી કે વાવાઝોડું ફૂંકાયું નસે નસે,
શ્વસનનળી યે ફાટું ફાટું ફૂલેલ તણાઈને;
ધમણ સરખી છાતી હાંફે- ઊંચુંનીચું કેફસું,
ઉભડું ઉભડું બેઠું હાંફે મહોદર દેડકું.
શિશિર-રજની ચારે કોરે, હવા કયહીં યે નથી;
અચલ ભીંતમાં થપ્પી થપ્પી મૂકી ચણી છે દિશા,
નસની પતલી ગલ્લીઓમાં ભીંસાઈછ આંધીઓ,
અધધ અશું આ વાવાઝોડું, અને ગૂંગળામણ!
ટગુમગું થતી પ્રાણોની શી ટૂંપાતી ઘી-દીવડી
કજળતી જતી–આ હોલાઈ, ગઈ, હમણાં ગઈ...
બચી જ ગઈ, લ્યો–આયુ પામી વળી દિન એકનું;
સૂરજ ટીકડી એફિડ્રિનની ગયો ગળી ઘૂંટડે.
તરત શમવા લાગી આંધી પ્રશ્રાન્ત ઢીલી નસે;
નયન ઊંઘમાં જંપે—કાયા સુમંદ પડી શ્વસે.

## ૨ · શ્વાસ ઝંઝા

અહીંથી વછૂટે આંધી આ જો (અહીં જ ભલે રહી)
પૃથિવી પર આ પ્હાડોની યે સલામતી જોખમી,
જડ થકી ઉખેડી ફંગોળે ઊંચે તરુનાં તરુ,
ફળફૂલ બધાં ઝંઝેડી લે, વીણી વીણી પાંદડું;
ગઈ અગર જો આંધી સીધી અહીંથી મહોદધિ,
તટ ઉપરનાં બાંધેલાં તે તૂટાતૂટ દોરડાં,
ડબક દઈને ડૂબે જ્યાં ત્યાં તણાયલ હોડકાં,
જલધિ ઊછળી રૂંઢે ઊંચા ને ફીણાયલ લોઢથી;
અહીંથી વછૂટી આંધી આ જો (રહેમ ખુદા કરે)
ઘૂમતી ઘુમરાતી જો આભે અડી ગઈ આંધળી
કંઈક ઉડુનાં કાચાંપાકાં પડે લૂમખાં ખરી,
નિશીથિની તણાં છુટ્ટાં મેલ્યાં ધૂળે લટિયાં ભરે.
ભલી જ રહી તો આંધી મારે અહીં જ રૂંધાયલી,
સલી ઊછરતી ડાળે કોઈ આમે ફળી બાપડી.



માં જોનારને સુન્દરમ્-ઉમાશંકર યુગ પછી રાજેન્દ્ર-નિરંજન યુગ તરીકે ગુજરાતી કવિતાના તે ગાળાને ઓળખવા પ્રેરે છે. ૧૯૫૪માં 'અલ્પવિરામ' પેલા વળાંકને સ્પષ્ટ રેખાઓમાં ઉતારી આપે છે, જેનો ખરો આરંભ તો 'છંદોલય'ના 'સંસ્મૃતિ' નામના દીર્ઘકાવ્યથી થઈ ચૂક્યો હતો.'સ્વ'-

## ૫ · તડકામાં
(એક એક્સ્ટસી)

આરોગ્યની ચળકતી તડકા-ક્ષણોના
કોઠારમાં અહીં હું પાગલ, વન્ય મધ પી;
આ આટલી ચમકતી ગીનીઓ! હું શું કરું?
ગુફા ગઈ અરબ-રાત્રિની વારતાની
જાદુથી કોઈ ઊવડી અહીં આ વનાંચલે!
હું દીનનું, નસીબનું દડી પાંદડું ગયું
સામે જ હા, હીરકના—ગીનીના ઢગેઢગ!
આનંદનું ધન અહો તડકાઈ ઝગમગ!
પ્હાડો ખીલ્યા હીરક જેમ ત્રિપાર્શ્વ પ્હેલમાં!
વ્હેળા મહીં ચમક હીરક ઓગળ્યાની,
આકાશ તે હીરક જેમ-હવા હીરા શી,
પર્ણો હીરા, દગની પાંપણમાં હીરાકણી;
હું ભોજ શો લૂંટવી દૌં દીન રાત્રિઓને?
કે ઘેર વ્હે જઉં ગુણો ભરી...ભરીને ગધેડાં—

## ૬ · ચાલો

ચાલો, નવેસર બધી નવી ટેવ પાડીએ;
ચાલો, બધાં નગરનાં વસનો ઉતારીએ;
નાગા થઇ નગ-તળેટી દૂંકે ચટાનપે
મેદાન મધ્ય ઊભીએ, તડકાની મધ્ય
લંગોટી પ્હેરી લટિયાં પવને ઉડાડીએ;

ચાલો, શરીર સજીએ વગડાઉ વલ્કલે,
ને કર્ણ બે ભરી લિયેં કલપર્ણ-મર્મરે.
ચાલો, ધીમે તરુ થઈ ઊગીએ પીછે હઠી,
ચાલો. ધીમે તરુથી યે ડગ બે પૂંઠ ભરી
ખોડાઇએ અચલ પ્હાડ થઈ અહીં કયહીં;
ચાલો, શિરે ચળકતા તડકા ચઢાવીએ
ને ઘટ્ટ અટ્ટ હસીએ પવનો થઇ થઈ;
ચાલો, થઇ ઝરણ ઝાકળ-વાસ સીવીએ
ચાલોની, કોઇ પણ ટેવ વિનાનું જીવીએ.

થાય છે. ત્રીશીની કવિતાનું વિશાળ પણ રિક્ત ફલક, સીમિત પણ સઘન અને બહિર્મુખ ઘોષણાઓને સ્થાને અંતર્મુખ સ્વગતોક્તિ રૂપે જાણે આ કવિઓમાં આવે છે. આ નવ્ય વાસ્તવવાદ છે, જેમાં વ્યક્તિ કેન્દ્રમાં છે, સમાજ નહિ. આ ભાવબોધની કવિતાની સિદ્ધિ તેમની પોતાની 'પ્રવાલ દ્વીપ'ની કવિતાઓમાં તો છે જ, હસમુખના 'નમેલી સાંજ'માં, પ્રિયકાન્તના 'પ્રતીક'માં અને નલિનના 'ઉદ્‌ગાર'માં એનો સહજ સ-રસ આવિષ્કાર છે. 'પ્રવાલદ્વીપ' ગુચ્છમાંની 'ગાયત્રી' રચના આ નવ્ય આંદોલનનું ચરમ શિખર છે, પરમ ઉપલબ્ધિ છે.

### ૨

છંદોલયની મુખ્ય અનુભૂતિ પ્રણયની છે. મુગ્ધ પ્રણયનો આનંદ અને ઉલ્લાસ, પણ વિશેષે તો વિષાદ તેમાં છલકે છે. આ પ્રણયાનુભૂતિ પ્રકૃતિથી પરિવેશિત છે. રાજેન્દ્રની કવિતામા પ્રણયના સુકુમાર મોહક ભાવ છે, ઐન્દ્રિકતા પણ છે, પણ તેમાં પ્રણયની સંતૃપ્તિનો કલનાદ છે—એનો આ એક આયામ હોવાથી તેની ભાવમુદ્રા અપરિવર્તિત રહે છે. નિરંજનની કવિતામાં પ્રણયની વિફલતા અને વિકલતા વિભિન્ન ભાવમુદ્રાઓમાં પ્રગટ થતાં માત્ર એક જ આયામમાં સીમિત નથી રહેતી. પ્રણયની ગાઢ અનુભૂતિનો ઉલ્લાસ જેમ રંગસભરતાનો અનુભવ કરાવે છે તેમ પ્રણયવૈફલ્યનો વિષાદ ઘેરી ઉદાસીનતાનો. રાજેન્દ્રમાં તો પ્રણયની 'બારમાસી' છે :

> આ શાશ્વતી તદપિ નિત્ય વિવર્તશીલ
> સંસૃષ્ટિમાંહિ ઋતુએ ઋતુએ વિભિન્ન
> ધારી સ્વરૂપ, પ્રિય! સૌ સ્થિતિમાં પ્રસન્ન
> ખીલી રહ્યાં કુસુમ આપણ બે પ્રફુલ્લ.

ના વિશ્વમાંથી કવિ બહાર નીકળે છે અને આસપાસના વિશ્વમાં 'સ્વ'ની અનુભૂતિ ભેળવે છે, કહો કે, સ્વને આલેખતા આ લેખતા પોતાના સમયને આલેખે છે 'પ્રવાલદ્વીપ'ની કેટલીક રચનાઓ આ સમના ન્ત ગાળામાં લખાઈ હતી ૧૯૫૭માં છંદો લયની સંવર્ધિત આવૃત્તિ 'પ્રવાલદ્વીપ'ના કેટલાક અનુગ્રહ સાથે પ્રગટ થાય છે, જેમાં છંદોલય, 'કિન્નરી'ને 'અલ્પવિરામ'માંથી ચૂંટેલા કાવ્યો સમાવિષ્ટ છે આ સંગ્રહ પ્રગટ થતા નિરંજન ગુજરાતી ભાષાના એક 'મેજર' કવિ તરીકે સ્થાપિત થાય છે એમની સર્જકતાનું એ ઊંચું શિખર છે, કેમકે ૧૯૫૮માં પ્રગટ થતા '૩૩ કાવ્યો'માં સર્જકતાની ઓટ સ્પષ્ટ વરતાય છે

આ સમયગાળા દરમ્યાન હરિશ્ચંદ્ર, ગજેન્દ્ર, બાલમુકુન્દ, ઉશનસ્, જયંત, પિનાકિન્ વગેરે કવિઓના કાવ્યસંગ્રહોની સાથે જ પ્રિયકાન્ત, હસમુખ અને નલિનની રચનાઓના લઘુ સંગ્રહો પણ પ્રગટ થતા નિરંજનની કવિતા એમનાથી જુદી એવા રાજેન્દ્રની કવિતાની સમાન છે—'ધ્વનિ' 'આંદોલન'ના પ્રકાશન ગાળામાં પણ નિરંજનની કવિતા નવો વળાંક લઈ, પ્રિયકાન્ત, હસમુખ અને નલિન જેવા કવિઓને પોતાના સગોત્ર બનાવી કવિતાના એક નવ્ય આંદોલનને જન્મ આપી રહે છે આ નવ્ય આંદોલન તેમણે સક્રિય રીતે પ્રગટાવ્યું અને પોષ્યુ છે—એક સુધુ સુના આવેગ અને ઉત્સાહથી એમણે નવગીતિની રચનાઓ લખી એટલું જ નહિ, એ માટેનો ભાવક સમાજની રુચિ ઘડવાનું કાર્ય પણ કર્યું આ નવ્ય ગીતિ તે આધુનિક ભાવબોધની તીવ્ર અનુભૂતિને કારણે પ્રસવિત

### ૩ • નાસી છૂટ્યું છું

હેવડ વગથી, ભાર ભારે હવા થકી, ભેજથી
ભીની નગરીની ભીની ભીની ભીતો તણી ભીંસથી
નગરી ય ફગે નાહીં, એને મૂકી ભર ઊંઘમાં
અગધ લૂગડે નાસી છૂટ્યું વહેલી પરોઢમાં,
જરી ફરીને પાછો જોઈ લઉં ઘર ગામને
વિપુલ બન્યુ જાણુ કોઈ મહોદલ ગક્ષસી
કુસુમ વડ ઉ બીડાતુ સદંષ્ટ્ર દલેન
જરીક હુન્ભગ્ની બાવી ને મને ગ્રહવા મથે
ઝડી લઈ મને આખે આખો, બીડી દઈ કોષમા
પૂરી દઈ ગળે દૂ પો દેવા ચહે ગૂગળાવીને,
પણ હુ છટકી જાતો થોડાકમાં બચી રે જતો,
અલ્પ દલની મુઠ્ઠી કેરા ગ્રહેથી ભયંકર,
વગર નીરખ્યે આનુ પાછુ—સીધી હડી મૂકતો,
ગિરિવન તણી ખુલ્લાશે જૈ ઊભો રહી, હાંફતો

### ૪ • સુક્કી હવામાં

#### (એક એક્સ્ટસી)

ગિરિવન તણી ખુલ્લાશોમાં ઊભો રહી હાંફતો
અઢળકપણે હેરે સુક્કી હવામય સાગરો,
ચહુ તરફ લે ડકેકા, જ્યાં ત્યાં હવા જનરેટરો!
પ્રગટતી હવા પ્હાડો કેરી નીલી નીલી ડોકથી,
પ્રગટતી હવા ઝાડો ઝૂકી લીલી લીલી નોકથી!
પ્રગટતી હવા તડકાઓની તીણી તીણી દૂકથી!
પવન પગલો આયકેરો, ભૂખ્ય તરસ્યો હું તે
પવન તડકે આસ્વાદુ ને ભરી ભરી પોશને,
પવન ઘૂંટડે ઘટે પીઉં, દગે બઉં છાલકો,
પવન નસકોરાં બે પ્હોળા કરી શ્વસુ ઉચ્છ્વસુ,
પવન જીભથી ચાટુ, મુઠ્ઠી ભરી બુકડા ભરુ
પવન લટિયામાં ઝીલુ, ને ભરી શ્રવણે લઉં
ફરી ન ય મળે, ખુલ્લે મોઢે બધી દિશ હું ધસુ,
ભીનું ય, અરે યાં! આજોને કો મને બીજું ફેફસું

## ૫ · તડકામાં
(એક એક્સ્ટસી)

આરોગ્યની ચળકતી તડકા-ક્ષણોના
કોઠારમાં અહીં હું પાગલ, વન્ય મધ પી;
આ આટલી ચમકતી ગીનીઓ! હું શું કરું ?
ગુફા ગઈ અરબ-રાત્રિની વારતાની
જાદુથી કોઈ ઊઘડી અહીં આ વનાંચલે!
હું દીનનું, નસીબનું દડી પાંદડું ગયું
સામે જ હા, હીરકના—ગીનીના ઢગેઢગ!
આનંદનું ધન અહો તડકાઈ ઝગમગ!
ફ્હાડો ખીલ્યા હીરક જેમ ત્રિપાર્શ્વ ફ્હેલમાં!
વ્હેળા મહીં ચમક હીરક ઓગળ્યાની,
આકાશ તે હીરક જેમ–હવા હીરા શી,
પર્ણો હીરા, દગની પાંપણમાં હીરાકણી;
હું ભોજ શો લૂંટવી દૌં દીન રાત્રિઓને?
કે ઘેર વ્હે જઉં ગુણો ભરી...ભરીને ગધેડાં—

## ૬ · ચાલો

ચાલો, નવેસર બધી નવી ટેવ પાડીએ;
ચાલો, બધાં નગરનાં વસનો ઉતારીએ;
નાગા થઇ નગ-તળેટી ટૂંકે ચટાનપે
મેદાન મધ્ય ઊભીએ, તડકાની મધ્ય
લંગોટી પ્હેરી લટિયાં પવને ઉડાડીએ;

ચાલો, શરીર સજીએ વગડાઉ વલ્કલે,
ને કર્ણ બે ભરી લિયેં કલપર્ણ-મર્મરે.
ચાલો, ધીમે તરુ થઈ ઊગીએ પીંછે હઠી,
ચાલો. ધીમે તરુથી યે ડગ બે પૂંઠે ભરી
ખોડાઇએ અચલ પ્હાડ થઈ અહીં કયહીં;
ચાલો, શિરે ચળકતા તડકા ચઢાવીએ
ને ઘઢ અટ્ટ હસીએ પવનો થઇ થઇ;
ચાલો, થઇ ઝરણ ઝાકળ-લાસ સીવીએ
ચાલોની, કોઇ પણ ટેવ વિનાનું જીવીએ.

થાય છે. ત્રીશીની કવિતાનું વિશાળ પણ રિક્ત ફલક, સીમિત પણ સઘન અને બહિર્મુખ ઘોષણાઓને સ્થાને અંતર્મુખ સ્વગતોક્તિ રૂપે જાણે આ કવિઓમાં આવે છે. આ નવ્ય વાસ્તવવાદ છે, જેમાં વ્યક્તિ કેન્દ્રમાં છે, સમાજ નહિ. આ ભાવબોધની કવિતાની સિદ્ધિ તેમની પોતાની 'પ્રવાલ દ્વીપ'ની કવિતાઓમાં તો છે જ, હસમુખના 'નમેલી સાંજ'માં, પ્રિયકાન્તના 'પ્રતીક'માં અને નલિનના 'ઉદ્‌ગાર'માં એનો સહજ સ-રસ આવિષ્કાર છે. 'પ્રવાલદ્વીપ' ગુચ્છમાંની 'ગાયત્રી' રચના આ નવ્ય આંદોલનનું ચરમ શિખર છે, પરમ ઉપલબ્ધિ છે.

૨

છંદોલયની મુખ્ય અનુભૂતિ પ્રણયની છે. મુગ્ધ પ્રણયનો આનંદ અને ઉલ્લાસ, પણ વિશેષે તો વિષાદ તેમાં છલકે છે. આ પ્રણયાનુભૂતિ પ્રકૃતિથી પરિવેશિત છે. રાજેન્દ્રની કવિતામા પ્રણયના સુકુમાર મોહક ભાવ છે, ઐન્દ્રિકતા પણ છે, પણ તેમાં પ્રણયની સંતૃપ્તિનો કલનાદ છે–એનો આ એક આયામ હોવાથી તેની ભાવમુદ્રા અપરિવર્તિત રહે છે. નિરંજનની કવિતામાં પ્રણયની વિફલતા અને વિકલતા વિભિન્ન ભાવમુદ્રાઓમાં પ્રગટ થતાં માત્ર એક જ આયામમાં સીમિત નથી રહેતી. પ્રણયની ગાઢ અનુભૂતિનો ઉલ્લાસ જેમ રંગસભરતાનો અનુભવ કરાવે છે તેમ પ્રણયવૈફલ્યનો વિષાદ ઘેરી ઉદાસીનતાનો. રાજેન્દ્રમાં તો પ્રણયની 'બારમાસી' છે :

આ શાશ્વતી તદપિ નિત્ય વિવર્તશીલ
સંસૃષ્ટિમાંહિ ઋતુએ ઋતુએ વિભિન્ન
ધારી સ્વરૂપ, પ્રિય! સૌ સ્થિતિમાં પ્રસન્ન
ખીલી રહ્યાં કુસુમ આપણ બે પ્રફુલ્લ.

પરંતુ નિરંજનની કવિતામાં પ્રણયનું ચંચલ અને છલનામય રૂપ છે

રે પ્રીત ભર્તૃહરિના ફૂલમાં તું મૂર્ત!
રે ધિક્ તને છલમયી! છટ હા તું ધૂર્ત!

ભર્તૃહરિના ફૂલને મિષે લાઘવથી સનાતન પ્રણયવંચનાની વાતનો મંડન કરી, ભર્તૃહરિના 'धिक् तां च तं च मदनं च इमां च मां च'નો આક્રોશભર્યો પ્રતિઘોષ પાડે છે વાણીનો, કાકૂનો, નાટ્યાત્મક ઉદ્ગારનો કેવો આરોહઅવરોહ!

આ પ્રીત-પ્રણયનું પ્રથમ સ્વરૂપ તો મુગ્ધાવસ્થામાં 'પાંપણને પલકારે' અને 'અંતરને અણસારે' સોણલું બનીને આવે છે જ્યાં—

પાંપણને પરદેથી આછેરું પલકે
મનનું કો માનવી રે મધમીઠું મલકે
મરકું મરકું લા આમ અંધારાં છલકે
હો રાજ! મેં તો દીઠું'તું સોણલું.

સમગ્ર ગીતની પંક્તિઓમાં એક પ્રકારના રોમાન્ટિક ઉદ્વેગનું આવર્તન છે ઉપમાસૃષ્ટિ અતીન્દ્રિયતાની, પેલેપારની, દૂર-સુદૂરની ઝંખના સૃષ્ટિ સરજે છે

અદીઠાં સ્વપ્ને શાં નયન સરતાં દૂર સુદૂર

કિશોરાવસ્થાની આ અંકુર મોહક કલગીતિ છે, અને એમાંથી 'મદિરામય જવાની'નો માદક સ્વર સ્ફુટ થતો જાય છે, એક ભયરહિત આવેગ અને પ્રણયપ્રેરિત ચંચલ પ્રાણોનું અવિરામ સ્પંદન-મંથન અને સીમોલ્લંઘનની આકાંક્ષા આ પંક્તિઓમાં જુઓ :

સ્વપ્ને છલકે મુજ ચંચલ જિંદગાની
આ શો નશો! નયનમાં સુરખી છવાઈ!
ઉન્માદ શો! રગરગે રટના મચાઈ
શો મત્ત પ્રાણ! મદિરામય શી જવાની

આ શ્લોકમાંનું બીજું, ત્રીજું અને ચોથું ચરણ-પ્રત્યેકના પૂર્વાર્ધમાં પ્રયુક્ત 'શો'

## ૭ · ગિરિસમાજમાં—તરુસમાજમાં

આ પહાડો, આદ્ય ગિરિઓની સમાજસ્થ,
આ ઝાડો, આદ્ય તરુઓની સમાજ-વસ્તીઓ,
રૂઢેલા પરસ્પર સંઘ વિશે હળીમળી,
ક્યારે ય કો કલહની નહીં વાત સાંભળી,
આ પહાડ પૃથ્વી પર ચોસર સોગટીઓ!
આ ઝાડ પૃથ્વી શતરંજ મૂકેલ પ્યાદાં,
વેડાયેલા ઉજ્જડ ખેતરના ઘરોમાં
બાજી પડેલ અધૂરી મૂકી કો ઊઠી ગયું,
આપોઆપ કોણ વળી એકલું એકલું આ રમી રહ્યું?

જે હોય તે, અગર પહાડ ન હોત પૃથ્વીને,
આકાશને મળત આવી ન કેમ ફૂટડી,
જે હોય તે—અગર ઝાડ ન હોત પૃથ્વીપે
ક્યાં સધિકા પડત? હોત ન પંખીઓ આ
તો ચાંચથી ઊંચકી ગૂંથત કોણ ડાળીઓ?

## ૮ · પંખીઓમાં

હા, પંખીઓ ન હોત તો, પડી રહેત પ્રાંતર
મેદાનમાં અજવ પાથરી જાળ જેવું જ;
આ પંખીઓ જ ચણી જાય ચપૂતગાની
જુવાર જેમ, નિજ ચંચુથી પચાવીને
ઝીણા ઝીણા કલરવે ગૂંથી તંતુ તંતુને
આકાશમાં ઊંચકી અધ્ધર જાય જાળને,
આ પંખીને કલરવો નવ હોત, પ્રાંતનું
તો શું થતે? નભનું પ્રાંત અરૂપ કેવળ;
પૃથ્વી વિશે પડતું પ્રાંતર પંખીઓથી;
આ પંખીના કલરવો તણું રૂપ પ્રાંતને,
આ પંખીઓ જ નિજ ચંચૂથી કલરવોથી
આકાશ ને ધરતી એક કરી મઢે અને
પ્રત્યૂષ ને ગગનને કરી સેળભેળ
વેર નીડનીડ તરુ મહીં—વેગવેર

## ૯ · વિવર્ત

થોડા દિ'નો જ વસવાટ અને વિવર્ત:
આ આયખું ઘડીકમાં થયું વર્ણે વર્ણે,
આ આયખું પલટીને થયું પ્હાડ પ્હાડ!
થોડુંક જંગલ અને કંઈ ઝાડ-વાડ!
થોડું વિહંગ-કંઈ થોડુંક પંખી ગાન,
થોડુંક તાજું ઝરણું-ઝમ્યું આસમાન;
આ આંખનો કચકડો પરિપૂર્ણ મુદ્રિત
પ્હાડો વડે, તરુ વડે; શ્રુતિ પર્ણની મર્મરોથી
એવી ખીચોખીચ ભરી; અવ કેટલાય
જન્મો સુધી અઘરું અન્ય છપાવું એ પ્રતે;
હાવાં હું તો મનમણિ* મુજ બ્હાર કાઢી
સામે મૂકી ઘડી ઘડી ટપકારું ટેરવે,
ને નિત્યનૂતન નીલી લીલી આકૃતિઓ
જોયા કરું રૂપની મિશ્રિત ઝંકૃતિઓ.

* કેડિડોસ્કોપના અર્થમાં

## ૧૦ · મનમણિની પેલેપાર

મણિ મન તણો આંખો સામે બરાબર મૂકીને
નજર કરું છું આરેપારે; અવસ્તુ અહો બધું;
નગ નીરખું છું પોલાપોલા રહસ્ય ભર્યાં ભર્યાં
પીગળી ગળીની પર્પોટીઓ: ફૂટું ફૂટું ડુંગરા!
બરડ પરપોટી પારે કો ધુ–લોક પ્રભામય!
નગરી પરીની! જ્યોતિર્માર્ગો! સુવર્ણ મહાલય!
ઊઘડું ઊઘડું સોના-ઈંડે સુપંખ વિહંગમ!
ફરી ફફડતી પાંખો, ઊભા પહાડ ઊડું ઊડું!
પરી થઈ જતા ચાલ્યા આ તો પહાડ પ્લવંગમ!
અગમ પરીને લોકે મારું પ્રવેશવું આકૂડું;
બહુ વરણ આ લોકે–જ્યાં ત્યાં અહો ધનુ ઇન્દ્રનાં
ઊઘડ-બીડતાં પ્હાડે-ઝાડે પ્રચંડ પતંગિયાં!
ડરું હું: મનને બેઠી પાંખો ઊડાઊડ કંપમાં,
નયન મહીં બે ખેંચાતું કો ધનુષ્ય વળાંકમાં!

શબ્દથી કેવું ભાવસાધક બની રહે છે, 'શો' નું આવર્તન ભીતરના ઉદ્વેગને પ્રગટ કરી રહે છે. પ્રણયની આ ખેલમિચૌની કવિની કવિતામાં આશા-નિરાશા, ઉલ્લાસ-વિષાદ-ઔત્સુક્ય-ભય આદિ 'પૅરૅડૉક્સિકલ' ભાવવિશ્વ લાવે છે. આ પંક્તિઓમાં એક મધુર ઉદાસીનતા છે:

> આજ વસંતવેણુ વાઈ રહી
> મારે ઉર ઉદાસી છાઈ રહી!

આ ભાવમાંથી જન્મે છે એક સમાધાન-સહજ વિષાદ, જેમાં લાગણીઓનો ઉદ્રેક સંયત છે:

> અહીં પલકવાર રહે નજર બ્હાર ચાલી જશે,
> છતાંય મન વેદનામુખર થૈ ન ખાલી થશે,
> હશે નયનમાં ન નીર, નહિ હોઠ યે જલ્પના.

અને 'એક ફૂલ' જેવા કાવ્યમાં પ્રણયની વેદનારહિત સ્મૃતિ છે. પ્રણય અને પ્રણયે કરેલી વંચનાનો આલેખ 'તું હતી સાથમાં' કાવ્યમાં છે. અત્યંત પ્રતીકાત્મક રીતે કવિ પ્રણયની ચચલતાનું નિરૂપણ કરે છે–કોઈ મુગ્ધા સમી મંજરી ડાળથી મ્લાન થઈ ખરી પડે છે, કે કોકિલના કંઠ પર કોઈ શિલા મૂકી દે છે, કે ચંદ્રી મેઘનું અંચલ મુખ પર ધારી લે છે, કે વાયુની લહર વેર વાળી જાય છે. આ બધાં તત્ત્વે એટલે સમગ્ર સમાજ-પ્રણયમાં બાધાકર છે, તેઓ ઈર્ષ્યાદગ્ધ અને રોષદગ્ધ છે. 'જાણ્યું ના' એ શબ્દોના આવર્તન દ્વારા કવિ સહજ રીતે એક પછી એક વિઘ્નકર્તાને આલેખતા જાય છે, અને એક કુશળ વળાંકથી એ જ શબ્દોના આવર્તનથી અંતમાં વિરોધભાવથી સમાપન કરે છે:

> જાણ્યું ના એવી તે કઈ ક્ષણે
> વાયુની લ્હેર શું તું ય ચાલી ગઈ

ને અચાનક મને શૂન્યતા શીય આવી ગઈ
એ જ ક્ષણ જાણ્યું કે તુ નથી સાથમાં!

આમ પ્રણયની અનેક ભાવચ્છવિઓ અહીં છે. કવિ હરિશ્ચંદ્રમાં પ્રણયવૈફલ્યની કરુણ ગીતિ છે, તેમાં એક ઘુંટાયેલી વેદના છે, નિરંજનમાં આ વેદના પ્રતિક્રિયાત્મક અધિક હોઈ સઘળાત છે હરિશ્ચંદ્રમાં જાણે કોઈ ભીતરના મર્મમાં મૂક રુદન કરી રહ્યું છે, જેમાં આંસુ નથી, એટલે હૃદય ભાંગી નાખતી વ્યથા છે, તેમના ચહેરા પર જાણે અશ્રુધૌત સ્વસ્થતા છે

વિધિવશ મળે સૌ યે
સૌએ છૂટા વિધિથી થઈ

તેમ છતાં, રાજેન્દ્ર કે હરિશ્ચંદ્રમાં પ્રણયનું એક આદર્શીભૂત સ્વરૂપ છે, જેની નિશ્ચિત એવી 'ફ્રેમ' છે, જ્યારે નિરંજનમાં સહજ, તરલ આત્મપ્રકાશન છે, જે ગહન નથી, પણ અત્યંત સાહજિક છે

કવિચિત્ત વિરહની સકરુણ કોમળતાના ભીતરવિશ્વમાંથી બહાર વિહરવા લાગે છે રોમાન્ટિક નજરની મોહમુક્તિ આસપાસના યથાર્થ પર જવા પ્રેરે છે એ કવિચિત્તનો અશાંત, ક્લાન્ત આવેગ અસીમિત નહિ, દિશાન્તરિત થાય છે આમે ય તે, પ્રણયાનુભૂતિને સમાંતર એક બીજો ભાવ વહેતો રહ્યો છે ૧૯૪૧ ૧૯૫૧ એક દાયકા લગી મુંબાઈના અનુભવે કવિના મનનો કબજો લીધો હતો એક નવી ભાવ સંવિત્તિનો આરંભ, આમ ૧૯૪૧થી જ શરૂ થયેલો જોઈએ છીએ, એ સંવિત્તિ જ કવિને ધીરે ધીરે બહાર લાવે છે—બાહ્ય ઘટના રૂપે તો તેમાં, સ્વાતંત્ર્યની પ્રાપ્તિ, દેશવિભાજન, કોમી રક્તપાત, ગાંધીજીની હત્યા, અગ્રણીઓનું ચારિત્ર્યદૈન્ય આદિ છે, તેની સાથે

## ૧૧ · હવે ઊછળ, નાચ, કૂદ

હવે ઊછળ, નાચ, કૂદ અહીં મોકળાશો મહીં,
અને ઊજવ એમ કોઈ વગડાઉ રીતે મન!
મહોત્સવ ઉડાઉ મુક્ત પણ છુટકારા તણો,
ટૂક ટક ચઢી ખીણે ખીણ તું માગ, લે ભૂસકા,
ફરી ફરી, ન રોક ટોક, નહીં તર્જન રુ ય કો,
મીંચ્યું નયન ખોલ—દેખ વન-પહાડ સૂર્યજળ
ગયું નગર, પથ, લે, ઊઘડ તું દિશાઓ સમે.
હવ અહીં ન બીત, દીર્ઘતમ શ્વાસ લેઈ શ્વસ
તું ડીલ—દિલ ખોલી નાખ—હરી રંગ અંગો છૂટા
પ્રભાત તડકા મહીં સુકવને દ્રુક પાથરી,
નિબાદ્ધ તવ ફેફસું નગર ટાંપી ટીંપું,
નવા પવનથી ફરી તું ભરી લે સમગ્ર હરી,
હવે હરખ, જો અહીં પ્રીતની બેવફાઈ નથી,
હવે જવું ન વ્યક્તિમાં અહીંની આમ રેળ ઘની

## ૧૨ · પુન નગર-અપહરણ

અને હું એ મારો મનમણિ ઊંડે ગોપવી લઈ
ફરું પાછો મેલા નગર મહીં ભીના, હરી ઊર્ધ્વ
ભરી લો શું સુક્કે પવન જૂનું એ ફેફસું શ્વસી
મહા નિઃશ્વાસે—રણ મહીં યથા હાટ જળને
ભરી લે આગોથું—ક્ષણ ક્ષણ તપ્યા સોમી કૃપણ,
અરે ત્યાં મારે આ ઉપર નભવાનું કણકણું
હન અગાડીથી વન ઊખલતું જાય લિપટ્યું
હગી લે છે કોઈ શતપટ દુઃશાસન ગહી,
હરે છે આ કોઈ મુજ તનય ઊંટતું યપરણું,
અરેરે આ મારું નગર મહીં લાચાર—ફરતું,
અહો, મારે આંખે શરીર વનની છાપ! લઈ એ
પ્રવેશું જ્યાં પાછો નગર મહીં—પૂંઠ ફેરવું તો
નિહાળું ખું મારું કશું કશું જ ટાઈ ગયું રહી
પડે ડેની ટોચો ઉપર તરુઓની ટીશી મહીં

## રમેશ પારેખ

### જતાં જતાં પાડેલી બૂમ

હેય...
ધારો કે ડાળથી સૂકું પાંદડું ખરી જાય
ને ફરી ડાળીએ લીલું ઝૂલવા આવે
ઝૂલવા આવીશ હું ય તે ફરી કો'ક દી'
તારી આંખની ડાળે, આંખની ડાળે, આંખની ડાળે હો...

અરધા કાચા ખરશું થોડા અરધા કાચા ફળમાં
લીલા ભારથી લચી પડશું, સોનલ હો...
આવતાજતા વાયરે ડાળીજમણી કોઈ છાંય-શું
તારી કેડીએ સરી પડશું, સોનલ હો...
હળવે હાથે વાવજે રે તું આવતી લીલમલોળને
તારી વાતની પાળે, વાતની પાળે, વાતની પાળે હો...

વગડો મૂકી જાઉં છું, મારા વગડાને તો આંખના
ખૂણા જેટલી જગા જોઈએ, સોનલ હો...
ગામછેડેથી છાતીએ પાછાં વળજો, જેવું એકબીજામાં
આપણે વધ્યાં હોઈએ, સોનલ હો...
અમથું આ તો અમથું મારું આભલે ટાંકયું કોડિયું
તને કેટલું ભાળે, કેટલું ભાળે, કેટલું ભાળે હો...
ઝૂલવા આવીશ હું ય તે ફરી કો'ક દી'
તારી આંખની ડાળે, આંખની ડાળે, આંખની ડાળે હો...

છે આધુનિક નગર-સભ્યતાની ચેતના. ત્રીશીની મુખરિતતા અહીં નથી, કેમ કે દરમ્યાનમાં કવિતાની ભાષા–ઇબારત બદલાઈ છે, અભિવ્યક્તિની ભંગિમા બદલાઈ છે. અગાઉની કવિતાની ભાષામાં એક કૃત્રિમતાનું આવરણ ભાગ્યે જ કેટલાક કવિઓ ભેદી શકયા હતા-જાણે કે કવિતા એક 'kunstsprache'-'કવિતાની ભાષા'માં લખાતી. નિરંજન વગેરે કવિઓએ ભાષાના ચહેરાનું સ્વાભાવિક-અકૃત્રિમ સૌન્દર્ય છતું કર્યું. સ્ટેટમેન્ટ દ્વારા નહિ, સંકેત દ્વારા-પ્રતીક દ્વારા, કલ્પનોની સઘનતા દ્વારા કવિતા પ્રગટ થવા લાગી. આ નવી સંવિત્તિનો જે ઉદય થયો તેના અગ્રણી છે નિરંજન. રાજેન્દ્રની કવિતાથી તેમની કવિતાની ધારા અલગ રીતે–આગવી રીતે વહેવા લાગે છે. નિરંજન આમે ય બહુશ્રુત કવિ છે. તેમની કવિચેતના બોદલેર, પાઉન્ડ, એલિઅટ, ઓડેન, રિલ્કે જેવા કવિઓની સગોત્ર થવાની દિશામાં પ્રયાણ કરે છે. વિશ્વકવિઓની આ સગોત્રતા આધુનિક ભાવબોધની ભૂમિ પર કવિ નિરંજનને સ્થાપે છે, અને ગુજરાતી કવિતામાં નવો યુગ શરૂ થાય છે. એ દિશાની મહત્ત્વની ઉપલબ્ધિ સૌ પ્રથમ 'સંસ્મૃતિ' કાવ્યમાં જોવા મળે છે.

આ કવિતામાં, નિરંજનની 'પ્રવાલદ્વીપ' આદિ કવિતામાં જે પછીથી ઉત્તમ રીતે સિદ્ધ થાય છે, જે આધુનિક કવિતા માત્રમાં સુરક્ષિત છે તે irony—વક્રતા—નું તત્ત્વ આરંભિક રૂપે જોવા મળે છે. અને આજ સુધીની કવિતામાં જે છંદ અને લયની સિદ્ધિ તીવ્ર, તીક્ષ્ણ થતી ગઈ છે તેનો લાભ આ કવિતાને મળે છે.

૧૫-૮-૪૮-બીજો સ્વાતંત્ર્યદિન, એનું

આ સ્વાગતગીત છે, પણ 'આવ હે મુક્તિદિન' કહીને એનું સ્વાગત કરતાં તો 'સંસ્મૃતિ' જાગે છે. કવિ કહેતાં તો કહે છે 'આવ', પણ હવે પેલો ઉમળકો કે ઉદ્રેક નથી, આ એક વરસમાં એવું તે શું બની ગયું?—જે બન્યું છે—જે બની રહ્યું છે—તેનાથી જાગેલો અજંપો કાવ્યની સામગ્રી બની રહે છે:

આવ હે મુક્તિદિન!
આજ શું જોઈ રે ભગ્ન અમ સ્વપ્નખીન!

એક બાજુ સ્વાગત, બીજી બાજુ ભગ્ન સ્વપ્નખીન. દેશનું વિભાજન, છતાં હૃદયમાં તો એ જ અચલ નકશો. પણ,

એમ જ્યાં રાષ્ટ્રના ઐક્યનો
અગ્નિસંસ્કાર પૂરો થતો
ત્યાં જ એની ચિતામાંથી,
હે મુક્તિદિન, તુજને જન્મતો જોઈ ને,
આંસુ ન્હોતું છતાં નયનને લ્હોઈને,
મત્ત ઉન્માદમાં કોટિ કંઠે કશું ગાન ગાઈ લીધું!

કવિની ઉક્તિમાં વક્રતાનું તત્ત્વ અનુભવાય છે. ફીનિક્સ પંખી પોતાની ભસ્મમાંથી પુનર્જન્મ પામે છે, નવો અવતાર પામે છે, પણ રાષ્ટ્રઐક્યના અગ્નિસંસ્કારની ચિતામાંથી જન્મતો આ બીજો મુક્તિદિન—એનો અવતાર કેવો વિરૂપ છે! કવિ તે પછી 'આવ હે મુક્તિદિન'ની પંક્તિને વારંવાર આલાપતા, દેશમાં ચાલી રહેલ હિંસાના ક્રૂર તાંડવની, ગાંધીજીની શહાદતની ઘટનાઓને સાંકેતિક રીતે નિરૂપી વિષાદની માત્રાને તીવ્રતર રૂપે આલેખે છે. દેશના અતીતનું સંકલન, સામ્પ્રતના સન્દર્ભમાં તીવ્ર વિરોધ ઉપસાવી રહે છે:

પાંચ પાંડવ છતાં યે હતી
જેની પાંચાલીને મન જાતિ
લાખ પાંચાલીની આજ તે



## જગદીશ ઓઝા

### ત્રણ (ખારવણ) ગીત

§ ૧

હૈયાની હિંડોળા ખાટ
માલમી! કિચૂડ કિચૂડ!
તારું નાવડું સમદર મધ
અંકાશમાં રનું ગરુડ!

મારે કાપડે ચાતક
માલમી! જો ઉભડ ઉભડ!
તારો દૂર દૂર દરિયે સઢ
ફરૂકે ફરડ ફરડ!

વૈશાખી વાયરા, આમ
સુકાણું તુ વાળજે સબળ!
મારે હૈડે ખૂટ્યાં તેલ,
હિંડોળો ચરડ ચરડ!

§ ૨

જીવનભર હું જળી
સજણને ઈંધણું ઓછાં પડયાં.

નયણાં રંગધનુને ગીરવી
આસુપડિયો રળી,
સાકર એમાં ઝીણી ભેળવી
રુદિયો દળી દળી,
સજણને ગળપણ ઓછા પડયાં...

કાયાની કોરતી મુરલિયા
શતશત છેડચતી,
મિલાપની આરતમા, વિરહી
અધરે અધરે લળી;
સજણને ઇજન ઓછાં પડયાં...

સતત ઝગી આતમને ટોડે
શાંત વેદના-દીવી;
દિવેલ એમાં ખૂટયાં, હવે તો
વાટ રહી છે જળી;
સજણને જીવન ઓછાં પડયાં...
ઘટ ઘટ મારા બળ્યા
સજણને ઈંધણ ઓછાં પડ્યાં;
સજણના જગન કેવડા વડા ?

§ 3

જમણે નેણે ઢોળું ને હું ડાબે ભરું ઘૂંટ:
આવ રે બાઈ! તું ય ભરી લે
જમણું છે લખલૂટ.

વેદનાનાં મારાં નેવલાં ચૂવે
ભરું નેણલાંકુંડી,
પ્રીતની એમાં રૂપટખૂડી
થાય છે ખૂડાખૂડી.
ડાબે ખોસ્યો છેડો
પાલવ જમણે લ્હેરે છૂટ;
આવ રે બાઈ! તું ય લ્હેરી લે
જમણું છે લખલૂટ.

તુલસી પ્રીતમનેણમાં,
મારાં નેણમાં જલે દીપ,
નંદને આંગણ ઢોળિયો, તો યે
ઉર મારું અણછીપ
ડાબે રેલ્યું રણ, ને આતુર
જમણે ઊભાં ઊંટ;
આવ રે બાઈ! તું ય ખેડી લે
જમણું છે લખલૂટ.
નાંગર્યાં કોડી જહાજું, કયારેની
બેઠી રહી તીર,
નેણમાં ભાર્યા સાયર સાતે
આવતી નહીં વીળ.

દેહની દીન કે નગ્નતાની સ્થિતિ;
જ્હારે પદ્મિની અગ્નિને અર્પતી
પ્રાણની આહુતિ
ત્યાહરે માણતી વિક્રમી પુરુષના
મધુરવા સ્મરણને,
આજ પુરુષાર્થનું તેજ જોયા વિના
લાખ પદ્મિનીઓ સોંપતી
નિજ તણા પ્રાણ જે મરણને
કે પછી શોધતી દાનવોના ય તે શરણને!

અંતમાં કવિ ગાંધીજીની હત્યાની કરુણતમ ઘટનાને કેવા વેધક રૂપકથી આલેખે છે!—

વૈરના અગ્નિએ ત્રણ જ અક્ષર વડે
રક્ત રંગીન એ પ્રેમના હૃદયપત્રે લખી,
સત્યના વક્ષસ્થલ ઉપરે
જે અહિંસા તણા મર્મમાં યે લખી,
જે કથા...
રે વૃથા!
વેદનાને નહીં આજ વાણી જડે.
શબ્દને શૂન્યતા શી નડે!
મૃત્યુ પણ મૌન ધારી ગયું જે ક્ષણે
એ ક્ષણોને વૃથા વાણી તે શું વણે?

કવિ આ આખી પરિસ્થિતિનું—આ વિઘાતક રોગનું લક્ષણ પારખે છે. રાષ્ટ્રની કાયાના સકલ અંગાંગમાં વિષ વ્યાપી ગયું છે, વિષનું વમન કર્યા વિના જઠરનું ચાંદું જો રૂઝે નહિ તો શું? કવિનો કટાક્ષ વેધક બને છે 'શ્વેતબગ'ની ઉપમા દ્વારા. દેશને આ સ્થિતિએ લાવી મૂકનાર આ 'શ્વેતબગ'નું પ્રતીક ઘણું બધું વ્યક્ત કરી રહે છે. આમ છતાંય, અંતમાં કવિ આશાવાદી સૂર પ્રગટ કરે છે. સમગ્ર કવિતાનું ફલક વ્યાપક છે, જેટલી વ્યાપક કવિની સંવેદના છે. પાંપણને પલકારે સપનું જોનાર કવિ, મુક્તિદિનને ભગ્ન સ્વપ્નબીન જોવા કહે છે, તેમાં કવિનું પરસ્મૈપદી દર્શન છે.

આ પરસ્મૈપદી દર્શન, તે પછીની રચ-

નાઓમાં વિશેષ સ્ફુટ થાય છે 'નવા આંક' કવિતામાં મૂલ્યપરિવર્તનની વાત કવિ વ્યંગ્યપૂર્વક, એક જૂના જોડકણાના લયમાં કહે છે :

એકડે એકો
પરમેશ્વરને નામે પહેલો મેલો મેટો છેકો

આઝાદી દિનના કાવ્યો કે પ્રથમ પ્રજાસત્તાક દિનનું કાવ્ય 'સંસ્મૃતિ'થી ભિન્નરીતિના છે, એમાં ironyનું તત્ત્વ વિશેષ રૂપમાં છે ૧૫-૮-૧૯૪૯-ત્રીજા સ્વાતંત્ર્યદિને કહે છે.

હે 'આર્ય'ની અપમાનિતા તું ક્યાં જશે?
તું માનવીનું સૂજન, તારું સ્થાન, મુક્તિ
સ્વર્ગમાં તો ના હશે'

શકુન્તલાના સંદર્ભમાં આ સંદર્ભ કેવો વિરોધ રચે છે! આજે ય 'દેહિ મે વિવરમ્'ની સ્થિતિ છે કવિ અભિવ્યક્તિને, પ્રાચીન સંદર્ભોની નવી ધાર આપે છે, તે ચોથા સ્વાતંત્ર્યદિને–

હડાય એવી હડાય
કે બસ ઊંઘ નહીં, ઉજાગરામાં રાત સારી જાય
હું તો સ્વપ્નનો સુરમો લઈ જન્મેલો હતો
પણ હવે તો મેશ પણ મળતી નથી
વૈશાખના આકાશ જેવી ત્રાંબ કોરી કીકીઓ
એ પાડની છાયા જ્યાં ઢળતી નથી

–આ પંક્તિઓમાંની નિરાશા નિર્વેદ અછતા રહેતા નથી (ક્રમશ:)

ડાબે ગાલે મશ, ને જમણે
રૂપલીજેરી લૂંટ,
આવ રે બાઈ! તું ય લૂટી લે૦

પીઠી મારે અંગ અઘોળી
લઉ લય આવ્યા નેસ,
નેણ તો મારા મજીઠિયા, એનો
પાંપણ ઢાંકુ વેશ
ડાબે તપે પારવતી,
શિવ જમણે જટાજૂટ,
આવ રે બાઈ! તું ય તપી લે૦

## કરમનદાસ લુહાર 'નિરંકુશ'

---

## સૂકા બાવળની છાયા

સૂકા બાવળની હું છાયા!
હો સૈયર! સૂકા બાવળની હું છાયા,
આંખોમાં આંજ્યા મેં ફૂલોના શમણાં
ને અંગ અંગ કાંટે વિંધાયા!–હો સૈયર૦

વગડાની બળબળતી શય્યામાં નફ્ફટ
ને શીતળ ઇચ્છાઓ ઊગે મનમાં,
થાકેલો પાંથ કોઈ આવીને બાંધે મને
'હાશ!' તણા લીલાછમ પનમાં!
તડકાના ધોધમાર ધસમસતા પૂરે મારી
આશાના પાળા ધોવાયા!
હો સૈયર! સૂકા બાવળની હું છાયા

શબરીનું ઉર બની મારો આ વાસ હવે
રામ રામ ઝંખે છે ગામને,
છાતીએ ફૂંદેલા મોર કને ટહુકાવું
(હું) સાંભળાના વાસંતી નામને!
કંટાની લેખણે જ માગ નસીબતણા
લેખ હશે નક્કી લખાયા!
હો સૈયર! સૂકા બાવળની હું છાયા!

## રવીન્દ્રનાથ ઠાકુર

### બલાકા ૨૯: પ્રીતિ પરસ્પર હોઈ

જે દિવસે તમે એકલા હતા
ત્યારે તો તમે તમને જોઈ નહોતા શકતા
તે દિવસે કોઇને કાજે પથ જોવાનો નહોતો;
આ પારથી પેલે પાર વહેતી
ધસતી નહોતી રહેતી
ક્રંદનભરી બંધન-મુક્ત હવા.

હું આવ્યો ને તમારી ઊંઘ ઊડી ગઈ,
શૂન્યે શૂન્યે પ્રકાશનું આનંદ-ફૂલ ખીલી ઊઠયું.
મને તમે ફૂલે ફૂલે
ખીલતો કર્યો,
વિવિધ રૂપના ઝૂલામાં ઝૂલતો કર્યો.
મને તમે તારા યે તારામાં છૂટો મૂકીને ખોળામાં ખેંચી લીધો.
મને તમે મરણમાં ઢબૂરી દઇને
ફરી ફરી નૂતન કરી મેળવ્યો.

હું આવ્યો ને તમારી છાતી કંપી ઊઠી,
હું આવ્યો ને તમારું દુઃખ આવ્યું,
હું આવ્યો ને તમારો આગભર્યો આનંદ આવ્યો,
જીવન-મૃત્યુના તોફાનથી ઊછળતી વ્યાકુલ વસંત આવી.
હું આવ્યો, એટલે તો તમે આવ્યા,
મારા મુખ સામે જોઈને,
મારો સ્પર્શ પ્રાપ્ત કરીને
તમે તમારો સ્પર્શ પ્રાપ્ત કર્યો.

મારી આંખોમાં છે લજ્જા, મારી છાતીમાં ભય,
મારા મુખ પર ઘૂમટો પડયો રહે છે;
તમને જોવામાં આડશ આવે છે જાણી આંસુ ઝરે છે.
ઓ મારા પ્રભુ,
છતાં પણ જાણું છું કે
મને જોવા માટે તમારી ઉત્સુકતાનો પાર નથી,
નહીં તો આ સૂર્ય તારા સઘળું જ નિરર્થક છે.

# પ્રીતિ પરસ્પર હોઈ

## બલાકા-૨૯

**મકરન્દ દવે**

પ્રેમના બે પ્રકાર છે. એક છે ઉચ્ચ-નીચ ભૂમિકાનો પ્રેમ (વર્ટિકલ લવ). બીજો છે સમાન ભૂમિકાનો પ્રેમ (હોરિઝોન્ટલ લવ). ઉચ્ચ-નીચ ભૂમિકાના પ્રેમમાં તો પ્રેમી યાચક બની પ્રિયતમને બારણે પુકાર પાડે છે: 'કબહૂંક દીનદયાલકે ભનક પડેગી કાન.' તુલસીદાસે એ જ પ્રમાણે જ્યારે ગાયું: 'તૂ દયાલ, દીન હૌં, તૂ દાની, હૌં ભિખારી'. ત્યારે આવા પ્રેમના ઉદ્‌ગાર સંભળાય છે. પણ સમાન ભૂમિકાના પ્રેમમાં 'વિનય-પત્રિકા' પાઠવવામાં આવતી નથી. રમતનો સાદ પાડવામાં આવે છે: 'આય રે ગોપાલ, આય!'—અને સાતમે આસમાને પોઢેલો સાથી ધૂળમાં ખેલવા માટે દોડતો આવે છે.

આ સૃષ્ટિનો પડદો ઊપડે છે અને અવ્યક્ત પરમ તત્ત્વ સાથે વ્યક્ત પ્રકૃતિનો ખેલ શરૂ થાય છે. આ ખેલ કયારે શરૂ થયો એ તો કોણ કહી શકે? ઉપનિષદ્ કહે છે: 'સ આકામયત્' તેણે કામના કરી. 'સ એકાકી નારમત્ તસ્માદ્ દ્વિતીયમ્ અસૃજત્' તેને એકલા ન ગમ્યું એટલે તેણે બીજાનું સર્જન કર્યું. જે સ્વયંપૂર્ણ, સ્વ-પ્રતિષ્ઠિત, તેના હૃદયમાં આવી સ્ફુરણા કેમ કરી થઈ શકે? તેનો જ્ઞાનીજનો જવાબ નહીં મેળવી શકે. તર્કના પ્રદેશમાં એનો કયાંયે મેળ બેસે તેમ નથી. પણ પ્રેમના રાજ્યમાં તો આવી સ્ફુરણા કેમ ન થાય એનું જ આશ્ચર્ય. એટલે તો પ્રેમના હાથમાં હિસાબની પોથી નથી, ઊજળું દર્પણ છે. આપણો [illegible] મહેતા કહે છે: 'બ્રહ્મ લટકાં કરે

આમ અભિન્ન હોવા છતા ભિન્ન અને બે હોવા છતા એકની અનિર્વચનીય રમત શરૂ થાય છે

આપણે ત્યા આ યુગલનુ નામ પાડવામા આવ્યું છે અને જુદી જુદી પરપરાઓ એને જુદે જુદે નામે ઓળખે છે ઉપનિષદ્ એને કહે છે રવિ અને પ્રાણ 'સ તપ તપ્ત્વા રયિમ્ ચ પ્રાણમ્ ચ ઇતિ મિથુનમ્ ઉત્પાદયતે' (પ્રશ્નોપનિષદ્ ૧-૪) તેણે, પરમ કારણ પ્રજાપતિએ રવિ અને પ્રાણના જોડાને ઉત્પન્ન કર્યું જે મૂર્ત પ્રકૃતિ તેને રવિ કહે છે, અમૂત ચૈતન્યને કહે છે પ્રાણ એ જ પ્રમાણે શૈવ તાન્ત્રિક પરપરામા તેને શિવ શક્તિ, વૈષ્ણવ પરપરામા રાધા કૃષ્ણ અને બૌદ્ધ પરપરામા એને પ્રજ્ઞા અને ઉપાય તરીકે ઓળખવામા આવે છે આ નિત્ય યુક્ત અને નિત્ય લીલામય સ્વરૂપનુ પ્રાગટ્ય અત્યત સૂક્ષ્મથી માડી અત્યત સ્થૂળ ભૂમિકા પર થાય છે અનત નક્ષત્રોની રમણ રેતી પર નિરવધિ કાળમા શિવ પાર્વતીનું આ લાસ્ય તાડવ ચાલ્યા જ કરે છે સમગ્ર માનવજાતિનો ઇતિહાસ તો કદાચ તેમનું એકાદ પગલુ પણ પૂરુ બતાવી ન શકે

આ કાવ્યનો આસ્વાદ આપતા પ ગોપીનાથ કવિરાજ લખે છે

'મનુષ્યનો પૂર્વ ઇતિહાસ શો છે? જે અહપણુ તેનામા વિકાસ પામ્યું છે અથવા પામી રહ્યુ છે તેનુ પ્રથમ જાગરણ પણ જ્યારે જોવામા નહોતુ આવ્યું ત્યારે તે ક્યા હતો? તે કઈ અવસ્થા છે? તેનું સ્વરૂપ શુ છે? કવિ કહે છે તે અવ્યક્ત પદ છે ત્યા હુ-તુનો ભેદ નથી અભેદ પણ નથી જ્યા પ્રકાશ નથી, અધકાર પણ

1 કવિલોક મે-જૂન ૧૯૭૧

## ચંદ્રકાન્ત દત્તાણી

### હવે આવજો

હવે આવજો
સજન, હવે આવજો
કોરા આકાશથી ખરતા પીંછાને જોઈ
રોમરોમ અમને અભાવજો,
ઘેઘૂર આભાસના પડતા વરસાદને
આંખોમા ખળખળ વસાવજો,
આવજો, સાજન, હવે આવજો

દિવસ ને રાતના દૂબે કકાર
એવી વેળાના ધોધમાર પૂર,
શઢથી રહેના ને મોતીએ મઢેલા
લીલા દરિયાના વા'ણ જાય દૂર,
સોનેરી ફૂલ જેવો આપણો સબધ
સજન, આજ હવે ઊડ્યુ કપૂર,
આગણામા બાવળિયો વાવો ક્યારેક તો
અમને પણ સ થસાથ વાવજો,
અ ચખામા ઓછપ જણાય તો સજન,
ભીના શમણામા અમને બોલાવજો,
આવજો, સજન, હવે આવજો

ચોગરદમ લીલીછમ અમથી ના ઝાય,
અમે પ્હેરીને ઊભા લીલાશ,
શમણું પણ ઝલમલતુ પખી થઈ જાય
હવે આખ જાણે ઊડતુ આકાશ,
જીવતર આખ્ખુ ય જાણે ઘાસના મેદાનોમા
ઓગળતા લયનો ઉજાશ
કાળઝાળ એકાન્તે ખોબલે અમારી
યાદ પીજો ને તરસુ છીપાવજો,
કોરા આકાશથી ખરતા પીંછાને જોઈ
રોમરોમ અમને અભાવજો,
હવે આવજો સાજન મારા, આવજો

## રામચંદ્ર બ. પટેલ

### લેણું

તમે ઊંચા ઊંચા મહલ મહીં ઘૂમો, ઝરૂખડે
રહી ઝૂલો; હૈયું પવનસમ રાખી પ્રસરતાં
મહેંકી, હીંડોળે મધુહુલક લેજો ખુશનુમા–
વળી ભીંતો વચ્ચે જરકશી થઇને ફરકતાં
રહેજો ને કાયા કણક સમી ઢાળી મધુરિમા
બીજાના ઓશીકે ગળચટી બની સોડ ઊગજો.

અમે મૂંગા આંહીં કુમકુમથી પૂજ્યા વગરના
અજાણ્યા એકાકી પીપલ બની ઊભા: મૃગજળો
હવે પીને પીળાં શબનમ ઉછેરી રઝળતા
ઊડીશું–જો જોવા કદી કદી મળે જોડું ખગનું
દગોમાં બેસાડી મનભીતર ભીનું સળવળી,
અષાઢી ઓછાયે અરથવિણ જાશું બળીબળી...

કહું છું છેલ્લું આ–થઈ અવરનાં જીવી જ જજો,
મને તો આપ્યું છે પરભવનું લેણું સમજજો.

ત્યાં નથી. કોઈ જાતનું દ્વંદ્વ નથી. તેનું માનવીય ભાષામાં વર્ણન નથી થઈ શકતું. તે અનંત અજ્ઞાન છે. જ્યાં પોતાનામાં જ સ્વયં મગ્ન. ભરતી-ઓટથી અતીત, સંકોચ પ્રસારથી ઊંચે, શુભ-અશુભથી ઉપર તે નિત્ય પૂર્ણ રહસ્ય સદા બિરાજમાન છે. ત્યાં દુઃખ નથી, આનંદ પણ ત્યાં નથી. ખેલતો વાયુ ત્યાં નથી વહેતો, કાળનો પ્રવાહ પણ ત્યાં નિસ્તબ્ધ છે, આધાર-શક્તિ ત્યાં વિલીન છે.

તે ચિર નીરવ ગભીર પ્રશાંતિ-સમુદ્રમાં ન જાણે, કયા અનિર્વચનીય સ્વભાવની પ્રેરણાથી એક દિવ્ય મુહૂર્તમાં સ્પંદન ઊઠ્યું. જેવું સ્પંદન ઊઠ્યું કે તરત જ અવ્યકત ગર્ભમાંથી 'હું'નો ઉદય થયો. 'હું' ઊભો થયો, 'તું' પણ પ્રગટ થયો. અવ્યકત રૂપમાં ભગવાન અપ્રકાશ છે; અહંપણાની સાથે તે સ્વપ્રકાશ થયા. જ્યાં સુધી પોતાનામાં સ્વયં ડૂબીને તે એકાકી રહે છે ત્યાં સુધી તે પોતાને પણ દેખતા નથી, અથવા જાણતા નથી. આ એક પ્રકારની નિદ્રા છે. તેનો ભંગ જ તેમનો આત્મપરિચય કે આત્મબોધ છે—'હું'ની ઉત્પત્તિ છે. સાથેસાથે મહાશૂન્યમાં આનંદમયી, જ્યોતિર્મયી સૃષ્ટિની ધારા વહે છે:

'જે દિન તુમિ આપનિ છિલે એકા
આપનાકે તો હય નિ તોમાર દેખા.
આમિ એલેમ, ભાંગલો તોમાર ઘુમ,
શૂન્યે શૂન્યે ફૂટલ આલોર આનંદકુસુમ.'

[બલાકા-૨૯]

એટલા માટે, એક રીતે કહી શકાય કે 'હું' જ તેમના સ્વરૂપગત નિત્યાનંદનું આસ્વાદન કરવાનું સાધન છે. મધુમાં માધુર્ય હોવા છતાં પણ જો તે ચાખી ન શકાય, અથવા

ચાખવાની સંભાવના ન હોય તો તેને 'મધુર' વિશેષણ આપવું નિરર્થક છે એ પ્રમાણે અનંત અને પૂર્ણ વસ્તુ આનંદ સ્વરૂપ હોવા છતાં પણ જ્યાં સુધી તે આનંદનું આસ્વાદન નથી થતું ત્યાં સુધી તેની રસવસ્તુના રૂપમાં ધારણા કરી શકય નથી એક અનંત અદ્વિતીય સત્‌ની અંદર જ્યાં સુધી પોતાનામાંથી દ્વિતીયનું સ્ફુરણ નથી થતું ત્યાં સુધી તે સત્ પોતે પોતાને પિછાની શકતું નથી ત્યાં સુધી તે ચૈતન્ય નામને અયોગ્ય છે આદિતત્ત્વની સાથે આ નવોદિત દ્વિતીયનો જે લીલા વિલાસ છે, તે આનંદરૂપિણી સૃષ્ટિધારાનો ઉછાળ છે ટૂંકમાં સચ્ચિદાનંદ ભાવનું એ રહસ્ય છે"

આ નવોદિત, શુદ્ધ 'હું'ની જ્યારે માણસને ઝાંખી થાય છે ત્યારે તે કોઈ બદ્ધ, ક્ષુદ્ર 'હું' નથી રહેતો પેલા અવ્યક્ત પ્રકાશને પ્રગટ થવા માટેની ક્ષિતિજ તરીકે તે પોતાને અનુભવે છે પેલા પરમ સૂક્ષ્મ આનંદ માટેની તે પ્રગટ આધાર ભૂમિ બની જાય છે પેલા પૂરણ પુરુષોત્તમને પણ પોતાના વિના નહીં ચાલે એની તેને પ્રતીતિ થઈ જાય છે આ સૃષ્ટિકર્તાના આજ્ઞા નાખતા રાજમહેલમાંથી મનુષ્ય તેના પ્રેમના મધુવનમાં જ્યારે પ્રવેશ કરે છે ત્યારે તેને ખબર પડે છે કે તે આ દુનિયામાં પોતાના દુખડા ગાવા કે અરજ હેવાલ રજૂ કરવા નથી આવ્યો જેને તે મળવા ચાહે છે તે પરમ આનંદ પણ તેની એટલી જ ઉત્સુકતાથી વાટ જુએ છે અહીં સમાન ભૂમિકાનો પ્રેમ શરૂ થાય છે અને તેથી લાડનો, માન અભિમાનનો રિસાવા મનાવાનો અને સહજ સહયોગનો નાતો અનેક રૂપે જોવા મળે છે વૈષ્ણવ, બાઉલ તેમ જ

## નિરંજન ભગત

### ગીત

આંસુ લૂછે તો સખી શમણાની જેમ મેં તો અમરત મા
સાનભાન ખોયાં
કેસૂડાં ખાખરામાં ખીલ્યા ન હોય છતાં ફાગણની વાતમાં
જ મોહ્યાં
સોનેરી અણસાર આંગળીએ ઊભરાતા
ઉમંગના મ્હાડ એવા ઓગળે
કમળના બારણાં ખૂલી જાય એમનેમ
વાસ્યાં'તાં માડ કરી ભોગળે
પાણિયારે માંજેલી ઝાકળભરી હૈયે તણાં હેતાળાં તેજ
મેં' તો જોયાં
શુકનિયાળ અવસરનો ભરચક જોઈ બાગ
હું તો ઝૂમઝૂમતી ઊંડું મરજાદમાં
હળવા કુંજાર ફૂલ અનરાધાર વરસે
ને મ્હેક મ્હેક ભીંજું વરસાદમાં
કૂદતા કોઈ ઝરણાના ભીના સળવળાટનું,
કરતી રે વે'ન
ઘેરે આંખોમાં ઘેન
પડે કયાં યે ના ચેન
ભીતરમાં સળવળતું એવું કયાંક થાય જોઈ ગતાગોળ
હાથના બનોયાં

## જયંત ઓઝા

### મારા રામ

ટોડલાના દીવાનું પહોંચે જ્યાં તેજ,
ત્યાંથી પાછા વળો રે મારા રામ,
આંધળા આ અંતરમાં ઉંબર વળોટવાની
આવશે નહીં રે હવે હામ.
ખરશે અહીં અંધારું છતમાંથી
ખૂંચશે નીંદર-વિહોણી મારી આંખમાં,
ભીંત્યુંની ભીંસ જાણે પારધીની જાળની
દોરિયું ઘસાય પાંખપાંખમાં;
રૂંધાશે શ્વાસ તો ય હૈયે ને હોઠ પર
રમતું રાખીશ એક નામ...ટોડલાના૦
મોંઘી શી ભેટ એક સેંથીમાં પૂરવાની
આંગળીને ટેરવે જ રહેશે?
આંગણામાં અટકો તો ચીતરેલા સાથિયા
પગલાંને એ જ વાત કહેશે;
પળની તે પ્રીતમાં એવી શી ભૂલ થઈ?
સૂનું કર્યું છે આજ ધામ...ટોડલાના૦

## કનુ મહેતા 'વ્યોમ'

### ખાલીપો

રાત્યે ને દિહાળે વધ્યે જાય ખાલીપો
સૂનકાર ખેતરિયે રેઢે.
લીંબડીની છાયામાં ઊતરવું થાકનું,
ઝંખે છે નોધારો હોકો,
ચાડિયાની આંખ્યુંમાં રૈ રૈને વાગે છે
સીમની લીલાશનો ઝોકો;
અકળાતો વાયરો જઈને ફસડાઈ પડે
ઢગલો થઈ ખેતરને શેઢે.
કાયમનાં વેગળાં ગરેડીનાં ગીત હવે
કૂવાના ભેડામાં આથડે,
તરસી લીલાશ જોઈ પાણીની વાટ અને
સૂકાતી ડાંગરને પાંદડે;
અધખીલ્યા ખેતરના દા'ડા મુરઝાઈ જાય
રોઈ રોઈ આંગળીને વેઢે.

ઈસાઈ કે સૂફી મરમી જનો તેનું ગાન ગાતાં થાકતા નથી. વ્રજની વીથિકાઓમાં તો જે ભક્ત પોતાને નીચો માને અને ભગવાનને ઊંચે આસને બેસાડે તેને સ્વયં ભગવાન જ દૂર રહેવાનું કહે છે:

'આમારે ઈશ્વર માને, આપનાકે હીન,
તાર પ્રેમે વશ આમિ ના હઈ આધીન.'

અરે, આપણે જ માત્ર ભગવદ્-પ્રેમના એક એક બિંદુ માટે મરીએ છીએ? ના, ભગવાન પણ માનવ-પ્રેમને માથે ચડાવવા માટે અધીર થઈ ઊઠે છે. રાધિકાનું માન-અભિમાન એ માનવ-પ્રેમની કીર્તિધ્વજા છે. કારણ કે પરમ પ્રિયતમના શુદ્ધ પ્રેમનો સુવર્ણદંડ એને ધારણ કરી રહ્યો છે. રામકૃષ્ણ પરમહંસ રાધિકાના 'અહંકાર' પર શ્લેષ કરી કહેતા: 'સહુ કહે છે કે શ્રીમતીને અહંકાર થયો છે, પણ એ અહં+કાર? (બંગાળીમાં 'કાર' એટલે કોનો?) એ કોનો અહંકાર છે? કૃષ્ણે જ એ અહમ્ રાધિકામાં રહેવા દીધો છે. એ અહમ્ ન હોય તો પ્રિયતમને દાસત્વની દોરી બદલામાં મળે, પ્રેમીનું બાહુબંધન ન મળે. પ્રિયતમ સંગે સમાન ભૂમિકા પર ખેલતું અને ક્યાંક તો ગર્વની છાંટવાળું બાઉલ ગીત છે:

'આજિ આમાર સંગે તોમાર હોરિ
ઓગો રસરાય!
આમરા એકલા દાય નહે ગો,
રયે છે જે તોમારો દાય.
તોમાર સુખેર ચાઈતો હાસિ,
તોમાર ફૂંકેર ચાઈતો બાંશિ,
આમાર અંગે તોમાર વિલાસ,
તાઈ ધરતે જે હય આમારો પાય.'

[આજે મારી સાથે તારું હોરી-ખેલન છે, હે રસરાજ! એમાં કાંઈ મારે એકલાને જ ગરજ નથી. તારે પણ ગરજ છે. તારા

મુખને હાસ્ય તો જોઈશે. તારી ફૂંકને બંસી તો જોઈશે. મારા અંગમાં જ તારા પ્રાણરૂપનો વિલાસ છે એટલે તો તારે મારા પગ પકડવા પડશે.]

અનંત બ્રહ્માંડના સ્વામી સાથે માનવ-આત્માની આ કેવી હોડ ચાલે છે? જે અરૂપ, તેને પ્રગટ થવા માટે રૂપની જરૂર. જે સૂક્ષ્મ, તેને સ્થૂળનો આશરો લીધા વિના સ્પર્શ કે દર્શનનો આનંદ ક્યાંથી મળવાનો? મૃત્યુલોકના તેજ, જળ, માટી વિના તો પેલા અમૃત-તત્ત્વમાંથી કોઈ આનંદ મુર્તિ ઘડી નહીં શકાય. એટલે તો માટીના માનવીનો આ કેટલો બધો મહિમા! ટાગોર કહે છે, 'આમાર મુખે ચેયે આમાર પરશ પેયે, આપન પરશ પેલે' મનુષ્યના મુખ સામે જોઈને, મનુષ્યનો સ્પર્શ પામીને ઈશ્વરે જાણે પોતામાં જ છુપાયેલા સ્વ-રૂપની પ્રાપ્તિ કરી બાઈબલના 'જેનેસિસ' પ્રકરણમાં આવે છે: 'And God said, Let us make man in our image, after our likeness...so God created man in his own image, in the image of God created he him; male and female created he them... And the Lord God formed man of the dust of the ground, and breathed into his nostrils the breath of life.' પોતાને પ્રગટ કરવા માટે આ સૂક્ષ્મ પ્રાણ-દાયક હવાને માટીના માળખાનો આશરો લેવો પડ્યો. ગાલિબનો એક શેર છે:

'લતાફત બે કસાફત જલવા પૈદા કર નહીં સકતી,
ચમન ઝંગાર હૈ આઈન-એ બ દે બહારીકા.'



## વીરુ પુરોહિત

### આંધળા માણસનું ગીત

હોવા ન-હોવાની લાગણીને લોકોએ
ખાલીપો નામ દઈ દીધું,
ને એમ મારા જીવતરનું નામ લઈ લીધું...

અંધારું રોજ મારી દર્પણ શી દુનિયાની
દિશાઓ અડાબીડ લાગે,
શકુની કિયાનું જંગલ ગરમાળાનું
આથડતું ચોપાસે લાગે;
મારા ઘરની બારીનો હું એવો છું કાચ
કો'ક પોપચાંને પડદા શું કીધું...
હોવા ન હોવાની લાગણીને લોકોએ
ખાલીપો નામ દઈ દીધું,
ને એમ મારા જીવતરનું નામ લઈ લીધું...

પગલું મૂકું ને મને એવું જણાય
જાણે એકાદો જુગ વીતી જાતો,
નદિયુંની જેમ મારું હસવું યે રોજ
બની પરપોટો કેમ ફૂટી જાતો?

અહલ્યા શી આંખ મારી અડકો જરાક રામ!
એવું મેં કિયું પાપ કીધું?
હોવા ન-હોવાની લાગણીને લોકોએ
ખાલીપો નામ દઈ દીધું
ને એમ મારા જીવતરનું નામ લઈ લીધું...

## ભીખુ કપોડિયા

### રખોપું

આંખે રખોપું તમે માંડયું, દરિયાવ
અમે ડાળીએથી શાખ કેમ લેશું?

ઝલમલતી તેજ-છાંય હેઠે બેસીને કાંઈ
વૈશાખી વાયરાની ભમતી આ ડમરીને ગૂંથો
એકલતાના ગીતમાં,
આંખનો ઉલાળ મળ્યે એક વાર, પાંપણની
પાંખો કરીને ઊડી આવીએ ને ગાઈ લિયે
એવું કાંઈ કોયલની રીતમાં
આણીમેર તો અમારી તાતી તરસ જેવું વ્હેણું
જો ટહુકો તો પથ્થરિયા વ્હેણમાંયે ટાઢો ઝબકોળ એક લેશું.

લાલ રે ચટાક મેલી માટલીના શ્યામ એક ઝાબામાં
ત્રોફવેલ ગાલમાંના તલ જેવું ઝમતું કૈં એવું રે ત્રાજવું,
પ્હાડોની આડશમાં પોઢયા અષાઢનું ય
મૂંગું મૂંગું તે ફૂહેણ કહી જવું: .
ન્હોય કહી ખાલીખમ વાદળાંનું ગાજવું.

તસતસતા તડકાનાં પાતળાં ના પોત હવે:
કરડી બે કીકીઓથી અમથા ઢોળેલ જૂઠા
રોષની યે પોશ ભરી લેશું...
આંખે રખોપું તમે માંડયું, દરિયાવ...!

['સૂક્ષ્મતા સ્થૂળતાના આધાર વિના પોતાનો પ્રકાશ પ્રગટ કરી શકતી નથી. બાગ તો વસંતની હવાના અરીસાની પાછળ લગાડેલો રોગાન છે.']

આપણે જે બાગ જોઈએ છીએ, એ તો કેવળ સૂક્ષ્મ સૌન્દર્યનો આધાર છે, અરીસાનો રોગાન છે. પણ તેને આધારે જ વસંતની હવા પોતાનું પ્રતિબિંબ જોતી પસાર થાય છે. રંગીન ફૂલો, સુગંધી હવા ને પંખીના ટહુકાનો આધાર લઈને કોઈ અશરીરી ચેતના અહીં ખેલી રહી છે. એ આધાર ન હોત તો અહીં બધું શૂન્ય હોત. એ આધાર ખરી પડે તો પેલી ચેતનાનું શું થાય? જીવનની સર્વ મધુરતા, ઉષ્મા, ભરી ભરપૂરતા ચાલી જાય. પોતાના અસ્તિત્વનું આવું ગૌરવ પુકારતું રિલ્કેનું એક કાવ્ય છે:

'What will you do, God,
when I die?
When I, your pitcher, broken, lie?
when I, yourdrink, gostale or dry?
I am your garb, the trade you try,
You lose your meaning, losing me.
Homeless without me, you will be
robbed of your welcome, warm
and sweet.
I am your sandals: your tired feet
Will wander bare for want of me.
Your mighty cloak will fall away.
Your glance that on my cheek
was laid
And pillowed warm, will seek,
dismayed,
the comfort that I offered once-
to lie; as sunset colors fade
in the cold lap of alien stones.
whatwillyoudo,God? I am afraid.'

[Poems From 'The Book of Hours]

[ ઓપોને, શુ કરશો હરિ !
મારા વિના એકલ જ્યારે જઈશ હુ મરી?
હું તમારો ઘટ બનુ ને ચૂરેચૂર
હુ તમારા પ્રાણની પડી જાઉં ને સુરા,
હું તમારે કરમી હાથ વગાતો જામે
જાઉં સરી તો હાથ તમારો થાય નકામો
મારા વિના હાય થશો ઘરબાર વિહોણ।
નેહથી તમને નોતરી કરશે કોણ પરોણા?
હું તમારી ચાખડી મારા વિણ ઉઘાડા
થ કયા પાકયા ચરણ ધૂમશે ઠેકશ ખાડા
સરી પડશે અગથી તમ વિરાટનો વાઘો
અ પણોસગ જ્યા ઓગળી થશે આઘો આ ા
મારા ગ લ પે હેતભરી જ્યા નજરુ ઠરી
તમને પાછી મળશે કયા એ હૂંફ ઓ હરિ?
નજરુ નમશે કયાય તમારી સાવજી પણે
હિમશિલાની ગેદમા જેવી સધ્યા ઢગે
જીવ આ મારો કાઈ મૂઝાતો ફરી ફરી
શુ કરશો હરિ ! ]

કવિનો આ 'હું' તે પેલા આદિકાળનો અને સકળ સૃષ્ટિનો 'હું' છે પણ આ 'હું' રૂપે જે ગાઈ ઊઠે છે તે માનવની વિશિષ્ટતા પણ તેમા ભળી ગઈ છે આ જર્મન કવિની જેમ જર્મન મરમી એકખાર્ટ કહે છે 'God needs man'–ઈશ્વરને મનુષ્યની જરૂર છે અને મનુષ્ય કલ્પી શકે એના કરતા ક્યાયે વધારે મનુષ્ય માટે ઈશ્વર ના હૃદયમા તાલાવેલી છે એમ ન હોત તો મનુષ્ય કદી ઈશ્વરને પામી શકત નહીં એકખાર્ટે એનુ રહસ્ય દર્શાવતા કહ્યુ છે "ગોપન વસ્તુઓના ગ્રથમા લખ્યુ છે 'હુ બારણે ઊભો છુ, બારણુ ખખડાવુ છુ અને રાહ જોઉં છુ' ત્યારે તેની અહીં કે ત્યા શોધ કરવાની નથી તારા હૃદયના બારણાથી તે દૂર નથી, તે ત્યા ઊભો છે અને તુ બારણુ ખોલે ને તેને અદર લે તેની રાહ

## ભગવતીકુમાર હ શર્મા

### ક્ષણો

ક્ષણે ને જ હાથે ઘવાતી ક્ષણો,
મરી જિન્દગાનીને રાતી ક્ષણો
દશુ ત કે જે આગળ ધસય જાય છે,
ગડી જાય પાછળ રિબાતી ક્ષણો
હથેળીમા ટમયતીનો સ્પર્શ છે,
બની માછલી સરકી જાતી ક્ષણો
*સતત રૂપ એનુ અલગ હોય છે,*
નથી એટલે ઓળખાતી ક્ષણો
નથી જાણ્યુ પણો ખર્યા કેટલા,
ફક્ત જોઈ છે મે વિલાતી ક્ષણો
હવે નિસ્સમયતાની આશા નથી,
જુઓ, દશ દિશામા છવાતી ક્ષણે

## ભૂપેશ અધ્વર્યુ

### ગીત

આસુડા સિંચકી મેં કરી'તી બે ફાડ, રે જી, કરી'તી બે ફાડ,
માયથી કસુબલ નીસર્યો રે જાય, વીરા, નીસર્યો રે જાય
વેન મનગારે ને જોતર્યા છે મોર, વીરા, મોરની જોડ
વાટમા તે ધીછા ખરતા રે જાય, વીરા, ખરતા રે જાય
શામળાની સાયબીથી છાયલુ આભ, વીરા, કાણે રે કાણે
બાધ્યો આભનાનો ઢાળ, વીરા,
ચડનો ઊચે ન ટોચે જરી જયખાય, ચાદો અડવડા ખાય,
નીચે દડતા દરિય છને મરઘના ખાય
વીરડા ખોદીને લીધો ઢેલની પેર, વીરા, હેલ ભેળ સૂરજ
ન કરતા રે રેલ, વીરા,
થાકોડે પગ તૂટે, હેલ હળે ન ન, હવ્યા હેલના પાણી ય
પગ । છલાય, કોરા પગલા છલાય
ઘમટો ખોલ તે દેખુ આભનુ ચીકાર, રે જી,
આભલુ ચીકાર,
ઘુમટો ઢાકયે વા'લમ ખૂલી ખૂલી જાય, વીરા
ખૂલી ખૂલી જાય

## મનહર ચરાડવા

### તને પામ્યાનું ગીત

કાળા ડિબાણુ મારા ભમ્મરિયે આભ
તને પામ્યાનો ચંદરમા ઊગ્યો !

સોણે ય ન જોયેલી રાત રહી મ્હોરી કે
ફૂલફૂલિયો લાગ્યો સૌ ભાર !
મૂંગેરા ડુંગરડા ભૂલીને સ્થાન ભાન
નાચ્યા રે અણથંભ અપાર !
પાંપણમાં ઝૂલ્યાં કૈં દાડમિયાં ઝાડ તારા
મલકાટે રોમ રોમ પૂગ્યો ! ...કાળા ડિબાણુ૦

રંગીલાં ઝુમ્મરમાં રંગાતા વારવાર
સો સો સવાર જાણે આવી !
તારે બોલ્યેથી મોર થનગનતી ભીંત્યુંના
ઊતરતાં લાખ વંન લાવી !
ઊછળતા કાળતણી વાગ્યે ય થપાટ અહીં
કાચનો મહેલ વણફૂટ્યો ! ...કાળા ડિબાણુ૦

## જગદીશ જોષી

### ગમે નહીં કે ગમે

પાંખડીઓ તો ઢળે સુરભિને ગમે નહીં કે ગમે.
કિરણો પોઢ્યાં જળે સૂર્યને કંઠે ડૂમો દમે.

કૂવાકાંઠે ગાગર જોતી સીંચણિયાની વાટ
બૂડવું છે પણ તરી તરીને, ઠરી ઠરી ઉકળાટ
ખાલીખમ આ ગાગરમાં કહો સૂર્ય કેમ આથમે ?

ટહૌકા માટે ઝૂરે કેવું નભનું હૈયું રાંક
રાત પડે ને વળવા માળે ફફડે પંખી-પાંખ
નિજને ઝૂલવા ડાળ ઉપર ના જગા જરીકે: આભ કશું સમસમે!

પગથી પર આ પગલાં લથડે: પથને ક્યાં આરામ?
બંધ હોઠની અંધ કથાને દીધું નિસાસો નામ
થાનકની રખી ઝમે આંખડી: શિર ઊંચું આ નમે, અગર ના નમે.

જોયા જ કરે છે. તારે એને દૂરથી પુકારવાની જરૂર નથી. તું બારણું ખોલે ત્યાં સુધી રાહ જોવી એ તારા કરતાં એને જ વધુ અસહ્ય લાગે છે. તને એની જરૂર છે એના કરતાં તારી એને હજાર ગણી જરૂર છે. તારું ઉઘાડવું અને તેનું પ્રવેશવું એ બંને એક જ ક્ષણ છે."

માનવ માટે મહેશ્વરની જે ઝંખના, તેને જર્મન મરમીની જેમ જ ભારતીય કવિ પણ કેટલું આત્મીયતાથી પ્રીછી શકે છે! એકખાટે જે ભાવ વ્યક્ત કર્યો તેને ચંડીદાસ એક જીવંત ચિત્રમાં આંકી દે છે. એક વિરાટ હૃદયની સાથે એક બની માનવહૃદય અહીં ધબકી રહે છે :

'એ ઘોર રજની, મેઘેર ઘટા
કેમને આઈલ બાટે?
આંગિનાર માઝે બંધુયા ભિજિ છે
દેખિયા પરાન ફાટે.
સઈ, કિ આર બલિબ તોરે!
કોણ પુણ્યફલે સે હેન બંધુયા
આસિયા મિলল মোরে.
બંધુર પિરીતિ આરતિ દેખિયા
મોર મને હેન કરે,
કલંકેર ડાલિ માથાય કરિયા
આનલ ભેજાઈ ધરે.
આપનાર દુઃખસુખ કરિ માને
આમાર દુખેર દુખી,
ચંડીદાસ કહે બંધુર પિરીતિ
શુનિતે જગત સુખી.'

[ઘનઘોર મેઘલી રાત, વિકટ પંથ વીંધીને પ્રિયતમ કેમ કરી મારે આંગણે આવી ઊભા? જોઈને જાણે પ્રાણ ફાટી જાય. સખી, તને શી વાત કરું? કયા પુણ્યથી મને આ પ્રિયતમ આવીને મળ્યા? પ્રિયતમનો પ્રેમ જોઈ, તેની ઝંખના જોઈ મનમાં થાય: માથા પર કલંકની ટોપલી

ઉપાડી લઉં! અગ્નિને અંગે લગાડું! પોતા-ના દુઃખને જે સુખ સમજે અને મારા દુઃખથી દુઃખી થાય એ પ્રિયતમની પ્રીતિ વિષે સાંભળીને જગત શાના અનુભવે છે ]

ટાગોર કહે છે: 'હું આવ્યો ને તમારું દુઃખ આવ્યું.' પણ સાથે કહે છે કે એ દુઃખમાં જ પ્રિયતમનો આગભર્યો આનંદ રહ્યો છે. પોતાની બધી જ લાજ મરજાદ, ભય, આશંકા તોડી ફોડીને આવા પ્રેમને વધાવવા માટે બહાર નીકળી પડવાનું મન થાય. પણ માનવ-પ્રાણ તેને કેમ વધાવી શકતો નથી? ટાગોર કહે છે તેમ માનવના મુખ પર ઘૂમટો પડ્યો છે. કબીર કહે છે, ઘૂંઘટનો પટ જ પિયુ-મિલનની આડે અન્તરાય બનીને રહ્યો છે આ જે લાજ, જે ભય, જે આશંકા અને તેથી દર્શનની અધૂરપ તે માનવની, પોતાની જડતાને અગે છે. સંત ઑગસ્ટિને કહેલું: 'I was swept up to Thee by Thy Beauty, and torn away from Thee by my own weight.' '–તારા સૌન્દર્યે મને તારા ભણી ઊંચે ખેંચી લીધો, અને મારા પોતાના જ વજનથી હું તારાથી દૂર વિખૂટો જઈ પડ્યો.' માણસ પોતે જ પોતાની સામે બાધા બનીને ઊભો રહે ત્યારે શું થાય? પણ પ્રિયતમના પ્રેમને સીમા નથી, તેની ઉત્કંઠાનો પાર નથી. માનવપ્રાણ માટેનું તેનું આકર્ષણ કદી અટકતું નથી, કદી ઓસરતું નથી ફરી ફરી તે માનવની જડતા ખંખેરીને તેને ઊંચકી લે છે. ટાગોર કહે છે તેમ વારંવાર મૃત્યુના અચળામાં છુપાવી દઈને માનવને નવે જન્મે, નવે રૂપે ઈશ્વર પામ્યા કરે છે—કદાચ આ વેળા તો મનુષ્ય તેમને પિછાની લેશે.

*Edward Lueders*

## RODEO

Leathery, *wry, and rough,*
Jaw full of chaw, and slits
For eyes–this guy is tough
He climbs the slatted fence,
Pulls *himself atop and sits,*
Tilts back his cowboy hat,
Stained with sweat below
The crown, and wipes a dirty
Sleeve across his brow,
Then pulls the hat down tight,
Caresses up its sides,
And spits into the dust
A benediction

Gracelessly, his Brahma bull
Lunges into the chute
And swings a baleful
Eye around, irresolute

Vision narrower still,
The man regards the beast
There's weight enough to kill,
Bone and muscle fit at least
To jar a man apart.
The cowboy sniffs and hitches at
His pants Himself all heart
And gristle, he watches as
The hands outside the chute
Prepare the sacrificial act
*Standing now, and nerving up,*
He takes his final measure
Of the creature's awful back.

Then he moves Swerving up
And into place, he pricks
The Brahma's bullish pride

The gate swings free, and
Screams begin to sanctify
Their pitching, tortured ride.

## એડવર્ડ સ્ટૂડર્સ

# સાંઢ સવારી

ચવડ, ઉગ્ર અને બરછટ:
વાગોળતાં જડબા અને ચકોર
આંખો સાખ પૂરે છે આ માણસ જબરો છે.
એ વાડ પર ચડે છે,
ઉપર પહોંચી બેસે છે,
પોતાની કાઉબૉય હેટને ઊંચી કરે છે
અને પાંપણ સુધી નીતરેલા પસીનાને—
પોતાની ગંદી બાંયથી લૂછે છે
પાછી હેટ અક્કડ ગોઠવી
તેને બંને બાજુને બરાબર બેસાડે છે:
અને ધૂળમાં થૂંકી કહે છે. 'થવા દો થાય તે!'

આખલો એના સાંકડા ફાટકમાં રહી છીંકોટા નાખે છે
અને ચકળવળ આંખે જુએ છે આસપાસ.

આંખ ઝીણી કરી એ નિહાળે છે આખલાને.
એના મારકણા વજનને
માણસના ટુકડેટુકડા કરી નાખે
એવાં હાડકાં અને સ્નાયુઓને.
કાઉબૉય છીંક ખાય છે—
પોતાના પાટલૂનને ખેંચે છે.
ફાટક ખોલવા માટે પ્રવૃત્ત થતા હાથને
એ જુએ છે—અને એ ઊભો થાય છે,
તાણ અનુભવે છે.
પ્રાણીની પ્રચંડ પીઠને
એ ઝેલ્દી વાર માપી લે છે.
પછી
એક વળાંક લઈ
આખલાના ગર્વ છેદે છે.

ફાટક ખૂલે છે—
ચિચિયારીઓ વચ્ચે
આરંભાય છે એક પીડાભરી સવારી.

(અનુ. હરીન્દ્ર દવે)

તેમના પ્રેમને સમજશે, સત્કારશે એમ માનીને. આ પરમ પ્રિયતમ તો અનંત સૂર્ય-ચન્દ્ર-નક્ષત્રોના દીવા બાળીને પોતાના પ્રેમીનું નિરાવરણ મુખ જોવા ઝંખે છે. આ સૃષ્ટિના મૂળમાં જ આવો અગાધ પ્રેમ ન હોત તો તેનું માધુર્ય ક્યાં હોત? તેનો આનંદ ક્યાં હોત? તેની સાર્થકતા ક્યાં હોત? માણસ અનેક વસ્તુઓ પાછળ દોટ મૂકે છે પણ તેના હૃદયને બારણે રહી જે સર્વભાવે તેને ચાહે છે તેના તરફ તો નજરે ય નાખતો નથી. પ્રીતિ તો પરસ્પર છે, પણ પરમ પ્રિયતમ દેખે છે અને મનુષ્ય દેખતો નથી એ જ પીડા છે. રૈદાસ કહે છે:

'તૂં મોહિં દેખૈ હૌં તોહિ દેખું,
પ્રીતિ પરસ્પર હોઈ,
તૂં મોહિં દેખૈ, તોહિ ન દેખું,
યહ મતિ સબ બુધિ ખોઈ.'

પણ માણસમાં પ્રેમના પ્રથમ જાગરણની આ દૃષ્ટિ પાછી આવે છે ત્યારે આ જગત આનંદનું ધામ બની જાય છે, જીવન નિત્યનો ઉત્સવ બની જાય છે. જગજીવન સાહેબે આ હોરી ખેલતાં ગાયું છે.'

'અહિ નગરી મેં હોરી ખેલૌં રી,
હમરી પિયા તૈં ભેંટ કરાવો,
તુમ્હરે સંગ મિલિ દૌરૌં રી
નાચૌં નાચ ખોલિ પરદા મૈં,
અનત ન પીવ હઁસૌં રી
પીવ જીવ એકૈં કરિ રાખૌં,
સો છવિ દેખિ રસૌં રી.'

કવિતા એ ક્રાન્તદર્શન કરતા કવિનું કાર્ય છે. એ જગતના સામાન્ય વ્યવહારથી ઉપરની વસ્તુ છે. જીવનમાં સક્રિય થતી એક નવી શક્તિ છે. સૌન્દર્ય એ એનુ પ્રખર શસ્ત્ર છે, સત્ય એનું કવચ છે. જીવનના પ્રવાહમાં તે ઊતરે છે, જીવનની નસેનસમાં તે પ્રસરે છે અને પોતાની ગૂઢ ગતિથી અને પ્રકટ મોહિનીથી જીવનને ઊર્ધ્વ રસની, ઊર્ધ્વ આનંદની દીક્ષા અને સિદ્ધિ આપે છે.

સુન્દરમ્

સમર્પિત
મર્ચન્ટ ઍન્ડ કંપની પ્રાઇવેટ લિમિટેડ
જનતા ઇન્ડસ્ટ્રીઅલ કૉમ્પાઉન્ડ • સેનાપતિ બાપટ માર્ગ (દક્ષિણ)
મુંબાઈ ૧૩



નિરંજન ભગત
ઈ. ૧૯૬૯ના રણજિતરામ સુવર્ણચંદ્રકથી પુરસ્કૃત

'ક્હીં લાખો નિરાશામાં અમર આશા છુપાઈ છે.'

ગુજરાતી કાવ્યજગતની આ ગઝલે જે કવિને લોકપ્રિય કર્યા હતા તે મણિલાલ નભુભાઈ દ્વિવેદીનો જન્મ ઈ. ૧૮૫૮ના સપ્ટેમ્બરની ૯મી તારીખે નડિયાદની સાઠોદરા જ્ઞાતિમાં આર્થિક રીતે સુખી કહી શકાય તેવા સનાતની પિતા નભુભાઈને ત્યાં માતા નિરધારની કૂખે થએલો. મોસાળમાં જન્મી ૧૩-૧૪ વર્ષ સુધી નિઃસંતાન મામામામીનાં લાલન-પાલનમાં ઊછરેલા મણિલાલને દ્રવ્યલોભી પિતા અને ક્રોધાંધ માતાનો પૂરતો પ્યાર મળેલો જ નહીં. આથી જિંદગીભર એમણે પત્ની-પ્રેયસી, મિત્રો-મુરબ્બીઓ, સગાં-સ્નેહીઓ, સહુમાં પ્રણયસ્થાનની જ ખોજ કર્યા કરી. વાસનાઘેર્યા જીવનોલ્લાસની પરિતૃપ્તિ અર્થે પ્રણયના છત્ર નીચે થએલાં ચારિત્ર્ય-સ્ખલનો, અવિરત કુટુંબક્લેશ, નિષ્ફળ લગ્નજીવન, સ્વાર્થી સગાંસ્નેહીઓ સામે એમની અદમ્ય લાગણી, એ સર્વનું પૃથક્કરણ કરતાં સહાનુભૂતિ જન્માવ્યાં વગર રહેતાં નથી.

ચાર વર્ષની ઉંમરે દયાશંકર પંડયાની ગામઠી શાળામાં સાધારણ આંક અને વાચન શીખી, ગુજરાતી પાંચ ધોરણ પૂરાં કરી અંગ્રેજી શાળામાં પ્રવેશ કરવાનો પ્રસંગ આવ્યો ત્યારે પુત્રને પિતાની અભ્યાસ કરાવવાની અનિચ્છા સામે ભારે ઝઝૂમવું પડેલું. અંગ્રેજી શાળામાં ઝવેરલાલ, છબીલરામ તથા દોરાબજી ગીમી જેવા શિક્ષકોનું માર્ગદર્શન અને મમતા મણિલાલને ખૂબ જ ઉપકારક થઈ પડેલાં. અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં છબીલરામની પ્રેરણાથી પિતરાઈ કાકા રવિશંકર શાસ્ત્રી પાસે 'લઘુકૌમુદી'નું અધ્યયન આરંભ્યું. મૅટ્રિકમાં દોરાબજી ગીમીની સૂચનાથી અનેક અંગ્રેજી પુસ્તકો વાંચી નાખ્યાં. ૧૮૭૫માં ઐચ્છિક વિષય સંસ્કૃતને લીધે એઓ મૅટ્રિકમાં નિષ્ફળ ગયા; પરંતુ પછી તો અનેક રાતોના ઉજાગરા વેઠી 'અમરકોશ' અને 'લઘુકૌમુદી' તૈયાર કરી ૧૮૭૬-માં યુનિવર્સિટીમાં બીજે નંબરે મૅટ્રિક પસાર કરી આગલા વર્ષની નિષ્ફળતાનું સાટું વાળી આપ્યું. રૂ. ૨૦ની શિષ્યવૃત્તિ મળતાં ઈ. ૧૮૭૭માં ૧૮ વર્ષની વયે ઍલ્ફિન્સ્ટન કૉલેજમાં એઓ જોડાયા. ત્યાં રૂ. ૧૦ની બીજી શિષ્યવૃત્તિ પામ્યા. રોજના લગભગ ૧૩-૧૪ કલાક તે પ્રત્યેક વિષયનાં અનેક પુસ્તકો વાંચી ગહન ને ગંભીર અભ્યાસ કરતા. એફ.ઈ.માં 'લૉજિક' ને 'મૉરલ ફિલૉસૉફી'માં પ્રથમ આવી રૂ. ૧૫ની શિષ્યવૃત્તિ મેળવી. બી.એ.ના પ્રથમ વર્ષને અંતે શિષ્યવૃત્તિ માટેની પરીક્ષા પાસ કરી રૂ. ૨૦ની બીજી શિષ્યવૃત્તિ પ્રાપ્ત કરી. બી.એ.માં યુનિવર્સિટીમાં દ્વિતીય નંબરે ઉત્તીર્ણ થઈ 'ઇતિહાસ-રાજનીતિશાસ્ત્ર'માં જેમ્સ ટેલર પારિતોષિક પણ મેળવ્યું. પ્રો. ડૉ. રામકૃષ્ણ ભાંડારકર ને પ્રિ. વર્ડ્ઝવર્થના આ પ્રીતિપાત્ર મણિલાલ બી.એ. થઈને એ જ કૉલેજમાં માનાર્હ 'ફેલો' નિમાયા.

હવે મણિલાલે નોકરી માટે પ્રયત્નો શરૂ કર્યા. શિક્ષણાધિકારી પુલહરની મુલાકાતથી અમદાવાદમાં, તેમજ મુંબઈના મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠીની ભલામણથી ભાવનગર રાજ્યમાં નોકરીની શક્યતાઓ ઊભી થઈ ત્યાં જ ૧૮૮૦ની ૩૧મી જુલાઈએ નડિયાદમાં રૂ. ૬૦ના પગારથી શિક્ષક તરીકે એ જોડાઈ ગયા. ત્યાંથી ૧૮૮૧ના એપ્રિલમાં મુંબઈની ગુજરાતી શાળાઓના નાયબ શિક્ષણાધિકારી તરીકે માસિક રૂ. ૧૦૦ના પગારથી નિયુક્ત થયા. ૧૮૮૫ના જાન્યુઆરીમાં ભાવનગરની તે જ વર્ષે સ્થપાએલી શામળદાસ કૉલેજમાં સંસ્કૃતના અધ્યાપક તરીકે માસિક રૂ. ૨૦૦ના પગારથી નિમણૂક થઈ. ૧૮૮૬માં પ્રીવિયસ, પ્રથમ બી.એ. અને બી. એ.માં સંસ્કૃતના પરીક્ષક નિમાનાર મણિલાલ પ્રથમ ગુજરાતી હતા. ભાવનગરમાં તબિયત લથડતાં ૧૮૮૮ના એપ્રિલમાં નડિયાદ આવી રહેવું પડ્યું. ત્યાંના ૧૮૯૩ના ડિસેમ્બર સુધીના એ નાદુરસ્ત નિવૃત્તિકાળ દરમિયાન પણ એમણે વિવિધ લેખન-પ્રવૃત્તિ ચાલુ જ રાખી, ને ડિસેમ્બરમાં વડોદરા રાજ્યના ભાષાંતર ખાતામાં નિમણૂક થતાં ત્યાં ગયા. પરંતુ ત્યાંની ખટપટને લઈને એ નોકરી 'કાજળની કોટડી' જેવી લાગી. અને ૧૮૯૫ના જુલાઈમાં એ ખાતું બંધ થતાં પાછા નડિયાદ આવ્યા તે છેક મૃત્યુ પર્યંત ત્યાં જ રહ્યા.

ઉચ્ચ બુદ્ધિ અને ઊંડી ભાવનાશીલતાનો સુમેળ સાધી સ્વદેશપ્રેમ અને સ્વ-સંસ્કૃતિરક્ષાનો જીવનમંત્ર એમણે અપનાવેલો. ધર્મ, ગૃહ, રાજ્ય, સમાજ અને શિક્ષણના સંસ્કારક્ષેત્રે સ્વધર્મ અને સ્વસંસ્કૃતિનાં મૂલ્યો પ્રસારનાર પ્રજાનાયક મણિલાલે પશ્ચિમની આંધી સામે પૂર્વને દૃઢમૂલ રાખવાના પ્રશસ્ય પ્રયત્નો કરેલા. છેક ૧૫ વર્ષની ઉમરથી બાલાશંકર કંથારિયાના સહયોગથી 'પ્રાર્થનાસમાજ', 'સ્વસુધારક મંડળ', 'સાઠોદરા જ્ઞાતિ શુભેચ્છક સભા' આદિ સંસ્થાઓની સ્થાપનામાં રસ દાખવેલો. વળી, નડિયાદના શિક્ષકકાળથી જાગેલી ધર્મ-નીતિ-સંસ્કારની ઝંખનાને સાચો પરિતોષ તો થયો મુંબઈમાં. જીવનધ્યેયને અનુરૂપ 'ગીતા', 'બ્રહ્મસૂત્ર' તેમજ 'શારીરિક' અને 'પંચદશી' આદિ વેદાંતગ્રંથોના અભ્યાસ સાથે ત્યાંના વિદ્વાન શાસ્ત્રી ભીમાચાર્ય ઝળકીકર પાસે 'સર્વ દર્શન સંગ્રહ'નું પણ વાચન કર્યું. આમ પૂર્વ-પશ્ચિમના ધર્મતત્ત્વજ્ઞાનના તુલનાત્મક અભ્યાસને અંતે હિંદુ ધર્મ પર શ્રદ્ધા દૃઢ થઈ.

પુસ્તકો વાંચી મૅસ્મેરિઝમ અને હિપ્નૉટિઝમ તેમજ પ્રાણ વિનિમય સાથે મસ્તિષ્કવિદ્યાના પણ પ્રયોગો કર્યા. આ અંતે એમની શ્રદ્ધા 'ચૈતન્યવાદ' પર સ્થિર થઈ. ૧૮૮૨ની વર્ષાઋતુમાં થીઑસૉફિકલ સોસાયટીના સભ્ય બન્યા અને આર્ય ધર્મના આજીવન સંરક્ષક બની રહ્યા.

જાહેર જીવનની એમની કારકિર્દી પણ નોંધપાત્ર છે. ૧૮૮૯ના ડિસેમ્બરમાં મુંબઈ ખાતે હિંદી રાષ્ટ્રીય મહાસભાના અધિવેશનમાં નડિયાદના પ્રતિનિધિ તરીકે એમણે હાજરી આપેલી. ત્યારથી નડિયાદ તાલુકા તથા ખેડા જિલ્લાની કૉંગ્રેસ સમિતિઓ સ્થાપવાની વ્યવસ્થા કરી અંતે ખેડા-પંચમહાલની સંયુક્ત કૉંગ્રેસ સમિતિના એઓ જોડિયા મંત્રી નિયુક્ત થએલા. ૧૮૯૧-૯૨નાં વર્ષો દરમિયાન નડિયાદના માનાર્હ ન્યાયાધીશ પણ નિમાયેલા. ૧૮૯૧માં સરકારે નડિયાદની સુધરાઈના સભ્ય તરીકે એમને નીમ્યા. તે દરમિયાન સુધરાઈની કાર્યવાહક સમિતિના સભ્ય તેમજ શાળાસમિતિના અધ્યક્ષ તરીકે એમણે નોંધપાત્ર કામગીરી બજાવેલી.

આ બધી પ્રવૃત્તિમાં રત રહીને પણ એમણે સરસ્વતીની આરાધના કરી અને ધ્યેયનિષ્ઠ સાહિત્યસર્જન કર્યું. દલપતશૈલીનાં બોધક જોડકણાંથી એમણે કાવ્ય પ્રવૃત્તિનો પ્રારંભ કરેલો. બાલાશંકર કંથારિયાની પ્રેરણાથી પ્રારંભાએલી આ કાવ્યપ્રવૃત્તિનું પ્રથમ ફળ તે ૧૮૭૬માં 'એક વિદ્યાર્થી'ની સહીથી પ્રગટ કરેલી ૨૭ પૃષ્ઠની 'શિક્ષાશતક' નામક નાનકડી પદ્યપુસ્તિકા. એમનાં કાવ્યોની સંખ્યા સ્વલ્પ છે છતાં ય એમાંનું સત્ત્વ અલ્પ નથી. એમના જ શબ્દોમાં કહીએ તો એમનાં આ કાવ્યોનું સ્ફુરણ 'કોઈ ક્રમ અને હૃદયશોધક અનુભવના પરિણામરૂપે' જ થએલું છે. કવિતા એમની મુખ્ય સર્જનપ્રવૃત્તિ નહોતી, છતાં ય એ એમની અંગત ઊર્મિની અભિવ્યક્તિનું સાધન બની રહી હતી. એમની આ કાવ્યપ્રવૃત્તિ એટલે ૧૮૮૭માં પ્રગટ થએલ 'પ્રેમજીવન'નાં ૧૧, ૧૮૯૪માં પ્રગટ કરેલ 'અભેદોર્મિ'નાં ૧૧, 'મિશ્રધ્વનિ' શીર્ષક નીચે ૧૫, 'જવનિકા'નાં બે અને ઉપહારનું ૧ તેમજ ૧૮૯૫ થી '૯૮ દરમિયાનનાં બીજાં પાંચ કાવ્યો મળી કુલ ૪૫ કાવ્યો ('આત્મનિમજ્જન'ની બીજી આવૃત્તિમાં). આ ઉપરાંત બીજાં કેટલાંક અપ્રગટ કાવ્યો તેમજ 'કાન્તા' અને 'નૃસિંહાવતાર' નાટકોમાં આવતી કાવ્ય કૃતિઓ એટલે મણિલાલનું લગભગ ૧૮ વર્ષનું સમગ્ર કવિકર્મ.

મણિલાલનાં કાવ્યોમાં વિષયવૈવિધ્ય નહિ જેવું છે, પણ પદરચનાનું વૈવિધ્ય ધ્યાનપાત્ર છે. દલપત શૈલીના દોહરાથી શાર્દૂલ, વસંતતિલકા અને અદ્યતન પૃથ્વી છંદનો સફાઈથી પ્રયોગ કરી બતાવ્યો છે. દેશી ભજનના ઢાળ અને ફારસી ગઝલોનો પણ એમણે સફળતાથી ઉપયોગ કર્યો છે. યથાર્થનામા કાવ્ય સંગ્રહ 'આત્મનિમજ્જન'માં આપણને મણિલાલના જીવનના ઉત્તરાર્ધની આત્મવિકાસ રેખા દૃષ્ટિગોચર થાય છે. અધ્યાત્મ-અનુભૂતિ અને પ્રેમોદ્રેક એમનાં કાવ્યોમાં મુખ્ય વિષય બનીને આવે છે. આધિ, વ્યાધિ અને ઉપાધિથી ઘેરાયેલા જીવન સામે દૃઢ મનોબળથી ઝઝૂમનાર મણિલાલના જીવનનો પડઘો પાડતી ગઝલ 'અમર આશા' એના એ ચિરકાલીન ગુણને લઈને જ ગાંધીજી જેવાને પણ ઊલટી જઈ 'વિવેચન' લખવા પ્રેરી ગઈ હતી. સચ્ચાઈભર્યા આત્મોદ્‌ગાર જેવાં એમનાં કાવ્યોની સચોટતાએ એમને સર્વજનભોગ્ય અને સર્વકાલીન બનાવ્યાં છે.

કવિ તરીકે ગણનાપાત્ર હોવા છતાં ય મણિલાલની મુખ્ય સર્જનપ્રવૃત્તિ ગદ્યક્ષેત્રે રહી છે. ગુજરાતી મૌલિક ગદ્યપદ્ય ગ્રંથો ૧૫, અંગ્રેજી મૌલિક ગ્રંથો ૧૦, ગુજરાતી ભાષાંતર, રૂપાંતર અને સંપાદન ૩૨, અંગ્રેજી ભાષાંતર-સંપાદન ૮, અપૂર્ણ ગ્રંથો ૧૫ તથા અપ્રગટ ૨, એમ કુલ ૮૨ ગ્રંથોમાં પ્રસ્તરેલી, મણિલાલના ૪૦ વર્ષના ટૂંકા આયુની સંપૂર્ણ સાહિત્યપ્રવૃત્તિ એમનાં બુદ્ધિબળ અને સર્જનશક્તિ પ્રત્યે માન અને મમતા જન્માવ્યા વગર રહેતાં નથી. 'કાન્તા' અને 'નૃસિંહાવતાર' નાટકો; લૉર્ડ લિટનની 'ઝેનોની' પરથી રૂપાંતરિત નવલકથા 'ગુલાબસિંહ', 'રાજયોગ', 'સિદ્ધાંતસાર', 'નારીપ્રતિષ્ઠા', 'બાળવિલાસ' આદિ કીર્તિદા નિબંધો; કૉલ્ટનકૃત 'લેકન' અને સ્માઇલ્સ કૃત 'કૅરેક્ટર' જેવા વિચારગ્રંથોના અનુવાદો; 'દ્વયાશ્રય', 'ગિરસૂરશતક', 'ભોજપ્રબંધ' આદિ સંપાદન; 'ગીતા'નું ભાષ્ય તેમજ 'પ્રિયવદા' અને 'સુદર્શન' જેવાં સામયિકો દ્વારા મણિલાલે નાટકકાર, નિબંધકાર, અનુવાદક, સંપાદક, ભાષ્યકાર ને પત્રકાર તરીકે એ યુગમાં સારી હવા જમાવી હતી. ગુજરાતી સાહિત્યને સુશ્લિષ્ટ નિબંધો ને શિષ્ટ, ઓજસ્વી ગદ્યશૈલી આપનાર મણિલાલ પંડિત યુગના આદરણીય સાક્ષર છે. સંસ્કૃતના પ્રગલ્ભ પંડિત અને પૂર્વની સંસ્કૃતિના મર્મજ્ઞ પુરસ્કર્તા-પ્રચારક તરીકે એમની ખ્યાતિ વિદેશોમાં પણ એવી પ્રસરેલી કે બેએકવાર તો એમને પરદેશ જવાનાં નિમંત્રણો પણ મળેલાં.

આવા કવિ, નિબંધકાર, નાટકકાર, અનુવાદક, રૂપાંતરકાર, સંપાદક, પત્રકાર ને ચરિત્રકાર; ચિંતક-વિચારક, સ્વદેશપ્રેમી, સ્વસંસ્કૃતિના પુરસ્કર્તા, પ્રબોધક, પ્રચારક ને પરિત્રાતા મણિલાલનો દેહ વિલયસાહિત્ય સર્જન કરતાં કરતાં જ પ્રવૃત્તિની ગોદમાં પાકું, કમળો અને પ્લુરસીથી ઈ. ૧૮૯૮ના ઑક્ટોબરની ૧લી તારીખે નડિયાદમાં થયો ત્યારે એક સમર્થ સાક્ષર, પ્રબુદ્ધ પરામર્શક, 'બ્રહ્મનિષ્ઠ અભેદમાર્ગપ્રવાસી' અને સ્વસંસ્કૃતિનો સંરક્ષક ગુમાવ્યાનો સહુએ અપાર ખેદ અનુભવેલો.

ધીરુ પરીખ

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર · ગ્રીષ્મ · વિક્રમ સંવત ૨૦૨૭ · પરંપરિત અંક ૮૧ · દ્વિજ અંક ૯

મે–જૂન ઈ. ૧૯૭૧



## કાવ્ય


| | | |
|---|---|---|
| રાજેન્દ્ર શાહ | ૪૨ | વિરહને હું વરી |
| ઉશનસ્ | ૪૩ | ધી એરકેઇપ (૧૨ સૉનેટ) |
| રમેશ પારેખ | ૪૯ | જતાં જતાં પાડેલી બૂમ |
| જગદીશ જોશી | ૫૦ | ત્રણ ખારવણ-ગીત |
| કરસનદાસ લુહાર 'નિરંકુશ' | ૫૨ | સૂકા બાવળની છાયા |
| રવીન્દ્રનાથ ઠાકુર | ૫૩ | બલાકા-૨૯ |
| ચંદ્રકાન્ત દત્તાણી | ૫૪ | હવે આવજો |
| રામચંદ્ર બ. પટેલ | ૫૫ | લેણું |
| નિરંજન વ્યાસ | ૫૬ | ગીત |
| જયંત ઓઝા | ૫૭ | મારા રામ |
| કનુ મહેતા 'વ્યોમ' | ૫૭ | ખાલીપે |
| વીરુ પુરોહિત | ૫૮ | આંધળા માણસનું ગીત |
| ભીખુ કપોડિયા | ૫૯ | રખોપું |
| ભગવતીકુમાર હ. શર્મા | ૬૦ | ક્ષણો |
| ભૂપેશ અધ્વર્યુ | ૬૦ | ગીત |
| મનહર ચરાડવા | ૬૧ | તને પામ્યાનું ગીત |
| જગદીશ જોષી | ૬૧ | ગમે નહીં કે ગમે |
| Edward Lueders | ૬૨ | Rodeo |
| એડવર્ડ લ્યૂડર્સ (હરીન્દ્ર દવે) | ૬૩ | સાંઢ સવારી |


## ગદ્ય


| | | |
|---|---|---|
| ગાંધીજી | 'પૂર્તિ' | અમર આશા |
| રાજનાથ શર્મા | ૪૧ | કાવ્યનું સત્ય |
| ભોળાભાઈ પટેલ | ૪૨ | નિરંજન ભગતની કવિતા |
| મકરન્દ દવે | ૫૩ | બલાકા-૨૯ |
| ધીરુ પરીખ | 'પૂર્તિ' | મ. ન. દ્વિ. |


## ચિત્રસૂચિ

પૂંઠા પર: ગ્રીષ્મ (વાસુદેવ સ્માર્ત); કવિ મણિલાલના હસ્તાક્ષરમાં કાવ્ય; કવિ મણિલાલ અને તેમની મુદ્રા: ગ્રીષ્મનું ગાન (વીરેન્દ્ર પંડ્યા); નિરંજન ભગત, મણિલાલ નભુભાઈ [illegible]

‘કવિલોક’ દ્વૈમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે—ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર ને ડિસેમ્બર માસના અંતમાં પ્રકટ થાય છે. વાર્ષિક દેશમાં રૂ. ૬, પરદેશમાં રૂ. ૧૦ યા પા. ૧, અમેરિકામાં રૂ. ૧૫ યા ડૉ. ૨; વિદ્યાર્થીઓ માટે અર્ધવાર્ષિક લવાજમની સગવડ રૂ. ૩; છૂટક નકલનો રૂ. ૧. લેખકોને કૃતિ વિષેનો નિર્ણય જાણવા અથવા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા પોતાનું સરનામું કરેલું તથા પૂરું પોસ્ટેજ ચોડેલું કાર્ડ કે કવર મોકલવા વિનતિ છે. કૃતિઓ તથા લવાજમ મોકલવાનાં સ્થળ: ‘કવિલોક’ C/o લિપિની પ્રિન્ટરી, ૩૮૦ ગિરગામ રોડ, ઠાકુરદ્વાર, મુંબાઇ-૨; યા કુમાર કાર્યાલય લિમિ. દ્વારા, ૧૪૫૪ રાયપુર અમદાવાદ-૧

તંત્રીઓ: રાજેન્દ્ર શાહ અને બચુભાઈ રાવત

સહયોગ: જયંત પારેખ

---

લવાજમ ભરવાનાં અન્ય સ્થળ

ત્રિપાઠી પ્રા. લિ. પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબાઈ ૨

વીનસ સબ્સ્ક્રિપ્શન એજન્સી

શામસદન ૧લે માળે ભાસ્કરબાગ લેન

ગામદેવી મુંબાઈ ૭

એસ. કે. મેઘાણી · ૧૪ અમરતલા સ્ટ્રીટ

કલકત્તા ૧

---

મુદ્રક અને પ્રકાશક: બચુભાઈ રાવત,

કુમાર પ્રિન્ટરી · ૧૪૫૪ રાયપુર · અમદાવાદ-૧

# શ્રી અરવિંદ: જેમના જન્મનું ૧૦૦મું વર્ષ ૧૫મી ઑગસ્ટે શરૂ થયું

ક્રાંતિવાદી દેશભક્ત ને પછી આધ્યાત્મિક માર્ગે માનવમાત્રના ઊર્ધ્વીકરણ માટેના સિદ્ધ શ્રી અરવિંદ ઘોષનો જન્મ ૧૮૭૨ની ૧૫મી ઑગસ્ટે થયો. પિતા ડૉ. કૃષ્ણધન ઘોષ પૂર્ણત દેશપ્રેમી છતા અંગ્રેજી રહનસહનના પ્રેમી હોઈ નાનકડા 'ઑરો'ને સાત વર્ષની વયે ઇંગ્લૅન્ડ ભણવા મોકલેલા. લગભગ ૧૪ વર્ષના ઇંગ્લૅન્ડ વસમા અરવિંદ લૅટિન અને ગ્રીકમા પારંગત થવા સાથે અનેક પારિતોષિકો મેળવ્યા. પણ અંગ્રેજોની નોકરી ટાળવા જાણી જોઈને આઈ સી એસ.મા નાપાસ થયા. ભણવા સાથે ત્યા હિન્દી વિદ્યાર્થીમંડળ 'મજલિસ'મા દેશ ખાતર મરી ફીટવા તૈયાર એવા સાથીઓનુ 'કમળ ને ખંજર' નામે એક મંડળ રચેલુ. ઇંગ્લૅન્ડમા જ એમની બહુમુખી પ્રતિભાથી પ્રભાવિત થઈ વડોદરાના શ્રીમત સયાજીરાવ ગાયકવાડે એમની પોતાના રાજ્યમા નિમણૂક કરી દીધી. ઈ. ૧૮૯૩મા શ્રી અરવિંદ હિંદ આવવા ઊપડ્યા. હિંદમા વડોદરાની નોકરી દરમિયાન 'ઇન્દુપ્રકાશ' નામક પત્રમા ત્યારની કૉંગ્રેસની ઢીલી નેતાગીરી પરના એમના તીખા લેખોએ ખળભળાટ મચાવી દીધેલો. ૧૯૦૧મા મૃણાલીનીદેવી સાથેના લગ્ન બાદ ૧૯૦૨મા એક બાજુ એમણે એક ગુપ્ત ક્રાંતિદળ સ્થાપ્યુ, ને બીજી બાજુ યોગસાધનાનો પણ પ્રારંભ કર્યો. ૧૯૦૫મા બંગાળના ભાગલા પછી ત્યા નૅશનલ કૉલેજની સ્થાપના થતા વડોદરા છોડી તેમા જોડાયા અને બિપિનચંદ્ર પાલના 'વંદેમાતરમ્'નુ પણ તંત્ર સભાળવા લાગ્યા. જેમાના 'અગ્નિમય' લખેલા એમના લેખોએ એમને દેશભક્ત કરી દીધા.

ઈ. ૧૯૦૮મા મુઝફ્ફરપુરના બોંબધડાકા બાદ એમની ધરપકડ થઈ પણ એમાથી નિર્દોષ છૂટ્યા. દરમિયાન જેલમા એમનુ ચિંતન અને યોગસાધના વધુ પ્રગાઢ બનતા છૂટ્યા પછી એમણે અંગ્રેજીમા 'કર્મયોગિન્' તથા બંગાળીમા 'ધર્મ' નામક સાપ્તાહિક પ્રગટ કરવા માંડ્યા. આમા 'દેશબંધુઓ પ્રત્યે' નામક એક લેખ માટે એમના પર વૉરંટ નીકળ્યુ, પણ તેઓ ગુપ્ત રીતે ફ્રેન્ચ હિંદના પાટનગર પોંડિચેરી ચાલ્યા ગયા ને ત્યા રાજકીય મંત્ર છોડી જીવનસાધના આદરી. ચાર વર્ષ પછી 'આર્ય' નામે માસિક શરૂ કર્યું જે ૧૯૨૧મા બંધ કર્યું. ઈ. ૧૯૨૬ની ૨૪મી નવેમ્બરે એમની પોતાની સાધનાની સિદ્ધિ પ્રાપ્ત કરી ને આજના શ્રી અરવિંદ આશ્રમની સ્થાપના કરી. ઈ. ૧૯૪૦માં પોતાના જન્મદિવસે લપસી પડવાથી પગનુ હાડકુ તૂટ્યુ પણ એમની બધી શક્તિઓ પૂર્ણ રહી. ૧૯૫૦ની ૫મી ડિસેમ્બર મૂત્રપિંડની બીમારી પછી એમનુ અવસાન થયુ.



'ઑરો' ૧૧ વર્ષની વયે માંચેસ્ટરમા



વડોદરા કૉલેજમા પ્રાધ્યાપક બને ત્યારે



રાષ્ટ્રભક્ત અરવિંદબાબુ કલકત્તામા



અલીપુરના જેલવાસ ને પ્રથમ સાક્ષાત્કાર પછી



પોંડિચેરીમા સાધક શ્રી અરવિંદ



પૂર્ણપુરુષ મહાયોગી

# શ્રી અરવિંદનાં બે કાવ્યો

## Transformation

My breath runs in a subtle rhythmic stream;
It fills my members with a might divine:
I have drunk the Infinite like a giant's wine.
Time is my drama or my pageant dream.
Now are my illumined cells joy's flaming scheme
And changed my thrilled and branching nerves to fine
Channels of rapture opal and hyaline
For the influx of the Unknown and the Supreme.
I am no more a vassal of the flesh,
A slave to Nature and her leaden rule;
I am caught no more in the senses' narrow mesh,
My soul unhorizoned widens to measureless sight,
My body is God's happy living tool,
My spirit is vast sun of deathless light.

## રૂપાન્તર

કોઇ ગૂઢ લયપૂર્ણ પ્રવાહમાં સતત વહે છે મારા શ્વાસ;
અંગેઅંગ મારાં ભરી દે છે, એનાં અપાર્થિવ બલે:
આનંત્યનું આકંઠ મેં પાન કર્યું દૈત્ય જેમ અંગુરી આસવે.
કાલ મારી ખેલો, કિંવા શાનદાર સ્વપ્નનો આભાસ.
અવ મુજ પ્રદીપ્ત અણુએ લહું આનંદનો પ્રોજ્જ્વલ વિન્યાસ;
લહું વળી શાખાબહુલ સકંપ શિરા વિવર્તને
પ્રહર્ષનો સુકુમાર સ્ફટિકનિર્મલ બાઢપથ બની રહે
પરમ સુંદર અપરિચિતના આગમને કાજ.
અવ હું ન માંસલ આ પંચભૂતની કાયાને કિંચિત્ અધીન,
પ્રકૃતિનો નહિ દાસ, ન માનું હું એનું જડ ધૂંધળું શાસન;
અવ હું ન કરણોની ઝીણી ગૂંથણીની જાળે ફસાયેલ દીન.
દિગન્ત બંધનહીન ઉર ઊઘડે અપરિમેયની ઝલકે,
કાય મારી બડભાગી, ઇશ્વરનું પ્રમુદિત જીવંત સાધન,
ને મારો આ પ્રાણ ઝળહળતો વિશાળ સૂર્ય અમર્ત્ય આલોકે.

## Nirvana

All is abolished but the mute Alone.
The mind from thought realised, the heart from grief
Grow inexistent now beyond belief;
There is no I, no Nature, known-unknown.
The city, a shadow picture without tone,
Floats, quivers unreal; forms without relief
Flow, a cinema's vacant shapes; like a reef
Foundering in shoreless gulfs the world is done.

Only the illimitable Permanent
Is here. A Peace stupendous, featureless, still
Replaces all,–what once was I, in It
A silent unnamed emptiness content
Either to fade in the Unknowable
Or thrill with the luminous seas of the Infinite.

## નિર્વાણ

કેવલ મૌન, તે વિણ સમગ્ર વિલોકું નામશેષ
ચિત્ત ચિન્તનથી મુક્ત, હૃદય આ ત્યજી અવસાદ
અવ કલ્પના-અતીત અનસ્તિત્વે પામે છે વિકાસ;
ત્યાં ને અહંકાર; પ્રકૃતિ ન જાણ્યું-અણજાણ લેશ.
નગર આ વર્ણઝાંય વિહીન અંકન છાયામય,
તરે, મરીચિકા શું સકંપ, રેખાભિન્ન રૂપ વગરનું વહે,
પોકળ આકારતણું ચલચિત્ર; વિશ્વ પામી, રહે
સમુદ્રના અહકાર લોઢને વમળ છિન્ન શૈલ સમ લય.
અવ અહીં માત્ર સીમાહીન ચિરંતન.
પારાવાર શાન્તિ, વિલક્ષણ, નીરવના
લિયે સકલનું સ્થાન; એકદા ઊર્મિલ
'હું' તે મહીં અવ મૂક અનામી રિક્તતા
તૃપ્ત યદા અજ્ઞેયમાં પામું વિલોપન
કિંવા રહું અનંતના જ્યોતિર્મય મહેરામણ સહ સ્પંદશીલ.

વર્ષા · વિ. સં. ૨૦૨૭

# કવિલોક

જુલાઈ-ઑગસ્ટ · ૧૯૭૧

। ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविराविर्म एधि ।

## કલાનો ઉદ્‌ભવ

કલામાત્ર કાં તો ઇન્દ્રિયગ્રાહ્યતા અને બુદ્ધિગ્રાહ્યતામાંથી ઉદ્‌ભવે છે, અથવા એમના સતત સંદર્ભોનો એ સ્વીકાર કરે છે અથવા, કમ સે કમ, પ્રતીક તથા કલ્પનોના સ્રોત તરીકે એમનો વિનિયોગ કરે છે. જ્યારે એ અગોચર પ્રદેશોમાં વિહાર કરતી હોય છે ત્યારે પણ તે આ ધરતી પરથી જ. પરંતુ પ્રત્યેક કલાએ—જેને સાચા અર્થમાં કલા કહી શકાય તેણે—ગોચરને અતિક્રમી જવું પડશે અને જે અપ્રગટ છે તેને આપણી સમક્ષ પ્રગટ કરવું પડશે. અને એનું સમગ્ર પરિણામ પ્રતિકૃતિમાં નહીં પરંતુ નવસર્જનમાં આવવું જોઈશે. આપણે એમ કહીશું કે કલાકાર એક પોતીકું આદર્શ જગત સર્જે છે—અલબત્ત, જેને આપણે સંપૂર્ણ આદર્શ જગત કહી શકીએ તેવું નહિ, પરંતુ એના વિચારમાં, કલ્પનામાં, દર્શનમાં અસ્તિત્વ ધરાવતું હોય એવું. ખરું પૂછો તો કલાકાર પોતે જે સત્યનું દર્શન કર્યું છે તેને સૂચક સ્વરૂપમાં ઢાળે છે, પછી ભલે એ સત્ય નારકીય હોય, સ્વર્ગીય હોય, નર્યું પાર્થિવ હોય કે ગમે તે હોય, પરંતુ કેવળ આ લોકના બાહ્ય વાસ્તવ રૂપમાં તો નહીં જ. એ વિચારજન્ય સત્ય અને તેની શક્તિને તેમજ તેના નિરૂપણ અને અભિવ્યક્તિની સંપૂર્ણતા તથા સૌંદર્યને અનુલક્ષીને એની કૃતિનું મૂલ્યાંકન થવું જોઈએ.

શ્રી અરવિંદ

(ફ્યૂચર પોએટ્રી)

# નિરંજન ભગતની કવિતા

[ગતાંકથી ચાલુ]

ભોળાભાઈ પટેલ

ઈ. ૧૮૫૭માં 'છંદોલય'–'પ્રવાલદ્વીપ'ના કાવ્યગુચ્છો સાથે પ્રગટ થતી ગુજરાતી કવિતામાં આધુનિક ભાવબોધનો પ્રથમ ઉન્મેષ પ્રગટે છે. કવિએ આધુનિક નગરજીવનની અદ્ભુત ચેતનાનો સંસ્પર્શ તેમાં ઝીલ્યો છે. આ કાવ્યગુચ્છ કવિ નિરંજનને જાગતિક ચેતનાનો વ્યાપ ધરાવતા અન્ય સર્જકોની પંક્તિમાં બેસાડે છે. લગભગ એક સૈકા પહેલાં આધુનિક નગરસભ્યતાની વાસ્તવિક કરુણાર્દ્ર છવિ 'કાદવનાં કમળ' (Les Fleurs Du Mal)ના કવિ બોદલેરે 'પૅરિસચિત્રાવલિ' (Tableaux Parisians)માં સૌપ્રથમ આંકી. આધુનિક ભાવબોધના એ આદ્ય દ્રષ્ટા અને સ્રષ્ટા રોમાન્ટિક કવિઓની જેમ પ્રકૃતિમાં નહિ, નગરજીવનની વિરૂપતા, વિભીષણતામાં એની કવિતાની પ્રેરણા રહેલી છે—અને વિશ્વની આધુનિક કવિતાની પ્રેરણા બોદલેરમાં. જર્મન કવિ રિલ્કેની 'ચિત્રપોથી' (Das Buch des Bilder)માંના કેટલાક કાવ્યોમાં, સ્પેનિશ કવિ લોર્કાના 'ન્યૂયૉર્કમાં કવિ' (Poeta en Neuva York)માં, એલિયટના 'મરુભૂમિ' (The Waste Land)માં, આઇરિશ નવલકથાકાર જેમ્સ જોઇસના 'યુલિસિસ'માં આ નગરસભ્યતાનું અંકન આપણને વિદિત છે.

નિરંજનના 'પ્રવાલદ્વીપ'માં મુંબઈ નગરી છે. આમ તો, મુંબઈનગરીનાં સ્થળ, કાળ અને પાત્રો હોવા છતાં—મુંબઈની

## રાજેન્દ્ર શાહ

### વિરહ વાર્ધક્ય ને મિલન મૃત્યુ

સગતી નહિ વેળ સ્નેહની,
ઝૂમતી પોકળ શૂન્યતા ઉરે,
ગતની સ્મૃતિનો શ્રય ગ્રહી
કશું ઓશિંગણું જીવવું હવે!
પરિતાપ પ્રમત્ત શાપતું,
લહું વાર્ધક્ય અકાળ આવતું

ખગતા પર્ણનું આછું વસ્ત્ર

પરિતાપની શાન્તિ, સમુ ।
યદિ સંયોગમહીં વિલોપને
નિજના, ગત માવિના જુદા
નહિ એકે ય તરંગ લોચને
ત્યમ મૃત્યુ શમાવતું સહુ
દુઃખ, ને અગ્નિની શક્તિ અર્પતું

પ્રગટે પ્રાણની જ્યોત ઉજ્જ્વલ

### નીલ આસવ

આકાશનો આસવ પીએ છે મારાં નેત્ર
અસીમના કંઠ સુધીનું આનન્ત્ય
ઊંડા પેટાળમાં ઊતરી જાય છે,
ક્યાંય
છલોછલનમાંથી ઓછાં થાય નહીં લેશ,
એમ એના સતત પાને યે
ધરવ ન પામે પ્રાણ

કેવળ નીલિમા
નીલિમા
નીલિમા
નીલાંજના!
એકદા અનાગતભેદને સ્પર્શ
આનંદ આન મ્હોર્યું ગાન

એનું લયને તરંગ વિસ્તરણ...
ગાનનો ગોરંસ આ ગગન:
નીહારિકાની અગણ્ય શ્રુતિ:
શ્રુતિએ શ્રુતિએ આપણું જ વિલેપન
અને
વિછોહવેદના...
વિછોહવિસ્તીર્ણ આ ગગન
નીલ
ગગન આસવ
પીઉં
પીઉં સકલ વેદન.

## વરાંસીને

તને આવી તો ક્યારે ય જોઈ ન'તી!
ક્ષીણ સ્રોતા
કલકલ રવહીન;
હે વરાંસી, તારી લહરું અછતી
નાડીધબકાર જેવી–
કિંતુ
વેણુવટે–
લય એનો લેઈ
વાય હવા થઈ થઈ–
તરંગ અકાય લીલામય રીતે.
દિનાન્તની હિંગળોક છાયા.
શાન્ત જલ,
તલપ્રાન્તે ખેલે મીન;
કલાન્તિ ધુએ વનવિહંગની કાયા
પાંખે છબછબ...
સુખે
રેલી સાન્નિધ્યગીત
ઊડી જાય;
જાય અતીતને નીડ
મન મારું...નભ વિશાળ પ્રતીતિ
નિભૃતિની.
ત્યહીં શીતલ ઝકોર
(ક્ષીણ સ્રોતા?) તવ,
અંગુષ્ઠ માત્રને
મને આપાદશીર્ષ દેતી અંઘોળ!

ભૂગોળ હોવા છતાં, વધારે તો એક ચૈતસિક ભૂગોળ (Psychic-Geography) છે–'વ્યક્તિ છે કે નગર છે'–તે કહેવું મુશ્કેલ છે. કવિ કહી શકે તેમ છે કે 'હું જ એ નગર છું'–'I am the city'. નગરજીવન પ્રત્યે અહીં વિતૃષ્ણાનો ભાવ નથી, આ તો જાણે 'dear dirty Dublin' છે. એક જ કવિચિત્ત 'સ્વ'ની વ્યથા-(agony)માંથી'સંસ્મૃતિ'માંઅને'પ્રવાલદ્વીપ'માં સ્પંદિત થઈ રહ્યું છે.

'પ્રવાલદ્વીપ' શીર્ષક જ પ્રતીકાત્મક છે —The Waste Landની જેમ અને જેવું. એ નિર્મૂળતાનું (uprootedness)નું સૂચક છે. આમે ય તે'ડૂબતો દ્વીપ' (Sinking iceland) છે. એટલે તો પ્રથમ કાવ્યમાં જ કવિ કહે છે:

ચલ મન મુંબઈનગરી
જોવા પુચ્છ વિનાની મગરી!
× × ×
રસ્તે રસ્તે ઊગે ઘાસ
કે પરવાળાં બાંધે વાસ
તે પ્હેલાં જોવાની આશ
હોય તને તો કાળ રહ્યો છે કગરી!

૧૯૦૨માં નવા વર્ષની આગલી સાંજે પોતાના મિત્રને એક પત્રમાં રિલ્કે લખે છે: Paris, to my anxious feelings, has something unspeakably terrifying. It has entirely lost itself, it hurtles along towards a frightful crash like a star that has lost its way. Thus must the cities of which the Bible Speaks, uprooted and destroyed by the wrath of God which rose over them and overwhelmed them.

રિલ્કેનો આ પત્ર ઉપરની પંક્તિઓનું

સ્પષ્ટ વાર્તિક બની રહે છે

કવિ મુંબઈને 'આધુનિક અરણ્ય' કહે છે, જે

કહીક નિજ સ્વપ્નબીજ અહીં વાવિયાં રાક્ષસે
વિશાલ પરિકર બાહ્યસ્વરૂપમાં શુષ્ક ચાં ફૂટ્યાં ?

આ 'આધુનિક અરણ્ય'માં અગણ્ય જન હિંસ્ર પશુ શા ઘૂમે છે સ્પેન્ડરે નગરજનોને 'mechanic ghosts, moving in a machine-made society'—યંત્રસર્જિત સમાજમાં ઘૂમતી યાંત્રિક ભૂતાવળ—કહ્યા છે, તો એલિયટ hollow કે 'stuffed' એવાં વિશેષણોથી આજના માનવોને નવાજે છે 'પ્રવાલદ્વીપ'ના કવિ પણ એ નગરજન વિષે લખતાં કહે છે

નટો સમાન વેશ સૌ કરે,
ધરે મુખે સુરમ્ય મ્હોરું હાસ્યનું
રસાર્દ્ર, બાહ્ય ઊર્મિ સભરપૂર,
હોય શું ન એ જ અસ્વરૂપ અસત્યનું'

કવિની irony—વક્રોક્તિપ્રયોજવાની રીતિ 'પ્રવાલદ્વીપ'માં ચરમ કક્ષાએ જોવા મળે છે પ્રાચીન-અર્વાચીન અને પાશ્ચાત્ય સંદર્ભોની સહોપસ્થિતિથી રચાતી ઉક્તિ તો ધારદાર બની રહે છે, પણ વિશેષે અર્થપૂર્ણ બની રહે છે નિરંજન બહુશ્રુત અને વિદગ્ધ કવિ છે, એનો લાભ એમની કવિતાને મળે છે એમની કવિતાના પાઠકે પણ સજ્જતા કેળવવી રહી 'ફ્લાઉન્ટનના બસ સ્ટાપ પર'નો આરંભ જુઓ

અહીં વહી રહી હવા મહીં અનન્ય વાસ
એક તો લઈ જુઓ જરીક શ્વાસ'

અનન્ય કે અજાણ્યું ડેન્ટિને નતી હતી ન પારખી
હતો પ્રવાસ એહનો ય તે (સુભાગ્યવંત) નરકી

ડેન્ટિની 'નરકયાત્રા'નો સંદર્ભ અહીં જેટલો સમુચિત છે, તેટલો સમુચિત યુધિષ્ઠિરના નરકદર્શનનો સંદર્ભ મધપૂડે પથ્થર પડતાં

# મકરન્દ દવે

## અજ્ઞાત

આ અંધકાર અતિ દુર્ગમ ઘટ્ટ, ઘોર,
ને સાથ ત્યાં નિજ તણો નિજથી ય દૂર,
કોનો સુણું ય, ન સુણાય અપૂર્વ સૂર,
અજ્ઞાતનો તિમિરથી પણ તીવ્ર દોર

આ સ્થૂળ સ્થૂળ પણ હાથ મહીં જ પારો,
આ પારદર્શક છતાં ય અદીઠ સાથ,
એકાંતની ગહન વીથિ મહીં અનાથ
પ્રાણે કહે 'પ્રિય, સદાય સદાય તારો'

આ કાળ, જ્યાં નજરના કિરણો ન ફૂટે,
ને વિસ્તર્યો સ્થળ પરે સ્થળ તો અનેક,
દીવો લઈ સમયનો મણકુ શું છેક
તૂટે બધું,—પણ ન છેક બધું ય તૂટે

ઓ અંધકાર ઘન, નિર્મન ઓ ઉજાસ!
તારે મહીં સકળ અર્પિત શ્વાસ શ્વાસ

## હરીન્દ્ર દવે

### હારી લઇએ !

દાવ જીતાય નહીં એવો વિચારી લઈએ,
પ્રેમને હોડમાં મૂક્યો છે તો હારી લઈએ!

જિંદગીભર અમે તરસ્યા છીએ, તરસ્યા રહીશું,
ભૂલ ક્યાં છે કે હવે એને સુધારી લઈએ!

આજ દાઝયા ભલે, કાલે તો ઉજાળી શકશું,
લાવ, અંગારા બધા રાખમાં ભારી લઈએ.

કોઈ તો કહેશે ઉમેરો કે ઘટાડો એમાં,
એક મનગમતી રકમ ચાલને ધારી લઈએ!

થોડા ચહેરાઓ લઈ આવ્યો હતો, ઓઢી લીધા,
ચાલો, મહેફિલમાં હવે મહોરાં ઉતારી લઇએ.

### એકલવાયો

મારા એકાન્તમાં
ધસી રહી છે એ સભાઓ
–જેમાં હું ગયો નથી;

મારાં પુણ્યમાં પ્રબળ
રહ્યાં છે એ પાપો
–જે મેં કર્યાં નથી.

મારી ગતિમાં
જે વળાંકે વળ્યો ન હતો
એ તરફનો ઝોક છે.

નથી આચરી શક્યો
એવા અપરાધોના સિંદૂરથી રચાયો છે
મારી નિર્દોષતાનો અરીસો.

મને એકાંતપ્રિય માનતા મિત્રોને હવે કેમ સમજાવું
કે હું એકલવાયો છું!

ઊડતી સહસ્ર મક્ષિકાઓની ભ્રાંતિ કરાવતી નગરજનોની ભીડ—બોદલેર ant heap city કહે છે—જોઈ કવિ કહે છે :

એકમેકની પૂંઠે થતા, જતા ખભેખભા ઘસી;
છતાં ન કંપ, સ્પર્શથી ન સેતુ એક બે જ વેંત દૂર
બે ઉરો રચે,
સમીપમાં જ તારઑફિસે રચાય જે ક્ષણેકમાં
હજાર માઇલો વચે.

કેવો વ્યંગ ઊપસી આવે છે, આ ઉક્તિઓમાં! મનુષ્યની-નગરમનુષ્યની-નિઃસંગતા–એકલતાનો ભાવ ઊપસવા સાથે આજની યંત્રવિદ્યાએ જે સુવિધા સાથે વિડંબના સર્જી છે તેના પ્રત્યેનો આછોતરો અણસાર પણ પ્રગટે છે. આજે માનવની ગતિ છે, પણ તે દિશાહારા છે, ઉદ્‌ભ્રાન્ત છે. કવિ કહે છે :

પાપત્રસ્ત, શાપગ્રસ્ત, સર્વનામહીન.
કોઈનું ન નામ જાણતો,
પરંતુ એક વાત તો પ્રમાણતો :
કદીક ખેપતા જહાજના મુસાફરો તણી થશે
પ્રસિદ્ધ નામ-આવલિ
હશે જ એમનાં ય એ વિષે—સમસ્ત દ્વીપ
આ કદીક તો થશે સમુદ્રમાં બલિ;
કદીક આ વિરાટ ગ્રંથ વિશ્વનો સમાપ્ત તો થશે,
જરૂર એમનાં ય નામ છાપભૂલમાં હશે.

આ પંક્તિઓમાં માનવજીવનની વ્યર્થતા, નિરર્થકતા, ઉદ્દેશ્યહીનતાને 'ખેપતા જહાજના મુસાફરોની નામાવલિ' કે 'વિરાટગ્રંથની છાપભૂલ' જેવાં કલ્પનો દ્વારા—આજના જીવનસંદર્ભમાંથી ઊપસતાં કલ્પનો દ્વારા પ્રગટાવી છે. 'ફૉકલૅન્ડ રોડ'માં સ્નેહલગ્નની વિડંબના છે, 'ચર્ચગેટથી લોકલ'માં દિશા વિનાની ગતિનો સંકેત છે. 'પ્રવાલદ્વીપ'માં ચાલવાના–ગતિના ઘણા સંકેતો છે–તે કવિએ કરેલી 'યાત્રા'ના સંકેત રૂપ છે.

'યાત્રા' પ્રવાલદ્વીપનું જ નહિ, ગુજરાતી ભાષાનું એક વિશિષ્ટ કાવ્ય છે.

નિરંજન કાવ્યની મંચનાની સુઘડતાના આગ્રહી કવિ છે. આ કાવ્યમાં છ પાત્રની ઉક્તિઓ છે સાત ઉક્તિઓમાં વિભાજિત કવિતાનો પહેલો અને છેલ્લો અંશ ૧૧,૧૧ પંક્તિઓનો, શેષ પાંચ ૧૮ પંક્તિઓના છે કવિતાની પ્રથમ લીટીથી કવિતાનું સમાપન થાય છે—એટલે કે એક અંતહીન ચક્રાકાર ગતિ ચાલુ રહે છે કવિ, આંધળો, વેશ્યા, ફેરિયો, પતિયો અને ભિખારી: આ પાત્રોની ઉક્તિઓ છે આ પાત્રો આ નગરનું બાહ્ય અભિધાન છે અંધતા, અચલતા, શરીરપણ્યતા, પત અને અને ભીખ–આ જ તો છે આ નગર —The great leprous city

૧૯૦૨માં રિલ્કેનો એક કાવ્યસંગ્રહ ચિત્રપોથી (Das Buch des Bilder) પ્રગટ થયો, ૧૯૦૬ની તેની બીજી આવૃત્તિમાં 'ઉક્તિઓ: શીર્ષકપૃષ્ઠ સાથે નવપૃષ્ઠ' (Die Stimmen Neun Blatter mit einem Titel blatt) કવિતા છે, જેમાં ભિખારી, આંધળો, શરાબી, આત્મઘાતી, વિધવા, મૂર્ખ અનાથ શિશુ અને પતિયાની ઉક્તિઓ છે આરંભના શીર્ષકપૃષ્ઠમાં કવિ કહે છે કે અન્ય લોકો જાણે કોઈ જડ પદાર્થો પાસેથી પસાર થાય તેમ તેમની પાસેથી પસાર થાય છે, એટલે તેમનો ગાયા સિવાય—પોતાનો અવાજ રજૂ કર્યા સિવાય કોઈ આરો નથી–mussen sie singen 'પ્રવાલદ્વીપ'ના પાત્રો કવિ નિરંજનની દૃષ્ટિથી રસાયેલા–રચાયેલા રિલ્કેના પાત્રોના ભારતીય સગોત્ર છે રિલ્કેએ પણ જ્યારે પેરિસની મુલાકાત લીધેલી ત્યારે એ નગર એને રુગ્ણોનું નગર લાગેલું આમ, શું બોદલેર, રિલ્કે, એલિ

## મૌન બલોલી

### હજી

નીંદની ના પાંખડી ખૂલી હજી
ને સ્વપ્નની ખુશ્બૂ પજવતી આંખને,
જાણે ખટકતું આભ કાંઈ પાંખને

કયમ વળે અંગાંગને પ્રસ્વેદ .
કયમ વળે ?
ઓશીકાને અંગુલિ છાનું કહે,
મધુરાત્રિના આકાશમાં
સૂરજ હજી ઊગ્યો નથી,
જો લહેરખી અડકે જરા,
રુંવેરૂંવેથી તેજરાશિ મઘમઘે
રશ્મતળાઈ અંગથી અળગી કરી
બારી ઉઘાડું
ટીખળી સૈયર સમી
આ ચાંદની ચૂંટી ખણે
ને કશું ભીતર ભર્યું હેલે ચડે
વાતાવરણમાં
શુષ્ક ખરતા પર્ણની ખરખર
જરા કોળી ઊઠે,
ને કંચુકીના બંધને હળવા કરું ,
જાણે હવાની લહેરખી અડકે હવે,
પણ ફાલ્ગુની કો' ટેકરી સરખા તને
તૃણ એક પણ ફરકયું નહીં !
તરબોળ નીંદમાં ગળી
લયલીન નીરવ વાયુના આશ્લેષમાં
ને હજી એવો ને એવો
મોગરો મુજ કેશમાં

## માધવ રામાનુજ

### અમે

અમે તમારા ખેતર વચ્ચોવચ્ચ
યુગોના લઈ અબોલા
એક પગે ઊભેલ ચાડિયા,
ભીની ભીની સોડમના પથરાય છાંયડા
કોરામોરા અમે વચાળે
બધી દિશામાં ટગર ટગર તાકીને
રહીએ.

અમે તમારા ખેતર ઉપર
ઢળતું ભૂરું આભ,
ચાસમાં તરબોળાતા પડછાયામાં
રૂપ અમારું જોતાં મોહ્યાં ઝાડપાંદડે
ખરતું અચરજ ઝીલ્યા કરીએ.

અમે તમારી અડખેપડખે પડતી
સારસ પગલી,
પગલી ખેતરમાં વવરાવો તો
સારસ થૈને ઊગી નીકળીએ.

અમે તમારા ખેતર ફરતા શેઢા,
અમને વીંટળાઈ ઊગ્યું છે ખેતર
ખેતર ભર્યા સમંદર,
–ખેતર મખલક મૉલ તમારા,
શેઢે લીલીસૂકી વાડ,
વાડનું છીંડુ ઠેલી
રાતવરત આવો તો અમને મળજો.

પટ કે નિરંજન–,આ બધા કવિઓ દેશકાળનાં બંધનોને અતિક્રમીને સમસંવેદનાની એક સમાન સૃષ્ટિમાં વિહરે છે, અને પોતાના યુગબોધને-સમયચેતનાને Zeitgeist-ને શબ્દબદ્ધ કરે છે. નિરંજનનાં 'પાત્રો' કાવ્યોની જે સંરચના છે, એવી સંરચના રિલ્કેને તેની પોતાની કવિતામાં અભિપ્રેત નથી. ત્યાં, પ્રથમ પ્રાસ્તાવિક કવિતા પછી, વિભિન્ન પાત્રોની ઉક્તિઓ એકોક્તિઓ–અલગ અલગ ઉક્તિઓ બની રહે છે. અહીં અંતિમ અંશમાં પરસ્પર ગુંથાતાં એક નવું પરિમાણ લાધે છે. જે પાત્રો અન્ય સભ્ય સમાજની ઉપેક્ષાનો માર ખાઈને વ્યથિત છે, પીડિત છે, સહાનુભૂતિની અપેક્ષા રાખે છે, તેઓ પરસ્પરને તો પાછા એ જ સભ્ય સમાજનાં નેત્રોએ નિહાળે છે, એટલે આરંભમાં કવિ જ્યારે આવા લોકો માટે સમાજસેવા, દીનદરિદ્રની સેવાના બહાના હેઠળ સુધારકો ભાષણો કરે છે, ત્યારે એ લોકોને કહે છે:

'બસ ચૂપ રહો, નહીં તો અહીંથી ચાલવા માંડો!'

પણ અંતે આ પાત્રોને પણ પરસ્પરને ઈર્ષ્યાદગ્ધ તીરથી વીંધતાં જોઈ ને તે પાત્રોને જ કહે છે:

બસ ચૂપ રહો, નહીં તો અહીંથી ચાલવા માંડો.

કવિતામાં વ્યંગ અને વક્રતા (Satire અને irony) ભરપૂર છે. છતાં કરુણાનો સ્પર્શ અછતો રહેતો નથી. ફેરિયો 'ફેરિયા' શબ્દને અનુલક્ષીને કહે છે:

જો કે મને સૌ ફેરિયો કહે છે છતાં ફરતો નથી,
પણ એમ તો મારું નશીબ ક્યાં ફરે છે?

'ફરવા' શબ્દને ટેકે આગળ ચાલતાં કહે છે:

ફક્ત જ માંહે હોય
સે નાપુર અહીંથી માત્ર છે
બસ સો જ ડગલા દૂર
પણ ભરતો નથી—

ફેરિયો કહે છે કે માણસ કરતાં તો વૃક્ષ હોત તો વસંત તો અનુભવતે! આંધળાની ઉક્તિમાં તો અગ્નિસ્પર્શ છે.

કે શું હજુ હું ગર્ભમાંથી નીકળ્યો ના બહાર?
તો મારા જનમને કેટલી છે વાર?

જન્મ્યાની જ અનુભૂતિ નથી, તો જન્મ્યા પછીના જીવનની ક્યાંથી હોય? રિલ્કેનો આંધળો કહે છે તમે આ ગીતો પરખી શકો છો? એ તમે ગાયાં નથી—આ સૂરમાં તો નહિ જ—

Erkennt ihr die Lieder?
Ihr sanget sie nicht
Nicht ganz in dieser Betonung

વેશ્યાની ઉક્તિ 'મારી બહાર ફેંકી દેવા એવા કાગળના ડૂચા'ના કલ્પનથી અને પતિતાની ઉક્તિ 'એંઠ'ના કલ્પનથી વેધક બની રહે છે

પરંતુ 'ગાયત્રી' 'પ્રવાલદ્વીપ'નું ચરમ શિખર છે નિરંજનની કવિ તરીકેની તમામ શક્તિઓનો સરવાળો આ કવિતામાં છે, એટલું જ નહિ, કવિ ન્હાનાલાલના 'પિતૃતર્પણ' કે સુન્દરમના '૧૩-૭ની લોકલ' એ બે-બે વિભિન્ન યુગના શ્રેષ્ઠ કવિતાની ઉપલબ્ધિ સમાં અનુષ્ટુપગ્રથિત કાવ્યોની જેમ રાજેન્દ્ર-નિરંજનયુગનું આ અનુષ્ટુપગ્રથિત કાવ્ય ગુજરાતી કવિતાની અનુપમ ઉપલબ્ધિ છે (આ કાવ્ય વિશે હવે પછી સ્વતંત્રપણે લખવાનો ખ્યાલ છે)

'પિતૃતર્પણ'માં ૧૦૧ અનુષ્ટુપ (૨૦૨ પંક્તિઓ) છે, 'ગાયત્રી'માં ૧૦૦ અનુષ્ટુપ કાવ્ય ત્રણ ખંડમાં વિભાજિત છે પ્રાત ,

## હરિકૃષ્ણ પાઠક

### હાંઉં હવે તો

ગીતમાં ગૂંથું વાયરે વણું,
વાત ઝીણી ઝમ્મરની એવી
આમથી વાળું, આમથી લણું

પીગળ્યા રૂના પોલ ટપોટપ
પીગળ્યા સીમ ને વાટા,
ઓગળી ચાલ્યા દુખના દાડા
ગણતા થાક્યા વેઢા
હાઉં હવે તો એમ થતું કે—
ટાઢના બીજે એટલું પાણી અમને ઘણું

વનગાને આકાશ ચગે
કોઈ ઝમકતી ઠમ્ગત
ભીંજતો ભીના સૂરથી ભીતર,
ઝમતી ઝીણી ગત
હાઉં હવે તો ઊમટ્યા લીલા નૂર—
ઘડીમાં ફૂલશે ઘેરું ફોરશે ઘણું
ગીતમાં ગૂંથું વાયરે વણું

## પ્રિયકાન્ત મણિયાર

### પગલાં

રજા પરે માળી ગયો હશે અને
ગ્રંથાલયે લૉન કપાઈ ના, બચી
સમૂહના ધ્વંસ થકી, સુભાગ્ય!
સમીરસ્પર્શે સ્ફુરતો ઉમંગ.

ત્યાં ભૂલકું મધુર તાલ મિલાવી તા તા
પા પા પગી મૃદુ ડગે ચરણો ચલાવતું.
'તું આવ આવ' કહીને જનની ચગાવે.

સંધ્યા ઢળી તિમિરમાં–તૃણને નં નિંદ
(ભારે પડ્યાં ચરણચિહ્ન સબૂઝ તારવી)
જે કૈં પડ્યાં મૃદુ તહીં પગલાં ઝુલાવે
કાલે જ જો માળી રજા પરેથી...

## 'શિલ્પિન્'–લલિત થાનકી

### અંકુરણ

આપણી તત્પર નવિલ આ કલ્પના
સર્જનાની કેડીઓ અપનાવીએ.

રિક્ત મિનારા ચણીને મૌનના,
શબ્દનાં પિન્જર બધાં દફનાવીએ!

રૂપ-ભીનાં લાગણીનાં શિલ્પ સૌ
તર્ક–સંયુત્ ભૂમિ પર અથડાવીએ!

ને પછી સૌ ચૉસલાં અસ્તિત્વનાં
શૂન્યતાની ખીણમાં ગબડાવીએ!

આખરે હળવે રહી રણ-રેતમાં
શેષ સિસૃક્ષા પુનઃ લહરાવીએ!

મધ્યાહ્ન, સાયં. ગાયત્રી બોલતાં જ ગાયત્રી મંત્રનો આદિ સંસ્કાર ભાવકના ચિત્તમાં જાગે છે. સૂર્યોપાસનાનો એ મંત્ર છે. સૂર્યને કારણે તો આ વિશ્વ છે. અહીં પણ સૂર્યોપાસના તો છે, પણ એની ઉપાસના કરનાર 'અમૃતસ્ય પુત્રાઃ' નથી. એટલે શીર્ષકથી જ એક ભિન્નાર્થ કે વ્યંગ્ય સૂચવાય છે. આજના મનુષ્યમાં જે અભાવ છે, જે રિક્તતા છે તે 'વેઈસ્ટલૅન્ડ'નો કવિ વરસાદ —Rain–ના પ્રતીકથી સૂચવે છે, ગાયત્રીનો કવિ 'સૂર્ય'ના પ્રતીકથી.

કવિતાના આરંભમાં સિન્ધુશય્યા પર સૂતેલી નગરદ્વીપસુન્દરીનું ચિત્ર છે:

સુખે છે મૃત્યુનો લેપ, ગીતનો સૂરમો દગે

સવાર થવામાં છે, એટલામાં તો ટ્રેન અને ટ્રામના ચક્ર નીચે 'રાત્રિના ભેજથી ભીની, સ્નિગ્ધ શ્યામ શાંતિ' ચગદાય છે; માર્ગ વચ્ચે 'શાન્તિનું શબ' પડેલું છે તેની કોઈને જાણ નથી; પથના દીવા નેત્રો મીંચી જતાં બુઝાય છે; ત્યાં

ક્ષિતિજે ડોકતો સૂર્ય, પ્રેર્યો માત્ર કુતૂહલે
(એક વાર ફરી કોઈ બ્હાને ઊગ્યો જ, તો ભલે!)

'ઊગ્યો જ' પછી 'તો ભલે'નો થડકો અનુભવો. પછી કવિ કેવું ઉપમાન યોજે છે:

તાળવું ફાટતાં વેંત લોહી કેવુંક રેલતું
આખાયે આભમાં રાતા રંગનું તેજ ફેલતું;

ભાવપોષક આ ઉપમાન દ્વારા જ કવિએ ઘણું બધું સૂચવ્યું છે. પ્રથમ ખંડમાં કવિએ એક દિશાહીન મનુષ્યનું ચિત્ર આંક્યું છે. કદાચ એ બેકાર છે. સવારમાં ઊઠીને એ નીકળી પડે છે: ક્યાં—?

'નક્કી ના લક્ષ્યનું સ્થલ.'

સવાર થતાં પ્રવૃત્તિઓ શરૂ થતાં 'નગરદ્વીપસુંદરી' જાગે છે, આરંભમાં આવેલી

પંક્તિનો વિપર્યય થાય છે:

મુખે છે ગીતનો રાગ, મૃત્યુનો સુરમો દગે.

જ્યારે સંસાર સ્ફૂર્તિ માણે છે ત્યારે કવિ અને વેશ્યા નિવૃત્તિ માણે છે.

કવિતાના 'મધ્યાહ્ન' ખંડમાં 'જિપ્સી મધ્યાહ્ન'નું ચિત્ર છે. બપોરનું આવું વર્ણન વિરલ છે—(હોળા સૌ પંથ ને જ્યારે પવનો પાતળા થતા.) એ જિપ્સીએ આ શહેરનું ભાવિ જોઈ લીધું છે—અને એ જોઈને:

ઓચિંતો સ્તબ્ધ ને મૂઢ
ચોંક્યો, થથર્યો, ડરી ગયો
રોપ્યો ભોંયમાં દીસે,
ફાટી આંખે ફરી ગયો.

કવિતામાં કવિ નિરંજનની ઉપમા-વિધાનની સર્જકતાની યાદ દેવાશે. નિર્જન બપોરના, જ્યારે આખું નગર કચેરી-કારખાનાંમાં છે ત્યારે:

ફોયરમાં સામસામા બે અરીસા નિર્જને લટે
શૂન્યને એકબીજાનું અનંતે વિસ્તારી રહે.

'સાંજ' ખંડની શરૂઆત કરતા કવિ કહે છે: ફરીને આથમ્યો સૂર્ય. ફરીને — જાણે કેટલામી ય વાર. આજે પણ માનવના આત્માનો ભેજ સૂકવવા વ્યર્થ મથ્યો. કવિ માયાવી જાદુની, મંત્રતંત્રની–દુનિયાનાં કલ્પનો દ્વારા સાંધ્યચિત્ર આલેખે છે: શહેરના રાજમાર્ગો જાણે પાતાળોને મળી જાય છે, ક્યાંય ભવનો જાણે કે રાક્ષસો પહેરો ભરે છે, 'બળે સૌ બારીઓ'—એ અગ્નિ ઝરતાં ચક્ષુ છે, એક ગલીમાંથી બીજી ગલીમાં જતી બિલ્લી એ જાણે કે આ પ્રેતનગરની અધિષ્ઠાત્રી ડાકણ છે...કવિ વારે વારે સૂર્યના આથમવાની વાત કરે છે તે પ્રતીકાત્મક બની રહે છે. સૂર્યના આથમતાં એના તેજમાં પડેલી, ઘેર પાછા ફરેલા

## ખામોશ

### માણસ વિષે

દૂરતા ક્યાં આપણી વચ્ચે હતી,
જે હતી એ પારદર્શકતા હતી.

ખુદબખુદ મૃગજળમહીં ફૂણગી રહ્યા,
ને હવે જોયા કરું છું જલપરી!

માત્ર ના લોહી ટપકતુ, પણ હવા
આવ જા કરવત સમી કરતી રહી!

બંધ મુઠ્ઠી ક્યાં લગી રાખી શકું?
લ્યો, હથેળી બહાર રેખા નીકળી.

મૃત્યુ પણ પૂછી રહ્યું આજે મને,
મુજ પહેલાં કોણ આવ્યું'તુ અહીં?

એ તરસનો ટાપુ છે, માણસ વિષે
બસ કશું એથી વધુ કહેવુ નથી.

આખરે ખામોશ પણ બોલી ઊઠ્યો,
'માછલી પાણીમહીં ડૂબી ગઈ!'

## માણેકલાલ પટેલ

### અમૃતપાન

વિહંગાતા સૂરે સરગમ ઊડે મત્ત વિટપે,
ભર્યા હૈયાહાસે કળિ કળિ પરાગે છલકતી,
સુગંધોના સ્પર્શે મધુર ગરવી સ્ફૂર્તિ ઊભરે,
દિશાઓ અંગાંગે મનહર સુહાગે મરકતી.

નર્યા સૌન્દર્યોની પુલક પરશે કૌતુક ભરી
કરું ઇચ્છા સ્હેજે વન વિહરવા; મુગ્ધ મનથી
ડગો માંડું છું ત્યાં શિશુક રવ ઊઠે કલકલી–
'હું આવું'–ને એ તો ગ્રહી કર થયું આગળ, પછી
અમારી વાતોમાં સરસર વહે વાયુ સ્મિતનો,
ફૂટે પાંખો લાધે નિરવધિ સુખાનંદ વ્રજનો!

વનોની કુંજોમાં સુરભિભર શ્વાસે પુલકતાં
બધે ઔત્સુક્યોનાં મૃદુલ કુસુમો મંદ હસતાં!
હતી ઝંખા પીવા પ્રકૃતિપ્રણયે આસવ અને
મળ્યું આત્મૌપમ્યે પ્રણયરસનું અમૃત......!

માનવીઓની છાયાઓ એકઠી થતાં અંધકારનાં રૂપ બને છે. આ અંધકારમાંથી જ એક છાયા છૂટી અળગી થઈ આગવું રૂપ ધારી છતી થાય છે, (એલિયટના 'ફોર ક્વાર્ટેટ્સનાં Little Gidding–પંક્તિ-૭૮-૧૪૯માં આવે છે તેમ) અને સૂર્યને સ્તવી રહે છે:

'આવતી કાલના સૂર્ય! તારું વ્યર્થ જ ઊગવું,

× × ×

તેં જો આ સર્વને તારા તેજનો અંશ ના ધર્યો,
અપૂર્ણ માનવીમાત્ર એને જો પૂર્ણ ના કર્યો—
સર્વના મુક્ત આત્મામાં તારું તું વીર્ય સ્થાપજે
આપે તો ભવ્ય કો મૃત્યુ ઇચ્છામૃત્યુ જ આપજે!'

આમ કવિતા સંદેહથી શરૂ થઈ, પ્રાર્થનામાં પરિણમે છે. સમગ્ર 'પ્રવાલદ્વીપ'ની આ પરિણતિ છે.

'૩૩ કાવ્યો' (૧૯૫૮) 'પ્રવાલદ્વીપ' પછીની રચનાઓ છે. કવિના ચિત્તની આશા-શ્રદ્ધા સમન્વિત હળવાશને લીધે હવે અવાજમાં ક્રુમાશભર્યો, મંદ થડકો લઈને આવે છે. કવિના શબ્દોમાં કહીએ તો 'સમાધાન'ના ભાવ આ રચનાઓમાં વિશેષ છે. વિચારોની મુખરિતતા રચનાશૈથિલ્ય લાવે છે અને એકંદરે કવિની સર્જકતામાં ઓટની અવસ્થા સૂચવે છે. તેમ છતાં 'પથ્થર થર થર ધ્રૂજે' અને 'માઘની પૂર્ણિમા' જેવી રચનાઓ નિરંજનની ઉત્તમ રચનાઓમાં સ્થાન પામે તેવી છે.

'મોર' ને 'કરોળિયો' એ બે નિરંજનનાં પ્રતીકાત્મક સૉનેટ છે, જેમાં મોર એ રોમાન્ટિક કવિનું અને કરોળિયો એ ક્લાસિકલ કવિનું પ્રતીક છે. આ પ્રતીકોને કવિ સ્વયં સ્ફુટ કરે છે:

'અહં પ્રગટતો ન હોય કવિ કોઈ રોમાન્ટિક'
('મોર')

પ્રકૃતિનો વિપર્યય થાય છે:

> સુખે છે ગીતનો રાગ, મૃત્યુનો સુરમો દગે

જ્યારે સંસાર સ્ફૂર્તિ માણે છે ત્યારે કવિ અને વેશ્યા નિવૃત્તિ માણે છે

કવિતાના 'મધ્યાહ્ન' ખંડમાં 'જિપ્સી મધ્યાહ્ન'નું ચિત્ર છે બપોરનું આવું વર્ણન વિરલ છે—(પહોળા સૌ પથ ને જ્યારે પવનો પાતળા થતા.) એ જિપ્સીએ આ શહેરનું ભાવિ જોઈ લીધું છે—અને એ જોઈને:

> એ ચિતો સ્તબ્ધ ને મૂઢ
> ચોંક્યો, થથર્યો, ઠરી ગયો
> રોપાયો ભોંયમાં રીસે,
> ફાટી આંખે ફરી ગયો

કવિતામાં કવિ નિરંજનની ઉપમા વિધાતાની સર્જકતાની બાદ દેખાશે નિર્જન બપોરના, જ્યારે આખું નગર કચેરી-કારખાનામાં છે ત્યારે

> કાફેમાં સામસામા બે અરીસા નિર્જનને લઈ
> શૂન્યત્વ એકબીજાનું અનંતે વિસ્તરી રહે

'સાંધ્ય' ખંડની શરૂઆત કરતાં કવિ કહે છે. ફરીને આથમ્યો સૂર્ય ફરીને — જાણે કેટલામી ય વાર આજે પણ માનવના આત્માનો ભેજ સૂકવવા વ્યર્થ મથ્યો કવિ માયાવી જાદુની, મંત્રતંત્રની-દુનિયાના કલ્પનો દ્વારા સાંધ્યચિત્ર આલેખે છે. શહેરના રાજમાર્ગો જાણે પાતાળોને મળી જાય છે, ઊંચા ભવનો જાણે કે રાક્ષસો પહેરો ભરે છે, 'બળે સૌ બારીઓ'—એ અગ્નિ ઝરતાં ચક્ષુ છે, એક ગલીમાંથી બીજી ગલીમાં જતી બિલ્લી એ જાણે કે આ પ્રેતનગરની અધિષ્ઠાત્રી ડાકણ છે ..કવિ વારે વારે સૂર્યના આથમવાની વાત કરે છે તે પ્રતીકાત્મક બની રહે છે સૂર્યના આથમતા એના તેજમાં પડેલી, ઘેર પાછા ફરેલા

## ખામોશ

### માણુમ ત્રિપે

દૂરતા ક્યાં આપણી વચ્ચે હતી,
જે હતી એ પારદર્શકતા હતી

બુદબુદા મૃગજળમહીં ફૂણગી રહ્યા,
ને હવે જોયા કરું છું જલપરી!

માત્ર ના લોહી ટપકતું, પણ હવા
આવ જા કરવત સમી ચાલતી રહી!

બંધ મુઠ્ઠી ક્યાં લગી રાખી શકું?
ટચો, હથેળી બ્હાર રેખા નીકળી

મૃત્યુ પણ પૂછી રહ્યું આજે મને,
મુજ પહેલાં કોણ આવ્યું'તું અહીં?

એ તરસને ટાપુ છે, માણસ વિષે
બસ કશું એથી વધુ કહેવું નથી

આખરે ખામોશ પણ બોલી ઊઠ્યો,
'માછલી પાણીમહીં ડૂબી ગઈ!'

## માણેકલાલ પટેલ

### અમૃતપાન

વિહંગાતા સૂરે સરગમ ઊડે મત્ત વિટપે,
ભર્યાં હૈયાહાસે કળિ કળિ પરાગે છલકતી,
સુગંધોના સ્પર્શે મધુર ગરવી સ્ફૂર્તિ ઊભરે,
દિશાઓ અંગાંગે મનહર સુહાગે મરકતી.

નર્યાં સૌન્દર્યોની પુલક પરશે કૌતુક ભરી
કરું ઇચ્છા સ્હેજે વન વિહરવા; મુગ્ધ મનથી
ડગો માંડું છું ત્યાં શિશુક રવ ઊઠે કલકલી–
'હું આવું'–ને એ તો ગ્રહી કર થયું આગળ, પછી
અમારી વાતોમાં સરસર વહે વાયુ સ્મિતનો,
ફૂટે પાંખો લાધે નિરવધિ સુખાનંદ વ્રજનો!

વનોની કુંજોમાં સુરભિભર શ્વાસે પુલકતાં
બધે ઔત્સુક્યોનાં મૃદુલ કુસુમો મંદ હસતાં!
હતી ઝંખા પીવા પ્રકૃતિપ્રણયે આસવ અને
મળ્યું આત્મૌપમ્યે પ્રણયરસનું અમૃત......!

માનવીઓની છાયાઓ એકઠી થતાં અંધકારનાં રૂપ બને છે. આ અંધકારમાંથી જ એક છાયા છૂટી અળગી થઈ આગવું રૂપ ધારી છતી થાય છે, (એલિયટના 'ફોર ક્વાર્ટેટ્સનાં Little Gidding–પંક્તિ-૭૮-૧૪૯માં આવે છે તેમ) અને સૂર્યને રતવી રહે છે:

'આવતી કાલના સૂર્ય! તારું વ્યર્થ જ ઊગવું,
× × ×
તેં જો આ સર્વને તારા તેજનો અંશ ના ધર્યો,
અપૂર્ણ માનવીમાત્ર એને જો પૂર્ણ ના કર્યો—
સર્વના મુક્ત આત્મામાં તારું તું વીર્ય સ્થાપજે
આપે તો ભવ્ય કો મૃત્યુ ઇચ્છામૃત્યુ જ આપજે!'

આમ કવિતા સંદેહથી શરૂ થઈ, પ્રાર્થનામાં પરિણમે છે. સમગ્ર 'પ્રવાલદ્વીપ'ની આ પરિણતિ છે.

'૩૩ કાવ્યો' (૧૯૫૮) 'પ્રવાલદ્વીપ' પછીની રચનાઓ છે. કવિના ચિત્તની આશા-શ્રદ્ધા સમન્વિત હળવાશને લીધે હવે અવાજમાં કુમાશસર્યો, મંદ થડકો લઈને આવે છે. કવિના શબ્દોમાં કહીએ તો 'સમાધાન'ના ભાવ આ રચનાઓમાં વિશેષ છે. વિચારોની મુખરિતતા રચનાશૈથિલ્ય લાવે છે અને એકંદરે કવિની સર્જકતામાં ઓટની અવસ્થા સૂચવે છે. તેમ છતાં 'પથ્થર થર થર ધ્રૂજે' અને 'માઘની પૂર્ણિમા' જેવી રચનાઓ નિરંજનની ઉત્તમ રચનાઓમાં સ્થાન પામે તેવી છે.

'મોર' ને 'કરોળિયો' એ બે નિરંજનનાં પ્રતીકાત્મક સૉનેટ છે, જેમાં મોર એ રોમાન્ટિક કવિનું અને કરોળિયો એ ક્લાસિકલ કવિનું પ્રતીક છે. આ પ્રતીકોને કવિ સ્વયં સ્ફુટ કરે છે:

'અહં પ્રગટતો ન હોય કવિ કોઈ રોમાન્ટિક'
('મોર')

,પ્રકૃતિ રચે શું ક્લાસિકલ સંયમી મે વિ'
('કેરોળિયો')

કવિ નિરંજન 'મોર' અને 'કરોળિયો' બન્ને છે આમ, રોમાન્ટિક, ક્લાસિકલ અને મૉડર્ન—કાવ્યાલોચનમાં વપરાતી આ ત્રણે સંજ્ઞાઓ નિરંજનની કવિતા માટે યોજી શકાય તેમ છે તેમની આરંભની કવિતામાં રોમાન્ટિક ભાવોચ્છ્વાસ છે ક્રમશઃ એ રોમાન્ટિક આવેગની ગતિ ઓછી થતી જાય છે અને આધુનિક ભાવધારા સ્થાન લે છે આ રોમાન્ટિક અને આધુનિક બન્ને ભાવધારાઓ ક્લાસિકલ સંયમથી અભિવ્યક્ત થાય છે રોમાન્ટિક અને ક્લાસિકલ—આ બન્ને પ્રકૃતિઓ સામાન્યતઃ વિરોધી ગણાતી હોય છે, પણ તેમાં હંમેશ વિરોધ હોય જ એવું નથી ગેટે અથવા રવીન્દ્રનાથની કવિતાનો વિચાર કરીએ, તો જણાશે કે બન્ને રોમાન્ટિક પણ છે, અને ક્લાસિકલ પણ બોદલેર તો રોમાન્ટિક છે, આધુનિક છે અને ક્લાસિકલ પણ પ્રણયાનુભૂતિની આકુલ ચંચલતા, આત્માનુરાગી દૃષ્ટિ, સુદૂરની ઝંખના કવિ નિરંજનની રોમાન્ટિકતાના નિદર્શન છે, તો રચનાઓની ચુસ્ત છંદોબદ્ધતા, પ્રાસાનુપ્રાસની લીલા, સૉનેટ જેવા સુબદ્ધ સ્વરૂપ માટેની આસક્તિ, કાવ્યસ્વરૂપની સભાનતા ક્લાસિકલ પ્રકૃતિના સૂચક છે 'છંદોલય' એ કવિના 'સોનેરી લય' છે અભિનવ છંદપ્રયોગની સભાનતા આ કવિને છે

ત્રીશીની કવિતામાં સંસ્કૃત પદાવલિ સાથે સંસ્કૃત વૃત્તો માટેનો વિશેષ પક્ષપાત રહ્યો છે માત્રામેળ વૃત્તોનો, પર પરિતનો ઉપયોગ નથી, તેમ નથી, પણ એનું પ્રમાણ વિશેષ નથી 'પ્રાચીના'નાં સંવાદ-

## કિશન સોસા

### કફને કાઠે

નથી કંઈ સાવ ખાલી હાથ આવ્યા, કફને કાઠે,
છોછલ સેણુ નાની પેઠ લાવ્યા, કફને કાઠે

ઘરેથી નીકળ્યા'તા રે, અને તો શોધવા ઘરને,
અમારા ભાગ્ય અમને લે'ય આવ્યા કફને કાઠે.

દીવા પર ટેરવા મૂકી કો' બાળી નાખતું અક્ષર,
ઉદાસી આમ બેઠના નિઉ ઝના. કફને કાઠે

હજી ગઈ કાલ રમતા'તા અમે મ સુમ ગલીઓમાં
અશા કરપીણ આવ્યા હુડેપ્પુ, ચ યા કફને કાઠે

નથી કંઈ કેસૂડા કોનન, અમારે નોઢી ઊગ્યું છે
ન લીલા તૃણ, અમે શમણાં બિછાવ્યા, કફને કાઠે

અમારી કબ્ર જોવા ગામ આખું યે ગયું અ ની
હતી જેની પ્રતીક્ષા એ જ ના'વ્યા, કફને કાઠે

## આઝમ કરીમી

### મુંબઈ આવતાં*

કુતિયાણાનું રૂપ અને માની આંખોને તરસું છું

ભાદરના કાંઠા જેવી લીનાશ નથી ચોપાટી પર,
આંબાવડિયાની એ મીઠી ગંધ નથી આ માટી પર,
હું સોરઠિયો મોર અહીં રોગીની પેઠે કણસું છું

સાવજ જેવા ભાઈને તરછોડીને અહીં આવ્યો છું,
મિત્રોના વેધક શબ્દોની આગ સાથમાં લાવ્યો છું,
મોહમયી મુંબઈ નગરીમાં શ્રાવણ થઈને વરસું છું

કુતિયાણાનું રૂપ અને માની આંખોને તરસું છું.

*અમને ખેદ થાય છે કે આ લખ્યા પછી મુંબઈમાં જ એ અવસાન પામ્યા —તં૦

‘બાદલ’

## ખેતને શેઢે

ખેતને શેઢે લીમડા કેરું એક લીલેરું ઝાડ,
ઝાડને છાંયે એયને લીલાં કેટલાં કીધાં લાડ,
લીલાં નાઘેર ખેતને લઈને બાથમાં ઓલી લાડને
જોઈ હસતી લીલા થોરની લીલી વાડ.

માથે સૂરજ આવતાં લગી કોસનાં ભીનાં ગાન,
ગાય થાળું કલબલતું, ઝીલે સીમનાં લીલાં ધાન,
જીવના જેટલા વ્હાલા ધોરી ઝાડના લીલા છાંયડામાં
વાગોળતા બેસી કોસનાં ભીનાં ગાન.

સોનલ આવે વીંધતી સોનલ તડકા કેરી શૂલ,
લીમડા નીચે ગુલમહોરનું ખીલી ઊઠે ફૂલ,
છાશમાં અમા ઘોળી લાવી દિલના રંગમાં ચટણી
લાલ ચટ્ટાક રે એનાં કેમ રે કરવાં મૂલ?

એક પા લચે ડાળખી ભરી લીમડા ઉપર મૉર,
હૈડે ય ઠૉળે નેહડા કેરા લૂંબેઝૂંબે મૉર,
નેણમાં ઊમટ્યા મેઘને ન્યાળી એયને એની છાતલડીના,
સીમ ભરીને ગ્હેકી ઊઠ્યા મોર,
ને લીલાછમ્મ ટહુકાઓના લાલ લીલાછમ્મલાલલીલાછમ્મ
આભ ભરીને પડઘા પાડે પ્હાડ.

લીલા નાઘેર ખેતને લઈને બાથમાં ઓલી લાડને
જોઈ હસતી લીલા થોરની લીલી વાડ.

કાવ્યોમાં પણ સંસ્કૃત વૃત્તોનો પ્રયોગ છે. પ્રહ્લાદ-હરિશ્ચંદ્રની રચનાઓમાં સંસ્કૃત વૃત્તોના પ્રયોગ પ્રત્યેનું વલણ જ વધારે છે. ‘ધ્વનિ’(૧૯૩૮-૫૦)માં રાજેન્દ્ર પરંપરિત હરિગીત, પરંપરિત ઝૂલણાના પ્રયોગો કરે છે, જે ‘લયાન્દોલનની દૃષ્ટિએ’ સફળ મનાયા છે. નિરંજનના અન્ય સહયાત્રિક હસમુખ પાઠકની ‘નમેલી સાંજ’ (૧૯૫૨-૫૮)માં ૧૮ રચનાઓમાં એક વસંતતિલકા સિવાય અન્ય તમામ રચનાઓ પરંપરિત માત્રિક છે, તે છંદોની બાબતમાં દિશાન્તર-સૂચક છે. આ જ વલણ પ્રિયકાન્તના ‘પ્રતીક’ અને નલિનના ‘ઉદ્‌ગાર’માં જોવા મળશે. ત્રીશીની કવિતાની જે ભાવધારા છે તેને માટે સંસ્કૃત વૃત્તો પોષક પણ નીવડ્યાં છે, પરંતુ ગુજરાતી ભાષાના સ્વભાવને પોષક માત્રિક વૃત્તો તરફ તો પછીની કવિતા વળે છે, જેમાં ત્રીશીના કવિઓનો પણ મહત્ત્વનો ફાળો મળી રહે છે.

સંસ્કૃત છંદોની માધુરી નિરંજને ઓછી પ્રગટાવી નથી, પરંતુ પરંપરિત માત્રિકોની એમની સિદ્ધિ આગવી છે. માત્રિક વૃત્તો ગુજરાતી ભાષાની બોલચાલની લઢણ સુધ્ધાં ઝીલી શકે છે, એટલે માત્રિક વૃત્તોની સાથે જ કાવ્યબાની, કાવ્યભાષાની ઇબારત પણ બદલાઈ. પરંપરિતતા કવિના ભાવની હ્રસ્વદીર્ઘ ગતિ સાથે ચરણ મિલાવે છે. ઉદાહરણ રૂપે ‘સુધામય વારુણી’ કાવ્ય લઈએ:

એક ચૂમી,
મત્ત પાગલ મેહુલા જેવું ઝૂમી
બસ એક ચૂમી મેં લીધી;
શી સ્વર્ગની જ સુધા પીધી!
એકેક જેનું બિન્દુ
એ બિંદુ નહીં, પણ ઘોર વડવાનલ જલ્યો સિંધુ

હતો, ને એ જ બિન્દુ
પૂર્ણિમાની ચાંદની ચંદન સમી વરસાવતો ઇન્દુ
હતો, બસ એક પણ એ એક તે કેવી ચૂમી
કે આગની ને રાગની જ્યાં એક થૈ જતી ભૂમિ!

અહીં પરંપરિત હરિગીતમાં કવિચિત્તનો જે સમગ્ર અમર્યાદ આવેગ છે તે આવેગ લઘુદીર્ઘ ચરણોના ન્યાસથી, અંત્ય કે ક્વચિત્ આદિ પ્રાસથી, આંતરપ્રાસથી, શબ્દોના પુનરાવર્તનથી પ્રગટ થાય છે, અને અંતિમ ત્રણે ય ચરણો દીર્ઘ આવતાં સમની ચરમ સીમા પર જઈ અટકે છે. પરંપરિતને લીધે સાતમી પંક્તિની ક્રિયા આઠમીના આરંભમાં અને નવમીની ક્રિયા દશમીના આરંભમાં મૂકી શકી, જાણે એક શ્વાસે બોલાતી જતી પંક્તિઓના સાતત્યનો કવિ અનુભવ કરાવી શક્યા છે. એ જ પરંપરિત હરિગીતનો વિલંબિત લય ઝીલ્યો છે:

'એ જ આભે એ જ તારા,
એ જ સૌની એની એ છે તેજધારા'—માં

'કંટકોના પ્યારમાં', 'તારણી' વગેરે કવિતામાં હરિગીતની આ દ્રુતવિલંબિત ગતિ જોવા મળશે.

પરંપરિત ઝૂલણામાં 'ગ્રીષ્મમધ્યાહ્નમાં' કે 'સંસ્મૃતિ' જેવી દીર્ઘ રચનાઓ કે 'મન' જેવી ઉત્તમ લઘુ રચનાઓ લખાઈ છે. પરંપરિત ઝૂલણા 'આવ હે મુક્તિદિન'થી શરૂ થતાં સંસ્મૃતિ કાવ્યમાં શોકગીતિનું પોષક વાતાવરણ નિર્મિત કરે છે.

સંસ્કૃત છંદોમાં શિખરિણી, વસંતતિલકા અને મંદાક્રાન્તા પ્રત્યે કવિને પક્ષપાત છે. *કોમલકાન્ત પદાવલિના ગુંજનથી* અનુસ્યૂત સુબદ્ધ શ્લોકરચના આ લયલુબ્ધ કવિની સિદ્ધિ છે. 'છંદોલય'માં 'પૃથ્વી'માં માત્ર એક કાવ્ય છે, જે 'અલ્પવિરામ'માં

## જટિલ

### ગીત

સૂકાં તે પાન જરા ખેસવો તો સરવરમાં
નીલું ગગન તરે આખું!

જૂનાં ખંડિયેર જેવી મંદિરની ભીત
એને જોઈ જોઈ નીતરતી આંખો,
એનાં એ પિંજર ને એના એ સળિયામાં
રૂંઠવાતી પોપટની પાંખો:
ગોઝારા અંધકાર આઘા કરો તો પેલા
ઝળહળતા સૂરજને ઝાંખું,
સૂકાં તે પાન જરા ખેસવો તો સરવરમાં
નીલુ ગગન તરે આખું!

સૂખ્યા પતંગિયાની રંગીલી પાંખ પરે
બાઝયા કરોળિયાનાં જાળાં
સમદરનાં નીર નીચે મોતીના થાળ
એને અણગમતાં કાદવનાં તાળાં!
મ્હોરી વસંત એને ઘરના કબાટમહીં
સાચવી તે કેમ કરી રાખું?
સૂકાં તે પાન જરા ખેસવો તો સરવરમાં
નીલુ ગગન તરે આખું!

## કરસનદાસ લુહાર 'નિરંકુશ'

### માળો ન બાંધ્ય...!

માળો ન બાંધ્ય મારા મંન!
કોઈ ડાળ પર માળો ન બાંધ્ય મારા મંન!
માળાના છાયાની માયા શું આપણે?
જ્યાં આપણું છે આખ્ખું યે વંન!
કોઈ ડાળ પર માળો ન બાંધ્ય મારા મંન!

આભ ઊંચાં વૃક્ષોના મ્હેલ તણે
ગોખ ગોખ પેટવીએ ટ્હૌકાના દીવા,
ટ્હૌકાના દીવાનાં અમૃતિયાં અજવાળાં,
પાવાં સંધાયને ને પીવાં!
કાયા વિહોણી સૌ દિશાઓ ન્હાશે
ને ન્હાશે કો' ઉરનો ઊનો પવંન!
કોઈ ડાળ પર માળો ન બાંધ્ય મારા મંન!

કિરણ કુહાડીઓને આમતેમ
વીંઝતો તડકાનો કઠિયારો આવે,
બીએ તે કોણ ભલા! એના રૂઆબથી
છો લાલચોળ આંખો લુરકાવે!
ખળખળતા બપ્પોરી સૂરજને ઠારવા
ટહુકે ધમરોળશું આખું ગગંન!
કોઈ ડાળ પર માળો ન બાંધ્ય મારા મંન!

૧૧ જેટલાં કાવ્યોમાં પ્રયોજાય છે. 'પૂર્વાલાપ'થી 'ભણકાર' ભણીની ગતિનો એ દ્યોતક છે. 'પૃથ્વી'ની એમની સિદ્ધિ દુરારાધ્ય બળવંતરાયને પણ પ્રફુલ્લિત કરે તેવી છે, ખાસ તો 'કરોળિયો' ને 'મોર' તથા, બલ્લુકાકા વિશેનાં ત્રણ સૉનેટમાં 'પૃથ્વી'ની સિદ્ધિ. નિરંજને ઉપજાતિ જેવા છંદની અનેક લીલાઓ પ્રગટાવી છે. પંક્તિઓના ખંડ કરી અનેક વિવર્તોથી વૈવિધ્ય, અને તે ય ભાવાનુકૂલ, સાધ્યું છે. 'આગમન'માં ઇન્દ્રવજ્રાની ત્રણ પંક્તિ પછી, વસંતતિલકાથી પૂરો થતો શ્લોક, કે 'અશ્રુ' કાવ્યમાં મંદાક્રાન્તાની ૧૩ પંક્તિ પછી છેલ્લીમાં સ્રગ્ધરામાં અપસૃતિ— ભાવાંતર માટે કાર્યસાધક બને છે, એટલું જ નહિ, આ છંદના પ્રયોગથી 'ગીત'નું સ્વરૂપ ઘડવાનો પણ કવિએ 'કિન્નરી'ના 'બોલો' કાવ્યમાં પ્રયત્ન કર્યો છે.

'પ્રવાલદ્વીપ'નાં બધાં કાવ્યોની કુલ મળી ૬૮૦ પંક્તિઓમાંથી ૩૦૩ ગુલબંકીની, ૧૧૩ હરિગીતની, ૨૦૦ અનુષ્ટુપની છે, જ્યારે સંસ્કૃત વૃત્તોની ૫૦ પંક્તિઓથી વધુ નથી. હરિગીત આ અગાઉ પણ કવિએ યોજ્યો છે, જ્યારે અનુષ્ટુપ પહેલી વાર અને ગુલબંકી પણ આટલી બહુતાયતથી પહેલી વાર પ્રયોજાય છે. આ વલણ સૂચક છે. લગાના આવર્તનવાળો ગુલબંકી મુંબઇની ટ્રેનોની ગતિનો લય જાણે કે ઝીલે છે, એટલું જ નહિ, એનું એ લગાનું આવર્તન —એક સાતત્ય અને અંતહીન પુનરાવર્તનનું ઇંગિત છે, 'ફ્લાઉન્ટનના બસ-સ્ટૉપ પર' કે 'ચર્ચગેટથી લોકલમાં' કે હોર્ન્બી રોડ જેવી રચનાઓમાં ગુલબંકીની છટાઓ ખીલેલી દેખાય છે:

આવીં વાડી રહી હવા મહીં અનન્ય વાસ
એક તો લઈ જુઓ જરીક શ્વાસ!

કે
ઇન્ડિકેટરે લખ્યું છે: Next train:
વાંચો વિચાર
Stopping At All Stations,
દે ભરી જ વાર વાર

કે
કે મજૂર
જે હજૂ ઝૂકી રહ્યા કહી 'હજૂર, જી હજૂર!'
એમને હજૂ ન કોઈએ કહ્યું- 'તમે સ્વતન્ત્ર,
છો અખંડ ચાલતું ટાઇમ્સ આફ ઇન્ડિયાનું યંત્ર

આ બધી પંક્તિઓની બાનીનો લય લહેકો કેટલો જુદો છે! બાનીમાં એક નમનીયતા અને પારદર્શીતા છે. કવિતાના ત્રીજા સ્તર-ના ગુણો ધરાવતી આ ભાષાને આ છંદ કેટલો ઉપકારક નીવડ્યો છે!

'ગાયત્રી'ના અનુષ્ટુપને કવિ ન્હાનાલાલના 'પિતૃતર્પણ'ના અનુષ્ટુપ સાથે, સુન્દરમ્‌ની '૧૩-૭ની લોકલ'ના અનુષ્ટુપ કરતાં વધારે પાસ છે. ન્હાનાલાલની જેમ નિરંજન પણ 'કપલેટ'—શ્લોક—ની રચના કરતા ચાલે છે. મૂળ ગાયત્રીનો છંદ 'ત્રિષ્ટુભ' છે અને આ 'ગાયત્રી'નો અનુષ્ટુપ. પ્રાસબદ્ધ એવો આ અનુષ્ટુપ 'હીરોઇક કપલેટ'નો સોબતી બની રહે છે. સુન્દરમ્‌નો અનુષ્ટુપ 'બ્લૅન્કવર્સ'ની જેમ પ્રાસ ત્યજી પ્રવાહી રૂપે આવે છે. નિરંજન 'કપલેટ'ની જેમ પ્રાસબદ્ધ કડી રૂપ આપીને પણ, આવશ્યકતાનુસાર પછી આવતી પંક્તિમાં ભાવને ઊભરાવા દે છે, અર્થાત્ પ્રવાહી રૂપ આપે છે, એટલું જ નહિ ક્યારેક તો આખો 'પૅરેગ્રાફ' રચે છે. (પંક્તિ ૫ થી ૧૬). અને આ પંક્તિઓ જુઓ:

—ચાંદની ધરિત્રી બની
નાચવી નાચવી ચાવી દીધી એમ નથી ફરી



# વીરુ પુરોહિત

## બપોર

સમળીના માળે પીગળતું સોનું
ઉઠે લઈ અચાનક પવન દોડતો જાય દોડતો જાય ..

ઝૂમસે ઝૂમખાં ગઈ-કૂચોનાં આખમહીં ચાટવાતાં
પાંપણ વારે વારે ઉઘડતી ને બંધ,
આમ્રવૃક્ષની ઘટામહીં કો' મૂક પક્ષીના સૂચવેલા
ટૌકાથી જોડાયો માગ્યા અસ્પષ્ટ સંબંધ,
પડછાયાની ભીંતો વચ્ચે મમળાવેલા
અધમીંડેલી બારી કેરાં સપન તોડતો જાય તોડતો જાય...
સમળીના માળે......

વચ્ચે સૂતો ગાડા-મારગ ઊની ઊની ધૂળ શરીરે ચોળી
આઘે ક્ષિતિજની પણ પાર માંડતો મીટ,
આસપાસની કાંટાળી વાડ્યું જાણી કે
મૃગજળ ઘેર્યા આભ વચાળે નિભાડે ધગધગતી નાની ઈંટ,
પશ્ચિમે તરફે પેલી ટેકરી પરથી પેલી
ચીર હીણો જેમ દુર્યોધન તો ક્યાંય દોડતો જાય દોડતો જાય...
સમળીના માળે......

## 'મધુબિન્દુ'

### વિજોગ

કંકુ કેરા થાપા રહ રહ રોતા
તોય તમે અંકાશે રહીને હમ્રના હસતા જોતા.
કંકુ કેરા થાપા૦

કયા જનમનો નેહ અધૂરો હતો કે તમને મળિયાં
કયા જનમના ઓરતા ઊણા હતા કે અમને ફળિયા.
કેવાં બાઝયાં મોતી પાણીદાર, આંખડી પ્રોતાં!
કંકુ કેરા થાપા૦

તમે તો, વાલમ, દેવાંશી ફૂલડું કે હસતાં ખરિયા,
તમે તો, વાલમ, આષાઢી વાદળ કે સરવર ભરિયાં,
અમે અભાગી, કરમ હીણાં આ જગમાં ખાતાં ગોથાં
કંકુ કેરા થાપા૦

એ જ ફૂલની ભાત ભરેલી ધડકી, એ જ પથારી,
એ જ ઢોલિયો, એ જ દીવડો, એ જ હવાની બારી,
લાખ મનાવું તોય જીવડો ના માને પ્રિય ન્હોતા!
કંકુ કેરા થાપા રહ રહ રોતા!

જરા મોટેથી સહેજ ભારપૂર્વક પાઠ કરતાં વર્ણવિન્યાસ કાંડા ઘડિયાળની ચાવી આપવાની પ્રક્રિયાનો અનુભવ કરાવી રહેશે. એક વાર પણ પાઠ કર્યા પછી 'ગાયત્રી'નો અનુષ્ટુપ ગુંજરિત થયા કરે છે.

કવિતા શ્રાવ્ય કલા છે. ફ્રેંચ કવિ વેર્લેન કહે છે તેમ કવિતા ચોપડીનાં પૃષ્ઠો પર છપાયેલી વાંચવા માટે નહિ, મોટેથી સાંભળવા માટે છે (to be heard aloud). છંદની જેમ લય પરત્વે પણ કવિ સભાન છે, કહો કે લયસિદ્ધિ એમને સહજ છે. શબ્દના નાદતત્ત્વ પાસેથી ઘણું બધું કામ કવિ કઢાવે છે. 'છંદોલય'ના 'જાગૃતિ' કાવ્યનો આ પ્રથમ શ્લોક:

છકેલી ફાલ્ગુની છલબલ છટા શી પૃથિવીની!
દિશાઓ મૂકીને મન ખિલખિલાટે મલકતી;
વનોની મસ્તાની, મઘમઘ પરાગે છલકતી,
વસંતે જાગી રૂહે સકલ કલિ જ્યારે રસભીની;–

'કાન્ત'નું સ્મરણ કરાવતા આ શિખરિણીને તપાસો. 'ઈ' અને 'છ'ની આવૃત્તિ, આંતરપ્રાસ કે અંત્યાનુપ્રાસ શ્લોકની સાથે આપણને બાંધી લે છે. પંક્તિના આરંભમાં, મધ્યમાં કે અંતમાં પ્રાસાનુપ્રાસની અનપેક્ષિત લીલા નિરંજનની કવિતાનો વિશેષ છે. કોઈ પણ કવિતા એનું ઉદાહરણ છે.

કલાસિકલ પ્રવૃત્તિનું અન્ય લક્ષણ એમની સૉનેટપ્રીતિમાં જોવા મળે છે. ૨૮ જેટલાં સૉનેટની સુઘડતા ધ્યાન ખેંચ્યા સિવાય રહેતી નથી. બલ્લુકાકાના પરિચયમાં આવ્યા પછી સૉનેટ વિશેષ સંખ્યામાં રચાયાં છે. તેમાં પ્રાસયોજના આદિની બાબતમાં કવિ સૉનેટના ચુસ્ત રૂપને અનુસરે છે. બીજી બાજુ, કવિએ અનેક ગીતોની રચના કરી છે. 'કિન્નરી'

અહીં વહી રહી હવા મહીં અનન્ય વાસ
એક તો લઈ જુઓ જરીક શ્વાસ!

કે

ઇન્ડિકેટરે લખ્યું છ: Next train:
વાંદરા વિરાર
Stopping At All Stations,
ધીમરી જ વાર વાર

કે

કે મજૂર
જે હજૂ જી રહ્યા કહી 'હજૂર, જી હજૂર!'
એમને હજૂ ન કોઈએ કહ્યું. 'તમે સ્વતંત્ર,
છો અખંડ ચાલતું ટાઈમ્સ આફ ઇન્ડિયાનું યંત્ર

આ બધી પંક્તિઓની બાનીનો લય લહેકો કેટલો જુદો છે! બાનીમાં એક નમનીયતા અને પારદર્શીતા છે. કવિતાના ત્રીજા સૂરના ગુણો ધરાવતી આ ભાષાને આ છંદ કેટલો ઉપકારક નીવડ્યો છે!

'ગાયત્રી'ના અનુષ્ટુપને કવિ ન્હાનાલાલના 'પિતૃતર્પણ'ના અનુષ્ટુપ સાથે, સુન્દરમ્‌ની '૧૩-૭ની લોકલ'ના અનુષ્ટુપ કરતા વધારે પ્રાસ છે. ન્હાનાલાલની જેમ નિરંજન પણ 'કપલેટ'–શ્લોક—ની રચના કરતા ચાલે છે. મૂળ ગાયત્રીનો છંદ 'ત્રિષ્ટુભ'છે અને આ'ગાયત્રી'નો અનુષ્ટુપ. પ્રાસબદ્ધ એવો આ અનુષ્ટુપ 'હીરોઈક કપલેટ'નો સોબતી બની રહે છે. સુન્દરમ્‌નો અનુષ્ટુપ 'બ્લૅન્કવર્સ'ની જેમ પ્રાસ ત્યજી પ્રવાહી રૂપે આવે છે. નિરંજન 'કપલેટ'ની જેમ પ્રાસબદ્ધ કરી રૂપ આપીને પણ, આવશ્યકતાનુસાર પછી આવતી પંક્તિમાં ભાવને ઊભરાવા દે છે, અર્થાત્ પ્રવાહી રૂપ આપે છે, એટલું જ નહિ ક્યારેક તો આખો 'પૅરેગ્રાફ' રચે છે. (પંક્તિ ૫ થી ૧૬). અને આ પંક્તિઓ જુઓ:

—કાંડાની ઘડિયાળની
બળવી બળવી ચાવી દીધી એમ નવી ફરી



## વીરુ પુરોહિત

### બપોર

સમળીના માળે પીગળતું સોનું
હાથે લઈ અચાનક પવન દોડતો જાય દોડતો જાય ..

ઝૂમખે ઝૂમખાં રાઈ-ફૂલોનાં આંખમહીં અટવાતાં
પાંપણ વારે વારે ઊઘડતી ને બંધ,
આમ્રવૃક્ષની ઘટામહીં ક્યાં' મૂક પક્ષીના ગૂંચવાયેલા
ટૌકથી જોડાયો માગ સમયતણો સબંધ,
પડછાયાની ભીંતો વચ્ચે મસળાયેલા
અધખીડેલી બારી કેરા સપન તોડતો જાય તોડતો જાય...
સમળીના માળે......

વચ્ચે સૂતો ગાડા-મારગ ઊની ઊની ધૂળ શરીરે ચોળી
આઘે ક્ષિતિજની પણ પાર માંડતો મીટ,
આસપાસની કાંટાળી વાડ્યું જોતી કે
મૃગજળ પીધાં આભ વચાળે નિભાડે ધગધગતી નાની ઈંટ,
પગસેવે તગબોળ ટેકરી પરથી ખેંચી
ચીર લીલુંછમ દુર્યોધન તે. ક્યાય દોડતો જાય દોડતો જાય...
સમળીના માળે......

## 'મધુબિન્દુ'

### વિજોગ

કંકુ કેરા થાપા રહ રહ રોતા
તોય તમે આંકાશે રહીને હસના હસતા જોતા.
કંકુ કેરા થાપા૦

કયા જનમનો નેહ અધૂરો હતો કે તમને મળિયાં
કયા જનમના ઓરતા ઊણા હતા કે અમને ફળિયા.
કેવાં બાઝયાં મોતી પાણીદાર, આંખડી પ્રોતાં!
કંકુ કેરા થાપા૦

તમે તો, વાલમ, દેવાંશી ફૂલડું કે હસતાં ખરિયા,
તમે તો, વાલમ, આષાઢી વાદળ કે સરવર ભરિયાં,
અમે અભાગી, કરમ હીણાં આ જગમાં ખાતાં ગોથાં
કંકુ કેરા થાપા૦

એ જ ફૂલની ભાત ભરેલી ધડકી, એ જ પથારી,
એ જ ઢોલિયો, એ જ દીવડો, એ જ હવાની બારી,
લાખ મનાવું તોય જીવડો ના માને પ્રિય ન્હોતા!
કંકુ કેરા થાપા રહ રહ રોતા!

જરા મોટેથી સહેજ ભારપૂર્વક પાઠ કરતાં વર્ણવિન્યાસ કાંડા ઘડિયાળની ચાવી આપવાની પ્રક્રિયાનો અનુભવ કરાવી રહેશે. એક વાર પણ પાઠ કર્યા પછી 'ગાયત્રી'નો અનુષ્ટુપ ગુંજરિત થયા કરે છે.

કવિતા શ્રાવ્ય કલા છે. ફ્રેંચ કવિ વેર્લેન કહે છે તેમ કવિતા ચોપડીનાં પૃષ્ઠો પર છપાયેલી વાંચવા માટે નહિ, મોટેથી સાંભળવા માટે છે (to be heard aloud). છંદની જેમ લય પરત્વે પણ કવિ સભાન છે, કહો કે લયસિદ્ધિ એમને સહજ છે. શબ્દના નાદતત્ત્વ પાસેથી ઘણું બધું કામ કવિ કઢાવે છે. 'છંદોલય'ના 'જાગૃતિ' કાવ્યનો આ પ્રથમ શ્લોક:

છકેલી ફાલ્ગુની છલબલ છટા શી પૃથિવીની!
દિશાઓ મૂકીને મન ખિલખિલાટે મલકતી;
વનોની મસ્તાની, મઘમઘ પરાગે છલકતી,
વસંતે જાગી રૂહે સકલ કલિ જ્યારે રસભીની;–

'કાન્ત'નું સ્મરણ કરાવતા આ શિખરિણીને તપાસો. 'ઈ' અને 'છ'ની આવૃત્તિ, આંતરપ્રાસ કે અંત્યાનુપ્રાસ શ્લોકની સાથે આપણને બાંધી લે છે. પંક્તિના આરંભમાં, મધ્યમાં કે અંતમાં પ્રાસાનુપ્રાસની અનપેક્ષિત લીલા નિરંજનની કવિતાનો વિશેષ છે. કોઈ પણ કવિતા એનું ઉદાહરણ છે.

કલાસિકલ પ્રવૃત્તિનું અન્ય લક્ષણ એમની સૉનેટપ્રીતિમાં જોવા મળે છે. ૨૮ જેટલાં સૉનેટની સુઘડતા ધ્યાન ખેંચ્યા સિવાય રહેતી નથી. બલ્લુકાકાના પરિચયમાં આવ્યા પછી સૉનેટ વિશેષ સંખ્યામાં રચાયાં છે. તેમાં પ્રાસયોજના આદિની બાબતમાં કવિ સૉનેટના ચુસ્ત રૂપને અનુસરે છે. બીજી બાજુ, કવિએ અનેક ગીતોની રચના કરી છે. 'કિન્નરી'

આ થોડાંક ઉદાહરણોથી ગીતરચનાના વિવિધ આકારોનો ખ્યાલ આવશે. આકાર અને ઇંગિતમાં લઘુ હોવા છતાં વિભિન્ન મને.મુદ્રાઓને ઉપસાવવામાં વૃત્તબદ્ધ રચનાઓ કરતા ગીતને વધારે સફળતા મળે છે. ઉર્મિની તરલ, સરલ અભિવ્યક્તિ સૂરમાં ઢળતાં અધિક વેધક બને છે. મોટા ભાગનાં ગીતો બે અંતરાવાળાં છે, પણ એની પ્રાસબંધરચનામાં વૈવિધ્ય છે.

બળવંતરાયનો ગીતો માટેનો અણગમો જાણીતો છે. ઉમાશંકરે રાજેન્દ્રની કવિતા વિશે લખતાં આ નવીન નવીનતર કવિ- તેનો વસવસો કર્યો છે. પણ ન્હાનાલાલ દયારામથી બહુ આગળ ગયા લાગતા નથી. એમના ગીતો વાચવી વિશેષ છે, જ્યારે નિરંજન આદિ આ 'નવીનો'ની અનેક સિદ્ધિઓમાંની એક સિદ્ધિ તે ગીત છે.

નિરંજન એટલે લગભગ ૧૯૪૫થી શરૂ થતા દાયકા–દોઢ દાયકાની ગુજરાતી કવિતાનું આંદોલન. કલ્પન અને પ્રતીકધર્મી કવિતાનો તેમણે પોતાની કવિતા દ્વારા અને કાવ્યવિષયક લેખો દ્વારા ધર્મયોદ્ધાના ઉત્સાહથી પુરસ્કાર કર્યો છે. ગુજરાતી કવિતામાં કાન્ત–બળવંતરાયના વારસ આ કવિએ સાઠોત્તરી કવિતાની, કાવ્યભાષાની નક્કર ભૂમિકા પ્રસ્તુત કરી છે. 'કવિ નિરંજન'—એ શબ્દથી આજ પછીનો, બે કે ત્રણ દાયકાના ગાળા પછીનો 'એપ્રેન્ટિસ' કવિ શું સમજશે? એક 'કવિઓના કવિ' બનવાની તેમની કેટલી ગુંજાયશ છે? છે ખરી?

આ પ્રશ્ન જરા વહેલો પૂછી લઈએ

પ્રિય,
રિક્ત બે હાથ ભેગા મળે છે ત્યાં,
ત્યાં જ તો આવીને રહે
આપણું હૃદય?… ..

## શાશ્વતી

કેટકેટલી નદીઓનાં વહેણ
ક્યાંની વનરાજી ને
લોકમેળાના ઘાટ
વિશોકી આવ્યા છીએ આપણે ..

દિનરાત.

આ લોક છાયા
ઋતુ ઋતુના સિંગાર
સઘળુંય ઝાંખું ઝાંખું થતું જાય છે.
પ્રલંબ યાત્રાના કેટલા યે વર્ષ
સ્વપ્ન સમ
એક ક્ષણમાં સમાઈ જાય છે.

પ્રિયતમ,
અનુસ્યૂત પ્રેમ
સ્વત: બની રહે છે હવે
શાશ્વતી.

## સુધીર દેસાઈ

અતીતના ખેતરમાંથી ચરેલું ઘાસ
આજે ગળે-આવી બેસી ગયું છે,
ને પાંપણની છાપરી તળે લંબાવીને પડેલા મેં
વાગોળવા માંડયું છે.

એ ઘાસને ઊગી આવેલા બોલ
ને એને ફૂટેલાં ફૂલની સુવાસ
આજે પણ, મને મોહી લેવા વેરાવા માંડી છે.
એની પાંદડીઓમાં ખીલેલી તારી વસંત
મને જોઇને, આજે પણ શરમાતી હું જોઈ શકું છું.

તું તારાં સ્મિતનાં પતંગિયાં ઉડાડતી હતી
ને હું એને પકડવા કેટકેટલી દોડાદોડી કરતો હતો
તે આજે પણ આ બપોરના તખ્તા ઉપર
ઓગળતી ને લસરકાતી હવા પાછળ
પ્રતિબિંબાય છે ને હું સૂંઘી રહું છું,
એ પગલાંનો ચિતરાતો લય.

કસુંબાએલી હવા ને હું
મારી પાંપણની છાપરીમાં
તારી બન્ને હથેલીઓની સીપ બનાવી
તેમાં ઘડીક સૂઈ જઈએ તો અમને
તું સાચવી લઈશ ને?

છીએ. પણ વીસમી સદીના આ સાતમા દશકની કવિતાની આબોહવા જોતાં એક પરિપ્રેક્ષ્ય તો સ્પષ્ટ થતો આવે છે કે તેમની પાસે વસ્તુ અને રીતિના જે વિકલ્પો હતા તે આજે તો અદૃશ્ય થયા છે—અથવા થતા જાય છે. આમાંનો એક વિકલ્પ તે સારું કે નરસું (good or evil) નહિ, પણ સારું અને નરસું—એ બન્નેને સાથે નિરૂપિત કરવાનો હતો. આ વિકલ્પનો વળ હવે છેડે આવી ગયો છે ત્યારે ય, હવે પછીના કવિને એક નિરંજનમાંથી એવો વિશિષ્ટ ભાવ-બોધ અને લય-લહેકો મળી રહેશે, જેમાં, બદલાયેલ ગુજરાતી કાવ્યની ઇમારત, વાસ્તવિકતા અને વલણો વચ્ચે પણ પોતાનું અનુસંધાન મળી રહેશે. આ અનુસંધાન માત્ર રીતિનું જ નહિ હોય, મૂલ્યોનું પણ હશે.

## માસુમ વિમનગરી

### પોપચાં

ભગતી સુરાહી બંધ આંખો એમની,
કેવા હતા ઉતાવળા આ પોપચા!

કે રોકવા શમણા હતા એથી ઢળ્યા,
કે બંધ આંખે એ મને જોતા હતા?

આંજ્યુ હતુ આકાશને કાજળ છતા,
એની નજર લાગી ને વરસ્યા વાદળા.

ઝરણા વધ્યા'તા રણમહીં પણ પ્યાસના,
એથી ઊગ્યા શુ રેતમા આ ઝાંખરા?

કીકી વચાળે મેં પૂર્યા ચ્હેરા ઘણા,
એ ભેદને સમજી લીધા તેં આયના!

આ છત નીચે ધુમ્મસ છવાયું છે ઘણુ,
તેં લાજ છોડી તો મળ્યા આ ઓઢણા

## મનીષી જાની

તમારા કાનમા
ઘૂઘવતા અવાજોના દરિયામા
આદમ અને ઈવે ફળ ખાધાની વાતની હોડી
ક્યારનીય
વ્યર્થ
ગોળ ગોળ
ફર્યા કરે છે
–પણ તર્યા કરે છે

પણ,
તમે એ જાણો છો
કે
આદમ અને ઈવની
આંખોને
ફળ પ્રત્યેના આકર્ષણના
રંગીન ચશ્મા કોણે પહેરાવ્યા હતા?

તમે એને જાણો છો
કે
જે
આદમ અને ઈવે ફળ ખાધુ
ને ખી ખી ખી .ક્યાંતોક હસ્યો
ને
ધ્યાનમગ્ન
ઈશ્વરના કાનમા સળી કરી–
તેની મશ્કરી કરી?

એ
હતો એક
સુંદર માછલી જેવી
આંખોવાળો
ને

હમેશાં
લોહીથી છલકાતી
સુવર્ણ પ્યાલીમાં
પીંછી
બોળી-બોળી
હાથમાં કલાત્મક મહેંદી
મૂક્યા કરતો
આંધળો.
–અરે! તમારી આંખોને
તમારા ડાબા ગજવામાં તો
ઢુંઢાડી જુઓ—
હજુ પણ તમારા ડાબા ગજવામાં
બેઠો–બેઠો
લોહીથી છલકાતી
સુવર્ણ પ્યાલીમાં
પીંછી બોળી-બોળી
હાથમાં કલાત્મક મહેંદી
મૂકી રહ્યો છે
મૂકી રહ્યો છે.

## નવીન ત્રિવેદી

### ભાર..........

સઘન મેઘના
શ્યામલ વરણા
ઘટા-ટોપમાં
ભીનો ભીનો
ઝૂકી રહ્યો છે ભાર...

મેઘાશ્લેષે
મુખરિત-પુલકિત
સભર સુહાગન
હવા-ઉદરમાં
ભેજ-ભરી
કો' ભારેવાઈ
નાર શી વ્યાકુલ
વહે વેદના-ભાર...

ભાર ગગનમાં
ભાર પવનમાં
વીજ-ચમકમાં
મોર-ગહેકમાં
ને દાદુરના
ડ્રાઉં ડ્રાઉંમાં
દ્રવી રહ્યો છે ભાર...

કવિતા એ ક્રાન્તદર્શન કરતા કવિનું કાર્ય છે. એ જગતના સામાન્ય વ્યવહારથી ઉપરની વસ્તુ છે. જીવનમા સક્રિય થતી એક નવી શક્તિ છે. સૌન્દર્ય એ એનુ પ્રખર શસ્ત્ર છે, સત્ય એનુ કવચ છે. જીવનના પ્રવાહમાં તે ઊતરે છે, જીવનની નસેનસમાં તે પ્રસરે છે અને પોતાની ગૂઢ ગતિથી અને પ્રકટ મોહિનીથી જીવનને ઊર્ધ્વ રસની, ઊર્ધ્વ આનંદની દીક્ષા અને સિદ્ધિ આપે છે.

સુન્દરમ્


સમર્પિત

**મર્ચન્ટ ઍન્ડ કંપની પ્રાઇવેટ લિમિટેડ**

જનતા ઇન્ડસ્ટ્રીઝ કૅમ્પાઉન્ડ • સેનાપતિ બાપટ માર્ગ (દક્ષિણ)

મુંબાઈ ૧૩

# બાલાશંકર કંથારિયા

## ધીરુભાઈ પરીખ

'ગુજારે જે શિરે તારે જગતનો નાથ તે સ્હેજે,
ગણ્યું જે પ્યારું પ્યારાએ અતિ પ્યારું ગણી લેજે.'

આ ગઝલથી ગુજરાતી વાચક-વર્ગ ભાગ્યે જ અનાણ હશે. એના કવિ બાલાશંકર કંથારિયાનો જન્મ નડિયાદમાં રિદ્ધિ-સિદ્ધિ-સંપન્ન સાઠોદરા નાગર પરિવારમાં પિતા ઉલ્લાસરામને ત્યાં ઈ. ૧૮૫૮ના મેની ૧૭મી તારીખે માતા રેવાબાની કૂખે થએલો. પિતાને મામલતદારી અંગે એક વાર વીરપુર જવાનું થતાં ત્યાં એક પીરનો પરચો થયો. ત્યારથી પોતાના ઘરમાં એની સ્થાપના કરી આસ્થાપૂર્વક પીરના એ દીવા સામે બેસી એઓ ધ્યાન ધરતા. પિતાની આ ધર્મશ્રદ્ધા પુત્રમાં દઢમૂલ બની, તો માતાનાં ભોળપણ, ઔદાર્ય અને સ્નેહાર્દ્રતા પણ એમનામાં પ્રફુલ્લ બન્યાં. 'બાલા'દેવીની ઉપાસનાના ફળરૂપે, પુત્રી રુક્મણીના જન્મ બાદ બે વર્ષે, આ પુત્રપ્રાપ્તિ થએલી એટલે પિતાએ એનું નામ રાખ્યું બાલાશંકર. એમ મનાય છે કે નડિયાદ પાસેના એક નાના ગામ કંથારિયામાંથી કવિના પૂર્વજો ઊતરી આવેલા તેથી એમની અટક કંથારિયા પડેલી. પિતા ફારસીના ઊંડા અભ્યાસી, એટલે પુત્રના ફારસી અભ્યાસને સારી રીતે ઉત્તેજ્યો. આમ, પિતાની પીર-આસ્થા અને પરિવારની શક્તિશ્રદ્ધાએ બાલાશંકરને શક્તિભક્તિ ને સૂફીવાદનો નાદ લગાડ્યો. આનું સુભગ પરિણામ બાલાશંકરના 'ક્લાન્ત કવિ' તરીકેના નવજન્મમાં જોઈ શકાય છે.

પ્રપિતાઓ લક્ષ્મીચંદ તથા ખુશાલદાસ વેપારી અને શરાફ, એટલે ધનપ્રાપ્તિની વણિકવૃત્તિ કવિમાં સાહજ રીતે ડોકિયાં કરી જતી. પરંતુ સૂફીવાદ-દીધી જીવનરીતિ અને વશ-દીધી વિદ્યાપ્રીતિને લઈને ધનપરિગ્રહ કરતાં સંચિત અને ઉપાર્જિત ધનવ્યયે એમને ગર્ભશ્રીમંતાઈમાંથી ગરીબીની ગર્તમાં ધકેલી દીધેલા. આમ છતાં ય એમનું શૈશવ અને કુમારાવસ્થા સુખસાહેબી અને સંસ્કાર શિક્ષણ પ્રાપ્તિમાં વ્યતીત થએલાં. પિતાએ પુત્રને વિવિધ પ્રકારનું શિક્ષણ આપવા નિષ્ણાત શિક્ષકો રોકેલા. સંગીત માટે ઉસ્તાદ સંગીતકાર પણ રોકેલો. ફારસી-અરબી શીખવવા મુનશીઓ પણ આવતા. દર અઠવાડિયે રવિવારે પુત્ર બાલાશંકરને અમદાવાદ કવિ દલપતરામ પાસે મોકલી વ્રજભાષા અને કાવ્ય-અલંકારાદિનો અભ્યાસ કરવાની વ્યવસ્થા કરી આપેલી. આટલી સગવડ છતાંય મુક્ત અને મસ્ત પ્રકૃતિને લઈને એઓ માંડ માંડ મૅટ્રિક થઈ શકેલા અને યુનિવર્સિટીનો અભ્યાસ અધવચથી જ છોડી દીધેલો. ઈ. ૧૮૯૪-૯૫માં હાઈકોર્ટ વકીલની પરીક્ષા આપવા એ મુંબાઈ ગએલા, ત્યાં પણ પરીક્ષામાં ચિત્ત નહિ ચોંટતાં પરીક્ષાખંડમાંથી બહાર નીકળી ગએલા. એમની ચંચલ ચિત્તવૃત્તિએ એમને જીવન કે વ્યવસાયમાં ક્યાંય સ્થિર થવા દીધા નહિ. અલબત્ત, સંસ્કારી અને સ્વરૂપવાન પત્ની મણિલક્ષ્મી સાથેનું એમનું લગ્નજીવન સ્નેહસભર ને સુખદ નીવડ્યું હતું. આ દામ્પત્યના પરિપાકરૂપ ત્રણ પુત્રો ને બે પુત્રીઓનો હર્યોભર્યો સંસાર એમણે માણેલો.

પુત્રનો યૌવનઘેલો વિલાસ અને કુછંદ પિતાથી અજાણ્યો નહોતો. એમના એ નિર્મર્યાદ વિલાસી જીવન પર નિયંત્રણ મૂકવા પિતાએ પુત્રને સરકારી નોકરીની ધૂંસરી તો પહેરાવી, પરંતુ બાલાશંકરનો જીવ નોકરીમાં લાગે નહિ. ત્યારે પિતાને એમ લાગ્યું કે પુત્ર મુક્તિ ફોજના ચાળે ચઢી ખ્રિસ્તી થઈ જશે. પુત્રની આ ચિંતાથી પિતા પોતાની નોકરીમાંથી પાંચ વર્ષની લાંબી રજા લઈ નડિયાદ આવ્યા. આ નિવૃત્તિકાળ દરમિયાન પિતાએ બાલાશંકરને વેદાંત અને સૂફીવાદની તુલના કરવા પ્રેર્યા. તંત્રગ્રંથોનો પણ એમણે અભ્યાસ કર્યો. પરિણામે કુમિત્રોની સોબત ઘટી. કવિ સૂફી ઓલિયા જેવા બની ગયા. પરંતુ પિતાનો પ્રત્યક્ષ કાબૂ દૂર થતાં જ પુત્રના હૈયાની મૂળ વિલાસવૃત્તિ ફરી તીવ્ર બની. ફરી કુછંદ, ફરી દુરાચાર! તે એટલી હદ સુધી કે પિતાના અવસાન સમયે ગાંજાના નશામાં ચકચૂર પુત્ર પિતાને મળી પણ ન શક્યો!

પિતાના મૃત્યુ બાદ પ્રાપ્ત થએલી મિલકતમાંથી વેપાર ખેડી ધનવૃત્તિ દ્વારા સાહિત્યસેવા કરવાના એમને મનોરથ જાગ્યા. નડિયાદમાં લોખંડનું કારખાનું નાખ્યું. પણ કવિનો જીવ રહ્યો મોજીલો, એટલે ધંધાની અંગત દેખરેખ રાખવાનું એમને ફાવ્યું નહિ. પરિણામે એ વેપારમાં ખોટ ગઈ. હવે એમણે આમોદ તાલુકાની કચેરીમાં રૂપિયા ચાલીસના માસિક પગારથી ખજાનચી તરીકેની નોકરી સ્વીકારી. પરંતુ એમનો હાથ એટલો બધો છૂટો કે આ પગાર ટૂંકો પડવા લાગ્યો. આથી નોકરી છોડી ફરી વેપાર તરફ ચિત્ત વાળ્યું. ઈ. ૧૮૮૧-૮૨માં ઘોઘાની કસ્ટમ ઑફિસમાં પણ એમણે થોડો સમય નોકરી કરેલી. ત્યાં, વળી, વચમાં વિદ્યાસભાના મંત્રી તરીકે અને મિત્ર મણિલાલની ભલામણથી વડોદરા રાજ્યમાં પ્રાચીન ગ્રન્થોદ્ધારની પ્રવૃત્તિમાં સંશોધક તરીકેની નોકરી કરી. અનેક ખટપટને કારણે એ ભાષાંતર ખાતું બંધ પડતાં લગભગ ઈ. ૧૮૯૫ના અરસામાં એઓ નડિયાદ પાછા ફર્યા. વળી પાછી વેપાર કરવાની વેંળ ઊપડી. હવે એમણે વડોદરામાં લોખંડનું કારખાનું નાખ્યું. ફરી પાછી એમની એ જ બેદરકાર પ્રકૃતિએ એમને ન ફાવવા દીધા અને ધંધામાં મોટી ખોટ આવી પડી. એમની આ આર્થિક સંકડામણથી દ્રવિત થઈ કેટલાક શુભેચ્છક મિત્રોએ 'બુદ્ધિપ્રકાશ'ના સહાયક મંત્રીની નોકરી અપાવી. પરંતુ નોકર નિયંત્રણ લાગતું. ત્યાંથી છૂટા થઈ એઓ

વગ્યા ? ૬ અંગત ચ હાથ પર રહ્યો નહિ દેવું વધતું જ ચાલ્યું જીવનથી કંટાળી લેણદારને બધું સોંપી આપી એક ક વર્ષ ઉત્તર ભારતની યાત્રાએ નીકળી પડયા ત્યાંથી ઈ ૧૮૯૭માં પાછા ફર્યા અને ઈ ૧૮૯૮ના એપ્રિલની ૧૧મી તારીખે મગજના રોગથી હરિદાસવશ થઈમાં જ મૃત્યુ પામ્યા

પ્રેરિત કવિ બાલાશંકરની કાવ્યપ્રીતિ નાની વયથી જ દેખાવા લાગી હતી મણિલાલ જેવા મિત્રના સહવાસમાં એ પ્રગટી અને પાંગરી. પિતાએ વ્રજ ભાષા અને મધ્યકાલીન કવિતા શીખવા કવિ દલપતરામને પુત્ર સોંપેલો આમ દલપતરામને બાલાશંકર કાવ્યગુરુ માનતા આ સંસ્કારની સીધી અસર તે શીઘ્ર કવિત્વશક્તિ આ અલગારી ચરિત્રને નાનપણથી જ સાહિત્યસાગર ખેડવાના કોડ હતા પોતાનું છાપખાનું કાઢી 'જ્ઞાનમયૂર' માસિક શરૂ કરી એમાં વૈદક સંગીત રસ-અલંકાર, છંદો આદિ પ્રગટ કરવાનો મનોરથ હતો આ ઉપરાંત વૃત્તપત્ર કાઢવાના પણ એમને ઓરતો હતો પરંતુ આ મનોરથો સફળ બની શક્યા ઈ ૧૮૮૯માં ત્રૈમાસિક 'ભારતીભૂષણ'ના પ્રારંભથી શેઠ સામળદાસ મગનલાલ સાથે રહી એમણે 'કૃષ્ણમહોદય' નામક માસિકનું પણ સંપાદન કરેલું 'બુદ્ધિપ્રકાશ'ના સહાયક મંત્રી તરીકે એના જડત્વને એમણે અનુપ્રાણિત કરેલું વળી એ સમયમાં હિંદીના પ્રચાર અર્થે એમણે હિંદીમાં 'સરસ્વતી સૌન્દર્ય' નામનું માસિકપત્ર કાઢેલું ત્યાર બાદ ઈ ૧૮૯૬ના જૂનથી ફારસી ઐતિહાસિક તવારીખો પ્રગટ કરતું 'ઇતિહાસમાલા' માસિક પણ લગભગ અગિયાર અંકો સુધી ચલાવેલું એમની આ સંપાદનપ્રવૃત્તિએ જ મહદંશે એમની મૌલિક અને અનૂદિત કૃતિઓને પ્રકાશમાં આણેલી એમણે પ્રત્યેક શાસ્ત્રના પારિભાષિક શબ્દોનો એક સંગ્રહ પણ રચવો શરૂ કર્યો હતો

કવિનું સઘળું સંકલન કાવ્યસર્જન 'ક્લાન્ત કવિ' ખંડકાવ્ય, 'હરિપ્રેમ પંચદશી' તેમજ કેટલીક છૂટક રચનાઓમાં સમાઈ જાય છે આનું સંપાદન શ્રી ઉમાશંકર જોશીના 'ક્લાન્ત કવિ'માં મળી રહે છે 'ક્લાન્ત કવિ' ખંડકાવ્યમાં શૃંગારની ભૂમિકા પર સ્વૈરવિહારી અલૌકિક સૌન્દર્યતત્ત્વની ઝંખના અને એના વિરહનું સરળ, સરસ સમુત્કટ ગાન છે માટે જ કવિએ પ્રસ્તાવનામાં કહ્યું છે

> હશે જે શૃંગારી જન સમજશે તે યુવતીનું,
> કવિતા વિલાસી જન સમજશે તે કવિતનું,
> હશે જે વૈરાગી ભજન કરશે મે રૂપેશનું
> ખરું શું છે તે તો સરલ મન મારે સમજવું

પોતાના મનમાં પેલું તેનું ગણું ગાય છે તે સમજનાર બાલાશંકરને ન સમજનાર વિવેચકો અને વાચકોએ કવિની કાવ્યકલાનું અવમૂલ્યન કરી આપણા સાહિત્યની ભારે કુસેવા કરી છે અને કવિને પોતાને અન્યાય કર્યો છે 'ક્લાન્ત કવિ'નું વિવેચન કરવાની ના પાડનાર નવલરામ અને 'ક્લાન્ત કવિ'ને 'ક્લાન્ત કવિ' (ગ્લાનો અંત લાવનાર કવિ) તરીકે નાણનાર પ્રજાપ્રાણ ક્યારેય કાવ્યતત્ત્વ પામી શકે શરૂમાં નરસિંહરાવનો પણ આવો જ ભ્રમ. પણ એ ભ્રમનું નિરસન થતાં એમણે જ કવિને માગ્યા માન આપ્યાં હતાં સર્વશ્રી બ ક ઠા, રા વિ પાઠક નર્મદાશંકર મહેતા વિષ્ણુપ્રસાદ ત્રિવેદી, સુંદરમ્, ઉમાશંકર જોશી અનંતરાય રાવળ આદિએ કવિની સાચી પ્રતિભા અને સર્જનશક્તિનું યોગ્ય મૂલ્યાંકન કરી કવિવરનું પુનર્સ્થાપન કરવામાં મહામૂલો ફાળો આપ્યો છે

એ જમાનાની મુખ્ય બે ઉપદેશપ્રધાન કવિતાનો ચીલો ચાતરીને એઓ આગળ ચાલ્યા રંગદર્શી રોચક અને રસાર્દ્ર કાવ્યનિર્ઝરિણી એમણે જ પ્રથમ વાર વહાવી એમની કવિતાના નાદતત્ત્વમાં એમનો સંગીતજ્ઞ મન અછતો રહેતો નથી પ્રાસાદિક મધુર બાની મસ્ત લયડોલન, સાહજિક પ્રાસાનુપ્રાસ ફારસી શબ્દોના સમુચિત ઉપયોગ સરળ સીધા ભાવની પહેચ ઊંડાણ કરતી એમની વેધક સચ્ચાઈનો રણકો, શિખરિણી છંદ પરનો અસાધારણ કાબૂ નરી આ મસ્તીભરી શક્તિ-ભક્તિ અને સૌન્દર્યઝંખના, ભાવમુગ્ધતા તેમજ નિર્બંધ અને નિર્દંભ નિરૂપણ એમની કવિતાના જમા પાસાં છે તો જોડણીની અશુદ્ધિ, ભાષાકીય તડજોડ અપ્રચલિત તત્સમ શબ્દોનો ઉપયોગ ગઝલમાં વજનાદિની કચાશ વગેરે સામે આંખ આડા કાન પણ કરી શકાય તેમ નથી

બાલાશંકરે ફારસીનો સારો અભ્યાસ કરેલો હાફિઝનું એમણે કરેલું સરળ ભાષાંતર આ બાબતની સાખી પૂરે છે 'સૌન્દર્યલહરી'નું સફળ 'મૃચ્છકટિક'નું ભાવવાહી અને 'ઉત્તર રામચરિત'નું અપ્રગટ ભાષાંતર બાલાશંકરનો સંસ્કૃત અભ્યાસ સૂચવે છે એમના ભાષાંતરો રસમય રમણીય અને કાન્તત્વના સ્પર્શવાળાં છે

ફારસી ગઝલને ગુજરાતી વ્યક્તિત્વ આપનાર બાલાશંકર આદ્ય ગઝલકાર છે એમના સમગ્ર કવનમાં એમની ગઝલો નોખી તરી આવે છે એમના સ્વભાવના મસ્તી બેફિકરાઈ ઉદારતા, ઓલિયાપણું નિખાલસતા રસિકતા આદિ ગુણો એમની ગઝલોમાં સુપેરે પ્રગટ થયા છે આમ એમના વ્યક્તિત્વની વિશિષ્ટ મુદ્રા એમની ગઝલો યથાતથ ઉપસાવી આપે છે દલપતના આ શિષ્યે દલપતશૈલીનો ભંગ કરીને ઘણી કવિતાસિદ્ધિ દ્વારા અનોખી રીતે ગુરુઋણ ચૂકવી આપ્યું છે

કવિની એક બીજી પણ ધૂન હતી કે પ્રતિભાશાળી સર્જકો નિશ્ચિંત રીતે કાવ્યસર્જન કરી શકે એ માટે એમને રહેવા ઉપાધિમુક્ત રમણીય સ્થળ હોવું જોઈએ. આવા સ્થળે રહેવા જમવાનો સર્વ ખર્ચ આપી શક્તિશાળી કવિઓને ઉત્તમ કાવ્યસર્જન માટે અનુકૂળતા કરી આપવી જોઈએ. એમનો આ વિચાર 'કવિલોક' નામક સ્થળ-સ્થાપનામાં સાકાર કરવા એમને અદમ્ય ઝંખના હતી. કવિ અને કવિતાના આવા આરાધક કવિનું આજ આ 'કવિલોક'ના પૃષ્ઠો પર સ્મરણ કરતા આદર અને આનંદ ઊપજે છે



બાલાશંકર ઉલ્લાસરામ કંથારિયા
કવિ 'બાલ'
તરુણવયે
જન્મ ૧૭મી મે ઈ. ૧૮૫૮
અવસાન ૩ એપ્રિલ ઈ. ૧૮૯૮

એ જમાનાની મુખ્યત્વે ઉપદેશપ્રધાન કવિતાનો ચીલો ચાતરીને એઓ આગળ ચાલ્યાં. રંગદર્શી, રોચક અને રસાર્દ્ર કાવ્યનિર્ઝરિણી એમણે જ પ્રથમ વાર વહાવી. એમની કવિતાના નાદતત્ત્વમાં એમનો સંગીતજ્ઞ કાન અછતો રહેતો નથી. પ્રાસાદિક મધુર બાની, મત્ત લયડોલન; સાહજિક પ્રાસાનુપ્રાસ; ફારસી શબ્દોનો સમુચિત ઉપયોગ, સરળસીધા કથનની પાછળ ડોકાયા કરતી એમની વેધક સચ્ચાઈનો રણકો, શિખરિણી છંદ પરનો અસાધારણ કાબૂ, નરી આત્મલક્ષીતા, શક્તિ-ભક્તિ અને સૌન્દર્યઝંખના, ભાવમૃદુતા તેમજ નિર્બંધ અને નિર્દંભ નિરૂપણ એમની કવિતાનાં જમા પાસાં છે તો જોડણીની અશુદ્ધિ, ભાષાકીય તડજોડ, અપ્રચલિત સંસ્કૃત શબ્દોનો ઉપયોગ, ગઝલમાં વજનાદિની કચાશ વગેરે સામે આંખ આડા કાન પણ કરી શકાય તેમ નથી. એમના સ્વભાવના મસ્તી, બેફિકરાઈ, ઉદારતા, ઓલિયાપણું, નિખાલસતા, રસિકતા આદિ ગુણો એમની ગઝલોમાં સુપેરે પ્રગટ થયા છે. આમ એમના વ્યક્તિત્વની વિશિષ્ટ મુદ્રા એમની ગઝલો યથાતથ ઉપસાવી આપે છે. દલપતના આ શિષ્યે દલપત શૈલીનો ભંગ કરીને ઊંચી કવિતાસિદ્ધિ દ્વારા અનોખી રીતે ગુરુઋણ ચૂકવી આપ્યું છે.





કવિ 'બાલ'
ઉપર કિશોરાવસ્થામા
જમણીબાજુ પ્રૌઢ વયે

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર · વર્ષા · વિક્રમ સંવત ૨૦૨૭ · પરંપરિત અંક ૮૨ · દ્વિજ અંક ૧૦

જુલાઈ–ઑગસ્ટ ઈ. ૧૯૭૧

□

## ચિત્રસૂચિ

પૂઠા પર: વર્ષા (વાસુદેવ સ્માર્ત); નિસર્ગશ્રી (ઈ. કુમારિલ સ્વામી); શ્રી અરવિંદ વિવિધ વયે; બાલાશંકર કંથારિયાના હસ્તાક્ષર; બાલાશંકર કંથારિયા તરુણ વયે; કવિ 'બાલ' કિશોરાવસ્થામાં અને પ્રૌઢ વયે.

## કાવ્ય

શ્રી અરવિંદ 'પૂર્તિ' બે કાવ્યો

| | | |
|---|---|---|
| રાજેન્દ્ર શાહ | ૬૬ | વિરહ વાર્ધક્ય ને મિલન મૃત્યુ |
| રાજેન્દ્ર શાહ | ૬૬ | નીલ આસવ; વરાંસીને |
| મકરન્દ દવે | ૬૮ | અજ્ઞાત |
| હરીન્દ્ર દવે | ૬૯ | હારી લઈ એ !; એકલવાયો |
| મૌન બલોલી | ૭૦ | હજી |
| માધવ રામાનુજ | ૭૧ | અમે |
| હરિકૃષ્ણ પાઠક | ૭૨ | હાંઉં હવે તો |
| પ્રિયકાન્ત મણિયાર | ૭૩ | પગલાં |
| 'શિલ્પિન્'–લલિત થાનકી | ૭૩ | અંકુરણ |
| ખામોશ | ૭૪ | માણસ વિષે |
| માણેકલાલ પટેલ | ૭૫ | અમૃતપાન |
| કિશન સોસા | ૭૬ | કબ્રને કાંઠે |
| આઝમ કરીમી | ૭૬ | મુંબઈ આવતાં |
| 'બાદલ' | ૭૭ | ખેતને શેઢે |
| જટિલ | ૭૮ | ગીત |
| કરસનદાસ લુહાર 'નિરંકુશ' | ૭૯ | માળો ન બાંધ્ય...! |
| વીરુ પુરોહિત | ૮૦ | બપોર |
| 'મધુબિન્દુ' | ૮૧ | વિજોગ |
| પ્રાણજીવન મહેતા | ૮૨ | પ્રિય... |
| કમલ વૈદ્ય | ૮૩ | ચલો સખા; પ્રિયતમ ! |
| કમલ વૈદ્ય | ૮૪ | શાશ્વતી |
| સુધીર દેસાઈ | ૮૫ | અતીતના... |
| માસુમ વિસનગરી | ૮૬ | પોપચાં |
| મનીષી જાની | ૮૬ | તમારા કાનમાં... |
| નવીન ત્રિવેદી | ૮૭ | ભાર... |

## ગદ્ય

| | | |
|---|---|---|
| શ્રી અરવિંદ | ૬૫ | કલાનો ઉદ્ભવ |
| ભોળાભાઈ પટેલ | ૬૬ | નિરંજન ભગતની કવિતા |

ધીરુ પરીખ 'પૂર્તિ' બાલાશંકર કંથારિયા

◖ 'કવિલોક' દ્વૈમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે—ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર ને ડિસેમ્બર માસના અંતમાં પ્રકટ થાય છે. ◖ વાર્ષિક દેશમાં રૂ. ૬, પરદેશમાં રૂ. ૧૦ યા પા. ½, અમેરિકામાં રૂ. ૧૫ યા ડૉ. ૨; વિદ્યાર્થીઓ માટે અર્ધવાર્ષિક લવાજમની સગવડ રૂ. ૩; છૂટક નકલનો રૂ. ૧. ◖ લેખકોને કૃતિ વિષેનો નિર્ણય જાણવા અથવા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા પોતાનું સરનામું કરેલું તથા પૂરું પોસ્ટેજ ચોડેલું કાર્ડ કે કવર મોકલવા વિનતિ છે. ◖ કૃતિઓ તથા લવાજમ મોકલવાનાં સ્થળ: 'કવિલોક' C/o લિપિની પ્રિન્ટરી, ૩૮૦ ગિરગામ રોડ, ઠાકુરદ્વાર, મુંબાઇ-૨; યા કુમાર કાર્યાલય લિમિ. દ્વારા, ૧૪૫૪ રાયપુર અમદાવાદ-૧
તંત્રીઓ: રાજેન્દ્ર શાહ અને બચુભાઈ રાવત
સહયોગ: જયંત પારેખ

---

લવાજમ ભરવાનાં અન્ય સ્થળ
ત્રિપાઠી પ્રા. લિ. પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબાઈ ૨

વીનસ સબ્સ્ક્રિપ્શન એજન્સી
શામસદન ૧લે માળે ભાસ્કરભાઉ લેન
ગામદેવી મુંબાઈ ૭

એલ. કે. મેઘાણી · ૧૪ અમરતલા સ્ટ્રીટ
કલકત્તા ૧

---

મુદ્રક અને પ્રકાશક: બચુભાઈ રાવત,
કુમાર પ્રિન્ટરી · ૧૪૫૪ રાયપુર · અમદાવાદ–૧

એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય



# રાષ્ટ્રીય એકતા

"ચાલો આપણે ભૂલી જઈએ કે, 'હું હિંદુ છું,' 'તું મુસ્લિમ,' અથવા 'હું ગુજરાતી છું,' 'તું મદ્રાસી'. ચાલો આપણે 'હું' અને 'મારું' ને સમગ્ર ભારતીય રાષ્ટ્રીયતામાં એકરૂપ કરી દઇએ. સાથે ડૂબવાને કે સાથે તરવાને આપણો બહુજન સમાજ કૃતનિશ્ચય બનશે ત્યારેજ આપણે ખરેખરા સ્વતંત્ર થઇશું"

—ગાંધીજી



ગુજરાત રાજ્યના માહિતી નિયામક દ્વારા પ્રકાશિત

એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય

## શરદ

વાસુદેવ સ્માર્ત

પૂઠા પરનું ચિત્ર

नेत्रोत्सवो हृदयहारिमरीचिमालः
प्रह्लादकः शिशिरसीकरवारिवर्षी ।
पत्युर्वियोगविषदिग्धशरक्षतानां
चन्द्रो दहत्यतितरां तनुमंगनानाम् ॥९॥

केशान्नितान्तघननीलविकुञ्चिताग्रा
नापूरयन्ति वनिता नवमालतीभिः ।
कर्णेषु च प्रवरकाञ्चनकुण्डलेषु
नीलोत्पलानि विविधानि निवेशयन्ति ॥१९॥

हारैः सचन्दनरसैः स्तनमण्डलानि
श्रोणीतटं सुविपुलं रसनाकलापैः ।
पादाम्बुजानि कलनूपुरशेखरैश्च
नार्यः प्रहृष्टमनसोऽद्य विभूषयन्ति ॥२०॥

करकमलमनोज्ञाः कान्तसंसक्तहस्ता
वदनविजितचन्द्राः काश्चिदन्यास्तरुण्यः ।
रचितकुसुमगन्धि प्रायशो यान्ति वेश्म
प्रबलमदनहेतोस्त्यक्तसंगीतरागाः ॥२३॥

કવિ કાલિદાસ
(ઋતુસંહાર)

જે ચંદ્રમા મન હરે કિરણાવલીથી
તે, નેત્રનંદન ઘણો રમણીય, વર્ષે
શીળા કણો સલિલના, અતિ દેહ દાહે
નારી તણો વિરહથી વિષતીરવિદ્ધ.

ઘાટી ઘટા અલક બંકિમ શ્યામ તેમાં
પુષ્પો ધરન્ત યુવતી નવ માલતીનાં;
સોહામણાં કનકકુણ્ડલ પ્હેરતી જે
કર્ણે ત્યહીં કમલ નીલ હવે ઝુલાવે.

સ્ત્રીઓ સજે સ્તન પરે અવ આજ માળા
સાથે જ ચંદન તણો રસ, ખંતથી ને
ભારે નિતંબ સજતી મધુરાં ધરેણે
બાંધે પગે કમલ શાં રવઝાંઝરીઓ.

નિજ વદન થકી આ જે શશીને હરાવે
ત્યજત સકલ ગાનો તે પ્રકામાર્ત રામા
કમલકર પરોવી સોહતા કાન્તહસ્તે
કુસુમખચિત મીઠાં ઝપમેદે પ્રવેશે.

અનુવાદ
ધીરુ પરીખ

વિદ્યાર્થીઓને ઓછા લવાજમે
કવિલોક
જે વિદ્યાર્થીઓ પોતાની શાળા-કૉલેજના આચાર્યની સહીવાળું વિદ્યાર્થી તરીકેનું પ્રમાણપત્ર મોકલશે તેમને વાર્ષિક રૂ. ૪ લવાજમથી કવિલોક મોકલાશે.



ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી



નડિયાદના નિવાસમાં
ગોવર્ધનરામનો અભ્યાસખંડ




હની પોળમાં સામે આવેલું ગોવર્ધનરામનું નિવાસસ્થાન

प्रणमन्नपि रात्रौ संगतस्यास्य मुग्धाक्ष
नहि स्मृत्यमनुभातस्त्वां चिरादेव दुःखः
करणनयनमेतत्त्वद्दृढदुःख दूरम्
कनपि परिचितं ते मङ्गलं हैमिमास्ते ॥२८॥



॥ त्वन्मृत्युशोकपरिपूरितचित्तकस्य ।
। संतापमानानिरतस्य हि राधिकेषा ॥
॥ त्वत्स्नेहसंस्मरणसंस्करणात्मिका मे
। भावुकता प्रगुणभाव्यमनो सदास्ताम् ॥

---

February 75.

ગોવર્ધનરામના હસ્તાક્ષરમાં તેમના
સંસ્કૃત ગ્રન્થ 'હૃદયત્રિપિટકમ્'નું એક પાનું

શરદ · વિ. સં. ૨૦૨૮ કવિલોક સપ્ટે.-ઑક્ટો. · ૧૯૭૨

। ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ।

## કવિ

ખરી વાત છે કે કવિતાનો આત્મા અવલોકન જ છે. પરંતુ જેમ સ્ત્રીની બુદ્ધિ અને મનોવૃત્તિમાં કોઈક જાતની રમણીય નિરંકુશતા રહે છે, તેમ જ કવિતાના અવલોકનમાં છે. શાસ્ત્રો માત્ર પ્રમાણ દ્વારા અવલોકન કરે છે અને પગથિયે નિસરણિ પર ચ્હડે છે, ત્યારે કવિતા પ્રમાણને ગાંઠવાં હોય તો ગાંઠે છે નીકર રસના વેગથી અથવા કલ્પના દ્વારા ફાળ ભરે છે, અને પૃથ્વી પરથી આકાશમાં ને આકાશમાંથી પૃથ્વી પર એક કુદકે ઉતર-ચ્હડ કરે છે! જે જ્ઞાનરહસ્ય જાણતાં શાસ્ત્ર અત્યન્ત કલેશ પામે છે તે રહસ્યના શિખર પર કવિતા એકદમ ઉડતી ઉડતી બેસે છે. જ્યાં શાસ્ત્ર હજુ પહોંચી શક્યાં નથી ત્યાં કવિતા લ્હેરમાં ને લ્હેરમાં ચ્હડી જાય છે. જે ઘણા પ્રયાસથી ઘણા કાળને અંતે ખગોળશાસ્ત્રનું મથન કરી આપણે જાણવા પામ્યા છિયે કે સૂર્યમંડળ જેવાં અગણિત મંડળ છે, અને પૃથ્વીના રજકણ સુધ્ધાંત સર્વ સૂર્યમંડળ–સર્વ અનન્તતા–મળી એક શરીરના યન્ત્ર પેઠે ચાલે છે, અનેક શાસ્ત્રોના મથનને અંતે આજ પાશ્ચાત્ય પંડિતો જાણવા પામ્યા છે કે જેને ઇંગ્રેજીમાં Free will કહે છે અને આપણે પુરુષાર્થ કહિયે છીયે તે સર્વ સુધ્ધાંત માનવીની ભાષા, માનવીના વિચાર, માનવીની કલ્પના–સર્વ એક નિયમથી બંધાઇને ચાલે છે, અને 'અનંતતા'માં એ સર્વનો નિયંતા કોઇ નિયમ છે, એ સર્વનું રહસ્ય અને ભગવદ્ગીતાના 'વિશ્વરૂપ' પ્રકરણનું રહસ્ય એક જ છે એવું જો જાણિયે તો આપણે પણ ઉદ્ગાર નહિ કરિયે કે 'Poets are the heralds of philosophy'. કવિયો પર્યેષક શાસ્ત્રોના અગ્રયાયી દૂતો છે?

ગો. મા. ત્રિ.

('કવિતા, કાવ્ય, અને કવિ એ વિષયે મિતાક્ષર'માંથી)

Shri Aurobindo

## LIFE

Mystic Miracle, daughter of Delight,
Life, thou ecstasy,
Let the radius of thy flight
Be eternity.

On thy wings thou bearest high
Glory and disdain,
Godhead and mortality,
Ecstasy and pain.

Take me in thy wild embrace
Without weak reserve
Body dire and unveiled face;
Faint not, Life, nor swerve.

All thy bliss I would explore,
All thy tyranny.
Cruel like the lion's roar,
Sweet like springtide be.

Like a Titan I would take,
Like a God enjoy,
Like a man contend and make,
Revel like a boy.

More I will not ask of thee,
Nor my fate would choose;
King or conquered let me be,
Live or lose.

Even in rags I am a god;
Fallen, I am divine;
High I triumph when down-trod,
Long I live when slain.

POEMS
Past and Present

શ્રી અરવિંદ

## જિંદગી

આનંદની હે દુહિતા, ચમત્કૃતિ
નિગૂઢ, ઉલ્લાસમયી તું, જિંદગી,
અરુક તારાં ડયનોનું ક્ષેત્ર હો
અનંત-ત્રીકાળાકૃત નિત્ય શાશ્વતી.

વિશાળ ને ઉન્નત પાંખ પે સદા
વહી રહે તું ગરિમા, ઘૃણા; તથા
દેવત્વ ને નશ્વર એવું પાર્થિવ,
પ્રહર્ષની સંગ ધરે નરી વ્યથા.

આલિંગને ભીષણ ભીંસ તું મને
સંકોચથી લેશ ન દૂર રાખજે
કરાલ કાયા વણઢંક વદનને;
મૂર્છાતી ના થતી, ના હટીશ રે.

ખંખોળું તારો સઘળો અનુગ્રહ,
નિહાળું તું ક્રૂર કશી નિરંકુશ,
બનજે તું સિંહની હિંસગર્જના,
માધુર્યની વીણ તરંગગુંજક.

ગ્રહું તને દૈત્યની જેમ શૌર્યથી,
ને ભોગવું દેવ સમાન હોંશથી,
ઝૂઝી રહું માનવ જેમ સર્જતે,
કે બાળ શો ખેલું પ્રસન્ન તોષથી.

તારી કને હું નવ અન્ય માગતો,
ન ભાગ્યની પે પરવા ધરાવતો,
નરેશ, કે પામર હું પરાભવે
હોઉં, ધરું પ્રાણ 'થવા ગુમાવતો.

રે ચીંથરેહાલ તથાપિ ઈશ હું
વિનષ્ટ તોયે પ્રભુતાથી પૂર્ણ છું,
પદદલ્યો ઉજ્જવલ જીત પામતો
ને મૃત્યુમાં જીવિત દીર્ઘકાલનું.

## કોલરિજને મતે

# તરંગ અને કલ્પના

## FANCY AND IMAGINATION

ઈલા પાઠક

કવિની અનુભૂતિની હૃદયંગમ રજૂઆત કાવ્યમાં થાય. વાચકનું મન કવિના ચિત્તમાં ઊઠેલા ભાવો સાથે તલ્લીનતા કેળવે અને પ્રસન્ન બને. કવિના ભાવોનું વાચકના ચિત્તને સચેત કરી મૂકતું કવન અનેક કાવ્યાંશોને આભારી છે. કવિના મનના ભાવ, તે વ્યક્ત કરવા વાપરેલાં ભાષા, અલંકાર, છંદ, પ્રતિરૂપો ઈત્યાદિ અંશોનો સુમેળ સુંદર કાવ્યમાં પરિણમે છે.

પ્રતિરૂપ કવિના ભાવનું વહન કરે છે, તેના વિચારોની વિશદ રજૂઆત કરવામાં મદદ કરે છે તેમ જ કાવ્યમાં ચિત્રાત્મકતા આણે છે. પ્રતિરૂપોની વ્યાખ્યા કરતાં શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદી કહે છે : "પ્રતિરૂપ એટલે પ્રતિનિધિ; ચક્ષુર્વિષયક કલ્પનાને સ્પર્શતી સંજ્ઞા. વસ્તુ, ભાવ, વિચાર કે બનાવના કલ્પનાને સતેજ કરે એવા કવિતામાં આવતા પ્રતિનિધિને હું પ્રતિરૂપ કહું છું. 'કલ્પનાને સતેજ કરે' એટલે પરિચિત, અલ્પપરિચિત કે કેવલ અસંભવિત કે અસત્ય કદાપિ હોય પણ ભૂત, પાતાલ, સ્વર્ગ અપ્સરા ઈત્યાદિ જેમ વહેમરૂપે પરિચિત –વસ્તુ આદિનું સ્મરણ જાગૃત કરે, આંખ આગળ તરતું હોય એમ ઉપજાવે. બીજી રીતે કહું તો કલ્પનાને રોકે– વ્યાપારશીલ બનાવે એવું, ભાવ કે વિચારનું, વસ્તુ કે બનાવનું ભાષ દ્વારા અનુકરણ તે પ્રતિરૂપ" પ્રતિરૂપો વિના કાવ્યપ્રવૃત્તિ લૂખી જ રહે પણ તેમનું ઉચિત આયોજન કાવ્યને



કોલરિજ

ઉત્કૃષ્ટ પંક્તિમાં બેસાડે.

કવિનો કલ્પનાવ્યાપાર પ્રતિરૂપોની પસંદગી અને તેમનું આયોજન કરે છે. દરેક પ્રતિરૂપ રમણીય, ભાવપોષક, સ્વકીય શક્તિવાળું હોય તેવું ન બને. કવિનું મન અનેક રીતે ગૂંથાયેલું હોય છે; પોતાની વાત રજૂ કરવા તે ઘણું છાંડીને થોડું ગ્રહતો હોય છે. કવિના મનમાં કાવ્ય રચતી વખતે, પ્રતિરૂપો યોજતી વખતે શી શી ગડમથલો ચાલતી હશે તેનું પૃથક્કરણ કવિ હોમરના સમયથી થતું આવ્યું છે. પ્રતિરૂપના આયોજનના મૂળમાં

Shri Aurobindo

## LIFE

Mystic Miracle, daughter of Delight,
Life, thou ecstasy,
Let the radius of thy flight
Be eternity.

On thy wings thou bearest high
Glory and disdain,
Godhead and mortality,
*Ecstasy and pain.*

Take me in thy wild embrace
Without weak reserve
Body dire and unveiled face,
Faint not, Life, nor swerve.

All thy bliss I would explore,
All thy tyranny.
Cruel like the lion's roar,
Sweet like springtide be,

Like a Titan I would take,
Like a God enjoy,
Like a man contend and make,
Revel like a boy.

More I will not ask of thee,
Nor my fate would choose,
King or conquered let me be,
Live or lose.

Even in rags I am a god;
Fallen, I am divine;
High I triumph when down-trod,
Long I live when slain.

POEMS
Past and Present

શ્રી અરવિંદ

## જિંદગી

આનંદની હે દુહિતા, ચમત્કૃતિ
નિગૂઢ, ઉલ્લાસમયી તું, જિંદગી,
અરુદ્ધ તારાં ડયનોનું ક્ષેત્ર હો
અનંત-ત્રીજ્યાકૃત નિત્ય શાશ્વતી.

વિશાળ ને ઉન્નત પાંખ પે સદા
વહી રહે તું ગરિમા, ઘૃણા; તથા
દેવત્વ ને નશ્વર એવું પાર્થિવ,
પ્રહર્ષની સંગ ધરે નરી વ્યથા.

આલિંગને ભીષણ ભીંસ તું મને
સંકોચથી લેશ ન દૂર રાખજે
કરાલ કાયા વણુઢંક વક્ત્રને;
મૂર્છાઢીલી ના થતી, ના હઠીશ રે.

ખખોળું તારો સઘળો અનુગ્રહ,
નિહાળું તું ક્રૂર કશી નિરંકુશ,
બણુણુ તું સિંહની હિંસ્રગર્જના,
માધુર્યની વીણ તરંગઉચ્છલ.

ગ્રહું તને દૈત્યની જેમ રોષથી,
ને ભોગવું દેવ સમાન હોંશથી,
ઝૂઝી રહું માનવ જેમ સર્જને,
કે બાળ શો ખેલું પ્રસન્ન તોષથી.

તારી કને હું નવ ઝાઝું માગતો,
ન ભાગ્યની યે પરવા ધરાવતો,
નરેશ, કે પામર હું પરાભવે
હોઉં, ધરું પ્રાણ 'થવા ગુમાવતો.

રે ચીંથરેહાલ તથાપિ ઈશ હું
વિનષ્ટ તોયે પ્રભુતાથી પૂર્ણ છું,
ધરાઢળ્યો ઉજ્જ્વલ જીત પામતો
ને મત્યુમાં જીવિત દીર્ઘકાલનું.

## કોલરિજને મતે

# તરંગ અને કલ્પના

## FANCY AND IMAGINATION

ઈલા પાઠક

કવિની અનુભૂતિની હૃદયંગમ રજૂઆત કાવ્યમાં થાય. વાચકનું મન કવિના ચિત્તમાં ઊઠેલા ભાવો સાથે તલ્લીનતા કેળવે અને પ્રસન્ન બને. કવિના ભાવોનું વાચકના ચિત્તને સચેત કરી મૂકતું કવન અનેક કાવ્યાંશોને આભારી છે. કવિના મનના ભાવ, તે વ્યકત કરવા વાપરેલાં ભાષા, અલંકાર, છંદ, પ્રતિરૂપો ઈત્યાદિ અંશોનો સુમેળ સુંદર કાવ્યમાં પરિણમે છે.



કોલરિજ

પ્રતિરૂપ કવિના ભાવનું વહન કરે છે, તેના વિચારોની વિશદ રજૂઆત કરવામાં મદદ કરે છે તેમ જ કાવ્યમાં ચિત્રાત્મકતા આણે છે. પ્રતિરૂપોની વ્યાખ્યા કરતાં શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદી કહે છે : "પ્રતિરૂપ એટલે પ્રતિનિધિ; ચક્ષુર્વિષયક કલ્પનાને સ્પર્શતી સંજ્ઞા. વસ્તુ, ભાવ, વિચાર કે બનાવના કલ્પનાને સતેજ કરે એવા કવિતામાં આવતા પ્રતિનિધિને હું પ્રતિરૂપ કહું છું. 'કલ્પનાને સતેજ કરે' એટલે પરિચિત, અલ્પપરિચિત કે કેવલ અસંભવિત કે અસત્ય કદાપિ હોય પણ ભૂત, પાતાલ, સ્વર્ગ અપ્સરા ઈત્યાદિ જેમ વહેમરૂપે પરિચિત –વસ્તુ આદિનું સ્મરણ જાગૃત કરે, આંખ આગળ તરતું હોય એમ ઉપજાવે. બીજી રીતે કહું તો કલ્પનાને રોકે– વ્યાપારશીલ બનાવે એવું, ભાવ કે વિચારનું, વસ્તુ કે બનાવનું ભાષ દ્વારા અનુકરણ તે પ્રતિરૂપ" પ્રતિરૂપો વિના કાવ્યપ્રવૃત્તિ લૂલી જ રહે પણ તેમનું ઉચિત આયોજન કાવ્યને ઉત્કૃષ્ટ પંક્તિમાં બેસાડે.

કવિનો કલ્પનાવ્યાપાર પ્રતિરૂપોની પસંદગી અને તેમનું આયોજન કરે છે. દરેક પ્રતિરૂપ રમણીય, ભાવપોષક, સ્વકીય શક્તિવાળું હોય તેવું ન બને. કવિનું મન અનેક રીતે ગૂંથાયેલું હોય છે; પોતાની વાત રજૂ કરવા તે ઘણું છાંડીને થોડું ગ્રહતો હોય છે. કવિના મનમાં કાવ્ય રચતી વખતે, પ્રતિરૂપો યોજતી વખતે શી શી ગડમથલો ચાલતી હશે તેનું પૃથક્કરણ કવિ હોમરના સમયથી થતું આવ્યું છે. પ્રતિરૂપના આયોજનના મૂળ

તરંગ (fancy) કે કલ્પના (imagination) હોય? બેઉ હોય? કે ત્રીજું જ કંઈ? કવિનો મનોવ્યાપાર સમજી શકાય? કે અગમ્ય કહી તેને વણઉકલ્યો રાખવામાં જ શ્રેય છે? કવિની કાવ્ય કરવાની શક્તિ ઈશ્વરદત્ત છે? કે નર્યું ગાંડપણ? સામાન્ય માનવ કરતાં કવિ કલ્પનાની આંખે કૈંક વધુ જોઈ શકે છે ખરો?

હોમરના સમયમાં એવી માન્યતા પ્રચલિત હતી કે કવિતાદેવી કવિને પ્રેરણા આપે છે પ્રેરણાની દેવી સ્મૃતિ(memory)-ની પુત્રી મનાતી તે સૂચક છે. કવિની સ્મૃતિમા સંગ્રહાયેલા પ્રતીકો કવિની કલ્પનાને પુષ્ટ કરી તેના કવનને પ્રેરે છે એવો ખ્યાલ હતો. સદીઓ પછી પ્લેટોએ એવો વિચાર પ્રતિપાદિત કર્યો કે કવિતા નથી કલા કે નથી કૌશલ. એ તો દૈવી ઉન્માદનું પરિણામ છે! ક્યાકથી દિવ્ય પ્રેરણા તેને મળે ત્યારે કવિ ગાવા મડી પડે છે. એરિસ્ટોટલને આ મત માન્ય ન હતો. તે એમ માનતો કે જેમ બાળકો માત્ર નકલ કરીને શીખે છે અને ખુશ થાય છે તેમ, કૈંક જોયું હેય તેને ફરીથી સર્જવાનો માનવ સ્વભાવ છે, તે કવિતાસર્જનની પ્રવૃત્તિના મૂળમા છે. એ પ્રક્રિયામાથી મળતો આનંદ તે કાવ્યના ઉપભોગમાં રહેલો આનદ છે. એરિસ્ટોટલે કાવ્યસર્જનની આ બાજુ વધુ વિગતે તપાસી નહીં અને તેથી છેક રેનેસા સુધી કાવ્યના ઉદ્ભવ વિશે આ મત કાયમ રહ્યા. શેક્સપીઅરના સમય સુધી આ જ ખ્યાલોની ચર્ચા થતી રહી, તેનું પ્રતિબિંબ શેક્સપીઅરના પાત્ર થીસિયસની વાતમા ઊઠ્યુ:

The poet's eye, in a fine frenzy rolling;

## રાજેન્દ્ર શાહ

### સમય

ચપટીમાં ચાલ્યા ગયા ઉન્માદના દિન.

કામનો આવેગ–
 પવન પંખાળો તેજી–
ધરા ને ગગનમાંની રજ ઊડે ચરણની ઠેકે.

વિજયપતાકા પર ફરફરે
છૂટ્યું તીર જ્વાલા-ધૂમકેતુ.
જે નિશાન લીધ,
પળ જાય નહીં વહી,
કીધ વિદ્ધ
કીધ
સિદ્ધ
•
અશ્વ મારો ક્યાંય ન રોકાય…

પ્રાપ્ત કરવાનુ રહ્યું કાંઈ નવ બાકી
મળ્યુ તે ય
મળ્યુ તેમ
દીધું
છુટ્ટે હાથ
સમય સમગ્ર હતો મારે એક સાંપ્રતની ક્ષણ.

ક્ષણ હવે
કામના શૂન્યની
અવધિ વિહોણી
ખાલીનુ આ…કા…શ ખા…લી
ખાલી ભરપૂર આ આકાશ.

ઉશનસ્

## પથોન્મત્ત

અહીં વળી કિયો હીંડે? હીંડે બલા મુજ આ સમે;
વહી જ જઉં છું ફંગોળાતો, અડયો-ન-અડયો પથે;
હડુડુ પવને ઠેલંઠેલા, અયત્ન જ અર્ણવે
તિમિરજળમાં વેલાન્દોલે, હવે મઝધારમાં;
અસીમ છલકે ચારે કોરે, લિયે લયમાં મને,
ઢચક ઢીંચી જૈં મોટે ઘૂંટે વિલોલ પ્રપૂર્ણને!

પદ મદલયચ્છંદે કાંપે, જરાક હું અંગૂઠે
વજન દઈને દાબું : ઓહો રસ્તો! જરા ઊછળી કૂદું
કયહીંક ઊંચકાયે છે જાણે ઊભો ઊલળી રથ!
કયહીંક દરિયામાં ડૂબે છે નીચો પલળી પથ!

ચરણની ઠૂંખે ઓહો, રસ્તા ફટાફટ ફૂટતા!
નયન પથનું તુફાં! વેલા સમા ગૂંચ-વીંટતા!
ઘરભણી વળું ખેંચાતા રે, તડાતડ તૂટતા!
ચરણતળિયે ચોંટી ચિત્તે પ્રવેશત ચોરટા!

ગીતા પરીખ

## માત્ર શે?!

અરે, સ્થિર થયું બધું જીવન-નીર હિલ્લોળતું,
શમ્યો પવન જે કંઈ લહરી નિત્ય ચક્રાવતો,
વિલાઈ નભથી સુરમ્ય મૃદુ સાંધ્ય-રંગોળીઓ,
સિતાર પરના સુણાય ભણકાર કો સૂરના;
ન બાગમહીં ક્યાંય લીલું તૃણ ઝીણું કો ભૂલથી,
ન ગેહમહીં સ્તબ્ધતા દ્રવત એવું ચાંચલ્ય કો*
(અહો કલરવેય–છો સમજહીન–જો હોત તો...!)
બધું જડ, વિમૂઢ ચેતનહીણું, હવા ના હલે...
...હલે
પળ ન થંભતું
હૃદય-યંત્ર આ માત્ર શે?!

* સંતાનવિહીન વૈધવ્ય

Doth glance from heaven to earth, from earth to heaven;
And, as imagination bodies forth
The forms of things unknown, the poet's pen
Turns them to shapes and gives to airy nothing
A local habitation and a name.

પ્લેટોએ કહ્યો હતો એવો જ ઉન્માદ કવિનો હોય એમ સૂચવતો થીસિયસ, ઉન્મત્તજન, કવિ અને પ્રણયી ત્રણેની વાત સાથે જ કરે છે–કવિની પ્રવૃત્તિ તરંગી છે, જીવન સાથે તેને સંબંધ નથી એવું માનતા ફિલસૂફો સ્વાભાવિક જ કલ્પનાવ્યાપારને રોગિષ્ઠ મનોદશા સાથે સરખાવે. કાવ્યપ્રવૃત્તિ છેક જ ઉપેક્ષા કરવા જેવી નથી તેમ માનતા બેકન જેવા વિચારકો એમ કહેતા કે કવિતા જીવનથી દૂર. આનંદલોકમાં લઈ જાય છે માટે કાવ્યપ્રવૃત્તિ ખોટી નથી. બેકનના મતે કવિની કલ્પનાની પ્રવૃત્તિ ઇચ્છા પ્રમાણે વિહરે છે, તેને વાસ્તવિક દુનિયાનાં બંધનો નડતાં નથી; પણ શેક્સપીઅર જેવા કવિઓને પોતાનાં સર્જનો ઠાલા કલ્પનાવિહાર ન લાગે, વાસ્તવિકતા સાથે તેનો ક્યાંક સંબંધ જોડવા તેઓ ઉત્સુક હોય જ. થીસિયસના જવાબમાં હીપોલીટાની ઉક્તિ કવિનાં પોતાની પ્રવૃત્તિમાં રહેલાં વિશ્વાસ અને સૂઝ બતાવે છે:

But all the story of the night told over,
And all their minds transfigur'd so together,
More witnesseth than fancy's images,
And grows to something of great constancy;

But, howsoever, strange and admirable.

કવિનાં સર્જનો તરંગી ખ્યાલો નહીં પણ નક્કર વાસ્તવિકતાની ઝાંખી કરાવતાં દર્શનો છે એવો ભાવ હીપોલીટાના જવાબમાં ઊઠે છે.

સત્તરમી સદીમાં હૉબ્સે માનસવ્યાપારોનું પૃથક્કરણ કરી ઇન્દ્રિયપ્રત્યક્ષ જ્ઞાનવાદનું પ્રતિપાદન કર્યું. પોતાની વિચારધારાથી સાહિત્ય-પ્રવૃત્તિની છણાવટ કરતાં તે સૂચવે છે કે ઇન્દ્રિયોથી પ્રત્યક્ષ થયેલા અનુભવ (sense experience)માંથી સ્મૃતિ (memory) જન્મે છે. સ્મૃતિમાંથી વિવેક (judgement) અને તરંગ (fancy) જન્મે છે. વિવેકથી કાવ્યનું કૃતિબંધારણ અને તેની શક્તિ ઘડાય છે, જ્યારે તરંગ તેનાં આભરણો પૂરાં પાડે છે. આ મતનો વિસ્તાર કરતાં તે કહે છે કે ગ્રીસના લોકોએ સ્મૃતિને કવિતાદેવીની માતા બતાવી હતી તે અયોગ્ય ન હતું. બીજા સંદર્ભમાં ચર્ચા કરતાં તે સૂચવે છે કે તરંગ સામ્ય શોધે તેવી ને વિવેક વૈષમ્ય શોધે એવી શક્તિ છે. વિવેક વગર તરંગનું મૂલ્ય કાંઈ નહીં, પણ તરંગ વગરનો તો ય વિવેક આપે જ અમૂલ્ય છે. મહાતરંગ એ એક પ્રકારનો ઉન્માદ જ છે.

તો પછી હૉબ્સને મન સાહિત્યની અગત્ય શી? નીતિની વાતો સમજાવવા પૂરતો જ કાવ્યવ્યાપાર ખપનો. સ્મૃતિમાંથી પ્રતીકો ખોળીખોળી તેમની નવી ભાત ઉપસાવવાનું કામ કવિનું છે. કાંઈ નવું જ જન્માવવાનું કામ કલ્પનાનું નહીં, કેમ કે સ્મૃતિ ઇન્દ્રિયપ્રત્યક્ષ અનુભવમાંથી જન્મે છે. આવા અનુભવની પાર જવાની વાત

મકરન્દ દવે

---

## પૃથ્વીને ઊગતી ભાળું

ક્યાંક પૃથ્વીને ઊગતી ભાળું તો
ભાઈ, મારા ઘરની દીવાલ સહુ તૂટે.

ઊડે ધરબેલ મારો પાયો આકાશમાં
ને પથ્થર તો પરપોટા, ફીણ,
તેજ કેરા દરિયામાં તરતી નિહાળું
મારા અંતરની અંધારી ખીણ,
ક્યાંક આઘે આઘેથી મને ભાળું તો
ભાઈ, મારા પડછાયા પંડના છૂટે.

અધખૂલી આંખમાં ઊગે સવાર,
વળી નીંદરનું ઘેન મને ઘેરે,
ઝંખેલા રૂપને ઝીણું ઝીણું ને ઝાંઈ
રૂપને વિરૂપમાં વિખેરે,
ક્યાંક એવો ઉજાસ લઈ આંજું કે
ભાઈ, મારાં સૂતાં કમલદલ ફૂટે.

## હરીન્દ્ર દવે

### આ નેત્રોમાં

આ નેત્રોમાં વાસના છે
કે તારી તલાશ–
એ તું જ નક્કી કરી આપ, મારા પ્રભુ!

એ તો આપમેળે મીંચાય છે, ખૂલે છે,
એ ખૂલે ત્યારે દૃષ્ટિ સામે તારી જ છબી હોય
એવું તું ન રચી શકે?

તારી સામે જેની કોઈ વિસાત નથી
એવી છબીઓ દૃષ્ટિ સામે ઝૂલ્યાં કરે છે:
તને ભૂલી આ નાનાવિધ ચહેરાઓના જગતમાં
અટવાતો ભમ્યા કરું છું–
ત્યારે કોઈ કોઈ ક્ષણોમાં
તારી યાદ મારા શૈશવના પ્રથમ
ચોમાસાની માફક આવે છે:
તારા રક્ષણ હેઠળ છું, એટલે
ભીંજાતો નથી અને મુગ્ધ નજરે જોયા કરું છું
તારા રંગમહેલમાંથી કંતાઇ પૃથ્વી સુધી
વિસ્તરતા પારદર્શક રેશમના તાર,
અને નક્કી કરી શકતો નથી કે
આ નેત્રોમાં વાસના છે
કે તારી તલાશ—

હૉબ્સ કે એના અનુગામીઓ કરતા નથી.

હૉબ્સનો અનુગામી લૉક સહચારી વિચારો મનમાં એકસાથે ઊઠે છે એવું સૂચવી ગયો તે મતને ઍડિસને સાહિત્યપ્રવૃત્તિ સાથે સાંકળ્યો. સહચારી વિચારો અનેક સંબંધોથી જોડાયેલા હોય જેવા કે કાર્યકારણભાવથી કે પૂર્વ અનુભવથી કે તર્કથી. કવિના ચિત્ત પર એકાદ આઘાત થતાંથતાંમાં તો સ્મૃતિથી સુરક્ષાયેલા પડેલા અનેક વિચારો સળવળી ઊઠે છે. કલ્પનાને પૂરતો ખોરાક વિચારોનાં આ આંદોલનોમાંથી મળી રહે છે.

અઢારમી સદીમાં હૉબ્સ ને લૉકના અનુગામી શૅફ્ટ્સબરીએ જ્ઞાન ઇન્દ્રિયપ્રત્યક્ષ અનુભવમાંથી જન્મે છે તે વાત નકારીને તેમના વાદને મૂળમાંથી જ ઘા કર્યો. માનવમન કોરા કાગળ જેવું નથી કે અનુભવ થાય તેટલું જ જ્ઞાન તે ઝીલે. માનવનું ચિત્ત સર્જક છે અને તેની સર્જકશક્તિ ઈશ્વરદત્ત બક્ષિસ છે. પોતાની શક્તિ વિશે બેદરકાર એવો કલાકાર કદાચ સ્મૃતિના ટુકડાઓ જોડીને તરંગી બેઢંગી રચના કરતો હશે; પણ સાચો કલાકાર તો તે જ કે જે સર્જક છે. આવો સર્જક તર્કશુદ્ધ, સમતોલ અને સમગ્ર રીતે સુંદર કાવ્યકૃતિ સર્જે છે. કવિની સર્જનશક્તિને શૅફ્ટ્સબરી કલ્પનાનું નામ આપે છે. જેમ કુદરત (nature) ઈશ્વરનું અનંત સર્જન છે તેમ કાવ્ય કવિની કલ્પનાનું સર્જન છે. યંત્રવત્ સહચારી વિચારો સાથે મૂકીને બતાવાયેલા કૌશલ કે સ્મૃતિમાંથી ખોળીને બનાવાયેલાં જોડકાંથી આ સર્જનપ્રવૃત્તિ સાવ નિરાળી જ છે કેમ કે તે જીવંત છે.

**ઓ**ગણીસમી સદીમાં imaginati- on–કલ્પનાને કવિ-વિવેચકોએ ઊંચે આ-

સને બેસાડી. પોતાના દર્શનમાં મસ્તપણે રાચતો રોમૅન્ટિક કવિ કલ્પનાશક્તિને અમૂલ્ય ખજાનો સમજતો હતો. બ્લેઈક તો કલ્પનાને માનવ આત્મામાં વિચરતા ઈશ્વર રૂપે જુએ છે. કૉલરિજ બ્લેઈક જેટલી દૃઢતાથી કદાચ નહીં પણ તેના જેવા જ મતનું સમર્થન કરે છે. તે કહે છે:

The Primary IMAGINATION I hold to be the living power and prime Agent of all human Perception, and as a *repetition* in the finite mind of the eternal act of creation in the *infinite* I AM.

આમ કૉલરિજ પણ કલ્પનાને ઈશ્વરની શાશ્વત સર્જનની પ્રક્રિયા સમાન ગણાવે છે. તેણે કલ્પના પર મનન કરીને પુરાણી માન્યતાઓને ફગાવી દઈ તે વિશે પોતાનો મત બાંધ્યો છે. અઢારમી સદી સુધી કલ્પના –Imagination અને તરંગ–Fancy બે જુદી શક્તિઓ છે તેવી કોઈ સભાનતા ન હતી. કૉલરિજે નોંધ્યું છે કે હૃદય ડોલાવી દે એવા એક કાવ્યનું વર્ડ્ઝવર્થનું પઠન તેમણે સાંભળ્યું ત્યારે તેની ઉત્કૃષ્ટતાનાં મૂળ ખોળવા તરફ તે વળ્યો. ત્યારે તેને સમજાયું:

That Fancy and Imagination were two distinct and widely different faculties, instead of being, according to the general belief, either two names with one meaning, or, at furthest, the lower and higher degree of one and the same power.

વર્ડ્ઝવર્થના કાવ્યમાં તેણે કદી ન અનુભવેલી ઊંડી લાગણી અને ગહન વિચારની સમતુલા માણી, આખા કાવ્ય પર છાઈ

## ગની દહીંવાળા

### રાત રૂપાળી ન હશે

પાનનું પોત ઝર્યે ભૂખરી. જાળી ન હશે,
ક્ષય હશે, લાગણી જ્યાં સાવ સુંવાળી ન હશે.

જેણે અંધારની તસ્વીર નિહાળી ન હશે,
એ ગગન કાજ કોઈ રાત રૂપાળી ન હશે.

દિલને બાળો તો નિજાનંદ ગણીને બાળો,
એ સમે કોઈના આંગણમાં દિવાળી ન હશે.

ઝાંઝવાંમાંય સદા મીન બનીને જીવ્યા,
એવી છલના છીએ જે કોઈએ ભાળી ન હશે

એક અસ્તિત્વ જે અરમાન ઉપર છે નિર્ભર,
જે ઘડી પુષ્પ નહીં હોય, તો ડાળી ન હશે.

કેમ લાગે છે સ્મરણ કોઈનું ફીકું ફીકું!
આંખ અવળચંડીએ પાંપણને પલાળી ન હશે.

સાંભળી સમસમી જઈએ છીએ સાચે જ 'ગની';
લોક ઉચરે છે કે આ બાગનો માળી ન હશે.

## ભાનુપ્રસાદ પંડ્યા

### ઉંબરની બ્હાર

ઉંબરની બ્હાર મારો નીસરિયો ઓરડો
ઊભે મારગડે ભાગ્યો હો!

ભેળા વસવાટને અચિંતાં ઊતરડીને
પરદેશી ચાકરીએ માગ્યો હો!

ભેળી ગૈ ખાટ અને ઊપડયા રે ઢોલિયા
પાંપણ સમાણી ઊડી છાયા હો!

વાતુંનો અકબંધ જાતો પટારો મારો
છેટે જઇ સંધાં સમાયાં હો!

પગલા આગળ ને પછવાડે જાય જોતો
નાતો નેણાંનો તરે સામે હો!

હથેળીમાં આળોટાવી હતી જે પાનિયું મેં
હશે હવે તે કિયે ઠામે હો?

ઊભે મારગ દીધું વિખરાવી ઘર હવે
જીવીએ તે ઝાડ હેઠચ પોરો હો!

ક્યાંક ક્યાંક જોવાં રે તરણાં સંભારણાંનાં
બાકી મલક બધો કોરો હો!

ગયેલી કલ્પનાની આભા વડે સામાન્યને અ-સામાન્યમાં પલટાતું નીરખ્યું અને એકાએક વીજળીના ચમકારાની જેમ જ તેના મનમાં વિચાર ઝબકી ગયો કે આવું અ-લૌકિક પરિણામ લાવનારી શક્તિ આત્માની જ શક્તિ હોઈ શકે. આ સભાનતા થતાં જ જે વાદ મનને કોરા કાગળ જેવો સમજતો હતો તે તેણે ફગાવી દીધો, સહચારી વિચારભાવનો ખડકલો ને સ્મૃતિએ ખોળી દીધેલાં જોડકાંઓની વાત પણ અવગણી અને છેવટે તેનો એ મત થયો કે માનવનું ચિત્ત સર્જક છે અને તેની સર્જકશક્તિ ઈશ્વરદત્ત બક્ષિશ છે. વર્ડ્ઝવર્થનું કાવ્ય કલ્પનાનું, સૌંદર્ય સર્જે એવી શક્તિનું પરિણામ છે એવું તેને સમજાયું. આ કાવ્યથી તદ્દન જુદી રીતે લખાયેલાં અઢારમી સદીનાં કાવ્યોમાં જીવંતતા કેમ ન હતી તે પણ તેને સમજાયું. અઢારમી સદીના કવિઓ ઇન્દ્રિયપ્રત્યક્ષ અનુભવવાદના પુરસ્કર્તાઓ હતા. તેમનાં કાવ્યોમાં સ્મૃતિ ઢંઢોળીને ભેગાં કરેલાં પ્રતીકોનાં જોડકાં, સહચારી વિચારોના ઢગલા અને કૌશલપૂર્વક નિરૂપેલી છંદરચના હતાં. કુશળ કારીગરની હથોટી તેમાં વરતાય પણ મહાકવિના સર્જનનું ચૈતન્ય તેમાં ખોળ્યું ન જડે એવી તે સમયની કાવ્યપ્રવૃત્તિ હતી. કુશળ કવિનાં કાવ્યો Fancy—તરંગનું પરિણામ હોય અને સર્જક કવિનાં કાવ્યો કલ્પનાજન્ય સૌંદર્યમાં તરબોળ હોય એવા ભેદ તેણે પાડયા. તરંગ—*Fancy* બે જુદાં પ્રતીકોમાંનું સામ્ય ખોળી બેઉને સંયુક્તરીતે પ્રયોજે છે; કલ્પના—Imagination અનુભૂતિના પાયા પર સમગ્રપણે રોચક સૌષ્ઠવયુક્ત આકૃતિનું સર્જન કરે છે.

તરંગ અને કલ્પના વચ્ચે ભેદ બતાવતાં

કોલરિજ લખે છે: The IMAGINATION, then, I consider either as primary, or secondary The primary IMAGINATION I hold to be the living power and prime Agent of all human perception, and as a repetition in the finite mind of the eternal act of creation in the infinite I AM The secondary Imagination I consider as an echo of the former, co-existing with the conscious will, yet still as identical with the primary in the *kind* of its agency, and differing only in *degree* and the *mode* of its operation. It dissolves diffuses, dissipates in order to re-create, or where this process is rendered impossible, yet still at all events it struggles to idealize and to unify. It is essentially *vital*, even as all objects (*as objects*) are essentially fixed and dead.

FANCY, on the contrary, has no other counters to play with, but fixities and definites. The Fancy is indeed no other than a mode of Memory emancipated from the order of time and space, while it is blended with, and modified by that empirical phenomenon of the will, which we express by the word CHOICE. But equally with the ordinary memory the Fancy must receive all its materials ready made from the law of association

કલ્પનાના બે ભાગ પાડી શકાય: પ્રાથ

## ચન્દ્રકાન્ત શેઠ

# ચણીબોર ચાખીને

ચણીબોર ચાખીને ચાખ્યો સમય,
હવે તો શબ્દે શબ્દે એની મીઠી વાત કહેવી:
આંખોમાં ખૂંચે છે રજકણ,
આંખે ખારાં પાણી,
પણ અમને ખુશી ચણીબોર થોડાક મળ્યા—ની:
ઉજ્જડ ઉજ્જડ વગડો,
ને લુખ્ખુ સુખ્ખું આભ,
બગછટ બરછટ હાથ,
પણ ચણીબોરનો લાભ
ઝાઝા ઠળિયા,
ઝીણી છાલ,
થોડાં લિસ્સાં બોર,
કાંટાળી કૂડી જાળ

અમારો રસ્તો ખોટો નથી,
અમારો નિષ્ફળ આંટો નથી,
ચણીબોર ચાખીને ચાખ્યો સમય,
હવે તો ડગલે પગલે ચણીબોરની વાતો કહેવી

## રામચંદ્ર બ. પટેલ

### તમે તો

તમે કેવાં થોડું હૃદયથી જરા ઝૂકી નીરવ
હતાં સ્પર્શ્યાં ત્યારે હળુ હલકતી વેળ થઈને
થશો મારાં જાણી અતલસ સુંવાળી વણી વણી
વિતાવી દા'ડા હું લસલસતી લ્હેરોની ગતિમાં
ચડી અભ્રો જેવો મઘ મઘ થતી સૃષ્ટિ રચવા
અધીરો મ્હેકંતો વળી વરસતો આવું મળવા–
–તમે તો વૈશાખી કુમકુમ તણો છોડ કુમળો
થઈ બેઠેલાં કો અવરની જતી વ્હેલ ઉપર.

પછી ઊંચી વાડો બિચ ગવન–ઓઢચો ઝરણ શો
ગયો ડૂબી ર્હેરો સ્ફટિક સમ રોપી તરસને
બધે રસ્તે રસ્તે: ફરફરતી આ મેઘધનુ શી
ખીલેલી લીલાને પવન બની હું ખાલી સ્પરશું.

હવે એકાન્તોમાં નીલમ નભ આંખે ભરી ફરું;
અને વેણુ શા આ સમય પર વંટોળ ચીતરું.

### હવે હું

ઘણું સાથે સાંથે હળીમળીય વાતેય વળગી
ફરેલાં–આનંદે પળ પળ બધી પી, સમયને
કરી સોના જેવો, અઢળક ઢળી ચાંદની સમાં
થયેલાં બે હૈયાં રખ રખ સદા રાખી સતત
હતાં ઊડી રે'તાં–પનઘટ તમે, પાદર અમે.

નદીએ ભીનેરી સુરભિઝર લ્હેરો સહ સરી...
જતાં ક્યાંયે ચાલી પથમય બની ધૂળ-પગલાં
ધીરે રોપી રોપી ચડી લયહિલોળે નયનનાં
હલાવી પાતાળો: રુધિરમહીં ઓગાળી વગડો.
–સમી સાંજે પાછાં નીરખી વળતાં ઢોર; ઊઠતાં.

હવે હું એકાકી તમ સ્મરણના કંકુ-ફણગા
ઉગાડી આંખોમાં લઈ સમય એ; ક્યાંક ઊડતો...
ભલે મારું ધૂમાં બળવું પણ સ્હેવાતું નથી આ–
બધે છે કૂવો પાદર પથ નદી સીમ સઘળી.

મિક અને ગૌણ. પ્રાંથમિક કલ્પના માનવીય દષ્ટિની પાછળ રહેલી જીવંત શક્તિ અને મુખ્ય વાહન છે, ઈશ્વરની શાશ્વત સર્જનની પ્રક્રિયાનું માનવ ચિત્તમાં થતું પુનરાવર્તન છે. સભાન ઇચ્છાશક્તિ સાથે અસ્તિત્વ ધરાવતી ગૌણ કલ્પના પ્રાથમિક કલ્પનાનો પડઘો છે. પ્રકારે બેઉ સરખી છે પણ તે વિચરે છે જુદી રીતે. ગૌણ કે દ્વૈતીયિક કલ્પના પુનર્સર્જન કરવા માટે ઓગાળે, વેરવિખેરે, છિન્નભિન્ન કરે અને તેમ કરતાં એકતા અને આદર્શમઢ્યું સર્જન કરવા પ્રયત્નશીલ રહે છે. તે જીવંત છે, જ્યારે દૃશ્યમાન સર્વ સ્થગિત અને નિર્જીવ છે.

તરંગનું ક્ષેત્ર સ્થગિત અને નિશ્ચિતમાં મર્યાદિત છે. દિક્કાલથી પર સ્મૃતિનો પ્રકાર તે તરંગ. સહચારી વિચારો દ્વારા સ્મૃતિમાં પ્રગટ થતાં પ્રતીકોને સાથે પ્રયોજવાનું કે એકબીજાની અસર નીચે લાવવાનું કાર્ય તરંગનું. તરંગ અને કલ્પના વિશેના પોતાના ખ્યાલોને સમજાવવા કોલરિજે શેક્સપીઅરના કાવ્ય *Venus and Adonis*માંથી બે ફકરા લીધા છે: પહેલો દાખલો જોઈએ તરંગનો.

Full gently now she takes him
by the hand,
A lily prison'd in a gaol of snow,
Or ivory in an alabaster band;
So white a friend engirts so
white a foe.

વીનસના હાથમાં પુરાયેલા એડોનિસના હાથને વર્ણવતાં કવિની સ્મૃતિમાંથી પ્રગટ થયેલાં બે પ્રતીકો વચલી બે લીટીઓમાં યોજાયાં છે. શ્વેત કમળ એડોનિસના હાથનું પ્રતીક બને છે, હિમની જેલ વીનસના હાથનું પ્રતીક બને છે. એડોનિસનો હાથ અને

કોલરિજ લખે છે: The IMAGINATION, then, I consider either as primary, or secondary The primary IMAGINATION I hold to be the living power and prime Agent of all human perception, and as a repetition in the finite mind of the eternal act of creation in the infinite I AM The secondary Imagination I consider as an echo of the former, co-existing with the conscious will, yet still as identical with the primary in the *kind* of its agency, and differing only in *degree* and the *mode* of its operation. It dissolves diffuses, dissipates in order to re-create, or where this process is rendered impossible, yet still at all events it struggles to idealize and to unify It is essentially *vital*, even as all objects (*as objects*) are essentially fixed and dead

FANCY, on the contrary, has no other counters to play with but fixities and definites The Fancy is indeed no other than a mode of Memory emancipated from the order of time and space, while it is blended with, and modified by that empirical phenomenon of the will, which we express by the word CHOICE. But equally with the ordinary memory the Fancy must receive all its materials ready made from the law of association

કલ્પનાના બે ભાગ પાડી શકાય : પ્રાથ

ચન્દ્રકાન્ત શેઠ

## ચણીબોર ચાખીને

ચણીબોર ચાખીને ચાખ્યો સમય,
હવે તો શબ્દે શબ્દે એની મીઠી વાત કહેવી
આંખોમાં ખૂંચે છે રજકણ,
આંખે ખારાં પાણી,
પણ અમને ખુશી ચણીબોર થોડાંક મળ્યાની:
ઉજ્જડ ઉજ્જડ વગડો,
ને લુખ્ખુ લુખ્ખુ આભ,
બરછટ બરછટ હાથ,
પણ ચણીબોરનો લાભ
ઝાઝા ઠળિયા,
ઝાંખી છાલ,
થોડા લિસ્સા બોર,
કાંટાળી ફૂડી જાળ

અમારો રસ્તો ખોટો નથી,
અમારો નિષ્ફળ આંટો નથી,
ચણીબોર ચાખીને ચાખ્યો સમય,
હવે તો ડગને પગલે ચણીબોરની વાતો કહેવી

## રામચંદ્ર બ. પટેલ

### તમે તો

તમે કેવાં થોડું હૃદયથી જરા ઝૂકી નીરવ
હતાં સ્પર્શ્યાં ત્યારે હજુ હલકતી વેળ થઈને
થશો મારાં જાણી અતલસ સુંવાળી વણી વણી
વિતાવી દા'ડા હું લસલસતી લ્હેરોની ગતિમાં
ચડી અભ્રો જેવો મઘ મઘ થતી સૃષ્ટિ રચવા
અધીરો મ્હેકંતો વળી વરસતો આવું મળવા–
–તમે તો વૈશાખી કુમકુમ તણો છોડ કુમળો
થઈ બેઠેલાં કો અવરની જતી વ્હેલ ઉપર.
પછી ઊંચી વાડો બિચ ગવન–ઓઢયો ઝરણ શો
ગયો ડૂબી લ્હેરો સ્ફટિક સમ રોપી તરસને
બધે રસ્તે રસ્તે: ફરફરતી આ મેઘધનુ શી
ખીલેલી લીલાને પવન બની હું ખાલી સ્પરશું.
હવે એકાન્તોમાં નીલમ નભ આંખે ભરી ફરું;
અને વેળુ શા આ સમય પર વંટોળ ચીતરું.

### હવે હું

ઘણું સાથે સાથે હળીમળીય વાતેય વળગી
ફરેલાં–આનંદે પળ પળ બધી પી, સમયને
કરી સોના જેવો, અઢળક ઢળી ચાંદની સમાં
થયેલાં બે હૈયાં રખ રખ સદા રાખી સતત
હતાં ઊડી રે'તાં–પનઘટ તમે, પાદર અમે.
નદીએ ભીનેરી સુરભિઝર લ્હેરો સહ સરી...
જતાં ક્યાંયે ચાલી પથમય બની ધૂળ-પગલાં
ધીરે રોપી રોપી ચડી લયહિલોળે નયનનાં
હલાવી પાતાળો: રુધિરમહીં ઓગાળી વગડો.
–સમી સાંજે પાછાં નીરખી વળતાં ઢોર; ઊડતાં.
હવે હું એકાકી તમ સ્મરણના કંકુ-ફણગા
ઉગાડી આંખોમાં લઈસમય એ; ક્યાંક ઊડતો...
ભલે મારું લૂમાં બળવું પણ સ્હેવાતું નથી આ–
બળે છે કૂવો પાદર પથ નદી સીમ સઘળી.

મિક અને ગૌણ. પ્રાથમિક કલ્પના માનવીય દૃષ્ટિની પાછળ રહેલી જીવંત શક્તિ અને મુખ્ય વાહન છે, ઈશ્વરની શાશ્વત સર્જનની પ્રક્રિયાનું માનવ ચિત્તમાં થતું પુનરાવર્તન છે. સભાન ઇચ્છાશક્તિ સાથે અસ્તિત્વ ધરાવતી ગૌણ કલ્પના પ્રાથમિક કલ્પનાનો પડઘો છે. પ્રકારે બેઉ સરખી છે પણ તે વિચરે છે જુદી રીતે. ગૌણ કે દ્વૈતીયિક કલ્પના પુનર્સર્જન કરવા માટે ઓગાળે, વેરવિખેરે, છિન્નભિન્ન કરે અને તેમ કરતાં એકતા અને આદર્શમઢયું સર્જન કરવા પ્રયત્નશીલ રહે છે. તે જીવંત છે, જ્યારે દૃશ્યમાન સર્વ સ્થગિત અને નિર્જીવ છે.

તરંગનું ક્ષેત્ર સ્થગિત અને નિશ્ચિતમાં મર્યાદિત છે. દિક્કાલથી પર સ્મૃતિનો પ્રકાર તે તરંગ. સહચારી વિચારો દ્વારા સ્મૃતિમાં પ્રગટ થતાં પ્રતીકોને સાથે પ્રયોજવાનું કે એકબીજાની અસર નીચે લાવવાનું કાર્ય તરંગનું. તરંગ અને કલ્પના વિશેના પોતાના ખ્યાલોને સમજાવવા કોલરિજે શેક્સપીઅરના કાવ્ય *Venus and Adonis*માંથી બે ફકરા લીધા છે. પહેલો દાખલો જોઈએ તરંગનો.

Full gently now she takes him
by the hand,
A lily prison'd in a gaol of snow,
Or ivory in an alabaster band;
So white a friend engirts so
white a foe.

વીનસના હાથમાં પુરાયેલા એડોનિસના હાથને વર્ણવતાં કવિની સ્મૃતિમાંથી પ્રગટ થયેલાં બે પ્રતીકો વચલી બે લીટીઓમાં યોજાયાં છે. શ્વેત કમળ એડોનિસના હાથનું પ્રતીક બને છે, હિમની જેલ વીનસના હાથનું પ્રતીક બને છે. એડોનિસનો હાથ અને,

શ્વેત કમળ બેઉ રૂપાળા છે, શ્વેત છે, તે સિવાય બેમા કંઈ જ સામ્ય નથી. શ્વેત કમળ સાથે થયેલી હાથની સરખામણી આ બે ખ્યાલો સાથે પૂરી થાય છે અને તે દ્વારા એડોનિસના હાથને જોવા સમજવાની વાચકની દૃષ્ટિમા કંઈ ફેર પડતો નથી. વીનસના હાથની બરફની જેલ સાથેની સરખામણી પણ ફક્ત બે નિશ્ચિત ખ્યાલો સુધી જ વાચકની દૃષ્ટિને પહોંચાડે છે કે બેઉ બંધનો છે અને શ્વેત છે. બરફનો સ્વાભાવિક ગુણ ઠંડકનો વીનસના હાથને લાગુ પાડી શકાય નહીં. વીનસના હાથને જોવા સમજવામા વાચકની સમજમા આ પ્રતીકોના આયોજનથી ઉમેરો થતો નથી. આવા પ્રતીકો કે પ્રતિરૂપો પણ કાવ્યમા આવે ત્યારે વાચકનો મનોવ્યાપાર સ્થગિત બને છે. તેના ઉપર વારંવાર વિચાર કરવાથી કાવ્ય વિશેની સમજ કોઈ રીતે પણ વધુ વિકસતી નથી. શ્વેત કમળના બીજા કોઈ પણ ગુણો —જેવા કે તેમા આરોપાયેલો પવિત્રતાનો ખ્યાલ એડોનિસના હાથની વધુ સમજણ માટે કામ આવે એવા નથી. હિમની જેલનો નિશ્ચલ સ્થિત બંધનનો ગુણ પણ વીનસના હાથને લાગુ પાડી શકાય નહીં. શેક્સપીઅરે અહીં બેઉ હાથનું વર્ણન માત્ર કરીને સંતોષ માન્યો છે. આખા પ્રસંગને આત્મસાત્ કરીને કલ્પનામા ઘૂંટીને શબ્દદેહે ઉતાર્યો નથી. એડોનિસ કે વીનસને તે વખતે શી લાગણી થઈ હશે, થઈ હશે કે કેમ, તેની કોઈ વિગત કવિએ આપી નથી. વાચક પણ પોતાના સંવેદનોને જગાડ્યા વિના ઠંડે કલેજે દૃશ્યચિત્ર માણે છે.

હવે તે જ કાવ્યમાથી લીધેલો કલ્પનાનો દાખલો છે તે જોઈએ:

## થઈ હું

ભલુ પો ફાટે ને હડપ દઈ ઊઠી ભળકડુ
ભરી બે આંખોમા હરખભર હુ ખેતર મહીં
પડોંચી કૂવાનુ હીરલ રૂપ ખેંચી ખલાખલ
કરી વ્હેતુ...માટી લહલહતી મ્હોરાવુ ઘડીમા.

—ત્યહીં ઊડી આવે રુમઝુમતી શેઢે સીમ બધી;
મહુડીને છાંયે નભ ફણગતુ જોઈ તરસી
બપોરી વેળાને લઈ ઢળી જતો તાસળીમહીં—
ફરી પાછો ઊગી ફરુ ફગફગી સાંજ સુધી હુ;
પછી ધોરી સાથે હળુ ઊછળતો ઘેર વળતો.

હતી વર્ષાની એ અવળી નૂગરી વેળ ગૂંચળે
પડેલી એવી તો મસ ડસી જતા તુ તગફડી
ઢળી નાખી માથુ મુજ પર, પછી જુદી ન પડી

હવે ચાસે ચાસે રણ દરડતો હાકું હળને—
વળી વાવાઝોડુ થઈ હુ ધૂળના રોપુ ઢગલા

## પછી

હતુ મારું મોંઘું મળસકું: લઈ ગૉળ દડબું
પછી હુ દાદાના નિકટ ઝૂલતો જાઉં વગડે

રહે ગાડુ ઊભું ઊતરી પડુ ને ખેતર તણી
બધી વાડે વાડે ફરી વળીય પીંછા મયૂરનાં
લઇ વીણી વીણી લસણુ સમ ફૂંણા કરમહીં
બપોરી ઓગાળી ઘણી ઘણી હું ફૂવેલ ટહુકે
ગયો ઊડી આબે: સભર શરણાઈ ઊવસતી
બજી એવી મારો સમીરણ લઇ તોરપ્યુ હલ્યુ.

ઘરે ફૂટી ઠકુ સુરભિ હરિયાળી ફણગતી—
અને રાતે ખાટે મશરૂની રજાઈ ઝગમગી
ચડી એના તેજે અવશ બની ઘૂમ્યો દશદિશે
પછી એવો આવ્યો સમય ઘર મારું લઇ ગયો.
હું આંખોના ટીંબા કરી ફણસવા દાડું શમણા
પછી વીંઝાતા આ ચતુદિશ તણા ભૈરવ ફણા.

## શાન્તા શેળકે, અનુ: સુરેશ દલાલ

### સંધિ

પ્રત્યેક સુકાયેલી પાંદડીમાં
અંતર્ભૂત હોય છે સુગંધની ગાથા
ખીલવાની વ્યથા
વાયરા પર લખાઈ ગયેલા ઉચ્છ્વાસ
ઊંડાણમાં ક્યાંક કદાચ ફળની આશ.

આનંદમાં ઝૂલતા
તડકા સાથે કરેલા સોનેરી સંકેત;
તેની પણ પાછળ વેદના નિરુપાય
ફૂટેલા ક્યાંક ફૂલપંખીના પાય
કાંટાની વેદના, પાણીનો ભેજ;
પ્રત્યેક સુકાયેલી પાંદડીમાં
ઓછેવત્તે
સ્થળકાળની સંધિ કરતો સળંગ
હોય છે ઢંકાયેલો સંભવ અનંત
જેમ પ્રત્યેક શબ્દ અંકાયેલો, ન અંકાયેલો
અથવા જન્મતાં બુઝાયેલો હોઠમાં
જેની આગળ અને પાછળ—
ઊભું હોય છે એક વિશ્વ.

Look! how a bright star
shooteth from the sky
So glides he in the night
from Venus' eye.

વીનસના પ્રેમને ઠોકરે માર્યાથી એડોનિસની અધોગતિ થાય છે તેનું વર્ણન આ કાવ્યકડીમાં છે. પ્રતિરૂપોનું આયોજન એવું તો સુંદર, ઉચિત અને જીવંત છે કે આ બે લીટી પર વાચકનું મન લાંબા વખત સુધી થોભીને તે માણી શકે. વીનસે એડોનિસની સોબત ખોઈ અને એકલતાનો અંધકાર તેને વીંટળાઈ વળ્યો એ સમયના વીનસના સંવેદનને આત્મસાત્ કરી કલ્પનામાં ઘૂંટી શેક્સ્પીઅરે રજૂ કર્યું છે. દરેક શબ્દ, દરેક પ્રતીક નવાનવા અર્થ ગ્રહીને જીવંત બની ઊઠે છે. આકાશમાંથી ખરતો તારો, જુઓ, કેવું આશ્ચર્ય! વીનસનું આશ્ચર્ય! એડોનિસને જતો જોઈને થયેલી તેની દિઙ્મૂઢાવસ્થાનો પડઘો અહીં ઊઠે છે. તારો પ્રકાશપુંજ, અસરકારક છતાં દૂર, મનસ્વી; તેવો જ એડોનિસ. આકાશ તેજ લાવનારું પણ અત્યારે તિમિરભર્યું, તેવો જ એડોનિસનો પ્રેમ. સરકવાની ક્રિયા બેઉને –તારાને અને એડોનિસને લાગુ પડે, તેમ જ રાત્રિના સમયનું સૂચન વીનસના એકલવાયાપણાને ઘેરું બનાવે છે. જેમ શબ્દે શબ્દે રોકાઈને વાચક વિચારતો જાય તેમ નવા નવા ખ્યાલો આરોપાતા જાય અને કવિની કલ્પનાના સર્જનમાં વાચક તન્મય બની જઈ સર્જનનો આહ્લાદ અનુભવે.

તરંગમાંથી મળતો આનંદ અંધારી ગલીમાં જવા જેવો છે. થોડે જઈને પાછાં જ આવવું પડે, તેમાંથી આરપાર જવાનો સીધો રસ્તો ન હોય. તરંગની પ્રિ

વત્ છે, જ્યારે કલ્પનાની જીવત અને ચૈત ન્યસભર ચાતીવાળી ઢીંગલી આખ ઉઘાડ બધ કરે અને ચાલે તે જોતી ગમે પણ તે યત્ર જ તરગમાથી મળતો આનદ એવો છે તેમા આયાસે છતા કૌશલપૂર્વક પ્રયોજિત પ્રતિરૂપો વર્ણન પૂરતા નિરૂપાયેલા નિહાળી શકીએ કલ્પનાજન્ય કાવ્યમા કે કાવ્યકડી મા પ્રતિરૂપોનું આયોજન સહજ લાગે, વા ચકની કલ્પના અને તેના મવેદનો તેના આ સ્વાદમા પળોટાય અને છેવટે સમગ્રતાની, સૌષ્ઠવયુક્ત આકૃતિની છાપ એ કાવ્ય મૂકતું જાય કલ્પનાજનિત કાવ્ય અનુભૂતિના પાયા પર સાદ્યત ચૈતન્યવતું હોય તરુવરની શાખાઓ ફાલીફૂલીને મનોરમ આકૃતિ ધરે એમ આવા કાવ્યના વિધવિધ અગ ઉપાગો સ્વસ્થાને સપ્રમાણ ગોઠવાયેલા રહે છે તેમા કશુ ઊણું ઊતરતું નથી, એક અક્ષર પણ વધારે હોતો નથી, કલ્પનામા ઘૂંટાઈને જી- વતપણે યોજાયેલા પ્રતિરૂપો કાવ્યને ઉત્કૃષ્ટ પક્તિમા બેસાડે શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદી આવા પ્રતિરૂપના આયોજન માટે કહે છે "ઉચિત, સુંદર, ભાવપ્રેરક પ્રતિરૂપ ઓછુ વત્તુ વિશ્લિષ્ટ કરી શકાય તેવી રીતે કાવ્ય મા બહુધા આવે છે, ક્વચિત્ પ્રતિરૂપ ને કાવ્યવિષય એવા ઓતપ્રોત થયેલા હોય છે કે સંશ્લિષ્ટ શિવપાર્વતીવત્ ગણવા જો ઈએ આમ પ્રતિરૂપ આખા કાવ્યમા વ્યાપી જાય છે, ઓગળી જાય છે, ત્યારે કાવ્ય ઘણી ઊચી કોટીનુ બને છે"

સાહિત્યકૃતિઓને મૂલવવા માટે પણ કૉલરિજે કલ્પનાની શક્તિને કેન્દ્રમા રાખી નિરાંતે સૂચન કર્યું છે કવિ પોતાની અનુ ભૂતિ દૃશ્યમાન જગતને અવલોકી પોતાના દર્શનને કલ્પનામા ઘૂંટી પ્રતિરૂપો યોજી

## ગમ હીરાગર

### અપીલ

મને ન ઇનકાર, નાખુકર હુ નથી પ્રિય, કે
અકથ્ય અણજાણ વેદન સમી હતી પ્રીત ના
હતી અબુધ મેંય સ્મતિ વિના જ ચાહ્યા કર્યું।
નિગત તમ નામ શ્વાસ પર ગૂથવાનો ગુનો
અસમત મને નથી, ભય નથી સજાનો મને
કરો જનમટીપ કે સમયમા ચણો જીવતો,
સહીશ, પણ દેશપાર સ્વર્ગ દેશથી ના કરો,
મને મુજ અવતિ બહાર શ્વસતા નહીં આવડે
ઘડી પલક નાપસદ તમને હશે તો કદી
ઉપાશ્રય નજીકના હવડ નીમ નીચે જઇ
અભ નમય એક અશુચિવતી લખીને નહીં
અમૃત તમ નામ ધૂળ પર ઘૂટતો હું રહું
કરીશ નવ પ્રીત સમતિ વિના, તમારા સમ!
જરાક હળવી કરો મુજ સજા, ન દો દૂરતા
-નકીતર સહેજ વિસ્મરણનુ દઈ દો વિષ!

## મૌન બલોલી

### ૩૫

ઓહ,
આયનો છૂટી ગયો
ફૂટી ગયો
ખડ ખડમા અખડ રૂપ એ જ નીતરે,
જે લઘુ હતુ જ વિશ્વ આયનાની ભીતરે
કદ મહીં ભલે જ હોય કેવડોય અક્ષરે,
છતાય વર્ણ કે વજન વિષે
જરાય ફેર ક્યા?
જે ફરકતુ પાનમા,
એ જ વૃક્ષવૃક્ષમાં,
એ જ રાનરાનમાં
શૂન્યનાભિમા પરાગનાદ જે,
એ જ બહાર વર્તુળેયુ અહો! અહો!

## ડૉ. ચન્દ્રકાન્ત દત્તાણી

### અભાવનું ગીત

તને જોવાનાં નેણ ક્યાંથી લાવું?
સખિરી, તું તો સોનલ પવનની ઝાંય...

રાજ રાજ ધોધમાર પડતાં એવાં તો
અહીં પડતાં અભાવનાં ફોરાં,
ચારે દિશાઓને દિવસ ને રાત અમે
ઓઢીએ છતાં ય નહિ કોરાં,
ફૂલોને પ્હેરીને ફરવું પડતું રે અહીં
બાવળની શૂળ જેવાં મ્હોરાં,
તને અડકીને બચપણ સંભારું
સખિરી, તું તો લાલચોળ ચંપો ને ચાંય...
સખિરી, તું તો સોનલ પવનની ઝાંય...

ધૂળ જેવાં ધૂંધળાં આ જીવતર સખિરી,
અમે કોઈ દિ' ના દીઠા ઉઘાડ,
લીલપને શમણાંમાં સાચવીને ઝૂરતાં
ના પાંદડું ય પીધાં અમે ઝાડ,
પગલું જ્યાં પાડીએ ત્યાં પોશપોશ રાયાના
ખળખળતા ઊભા છે પ્હાડ,
તને રાયાની રાખમાં હું ભારું,
સખિરી, તું તો બળબળતા સૂરજની લા'ય...
સખિરી, તું તો લાલચોળ ચંપો ને ચાંય...
સખિરી, તું તો સોનલ પવનની ઝાંય...

કાવ્ય દ્વારા રજૂ કરે છે. વિવેચકનું કાર્ય છે, કવિ કેટલો સફળ થયો છે તે જોવાનું. કવિએ પોતાના દર્શનને ભાષામાં પ્રગટ કરી દઈને સંતોષ માન્યો છે કે પોતાની વાતને કલ્પનામાં એવી તો ઘૂંટી છે કે તેનું દર્શન અને પ્રતિરૂપો એકબીજામાં શિવપાર્વતીવત્, છૂટાં પાડી શકાય નહીં, તેમ, ઓતપ્રોત થઈ રહ્યાં છે, એ પ્રશ્ન વિવેચકે પૂછવો ઘટે છે. પોતાની વાતને ભાષામાં ઉતારીને રાચનારો કવિ તરંગની પ્રક્રિયા દ્વારા યાંત્રિક વર્ણનો કરી જાય છે. કલ્પનાબળે પેખેલી દુનિયાને આત્મસાત્ કરી, પોતાના દર્શનની આભા તે પર આરોપી રજૂઆત કરતો કવિ મહાન કક્ષાને પાત્ર બને છે. શેક્સપીઅરનાં પાત્રોની ચર્ચામાં કોલરિજ આ વાત વિસ્તારપૂર્વક કરે છે. શેક્સપીઅરનાં પાત્રો જીવંત આદર્શો છે કેમકે વાસ્તવિક દુનિયામાં જોયેલી. જાણેલી વ્યક્તિઓનાં વ્યક્તિત્વને આત્મસાત્ કરીને કવિએ પોતાના મનમાં રહેલા ખ્યાલ પ્રમાણે કલ્પનાશક્તિ વડે મરોડ આપ્યો છે. આવાં પાત્રો આથી સર્વસ્વીકાર્ય વિશાળ–વ્યાપક વ્યક્તિત્વવાળાં બને છે.

શેક્સપીઅરના સમકાલીનોના પાત્રાલેખનની વાત કરતાં કોલરિજ એક ઉદાહરણ ટાંકે છે. જેમ એક ચતુર્થાંશ નારંગી, એક ચતુર્થાંશ સફરજન, એક ચતુર્થાંશ લીંબુ અને દાડમને ભેગાં કરીને ગોળમટોળ રંગીન રૂપાળું ફળ સર્જી શકાય નહીં તેમ જુદા જુદા ગુણ અવગુણ ભેગા નિરૂપીને પ્રતીતિકર પાત્ર આલેખી શકાય નહીં. એવું આલેખન કરનારા નાટ્યકારો આયાસપૂર્વક સહચારી ભાવોનો ખડકલો કરનારા, તરંગ–અનુસારી યોજના કરનારા કુશળ આયોજકો જ કહેવાય. કલ્પનાસ્સ્યું, ચૈતન્ય

વતુ, અંદરથી વિકસતું તત્ત્વ તેમા નથી

કૉલરિજના આ ખ્યાલને નજર સમક્ષ રાખીને સાહિત્યકૃતિ મૂલવી શકાય તદનુસાર કૃતિમા વાસ્તવિક જગતનું પ્રતિરૂપો દ્વારા ચિત્રણ હોય, તેમા નિરૂપાયેલા પ્રસગ સહજભાવે એકમાથી બીજે બીજામાથી ત્રીજે એમ ફલિત થતા હોય પાત્રોમા આગવુ વ્યક્તિત્વ હોય અને તે સાથે જ તે માનવ્ય હોય અને છેવટે સઘળુ આયોજન તર્કબદ્ધ હોય એ આવશ્યક છે કારણ કૉલરિજ કલ્પનાને તર્કનું વિવેકબુદ્ધિનુ વાહન સમજે છે કલ્પના કવિની સજગ ઇચ્છાશક્તિના પ્રભાવમા વિચરે છે કવિ પોતાનું દર્શન ભલે તર્કની પરિભાષામા રજૂ ન કરે, પણ પ્રતિરૂપોની સઘન બાધણી દ્વારા તે પોતે કરેલુ ચિતન શબ્દરૂપે સાકાર કરે છે આવી સૌષ્ઠવયુક્ત સાહિત્યકૃતિના અંદરથી વિકસેલા સપ્રમાણ ઘાટ તેની જીવતતાની સાક્ષી પૂરે છે

કૉલરિજની કલ્પનાની વાતોમા તર્કને સ્થાન છે તો લાગણીને કેમ નહીં? કવિમા સતત જાગ્રત વિવેકબુદ્ધિ, ઉન્મત્ત આવેગ સાથે આત્મનિયત્રણ અને ગહન તીવ્ર લાગણીઓ હોય એમ કૉલરિજ માને છે લાગણીઓ હોય તીવ્ર હોય પણ કલાના નિયત્રણ નીચે જ વ્યક્ત થાય એવુ કૉલરિજનું મતવ્ય છે કવિના મનના, હૃદયના સઘળા પાસા સક્રિય બને અને મંત્રાકિતા પ્રગટાવે તો ઉત્તમ કાવ્ય સર્જાય

કૉલરિજે વાસ્તવિક જગતની વાત કરી છે તો તરંગી સ્વપ્નોની રજૂઆત કાવ્યમા હોય ખરી? કૉલરિજનો ઉત્તર છે કે હોય, પણ કવિની કલાના નિયત્રણમા આવ્યા પછી કલાકૃતિની સમતુલા જાળવે તેવી

## માણેકલાલ પટેલ

### પધારો પાછાં

તમારાથી સૂના સકળ ભવને મૌન વરસે,
અનામી ખાલીપે કુતૂહલ વધે, યાદ ઊમટે
તમારા વાસતી સ્મિતપરિમલોથી ઝલમલ
ચહેરાની રેખા અવ નવ કળાયે, છલબલ
થતા હૈયાના કો નવલ સ્વરૂપોને પ્રગટતો
અરીસો યે આછા રજકણ ધરી મૂક બનતો
ત્રણે ઝાંખી શિશુસમ મુખે વાછરુ ખડા,
અબૂલા ઓટેથી અચરજ રડી જાય કૂતરા,
ઝરૂખાની ખાલી પરબ તરસ્યુથી તરફડે,
બધા ખૂણા જાણે કૃશવત બગાસે વલવને
પધારો પાછા હો, સ્મરણ ઝરતા, સ્વપ્ન રચતા
તમારા ચાહ્યા સૌ વીંટળાઈ જવા ઉત્સુક બન્યા

## મહેશ જોશી

### ખંડેરમાં

ખંડેરમા વિસરીને સહુ પથક્લાન્તિ
બેઠા, મૂકી સકળ બોજ દૂર નિરાતે
પ્રચ્છન્ન ત્યા સ્રવી ઊઠયા મુદસ્રોત મન્દ,
વિશ્રભથી ગઠરીને કરી દૂર, તરી–
સમુખ હુ પગથિયે પદ પાસ બેસી
ન્યાળી રહ્યો વદનની કશી સ્વેદ-શોભા

મધ્યાહ્નનો પ્રખર ભાસ્કર ચડ-રુદ્ર
વટોળ શા ધૂલિ-ભર્યા સૂસવે ખરેલા
(પ્રેતો સમા) પર્ણ દોટ મૂકે હસી હસી
કાન્તારમા ભભૂકતા અનલોની વચ્ચે
ખડેરમા રહસ દ્વાર ખૂલ્યા; જરી જ્યા
તારો મળ્યા અધર-સ્પર્શ, સખી, હવે આ
આન્દોલતુ હૃદય કો લયને હિલોલ–
હે રૂપ, તુ સરસિના તટના નિચુલ પે
ઝૂકેલ કો ધવલ પદ્મ નિતાન્ત ચારુ

## સ્વ. આઝમ કરીમી

### માટીના અક્ષર

માટીના અક્ષર લખાયા-ભૂંસાયા
હવે કોરી કિતાબ જેવું મન.

હરિયાળાં તોફાનો ચાલે છે બ્હાર ફરી.
જાગ્યાં છે લીલાં મેદાન,
આવી ધમાલ છતાં હું તો કંગાલ બની
જોઈ રહ્યો ખાલી મકાન,
આંખોની આસપાસ ખુશ્બોના ઢગલા ને
કાંટાની છાબ જેવું મન.

આથમણી બારી પર રવિનો પ્રકાશ હવે
જીવશે માંડ એક પળ,
જોયું મેં આજ કે આ સંતાતી સાંજ બધાં
શીખી છે તારાં જ છળ,
તો પણ સવાલ બની ઊભું છે બારણામાં
તારા જવાબ જેવું મન.

માટીના અક્ષર લખાયા-ભૂંસાયા
હવે કોરી કિતાબ જેવું મન.

## મહેન્દ્ર ગોહિલ

આયખાની ખેપમાં તું સાથ છે,
આમ તો હું એકલો ભમતો નથી.

મોતને પણ એક દિ' જીતી જઇશ,
હારની બાજી કદી રમતો નથી.

જિન્દગીની વાત બાજુ પર રહી,
મોતને પણ હું હવે ગમતો નથી.

હદે જ તે આવકાર્ય. સાચું પૂછો તો તરંગ અને કલ્પના બે જુદી જુદી પ્રક્રિયાઓ માત્ર છે. કવિના મનમાં આ બેઉ પ્રક્રિયાઓ સાથે ચાલતી હોય છે, બેઉનાં સર્જનોનો પ્રકાર જુદો હોય છે એટલું જ. એક કલાકૃતિમાં તરંગ અને કલ્પના સહઅસ્તિત્વ ધરાવતાં હોય એ સ્વાભાવિક છે. ક્યારેક કોઈક સર્જન સો ટકા તરંગનું પરિણામ હોય એવું બને જેમ કે ડિટેકટીવ રહસ્યકથા. કલ્પનાના સર્જનનો પાયો વાસ્તવિક દુનિયા છે, પ્રતીતિકર હકીકતો છે. તરંગની માંડણી કપોલકલ્પિત ખ્યાલો કે અસામાન્ય સ્વપ્નો પર થઈ હોય. દર્પણ સામે જોઈ રહેલી બાળા તેની પાર શું હશે એમ વિચારતાં તેમાં ડગલું ભરીને અવનવી દુનિયામાં પહોંચી જાય તે તરંગ. શિલ્પ સામે તાકી રહેતો ચાર્લ્સ લૅમ્બ ક્યાંક પોતે પૂતળાં જેવો સ્થિર થઈ જશે કે પૂતળાં તેની જેમ હાલતાં ચાલતાં થઈ જશે તેવું કહે તે તરંગ. 'ધી ઇડિયટ'માં ડૉસ્ટોયવ્સ્કીનો નાયક ઉન્માદી અવસ્થામાંથી સાજો થઇને વાસ્તવિકતાની દુનિયામાં પ્રવેશે તે તરંગ, પણ ત્યાર પછીનું સઘળું આલેખન તર્કશુદ્ધ સઘન કલ્પનાની કલાનું કવન. જ્યાં વાચકની બુદ્ધિ વિગતને માનવાની ના પાડે, જ્યાં આયાસપૂર્વક સંશય દૂર રાખવો પડે ત્યાં તરંગનું સંચલન. જ્યાં પૃથક્ ઘટકો અને સમગ્ર કૃતિ આહ્લાદદાયક હોય ત્યાં કલ્પનાઘૂંટયા દર્શનનું સામ્રાજ્ય. સમગ્રતયા કલ્પનાજનિત કૃતિઓ જ આદર્શ કૃતિ, એવું ન કહેવાય; કેમકે છેવટે તો કલાકૃતિને સર્જવાનાં આ બે સાધનો છે. છતાં કલ્પનાબળે સર્જાયેલી કૃતિઓ વધુ સંતોષપ્રદ રહે છે એ હકીકત સ્વીકારવી જોઈએ.

પંડું, અંદરથી વિકસતું તત્ત્વ તેમાં નથી.

કૉલરિજના આ ખ્યાલને નજરે સમક્ષ રાખીને સાહિત્યકૃતિ મૂલવી શકાય. તદનુસાર કૃતિમાં વાસ્તવિક જગતનું પ્રતિરૂપો દ્વારા ચિત્રણ હોય, તેમાં નિરૂપાયેલા પ્રસંગ સહજભાવે એકમાંથી બીજો, બીજામાંથી ત્રીજો એમ ફલિત થતા હોય, પાત્રોમાં આગવું વ્યક્તિત્વ હોય અને તે સાથે જ તે માનવ્ય હોય અને ઉપરાંત સઘળું આયોજન તર્કબદ્ધ હોય એ આવશ્યક છે. કારણ કૉલરિજ કલ્પનાને તર્કનું, વિવેકબુદ્ધિનું વાહન સમજે છે. કલ્પના કવિની સજગ ઇચ્છાશક્તિના પ્રભાવમાં વિચરે છે. કવિ પોતાનું દર્શન ભલે તર્કની પરિભાષામાં રજૂ ન કરે, પણ પ્રતિરૂપોની સઘન બાંધણી દ્વારા તે પોતે કરેલું ચિન્તન શબ્દરૂપે સાકાર કરે છે. આવી સૌષ્ઠવયુક્ત સાહિત્યકૃતિનાં અંદરથી વિકસેલા સપ્રમાણ ઘટકો તેની જીવન્તતાની સાક્ષી પૂરે છે.

કૉલરિજની કલ્પનાની વાતોમાં તર્કને સ્થાન છે તો લાગણીને કેમ નહીં? કવિમાં સતત જાગ્રત વિવેકબુદ્ધિ, ઉન્મત્ત આવેગ સાથે આત્મનિયંત્રણ અને ગહન તીવ્ર લાગણીઓ હોય એમ કૉલરિજ માને છે. લાગણીઓ હોય, તીવ્ર હોય પણ કલ્પના નિયંત્રણ નીચે જ વ્યક્ત થાય એવું કૉલરિજનું મંતવ્ય છે. કવિના મનના, હૃદયના સઘળાં પાસાં સક્રિય બને અને એકાત્મકતા પ્રગટાવે તો ઉત્તમ કાવ્ય સર્જાય.

કૉલરિજે વાસ્તવિક જગતની વાત કરી છે તો તરંગી સ્વપ્નોની રજૂઆત કાવ્યમાં હોય ખરી? કૉલરિજનો ઉત્તર છે કે હોય, પણ કવિની કલ્પના નિયંત્રણમાં આવ્યા પછી કલાકૃતિની સમતુલા જાળવે તેટલી

## માણેકલાલ પટેલ

### પધારો પાછાં

તમારાથી સૂના સકળ ભવને મૌન વરસે,
અનામી ખાલીપે કુતૂહલ વધે, યાદ ઊમટે.
તમારાં વાસંતી સ્મિતપરિમલોથી ઝલમલ
ચહેરાની રેખા અથ નવ કળાયે, છલબલ
થતાં હૈયાના કો નવલ સ્વરૂપોને પ્રગટતો
અરીસો યે આછાં રજકણ ધરી મૂક બનતો.
ત્રણે ટોડે ઝંખો શિરાસમ મુખે પાછરુ ખડાં,
અમૂલા ઓટેથી અચરજ રડી જાય કૂતરાં,
ઝરૂખાની ખાલી પરખ તરસ્યુંથી તરફડે,
બધા ખૂણા જાણે કૃશવત બગાસે વલવલે.
પધારો પાછાં હા, સ્મરણ ઝરતાં, સ્વપ્ન રચતાં
તમારાં વાઘા સૌ વીંટળાઈ જવા ઉત્સુક બન્યાં

## મહેશ જોશી

### ખંડેરમાં

ખંડેરમાં વિરમીને સહુ પંથક્લાન્તિ
બેઠા મૂકી સકળ બોજ દૂર-નિરાંતે
પ્રચ્છન્ન ત્યાં ગ્રથી ઊઠયા મુદગોત મંદ,
વિસ્રંભથી ગહરીને હરી દૂર તારી-
સંમુખ હું પગથિયે પદ પાસ બેસી
ન્યાળી રહ્યો વદનની કરી સ્વેદ-શોભા.

મધ્યાહ્નનો પ્રખર ભાસ્કર ચંડ-રુદ્ર
વંટોળ શા ધૂલિ-ભર્યા સૂસવે-ખરેલાં
(પ્રેતો સમાં) પર્ણ દોટ મૂકે હસી હસી
કાન્તારમાં ભભૂકતા અનલોની વચ્ચે
ખંડેરમાં રહસ-દ્વાર ખૂલ્યાં; જરી જ્યાં
તારો મળ્યો અધર-સ્પર્શ, સખી, હવે આ
આંદોલનું હૃદય કો લયને હિલોલ-
કે રૂપ, તું સરસિના તટના નિશ્ચલ પે
મૂકેલ કો ધવલ પદ્મ નિતાન્ત ચારુ.

## સ્વ. આઝમ કરીમી

### માટીના અક્ષર

માટીના અક્ષર લખાયા-ભૂંસાયા
હવે કોરી કિતાબ જેવું મન.

હરિયાળાં તોફાનો ચાલે છે બ્હાર ફરી.
જાગ્યાં છે લીલાં મેદાન,
આવી ધમાલ છતાં હું તો કંગાલ બની
જોઈ રહ્યો ખાલી મકાન,
આંખોની આસપાસ ખુશબોના ઢગલા ને
કાંટાની છાબ જેવું મન.

આથમણી બારી પર રવિનો પ્રકાશ હવે
જીવશે માંડ બેક પળ,
જોયું મેં આજ કે આ સંતાતી સાંજ બધાં
શીખી છે તારાં જ છળ,
તો પણ સવાલ બની ઊભું છે બારણામાં
તારા જવાબ જેવું મન.

માટીના અક્ષર લખાયા-ભૂંસાયા
હવે કોરી કિતાબ જેવું મન.

## મહેન્દ્ર ગોહિલ

આયખાની ખેપમાં તું સાથ છે,
આમ તો હું એકલો ભમતો નથી.

મોતને પણ એક દિ' જીતી જઇશ,
હારની બાજી કદી રમતો નથી.

જિન્દગીની વાત બાજુ પર રહી,
મોતને પણ હું હવે ગમતો નથી.

હદે જ તે આવકાર્ય. સાચું પૂછો તો તરંગ અને કલ્પના બે જુદી જુદી પ્રક્રિયાઓ માત્ર છે. કવિના મનમાં આ બેઉ પ્રક્રિયાઓ સાથે ચાલતી હોય છે, બેઉનાં સર્જનોનો પ્રકાર જુદો હોય છે એટલું જ. એક કલાકૃતિમાં તરંગ અને કલ્પના સહઅસ્તિત્વ ધરાવતાં હોય એ સ્વાભાવિક છે. કયારેક કોઈક સર્જન સો ટકા તરંગનું પરિણામ હોય એવું બને જેમ કે ડિટેકટીવ રહસ્યકથા. કલ્પનાના સર્જનનો પાયો વાસ્તવિક દુનિયા છે, પ્રતીતિકર હકીકતો છે. તરંગની માંડણી કપોલકલ્પિત ખ્યાલો કે અસામાન્ય સ્વપ્નો પર થઈ હોય. દર્પણ સામે જોઈ રહેલી બાળા તેની પાર શું હશે એમ વિચારતાં તેમાં ડગલું ભરીને અવનવી દુનિયામાં પહોંચી જાય તે તરંગ. શિલ્પ સામે તાકી રહેતો ચાર્લ્સ લૅમ્બ ક્યાંક પોતે પૂતળાં જેવો સ્થિર થઈ જશે કે પૂતળાં તેની જેમ હાલતાં ચાલતાં થઈ જશે તેવું કહે તે તરંગ. 'ધી ઇડિયટ'માં ડોસ્ટોયવ્સ્કીનો નાયક ઉન્માદી અવસ્થામાંથી સાજો થઇને વાસ્તવિકતાની દુનિયામાં પ્રવેશે તે તરંગ, પણ ત્યાર પછીનું સઘળું આલેખન તર્કશુદ્ધ સઘન કલ્પનાની કલાનું કવન. જ્યાં વાચકની બુદ્ધિ વિગતને માનવાની ના પાડે, જ્યાં આયાસપૂર્વક સંશય દૂર રાખવો પડે ત્યાં તરંગનું સંચલન. જ્યાં પૃથક્ ઘટકો અને સમગ્ર કૃતિ આહ્લાદદાયક હોય ત્યાં કલ્પનાઘૂંટયા દર્શનનું સામ્રાજ્ય. સમગ્રતયા કલ્પનાજનિત કૃતિઓ જ આદર્શ કૃતિ, એવું ન કહેવાય; કેમકે છેવટે તો કલાકૃતિને સર્જવાનાં આ બે સાધનો છે. છતાં કલ્પનાબળે સર્જાયેલી કૃતિઓ વધુ સંતોષપ્રદ રહે છે એ હકીકત સ્વીકારવી જોઈએ.

કોલરિજના સિદ્ધાંતોને ખ્યાલમાં રાખીને સાહિત્યકૃતિની મૂલવણી કરનાર કાવ્યાંશો અને કાવ્યતત્ત્વનું મૂલ્ય સહજપણે પામી શકે છે. છતાં કોલરિજના સિદ્ધાંતો નિયમોમાં પૂરી શકાય તેવા નથી; પણ અધિકારી રસજ્ઞને તે સહજ સ્ફુરે તેવા છે.

કવિના કવન પાછળના માનસવ્યાપારોની ચર્ચા કોલરિજ પછી શેલી અને કીટ્સે કરી. શેલીએ હૉબ્સના સિદ્ધાંત સ્વીકાર્યા અને કવિતાપ્રવૃત્તિને તર્કથી જુદી ગણી. પણ કીટ્સ ધીમે ધીમે કોલરિજના મતનો થયો હતો કે કલ્પનાનાં ઉડ્ડયન કથયિતવ્યના તર્કથી બંધાયેલા હોવા જોઈએ. કવિ ફક્ત સ્વપ્નદ્રષ્ટા નથી, નિરંકુશપણે ચિત્રો રજૂ કરવાનું કામ તેનું નથી. સંયમપૂર્વક નિરૂપાયેલી કલ્પનાસૃષ્ટિ જ સર્વાંગસંપૂર્ણ સર્જન આપી શકે.

આમ છતાં ઓગણીસમી સદીના ઉત્તરાર્ધના એક વિચારક મિલે કવિતાના તર્ક અને સંવેદનને છૂટા પાડ્યા. કવિતા, કવિના આત્માના સર્વ પાસાઓએ રચેલી સંવાદિતા છે એમ કોલરિજનો મત હતો, તેની વિરુદ્ધ જઈ મિલે કવિતાનું કાર્ય ફક્ત સંવેદનો જગાડવાનું છે એમ પ્રતિપાદિત કર્યું. કવિની અનુભૂતિ એવી કલાત્મક ભાત ઉપસાવે કે જે વાચકના ઊર્મિતંત્રને સ્પર્શે.

આ સદીમાં આઈ. એ. રીચાર્ડ્ઝ કોલરિજના અને મિલના મતનો સમન્વય સાધી સાહિત્યકૃતિની મૂલવણી કરવાનું સૂચવે છે. આર્નોલ્ડની જેમ તે કવિને ઊંચી ભૂમિકાએ બેસાડે છે. કવિની અનુભૂતિ દ્વારા માનવીય જીવનના નિત્યનવા અર્થઘટનો થાય તે માનવની આધ્યાત્મિક શ્રદ્ધાને પ્રેરે. આ શ્રદ્ધાના મૂળમાં તેઓ કવિતાની સંવેદન જગાડવાની

'સલિલ'

## ખાંભીનું ગીત

તમે ઉગમણી બાજુથી આવજો,
મારગ વચાળ પછી ભૂલા પડો તો
મારી ખાંભી પર દીવા મેલાવજો.

કંકુ ઘોળીને રૂડા કરજો અંઘોળ
અને આસુનાં તોરણ પે'રાવજો!

લીનુડા નાળિયેર ભાલે પ્રોવ્યાની વાત–
ડાયરાના હુક્કામાં ગાજશે,
ચારણના શબ્દોથી લોહીઝાણ સૂરજ–
પણ વાચાની ઓછપથી લાજશે.
પંથક આખ્ખાયનેય કેસરિયા વાઘાની
સાખે તલવાર્યું બંધાવજો!

જીવતરની ભાષામાં પથ્થર અસવાર–
તોય મીંઢળબંધ પિંગાણે જાશું
ભમ્મરિયા કૂવાને થાળે બેસીને–
બાય! સિંદૂરિયો કાળ પછી ગાશું.
કૈં ધસમસતી વાર કદી સામી મળે તો
એને આણીકોર વાટે વળાવજો!

જીવ્યાનુ શમણું પણ અવસર થૈ જાય–
મહ્યે ઝાંઝરુ'યે ચાર ચાર નેણનું
વૈશાખી બપોરો ધોધમાર વરસીઃ
અહીં પાનેતર ભીંજાવુ વેણુનું!
પછી દરએ આગળીઓનુ પોખામણ ડુંગરમાં,
કોતરમાં, ખીણમાં વેરાવજો!

કંકુ ઘોળીને રૂડા કરજો અંઘોળ
અને આસુનાં તોરણ પે'રાવજો!

## પ્રાણજીવન મહેતા

### પત્ર

મિત્ર,
દુઃખને આપણે શોધવા નીકળ્યા છીએ અહીં;
જ્વાળામુખી ખોદીને અગ્નિ પ્રગટાવવા
ઇચ્છીએ છીએ આપણે અને
દીવાસળીને ફૂંક મારીને ઠારી નથી શકતા.

ઊંડી ખીણમાં પડયા પડયા આપણે
શબ્દોને ફેંકીએ ગબડાવીએ છીએ
તળેટી ઉપર પણ
પણ એકેય શબ્દને ત્યાં લગી પહોંચાડી શકતા નથી,
પહોળા થયેલા રસ્તાઓ ઉપર વૃક્ષની જેમ
ખોડાઈ પણ શકતા નથી
કે નથી પવનની જેમ વહી જઈ શકતા કયાંય...

વંધ્યાના ગર્ભાશય જેવું ખાલીખમ આકાશ
કશું જન્માવી શકતું નથી.

હવે આપણે માટે
વાદળાંઓ પાણીના પરપોટાની જેમ ફટાક ફૂટી
જઈ અલોપ થઇ જાય છે આંખમાં
અને ઘૂમરીઓ ખાતો ધૂમકેતુ લોલકની જેમ ઉત્તર દિશામાં
આવોપાછો થયા કરે છે,
સમય ભીડેલી મુઠ્ઠીમાં વળેલ પ્રસ્વેદમાં ઓગળી રહ્યો છે.

આયુષ્યરેખા આ રીતે હરીભરી થતી દેખાય છે મને અને હું
ખોવાયેલા નક્ષત્ર જેવો સૂર્યની-સમયની-શ્વાસની-આભાસની
આસપાસ નિરંતર ભટકયા કરું છું; મિત્ર!

શક્તિને જ અગત્યની ગણે છે.

કૉલરિજે તત્ત્વમીમાંસાની અટવીઓમા અટવાતાં અટવાતાં સાહિત્યવિષયક જે સિદ્ધાંતો રજૂ કર્યા તેનો સંપૂર્ણ સ્વીકાર કે અસ્વીકાર તેના અનુગામીઓ કરના રહ્યા છે. તેનાથી વિશેષ વિશદતાથી કવિના માનસ વ્યાપાર પર કોઈએ પ્રકાશ નાખ્યો નથી. કૉલરિજની પહેલાં પ્રતિપાદિત થયેલા સિદ્ધાંતો સાહિત્યકારની દૃષ્ટિએ નહોતા થયા, તેથી તેમાં ઊણપો હતી. કૉલરિજે સાહિત્યકાર અને ફિલસૂફ બેઉનાં તાલીમ અને જ્ઞાનનો સુમેળ સાધી, સાહિત્યપ્રવૃત્તિનાં અગોચર તત્ત્વોનો પાર પામી વિવેચન માટે નવી ભૂમિકા તૈયાર કરી આપી. તેમાં યે તેની તરંગ અને કલ્પના વિષયક ચર્ચા કવિનાં માનસ અને કૃતિ પર વેધક પ્રકાશ નાખે છે. કૉલરિજે પ્રગટાવેલો આ દીપક વિવેચનના માર્ગમાં સાચે રસ્તે દોરનારો અદ્વિતીય સાથી થઈ રહે એવો છે.

**સંદર્ભગ્રંથો :**

1. Coleridge's Literary Criticism—with an introduction by A. W. Mackail; 2. Coleridge on Imagination by I. A. Richards; 3. Fancy and Imagination by R. L. Brett; 4. The Romantic Imagination by C. M. Bowra; 5. 'ઉપાયન' શ્રી વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી ષષ્ઠિપૂર્તિ અભિનંદનગ્રંથ

કવિતા એ ક્રાન્તદર્શન કરતા કવિનું કાર્ય છે. એ જગતના સામાન્ય વ્યવહારથી ઉપરની વસ્તુ છે. જીવનમાં સક્રિય થતી એક નવી શક્તિ છે. સૌન્દર્ય એ એનું પ્રખર શસ્ત્ર છે, સત્ય એનું કવચ છે. જીવનના પ્રવાહમાં તે ઊતરે છે, જીવનની નસેનસમાં તે પ્રસરે છે અને પોતાની ગૂઢ ગતિથી અને પ્રકટ મોહિનીથી જીવનને ઊર્ધ્વ રસની, ઊર્ધ્વ આનંદની દીક્ષા અને સિદ્ધિ આપે છે.

સુન્દરમ

સમર્પિત
**મર્ચન્ટ ઍન્ડ કંપની પ્રાઇવેટ લિમિટેડ**
જનતા ઇન્ડસ્ટ્રીઝ કૉમ્પાઉન્ડ • સેનાપતિ બાપટ માર્ગ (દક્ષિણ)
મુંબાઈ ૧૩

# ગો. મા. ત્રિ.

## ધીરુભાઈ પરીખ

'સરસ્વતીચંદ્ર' નામથી કયો ગુજરાતી વાચક અજાણ હશે? આપણા સાહિત્યને આ ચિરસ્થાયી મહાનવલ આપનાર પંડિતપ્રવર ગોવર્ધનરામ ત્રિપાઠીનો જન્મ ઈ. ૧૮૫૫ની ૨૦મી ઑક્ટોબર ને વિજયાદશમીને દિવસે નડિયાદમાં વડનગરા નાગર પરિવારમાં થએલો. પ્રપિતામહ મોહનરામનો ગુજરાત અને ગુજરાત બહાર મોટો વેપાર ચાલે. પ્રપિતા ધીરજરામ ભલાભોળા, સંસ્કારી-સદ્‌ગુણી અને નિખાલસ-નિષ્કપટી. ઈ. ૧૮૧૫માં આજીવિકાર્થે એમણે મુંબાઈવાસ કર્યો. પિતા માધવરામ દોલા દિલના, ભલા વૈષ્ણવ ભક્ત. ઠાકોર-સેવા અને ભજનકીર્તનમાં જ આખો દિવસ મસ્ત; રગેરગમાં વીતરાગી પુરુષ; જ્યારે માતા શિવકાશી શ્વાસે-શ્વાસે સંસારી જીવ. એમનું વ્યવહારદક્ષ ને કુશળ વ્યક્તિત્વ સહુ પર અધિકાર ભોગવવા જ નિર્માએલું. ગોવર્ધનરામમાં આ વ્યાપારી કુનેહ, ગણતરી, વ્યવહારદક્ષતા, ઈશ્વરશ્રદ્ધા, આદર્શભક્તિ વગેરે સંસ્કાર આવા પરિવારમાંથી ઊતર્યા હતા.

ઈ. ૧૮૫૯ સુધી બાળપણનાં ચાર વર્ષ નડિયાદમાં ગાળી એમણે મુંબાઈની બુદ્ધિવર્ધક શાળામાં ગુજરાતી અભ્યાસ આરંભ્યો. ૧૮૬૫માં વતનમાં પાછા ફર્યા અને નડિયાદની સરકારી શાળામાં જોડાઈ ગુજરાતી અભ્યાસ પૂરો કર્યો. ઈ. ૧૮૬૬માં ત્યાંની સરકારી અંગ્રેજી શાળામાં જોડાયા અને એ અભ્યાસ જારી રાખવા ઈ. ૧૮૬૮માં મુંબાઈની એલ્ફિન્સ્ટન હાઈસ્કૂલમાં પ્રવેશ મેળવ્યો. એ જ વર્ષે સંસ્કારસંપન્ન સ્નેહાર્દ્ર હરિલક્ષ્મી સાથે એમનું પ્રથમ લગ્ન ગયું. બાળલગ્નનો વિરોધ કરનાર આ સમર્થ સાક્ષરનો ગર્ભવિવાહ જ થઈ ગએલો! માતા શિવકાશીએ સગર્ભાવસ્થામાં પોતાની સગર્ભા સહિયર કાશીકોરને વચન આપ્યું કે પોતાને જો પુત્ર પ્રસવે અને એને જો પુત્રી જન્મે તો વિવાહ કરવા. બન્યું પણ એમ જ. કાશીકોરે પ્રથમ સ્વરૂપવાન પુત્રીને જન્મ આપ્યો અને પછી શિવકાશીએ પુત્રને. આમ, ગોવર્ધન-હરિલક્ષ્મીનું જોડું ગર્ભનિર્મિત થઈ ગયું હતું. હવે લગ્નજીવનમાં મગ્ન કિશોરનો અભ્યાસયજ્ઞ પણ એટલા જ ખંતથી કીર્તિવંત રહ્યો. ઈ. ૧૮૭૧માં પોતાની બુદ્ધિપ્રતિભાની પ્રતીતિ થતાં એમણે તે વખતના છઠ્ઠા ધોરણમાંથી જ મૅટ્રિકની પરીક્ષા પસાર કરી અને સત્તર વર્ષની ઉમરે ૧૮૭૨માં એલ્ફિન્સ્ટન કૉલેજમાં જોડાયા. ૧૮૭૩માં એફ. ઈ. એ. પસાર કરી, પણ ૧૮૭૪માં બી.એ.માં નાપાસ થયા. ૧૮૭૫માં ફરીવાર બી.એ.ની પરીક્ષા આપી અને દ્વિતીય વર્ગમાં ઉત્તીર્ણ થયા. એમની અભ્યાસ-કારકિર્દી ક્યારે ય પ્રથમ કક્ષાની રહી નહોતી, છતાં કૉલેજકાળ દરમિયાન એમણે 'વેસ્ટ સ્કૉલરશિપ', 'કલૅર સ્કૉલરશિપ' અને અંતે 'એલ્ફિન્સ્ટન સ્કૉલરશિપ' પ્રાપ્ત કરી હતી. અભ્યાસકાળ દરમિયાન એમણે અભ્યાસ કરતાં અભ્યાસેતર વાચન પર વધુ ધ્યાન આપેલું. સંસ્કૃત, અંગ્રેજી અને ગુજરાતી સાહિત્યનું એમણે વિશાળ વાચન કરી ઊંડું મનન કર્યું. એમનામાં રહેલો સર્જક આ રીતે ખૂબ પોષાયો.

જીવનમાં સ્થિર થવાનો અવસર આવે તે પહેલાં જ ચિત્તને અસ્થિર કરી મૂકે તેવો માઠો અવસર આવ્યો તે સ્નેહહૂંફ આપતી પત્ની હરિલક્ષ્મીનું ૧૮૭૪માં પ્રસૂતિ દરમિયાન અકાળ અવસાન. નવજાત પુત્રી રાધાએ પણ થોડા જ મહિનામાં માતૃપથ-પ્રસ્થાન આદર્યું અને પત્નીવિયોગના અસહ્ય દુઃખે હમેશને માટે ગોવર્ધન-ચિત્તમાં સ્થાન કર્યું. બીજું લગ્ન નહિ કરવાનો એમણે મનોમન નિર્ધાર તો કર્યો પણ સગાંસ્નેહીઓ અને વડીલો પાસે ૧૮૭૬માં નમતું જોખી લલિતાગૌરી સાથે લગ્ન કર્યું. એ પૂર્વે બી.એ. થઈ એમણે ત્રણ મહત્ત્વના સંકલ્પો કરેલા તે (અ) એલએલ.બી.ની પરીક્ષા પસાર કરવી (બ) મુંબાઈમાં વકાલત શરૂ કરવી અને કદી કોઈની નોકરી સ્વીકારવી નહિ તથા (ક) ૪૦ મે વર્ષે ધંધામાંથી નિવૃત્ત થઈ સાહિત્યસેવા અને તે દ્વારા સંસારસેવામાં શેષ જિંદગી ગાળવી.

બી.એ. થયા કે તરત જ આ સંકલ્પોને ચળાવે તેવી, રૂપિયા ૩૦૦ના પગારે ભુજની શાળામાં મુખ્ય શિક્ષકના સ્થાનની, દિલચસ્પ દરખાસ્ત કચ્છના દીવાન મણિભાઈ જશભાઈ તરફથી આવી. પરંતુ નોકરી નહિ કરવાના દૃઢ નિર્ધારને વળગી રહેવા એમણે આ દરખાસ્તનો વિવેકપૂર્વક અસ્વીકાર કર્યો. આ સંકલ્પોના શુભારંભ તરીકે ૧૮૭૬માં એમણે પ્રથમ એલએલ.બી.ની પરીક્ષા પસાર કરી. એ જ વર્ષે 'ભાષા અને સાહિત્ય'નો ઐચ્છિક વિષય લઈ શરૂ કરેલો એમ.એ.નો અભ્યાસ નાદુરસ્ત તબિયતને કારણે હમેશ માટે એમને છોડવો પડ્યો. વળી, પિતાની વ્યાપારી પેઢી પણ કાચી પડી ગઈ હતી. આધિ, વ્યાધિ અને ઉપાધિથી ઘેરાયેલ યુવાન ગોવર્ધનરામ વડીલ મનઃસુખરામની સદ્‌ભાવના ને સહાયને સહારે સંકલ્પસિદ્ધિ-અર્થે પ્રયત્નશીલ હતા તેવામાં ભાવનગરના દીવાન સામળદાસ મુંબાઈમાં મનઃસુખરામને મળ્યા. વાતવાતમાં ગોવર્ધનરામરચિત વિધિસ્તુતિ કરતું સંસ્કૃત સુભાષિત મનઃસુખરામે સામળદાસને સંભળાવ્યું. યુવાન ગોવર્ધનની બુદ્ધિપ્રતિભાથી આકર્ષાઈ રૂપિયા ૧૨૫ના પગારથી પોતાના ખાનગી મંત્રી તરીકે એમને રોકવાની ઇચ્છા પ્રદર્શિત કરી. નોકરી નહિ કરવાનો નિશ્ચય છતાં ય પરિસ્થિતિની પ્રતિકૂળતા સામે નમતું જોખી કચવાતે મને એ નોકરીનો



મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી · માધવરામ ધીરજરામ ત્રિપાઠી

વડીલ · વચ્ચે · પિતા

બાળક ગોવર્ધનરામ



ગોવર્ધનરામ

તરુણ વયે



ગોવર્ધનરામ

ઉપર : ઈ. ૧૮૭૬માં બી. એ. થયા ત્યારે

જમણી બાજુ : નડિયાદમાં નિવૃત્તિ વેળા ઈ. ૧૯૦૫



ગુજરાતી કવિતાનું ઋતુપત્ર · શરદ · વિક્રમ સંવત ૨૦૨૭ · પરંપરિત અંક ૮૩ · દ્વિજ અંક ૧૧
સપ્ટેમ્બર–ઑક્ટોબર ઈ. ૧૯૭૧

## ચિત્રસૂચિ

પૂઠા પર: શરદ (વાસુદેવ સ્માર્ત); ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી; જલક્રીડા (વાસુદેવ સ્માર્ત); ગોવર્ધનરામનું નિવાસસ્થાન; ગોવર્ધનરામનો અભ્યાસખંડ; ગોવર્ધનરામના સંસ્કૃત અને ગુજરાતી હસ્તાક્ષર; બાળક ગોવર્ધનરામ; ગોવર્ધનરામ તરુણ વયે, ગોવર્ધનરામ બી.એ. થયા ત્યારે અને નિવૃત્તિવેળા.

'કવિલોક' દ્વૈમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે—ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર ને ડિસેમ્બર માસના અંતમાં પ્રકટ થાય છે. વાર્ષિક દેશમાં રૂ. ૬, પરદેશમાં રૂ. ૧૦ યા પા. ૧, અમેરિકામાં રૂ. ૧૫ યા ડૉ. ૨; વિદ્યાર્થીઓ માટે અર્ધવાર્ષિક લવાજમની સગવડ રૂ. ૩; છૂટક નકલનો રૂ. ૧. લેખકોને કૃતિ વિષેનો નિર્ણય જાણવા અથવા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા પોતાનું સરનામું કરેલું તથા પૂરું પોસ્ટેજ ચોડેલું કાર્ડ કે કવર મોકલવા વિનંતિ છે. કૃતિઓ તથા લવાજમ મોકલવાનાં સ્થળ: 'કવિલોક' C/o લિપિની પ્રિન્ટરી, ૩૮૦ ગિરગામ રોડ, ઠાકુરદ્વાર, મુંબાઇ-૨; યા કુમાર કાર્યાલય લિમિ. દ્વારા, ૧૪૫૪ રાયપુર અમદાવાદ-૧.
તંત્રીઓ: રાજેન્દ્ર શાહ અને બચુભાઈ રાવત
સહયોગ: જયંત પારેખ

લવાજમ ભરવાનાં અન્ય સ્થળ
ત્રિપાઠી પ્રા. લિ. પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબાઈ ૨

વીનસ સબ્સ્ક્રિપ્શન એજન્સી
શામસદન ૧લે માળે ભાસ્કરભાઉ લેન
ગામદેવી મુંબાઈ ૭

એલ. કે. મેઘાણી · ૧૪ અમરતલા સ્ટ્રીટ
કલકત્તા ૧

મુદ્રક અને પ્રકાશક: બચુભાઈ રાવત
કુમાર પ્રિન્ટરી · ૧૪૫૪ રાયપુર · અમદાવાદ-૧

□

## કાવ્ય


| | | |
|---|---|---|
| શ્રી અરવિંદ | પૂર્તિ | જિંદગી |
| રાજેન્દ્ર શાહ | ૯૨ | સમય |
| ઉશનસ્ | ૯૩ | પથોન્મત્ત |
| ગીતા પરીખ | ૯૩ | માત્ર શે ?! |
| મકરન્દ દવે | ૯૪ | પૃથ્વીને ઊગતી ભાળું |
| હરીન્દ્ર દવે | ૯૫ | આ નેત્રોમાં |
| ગની દહીંવાળા | ૯૬ | રાત રૂપાળી ન હશે |
| ભાનુપ્રસાદ પંડ્યા | ૯૭ | ઉંબરની બ્હાર |
| ચન્દ્રકાન્ત શેઠ | ૯૮ | ચણીબોર ચાખીને |
| રામચંદ્ર બ. પટેલ | ૯૯ | તમે તો |
| ” | ૯૯ | હવે હું |
| ” | ૧૦૦ | થઈ હું |
| ” | ૧૦૦ | પછી |
| શાન્તા શેળકે | ૧૦૧ | સંધિ |
| ગમ હીરાગર | ૧૦૨ | અપીલ |
| મૌન બલોલી | ૧૦૨ | રૂપ |
| ડૉ. ચન્દ્રકાન્ત દત્તાણી | ૧૦૩ | અભાવનું ગીત |
| માણેકલાલ પટેલ | ૧૦૪ | પધારો પાછાં |
| મહેશ જોશી | ૧૦૪ | ખંડેરમાં |
| સ્વ. આઝમ કરીમી | ૧૦૫ | માટીના અક્ષર |
| મહેન્દ્ર ગોહિલ | ૧૦૫ | આયખાની... |
| 'સલિલ' | ૧૦૬ | ખાંભીનું ગીત |
| પ્રાણજીવન મહેતા | ૧૦૭ | પ્રિય... |


## ગદ્ય


| | | |
|---|---|---|
| ગો. મા. ત્રિ | ૮૯ | કવિ |
| ઈલા પાઠક | ૯૧ | તરંગ અને કલ્પના |
| ધીરુ પરીખ | પૂર્તિ | ગો. મા. ત્રિ. |

# કુટુંબ



સ્વસ્થ અને સુખમય જીવન માટે

# નિયોજન

વધુ વિગત માટે નજીકના પરિવાર કલ્યાણ કેન્દ્રનો સંપર્ક સાધો



# કવિલોક

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર · હેમંત · ૨૦૨
નવેમ્બર-ડિસેમ્બર ૧૯૭૨ · સળંગ અંક ૮૪

# સુમતિબહેન

## ગગનવિહારી મહેતા

સુમતિબહેન મારા મોટા બહેન અમે ત્રણે ભાઈઓ વૈકુંઠભાઈ જ્યોતીન્દ્રભાઈ અને મારા કરતા જ્યેષ્ઠ અમારા પિતાનુ નામ લલ્લુભાઈ સામળદાસ. માતા સત્યવતીબહેન. પિતા ભાવનગરના અને માતા અમદાવાદના પિતાને વાચનને —ખાસ કરીને અંગ્રેજી અને સંસ્કૃત પુસ્તકોના—પુષ્કળ શોખ, આખું જીવન વિદ્યાભ્યાસંગી રહેલ. અમારા માતા ભીમરાવ ભોળાનાથ દિવેટીઆ (જેમણે 'પૃથ્વીરાજ રાસો' લખ્યો હતો એઓ)ના પુત્રી નરસિંહરાવ દિવેટીઆ અમારા માતાના મામા થતા, આનંદશંકર ધ્રુવ માતાના મામા આમ સુમતિબહેનને સાહિત્યપ્રેમનો વારસો મળેલો અને સાહિત્ય સંસ્કાર જન્મથી હતા એમનો જન્મ ૧૮૯૦ના મે મહિનામા અમદાવાદમા થયેલો, અને એમનુ અવસાન માત્ર ૨૧ વર્ષની વયે ૧૯૧૧ના જુલાઈમા નાસિકમા થયેલુ અમારા માતા એ અગાઉ ચાર વર્ષ પર ગુજરી ગયેલા હું એ વખતે સાત વર્ષની વયનો, મોટા બે ભાઈઓ ૧૫ ૧૬ વર્ષના કુટુંબનો ભાર સુમતિબહેન પર આમ કિશોર અવસ્થામા આવી પડયો એમના લગ્ન એ જમાનાના રિવાજ પ્રમાણે બાળપણમા થયેલા, પરંતુ વર એમને માટે કોઈ રીતે યોગ્ય ન હોતા અને એમનુ લગ્ન સુખી ન નીવડયું

સુમતિબહેને શાળાનો અભ્યાસ તો પાચ છ અંગ્રેજી ધોરણ સુધી કરેલો, પણ એમની વિલક્ષણ બુદ્ધિ જ્ઞાનની જિજ્ઞાસા અને પિતાના ઉત્તેજનને પરિણામે એમનુ વાચન —ગુજરાતી અંગ્રેજી અને સસ્કૃતનુ—વિશાળ હતુ અંગ્રેજી મારા પિતા સાથે તથા મારા જ્યેષ્ઠ બંધુ વૈકુંઠભાઈ સાથે વાચતા અથવા એમની સહાય લેતા વૈકુંઠભાઈ અને એમની વચ્ચે ગાઢ પ્રેમ હતો અને મૈત્રી હતી. રાષ્ટ્રીય નેતા ગોપાળ કૃષ્ણ ગોખલે મારા પિતાના મિત્ર હતા એમણે ઈબ્સનના નાટકો સુમતિબહેનને વચાવવાની સૂચના કરી સુમતિબહેને પોતાની એક નવલકથા 'કમળકુમાર'નુ અર્પણ અંગ્રેજીમા ગોખલેને કર્યું હતુ ગોખલેને વૈકુંઠભાઈ પર બહુ પ્રીતિ હતી. વૈકુંઠભાઈ મને કહેતા કે એક વાર ગોખલેએ એમને કહેલુ કે 'તું ભણ્યો છે એટલે એમ સમજતો હોઈશ કે તુ બહુ હોશિયાર છે, પણ તારી બહેન તો તને ક્યાં ય ટપી જાય એવી છે! ઈબ્સનના ત્રણ નાટકોનો ગુજરાતીમા સુમતિબહેને અનુવાદ કર્યો હતો 'Doll's House'નુ 'શાંતિદા', 'Little Eyolf'નુ 'કમળકુમાર' અને 'The Vikings'નું 'પરમાર્થની પ્રતિમા' આ ઉપરાત એક સ્વતંત્ર



સુમતિબહેનના હસ્તાક્ષરમા
તેમના એક પુસ્તકનુ અર્પણ

નવલકથા 'સુરેશ અને યશોધરા' પણ એમણે લખેલી. એ સમયમા પ્રચલિત 'East Lynne'ના નાટકનો અનુવાદ 'અરવિંદકુમાર' નાટકમા કર્યો હતો એ ઉપરાત એક સ્વતંત્ર નાટક લખેલુ 'મધુરી' નામનુ કવિ નાનાલાલનુ 'જયા અને જયંત' વાચીને ગદ્યમય પદ્યશૈલીમા લખેલુ કવિ નાનાલાલ એ વાચીને બહુ પ્રસન્ન થયેલા અને સુમતિબહેનને પોતાની 'સાહિત્યપુત્રી'નુ સંબોધન આપેલુ

સુમતિબહેને મારા પિતા અને ભાઈ સાથે તેમજ સ્વતંત્ર રીતે અંગ્રેજી કાવ્યો પણ ઘણા વાચેલા મારા પિતાના એક પારસી મિત્ર બરજોરજી પાદશાહે (જે જમશેદજી તાતાના જમણા હાથ સમા હતા) બ્રાઉનિંગના કાવ્યો સુમતિબહેનને વચાવવાની સલાહ મારા પિતાને આપેલી રોબર્ટ બ્રાઉનિંગ અને મિસિસ બ્રાઉનિંગના ઘણા કાવ્યો એમણે વાચેલા, તેમજ શેલી બાયરન ટેનિસન, વર્ડ્ઝવર્થ, સર્વેના પણ બ્રાઉનિંગના 'Saul' કાવ્યનો અનુવાદ 'પૃથ્વીપતિ રાજન' અને હિન્દ પ્રેમપાલ બાલ'ના દીર્ઘ કાવ્યમા સુમતિબહેને કર્યો અને એનુ અર્પણ અંગ્રેજીમા બરજોરજી પાદશાહને કરેલુ

ગોખલેએ અને પાદશાહે આ જે સૂચના આપેલી કારણ એ જાણતા હતા કે સુમતિબહેનની શારીરિક સ્થિતિ અસ્વસ્થ હતી અને મારા પિતાને એની અતિશય ચિંતા રહેતી હતી. લગભગ સોળ-સત્તર વર્ષની વયના હતા ત્યારથી સુમતિબહેનને ક્ષય રોગ હતો અને તે પણ આંતરડાનો ક્ષય. આ થી એ બહુ હેરાન થતા ઘણા ઉપચારો કર્યા પણ કંઈ લાભ નહોતો થતો. ઉપરાત, દરરોજ (અનુ પૃષ્ઠ ૨)



સુમતિબહેન
જન્મ · મે ઈ. સ. ૧૮૯૦
અવસાન · જુલાઈ ઈ. સ. ૧૯૧૧

હેમંત • વિ. સં. ૨૦૨૮ **કવિલોક** નવે.-ડિસે. • ૧૯૭૧

। ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविराविर्म एधि ।

## કવિ અને કવિતા

ચિત્ર, શિલ્પ અને સ્થાપત્ય જેવી એની સગોત્ર કલાઓની જેમ કવિતા અર્થગર્ભ પ્રતિરૂપો દ્વારા માનવીના આત્માને પ્રભાવિત કરે છે. એનાં પ્રતિરૂપ ભલે ચૈતસિક અને શાબ્દિક હોય છે, ભૌતિક નથી હોતાં; પણ એથી કોઈ મહત્ત્વનો તફાવત પડતો નથી. કાવ્યબાનીની મૂળભૂત શક્તિ તો આપણને દૃષ્ટિસંપન્ન કરવાની છે, વિચારવંત કે ઊર્મિશીલ બનાવવાની નહિ. વિચાર કે સંવેદન આ દૃષ્ટિમાંથી પ્રગટે કે દૃષ્ટિમાં સમાવિષ્ટ હોય, પરંતુ આ દૃષ્ટિ જ કાવ્યબાનીની પ્રધાન નિષ્પત્તિ છે, એની શક્તિ છે; કેમ કે કવિએ તો બહિર્મન અને ઇન્દ્રિયોદ્વારા થતા સામાન્ય અનુભવને અંતરાત્માના ઊંડાણમાં આપણે પામી શકીએ એવું કરવાનું છે. આ માટે એણે આપણાં આંતરચક્ષુ ખોલવાં પડશે. આપણે ઇન્દ્રિય અને બુદ્ધિદ્વારા જે પરિમિત અને તૂટક સાધારણ અનુભવો કરીએ છીએ તેને એના પ્રકાશ અને ગહનતર દર્શનથી એણે પ્રથમ તો આપણાં આંતરચક્ષુ ખોલવાં પડશે. એ તો છે આપણા પૂર્વજોને પરિચિત એવો દ્રષ્ટા, માત્ર પ્રાસયુક્ત છંદનો રચનાર નથી, કે નથી એકતારે ગાતો જતો ભરથરી કે પ્રશસ્તિનો ગાયક ચારણ; કે કેવળ પંક્તિ અને શ્લોકમાં વિચાર કરનાર તાર્કિક પણ નથી. બહિર્મનથી જણાતી સૃષ્ટિની પાર એ જુએ છે, ને પામે છે શબ્દના ઊંડા રહસ્યને—કે જે શબ્દ માત્ર સમુચિત કે સાર્થક જ નથી પણ દીપ્તિમંત અને પ્રબોધક, અપૌરુષેય અને અનિવાર્ય છે અને આપણને પણ દૃષ્ટિમંત થવા મજબૂર કરે છે. એ શબ્દશક્તિને પહોંચવું એ જ કાવ્યરીતિનો સમગ્ર પ્રયત્ન છે.

('ધ ફ્યુચર પોએટ્રી'માંથી)

# વક્રોક્તિ

## કાવ્યતત્ત્વ તરીકે

અમૃત ઉપાધ્યાય

**જા**ણીતા અંગ્રેજી વિવેચક આઈ. એ. રીચર્ડ્ઝ વાણીના બે વિભાગ પાડે છે: લોકવ્યવહારમાં પ્રયોજાતી વાણીને તેઓ referential વાણી કહે છે; અને કવિની વાણીને તેઓ 'emotional' વાણી તરીકે ઓળખાવે છે એમને મતે કવિતાનો શબ્દ વૃત્તાંતનિવેદન (reportage)ની ચાલુ ભાષાના શબ્દ કરતા વધારે કૌવતવાળો હોય છે કાવ્યના શબ્દમા એવો evocative power હોય છે જે આપણી સંવેદનાને સ્પર્શે છે, ચમત્કૃતિ ઉત્પન્ન કરે છે. કાવ્યનો વિષય ગમે તેટલો કરુણગંભીર હોય પણ જો એને અભિવ્યક્તિ આપનાર શબ્દ અને અર્થને કુશળ કવિની પ્રતિભાનો સંસ્પર્શ ન મળ્યો હોય તો પરિણામ સારું ન આવે એ નિર્વિવાદ છે. કવિકર્મની કુશળતાનું આ પાસું દર્શાવવા સંસ્કૃતમાં 'વક્રોક્તિ' શબ્દ વપરાયો છે. અને આ શબ્દનો અર્થ કરવાની બાબતમાં વિભાવના અને રજૂઆતનુ વિસ્મયકારક વૈવિધ્ય જોવા મળે છે.

વક્રોક્તિ શબ્દ પ્રાચીન સમયથી જુદા જુદા અર્થોમા વપરાતો આવ્યો છે બાણભટ્ટ 'વક્રોક્તિમાં નિપુણ વિલાસી માણસો'-ની વાત કરે છે, અને ક્રીડાલાપ તેમજ મશ્કરીમાં બોલાયેલા અર્થગર્ભ વચન તરીકે વક્રોક્તિ શબ્દને વાપરે છે. જ્યારે ભામહ વક્રોક્તિને કાવ્યમા – અલંકાર શાસ્ત્રમાં – અગત્યનું તત્ત્વ ગણે છે. ભામહ તો વક્રોક્તિને કવિની વાણીનો આવશ્યક અંશ ગણે છે. વળી, એ વક્રોક્તિ તેમજ અતિશયોક્તિ

# રાજેન્દ્ર શાહ

## રિક્તતા

ઉંબર પર બેસીને જોઉં છું હું આંગણનો તારો ખાલી ખાટ.
તું ન બોલે એનું તો... કે નહીં...
પણ આ બિછાનું, આ દીવાલ, આ ફરસ
આટલા મૂગા તો કયારે યે ન હતાં.
તારાથી રિસાયો હોઉં ત્યારે
મારી સાથે એકાન્તમીઠી ગોઠડી કરી
ચમકથી પાનો ચડાવનાર
છે જ નહીં એવા થઈ બેઠાં છે–
આંખમા જાણે પરોવાતાં જ નથી–
મારા ઉચ્છ્વાસની ગરમીનો લગીર પણ સ્પર્શ ઝીલ્યાનો
જરાય તે અણસાર
નહીં ?!

•

અહીં
સામસામી દીવાલની વચ્ચેના ત્રણેક વામ
વધીને
ત્રણે ય લોકને સમાવે એવા બન્યા છે સીમાહીન.
પણ
નહીં કોઇ લોક, આવાગમન, કથન.
અવકાશની પારદર્શિતા પછી યે પમાતી નીલ છાયા જેવું
કાંઇ નહીં...
આ અનંત પારાવાર
એક બુંદની જેમ બને છે નહિવત્,
ઉઘાડી આંખના
ખાલી ખાલી પાત્ર મહીં.

•

ખાલી ખાલી પાત્ર ? – નહીં...
કયાંય નહીં
એનો યે આભાસ.
રહી રહી થરથરત

ઋજુ
વૃત્તિશૂન્ય
કોઇ અમિતાભ મૌન.
આમ તો ન કંઇ
અને
આમ એ જ એક
ઉદાસિન
અમૂર્ત અસ્તિત્વ માત્ર.

## ઈન્દુકુમાર ત્રિવેદી

### કવિતા

અવકાશના અર્ણવમાં
 —હૈયામાં
સરંત કૈં રંગીન મત્સ્ય – શબ્દ,
મથું મથું પામી શકું ન એકે.
ઉરોદધિમંથન તીવ્ર જાગે.

સરી ગઇ કૈંક પળો સવેગે...
છવાય શાંતિ.

અહો! તહીં ઉદ્‌ભવતી નિહાળું
સલજ્જ કો' સુંદર મત્સ્ય-કન્યા.

અંગાંગમાં છાક છલંત કેવો!
તરંગ જેના પરશે સહુને.

બન્નેને એક જ ગણે છે. જે રચના અર્થની મર્યાદાને અતિક્રમી ન શકે તે ચમત્કૃતિયુક્ત ન બને; અર્થાત્ એ કવિતા પણ ન જ બને. અતિશયોક્તિ 'લોકાતિક્રાન્ત-ગોચર' વાણી છે. શબ્દાર્થે પોતાની સ્થાનિક, લૌકિક મર્યાદાનેઅતિક્રમવું જોઇએ. આમ ભામહવક્રતા અને અતિશયોક્તિની વાત કરતાં કરતાં કાવ્યના સૌંદર્યના રહસ્યની વાત કરી દે છે.

ભામહ તો રસ તેમજ અલંકારને વક્રોક્તિમાંથી ઉત્પન્ન થતા જણાવે છે. તેને વક્રોક્તિનો એવો અર્થ પણ અભિપ્રેત હોય કે જેમાં કહેવાય છે તેના કરતાં સમજવાનું વધારે છે. અને એટલે તો એ અલંકારશાસ્ત્રમાંથી સ્વભાવોક્તિનો કાંકરો જ કાઢી નાખે છે. સ્વભાવોક્તિ તો માત્ર અનલંકૃત, અકાવ્યમય, માહિતીદાયક વાણી છે. વક્રોક્તિ વગર અલંકાર હોઈ જ ન શકે. ને જે તત્ત્વ વાણીવૈચિત્ર્યને ઢાંકી દે તે ધગર 'દોષ' ગણાય. ભામહ કહે છે: सैषा सर्वत्र वक्रोक्तिरनयार्थो विभाव्यते। यत्नोऽस्यां कविना कार्यो कोऽलंकारोऽनया विना॥ વક્રોક્તિ વિના અલંકાર ન બને; અલંકાર વિના, ભામહના મતે, કવિતા ન બને! ભામહે જ કાવ્યની વ્યાખ્યા આપતાં શબ્દ અને અર્થના સહિતત્વની વાત કરી છે. શબ્દાર્થનું સહિતત્વ કાવ્યને અનિર્વચનીય ચારુતા અર્પે છે. મોટા કવિની રચનામાં આ ચારુતાના પ્રકટીકરણ માટે શબ્દ અને અર્થ સ્પર્ધા કરે છે. જેટલે અંશે શબ્દાર્થ વિશિષ્ટ તેટલે અંશે ચારુત્વનું પ્રકટ થવાનું સરળ બની શકે. શબ્દાર્થને કાવ્યની દરેક વ્યાખ્યામાં મહત્ત્વ પ્રાપ્ત થયેલું છે. અરે, શરૂઆતની વ્યાખ્યાઓ તો શબ્દાર્થથી આગળ જ નથી વધી શકી. છતાં, જ્યાં સુધી

કવિતા એ ભાષાના માધ્યમમાં થતી અભિવ્યક્તિ છે ત્યાં સુધી આમ થવું સ્વાભાવિક છે

'સાહિત્ય' શબ્દ જ શબ્દાર્થનું સંપૃક્ત તત્ત્વ સૂચવે છે કુન્તક આને અન્યૂન અતિરિક્તત્વ કહે છે પણ આ શબ્દાર્થ 'વિશિષ્ટ' છે એવું સૂચવવા જ કદાચ વામન 'રીતિ'ની વ્યાખ્યા કરતાં 'વિશિષ્ટા પદરચના' કહે છે વામનની પદરચના ગુણાત્મથી વિશિષ્ટ છે જ્યારે કુન્તક विचित्रम् एव साहित्यम् अभिप्रेतम् કહીને આ મુદ્દાને સ્પષ્ટ કરે છે આ વિશિષ્ટતા 'ઉક્તિ', 'ભણિતિ' 'ભોગ', 'વ્યંજના', 'વિચ્છિત્તિ' કે 'વૈચિત્ર્ય'-માં રહેલી બતાવાઈ છે ને આની સિદ્ધિનો આધાર કવિકર્મ, કવિવ્યાપાર, કલ્પના અને પ્રતિભા પર રહેલો હોવાનું જણાવાયું છે પણ એટલું તો ખરું કે ન્યાય, મીમાંસા અને વ્યાકરણ કરતાં કવિતામાં ભાષા વિશિષ્ટ રીતે પ્રયોજાય છે

ભામહ વક્રોક્તિને માત્ર કાવ્યગુણ કે કાવ્યાલંકાર કરતાં કંઈક વિશેષ સમજે છે એ વક્રોક્તિને અતિશયોક્તિની જોડે સામ્યવાળી ગણે છે છતાં એની વક્રોક્તિ એ માત્ર અલંકાર નથી બલ્કે, જે કૃતિ વક્રોક્તિ ધરાવે છે તેને તે કાવ્યપદ આપે છે તે વક્રોક્તિને માત્ર અલંકારમાં જ નહીં પણ મહાકાવ્ય, નાટક, કથા અને આખ્યાયિકામાં પણ જરૂરી ગણે છે ટૂંકમાં, ભામહની ચર્ચામાં વક્રોક્તિ અલંકાર હોવા ઉપરાંત એક સૌંદર્યવર્ધક કાવ્યતત્ત્વ તરીકે મહત્ત્વ પામે છે

ભામહ પછીના કાવ્યતત્ત્વવિચારકો વક્રોક્તિને જુદી જુદી રીતે સમજે છે પોતાના 'કાવ્યાદર્શ' નામના ગ્રંથમાં દંડી ભાવિક અલંકારની ચર્ચા કરતાં કહે છે કે એ

## મકરન્દ દવે

### પ્રાણનાં રૂપ

કોઈને ઊંડી પ્રીતથી મળું,
કોઈને રૂડી રીતથી મળું,
ઊંડા રે પાતાળઝરામાં, અવર આંખે
નીરખું મારાં પ્રાણનાં રૂડાં રૂપ

ચીતરી નોખી ચોકડી, જેનો ક્યાંય ન ઊડે છંદ,
જોજન જોજન જાઉં ને મારી સાથ તો મારો કંદ,
ભીતર બેઠી જોઉં તો પામું કોઈનો કંઈક ભેદ,
કોલાહલના દરિયા પરે, સાંભળું મને,
કોઈ ત્યાં સેતુ સરજે ચૂપાચૂપ.

એક પડાળી ઓરડી, એમાં ઓતરાદી તો ભીંત,
ભવનાં ટાઢાહિમ ત્યાં ભાગું પડછાયા અગણિત,
કિરણો ભેટે ક્યાંક મને જો પાડી દઉં પછીત,
છાઈ કેવી છાપરી, એમાં ખૂણે ખૂણે
ઉંદર ભમે અધભૂખ્યા લોલુપ।

ક્યાંય ન વાસી વેણ, ન પ્યાસી નેણ, ન મુંગી બંધ,
નજર મળતાં જેમ ચહુ દિશ ન્યાળતો જનમઅંધ,
વાયરે વહી જાઉં રે જવી રેલતી જાય સુગંધ,
ઊંચી વટે, આગની ખીંકે અળગા થયે
કેમ તે જાગે ધૂપસળીથી ધૂપ?

## સૈફ પાલનપુરી

દિલને ગમતીલો કોઈ ઘાવ ત્યાં ઘેરો ન મળ્યો,
માત્ર એકાંત મળ્યું, કોઈ ઉમેરો ન મળ્યો,
આપણા યુગનું આ કમભાગ્ય છે કેવું યારો!
કે ગયા ત્યાં સુધી ને કોઈ ચહેરો ન મળ્યો!

## હરીન્દ્ર દવે

### ચંદ્ર

આશ્લેષમાં રૂપ ધર્યું હતું તે
આકાશ થૈ વિસ્તરતું નિહાળું;
છાતી પરે શ્વાસ સર્યા, હું એની
સુવાસ વ્હેતા પવને પિછાણું.

આ મૌનમાં સૂસવતી રહી જે
વાતો કદી સંનિધિમાં હતી કરી;
આ અંધકારે પ્રગટી રહી એ
રાતો ન જે સાથ મહીં કદી સરી.

આ વિસ્તરેલા ભુજને અડી, હસી
આકાશ ભીંસે અવ અંગઅંગને:
ઉચ્છ્વાસમાં હું ચહું એ હવા, છતાં
નિશ્વાસ થૈ એ સરતી રહી સદા.

ધીમે ઝવે બિંદુ તમિસ્રથી, હવે
એકત્ર થૈ ચંદ્ર બની જશે નભે.

### બાદલ

### માફો

પેલો ચાલ્યો જાય કેડીએ લીલો લીલો ઘૂઘરિયાળો માફો,
બેસાડીને ઝૂલ્યો ઓઝલ ચૂંદલડીને કેસરિયાળો સાફો.

અહીં સીંચેલા શ્રીફળ કેરાં ડૂસકાં ના જ સમાય,
રામણ દીવડે રોમરોમનો કંપ બંધ ના થાય;
ખાલીપાનો ભાર લઇને કાળજડામાં વળિયું પાછું ફળિયું,
અધવચ્ચે ફસડાઇ પડ્યું રે ધબાક દઇને ડૂસકે ડૂસકે રડિયું.
—પેલો૦

ચૂંદલડી તો લાલ રંગ લઇ વ્હૈ ગઇ દૂરને દેશ,
સૂનકારની ડગલે પગલે ઘરમાં વાગે ઠેસ,
તોરણ ટાંકયા પોપટ કેરી ચૂઈ રહી છે ભીની ભીની આંખો,
આંખો કયાંથી લૂછે? સૂની ચૂઈ રહી છે બારણિયાંની સાખો.
—પેલો૦

અલંકાર કોઈ પણ વિચારનું વક્રોક્તિ-રહિત આલેખન કરે છે. અન્યત્ર એ એવું વિધાન કરે છે કે શ્લેષથી વક્રોક્તિની શોભા વધે છે ને એ સ્વભાવોક્તિથી વિપરીત છે. કવિની વાણી વિષે દણ્ડી એક શબ્દ વાપરે છે: લોકસીમાતિવર્તિની. દણ્ડી વાઙ્મયને સ્વભાવોક્તિ અને વક્રોક્તિ એમ બે પરસ્પર વિરોધી વિભાગોમાં વહેંચી નાખે છે. આમાં સ્વભાવોક્તિને ભામહ કવિની ઉક્તિ ગણવા તૈયાર જ નથી. એ એને 'વાર્તા' કહે છે. 'સૂર્ય આથમી ગયો; ચંદ્ર પ્રકાશે છે; પક્ષીઓ માળામાં પાછાં ફરે છે'—આ બધામાં કવિતા કયાં આવી?—એવો પ્રશ્ન પૂછીને ભામહ કહે છે કે આ તો 'વાર્તા' છે, કવિતા નથી. ભામહમાં વાર્તા–વક્રોક્તિનો વિરોધ છે, જ્યારે દણ્ડી વક્રોક્તિને માત્ર અલંકાર સમજે છે. એના મતે વક્રોક્તિ એ શ્લેષ પર આધાર રાખનાર અલંકાર છે. દણ્ડીએ અલંકારને 'કાવ્યની શોભા વધારનાર તત્ત્વ' ગણ્યો છે, જ્યારે વામન કહે છે: સૌન્દર્યમ્ અલઙ્કારઃ 'ભોજ પોતાના શૃંગાર પ્રકાશ'માં અને 'સરસ્વતી-કણ્ઠાભરણ'માં વાઙ્મયને વક્રોક્તિ, સ્વભાવોક્તિ અને રસોક્તિમાં ત્રિભાજિત કરે છે. વક્રોક્તિને ભોજ 'અલંકાર–સામાન્ય–લક્ષણ' ગણે છે. છતાં એને મન વક્રોક્તિ 'કાવ્ય-શોભા' જ છે. વામન અને ભોજ બન્ને અલંકારને સૌન્દર્ય કે શોભા ગણે છે. ભોજ તો એથી પણ આગળ જઈને ઉપમા વગેરે ઔપમ્યમૂલ તેમજ વિરોધ અને અતિશયોક્તિમૂલ બધા જ અલંકારોને વક્રોક્તિ ગણે છે. છતાં એટલું ખરું કે ભામહની જેમ જ ભોજ પણ વક્રોક્તિને 'સામાન્ય સૌન્દર્ય' તેમજ 'અલંકારવિશેષ' એમ બન્ને અર્થમાં સમજે છે.

અલબત્ત, અપ્પય દીક્ષિત કહે છે તેમ અલંકારે પણ 'હૃદ્ય તો થવું જ જોઈએ'

વક્રોક્તિ નામનો અલંકાર પ્રથમ રુદ્રટે એના અલંકારગ્રંથમાં ચર્ચ્યો છે એ એને કાવ્યાલંકાર ગણે છે, જેમાં શબ્દરમત શબ્દચાતુરી કે શબ્દાડંબર હોય કાકુ તેમજ શ્લેષથી તે રજૂઆત પામે છે આમ વક્રોક્તિ 'છલોક્તિ (quibbling) પણ બની જાય વિદ્યાધર કહે છે કે વક્રોક્તિ અપહ્નવ (છુપાવવાનું) પર આધાર રાખે છે રુય્યક કહે છે કે એ 'ગૂઢાર્થપ્રતીતિ' પર આધાર રાખે છે આજ વક્રોક્તિને વામન 'सादृश्यात् लक्षणा वक्रोक्ति' કહીને સાદૃશ્ય પર નભતી લક્ષણા તરીકે નવાજે છે। આમ, જે વક્રોક્તિ રુદ્રટને મતે શબ્દાલંકાર છે તેને વામન અર્થાલંકાર ગણે છે પણ છેવટે તો મમ્મટ, બન્ને વાગ્ભટ્ટ રુય્યક વિદ્યાધર અને હેમચંદ્ર એ બધા જ રુદ્રટને અનુસરીને વક્રોક્તિને શબ્દાલંકાર જ ગણે છે

વક્રતાની સમજણ આપતા અભિનવગુપ્ત કહે છે વક્રતા શબ્દની હોય કે અર્થની, એમણે (શબ્દાર્થે) પોતાની સામાન્ય સ્થાનિક મર્યાદાને વટાવી જવું જોઈએ આમ વક્રતાનો પોતાનો એક પ્રકારનો 'અતિશય' છે, ને આ વાતનો સ્વીકાર ધ્વન્યાલોકકાર આનંદવર્ધન પણ કરે છે કદાચ, કોઈ વક્રોક્તિને અલંકાર તરીકે મર્યાદિત કરવા માગે તો પણ જે ચમત્કૃતિ અલંકારમાં રહેલી છે તેનો અસ્વીકાર કેમ થઈ શકે? અલંકારની ચારુતાનો — ચમત્કૃતિનો — વૈચિત્ર્યનો મમ્મટ અને અભિનવગુપ્ત બન્નેએ સ્વીકાર કરેલો છે મમ્મટ કહે છે કે જ્યારે અલંકાર રસને મદદ ન કરતો હોય ત્યારે પણ તેને 'વૈચિત્ર્ય' હોય છે ને રુય્યક તો આ મુદ્દા



## 'મરોદ'

### તું તું જ ભણું

શરીરો જુદાં છે, હૃદય પણ જુદાં જ ગણવાં
શરીરોમાં જુદાં અવર કંઈ કહેવું નવ ખરું,
પ્રિયા, તો શે મારે કુગમ પ્રણયના પાઠ ભણવા
જહીં ઐક્યે સારું જીવન બને એક ન પરું?

તને જોઉં, પીઉં તવ શરીરની માધુરી થકી
હું તારા યે સારા જીવતર તણા આસવ ખરે,
તને સ્પર્શું, તારું સહજપણું હું શ્રવણથી
ઉતારું હૈયે, પણ અલગતાનું વિષ અરે
નથી એથી થાતું અલગ, કદી સ્પર્શી લઉં તને,
છતાં એ સ્પર્શે ય વિસરી ન શકું હું ક્ષણ મને

લઉં આશ્લેષ હું દૃઢ, સમ થઈ અંગ મળતાં
દિસે જાણે બંને સહુ અલગતાના પીગળતા,
પરંતુ તેનાથી, સત કહું, મટે ના તુંહું પણું,
બને ના શું એવું, સમરસ થઈ તું તું જ ભણું?

### ઉદય

મને ન નીરખી શકાય નગરે વિભા આભની,
છવાઈ હતી કાલિમા રજનીની, ગ્રસાઈ જતી
મરીચ રસ રશ્મિને, પરખી તે શકાતી બધે
છતી પરમ ચેતના લઘુક કાર્યક્ષેત્રે થતી,
ધમે, ધસમસી રહે અગનનાં ચક્રાવલિ,
મનુષ્ય પણ યંત્રભંગ સમ થાય સંચાલિત
ન કૃત્રિમ કશું, બધું કુદરતી, વદ્યા ક્હેણ શું,
ન ખેંચ, નહિ તાણ, મેળમહીં વિશ્વ ચાલ્યું જતું

તથા, હૃદયમાં ય, કે ખબર ના પડી ને ગયું
તમિસ્ત્ર, ઝળકી રહી પ્રણયરશ્મિની આવલિ
થયું, કવણ કારણ દ્યુતિલ હાર્દ મારું થયું?
હશે દિમત પ્રેયસી પ્રણયરશ્મિથી તે ગ્રસ્યું!
દિસે હૃદય તેનું યે ઝળહળી રહ્યું પ્રેમથી,
ખરો પ્રણયરૂપ જ પરમ તેની લીલા બધી

## યૉસેફ મેકવાન

### અજવાળાં

ભીતરે ઊગ્યાં રે આછાં અજવાળાં...
જાણે ચંપાનાં મ્હોર્યાં કૈં ઝાડ,
થયાં મ્હેકતાં રે મારાં હાડોહાડ!–ભીતરે૦

હૈડું તો થયું રે ઝૂલતું આભલું
રંગના રેલાયા ઉજાસ,
કોણ રે શ્વાસમહીં તાણી લાવતું
તેજનાં તે ફૂલની સુવાસ. –ભીતરે૦

ઘાસ તો ખીલ્યું છે ધરતી-આંગણે
નેણમાંહે ઝાંય ઊગી જાય,
રાતા રે રુધિર કેરી માટી પે
હરિયાળી છાંય ભરી જાય. –ભીતરે૦

અંગને રે અડે આજ લ્હેરખ્યું
રેશમિયા અંગુલિયોનું વ્હાલ,
જોતો હું હથેલી મારા હાથની
ઊડી રહે ત્યાંથી શો ગુલાલ! –ભીતરે૦

## શ્યામ સાધુ

### તમે

સૂરજની જેમ સો સો કિરણમાં ઢળ્યાં તમે,
મારી હરેક કલ્પનામાં નીકળ્યાં તમે.

દૃષ્ટિની સામે એક કમળવન ઝૂલી ગયું,
તરતી રહી તરસ અને મનમાં ઢળ્યાં તમે.

રણમાં ઉદાસી વિસ્તરીને ચાંદની બની,
પથ્થર સમો સમય છતાં ય પીગળ્યાં તમે.

આ આગિયાઓ જાણે કે દીપક પ્રવાસના,
મારે તિમિર જ્યારથી આવી ભળ્યાં તમે.

ઘરની દીવાલે મોગરાની ભાળ ના મળી,
ઝૂક્યાં સૂરજનાં ફૂલ તો શમણે મળ્યાં તમે.

પર પોતાની આખી અલંકારચર્ચા ગોઠવે છે. અભિનવગુપ્ત પણ કબૂલ કરે છે કે ગુણ-અલંકાર-ઔચિત્યથી સુંદર બનેલા શબ્દાર્થરૂપી શરીરમાં જ્યારે ધ્વનિરૂપી આત્મા બિરાજે ત્યારે 'કાવ્ય' કહેવાય, અને કેટલાકને મન આ જ 'ગુણાલંકારૌચિત્ય-સુન્દ-શબ્દ ર્થશરીર'વક્રોક્તિમાં આવી જાય છે. ભોજ આ વાત જરા જુદી રીતે કહે છે કે "જો કવિની વાણી સુંદર નહીં હોય તો એનો ધ્વનિ પર વિરૂપ લાગશે."

વક્રોક્તિને કાવ્યતત્ત્વ તરીકે સુપ્રતિષ્ઠિત કરવાનો સમર્થ પ્રયત્ન કર્યો કુન્તકે. ઈ.સ. ૯૫૦થી ૧૦૨૫ના સમયાવધિમાં થઈ ગયેલા આ વિચારકે પોતાના 'વક્રોક્તિજીવિત' નામના પુસ્તકમાં 'વક્રોક્તિ કાવ્યનો આત્મા' હોવાનો જોરદાર દાવો કર્યો છે. આ પુસ્તક ચાર ઉન્મેષોમાં વહેંચાયેલું છે ને એમાં સિદ્ધાન્તની રજૂઆત કરતી કારિકાઓ, સ્પષ્ટીકરણાત્મક વૃત્તિ તેમજ ઉદાહરણોરૂપે કાવ્યશ્લોકો છે. આ ગ્રંથની ખ્યાતિને લીધે કુન્તક वक्रोक्तिजीवितकार તરીકે વધારે સારી રીતે જાણીતો છે. એક રીતે જોઈએ તો કુન્તક ભામહનો જ વારસદાર છે. ભામહે વક્રોક્તિમાં જે ચમત્કૃતિનું તત્ત્વ જોયું હતું તેને લઈને જ કુન્તક આગળ ચાલે છે. કુન્તકને મતે વક્રોક્તિ એ લોકોત્તર ચમત્કાર પેદા કરનાર વૈચિત્ર્ય છે. એ કહે છે કે આ સિદ્ધ કરવા માટે તો હું ગ્રંથ લખું છું. વક્રોક્તિને ટૂંકમાં પણ લાક્ષણિક રીતે એમણે ત્રણ શબ્દના સમાસમાં વર્ણવી છે: वैदग्ध्यभङ्गि, भणिति: એટલે કે કવિની કુશળતાથી વિશિષ્ટ રીતે સિદ્ધ થયેલી અભિવ્યક્તિ. આવી અભિવ્યક્તિ ચમત્કાર–aesthetic pleasure ઉત્પન્ન કરી શકે

છે કાવ્ય લોકોત્તર વૈચિત્ર્ય કે વિચ્છિત્તિ વક્રોક્તિથી પ્રાપ્ત કરે છે, જેને સાચા સહૃદયો (connoisseurs) ઓળખી શકે છે આ ચમત્કાર કે વિચ્છિત્તિની વ્યાખ્યા આપવી મુશ્કેલ છે આ તત્ત્વ કાવ્યને શાસ્ત્રથી જુદું પાડે છે હકીકતો કે વિગતોને રજૂ કરનાર સાધારણ લખાણથી કાવ્યને જુદું પાડનાર વક્રોક્તિ જ છે વક્રોક્તિ રોજિંદી ભાષાથી જુદી ભાષા-ભંગિ છે એ વિચ્છિત્તિ strikingnesss ઉત્પન્ન કરે છે અને ભંગિ ભણિતિ-imaginative turn of speech મા રજૂ થાય છે કાવ્યને જો અલંકૃત શબ્દાર્થ ગણીએ તો વક્રોક્તિ શબ્દનું મોઘુ આભૂષણ છે અરે, વક્રોક્તિ એ એક જ અલકાર શકય છે ને કાવ્ય માટે જીવાતુભૂત છે કુન્તક વક્રોક્તિને અસાધારણ ગણે છે ને એના ૬ પ્રકાર પાડી એમને સોદાહરણ સિદ્ધ કરવા મથે છે

વક્રોક્તિ એટલે વક્ર-ઉક્તિ (arch speech) એક વિવેચક કહે છે તેમ આ વક્ર શબ્દ સ્ત્રીનીવક્ર કુટિલ દૃષ્ટિ પરથીય સૂઝયો હોય સ્ત્રીની arch glance-વાંકી, તીરછી નજર જેમ એની મન સૃષ્ટિને તથા એની લાગણીને વ્યક્ત કરી દે છે તેમજ વક્ર-અભિવ્યક્તિ કવિની મનોઘટનાને, એના સંકુલ ભાવજગતને આબાદ નિરૂપી શકે છે આ દૃષ્ટિએ જ ભામહ, દણ્ડીના હેતુ અને લેશ નામના અલકારોને અલકાર પદવી આપતો નથી કુન્તક કહે છે કે શબ્દ જોકે સામાન્ય રીતે પ્રચલિત ભાષાનો જ હોય છે, છતા પણ કવિ એને એવી રીતે વાપરે છે કે એ સૌંદર્યવ્યંજક બને કવિ શબ્દના સામર્થ્યને બહેલાવે છે સામાન્ય માણસ આવુ કરી શકતો નથી ને આવો

હીરા રા. પાઠક

## પરલોકે પત્ર

વિદ્યુત વિલસિત વસુંધર
બાગતી રેણુ
મોસમી હવા

'રસિયા વ્હાલમ'
પનોતા પ્રાણ!
ગઈ કાલ ઢળી જતી
સાંજરે-સુભ અવસરે
લાવ્યો મને આપ પત્ર
હલમલ હવા, લઈ આવી અત્ર
તેને વારંવાર વાચનથી,
ને વ્હાલા વિરહાચલથી,
ઢાંપ્યો છ ફિરગોદ ભરી
હૈયાની કો હરખભેર
અનિર્વચનીય આરતથી
એવો-એવો તો
અતરમા ઉતાર્યો છ
જેને ઈહલોક-અડી આંચ,
સ્હેજ નથી નડી સાચેસાચ
હે દ્યુતિમત!
પત્રે આપે, કની
પરમ પરલોક કેરી
પ્રોજ્જ્વલતા પ્રભુત્વેથી
ઠીકઠીક કરી છ પ્રકાશિત
હા . ! શો એ
દેવલોકદ્યુતિલ આનંદ!
મારે હૈયે ને લલાટે
આસીન સકલ ચેતનાને પાટે,
પથરાય મમ શેષ
શૂન્ય જીવનવાટે

તમે હે નિત્યઆલોકવાસી!
છતાં યે—કહેવું પડે!–
આ-લોક વર્તમાન અભિલાષી,
તેથી ઉભયલોકભેદ
તુલનાવી, લખું હું?

તમારે ત્યાં—રહો અખિયાતું!
નિત્ય તેજ-સ્થૈર્ય.
જ્યારે, અમારે ત્યાં? અધૈર્ય.
અહીં જેવાં અધીરિયાં મિલન ક્ષણિક
તલખ, તલકછાંયડી તરલતા, તનિક.
એથી જ-એથી જ તો, ઊર્વિશ્રી ધનિક!

તે તરલની અપરૂપ શોભા,
આજ આપને નિવેદિત કરું.
નિત્યનૂતન એહ આનંદ,
જે એક વેળ અતિપ્રિય.

આજ દુવ્યમ દિન,
વર્ષા વૈભવી વસુંધરા તણો.
ગઈ કાલ દિન બધો
બ્રાહ્મમુહૂર્તથી ઇહક્ષણ લગી
વર્ષા વર્ષ્યા કરી-વર્ષ્યા કરી.
ત્રમઝીકથી માંડીને, તે
આછાં ફોરાં-ઝીણા ઝરમર
મેહ કેરી વાછંટની ફરફર.
રોચક રોમાંચક બુંદ ઝરઝર.
કો'ક વિવિધ સૂરે આલાપે
વીજ તાર પરે તાર
અતીવ તીવ્ર ખેંચી,
વર્ષા ઉત્કટ બીન બજાવ્યે જાય.

આ લખતી વેળ,
આવી રહી, આપણે વાતાયને
આછી આછી વાછંટ.

સૌંદર્યવ્યંજક શબ્દ જ કાવ્યનું સર્વસ્વ છે. કાવ્યનો શબ્દ એવો હોવો જોઈએ કે કવિને અભિપ્રેત ભાવસૃષ્ટિ ખડી કરી શકે. આ શબ્દ પોતાના આંદોલનોમાંથી સૌંદર્ય રચી આપે છે. આ અર્થમાં વક્રોક્તિ 'નિરાળી વાણી' (deviant utterance) છે.

વળી, આ વક્રોક્તિ માત્ર શાબ્દિક છે એવું નથી. એ આર્થિક પણ હોઈ શકે. અરે, આખું કવિકર્મ વક્રતાવાળું હોય. આ વક્રતા કવિની પ્રતિભાના બળે રમણીય પરિણામ-દાયી બને છે. સામાન્ય ઉક્તિને પ્રાપ્ત થતી વિચ્છિત્તિ કે વિશિષ્ટ વૈચિત્ર્યમાં પણ વક્રતા હોય છે. વક્રોક્તિને કોઈએ 'વિન્યા-સક્રમ' કહેલ છે, તો કોઈ એ એને 'વિન્યાસ વિશેષ' કહીને ઓળખાવી છે. પણ, ખરે-ખર તો કવિની ઇચ્છામાં એવું બળ હોવું જોઈએ કે જે શબ્દાર્થનું સાયુજ્ય રચી આપે. શબ્દ ને અર્થ ભેગા મળે છે તે એકબીજા-ના ભોગે નથી મળતા. સાહિત્યમાં એવું સમાધાન ન ચાલે. શબ્દ વાહક છે ને અર્થ વાહ્ય છે એવું નથી; 'વાહન' છે—સૌંદર્યનું! એમાં તો દર્શન-વર્ણન સંયુક્તરીતે સૌંદર્ય-પર્યવસાયી બને તો જ ચાલી શકે. કવિનું સંવેદન સંવેદન લેખે ગમે તેટલું વિશિષ્ટ હોય પણ જો એ વિશિષ્ટ આકાર ન મેળવી શકે તો સૌંદર્યબોધ અશક્ય બને. એટલે વક્રોક્તિનો શબ્દ vocable નથી, word છે. વળી, કવિની ભાષા શબ્દજાળું નથી. એને તો પોતાનું texture હોય એ ઈષ્ટ છે.

સહૃદયને વક્રોક્તિ આનંદ શી રીતે આપી શકે? કુન્તક એના વક્રોક્તિ-જીવિત-ના પ્રથમ ઉન્મેષના સાતમા શ્લોકમાં કહે છે: શબ્દ અને અર્થ જ્યારે સાથે મળીને વક્રોક્તિનિપુણ કવિની પ્રતિભાનો સંસ્પર્શ

પામે ત્યારે કાવ્ય બને, અને તે નિરીક્ષકને, કાવ્યના ભાવકને આહ્લાદ આપે આમ વક્રોક્તિ એ અસામાન્ય વાણી કે વિશિષ્ટ પદાવલી કરતા કઈંક વિશેષ છે કે ઈક્કે તો, ઍોક્કે પ્રચ્છન્ન રીતે, કહ્યુ છે કે 'રસ વ્યજનો પન છે ને વ્યજના એ ખરેખર તો વક્રોક્તિ છે। આ વિધાન અભિનવગુપ્તના મતના આડકતરા સૂચન તરીકે પણ ઘટાવાયુ છે પછી કુન્તક બહુ જ વિગતપૂર્વક કાવ્યના બધા સ્વરૂપો ચર્ચે છે ને બતાવે છે કે વક્રોક્તિ, યોગ્ય રીતે જ, કાવ્યના બધા અંગોને સમાવી લે છે કવિતામા વક્રોક્તિ હોવી એ કવિકર્મની કસોટી છે વક્રોક્તિ વર્ણ પ્રત્યય વાક્ય શીર્ષક કે પ્રથમા હોઈ શકે છે જો સ્વભાવોક્તિના વિરોધમા વક્રોક્તિને સમજવા માગીએ તો કદાચ એમ કહી શકાય કે સ્વભાવોક્તિ એ factual description રજૂ કરે છે જ્યારે વક્રોક્તિ imaginative description આપે છે

પાછળના લેખકોમા વક્રોક્તિ માત્ર અલકાર તરીકે જ અવશિષ્ટ રહે છે મમ્મટ પોતાના કાવ્યપ્રકાશના નવમા ઉલ્લાસના આરભમા શબ્દાલકારની ચર્ચા કરતા વક્રોક્તિ નામના શબ્દાલકારની વ્યાખ્યા આ પ્રમાણે આપે છે यदुक्तम यथा वाक्यम न्यथान्येन योज्यते। श्लेषेण काक्वा वा ज्ञेया सा वक्रोक्तिस्तथा द्विधा॥ અર્થાત્ એક રીતે બોલાયેલા વાક્યને શ્લેષ અથવા કાકુથી બીજી રીતે ઘટાવાય ત્યારે વક્રોક્તિ બને છે જ્યારે સભગ કે અભગ શ્લેષ યોજીને કવિ કે વક્તા વાચક કે શ્રોતાને મૂઝવવા માગે ત્યારે વક્રોક્તિ બને કવિ नारीणाम् કહે તો વાચક न अरीणाम् સમજે, કવિ दारुणा કહીને 'ક્રૂરતા' સૂચવે ત્યારે સામેનો માણસ

તમ દશ ગુલી પ્રેર્યું જાણે
મૃદુ સુખશીતુ સ્પર્શન!
રે! રે! આયુષ્યને રાન,
મગ ઝૂરતા જ પાન,
પામી તમ સ્નેહસ્પર્શ હાણુ
–સજીવની સપરાણુ
અહો! મમ અમિયન ભાગ!
જાણે થડકતા હૈના ભૈ
કા ક ગજબેરો ગજ વસી ઘસી
વિસ્નતા વજાડી રહ્યુ
એવી ભાવે ગળી ગળી જાઉં

પ્રિય! ઉ ને ખબર?
કેટલીય વર્ષા મને રુચિર!
આજ, દિન બધો
બેસી રહી છુ
સોત્સુક હૈય, આપણે ઝરૂખે
જેમ બેસી રહી બેય
નીરખતા તેમ–
ના ના ન કોઈ વ્યવહાર,
કોઈ કર્મ મને ગોઠે
સુખથી બેચેન હુ ભીતર કોઠે
સ્મરણવણઝાર પોઠે,
અસવાર થૈ, હેરી રહ્યુ હોઠે
મુજ વાણી ચપલ ચિત્ત

આ વર્ષા!
કો અજબગજબની માયા!

અનેરી ગવટી રચી એણે
તેજલ તાણે, વાળ્કિરે વાણે,
વાદળીના તડકાની
ધૂપછાય ત્રાય વડે
નિબિડ નિભૃત લોક રચી દીધ
પૂર્વે આપણુ બે ય
એ રાવટીએ વિરાજતા વેત

વાસ્તવથી સુદૂર-દૂર
લયલીન, રસવિશ્વે સરી જાતાં.
ન કોઈ આવે કે જાય.
હળુહળુ હૈયું હેરિયાં ખાય.
વર્ષાના વરદ અંગરાગે
નિસર્ગશ્રી નિજીરૂપે છલકાય.
અ જ નીરખું અકેલી હું.

શી અગાધ સુંદરતા!
નભનીલ વિહંગમ,
કયારેક ધીરે ને અધીરે,
અંતરિક્ષથી ખેરવીને
સલિલધારા સળી સળી,
પૃથ્વીપુરાણ પીપળે
નીડ રચી, જલઅંડ
ધરતીની વાફકેરી
હૂંફ વડે સેવ્યા કરે.

ને, શો ચમત્કાર!
સમીપના ભાવિમાં
અંડ ઊઘડતાં વેંત, દીસે
આરંભે વારિવર્ણ વિહંગમ!
તે જ પોતે પછીથી,
નૌતમ દિવ્ય સ્વાંગ,
ધારી લિયે અંગાંગ:
શરદ શુભ્રોજ્જ્વલ રાજહંસ
અવકાશસરે ઉર્ધ્વોન્મુખ
પાંખ ફફડાવી રહે.
કમલબિસતંતુનો ચારો ચરી,
પીતસુવર્ણરજે રસી દે ચાંચ,
ચાંદનીપર્વણીનું સ્નાન કરી,
અનાવિલ આભાભર્યું
આહ્લાદનું મૃદુ મૃણાલ
ચંચુ ગ્રહી, ચૅાગરદમ
પાંખ પ્રસારી તર્યા કરે

દારુ એટલે લાકડું સમજે ને દારુણા (નિર્મિતા) એટલે કે લાકડામાંથી બનાવેલી વસ્તુ સમજે. મમ્મટના મતે 'કાકુવક્રોક્તિ' પણ છે. કાકુ એક પ્રકારનો 'ધ્વનિવિકાર' છે. ટડી મજાકમાં, ગુસ્સામાં કે અન્ય કોઈ લાગણીના આવેશમાં આપણે જ્યારે અવાજનો tone ફેરવીને બોલીએ ત્યારે એક શબ્દ રોજના કરતાં જુદા જ અર્થમાં સમજાય છે. આખું વાક્ય કે આખો સંદર્ભ કાકુથી જુદો જ અર્થ આપે છે. અશ્વત્થામાના આ વાક્ય चद्रामेण कृत तदेव कुरुते द्रौणायनिःक्रोघनः નો સાદો અર્થ છે: 'પહેલા પરશુરામે જે કર્યું હતું તે (આજે) ક્રોધે ભરાયેલો દ્રોણનો પુત્ર કરશે'. પણ કાકુની શક્તિથી એનો અર્થ આમ થશે: 'પરશુરામે કર્યું તેનાથી ઘણું ય વધારે ક્રોધે ભરાયેલો દ્રોણનો પુત્ર કરશે'. મમ્મટ પછી હેમચંદ્ર. 'પોતાના કાવ્યાનુશાસન'ના પાંચમા અધ્યાયમાં વક્રોક્તિને અલંકાર તરીકે ચર્ચે છે. એ કહે છે કે જ્યારે એક માણસ બીજાને ભૂલથાપમાં નાખવા માટે શબ્દોને બે રીતે ઘટાવી શકાય એમ વાપરે છે ત્યારે શ્લેષવક્રોક્તિ થાય છે. અને, જે કાકુવક્રોક્તિને બધા અલંકાર લેખકોએ સ્વીકારી છે તેને હેમચંદ્ર છોડી દે છે. એ કહે છે કે કાકુ કવિતાને વાંચનારના ઢંગ પર નભે છે, એટલે એ શબ્દ કે અર્થ બેમાંથી એકેનો અલંકાર બની શકે નહીં રાજશેખરનો પણ આ જ મત છે.

વક્રોક્તિનો કાવ્યજીવિત તરીકે બચાવ કરવાના કુન્તકના પ્રયાસની પાછળના લેખકોએ હાંસી ઉડાવી છે. રસ અને ધ્વનિની વિચારણા એટલી બધી મહત્ત્વની ગણાતી હતી કે કાવ્યશરીરની ચારુતાની વાત ગૌણ

–ભાંગતી રેણ.
જેવા સૂરો શાન્ત પડી,
સ્તરે સ્તરે સંકેલાઈ,
અવકાશભીતર ઓસરી જાય,
તેવી ધીરેધીરે ધારે ધારે
સરી જતી જલસરવાણી સર્વે
પડેપડે પ્રસરીને
ધરતી ભીતર સમાય.

શો વર્ષાનો દોરદમામ!
રસરાણી વિભ્રમધામ.
છંદે છંદે લોલ્લોલ,
એનો ઉન્મેષ આંદોલ.

સ્નેહસખા!
તમ વિણ શું આ બધું જોવું?
ઉર રૂંધામણે ડૂસકે ડૂસકે રોવું?
ગત સ્મરણે કે શું જીવને પરોવું?
શો આષાઢિલો મેઘ ઝળૂંબ્યો' તો!
ઊંચેરે આવાસઝરૂખે વધાવ્યો' તો!
નિરુદ્દેશે વાહનને વિહાર
સજોડે વહી જઈ
વર્ષોત્સવ માણ્યો હતો!

ચિત્તમાં અંકાય એક ચિત્ર:
પ્રથમ વર્ષા ઊમટીને
અવનિને પલાળી રહી.
ઘેરા ઘામના ઉકળાટથી
છોડાવી, મીઠી સૅાંડમ
ધરતીધૂળથી સ્ફુરાવી રહી;
ઉછરંગે ઉછાળી રહી.

ત્યારે,
ઘરઆંગણ રમંત કો'ક
નાનું નાંધડિયું બાળ,

કાવ્યકૃતિ 'ફ્રિયેસ્ટા સૉંગ' પ્રથમ પારિતોષિકને પાત્ર ઠરેલી. ૧૯૨૩માં એમણે પોતાનો પ્રથમ કાવ્યસંગ્રહ 'Crepusculario' (સમી સાંજ) પ્રગટ કરેલો. ૧૯૨૪માં એમનો બીજો કાવ્યગ્રંથ 'Veinte poemas de amor y una cancion desesperada' (વીસ પ્રણય કાવ્યો અને એક નૈરાશ્ય ગીત) પ્રગટ થતાંની સાથે જ નેરુદાની કવિકીર્તિ પ્રસ્થાપિત થઈ ગઈ. 'સમી સાંજ' સંગ્રહમાં રંગદર્શી શૈલીએ પારદર્શક ઉદાસી એમણે ગાઈ છે, તો 'વીસ પ્રણય કાવ્યો અને એક નૈરાશ્ય ગીત'માં સર્વત્ર પ્રણયયાતના છાઈ છે પ્રિયતમાના વિછોહથી વ્યાપેલા વિષાદ અને પ્રકોપ કવિને ભાગેડુ બનાવે છે. છેલ્લા નૈરાશ્યગીતમાં વિષાદ આમ ઊપડે છે:

"આજ રાત્રે હું ઉદાસમાં ઉદાસ કવિતા રચી શકું તેમ છું;
જેમ કે 'તારાથી ભરીભરી રાત છે:
અને નીલ તારા દૂર સુદૂર કંપી રહ્યા છે'.
રાત્રીનો પવન આકાશમાં ઘુમરાય છે અને ગાય છે.
આજ રાત્રે હું ઉદાસમાં ઉદાસ કવિતા રચી શકું તેમ છું."

કાવ્યાંતે વ્યથા આમ ઠલવાય છે:

'હવે હું એને ચાહતો નથી એ સાચું, પરંતુ કદાચ હું એને ચાહું જ છું.
પ્રણય તો છે અલ્પકાલીન અને વિસ્મૃતિ છે ચિરકાલીન.
કારણ આવી જ રાત્રીઓમાં મેં એને મારા બાહુપાશમાં જકડી હતી,
એને ખોઈને મારો આત્મા અસંતૃપ્ત છે.
જો કે એના દ્વારા મને અપાતી આ છેલ્લી વ્યથા છે;
અને એને ઉદ્દેશીને હું લખીશ તે આ છેલ્લી કવિતા છે."

નેરુદાની લોકપ્રિયતાના કળશ જેવી આ કાવ્યપુસ્તિકાની લાખો નકલો ખપી છે

અને અનેક ભાષામા એના અનુવાદો પણ થયા છે લૅટિન અમેરિકામા એમના આ પ્રકાશને જ એમને લોકહૃદયના લાડીલા કવિ બનાવી દીધા એમણે પછીથી કહ્યુ હતું 'Love poems were spouting out all over my body' (મારા રોમ રોમમાથી પ્રણયકાવ્યો ધસી આવતા હતા)

કવિ તરીકેના નેરુદાના આ ઘડતર કાળે સ્પૅનિશ અમેરિકામા કવિ રુબેન દારિયો ની બોલબાલા હતી ફ્રેચ કવિતા અને પ્રતીકવાદની અસરનીચે યથાર્થવાદને છો ડીને એઓ આધુનિકતાવાદના અગ્રેસર તરીકે સમગ્ર સ્પૅનિશ અમેરિકન કવિતા પર ઊડો પ્રભાવ પાડતા હતા નેરુદા પણ આરભમા આ પ્રભાવથી પર ન રહી શક્યા એ અસર ઝીલતા એમના પ્રણય કાવ્યો અશરીર આદર્શ પ્રેમલોકની વાત નથી કરતા, પરતુ એમા તો છે પાર્થિવ માસલ સ્નેહની પ્રતીકાત્મક મજુલ અભિવ્યક્તિ

એમની આ કવિત્વશક્તિથી આકર્ષાઈ દક્ષિણ અમેરિકાની સરકારે યુવાન કવિ ઓને પ્રોત્સાહિત કરવાની પોતાની પ્રણાલી પ્રમાણે નેરુદાને દૂર પૂર્વના દેશોમા એલચી તરીકે મોકલ્યા તે વખતે એમની ઉમ્મર માત્ર ત્રેવીસની પાચ વર્ષ એઓ બ્રહ્મદેશ સીઆમ, ચીન, જાપાન અને ભારતમા આ પદે રહ્યા ચિલીની પ્રગાઢ પ્રકૃતિ અને વતન સસ્કૃતિથી દૂર દૂર વસેલા આ કવિ દિલને અહીં સહુથી વિખૂટા પડી ગયાનો, એકાકીપણાનો વિષાદ થવા લાગ્યો ત્યા જ ૧૯૩૨મા એઓ દક્ષિણ અમેરિકા પાછા ફર્યા આર્જેન્ટિનામા કવિ ગાર્સિયા લૉર્કા પોતાના વ્યાખ્યાનો આપવા આવ્યા

નાગપૂગુ, ક્ષણમા તો
વર્ષા કેરા દુર્નિવાર વાગ્નિના
આવેગે તણાઈ જઈ,
ફટાફટ ઘરબાર ખોલી દઈ,
બ્હાર રોરીમહી ધાયુ જાય
ચક્ષુ, પાપણે, ભ્રમરે
અધરોષ્ઠે ને નાસિકાને
ભીજવત જલબુદ
જિહ્વા કેરે ટેરવેથી ચાટી લિયે,
સર્વાગે ચેતનાએ
હાથ પસવારી, જલ લેપી દિયે,
પ્રથમ વર્ષાબુદ ઝીલી લિયે,
આનદઓધે ભીંજાય,
રસ રેલમછેલ લૂટયે જાય,
ઉન્મત્ત થાય

તદા, સહઆન દે અધિકતર
માણી લેવા મન કરી,
અન્ય શેરી ભેરુ ભાઈબધને
સાદ કરે, સા' કરે
'ચાલ્યો આવ! ચાલ્યો આવ'

ત્યારે મુને સાભરે
મારા રાજ!
તમો ગૂજત તે ગીત
'મોરે રાજા કિંવરિયા ખોલો, કિંવરિયા ખોલો
કે રસકી બુદા ઝરે–બૂદા ઝરે'

હા .એમ જ! હા .એમ જ!
રે કોણ જાણે કેમ જ?
આજ વિષાદે ઘેરેલ,
મારા બધા બધ દ્વાર
ચેતનાના ખોલી નાખી,
વર્ષા ઝીલણે સમુત્સુક
આ-લોક ડાબી, પરલોક પ્રતિ

આજ પોકારી રહું–સાદ કરું તને!
'ચાલ્યો આવ! ચાલ્યો આવ!'
એ જ
લિખિતંગ
વર્ષા વળૂંધી વત્સલાનું
વ્હાલ.

## કરસનદાસ લુહાર

### આયનાનો અર્થ

ત્યાં મિલનનો કોલ ના દે તું મને,
જ્યાં નથી મળતો કદીયે હું મને!
મેં જ મારો માર્ગ ભુલાવ્યો છતાં,
હું જ પાછો માર્ગ પૂછું છું મને!
મારો પરિચય પણ મને દેવો ઘટે;
કે નથી ઓળખતો આજે હું મને!
આયનાનો અર્થ પૂછું સર્વને;
આજ થઈ બેઠું છે આવું શું મને?!
કેટલી સીમિત હશે મારી સુગંધ;
ફૂલ છું ને હું જ સૂંઘું છું મને!
યાદ ત્યારે હું મને રહેતો નથી;
જ્યારે જ્યારે સાંભરે છે તું મને!

ત્યારે નેરુદા તેમને મળ્યા. ત્યાર પછી તો ૧૯૩૪માં એમની નિમણૂક સ્પેનમાં માડ્રિડમાં એલચી તરીકે થઈ તે પહેલાં જ એમની કવિતાએ ત્યાં સારું આકર્ષણ જમાવ્યું હતું. લૉર્કાએ એમનું ઉષ્માભર્યું સ્વાગત કર્યું. એમનું નિવાસસ્થાન અનેક કવિઓનો અડ્ડો બની ગયું. ત્યાં માડ્રિડમાં એઓ સ્પૅનિશ લેખક મૅન્યુઅલ આલ્તોલાગુઇરે સાથે એક સાહિત્યિક સમાલોચક 'caballo verde por la Poesia' (કવિતાનો તેજી તોખાર) પ્રકટ કરતા. એમના આ સામયિકમાં લૉર્કા, હર્નાન્ડેઝ વગેરે કવિઓએ અતિયથાર્થવાદી કવિતાઓ પ્રગટ કરવા માંડી. સ્પૅનિશ કવિતાનો આ સૌથી વિશેષ ફળદ્રુપ કાળ હતો. અહીં સ્પેનમાંથી જ એમણે ૧૯૩૫માં 'Residencia en la tierra' (ધરતી પર ધામ)નો બીજો કાવ્યગ્રંથ પ્રસિદ્ધ કર્યો.

આમ તો 'ધરતી પર ધામ'નો પહેલો ગ્રંથ ૧૯૩૩માં એમણે પ્રગટ કર્યો ત્યારથી જ એમની કાવ્યયાત્રામાં મહત્ત્વનો વળાંક આવી ચૂક્યો હતો. રુબેન દારિયોની અસરમાંથી મુક્ત થઈ એઓ યથાર્થવાદી બન્યા હતા. દક્ષિણ અમેરિકાની કવિતામાં એમણે યથાર્થવાદને પુનર્સ્થાપિત કર્યો. ૨૧ થી ૩૧ સુધીની પોતાની ઉમ્મરના દાયકામાં એમણે આ બન્ને ભાગની કવિતાનું સર્જન કર્યું હતું. આધુનિકતાવાદની અસર ઓસરી ગઈ હતી અને અતિયથાર્થવાદની પકડ એમના પર જામી હતી. અતિયથાર્થવાદના ધુરંધરો બ્રેટૉન અને ઍરેગૉનથી પણ નેરુદા આગળ વધ્યા. આથી જ રૉબર્ટ બ્લાય કહે છે:...they are the greatest surrealist poems yet

written in a Western language' (પશ્ચિમની ભાષામા અત્યાર સુધી લખાયેલા અતિયથાર્થવાદી કાવ્યોમા એ કાવ્યો સૌથી વધારે મહાન છે) વાસ્તવના અતિ નીરસ તત્ત્વોને પણ એ આ કાવ્યોમા આશ્ચર્યકારક આભા આપે છે એ વખતના દક્ષિણ અમેરિકાના અમઅન લોકોની માનસિક અને સામાજિક છબી 'ધરતી પર ધામ'ની કાવ્યરચનાઓમા સુપેરે અભિવ્યક્ત થઈ છે સ્પૅનિશ અમેરિકન પ્રજાનો આધ્યાત્મિક આક્રોશ એમની ભીતિઓ, એમના વહેમો વગેરે આ કૃતિઓમા અજોડ રીતે નિરૂપાયા છે અતિયથાર્થવાદી આ કાવ્ય રચનાઓમા કવિનુ તરસ્થાની વલણ અળગુ રહેતુ નથી જગતમા એમને બધુ જ છિન્નભિન્ન દેખાય છે આ સતત અને પરિવર્તનશીલ સૃષ્ટિમા સતત છિન્નભિન્નતા છે એ એમની દૃષ્ટિ અહીં સાદ્યત ઉપસ્થિત છે આથી જ એમણે આ કાવ્યોમા તર્કબદ્ધતા અને વાક્ય વિન્યાસનો ત્યાગ કર્યો છે ખરું જોતા તો એમના અસ્તવ્યસ્ત આતરિક વલણનો જ પડઘો એમના કાવ્યોના આકારમા પડ્યો છે છિન્નભિન્ન વિચારો, વાક્યો અને શબ્દો દ્વારા જ એમણે સૃષ્ટિની છિન્નભિન્નતાનો સદેશ પહોચાડ્યો છે આ વિશ્વવ્યાપી પ્રલયપૂરમાથી બચવાના માત્ર બે જ માર્ગ છે. પ્રેમ અને કવિતા એમનો અવિશ્વાસ, સુધારી ન શકાય તેવી દોષભાવના એમની ચિંતાને ઘેરી બનાવે છે એમના આ વિચારો આ સગ્રહની સુખ્યાત રચના 'Arte Peotica' (કાવ્ય કલા)મા પ્રતીકાત્મક રીતે રજૂ થયા છે વિરોધાત્મક રીતે એમને વિશ્વમૈત્રી અને વિશ્વશત્રુતાની અનુભૂતિ

## મુકુંદ ડી. દેસાઈ

### હવે

રૂપાળ હાથેથી ખણખણ થતા કગન થકી
'મિઘાપો'ના ટોકે મૃદુ હૃદયનો ક્ષુબ્ધ કરતુ
ખીલેલા પુષ્પો શુ દૂર દૂર થતુ હાસ્ય તુજનુ
ગુલાબી રંગોળી નિત સુમ ભરી મ્હોરતુ નવુ!

કમાડે અઢેલા નયન નીરખી પથ મુજનો
'વવાલી' લેવાને અજબ ચમકેથી ઝબકતા,
ફિરતા ગ્રાથી રણકી ઊઠતા ઝાઝર નશા,
ખિસ્સાને ફંફોસી કલરવ બધે નાચી વળતો!

વીતેલા સૌખ્યોની મધુ સુનહરી શાંત સરતી
રૂપાળી પપાળુ હૃદય ચીરતી ઓઝિલ પળો
ફગો જાણુ કેદી સમયપથનો એકલ હવે
અજાણી વાટોએ વિફળ પગ માડી વિહરતો!

હવે ન નોવે કો પળ ગમન કે આગમનની
અનેરા ચેતન્યે પ્રજળતી દિશાઓ ન ઘરની!

## જયંત વસોયા

### ખેતર

છાયડામા 'હાશ'થી છલકાય ખેતર,
મોલ લઈ ગોદમા મલકાય ખેતર

પાથરીને રગબેરગી પથારી
શીશ શેઢે ઢાળી પોઢી જાય ખેતર

ભરબપોરે મૌનની ગરમી મહીં યે
તેતરોની ટોળીથી ટહુકાય ખેતર

હૃદયમા મબલખ ધરે મીઠાશ તેથી
ચાડિયાની નજરથી વીંધાય ખેતર

આપમેળે ફલક યાદોનુ પ્રસારી
સમયની પીંછી થકી રગાય ખેતર

## મનહર તળપદા

### સાંજ થવાનું મન

વ્હાલમ, અમને એકલતાના આભ નીચે
ટળવળતી કોઈ સાંજ થવાનું મંન.
વ્હાલમ, અમને બળબળતા વનવગડે કેઈ
એકલદોકલ સાથ વિનાની પાંખ થવાનું મંન.
અમને એકદંડિયા મ્હેલે વાસો રાત એકનો આપો,
અમને સ્પર્શ વિહોણા દેશે થોડી નજરકેદમાં રાખો;
વ્હાલમ, અમને વલવલતી કો' ચાંદ વિનાની
રાત બનીને ઉજાગરાનું ફૂલ થવાનું મંન:
વ્હાલમ, અમને એકલતાના આભ નીચે
ટળવળતી કોઈ સાંજ થવાનું મંન.

ચોરીના ફેરાની પળથી ગીત મિલનનાં સતત અમે તો ગાયાં,
રેશમિયાં સપનોમાં કોઈ અલકમલકનાં રૂપ બની હરખાયાં;
વ્હાલમ, અમને ક્ષણ એકાદી આપો જેમાં
ટીટોડીની ચીખ બની તમ રોમરોમનો કંપ થવાનું મંન.
વ્હાલમ, અમને એકલતાના આભ નીચે
ટળવળતી કોઈ સાંજ થવાનું મંન.

## અશરફ ડબાવાલા

### ગીત

અમને આંખે ફૂટયો દરિયો તમને જીભે ઊગ્યા પ્હાડ.

સપનાંની માછલીઓ દરિયે રમતી થઇને લોહીલુહાણ,
કાંઠાની રેતીમાં શોધું સંભવનું ડૂબેલું વ્હાણ;
નહિ ઊડવાનો શાપ મને ને પંખી સાથે ઊડતાં ઝાડ.
અમને આંખે ફૂટયો દરિયો તમને જીભે ઊગ્યા પ્હાડ.

પ્હાડ પરે થીજેલી મારા બળતા સંદર્ભોની વાત,
સૂરજના ઊગવાની વાટે બેસી રહીએ માઝમ રાત;
આંગણિયે ટંઈ અવસર છેલ્લા અને તો ય તે બંધ કમાડ.
અમને આંખે ફૂટયો દરિયો તમને જીભે ઊગ્યા પ્હાડ.

થાય છે. મધમાખી, તલવાર, પાવક, દ્રાક્ષ, કીડી, પતંગિયું, પારેવું, માછલી, મીઠું, ગુલાબ જેવાં એમના અંગત દર્શનને વ્યક્ત કરતાં પ્રતીકો અતિ સમૃદ્ધ છે. સામાન્ય લાગતા આ શબ્દો નેરુદાએ પોતાની કવિતામાં અર્થપૂર્ણ રીતે પ્રયોજ્યા છે. આ પ્રતીકોમાં પ્રેમ, જોસ્સો, આનંદ, નિષેધ, વિલાસિતા, સ્વપ્ન, વૈર, ભાગેડુ વૃત્તિ વગેરે પ્રચ્છન્ન છે. 'કાવ્યકલા' નામક કાવ્યકૃતિમાં અતિયથાર્થવાદી શૈલીમાં એમણે પોતાની ખિન્નતા વ્યક્ત કરી છે તે થોડી પંક્તિઓ:

"જો તમે મને પૂછશો કે હું કયાં હતો
તો મારે કહેવું જોઈએ: 'એ બન્યા જ કરે છે'
જે જમીન ને પથ્થરો શ્યામ બનાવે છે તેના
વિષે કહેવું પડશે,
વહેતી નદી જે પોતાનો જ ક્ષય કરે છે તેના વિષે
કહેવું પડશે.
પક્ષીઓ જે ગુમાવે છે તે વસ્તુઓને,
સાગર જે પાછળ છોડી જાય છે તેને,
અથવા મારી બહેનના અશ્રુપાતને જ
હું ઓળખું છું.
આટલા બધા પ્રદેશો શા માટે, અને દિવસ
દિવસમાં કેમ ભળે છે? કાળી ઘોર રાત
મોંમાં કેમ ભરાય છે? શા માટે આ મૃત દેહો?"

અહીં પથ્થરોથી શ્યામ બનેલી જમીન-દ્વારા મૂળભૂત પદાર્થ, નદીના પ્રતીક દ્વારા અહર્નિશ ચાલતો વિનાશ, પખીઓ અને સાગર પાછળ જે મૂકી જાય છે તે દ્વારા જે વહી ગયું છે અને વિસરાઈ ગયું છે તે તેમજ ભગિનીના અશ્રુપાત દ્વારા દુઃખમય વર્તમાન સૂચિત થએલાં છે.

'ધરતી પર ધામ'ના બીજા ભાગમાં કવિ વધારે પરિપક્વ બને છે. સ્પૅનિશ કવિઓના સંસર્ગથી પ્રગટેલો દાર્શનિક અભિગમ અહીં

અધિયથાર્થવાદના પ્રવાહમા અભિવ્યક્ત થયો છે સ્વપ્નો, સુષુપ્તિ અને અતાર્કિક બુદ્ધિ દ્વારા એઓ યથાર્થથી છટકવાનુ સિદ્ધ કરે છે 'વિરૂપતા'ના મોહ નેરુદા પાસે અસબદ્ધ અને આશ્ચર્યકારક અસરો જન્માવે તેવા શબ્દો, વાક્યો અને કડિકાઓ રચાવે છે પરતુ એમની આ ઉપરઉપરથી દેખાતી અસંગતિ ઊડા રહસ્યવાળી છે

ઉક્ત સગ્રહના ત્રીજા પુસ્તકમા આરભની રચનાઓ આગળની કૃતિઓને જ તતુ લખાવે છે પરતુ સગ્રહની સાતમી રચના 'The furies and sorrows (આક્રોશ અને ઉદાસીઓ)થી કવિ બદલાય છે અત્યાર સુધીની કવિતામા અહવાદ, એકાકીપણુ છિન્નભિન્નતા અને આક્રોશ વ્યક્ત થયા હતા હવે એમની કવિતામા સામ્યવાદરગી વિચાર સરણી ભળે છે અને તીવ્ર આક્રોશ અને ઝુસ્સાથી ભરેલી રાજદ્વારી રચનાઓ એ કરે છે

કવિમા આવેલુ આ પરિવર્તન સ્પેનના આતરવિગ્રહ અને બીજા વિશ્વયુદ્ધને પરિણામે હતુ હવે અગાઉના પોતાના કાવ્ય વિષયોનો એ પોતે જ ઉપહાસ કરે છે 'Spain in my heart' (મારા હૈયે વસેલુ સ્પેન) નામક કાવ્યમા એમનુ આ નૂતન વલણ છતુ થાય છે એક લઘુ નવલની પ્રસ્તાવનામા લખેલા એમના શબ્દો અહીં યથાર્થ લાગે છે

In my day to-day life I am a tranquil man the enemy of laws leaders and established institutions I find the middle class odious and I like the lives of people who are restless and un

# વીરુ પુરોહિત

## એક ગીત

એક સાચકલુ સપનુ છે આખમા
ઓતરાદી ખડકીના ખુલ્લા કમાડ
કૈંક પડછાયા ઓગળતા ઘેઘૂર થઈ ઝાડ
બે'ક પારેવા ઊભા બારસાખમા
એક સાચકલુ સપનુ છે આખમા

રણના વૈશાખ જેવી ધલવલતી ઝખનાયુ
પિગળાવે મીણુ સમી ઇચ્છાની પૂતળિયુ
અગે અગ લાય એમ લાગે,
પીપળનુ કૂણેરુ પાન મારુ મન
એને ઘેરીને ઊભુ છે બાવળનુ વન
મીઠી બસરીના સૂર ક્યાક વાગે,
વગમા વાગીને ઘોર
ઉપવનમા ચારેકોર ભટકુ છુ એમ જાણે ગાખમા
એક સાચકલુ સપનુ છે આખમા

બે કાઠે વહી જતુ સ્મરણોનુ નીર
એમા પડછાતુ પડચ બની આછી લકીર
એને ઠરકોલે કાળતણી માછલી,
દૂરન પહેડી તારુ અધકચરુ ગીત
હવે મોર બની ગાય મારુ ભાનભૂલ્યુ ચિત્ત
વાત ઘોળાતી પક્તિમા પાછલી,
આકાશે હુ રબધ
કુજડીઓ થોકબધ ઊડતી લઈ સદેશા પાખમા
એક સાચકલુ સપનુ છે આખમા

# વિપિન પરીખ

## સદ્ય વિધવા

કહે છે:
'પ્રભુને ભલા માણસો ખૂબ વ્હાલા હોય છે,
એટલે જ એમને બોલાવી લે છે જલ્દી જલ્દી
એની પાસે.'
તમે થોડા દુર્જન પણ હોત!

નયન કેટલું બધું જુએ છે!
પણ તમને ન જોઈ પાછાં ફરે છે
ઉદાસ ચહેરે – ઘરે,
અને છતાં
આ ઘરમાં પણ
તમે ક્યાં છો?

શ્રવણને દ્વાર – બહાર
શબ્દોના દરિયાનો કેટલો ઘુઘવાટ!
હું એને અંદર આવવા નથી દેતી.
કદાચ, એ આપણી વાતને ડુબાડી દે!

તમને ગમતી બધી જ વસ્તુઓ મારી સામે છે.
હું એમને પણ
તમારી વાતો કરી કરી
ખુશ રાખવા પ્રયત્ન કરું છું.

અને આ બાળક —
એની નિર્દોષ બે કીકીમાં
તમે આટલું બધું ન વસતા હોત –
કે
હું તમને ભૂલી પણ ન શકું!

satisfied, whether they are artists or criminals.'

(મારા રોજ-બ-રોજના જીવનમાં હું એક પ્રશાંતમાણસ છું–કાયદાઓનો, નેતાઓનો અને સ્થાપિત સંસ્થાઓનો વિરોધી. મધ્યમ વર્ગ મને ઘૃણાજનક લાગે છે, અને મને તો ગમે છે બેચેન તથા અસંતુષ્ટ લોકોનાં જીવન, પછી ભલે તેઓ કલાકારો હોય કે ગુનેગારો.) સ્પેનના આંતરવિગ્રહની આ કવિતા કવિનો દલિત-પીડિત પ્રેમ અને સ્વદેશભક્તિ ગાય છે. સ્પેનને ગરીબ બનાવનાર માલેતુજારોને, ઈશ્વરને, વંધ્ય પરંપરાને તે ભાંડે છે અને ફ્રાન્કો, તેનાં ક્રૂર લશ્કરી ધાડાં અને સેનાનીઓને ધિક્કારે છે તો માડ્રિડના વિનાશ પર આંસુ સારે છે અને અંતે દેશની મુક્તિની આશા પ્રગટ કરે છે. બીજા વિશ્વયુદ્ધ દરમિયાન સ્તાલિનગ્રાડ વિષેનાં એનાં કાવ્યો પણ રાજકીય અને સામાજિક વિષયો લઈને આવે છે. હવે એની ભાષા સીધી અને વેધક બને છે. એની કાવ્યપંક્તિઓ એક બળૂકા પ્રવાહની જેમ ધસમસે છે.

એમની આ સામ્યવાદી વિચારસરણી અને દુઃખી–દલિતો પ્રત્યેની અનુકંપાને લઈને ખાણિયાઓના પ્રદેશ ઍન્ટોફેગાસ્ટામાંથી કામદારોના ટેકાથી ૧૯૪૫માં તે સેનેટર તરીકે ચૂંટાઈ આવ્યા. ચિલીના રાજકારણમાં હવે એમણે ઊંડો સક્રિય રસ લેવા માંડ્યો. ૧૯૪૮માં તો ચિલીના રાજ્યબંધારણનો ભંગ કરવા માટે સરમુખત્યાર ગૉન્ઝાલેઝ વિડેલા સામે એક સેનેટર તરીકે એમણે વિરોધનો સૂર ઉઠાવ્યો. વિડેલાએ નેરુદા પર દેશદ્રોહનું તહોમત મૂક્યું અને કવિને ભૂગર્ભવાસ કરવો

પડ્યો. આ નાસભાગના કાળમાં પણ કવિએ એમના શ્રેષ્ઠ સર્જન 'Canto General' (વ્યાપક કાવ્ય) પર કામ કર્યે જ રાખ્યું. ૧૯૪૯ના ફેબ્રુઆરીમાં એમણે એ મહાગ્રંથ સમાપ્ત કર્યો અને ૧૯૫૦માં પ્રસિદ્ધ કર્યો.

મહા કાવ્ય સમા એમના આ ગ્રંથનો કોઈ ચોક્કસ વિષય તો છે જ નહિ રૉબર્ટ બ્લાય એમના એક લેખમાં આ ગ્રંથ વિષે લખે છે: 'It is the greatest long poem written on the American continent since 'Leaves of Grass' ('ઘાસપત્તીઓ'–વૉલ્ટ વ્હિટમેનકૃત–પછીની અમેરિકા ખંડ પર લખાયેલી આ સૌથી મહાન પ્રલંબ કાવ્યકૃતિ છે) વ્હિટમેનની અસર આ કૃતિ પર જણાયા વગર નહીં રહે પંદર ખંડમાં મુકાયેલાં ૩૪૦ કાવ્યો અહીં દક્ષિણ અમેરિકાના ભૂસ્તરશાસ્ત્ર, જીવશાસ્ત્ર અને રાજ્યશાસ્ત્રના ઇતિહાસની વાત કરે છે. બધાં જ કાવ્યો અહીં એક જ સ્તરનાં નથી, છતાં ય એમાં કલ્પનાની ફળદ્રુપતા, આક્રોશનો ઊભરો. ભાવ–સચ્ચાઈ અને કાવ્યત્વના ચમકારા ઠેરઠેર નજરે પડે છે. નેરુદાના પુરોગામી એન્દ્રેસ બેલો, રુબેન દારિયો, લિયોપૉલ્ડો લ્યુગૉન્સ વગેરેમાં સ્પૅનિશ અમેરિકન ખંડની પ્રશસ્તિ જેવા તો મળે છે, પરંતુ નેરુદાના 'વ્યાપક કાવ્ય'ના વ્યાપ અને પ્રભાવને આમાંથી કોઈ આંબી શક્યું નથી. આ ગ્રંથની 'The Heights of Macchu Picchu' (મચ્ચૂ પિચ્ચૂનાં શિખરો)માંથી કવિની ભાવના અને જેમ તેમજ સીધું વેધક કથન રજૂ કરતી કેટલીક પંક્તિઓ આ રહી:

## કિશન સોસા

### પાણીના દર્પણમાં

પાણીના દર્પણમાં ઊગેલુ બિમ્બ
મને ટીપુ ય જઈ શકે તાણી.

સગપણની શેરિયુના દીવાઓ અંધ, અને
કાંધે અંધાર ભરી ઝોળિયું,
ઊભો આકબંધ અહીં લાગું પણ કોઈ ધીમે
સેરવતુ જાય મારું ખોળિયુ.

ભવની અડાબીડ ભીડમાં ભટકતા
પ્રીત્યુ ન ક્યાંય ભટકાણી.
પાણીના દર્પણમા ઊગેલું બિમ્બ
મને ટીપુ ય જઈ શકે તાણી.

કોને ખબર એક ક્ષણને રે શોધતા
વરસો આ વહી જાશે આમ!
ખોરડાનો પાયો હુ નાખું...નાખું કે આખું
ઉચાળા ભરી જાશે ગામ!

સ્થિતિની આગ મને ફોડી રહી
જેમ ધખતી રે રેત ફોડે ધાણી;
પાણીના દર્પણમાં ઊગેલુ બિમ્બ
મને ટીપુ ય જઈ શકે તાણી.

## માસુમ વિસનગરી

### મરણ-પથારીએ પડેલા વૃદ્ધનું ગીત

ચકચકતા આયનાની ઠેસ એવી વાગી
પણ ઊખડે શેં આયખાનો નખ!
પાંપણને પંપાળી પંપાળી આજ
હવે કાગળમાં ચીતર્યો અલખ.

મંદ મંદ ઓગળતી ભીંતોની ગંધ
ઓલ્યા હુક્કાની છેલ્લેરી ઘૂંટ,
આંખોની ઝાંખપમાં ખોવાતા ઓકળીની
હગ્ફરમાં ચીતરેલા ઊંટ,
શમણામાં તરવરતા તીખા તોખાર
અને આંખોમાં લથડે ઝરખ.
ચકચકતા આયનાની ઠેસ એવી વાગી
પણ ઊખડે શેં આયખાનો નખ!

સ્મરણો ના હોવાનો શાપ એવો લાગ્યો કે
મોઢે છે મણમણનાં તાળાં,
શ્વાસોમાં સળવળતાં શૈશવનાં ગામ
તો યે ખાંસિયુંના કરતો સરવાળા
ડેલીનાં જીર્ણ હવે હલતાં કમાડ
અને જીવ્યાનું ઝાઝેરું દખ!
ચકચકતા આયનાની ઠેસ એવી વાગી
પણ ઊખડે શેં આયખાનો નખ!

"...ધરતીની ગહેરાઇઓમાંથી તમે મારી
સામે મીટ માંડો,
ક્ષેત્રખેડુઓ, વણકરો, ઓછાબોલા ભરવાડો,
કચડાયેલી આંગળીઓવાળા હીરાઘસુઓ...
મને કહો: મને અહીંયાં ચાબુકથી ફટકારવામાં
આવ્યો હતો
કારણ કે રત્ન નિસ્તેજ હતું અથવા ધરતી
સમયસર એની ધાન્ય કે પથ્થરની દસૂંદ
આપવામાં નિષ્ફળ ગઈ હતી.
તમે જ્યાં ઠોકર ખાઈ ગયા તે ખડક મને બતાવો
અને બતાવો એ કાષ્ઠ કે જે તમારા વધ માટે
એમણે વાપર્યું હતું.
પ્રાચીન દીપકો પેટાવવા પુરાણા ચકમકને ઘસો,
સદીઓ—જૂના તમારા જખમો પર ચોંટી રહેલા
ચાબુકને ઉઠાવો
અને તમારા લોહીથી ચળકતી કુહાડીઓને ઉચકો.
તમારાં સિવાઈ ગએલાં મોંની હું વાચા બનીને
આવ્યો છું."

આ ગ્રંથની છેલ્લી કાવ્ય શ્રેણી 'Yo soy' (હું છું) એમની 'કાવ્યાત્મક આત્મકથા' છે. માદરે વતન અને માસૂમ શૈશવ માટે કવિ અહીં નિસાસા નાખે છે, દરિયાપારના એમના સાહસોને કથે છે, સાન્ટિયાગોમાંના એમના રહેઠાણ વિષે બોલે છે. મેક્સિકોની એમની આનંદદાયી યાત્રા વિષે કહે છે, સ્પેનના એમના નાટયાત્મક સનસનાટીભર્યા વસવાટની વાત કરે છે. અંતે સામ્યવાદમાં પોતાની શ્રદ્ધા ઉદ્‌ઘોષે છે.

જીવનના પાંચ દાયકા પૂરા કરી એઓ ઉન્નત ઊર્મિગીત (ode) લખવા તરફ વળ્યા છે. એમના આવા ત્રણ સંગ્રહો અનુક્રમે 'Odas Elementales' (પ્રારંભિક ઊર્મિગીતો) ૧૯૫૪માં, 'Nuevas Odas Elementales' (નવાં પ્રારંભિક ઊર્મિગીતો) ૧૯૫૫માં અને 'Tercer

Libro de las Odas' (ઊર્મિગીતોનુ ત્રીજુ પુસ્તક) ૧૯૫૭મા પ્રસિદ્ધ થયા છે સાત અને અગિયાર વર્ણશ્રુતિઓની આ પક્તિઓમા એક નવો જ કાવ્યમોડ જોવા મળે છે ક્યારેક તો વિષયો એટલા બધા સાદા અને સામાન્ય હોય છે કે કવિતા સાવ નબળી પણ બની જાય છે કેટલાક ગીતો મા એમનો પ્રગાઢ પ્રકૃતિ પ્રેમ પણ પ્રગટ્યા વગર રહી શક્યો નથી અગાઉના કા યોમા જોવા મળતો ઉદ્રેકભર્યો ઊહાપોહ અહીં ઉપશમન પામ્યો છે

લગભગ ડઝનથી પણ વધુ કાવ્યસગ્રહો અને એમના અદાજે ૭૦૦૦ પૃષ્ઠોમા એમની કાવ્યસૃષ્ટિ પ્રસરેલી છે ઈ ૧૯૪૫ મા કવયિત્રી ગેબ્રિયેલા મિસ્ટ્રાલને,૧૯૬૭ મા મિગ્યુએલ એન્જલ અસ્તૂરિઆસને અને હવે ૧૯૭૧મા પાબ્લો નેરુદાને આ વિશ્વવિખ્યાત નોબેલ પારિતોષિક મળે છે ત્યારે લૅટિન અમેરિકાને માટે એ ત્રીજો ગૌરવનો પ્રસગ છે લોકોએ નેરુદાને બિર દાવતા લખ્યું છે· '(He is) a real man who knows that the reed and the swallow are more immortal than the hard cheek of a statue (મૂર્તિના સખત ગાલ કરતા બરુનો છોડ અને અબાબીલ પખી વધુ અમર છે એમ જાણનાર એ સાચ્ચો માણસ છે ) સ્વીડિશ અકાદમીના મત્રી કાર્લ રેગ્નર ગૅરોએ એમને 'છિન્ન ભિન્ન માનવ ગૌરવના કવિ' તરીકે ઓળ ખાવ્યા છે એમણે એ પણ કહ્યુ છે 'Those who are searching for Neruda's weak points have not far to look Those who

મનહર ચરાડવા

## છાતિયુંના વહી જવા વિશે

મવમધ વરસાદે વહી રહી છાતિયુ કે
છાતિયુમા વસી ગયા–હળુ હળુ હસી રહ્યા
ગુલમો'રી ગામે ગામે હસે–રડે કોણ જાણે
કોણ રડે–હસે એવુ અમથુ યે થાય આમે!

અમથુ યે થાય આમે ત્યારે એનુ મેલો નામે!
આ૮લે, આ તો વગી આવ્યા મેલી દીધા નામે નામે
ધસમસ ધસમસ પાછા ઓલા ગામે ગામે–
યુગજૂના બધાયેલા મૂગામસ દ્હેરાઓમા

એમનેમ બેઠેલા ઈ ખડખડ હસે રામો!–
ખડખડ હસે રામે એટલી રે વારમા તો
દ્હેરા પાસે, જરા દૂર લીલીબોળ ધરા પાસે,
છાતીએથી–પાપણથી ધૂબકીઓ દઈ દઈ

કૂદી પડે એવી ગમે સુન્દરી તમામ હસે!
સુન્દરીનુ અહીં હોવુ, સુન્દરીનુ નહીં હોવુ!–
નથી એવુ, આ તે કેવુ! અને તો ય ગાઢ એવુ
શમણા–શુ સ્પરશન, હમણાનુ દરશન

સુન્દરીની આખે આખે આખુ રે ગગન ઝૂકે,
સુન્દરીના હાથે હાથે હર્યુંભર્યું વન ઝૂલે!
સુ રીના કૂણા છમ ધબકી ગહેલ પહાડે
તગતગ જોણા–ખર્યા સિંદૂરિયા પગલાથી

ફૂટે ફૂલનદિયુ તે નદિયુંના કમગોની
તાજીતમ વ સ મીઠી તરે ફરે હવાઓમા!
અધાગની ફટોફટ નાસભાગ હવાઓમા!
હવાઓના મારગ ને કેડી કેડી સૂઝે એવો

પથરાતો જાય બધે અજવાસ અજવાસ!
અજવાસે અડે મળે હરએક રોમે રોમે!
અજવાસ હાથ આવ્યા હરએક રોમે રોમે
તણાયેના ગામ સહુ, છાતિયુના ગામ સહુ;

આંખ થકી હર પળ ઝળહળ નીતરે કે
નીતરતાં નીતરતાં છલછલ ગાઈ રહ્યાં:
મઘમઘ વરસાદે વહી હતી છાતિયું જી!
મઘમઘ વરસાદે વહી હતી છાતિયું જી!

દિવ્યકાન્ત ઓઝા

## તમે અગર જો આવો!

તમે અગર જો આવો!
દૂર ક્ષિતિજે ટહુકા કરતી ટેકરીઓમાં ફરીએ,
આભ ઊંડાણે આંખી લઇને સાત સમંદર તરીએ!

નીલમવરણી પરી પાસ જઈ ચૂમી લઇએ પાંખો,
અધ ઊઘડેલાં ફૂલોની બે નીરખી લઇએ આંખો,
રૂપ-રસેલાં પતંગિયાંની મનભર વાતો કરીએ,
તમે અગર જો આવો!

અને અગર જો આવો,
નયનોથી નીકળતા સ્વરમાં ગીત થઈ લહરાશું!
ઝરમર ઝરમર ઝરતાં ફોરે ફૂલ બનીને ન્હાશું!
બીજ અષાઢી ધીરે ધીરે પૂનમમાં ફેરવીએ.
તમે અગર જો આવો!

are looking for his strong points need not search at all.' (નેરુદાની ક્ષતિઓ જેઓ શોધે છે તેમને બહુ દૂર જવાની જરૂર નથી. જેઓને એમની સિદ્ધિ જોવી છે તેમને તો એ શોધવાની જ જરૂર નથી.) આજે તો એ આમ-જનતાના કવિ ગણાય છે. એમ છતાં ય રાજકીય કારકિર્દી અને સામ્યવાદી વિચાર-સરણીથી રંગાયેલી એમની કવિતાની સિદ્ધિ-અસિદ્ધિ વિષે પણ ઠીક ઠીક ચર્ચાઓ ચાલેલી છે અને ચાલતી રહેશે. અશુદ્ધ કવિતાના આ આગ્રહીમાંથી જેટલી અ-કવિતા છે તેને બાદ કરીશું તો પણ સ્પૅનિશ અમેરિકાના કાવ્ય ક્ષેત્રમાં એમનું પ્રદાન એટલું મોટું અને મૌલિક છે કે એમને રુબેન દારિયો પછીના એક મહાન કવિ ગણ્યા વગર છૂટકો નથી. ૧૯૫૩માં સ્તાલિન શાંતિ પારિતોષિક પ્રાપ્ત કરનાર અને અત્યારે પારી(સ)માં ચિલીના એલચી તરીકે નેરુદા જેટલા રાજકારણની પ્રવૃત્તિ સાથે સંલગ્ન છે તેથી પણ વિશેષ નિમગ્ન છે કાવ્ય-વૃત્તમાં.

: સંદર્ભ :

(i) The Reader's Encyclopedia —*William Rose Benet;* (ii) The concised Encyclopedia of Modern World Literature—*Geoffrey Grigson*; (iii) Masterpieces of Literature in Digest From–*Frank N. Magill;* (iv) The Poem Itself—*Burnshaw*; (v) Encyclopedia of Poetry and Poetics – Alex Preminger; (vi) London Magazine, July 1968 (vii) Time, November 1, 1971
(૧) સંસ્કૃતિ, નવેમ્બર ૧૯૭૧; (૨) ઊહાપોહ–૨૭; (૩) બુદ્ધિપ્રકાશ, નવેમ્બર ૧૯૭૧



જીવનમાં કવિતાને આપણે આટલું બધું માન આપી-
એ છીએ તે શાથી? જીવનને કેળવીને ઉન્નત બના-
વવાની તેનામાં અપાર શક્તિ રહેલી છે તેથી જ.
(વિશ્વનાથ મગનલાલ ભટ્ટ)




*Space Donated By*

**Overseas Film Corporation (Pr.) Ltd.**

**Sukh Sagar, 2nd Floor**

**Hughes Road, Bombay-7**



ઈ. ૧૯૭૧ના નોબેલ પારિતોષિકથી પુરસ્કૃત દક્ષિણ અમેરિકાના કવિ પાબ્લો નેરુદાનું ખરું નામ તો છે રિકાર્ડો એલિઝર નેફ્તાલી રેયેસ ય બાસોઆલ્ટો. ચિલી પ્રદેશના પારલ ગામમાં ૧૯૦૪ની ૧૨મી જુલાઈએ જન્મેલા આ કવિએ અંગત પ્રણયોદ્‌ગારથી બિનઅંગત માનવપ્રેમની કવિતા આપી છે. આરંભમાં આધુનિકતાવાદ અને પછી અતિયથાર્થવાદ તરફ ગતિ કરનાર નેરુદા અશુદ્ધ કવિતાના આગ્રહી રહ્યા છે. ડઝનથી પણ વધારે કાવ્યગ્રંથો અને સાતેક હજારથી પણ વધારે કાવ્યપૃષ્ઠોમાં એમણે પોતાનાં પ્રણય, હતાશા, દલિતપ્રેમ, સ્વદેશભક્તિ, પ્રકૃતિસ્નેહ આદિ ઉત્કટ વાણીમાં ગાયાં છે. રાજદ્વારી વિચારસરણીને વ્યક્ત કરતી એમની ઉત્તરકાલીન કાવ્યપ્રવૃત્તિને કારણે લોકપ્રિયતાની સાથે લોકચર્ચા પણ એટલી જ પામ્યા છે.



સ્વ. રામનારાયણ પાઠક અને શ્રી હીરાબહેન પાઠક

(સદ્ગત આ અંકમાં 'પરલોકે પત્ર')

અનુસંધાન] સુમતિબહેન [પૃ. ૨

સાંજે એમને કંઈ વિચિત્ર, સમજાય નહિ એવી કોઈક પ્રકારની પીડા બે-ત્રણ કલાક થતી હતી. આવા ગંભીર મંદવાડ અને પીડાની વચ્ચે એમની લેખનપ્રવૃત્તિ ચાલુ રહેતી.

ઈ.સ. ૧૯૦૮માં દક્ષિણનાં ધામોની યાત્રાએ અમે ગયાં ત્યારે એમના પર રામાનુજ સંપ્રદાયનો પ્રભાવ પડેલો. હું માનું છું કે એ અરસામાં એમણે કાવ્ય લખવાનો આરંભ કર્યો. 'પ્રભુપ્રસાદી' નામનો ઈશ્વર ભજનાવલીનો સંગ્રહ બે નાના ગ્રંથમાં પ્રસિદ્ધ કર્યો. એમાં પ્રભુ પ્રત્યેની એમની સહૃદય ભક્તિનો આવિષ્કાર જણાય છે. ખાસ કરીને તીરુપતિ પાસે આવેલા વ્યંકટગિરિના વ્યંકટેશ્વરને સંબોધીને ઘણાં પદો છે. પોતે એમાં 'દીનબાળા'નું ઉપનામ ગ્રહણ કરેલું. એમાંનું 'વીણા છું વિશ્વેશા વ્હાલા, મદ પડ્યા છે સૂરો'નું પદ અમારા કુટુંબમાં સૌને પ્રિય હતું અને કંઠસ્થ હતું.

એ સમયમાં—અને હું ધારું છું કે હજી પણ—સ્ત્રીઓ ગુજરાતી સાહિત્યમાં જૂજ છે. માત્ર બે-ત્રણ વર્ષના ગાળામાં ચાર નવલકથાઓ, બે નાટકો, પદો અને 'દક્ષિણયાત્રા'નું પુસ્તક લખવા ઉપરાંત લગભગ ૯૦ ખંડકાવ્યો એમણે લખ્યાં છે. કેટલાંક અંગ્રેજી કાવ્યોનાં ભાષાંતર છે, કેટલાંક સ્વતંત્ર કલ્પિત છે. એનો સંગ્રહ 'હૃદયઝરણાં' એમના અવસાન પછી પ્રગટ થઈ શક્યો. એનો 'પુરસ્કરણ લેખ' નરસિંહરાવ દિવેટીઆએ લખ્યો છે ને એમાં કાવ્યોનું વિસ્તૃત અને ઝીણવટભરેલું સમીક્ષણ કર્યું છે. સુમતિબહેનની કાવ્યપ્રવૃત્તિ બેત્રણ વર્ષ પૂરતી હતી અને તે પણ એમના યૌવનના આરંભકાળની હતી એ ઉપર નરસિંહરાવે શરૂઆતમાં જ ધ્યાન ખેંચ્યું છે, તેમજ ગંભીર રોગથી પીડાગ્રસ્ત રહેતાં એ પણ જણાવ્યું છે. અમારાં માતાના અવસાનની તથા પોતાથી મોટાં એક બહેનના મૃત્યુની છાયા સુમતિબહેનના મન પર હમેશા ગાઢ રહેતી એની પ્રતીતિ એમનાં કાવ્યોમાં થાય છે. કેટલાંક કાવ્યો આત્મલક્ષી, થોડાં પરલક્ષી અને અન્ય મિશ્ર છે. ટેનિસનના 'Home they brought their warrior dead'નું ભાષાન્તર 'વીરની વિધવા' છે. ટેનિસનનાં બીજાં કાવ્યો—Lady Clare અને Beggar Maidનાં ભાષાન્તરો પણ છે. સુમતિબહેનને અનિદ્રાનું કષ્ટ હતું. આથી એમણે વર્ડઝવર્થના 'To Sleep' પરથી નિદ્રાદેવીનું કાવ્ય રચેલું. ઈબ્સનના Brand નાટકમાંથી પણ એક કાવ્ય લખેલું. શેલીના 'Rarely, rarely, comest thou spirit of delight' પરથી 'નિમંત્રણ'ના કાવ્યમાં હર્ષના દેવને સંબોધન કરેલું તેમજ શેલીના One word is too often profaned for me to profane it ના કાવ્ય પરથી 'ઉષાને અનિરુદ્ધનો સંદેશો' લખેલું. આમ જ સધેના The Scholar પરથી 'વિદ્યાર્થી'નું કાવ્ય સંયોજેલું. એમની 'શાંતિદા' અને 'કમલકુમાર'ની નવલકથાના પ્રત્યેક પ્રકરણના આરંભમાં એકાદ અંગ્રેજી કાવ્યની પંક્તિઓ ટાંકી છે; એમાંની કેટલીક સાચે જ અસાધારણ અને આશ્ચર્યજનક છે.

આ કાવ્યોની સમાલોચના કરવાનું આ સ્થાન નથી તેમજ એને માટે હું યોગ્ય પણ નથી. છતાં થોડું વિવરણ પ્રસ્તુત છે. સુમતિબહેનનાં કાવ્યોમાં વૈવિધ્ય છે—વિષયોનું તેમજ moodનું. કાવ્યોમાં છંદોની વિવિધતા છે એથી એ કર્ણપ્રિય ને રમ્ય લાગે છે. ઘણાં કાવ્યોમાં માધુર્ય અને લાલિત્ય છે. સાથેસાથે એનું પણ વિસ્મરણ ન થવું જોઈએ કે એમણે આ કાવ્યો છેક તરુણ વયમાં લખ્યાં હતાં. એમનું આયુષ્ય લંબાયું હોત તો એ ક્ષેત્રમાં એમની પ્રગતિ થત અને ઉત્કૃષ્ટ કાવ્યો લખી શક્યાં હોત. નાદુરસ્ત તબિયત છતાં, શારીરિક કષ્ટ છતાં સાહિત્યપ્રવૃત્તિમાં એ જે રીતે મગ્ન રહેતાં અને જે ત્વરાથી એ લખતાં એ પરથી જાણે એમ લાગે છે કે પોતાનું આયુષ્ય લાંબું નથી અને જે કરવું હોય એ ઝડપથી કરી લેવું એમ એમનો અંતર્ધ્વનિ એમને કહેતો હશે!

કિશોર અવસ્થામાં પણ પ્રિયજનના મૃત્યુના ઘા સહન કરેલા એની અસર અનેક કાવ્યોમાં ઠેર ઠેર જણાય છે. કાવ્યોમાં આનંદ, ઉત્સાહ, આશાવાદ ક્વચિત્ જ જણાય છે. 'ચન્દ્રને' કાવ્યમાં ચન્દ્રને ઝાંખો જોવાથી શા વિચાર કવયિત્રીના હૃદયમાં સ્ફૂરે છે?

પણ વ્યાધિથી હું પકડાયલ છું
નવ તેનું તને દુઃખ છે જ કશું,
આશા નથી જગમહિં મુજને કશી એ,
તારે શિરે જગત આશ બહુ રહી છે.
સોંપ્યું કર્તવ્ય છે તુંને સ્નેહ કરી,
શક્તિ-હીન થઈ છું હું.

બીજા એક કાવ્ય 'આશ્ચર્ય'માં પણ, પોતે રોગગ્રસ્ત દશામાં હતાં ત્યારે રસ્તા પર મજૂર સ્ત્રીઓ ગાતીગાતી જતી હતી એ ગાન કાને પડતાં પોતે સાધનસંપન્ન છે છતાં દુઃખી છે જ્યારે ગરીબ સ્ત્રીઓ આનંદ કરે છે એનો પડછાયો મન સમક્ષ ઊભો થાય છે. એમાં પણ માતા કોકિલારૂપે આવીને મનની સ્વસ્થતા ધારણ કરવાનો ઉપદેશ આપે છે એની કલ્પના છે. 'પુષ્પ'ના કાવ્યમાં સુન્દર પુષ્પ બીજે દિવસે કરમાઈ ગયેલું જોઈને પોતે ખિન્નતા અનુભવે છે અને ભાઈને પૂછે છે: 'શું ઉત્પત્તિ પછી સર્વનું નિર્મિત આવું જ છે?' ત્યારે ધીર ગંભીર બન્ધુ સમજાવે છે કે એ પુષ્પ વૃક્ષ પરથી ચૂંટી લીધું એટલે આવી વિપરીત દશા થઈ:

'નિજ સ્થાન થકી વિરહી જનની
દુઃખથી ફૂલ જેવી દશા જ થતી

મુજ પુષ્પ રૂપી મુજ બ્હેનડી હું
વિખૂરી નવ તો કદી પડીશ હું.'

મૃત્યુની છાયા અનેક કાવ્યોમાં છે. 'વીરની વિધવા', 'મૃત્યુ શય્યા', 'સ્મશાનભૂમિ', 'આત્મહત્યા', 'ઉદાસીનતા' ઇત્યાદિ આના દૃષ્ટાન્ત છે. બીજામાં અવસાન માટેની વ્યથા તથા પોતાની રોગગ્રસ્ત સ્થિતિથી ઊપજતી નિરાશા અને સમીપ આવતા અન્તના ભણકારા સંભળાય છે.

એમનાં કાવ્યોમાં કુટુંબવાત્સલ્ય પણ પ્રદર્શિત થાય છે. સ્વર્ગસ્થ માતા અને ભગિની માટે, પૂજ્ય અને પ્રિય પિતા વાસ્તે, વૈકુંઠભાઈ અને જ્યોતીન્દ્રભાઈની વર્ષગાંઠ નિમિત્તે તેમજ મારે માટે પણ બે કાવ્યો છે. કેટલાક કાવ્યો પ્રસંગોચિત છે એનું એક અસાધારણ દૃષ્ટાન્ત આપું. સુમતિ બહેને 'નવા વર્ષ'નું એક કાવ્ય રચ્યું છે. ગમે તે કાકતાલીય પણ એ ૧૫મી ઑગસ્ટ ૧૯૦૯ને દિવસે સરજાયું છે. આપણી સ્વાતંત્ર્યપ્રાપ્તિનો એ દિવસ! અને એની અંતિમ પંક્તિ છે ભારતને ઉદ્દેશીને—

તમ માતની ઉન્નતિ પૂર્ણ થશે
'જયહિંદ' વદો! જય ત્યાં થશે!

સ્વાધીનતાથી ૩૯ વર્ષો પહેલાં બરાબર ૧૫મી ઑગસ્ટે આ કાવ્યમાં ભારતમાતાની ઉન્નતિની આશા વ્યક્ત થાય છે, એ ઉપરાંત 'જય હિન્દ!'નો પોકાર છે એ અસાધારણ સંયોગ નથી? સુમતિબહેનની કલ્પનાશક્તિનાં બેત્રણ ઉદાહરણ આપીશ. 'ચંદ્ર'ના કાવ્યમાં ચંદ્રની ફીકાશનું કારણ કાળી રાત્રિ પત્ની મળી એવી કલ્પના છે

'શ્યામ રાત્રિ સમી પત્ની ચન્દ્ર લજ્જિત તેથી છે
પાંડુવર્ણો કર્યો તેણે.'

'આશ્ચર્ય'ના કાવ્યમાં વર્ણન છે:

'વળી ઉચ્ચ વૃક્ષો ચાંદનીમાં પાડતાં પ્રતિબિંબ ત્યાં
'કો તારકો નભથી ખરે, કે પત્ર વૃક્ષેથી પડ્યાં'

અને 'શાંતિ'ના સુંદર કાવ્યમાં પસ્તાવો કરે છે કે માતા હતી ત્યારે હું એના ગીતો અને હાલરડાં સમજવા સમર્થ નહોતી અને સમજી એ પહેલાં એ ચાલી ગઈ!

'પ્રાપ્ય વસ્તુ વિના જ્ઞાને, ગુમાવી જ્ઞાન જે થતું,
'વારિ ઢોળી તૃષા વેઠી મરે તે સમ લાગતું'

નરસિંહરાવ જેવા સમર્થ વિદ્વાન અને કડક ટીકાકારે એમના જે કાવ્યની પ્રશંસા કરી છે એ 'પ્રભુની પ્રતિમા'. એની વિગતવાર ચર્ચા અહીં નહિ કરું. નરસિંહરાવ લખે છે: 'પ્રબળ કલ્પનાબળની અપૂર્વ અને નવીન યોજના (આ કાવ્યમાં પ્રગટ થ‌ઈ છે) એ સર્વથા અભિનંદનીય છે.' એનું એક દૃષ્ટાંત એ આપે છે

'નિર્દોષતા મહિં રહ્યા સઘળા ગુણો જે,
એ શુદ્ધતા થકી બને વળી શત્રુ મિત્રો,
ને જો પ્રભા સજીવ ઉપર આ પડે છે,
તો અન્ય જીવ સુધી તે નવ પ્હોંચશે કે?
ચેતન ઉપર કદી અસર ભિક્ષુક બેડથી આવી કરે'
તો પરમ ચેતન સુધી તો તે કાં નહિ પ્હોંચી શકે?'

અન્તે, સનાતન શાંતિમાં અકાળે વિલીન થયેલાં મારાં એ અતિશય બુદ્ધિશાળી, પ્રિય ભગિનીના એક હૃદયસ્પર્શી કાવ્ય જે શાંતિનું પ્રતિબિમ્બ ઝીલે છે એની પંક્તિઓનું અવતરણ કરીને વિરમીશ.

'રહો શાંત, હા! હું શ્રવણ કરું છું શાંતિના મધુરા સ્વરો
એ છેક સમીપે આવી ગાએ હાલ—શા મધુરા સ્વરો!
ને શાંતિ તે મુજ સંગ શાંતિ ધારી વાતો આદરે
કંઈ શબ્દ પણ ઉચ્ચર્યા વિના તે વાત મારાથી કરે.'

# આપનું લવાજમ

ઈ. ૧૯૭૨ના (જાન્યુઆરીથી ડિસેમ્બરના) વર્ષ માટે ભરાએલાં લવાજમો આ અંક સાથે પૂરાં થાય છે. આ વર્ષ માટેના એમના સહકાર બદલ આભાર માની તે તે મિત્રોને પોતાનાં લવાજમ વહેલી તકે મોકલવા વિનતી કરીએ છીએ. વી.પી.થી મગાવતાં લગભગ સવા રૂપિયાનો ખર્ચ વધી જાય છે, અંક મોડો મળે છે અને બંને પક્ષે અગવડ વધે છે. આથી એ પદ્ધતિ ભાગ્યે જ કોઈ પસંદ કરે છે. મની ઑર્ડરથી, ચેકથી, રૂબરૂ અથવા અમુક મિત્રો દ્વારા જ મોટા ભાગનાં લવાજમો મળે છે અને એ જ રીતે આ વર્ષે પણ આપ સૌનો સહકાર ચાલુ રહેશે એવી આશા છે.

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર • હેમંત • વિક્રમ સંવત ૨૦૨૮ • પરંપરિત અંક ૮૪ • દ્વિજ અંક ૧૨
નવેમ્બર–ડિસેમ્બર ઈ. ૧૯૭૧

### ચિત્રસૂચિ

પૂઠા પર: હેમંત (વાસુદેવ સ્માર્ત); સુમતિબહેન; આશાતંતુનો કેદી (સ્વ. કાન્તિલાલ દવે); પાબ્લો નેરુદા; સ્વ. રામનારાયણ પાઠક અને શ્રી હીરાબહેન પાઠક.

¶ 'કવિલોક' દ્વૈમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે—ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર ને ડિસેમ્બર માસના અંતમાં પ્રકટ થાય છે. ¶ વાર્ષિક દેશમાં રૂ. ૬, પરદેશમાં રૂ. ૧૦ યા પા. ૧, અમેરિકામાં રૂ. ૧૫ યા ડૉ. ૨; વિદ્યાર્થીઓ માટે અર્ધવાર્ષિક લવાજમની સગવડ રૂ. ૩; છૂટક નકલનો રૂ. ૧. ¶ લેખકોને કૃતિ વિષેનો નિર્ણય જાણવા અથવા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા પોતાનું સરનામું કરેલું તથા પૂરું પોસ્ટેજ ચોડેલું કાર્ડ કે કવર મોકલવા વિનતિ છે ¶ કૃતિઓ તથા લવાજમ મોકલવાનાં સ્થળ: 'કવિલોક' C/o લિપિની પ્રિન્ટરી, ૩૮૦ ગિરગામ રોડ, ઠાકુરદ્વાર, મુંબાઈ-૨; ચ કુમાર કાર્યાલય લિમિ. દ્વારા, ૧૪૫૪ રાયપુર અમદાવાદ ૧. તંત્રીઓ: રાજેન્દ્ર શાહ અને બચુભાઈ રાવત

સહયોગ: જયંત પારેખ

લવાજમ ભરવાનાં અન્ય સ્થળ
ત્રિપાઠી પ્રા. લિ. પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ ૨

વીનસ સબ્સ્ક્રિપ્શન એજન્સી
શામસદન ૧લે માળે ભાસ્કરભાઉ લેન
ગામદેવી મુંબાઈ ૭

એલ. કે. મેઘાણી • ૧૪ અમરતલા સ્ટ્રીટ
કલકત્તા ૧

મુદ્રક અને પ્રકાશક: બચુભાઈ રાવત
કુમાર પ્રિન્ટરી • ૧૪૫૪ રાયપુર • અમદાવાદ-૧

□

કાવ્ય


| | | |
|---|---|---|
| શ્રી અરવિંદ | પૂર્તિ | મુક્તિ |
| રાજેન્દ્ર શાહ | ૧૧૦ | રિક્તતા |
| ઇન્દુકુમાર ત્રિવેદી | ૧૧૧ | કવિતા |
| મકરન્દ દવે | ૧૧૨ | પ્રાણનાં રૂપ |
| સૈફ પાલનપુરી | ૧૧૨ | મુક્તક |
| હરીન્દ્ર દવે | ૧૧૩ | ચંદ્ર |
| બાદલ | ૧૩૧ | માફો |
| 'સરોદ' | ૧૧૪ | તું તું જ ભણું |
| 'સરોદ' | ૧૧૪ | ઉદય |
| યૉસેફ મેકવાન | ૧૧૫ | અજવાળાં |
| શ્યામ સાધુ | ૧૧૫ | તમે |
| હીરા રા. પાઠક | ૧૧૬ | પરલોકે પત્ર |
| કરસનદાસ લુહાર | ૧૨૫ | આયનાનો અર્થ |
| મુકુંદ ડી. દેસાઈ | ૧૨૬ | હવે |
| જયંત વસોયા | ૧૨૬ | ખેતર |
| મનહર તળપદા | ૧૨૭ | સાંજ થવાનું મન |
| અશરફ ડબાવાલા | ૧૨૭ | ગીત |
| વીરુ પુરોહિત | ૧૨૮ | એક ગીત |
| વિપિન પરીખ | ૧૨૯ | સદ્ય વિધવા |
| કિશન સોસા | ૧૩૦ | પાણીના દર્પણમાં |
| માસુમ વિસનગરી | ૧૩૧ | મરણ-પથારીએ પડેલા વૃદ્ધનું ગીત |
| મનહર ચરાડવા | ૧૩૨ | છાતિયુંના વહી જવા વિશે |
| દિવ્યકાન્ત ઓઝા | ૧૩૩ | તમે અગર જો આવો ! |
| 'સ્થિતપ્રજ્ઞ' | ૧૩૪ | વળાવતાંને |
| સુશીલા ઝવેરી | ૧૩૪ | અમૃતનાં ઓસાણ |


ગદ્ય


| | | |
|---|---|---|
| સુમતિબહેન | પૂર્તિ | ગગનવિહારી મહેતા |
| કવિ અને કવિતા | ૧૦૯ | શ્રી અરવિંદ |
| વક્રોક્તિ કાવ્યતત્ત્વ તરીકે | ૧૧૦ | અમૃત ઉપાધ્યાય |
| પાબ્લો નેરુદા | ૧૧૨ | ધીરુભાઈ પરીખ |

# કુટુંબ



સ્વસ્થ અને સુખમય જીવન માટે

# નિયોજન

વધુ વિગત માટે નજીકના પરિવાર કલ્યાણ કેન્દ્રનો સંપર્ક સાધો

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર·શિશિર·૨૦૨૮
જાન્યુઆરી-ફેબ્રુઆરી ૧૯૭૨·સળંગઅંક



હિડંપતા પંકજ જ્યાં સુવાસિત

નિશાયથી, તે વર મધ્ય ગોકુળ

પ્રબોધતો કામ કશો નિશાચરે

# કુટુંબ





સ્વસ્થ અને સુખમય જીવન માટે

# નિયોજન

વધુ વિગત માટે નજીકના પરિવાર કલ્યાણ કેન્દ્રનો સંપર્ક સાધો

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર·શિશિર·૨૦૨૮
જાન્યુઆરી·ફેબ્રુઆરી ૧૯૭૨·સળંગ અંક



વિકંપતાં પંકજ જ્યાં સુવાસિત

નિસારથી,તે વર મદ્ય મોદક

પ્રબોધતો કામ કશો નિશા સમે

Shri Aurobindo

## THE INDWELLING UNIVERSAL

I Contain the whole world in my soul's embrace
In me Arcturus and Belphegor burn
To whatsoever living form I turn
I see my own body with another face.

All eyes that look on me are my sole eyes
The one heart that beats within all breasts is mine
The world's happiness flows through me like wine
Its million sorrows are my agonies

Yet all its acts are only waves that pass
Upon my surface only for ever still
Unborn I sit timeless intangible
All things are shadows in my tranquil glass

My vast transcendence holds the cosmic whirl
I am hid in it as in the sea a pearl

—From LAST POEMS

શ્રી અરવિંદ

## નિખિલ મારે અંતરે

હું સમાવું છું નિખિલ આ સૃષ્ટિ મારા પ્રાણને આશ્લેષ
નભનક્ષત્ર સહુયે મારી ભીતર ઝળહળે
મારી નજર જ્યાં કોઈ પણ જીવંત રૂપ ભણી વળે
મારી જ તે કાયાતણું હું ત્યાં નિહાળું અન્ય પાર્શ્વવિશેષ

આ સર્વ મારાં નેત્ર જે લોચન બધાં રે છે મને જોતાં
ને એક તે મારું જ હૈયું છે રહ્યું ધબકી બધાંને વક્ષ
સોમરસ જેવી જગતની સુખદાનું વહન મારે કક્ષ,
ને સંતાપ પારાવાર એનો, ગૂઢ ઘેરી વેદના મારી.

ને છતાં આ સર્વ એનું કાર્ય તે કેવલ તરંગ જતાં સરી
મારી સપાટી પર, નિરંતર શાન્ત મારું અંતર
સ્થાણુ અજન્મા હું અકાલ, અગોચર
આ બધું તે માત્ર છાયા વણલહરના દર્પણે મારા ધરી.

મારી વિશાળ નિગૂઢતા બ્રહ્માંડનું ધારે ભ્રમણ ઉચ્છલ
હું તે મહીં પ્રચ્છન્ન મોતી જેમ સાગરને જલ.

# રા. વિ. પાઠક

## ધીરુભાઈ પરીખ

'શેષ', 'દ્વિરેફ' અને 'સ્વૈરવિહારી'ના વિવિધ તખલ્લુસમાં છુપાએલ રામનારાયણ વિશ્વનાથ પાઠકે આ સદીના ત્રીજા દશકના આરંભથી શરૂ કરી લગભગ સાડાત્રણ દાયકા સુધી ગુજરાતી સાહિત્યની સતત અને સફળ સાધના કરી છે. શ્રી પાઠકસાહેબનો જન્મ ઈ. ૧૮૮૭ના એપ્રિલની આઠમી તારીખે ધોળકા તાલુકાના ગાણોલ ગામે એમના મોસાળમાં થએલો. એમનું વતન ભોળાદ. ઉચ્ચ પ્રશ્નોરા બ્રાહ્મણ કુળમાં જન્મ એટલે જ્ઞાતિસહજ બુદ્ધિ-આભા અને આભિજાત્ય એમનામાં પ્રગટ્યાં તેને સંસ્કારી માતા-પિતાએ બરાબર પોષ્યાં. પિતા વિશ્વનાથ સદારામ પાઠક સંસ્કૃતના વિદ્વાન હતા. એમણે પંચદશી, ભગવદ્‌ગીતા, મહિમ્નઃસ્તોત્ર, નચિકેતા વગેરે સંસ્કૃત ધર્મગ્રંથોના અનુવાદો આપ્યા છે. પોરબંદર રાજ્યમાં નાયબ વિદ્યાધિકારીના હોદ્દે રહી તેમજ રાજકોટની મેઈલ ટ્રેનિંગ કૉલેજના અધ્યાપકપદે રહી પોતાની વિદ્યાભક્તિ અને શિક્ષણશક્તિની એમણે પ્રતીતિ કરાવી આપી. મેધાવી પુત્ર રામનારાયણને પિતા તરફથી ઊંચી બુદ્ધિપ્રતિભા, વિદ્યાવ્યાસંગ, શિક્ષણસ્નેહ અને સિસૃક્ષા મળ્યાં તો કુલાચારમાં ચુસ્તપણે માનનારી માતા આદિતબાઈ તરફથી દૃઢાચાર અને શુદ્ધાચારના સંસ્કારો વારસામાં મળ્યા.

માતાપિતાના સૌથી મોટા સંતાન રામનારાયણભાઇને નાનપણમાં સહુ બટુભાઈ તરીકે ઓળખતા. એમનું શાળા શિક્ષણ જેતપુર, રાજકોટ, જામખંભાળિયા અને ભાવનગરમાં તેમજ કૉલેજનું એક વર્ષ પણ એમણે ભાવનગરમાં જ પતાવેલું. ત્યાંની આલ્ફ્રેડ હાઇસ્કૂલમાંથી ઊંચે નંબરે મૅટ્રિકની પરીક્ષા પસાર કરી એઓ શામળદાસ કૉલેજમાં જોડાયા. પ્રીવિયસની પરીક્ષામાં પ્રથમ નંબરે પાસ થતાં એમને 'પર્સિવલ સ્કૉલરશિપ' મળી. ત્યાર પછી મુંબાઇની ગોકુળદાસ તેજપાળ બોર્ડિંગમાં બોર્ડરશિપ મળતાં વિલ્સન કૉલેજમાં જોડાયા. ત્યાંથી ઈ. ૧૯૦૮માં લૉજિક અને મૉરલ ફિલૉસૉફીના વિષય સાથે પ્રથમ વર્ગમાં બી. એ. થયા અને એ જ કૉલેજમાં એક વર્ષ સુધી દક્ષિણા ફેલો તરીકે શિક્ષણકાર્ય કર્યું. આમ, એમની કારકિર્દીનો આરંભ જ એક શિક્ષક તરીકે થયો. પરંતુ સ્વતંત્ર જીવનની ઝંખનાએ એઓ એલએલ. બી. થયા અને અમદાવાદમાં વકાલત શરૂ કરી. અહીં તબિયત નાદુરસ્ત રહેતાં ડૉક્ટરની સલાહ પ્રમાણે ગ્રામનિવાસ કરવાના હેતુથી એમણે મહિકાંઠા એજન્સીના સાદરા ગામે વકાલત આરંભી. વ્યવસાયવિરુદ્ધ સત્યપ્રિયતા અને પ્રામાણિકતા જાળવી એમણે એક સફળ વકીલ તરીકેની નામના મેળવવા માંડી. ત્યાં જ યુવાન વયે પ્રાણપ્રિય પ્રથમ પત્નીનું ક્ષયમાં પ્રસૂતિ પછી અવસાન થયું. રામનારાયણભાઈના નાજુક હૈયા પર ભારે ઘા થયો. હવે આ ગામ અને આ કામમાંથી એમનું મન ઊઠી ગયું. એ જ અરસામાં ઇન્દુલાલ યાજ્ઞિક તરફથી આમંત્રણ મળ્યું અને એઓ અમદાવાદની જે. એલ. ન્યૂ ઇંગ્લિશ સ્કૂલમાં શિક્ષક તરીકે જોડાયા તે વર્ષ ૧૯૧૯-૨૦નું. પછી અસહકારનું આંદોલન શરૂ થતાં ગાંધીવાદી વિચારધારાથી આકર્ષાઈ ૧૯૨૧માં ગુજરાત વિદ્યાપીઠમાં એના સ્થાપનાકાળથી જ એઓ જોડાયા. આ કાળ એટલે એમની સન્નિષ્ઠ અને તેજસ્વી અધ્યાપનપ્રવૃત્તિ અને તીવ્ર અધ્યયનવૃત્તિનો ક્રાંતિકાળ. સાહિત્યનું શિક્ષણ આપતાં આપતાં ગુજરાતી ભાષાની સેવા કરવાની અભીપ્સા એમને આ વિદ્યાપીઠમાં જ પ્રગટી. પછી તો છેક છેલ્લા શ્વાસ સુધીની એમની પ્રવૃત્તિ એટલે આ અભીપ્સાને તોષવાનું જ તપ.

એમની સર્જક તરીકેની કારકિર્દીનો આરંભ તો થયો હતો 'સાબરમતી'માં પ્રગટ થએલ એમના લેખ 'કવિ બાલાશંકર ઉલ્લાસરામ કંથારીઆનાં કાવ્યો'થી, પણ એમનામાં રહેલો ખરો સર્જક કૉળવા લાગ્યો ઈન્દુલાલના 'યુગધર્મ'માં દ્વિરેફ તખલ્લુસથી વાર્તાઓ પ્રસિદ્ધ કરવા માંડી ત્યારથી. આ જ અરસામાં ગુજરાત પુરાતત્ત્વ મંદિર દ્વારા કેટલીક અભ્યાસપાંગરી પ્રવૃત્તિમાં પણ એમની સિસૃક્ષાને સારી તક મળી. ગુજરાત વિદ્યાપીઠમાં રહ્યે રહ્યે એમણે પોતાનામાં રહેલા સર્જકને સંવર્ધ્યો. વિદ્યાપીઠ છોડ્યા પછી એમણે 'પ્રસ્થાન'ના સંપાદન-સંચાલનમાં પોતાની સર્વતોમુખી સર્જનશક્તિને પ્રગતિમાન કરી. ત્યાર પછી ૧૯૩૫ થી '૩૭ એમ બે વર્ષ એમણે મુંબાઈની એસ. એન. ડી. ટી. કૉલેજમાં અધ્યાપન કાર્ય કર્યું. ઈ. ૧૯૩૭માં એઓ અમદાવાદની એલ. ડી. આર્ટ્સ કૉલેજમાં ગુજરાતીના અધ્યાપક તરીકે જોડાયા. અહીંયાં કાર્યકારી આચાર્ય તરીકેની કામગીરી બજાવતાં બજાવતાં એમણે પોતાની કુશળ સમભાવશીલ વહીવટીય દક્ષતાનો પણ પરિચય સહુને કરાવી આપ્યો. ૧૯૪૬માં સ્વ. મુનશી સ્થાપિત ભારતીય વિદ્યાભવનમાં અધ્યાપક તરીકે એક વર્ષ કામ કરી ૧૯૪૬-૪૭માં હૃદયરોગનો પ્રથમ હુમલો થયો ત્યારથી ત્યાંના સંશોધનવિભાગના અધ્યક્ષપદે રહી છેવટ સુધી એ જ કામગીરી કરતાં કરતાં મુંબાઈને જ કર્મભૂમિ બનાવી. અવસાનકાળે એઓ મુંબાઈ આકાશવાણી કેન્દ્રના ગુજરાતી વિભાગના સલાહકાર તરીકે પણ સેવા આપતા

(અનુસંધાન : આ પૂર્તિના ત્રીજા પાને)



રામનારાયણ વિશ્વનાથ પાઠક

૮ એપ્રિલ ૧૮૮૭ — ૨૧ ઑગસ્ટ ૧૯૫૫



રામનારાયણ વિશ્વનાથ પાઠક

૮ એપ્રિલ ૧૮૮૭ — ૨૧ ઑગસ્ટ ૧૯૫૫

શિશિર • વિ. સં. ૨૦૨૮

# કવિલોક

જાન્યુ.-ફેબ્રુ. • ૧૯૭૨

। ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविराविर्म एधि ।

## દૃષ્ટિ

વિવેકપૂર્ણ વિચાર કરવાનું મૂળભૂત સામર્થ્ય જેમ ફિલસૂફની શક્તિ, પૃથક્કરણશીલ અવલોકનની સહજ પ્રતિભા જેમ વૈજ્ઞાનિકની શક્તિ, તેમ જ દૃષ્ટિ એ કવિની વિશિષ્ટ શક્તિ છે. વેદકાલીન ઋષિગણોને મન તો કવિ એક દ્રષ્ટા હતો, સત્યનો પ્રકાશક હતો. અને જોકે એ આદર્શથી આપણું ભ્રમણ ઘણું દૂર ગયું છે, ને એની પાસેથી શ્રવણસુખની તથા એના સૌન્દર્યતત્ત્વમાંથી મનોરંજનની અપેક્ષા રાખીએ છીએ છતાં પણ પ્રત્યેક ઊર્જિત કાવ્ય પરમ સત્યને, તેના અર્થગર્ભિત લક્ષ્યને કંઈક ને કંઈક અંશે ધારી રાખે છે. વસ્તુતઃ કાવ્ય કલાકૃતિ છે, કૌશલ છે, ને આપણને દૃષ્ટિ-સંપન્ન કરવાનું જ એનું પ્રધાન કાર્ય છે. સંબોધનાર્થે એને સંબંધ છે આપણાં જ્ઞાનનાં આંતર કરણો સાથે, અને કર્ણ એના પ્રવેશનું સ્થૂલ દ્વાર હોવા છતાં એનું સાચું નિવેદન તો છે ભીતરી શ્રવણને. કાવ્યમાં જે રહસ્ય મૂર્ત કર્યું હોય તેને આપણે આત્મસાત્ કરીએ એ જ એનો ઉદ્દેશ હોવાથી કવિ આપણાં આંતરચક્ષુને ઉઘાડે છે. પણ આપણી આ આભ્યંતર નજરને ખોલે તે પહેલાં, કવિમાં તે અત્યંત ઉત્કટ અને ભાવપ્રવાણ હોવી જ જોઈએ.

શ્રી અરવિંદ
('ફ્યૂચર પોએટ્રી'માંથી)

## જહૉન ડન

### તત્ત્વમીમાંસાનો (?) કવિ

ઈલા પાઠક

જહૉન ડનનુ નામ અંગ્રેજી સાહિત્યક્ષેત્રે ૧૭ સદીના તત્ત્વમીમાંસાની (meta physical) કવિતાના કવિ તરીકે જાણીતું છે તત્ત્વમીમાંસા જ એના કાવ્યોનો વિષય છે કે શું એમ સહજ પ્રશ્ન ઊઠે વળી, એના કાવ્યો વાચતા પ્રથમ વાચને દુર્બોધ લાગે એટલે વાચકની શંકા દઢ થાય કે સાચે જ આ કવિ તત્ત્વમીમાંસાનો કવિ છે

પણ ડનના કાવ્યો ફિલસૂફીના કાવ્યો નથી તેમા ડનના પાંડિત્ય ને ચિંતનનો ભાર છે છતા Songs And Sonnetsના સંગ્રહમા પ્રણય જ મુખ્ય વિષય છે Divine Poemsમા ધર્મની વાતો દેખી તી રીતે જ છે, પણ તેમા પે ડનની વૈય ક્તિક મૂઝવણો ને ધર્મ પ્રત્યેની નિજી લાગણી જ વ્યક્ત થયા છે છતા ડનના કાવ્યોને એના સમકાલીનોના કાવ્યો કરતા જુદા તો છે જ ડનની સંવેદના રજૂ કરવાની નાટ્યક્ષમ રીતિ, રૂપકમાળાઓનું આયો જન, વૈચારિક વૈભવ, મનસ્વી છંદબાંધણી, બુદ્ધિની કસોટી કરતી વાક્યરચના તેમજ રૂઢિની ઉપેક્ષા તેના કાવ્યોને જુદા તારવે છે

શેક્સ્પીઅર અને બેન જૉન્સન જ્યારે બહુજન–આસ્વાદ્ય નાટકો લડનની મનો રંજન ઘેલી જનતા માટે લખતા હતા ત્યારે વિદ્દદ્ભોગ્ય કાવ્યકૃતિઓ ડન રચતો હતો શેક્સ્પીઅર અને તેના સમકાલીનો પ્રણય કાવ્યો કે પ્રણય–સૉનેટ–માળાઓ રચે ત્યારે મધ્યયુગી રૂઢિને વશવર્તીને ગૌરાંગી, સુન્દર પણ હિમ જેવા ટાઢા હૃદયવાળી

## રાજેન્દ્ર શાહ

### ખાલી નહીં ઠાલું

અમૂર્ત અસ્તિત્વ
૮ હું સીમાહીન કેવલ વિસ્તાર
નહીં આલો
હિરણ્યવર્ણનો ન કલ્લોલ, ન ઉન્મેષ
નહીં છાયા
ઢળતી પાંપણ પર
આભાસના અભાવનો
વિસ્મૃતિનો–ફરે નહીં મૃદુ ડગ લેશ
કેવલ વિસ્તાર ખાલી
વિસ્તાર ન ઠાલો
તારી મારી ન ભિન્નતા
સાયુજ્યની અશ્રુત ગીતિનો શાન્ત લય

લયશાન્ત આદિમ અંધાર
ગતિરિક્ત પ્રાણને કુંભક
દેશકાલ શૂન્ય
નિરીહ સઘન
આનંદના ઉન્મેષની સંગ ત્યહીં
સ્વપ્નિલ કો જાગે અનુભૂતિ
કર્ણ નહીં
નહીં દગ
તો ય તે લહાય નાદમય
અનંત રૂપેણ
નિરાકાર પારાવાર
અધારનો ઉજ્જ્વલ વિસ્તાર

અંધારની અનંત વિસ્તૃતિ
પ્રસૂતિ
નિશ્ચલની પલેપલ ચાંચલ્યે પરિણુતિ

આવર્તન બહુલ તે કેવલ
તું

હું
ને સમગ્ર અખિલાઈ.
અવચ્છિન્ન કશું નહીં ક્યાંય.
ખરંતનો તંતુ કિસલયે
તેમ અસંશયે
પ્રત્યેક આ શિશુ મહીં લહું રૂપ તારું;
પ્રત્યેક આ શિશુ મહીં લહું રૂપ મારું.

## ભગવતીકુમાર શર્મા

### ગઝલ

તમને તો ગિરદીમાં ટોળાતો મળ્યો;
હું મને જ્યારે મળ્યો, છાનો મળ્યો.

મેં બધાં શિખરો દીધાં તોડી છતાં,
સૂરને બદલે મને પડઘો મળ્યો.

ત્યાં સફર પાછી શરૂ કરવી પડી,
જ્યાં મને લાગ્યું: ખરો રસ્તો મળ્યો.

વૃક્ષ, ડાળી, આભ, પંખી, ખોઇને
શું કરું જ્યાં માત્ર એક ટહુકો મળ્યો?

કેટલા ઝીલ્યા હશે જખ્મો, કહો?
લોહીભીનો મુજને પડછાયો મળ્યો.

પ્રણયિનીના પગે પડીને દીનભાવે પ્રણયાલાપ કરતા. એ રૂઢિને ફગાવી દઈ ને પ્રણયિનીને પોતાની સમાન ગણતો, કે કદાચ પોતે વધુ સારો છતાં પ્રણયપાશમાં બંધાયેલો એવો મુક્ત ભાવે પોતાનાં સંવેદનો આલેખતો ડન જુદી જ ભાત પાડે છે. પ્રણાલીગત વિરહકાવ્યો કે સદાવ્યાકુળ પ્રેમીના નિસાસામાત્ર તેનાં કાવ્યોમાં નથી. પ્રણયીની ઉત્કંઠા, પ્રણયિનીની સંમતિનો આહ્લાદ, પરસ્પરના પ્રણયાનંદથી પુલકિત થઈ ઊઠેલી ઊર્મિઓ અને ચિરપ્રણયીનો સંતોષ ડનનાં કાવ્યોને અળગાં કરી આપે છે. એક જ પ્રણયિની પર જીવન આખું ન્યોછાવર કરવાનો ભેખ ડનની કવિતાએ નથી લીધો; પ્રણયનો આસ્વાદ એને ઉન્મત્ત બનાવે છે. અને તેમાં યે પ્રીતિપાત્રો જુદાં જુદાં હોય ત્યારે એ આસ્વાદની મસ્તી જ જુદી! આમ કાવ્યપ્રણાલીની અવગણના કરી આગવી ઢબે કાવ્યસર્જનની પ્રવૃત્તિ કરનાર ડન શેક્સ્પીઅરનો સમકાલીન હતો એ જાણીએ ત્યારે આશ્ચર્ય થાય છે.

ઈ. ૧૫૯૦થી ૧૬૧૪નો ગાળો ડનની કાવ્ય-પ્રવૃત્તિનો છે જે લગભગ શેક્સ્પીઅરની નાટ્ય-સર્જનપ્રવૃત્તિનો પણ છે. જેમ શેક્સ્પીઅરનાં નાટકો તેમ ડનનાં કાવ્યો તેની હયાતીમાં છપાયાં ન હતાં, પણ મિત્રોમાં તે પરિચિત હતાં. ઈ. ૧૬૩૩માં ડનનાં કાવ્યો, તેના મૃત્યુ પછી, પ્રથમ વાર પુસ્તકાકારે જ પ્રસિદ્ધ થયાં. ૧૭મી ને પછી અઢારમી સદીના વિવેચકોએ એ કાવ્યોને સાશંક દૃષ્ટિએ જોયાં અને ચીડમાં તેનાં પર metaphysicalનું વિશેષણ આરોપી દીધું. છેક વીસમી સદીમાં એલિયટ જેવા વિવેચકોએ એ કાવ્યોનું પુનર્મૂ-

મૂલ્યાંકન કર્યું અને પંડિતોએ વિશેષ સંશોધન કર્યું ત્યાં સુધી 'ડન એટલે સમજવામાં મુશ્કેલ એવો શેક્સપીઅરનો અનુગામી' એમ જ મનાતું. ડન સમજવામાં મુશ્કેલ ખરો. આરામ–ખુરશીમાં પડચા પડચા તેના કાવ્યોનો આસ્વાદ મણાય નહીં, પણ ને સાથે જ જરા તકલીફ લઈને તેની વિચાર-ધારા અને તેના કલ્પનોનાં ગૂઢન સમજી લઈએ તો કાવ્યાનંદનો ઓઘ છલકે. નારિ-કેલપાક સમાં તેનાં સર્જનો, પ્રથમ દુર્ગ્રાહ્ય અને સહેજ મહેનતે મધુરામાં મધુરો આસ્વાદ લૂંટાવે.

ડનની દુર્ગ્રાહ્યતાનાં કારણો આપતાં તેના સમકાલીનો અને પછીના વિવેચકો-એ તેની કાવ્યપ્રવૃત્તિની ઝાટકણી કાઢી છે. તેના દોષોની એવી તો યાદીઓ બના-વીને મૂકી છે કે આજનો વિવેચક તે યાદીના મુદ્દાઓનો ક્રમવાર જવાબ વાળતા જ પોતાનુ વક્તવ્ય પૂરું કરે છે. વાચકોને અકળાવતો અને વિવેચકોને ચીડવતો રહેલો ડન હતો કોણ? રાણી એલિઝાબેથના શાસનકાળ દરમ્યાન ઈ ૧૫૭૨મા રોમન કૅથોલિક ધર્મ અનુસરનારા અને લોખંડનો સામાન વેચનારા સાધન સપન્ન પિતાને ત્યા લંડનમાં ડનનો જન્મ થયો હતો. તેની માતા નાટ્યકાર જ્હૉન હેવુડની દીકરી હતી. જ્હૉન ડન ચાર વર્ષનો થયો ત્યાં પિતાની છત્રછાયા ખોઈ છતા ૧૨ વર્ષની ઉંમરે ઑક્સફર્ડ ભણવા ગયો હતો. ૧૬ વર્ષની ઉંમરે રોમન કૅથોલિક હોવાને લીધે એ સમયાનુસાર ઍંગ્લીકન ધર્મના શપથ લેવાની તેણે ના પાડી હશે તેથી ઑક્સફર્ડ છોડવુ પડયુ હશે. ત્યાર પછી ત્રણ-ચાર વર્ષ શુ કર્યું તે જણાયું નથી. ઈ. ૧૫૯૧મા



ઉશનસ્

## રાતની ડાળ

અગાશીમા રાતની ડાળ ઝૂકી છે,
ને ડાળની ડૂંખ-ખીલ્યુ ઝૂકેલ છે
અંધારનુ કો ફૂલ લક્ષપાખડી,
ને પાખડી પાખડીથી અડોઅડ
ગૂંથેલ ખીચોખીચ છે; અને, અને
પ્રલંબ ધોળાબખ ટીશીઆળા
કૈ કેસરો આભ લગી પુગેલ છે!

પથારીમા શ્રાન્ત પડયો પડયો હુ
આ ડૂંખને છેક નીચી નમાતું છુ,
એકાદ હુ પાખડી વૃન્તમાથી
નખક્ષતે-બીજ સમા-ચૂંટુ છુ,
ને ચાવુ છુ થોડુક જીભટેરવે
ને ચચચણુ
અંધારનો અદ્દભુત ગધનો રસ;

પથારીમા શ્રાન્ત પડયો પડયો હું
હલાવુ છુ આખી ય ડાળ રાતની,
ને ઊડતો
આકાશનો ખણબણતો મધુપુટ
આખો ય!
એકાદ બીજી વળી પોચી પાખડી
ઝુકાવીને આખમીંચેલ પોપચે
અડકાડુ છુ: શો
અધારનો પાવક સ્પર્શ અદ્દભુત
શીળો શીળો!
શીળો શીળો ચદનલેપ શ્યામલ!
પથારીમા શ્રાન્ત પડયો પડયો હું
રાત્રિ તણી આખી જ ડાળ ઝાટકે
ઝુકાવતોક
નાસાગ્રની સંમુખ છેક નીચી
હું નાભિના પ્રાણથી પૂર્ણ ફેફસે

અંધારનું આખું જ ફૂલ ઉચ્છ્વસી
એવું સૂંઘું, એવું સૂંઘું છું દીર્ઘ કે
કે ફૂલ સંગે ડૂંખ-ડાળીને ય
સૂંઘી લઉં છું
ને એમ કો શ્યામલ પેય-ઘેનમાં
બે ચાર તારા પણ ગટ્ગટાવતોક
ધીમે ધીમે શ્યામ–પતાલ–સ્વપ્નમાં
—ક્યારે ન તે નોંધી શકાઈ રે પલ–
ઊંઘી જઉં છું
ઠંડી ઊંડી શ્યામલ ઊંઘમાં કો.

## મૌન બલોલી

### નિર્વેદ

જાઉં… …
પણ કોની કને?
પલવાર ના
નિજ સંગ પણ ફાવે મને.

મારે
મારી બ્હાર નીકળવું,
પણ ક્યાંયના એકાદ બારી ઊઘડે
ને સાયરનલોહાણુ હું
પલપલ ચણાતો જાઉં મારામાં.

ક્યાં જાઉં
જ્યાં જાઉં ત્યાં
બસ હું મને ભોંકાઉં.

તેણે કાયદાનો અભ્યાસ શરૂ કર્યો. ૧૫૯૬ અને ૧૫૯૭માં ટૉમસ એગરટન સાથે દરિયાઈ પ્રવાસ ખેડી સ્પૅન વગેરે દેશોમાં ગયો. ત્યાંથી પાછા આવીને સહ-પ્રવાસી ટૉમસના પિતા સર ટૉમસ એગરટનનો અંગત મંત્રી બન્યો. તેમની મદદથી પાર્લમેન્ટમાં બેઠક મેળવી અને રાજકીય ક્ષેત્રે આગળ વધવાની ઉમેદવારી નોંધાવી. પણ એ રાજકીય કારકિર્દીનું સ્વપ્ન અને મંત્રી-પદ બેઉ ધૂળમાં રોળાયાં કેમ કે ડને સર ટૉમસ એગરટનની સત્તર વર્ષની ભાણેજ ઍન મોર સાથે છાનામાના લગ્ન કર્યું. ઍનના પિતા સર જ્યૉર્જ મોર ખિજાયા, દીકરીને પકડી લાવ્યા અને ડનને કાઢી મૂકવાની સર એગરટનને ફરજ પાડી. કાયદાને સહારે ડનને પત્ની તો પાછી મળી પણ કામ ન મળ્યું. દસ-બાર વર્ષ સુધી ડનને ધાર્યું કામ કે ઇચ્છે તેટલી આવક ન મળ્યાં. રાજાનો અનુગ્રહ પામ્યો, ધાર્મિક પુસ્તકો લખ્યાં, રોમન કૅથોલિક મટીને ઍંગ્લીકન બન્યો ત્યારે તેના માટે વ્યવસ્થિત કાર્ય અને આવકનાં ક્ષેત્રો ખૂલ્યાં. ૧૬૧૫માં તેને ચર્ચમાં નિમણૂક મળી, ૭ વર્ષમાં તેને સેંટ પૉલના કૅથેડ્રલનો ડીન બનાવાયો અને ઈ. ૧૬૩૧-માં મૃત્યુ ન પામ્યો હોત તો બિશપ પણ બનાવાતે. દુન્યવી દષ્ટિએ જોઈએ તો ડનના જીવનનાં પાછલાં વર્ષો સુખમાં વીત્યાં. સમાજમાં આવકાર્ય હતો જ, સસરા સર જ્યૉર્જ મોર પણ સુલેહ કરી ગયા, અને ધર્મને લગતા સમારંભોમાં પણ તેણે આગવું સ્થાન મેળવ્યું. ઉપદેશ દેવા જવા તેને તેડાં આવતાં અને ટોળેટોળાં તેને સાંભળવા ઊમટતાં. તેનાં ઉપદેશો (Sermons) અને ભજનો (hymns)માં પણ ડનની આગવી

પ્રતિભા છતી થયા વિના રહેતી નથી. પાંડિત્ય અને સ્વાભિમાનના તેમા રણકા ઊઠે છે.

યુવાની તેણે gentleman તરીકે માણી હતી એલિઝાબેથના કાળનો gentleman એટલે scholar અને soldierનો સમન્વય, પંડિતાઈ અને રાજ્ય-ખટપટ, ધર્મના વિવાદ અને કાવ્યનુ સર્જન, રોમાચક વિજયો અને પ્રવાસોના સમાચારથી પુલકિત થઈ ખગોળ અને ભૂગોળનો અભ્યાસ અને નામાકિત સ્ત્રી પુરુષોનો સમાગમ—આટલું તો હોય જ. ડનને તો સર એગરટનનો સહારો ખોયા પછી પોતાનુ નાવડુ લાગરવા અનેક ઉમરાવ કુટુબોમા અવરજવર રાખેલી અને તેમના કુટુબની વ્યક્તિઓ માટે કાવ્યો પણ રચેલા તે છતા આ કે પેલી 'લેડી' સાથે તેને પ્રણય સબધ હતો તેમ માનવુ વધુ પડતું લેખાય શ્રીમતી ઍન ડન સાથેનુ તેનુ સંતોષભર્યું લગ્ન-જીવન, પરિણીત પ્રેમના તેના કાવ્યો અને છેવટે સસગ સાથે સધાયેલો સુમેળ ડનના સુમંવાદી આતર જીવનની શાખ પૂરે છે. પોતાના લગ્નથી આવક પર પડેલી વિપરીત અસરનેલીધે તે મજાકમા કહેતો: John Donne–Ann Donne–Undone. તેમ છતા ક્યાયે ડનના લગ્નેતર પ્રણયનો ઉલ્લેખ સરખો જોવા મળતો નથી. પણ તેના કાવ્યોમા પ્રીતિ પાત્રોનુ વૈવિધ્ય ડોકાય છે તેથી કેટલાક વિવેચકોએ ડનનુ જીવન સ્ખલનોની પરપરા તરીકે જ કલ્પી લીધુ છે. તે જમાનાના યુવાન gentleman કવિઓની જેમ ડનને માટે કાવ્યપ્રવૃત્તિ અનેકમાની એક હતી તેમા તેનું અગત જીવન છતું થવુ જ જોઈએ

મકરન્દ દવે

## ખારા સમંદરના ખડક

દરિયા કેરા ફીણમોજાના ઊઠતા ડમ્મર,
ભાગતા ભમ્મર,
ખડક રમે ખૂબ

મણને મોઢે ઊછળે મોજાં, હાથ હજારનો ગોફણમારો,
ફૂંફાડા તા વાયરા સામે અદબ ભીડી એક ઇશારો,
ગભરુ નાની માછલી કે આ કરચલાનો હેત ઉતારો,
કાળા રે પાષાણ, આ તારી ગોદમા રમે,
મોતને ગમે,
જિન્દગી ધૂબાધૂબ

કોણ જાણુ આ ડોલતી ડુગરમાળમા હશે ક્યાય તે કેડી?
ક્યાય તે આઘા નારિયેળીના ઝુંડમા દીવે ઝૂલતી મેડી?
બારીએ ચડી નીરખે મારી મીટને, મીટે આખ અનેડી!
કાઈ હવે નહીં શોધવુ, ખારા ધોધ વચાળે,
ભાળે ભાળે,
આખ આ રૂડા રૂપ

મારે ખભે હળવે મૂકી હાથ ને ખડક બોલતો ધેરું,
ભાઈ, ખલાસી, પ્રીતનુ બદર પ્રાણથી કદી હોય આઘેરું?
ફીણમોજાની પ્રાછટે તારુ રોજ ધોવાતુ ઊજળુ દેરું,
અવળા-સવળા વાયરા, એમા થિર ને થાવર,
દેખ, ઉજાગર,
મૂરત આ મગરૂબ.

## ગની દહીંવાળા

---

### મારી બૈ !

સાંજને રોકી રાખજે મારી બૈ
સીમ, તને રે વિનવું સૂરજ દેવના સોગન દૈ
સાંજને રોકી રાખજે મારી બૈ.

ખેતરાં ખૂંદી આવશે ઓલ્યો મનડે ઊગ્યો મૉલ
દેરડીવાળે ડૂંગરે મુને મળવા દીધો કૉલ
એક આણી પા, એક ઓલી પા આંખડી તે મંડે
સાંજને રોકી રાખજે મારી બૈ.

એકલી તો યે કોકની હારે રમતી મુને જોઉં
આવડી મોટી તો ય હું જાણે ભાનવનાની હોઉં
નથણી મારી નજરું કેરી ખેલમાં તે ખોવૈ
સાંજને રોકી રાખજે મારી બૈ.

આમ તો આણી કોર આવી ત્યારે કેટલો હતો દી
સાવ ભરેલાં દૂધથી આંચળ વાછરું ગયું પી
કુમળો એવો તડકો જાણે ગાવડી ચાવી ગૈ
સાંજને રોકી રાખજે મારી બૈ.

એવું તે માનતો ન હતો. તેણે પાછળથી કહ્યું હતું; 'I did best when I had least truth for my subject.' ડનના સમયના કવિઓ કવિતાને એક મનોરંજનનું સાધન માનતા. કવિતા ન કરે એ પંડિત કેમ કહેવાય ? પોતાનાં કાવ્યો મિત્રમંડળીમાં રજૂ કરવાની અને 'વાહવાહ' કહેવડાવવાની પણ તેમને હોંશ રહેતી. એ બધાં કાવ્યોમાં ડનનાં કાવ્યો જુદાં તરી આવતાં તે સંભારતાં ડનના મૃત્યુ-પ્રસંગે લખેલી શોક-પ્રશસ્તિમાં કેરુ–Carew–નામનો એક કવિ કહે છે કે તેણે જૂનું ફેંકી નવું અપનાવ્યું હતું.

......the lazy seeds
of servile imitation thrown away;
And fresh invention planted;

પ્રણાલીને ધક્કો મારીને ફેંકી દેવાનાં -ખુમારી અને ખમીર ડનમાં હતાં. તેને સ્થાને નવું આણવાનાં સર્જકતા અને કૌશલ પણ હતાં. તે સમયનો સૌથી વધુ સ્વતંત્ર મિજાજનો અને પ્રયોગશીલ કવિ ડન છે તેની પ્રતીતિ તેનાં કાવ્યો વાંચતાં થયા વગર રહેતી નથી.

(આવતા અંકે પૂરું)

# કાવ્યમાં અલંકાર

રજનીકાન્ત જોશી

આત્મા જ્યારે આનંદવિભોર થઈને જે તે ભાવોને વ્યકત કરવા પ્રવૃત્ત થાય છે ત્યારે કાવ્યની સૃષ્ટિનું સર્જન થાય છે. કાવ્ય દુ ખનું શમન કરીને આપણને આનંદ આપે છે, એની શક્તિ આપણને મુગ્ધ કરે છે અને આપણા આત્માને પોતાની માયા દ્વારા અલૌકિક આનદ પ્રદાન કરે છે એ અલૌકિક આનંદ કવિ ભાવસાધના તથા ભાષાસાધન, ભાષાના અવયવો દ્વારા વ્યક્ત કરે છે. કવિના ભાવનું દર્શન શબ્દચિત્ર રૂપે કાવ્યમાં થાય છે અને સહૃદય વાચક તેવી જ લાગણીનો અનુભવ કરતો હોય છે. વળી, કવિ તો ભાષાનો શિલ્પી હોય છે. તે પોતાના ધાર્મિક ભાવોને ચમત્કારપૂર્ણ ભાષામા અભિવ્યક્ત કરતો હોય છે; કારણ કે જો તે સાધારણ ભાવોને સાધારણ શબ્દોમાં અંકિત કરી નાખે તો સૌન્દર્ય પણ ન દેખાય; તે વિશેષ પ્રકારનો સહારો પણ લેતો હોય છે. હૃદયગત ભાષા વામણી લાગે છે ત્યારે કવિ અલંકારનો આશ્રય લેતો હોય છે એટલે કે કાવ્યમાં અલકાર સહજ રીતે જ આવી જતા હોય છે.

કાવ્ય અથવા સાહિત્ય લોકજીવનનુ પ્રતિબિંબ છે. માનવશરીરને અલંકૃત કરે છે, એને સ્વચ્છ તથા સ્વસ્થ રાખીને પણ સ્વરુચિને અનુકૂળ વસ્ત્રાભૂષણ વગેરેથી સુસજ્જિતકરીને સમાજમાં ગૌરવ મેળવે છે યા મેળવવા પ્રયત્ન કરે છે કયારેક કયારેક મધુર વાણી દ્વારા અને પોતાના સદ્‌ગુણો દ્વારા તથા સદ્‌ગુણોની અભિવ્યક્તિ માટે પરિષ્કૃત શબ્દાવલીનો પ્રયોગ કરીને તે

રામચંદ્ર બ. પટેલ

## મને કોઇ

મને કોઈ આપો ઘર,
પવન હું રોજ ભટકુ વિના આધારે;
જો સ્મિત છલકતો ભાવસભર મળે ઇશારો તો
બસ ઘણુ થયુ.
પાખ હળવી કરી બેસી જોડે
હળીમળી જઇ ચોક વચમા
ભીની ચંદા જેવુ ઝરણુ અજવાળું ઝળહળ
બધે રેલાવીને,
કપૂરશગ સકોરી કહીશુ...

ઘણું મારી પાસે;
ગગન પરના વાદળગીત.
લીલા પર્ણો જેવુ સુખ,
વનની છે વહાલપ-રીત
વળી સાથે લાવ્યો વિરહ રણનો-
ટાઢક ભલી સમુદ્રોની:
ભૂલ્યો નથી ઘી સમ સુવાળપ ગિરિતળે બેઠેલા
ગામે હરખભર દીધેલ.
પથની જુઓ સેના-
છેટવે વિહગ તાણુ લો ભોળપણુ,
હું
તમે જે માગો એ મફ્ત ફળની જેમ દઇશ
વિના મૂલે જાઓ કશુય બદલામા ન લઇશ.
—મને કોઈ આપો ઘર.

## રમેશ પારેખ

# આછી રે મધરાતે

આછી આછી રે મધરાતે જીવણ, જોયો રે તને...
 આછો ઊંઘમાં ઝિલાયો
 આછો જાગમાં ઝિલાયો
ખરબચડાં આંસુથી જીવણ, રોયો રે તને...

જાળિયે ચડીને અમે ઝૂલણનું દીઠું
 કાંઈ ફળિયે મોંસૂઝણાનું ઝાડ
અમે રે જીવણ, બંધ પરબીડિયું ને
 તમે કાગળની માંહ્યલું લખાણ
મારા વેણને અભાવે જીવણ, મો'યો રે તને...

ઘાસની સળી ય ભોંય વીંધતી ઊગે રે
 આવું અમને તો ઊગતાં ન આવડયું
ઓછા ઓછા અડધેરી છાતીએ ઊભા રૃયા
 પછી આપ લગી પૂગતાં ન આવડયું
પછી પાછલી પરોઢે જીવણ, ખોયો રે તને...

આછી આછી રે મધરાતે જીવણ, જોયો રે તને...

પોતાની વાતને સુન્દર ઢબે રજૂ કરે છે અને લોકપ્રિય બનવા પ્રયાસ કરે છે. એ જ સ્થિતિ કાવ્યમાં અલંકારોની છે. વાચક જ્યારે કાવ્ય વિશે પોતાની કોઈ પણ પ્રકારની ધારણા યા મંતવ્ય વ્યક્ત કરવા જતો હોય છે ત્યારે કાવ્યમાં વ્યક્ત થયેલા અલંકારો વાચકને સાહજિકતાથી સ્પર્શી જાય છે.

ભારતીય સાહિત્યશાસ્ત્રમાં અલંકાર પોતાનું વિશિષ્ટ સ્થાન અને મહત્ત્વ ધરાવે છે. સાહિત્યને વિભૂષિત કરનાર અલંકારોનું વિવેચન પ્રાચીન સમયથી થતું આવ્યું છે. ભામહે અલંકારને કાવ્યના પ્રાણભૂત તત્ત્વના રૂપમાં પ્રતિષ્ઠિત કરીને અલંકાર-સંપ્રદાયની સ્થાપના કરી તેઓ અલંકારને જ કાવ્યનો આત્મા માને છે. ભામહના અનુયાયી દંડી, ઉદ્‌ભટ્ટ, વામન અને રુદ્રટ વગેરે પણ અલંકારવાદીઓ જ હતા.

ભામહના કથનાનુસારઃ

'वक्रमिवेय शब्दोक्तिरिष्टा वाचामलंकृतिः' १

અર્થાત્ શબ્દ અને અર્થનું વૈચિત્ર્ય જ અલંકાર છે.

દંડીના મતાનુસારઃ

'काव्यशोभाकरान् धर्मान् अलंकारान् प्रचक्षते' २ એટલે કે અલંકાર એ કાવ્યમાં સૌંદર્ય-પ્રદાન કરનાર ધર્મ છે; જ્યારે વામન કાવ્યમાં અલંકારનું મહત્ત્વ સ્વીકારતા કહે છે કે અલંકાર દ્વારા જ કાવ્ય ગ્રાહ્ય બને છે અને સૌંદર્ય જ અલંકાર છે.

'काव्यं ग्राह्यमलंकारात् सौन्दर्यमलंकारः' ३

ઉપરોક્ત મંતવ્યો વિદ્વાન અલંકારવાદીઓનાં છે. કાવ્યના કેવળ

જ નહિ પણ રસ, ગુણ વગેરે કાવ્યના અતરાત્માને પુષ્ટ કરનારા બધા તત્ત્વોનો વિકાસ આ સંસ્કૃત આચાર્યોએ અલકાર દ્વારા માનીને જ અલકારનો સમવાય સબધ સ્થિર કર્યો છે કાવ્યને માટે અલકારને સ્થિર ધર્મ તરીકે તેઓ માને છે જ્યારે ધ્વનિવાદી આચાર્યો અલકારને રસ ભાવ વગેરેના સહાયક ઉપાદનના રૂપમા કાવ્યમા અસ્થિર ધર્મ તરીકે માને છે

'शब्दार्थयोर स्थिरा ये धर्मा शो
भातिशायिन ।
रसादीनुपकुर्वन्तोऽलङ्कारास्तेऽङ्गदादिवत्॥ ४

અગદ વગેરે આભૂષણોની જેમ જ એ અસ્થિર ધર્મ પણ કાવ્યનુ આભૂષણ યા અલકાર કહેવાય છે

અલકારવાદીઓની માફક મમ્મટે 'सगुणावनलङ्कृती पुन क्वापि' ५ કહીને કાવ્યમા અલકારની સ્થિતિ હમેશા અનિવાર્ય નથી માની આચાર્ય મમ્મટે કાવ્ય લક્ષણોની વ્યાખ્યામા અદોષતાને કાવ્યનુ પ્રધાન લક્ષણ ગણાવ્યું છે અલકાર અનિવાર્ય નથી આ બાબતમા લૅટિન સમીક્ષક હૉરેસનો અને મમ્મટનો મત સમાન જણાય છે હૉરેસ પણ અલકારને અનિવાર્ય ન ગણતા કહે છે

'If a poem has not excellence, it is definitely bad' ૫ એટલે કે કાવ્ય દોષરહિત હોવુ જોઈએ '

'ચન્દ્રાલોક'ના કર્તા જયદેવે મમ્મટના મતનુ ખડન કરતા કહ્યુ છે કે કાવ્યમા અલકારોની સ્થિતિ સદા અનિવાર્ય છે

'अगीकरोति य काव्य शब्दार्थावनलङ्कृती।
असौ न मन्यते कस्मादनुष्णमनलङ्कृती॥ ६

એટલે કે જેઓ કાવ્યને અલકારરહિત માને

## સલિલ

### ન હો

કોઈ કારણનુ હવે કારણ ન હો
ઝેર હો, પણ ઝેરનુ મારણ ન હો

શાપ એના લાગશે ક્યાથી પછી
ઈશની આલમ મહીં જો જણ ન હો!

મૌનની હુ મ્હેકમા ખોવૈ જતે–
જો શબ્દનો ભાર માથે મણ ન હો!

ઝાઝવા દોડે સહારે રેતના,
ઝાઝવાનુ થાય શુ જો રણ ન હો!

ટેરવે લાલાશ થૈ ટપક્યા કરુ –
જો રુધિરને એની અકળામણ ન હો!

ઘાસપત્તીને ય વાચા ગે ફૂટી
કોઈ દી' લીલાશને ઘડપણ ન હો!

'હુ નથી'નુ ભાન ઊગે એ પછી
કોઈ પણ મારા વિનાની ક્ષણ ન હો!

## મૂળશંકર 'પૂજક'

મજિલ નથી મુકામ નથી ને સફર નથી,
જીવુ છુ જિંદગી ને જીવનની અસર નથી

મારી જ ઓળખાણ મને પૂછશો નહીં,
તમને ખબર નથી તો મને પણ ખબર નથી

લોકો બધા અજાણ અજાણ્યા ગલી ને ઘર,
મારુ કહી શકાય એવુ કો નગર નથી

ખુશહાલ છે ચમન, છે ફૂલો ને મહેક છે,
તો ય નથી બહાર, અને પાનખર નથી

મ્હેકી ગઈ છે દર્દ ઇલાજો નથી ફળ્યા
'પૂજક' નથી કરાર મરણનો ય ડર નથી

## કનુ મહેતા 'વ્યોમ'

### અલ્લખિયો વેશ

બંધ મારી આંખોમાં આવે ને જાય
એક એવો અલ્લખિયો વેશ !
માયાના રંગ બના કાળી ડીબાંગ એક
કાચલીમાં આવી સમાયા,
આતમિયાં અજવાળાં પાથરવા નીકળે
સૂરજ ઓઢીને કોઈ કાયા,
ભભૂતનીતરતા ચાખડિયા તાલને
હોય નહીં ખાડો કે દેશ!

છેડે છે ચીપિયો ખણખણતા અંગારા
જગવે છે ગેબી અવાજને,
થંભાવી દઈ બેય બાજુની કાલ
અને મુઠ્ઠીમાં રાખે છે આજને
આખું બ્રહ્માંડ રમે આંખોને આંગણે
સરહદ કોઈ ન કોઈ દેશ
બંધ મારી આંખોમાં આવે ને જાય
એક એવો અલ્લખિયો વેશ!

છે તેઓ સૂર્યને પણ ઉષ્ણતારહિત જ માની શકે છે. જયદેવ, વિદ્યાધર, અપ્પય દીક્ષિત વગેરે પણ અલંકાર-સંપ્રદાયના અનુયાયીઓ હતા. તેઓ અલંકારની મહત્તા કાવ્યમાં સ્થિર ધર્મ તરીકે માને છે.

અલંકાર સાધારણને અસાધારણ બનાવે છે અને અસાધારણને સર્વગ્રાહ્ય પણ અલંકાર જ બનાવે છે. દા. ત. સાધારણ સૌંદર્યવાળી સ્ત્રી અલંકારોથી દેહને અલંકૃત કરે તો એના સાધારણ સૌંદર્યને ચારુ અભિવ્યક્તિ આપવાનું કામ અલંકારો કરે છે. એ જ પ્રમાણે જો કોઈ સુન્દર નારી અલંકાર ધારણ કરીને દેહને વિશેષ ઓપ આપે તો સૌંદર્ય હોવા છતાં પણ એની આભા કાંઈક જુદા જ પ્રકારની જોવા મળશે. જો દૃષ્ટિ હોય તો એ કોઈને પણ આકર્ષે એમાં શંકા નથી. આજ કારણ કાવ્યની શોભા અભિવૃદ્ધ કરવા ભૂષણ તરીકે અલંકારનો ઉપયોગ કરવામાં આવે છે. એક વાત સ્પષ્ટ કરી લેવી જરૂરી ખરી કે કાવ્યમાં કાવ્યત્વ જ ન હોય એટલે કે ભાવ-સૌંદર્ય જ ન હોય અને અલંકારનું આવરણ ઓઢાડવામાં આવે તો એનો કશો અર્થ નથી; કારણ કે જ્યાં ભાવોની હીનતા જ હોય ત્યાં અલંકારોનો પ્રયોગ સૌંદર્યવર્ધક નહિ પણ નિરર્થક બને છે. કુરૂપ સ્ત્રીને અલંકારથી વેષ્ટિત કરવામાં આવે અને જે પ્રકારનું સૌંદર્ય દેખાય એ જ સ્થિતિ કાવ્યની થાય. આમ અલંકારોનો ઉપયોગ કાવ્યમાં સૌંદર્યને ચારુ અભિવ્યકિત આપવાનું કામ કરે છે.

જ્યાં કાવ્યમાં અલંકાર આવે છે ત્યાં શોભાની સૃષ્ટિ નહિ પણ વૃદ્ધિ થાય છે. એમ પણ કહી શકાય કે અલંકાર કાવ્યમાં સૌંદર્ય લક્ષ કરવાનું એક સુયોગ્ય ઉપાદાન છે.

કાવ્યમાં અલંકારોની ઉપયોગિતા માટે અન્ય કારણો પણ છે અલંકારોના કારણે ભાવોની વ્યંજના પ્રભાવશાળી બને છે તથા અલંકારના પ્રયોગથી ઉક્તિ-ચમત્કારમાં પણ વૃદ્ધિ થાય છે વળી, કાવ્યનું ચિત્ર—Vocal Painting (બોલતું ચિત્ર)—સ્પષ્ટ થાય છે

ઈ સ પૂર્વે પાંચમી સદીના પિંડારે કાવ્યને બોલતા ચિત્ર તરીકે ગણાવ્યું છે અને ચિત્ર એ મૌન કવિતા છે

કાવ્યમાં અલંકારોના પ્રયોગ વિશે જે પ્રમાણે સંસ્કૃત આચાર્યોમાં મતમતાંતરો છે તે જ પ્રમાણે પશ્ચિમના આલોચકોમાં પણ છે અલંકારોનો પ્રયોગ ભાવોના સ્પષ્ટીકરણમાં સહાયકર્તા થવો જોઈએ એમ કેટલાક પશ્ચિમના આલોચકો માને છે

કાવ્યમાં અલંકારનું મહત્ત્વ દર્શાવતા લૉન્જાયનસના મંતવ્યો જાણવા જેવા છે લૉન્જાયનસ એટલે પ્લૅટો અને એરિસ્ટોટલ પછીનો ત્રીજો ગ્રીક સમીક્ષક તેનો સમય સંદિગ્ધ છતાં ઈ.સ પૂર્વે ૨૨૦ ૭૩નો મનાય છે લૉન્જાયનસ અલંકારશાસ્ત્રનો જ્ઞાતા હતો અને એનામાં મૌલિક ચિંતન શક્તિ પણ હતી લૉન્જાયનસને મતે ઉદાત્ત તત્ત્વ જ કાવ્યનો પ્રાણ છે ઉદાત્તતા Sublimity ને કારણે જ કાવ્ય આપણને આનંદ આપે છે આ ગ્રીક અલંકારશાસ્ત્રી ઉદાત્તતા માટે પાંચ ગુણને અનિવાર્ય માને છે તેમાં અલંકારોનો પણ એણે સમાવેશ કર્યો છે એણે મર્યાદા આંકી છે કે અલંકારોનો ઉચિત પ્રયોગ (Appropriate use of figures) કરવો જોઈએ અલંકારનો ઉપયોગ યાંત્રિક પ્રયોગ માટે ન થવો જોઈએ પણ શૈલીમાં ચમત્કાર ઉત્પન્ન

## મહેશ જોશી

### ગઝલ

શબ્દને કયા અર્થનો આધાર છે !
શબ્દ તો બસ મૌનનો વિસ્તાર છે
સૂર્યને ડૂબવાની વેળા થઈ ચૂકી,
અહીં નથી દરિયો છતાં મઝધાર છે
હું ત્વચાની કેદમાં એવો ફસ્યો
રે નથી વસ્તુ છતાં આધાર છે !
કાચની આંખોથી સમજી શું શકો
સ્પર્શને લય છે અને આકાર છે
વિસ્મયોના વિશ્વ ઊઘડતાં ગયાં
દૃષ્ટિ અંદર છે કે દૃષ્ટિ બહાર છે ?

### ચન્દ્ર

સાવ ફિક્કો ચન્દ્ર કેવો થઈ ગયો !
રાત આખી ઓસમાં તરતો રહ્યો
રાત્રિએ પીંછાં કર્યાં'તાં એટલે
ખાલી પાન સમો બધે ફરતો રહ્યો
ચન્દ્ર કયાંથી સાંત્વના આપે મને !
પીપળાનું પાન થઈ ખરતો રહ્યો
ચાંદની આપી દઉં ઉપહારમાં
એવા એના હૈ સપન ઘડતો રહ્યો
કોને દર્પણ પર તમે ચૂમી લીધાં ?
ચાંદ દર્પણમાં પછી સરતો રહ્યો

## માણેકલાલ પટેલ

### તમે પાછાં આવ્યે

તમે પાછાં આવ્યે પરિમલ ઝરંતી લહર શી
લચેલી ચાલે તો ભવન ભરતી ચોગમ ચડી.
મનોહારી રંગે નત વળગણીઓ ફરફરી,
ભર્યાં પાણીઆરે કુમકુમ હથેલી ઝલમલી.
દિવાલોની ભાતે પ્રણય મધુરી વેળ મલકી,
અતાગ્યા ભાવોએ મિલન સજતી મેડી ટહુકી.
અધીરી આંખોએ ટમક ટશિયાં રૂપ છલકયાં,
ગુલાબી ગાલોએ સ્મિતમરક કૉળ્યાં ફૂલ ફૂટયાં.
જરા થોભો, સાચે, અજબ દયિતે, સ્વર્ણિમ બની,
નરી પ્રેમાભાનું નિરવધિ ઘૂંટે લૌં અમૃત પી.
તમારા શ્વાસોની ધડકન મહીં મુક્ત લય છે,
મને તો આછેરું મુદિત મનનું મૌન બસ છે.

## અરવિંદ ભટ્ટ

### ગીત

ખીલાઓ થતા રહે ખાલી પણ
ગામના ગોંદરા ન થાય કદિ ખાંલી.
પીછાં બે-ચાર રોજ ખરતાં રહે છે
એમાં પાંખોનું કાંઈ નથી જાતું,
ટહુકે ટહુકો સૂકાય ઝાડ-ઝાડ ઉપર
પણ જંગલ એ જંગલ કહેવાતું.
ડુંગર-રણ-જંગલની આડશ વીંધીને
જાય કેડી તો દૂર દૂર ચાલી.

આંખોમાં કૂંપળ-શી ફૂટે અતીત
જોઇ પાદરમાં ખોડેલા ગામને,
શ્રદ્ધાના દીવાને ઠારી નાખીને
કોઇ કાંડા પર ત્રોફાવે રામને;
ભૂંસી શકાય ચૂડી-ચાંદલો,
ભૂંસાય નહિ રગરગમાં ઘૂમતી લાલી.

કરવાના સ્વાભાવિક સાધન તરીકે થવો જોઈએ. જો અલંકાર અવસરોચિત હોય તો જ એના દ્વારા પ્રભાવ પડે છે.

લૅટિન સમીક્ષક કિવટીલિયન ઈ.સ.ની પહેલી સદીના ઉત્તરાર્ધમાં થઈ ગયો. તે રોમમાં અલંકારશાસ્ત્રનો શિક્ષક હતો. તેની માન્યતા પ્રમાણે કાવ્યમાં ઉત્કૃષ્ટતા લાવવા માત્ર શુદ્ધ અને સ્પષ્ટ ઉકિત જ પર્યાપ્ત નથી પણ કંઈક વિશેષની આવશ્યકતા છે. એને ચમત્કૃત કરવા માટે અલંકારો જરૂરી છે. એટલા માટે કાવ્યમાં અલકારોનું ખૂબ જ મહત્ત્વ છે. અલંકારોના પ્રયોગથી આકર્ષક શૈલીની સાથે સાથે ભાષા પણ ફળદ્રુપ બને છે એમ કિવટીલિયનનું માનવું છે.

વર્ડ્ઝવર્થના સમકાલીન અને મિત્ર સેમ્યુઅલ ટેલર કૉલરિજ કાવ્યમાં ભાવોત્તેજના, મૂર્તિ-વિધાન, વ્યકત થઈ શકે તો જ કવિમાં સહજ પ્રતિભા છે એમ માને છે. આમ, કવિની પ્રતિભા માટે તે કાવ્યમાં અલંકારનો સ્વીકાર કરે છે.

કાવ્યમાં અલંકારનું મહત્ત્વ દર્શાવતા ૨૦મી સદીના આંગ્લ વિવેચક Phospher Mallam તેમનાં 'Approach to Poetry' નામક પુસ્તકમાં આ પ્રમાણે મંતવ્ય રજૂ કરે છે:

'અલંકાર ઉચ્ચતર સત્યની ભ્રાંતિ ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કરતો નથી, પણ અલંકારનું કર્તવ્ય તો કવિના દર્શનને અને કવિના વિચારને ઉષ્મા તથા રંગ આપવાનું છે. સાથે સાથે કવિની લાગણીની ધાર બુઠ્ઠી ન થાય તે જોવાનું છે. સૌંદર્યની તથા સૌષ્ઠવની સાથે સંવાદી રહીને કવિ પોતાના કથનના અર્થને તથા લાગણીને જેટલા બને

તેગ્લા પ્રમાણમા પાઠકના સાન્નિધ્યમા લાવવા માટે, નગ્ન સત્ય કથન કરતા આલકારિક ભાષા દ્વારા આ કામ વધારે સારી રીતે સાધી શકે છે કેમ કે, આવી ભાષા નિષ્પ્રાણ અને બેડોળ શબ્દને સ્થાને ભાવ વાહી અને અર્થથી સભર શબ્દ મૂકે છે એક પ્રસગને અન્ય પ્રસગ સાથે જોડીને વધારે પ્રકાશિત કરે છે અલકારને લીધે બે વિચારો જે પહેલા જોડાયેલ ન હોત તે પાઠકના મન પ્રદેશમા જોડાય છે '

ભારતીય આચાર્યોના મતે જોઇએ તો કાવ્યમા અલકારનુ મહત્ત્વ બે પ્રકારે દષ્ટિ ગોચર થાય છે એક તો એ કે અલકાર વાદી આચાર્યોની પરિભાષા અનુસાર અલકાર કાવ્ય શોભાની સૃષ્ટિકારક સ્થાયી ધર્મ રૂપમા છે જ્યારે કેટલાક અસ્થાયી ધર્મના રૂપમા અલકારનો પ્રયોગ સ્વીકારે છે

અલકારના અભાવથી પણ કાવ્યને કાવ્ય કહી શકાય એમ પણ ભારતીય અને પાશ્ચાત્ય વિદ્વાનો માને છે અલબત્ત, કાવ્ય દોષરહિત હોવુ જોઈએ અલકારોના અભાવથી પણ કાવ્યમા રસ નિષ્પત્તિ થઈ શકે છે માત્ર અલકારોથી જ કાવ્યનુ વ્યક્તિત્વ વધે એવુ કશુ નથી મતલબ કે કવિતામા અલકારોનો પ્રયોગ તે સીમા સુધી થવો જોઈએ એ યાદ રાખવુ ઘટે કે જેનાથી એના સૌન્દર્યમા વૃદ્ધિ થાય તે સાધન માત્ર છે સાધ્ય નથી સાધન માત્ર સાધન જ રહેશે સ્વાભાવિક રૂપમા આવેલા અલકારો જ કાવ્યને માટે ઉપયોગી થાય છે અગ્રજ કવિ અને આલોચક વૉ ટર પેટર (ઈ સ ૧૮૩૯ ૯૪) કાવ્યમા અલકારોનો સ્વીકાર ઉપર કર્યો છે એ રીતે જ કરે છે 'Permissible ornament being



# ડૉ ચન્દ્રકાન્ત દત્તાણી

## ટહુકો

ટહુકો સખિરી, નહિ ટહુકો,
ટહુકો તો મારુ સાજન જોયાનુ સોનપીછુ

ઝૂલિય બેસીને ભીના કેશ જ્યા સવારુ
ત્યા ટહુકો તો કેશમા ગૂથાય,
કાજળ ને કકુ ને અગન ને કાગળી ને
આયનામા ટહુકો સોહાય,
ક્યારામા રેલાતો ખળખળ ટહુકો તો પછી
તુલસીના દીવ દીવાય,
ટહુકાના ધોધમાર લીલા વરસાદમા સોનેરી વન જેવુ ભીંજુ
ટહુકો સખિરી, નહિ ટહુકો,
ટહુકો તે મારુ સાજન જોયાનુ સોનપીછુ

ટહુકાના હસને જોતા છલકાય મારે
રોમરોમ ફાટ ફાટ પાણી,
છાતીના વનને વીંધીવીંધીને આવે
ઝરણાના નીરની વાણી,
મોતી ન હોઉ એમ ટહુકાનો દરિયો તો
દૂર દૂર જાય મને તાણી,
ભળો અ નાવ થાય લીલાછમ ભાવ એને ટહુકાથી
સ્હેજ જો હુ સીંચુ
શમણુ આવે ન ગજકુવર શા ટહુકાને લોચનમા ઝૂમઝૂમ મીંચુ
ટહુકો સખિરી, નહિ ટહુકો,
ટહુકો તે મારુ સાજન જોયાનુ સોનપીછુ

## પ્રાણજીવન મહેતા

# તું માટીનું પડ ઉકેલે ને

તું માટીનું પડ ઉકેલે ને હું આનંદું.
તું માટીનું પડ ઉકેલે ને
કેટકેટલી સ્મૃતિઓ આકાર લેતી થાય
મારા ચિત્તે.

હળ સરતું: પાણીમાં સરતી માછલી સમ;
ને કૂંપળ જેવા ઢેફાં ઉપર
તારી મારી છાયા એક બની ઘડીક આઘીપાછી થાય.

બળદને કાંધે બાંધેલ ઘૂઘરીઓનો રણકાર
પોંખાતો જાય ચાસે ચાસે.
જો ક્યાંય દીસે તો
આવળબાવળની શૂળ થકી લઉં ઊંચકી
ખારાશ કણે કણમાંથી
સોનલ વરણી માટીને ક્ષણાર્ધ તાકું,
વ્યાપું માટીમાં.
તું માટીનું પડ ઉકેલેને હું આનંદું આનંદું...

for the most part structural of necessity'

આમ, પ્રાચીન અલંકારવાદીઓએ અલંકારનું જે મહત્ત્વ બતાવ્યું છે તે એમના રુચિબોધનું પરિચાયક છે. તેઓના મતે (ભામહ, દંડી વગેરે) કાવ્યમાંથી અલંકારને બાદ કરતાં કવિકર્મનું અસ્તિત્વ જ રહેતું નથી. અલંકારને તેઓ આત્મા માને છે. પરંતુ અલંકારને દૂર કરવાથી અથવા તેનો પ્રયોગ ન કરવાથી કાવ્યની કાંતિ કે લાવણ્ય તો રહે જ. નારી-દેહ પરથી અલંકારો દૂર કરવામાં આવે તો નારીની આભા કે સ્વાભાવિક લાવણ્યમાં ઓટ નથી આવતી. અલબત્ત, દેહમાં ચેતનતા અનિવાર્ય છે, એ જ રીતે કાવ્યમાં પણ.

---

१. काव्यालंकार: भामह
२. काव्यादर्श: दण्डी
३. काव्यालंकार: वामन
४. साहित्यदर्पण: विश्वनाथ
५. 'तददोषौ शब्दार्थौ...' मम्मटः काव्यप्रकाश
६. चन्द्रालोक: जयदेव

## 'વક્રોક્તિ' વિષે

તપસ્વી નાન્દી

'કવિલોક' નવેમ્બર ડિસેમ્બર ૧૯૭૧ (હેમત) અંકમાં આવેલા 'વક્રોક્તિ' અંગેના શ્રી અમૃત ઉપાધ્યાયના લેખના સંદર્ભમા નીચેના મુદ્દાઓ તરફ ધ્યાન દોરું છુ :

(૧) પૃ. ૧૧૧ : શબ્દાર્થને કાવ્યની દરેક વ્યાખ્યામા મહત્ત્વ પ્રાપ્ત થયેલું છે. અરે, 'શરૂઆતની વ્યાખ્યાઓ તો શબ્દાર્થ થી આગળ જ નથી વધી શકી ' અવતરણ ચિહ્ન વાળી વિગત ચર્ચાસ્પદ છે.

(૨) સામાન્ય રીતે મૂળ સંસ્કૃત ગ્રંથની જે આવૃત્તિનો ઉપયોગ કર્યો હોય તેનો ઉલ્લેખ થવો જરૂરી છે અને અવતરણો જ્યાથી ટાંકવામા આવ્યા હોય તેનો સ્પષ્ટ સંદર્ભ, પૃષ્ઠસંખ્યા વગેરે નોંધવા જરૂરી છે.

(૩) ભામહ વક્રોક્તિને માત્ર કાવ્યગુણ કે કાવ્યાલંકાર કરતા કઈક વિશેષ સમજે છે. 'એ વક્રોક્તિને અતિશયોક્તિની જોડે સામ્યવાળી' ગણે છે છતા એની વક્રોક્તિ એ માત્ર અલંકાર નથી.' પૃ ૧૧૨ : આ વિધાનમા પણ અવતરણચિહ્નવાળા શબ્દો બરાબર નથી. 'અતિશયોક્તિની જોડે સામ્યવાળી' એ બરાબર નથી. 'અતિશયોક્તિરૂપ' એમ કહેવુ જોઈએ અને આ અતિશયોક્તિ એ 'લોકાતિશય'નુ તત્ત્વ, 'અલૌકિક' તત્ત્વ

(૪) પૃ. ૧૧૨ : પોતાના 'કાવ્યાદર્શ' નામના ગ્રંથમાં દણ્ડી ભાવિક અલંકારની ચર્ચા કરતા કહે છે કે એ 'અલંકાર કોઈ પણ વિચારનુ વક્રોક્તિ-રહિત' આલેખન કરે છે '–આ વિધાન ખોટું છે દંડી ભાવિકની વ્યાખ્યા નીચે મુજબ આપે છે.

## મોહન મઢીકર

### ફાગણને એક રાત રોકો

રાતને મેં બાંધી છે બાહુથી રાજ !
તમે સૂરજને ઓલી કોર રોકો,
મલમલ શી અંધારી સેજ પરે વેરી દ્યો
મળે ન ક્યાંય આવો મોકો.

ચાંદનીની છૉળ છને ઉદધિને અંક
માય હૈયે તે કેટલો ઉમંગ !
દૂર ટળે બસીના સૂર થકી ફૂલ
એના પરિમલનો સોનેરી રંગ
સાવનને ચીંટયો છે લોચનમા રાજ !
તમે ફાગણને એક રાત રોકો.

શ્વાસ કેરા સૂરજથી ફૂલ આ ન બાળો
રાજ ! જીવતરના હિમાળા ગાળીએ
આપણુ હૈયાને એવા આંકડિયે સાંધો
કે મોડને સીમાડે સાથ ચાલીએ.
નેણ બેઉ ટાળી દો હોઠો પે રાજ !
આવો, જાતો કરીએ તે કેમ મોકો ?!
રાતને મે બાંધી છે બાહુથી રાજ !
તને સૂરજને ઓલી કોર રોકો

## પ્રબોધ જોષી

### અમદાવાદ

પણે આછા દીવે ઝળહુળ થતાં વાહન બધાં
વઢી જાતાં ને આ સમયપથને દર્દે ઊપડે.
મિલોના સંચાઓ ધડધડ કરી માર્ગ પર આ
જતા જાણે, ને આ મિલ સમ બને શ્હેર, જળમાં
જરા ઝૂકી જોતું નિજ છવિ અને સાબરમતી
ઉપાડી લે હોંશે નગર સઘળું કેડ પર કૈં.

પણે પાળે બેસી નગર નિજની વાત કરતું
રહે અંધારામાં, ગુપચુપ ઢળે સાંજ અમથી
ઢળેલી આંખોમાં, સમય સરકે વાત સમ કો'
ઘણી લંબાયેલી, વિહ્વળ થતી દૂર ક્ષિતિજે
રજોટી ઓથેથી કશું જ કંઇ શું યે ઝગી રહે.
અને ત્યારે કેડે નગર અમથું વ્હાલ કરતાં
જરા ઝૂકી જુએ શશિ-છવિ અને સાબરમતી
કને માગે એ તો શશિ ખુદ હવે હાથ-રમતો.

'तद्भाविकमिति प्राहुः प्रबन्धविषयं गुणम्।
भावः कवेरभिप्रायः काव्येष्वासिद्धि
संस्थितः ॥ ३६४॥
परस्परोपकारित्वं सर्वेषां वस्तुपर्वणाम्।
विशेषणानां व्यर्थानामक्रिया, स्थानवर्णना
॥ ३६५॥
व्यक्तिरुक्तिक्रमबलाद्गम्भीरस्यापि वस्तुनः।
भावायत्तमिदं सर्वमिति तद्भाविकं विदुः ॥
॥ ३६६ ॥ દ્વિતીય પરિચ્છેદ, 'કાવ્યાદર્શ'. (આવૃત્તિ B. O. R. I.' 38) પૃ. ૩૧૨ આમાં ક્યાંય લેખકે જણાવેલું વાંચવા મળતું નથી. મુળ કારિકાઓનું ભાષાન્તર મેં આપ્યું નથી. આપને ફાવતું જ હશે એમ માનીને ચાલું છું. વાસ્તવમાં ભામહની ઉપર સૂચવાયેલી 'વક્રોક્તિ–અતિશયોક્તિ'–એ જ દંડીની પણ લોકસીમાતિવર્તિની અતિશયોક્તિ છે જે, 'અલંકારાન્તરોનું પણ એક માત્ર પરમ આશ્રયસ્થાન છે'–अलंकारान्तराणामप्येकमाहुः परायणम् (૨·૨૨૦૨).

(૫) પૃ. ૧૧૩: 'અન્યત્ર એ એવું વિધાન કરે છે કે શ્લેષથી વક્રોક્તિની શોભા વધે છે ને એ સ્વભાવોક્તિથી વિપરીત છે.' આ બરાબર નથી. દંડીના શબ્દો નીચે મુજબ છે: 'भिन्नं द्विधा स्वभावोक्तिर्वक्रोक्तिश्चेति वाङ्मयम्।(૨. ૩૬૩b) (પૃ. ૩૧૧). એના અનુસંધાનમાં જ 'દંડી વાઙ્મયને સ્વભાવોક્તિ અને વક્રોક્તિ એમ બે પરસ્પર વિરોધી વિભાગોમાં વહેંચી નાખે છે.'–આ પણ વિચારી લેવું. આ જ પાના ઉપર આગળ ભામહના સ્વભાવોક્તિ અંગેના વલણની ચર્ચા કરી છે.

(૬) પૃ. ૧૧૩: 'સ્વભાવોક્તિને ભામહ કવિની ઉક્તિ ગણવા તૈયાર જ નથી. એ એને 'વાર્તા' કહે છે.'–આ વિધાન ખોટું

છે. ભામહ 'વાર્તા'નો ઉલ્લેખ ૨.૮૭માં કરે છે અને તેને 'સીધું સાદું વિધાન' ગણતા જણાય છે તેથી તેઓ સ્પષ્ટ નોંધે છે કે, 'इत्येवमादि किं काव्यं[?]' (૨.૮૭) એની આગળ તેઓ હેતુ, સૂક્ષ્મ અને લેશને સ્પષ્ટ રીતે નકારે છે —नालङ्कारतयामतः। જ્યારે સ્વભાવોક્તિની ચર્ચા ૨.૯૩માં— 'स्वभावोक्तिरलङ्कार इति केचित् प्रचक्षते' કરતા 'केचित् प्रचक्षते' એમ કહે છે આમાં તેમની અર્ધી સંમતિ હોઈ શકે—half hearted કારણ વિરોધ હોય ત્યારે તો 'नालङ्कारतया मत' એવું સ્પષ્ટ કહે છે આ વિગત ક્યાંક ડૉ. રાઘવને પણ ચર્ચાનું અસ્પષ્ટ સ્મરણ છે (ભામહ, 'કાવ્યાલંકાર', આવૃત્તિ હરિદાસ સં. ગ્રં. માળા સંવત્ ૧૯૮૫) ભામહના 'વાર્તા' અને 'સ્વભાવોક્તિ' બે એક નથી.

(૭) પૃ ૧૧૩: 'ભામહમાં વાર્તા—વક્રોક્તિનો વિરોધ છે, જ્યારે દંડી વક્રોક્તિને માત્ર અલંકાર સમજે છે.' દંડીએ 'વક્રોક્તિ'ને માત્ર અલંકાર તરીકે ક્યાં જણાવી છે એ બતાવશો? વળી, 'એના મતે વક્રોક્તિ એ શ્લેષ ઉપર આધાર રાખનાર અલંકાર છે.' (પૃ ૧૧૩) આ પણ બરાબર નથી. મૂળમાં 'श्लेषः सर्वासु पुष्णाति प्रायो वक्रोक्तिषु श्रियम्' એમ છે, 'શ્લેષ ઘણુંખરું બધી વક્રોક્તિઓમાં શોભા પોષે છે.' અહીં 'વક્રોક્તિઓ' એટલે વક્રોક્તિ નામનો અલંકાર નહિ પણ સ્વભાવાખ્યાન સિવાયના બધા જ અલંકારો, જે વક્રોક્તિમૂલક છે. હૃદયંગમા નોંધે છે: वक्रोक्तिशब्देन उपमादयः सर्वाणपर्यन्ता अलङ्कारा उच्यन्ते। વળી જુઓ પ્રભા (પૃ ૩૧૧): वक्रोक्तिषु भणितिभङ्गीरूपालङ्कारेषु।

# મનસુખ વાઘેલા

## પતંગિયું

નથી નથીનાં
પતંગિયાની પાંખો વચ્ચે
સમી સાંજના મૃગજળ પીવા ઊડયાં.

ગઈ કાલનું
રંગીલું એ ગામ
હજી રણમાં ઊભું છે!
ગામની ભૂરીભૂરી છાયાઓમાં
લહેરમહેરલા વૃક્ષો ડાળે ફરફર
ફરફર સંગવંગમાં સતાતી
પેલા તરંગ વચ્ચે
સંતાયેલા વાદળિયાઓ બહાર આવતા
ઝળહળ ઝળહળ
સૂર્ય,
સૂર્યના અશ્વોની આંખો આંખોમાં
ફરી રહેલા પતંગિયાનો રંગ
રંગથી ઘેરી ઘેરી સાંજ થાય
ત્યાં
અશ્વોની આંખોમાં
કાળું ચામાચીડિયું આવી બેઠું
અને
અચાનક
સમજાતું કે
નથી નથીના પતંગિયાને પાંખ હતી ના!

## ઈશ્વરચંદ્ર ભટ્ટ

### દીવો બળે છે

પર્ણીની ફર ફર સજેલો પુષ્પની એ સેજમાં,
શી દિનની અંતિમ છબી સંધ્યા ઢળે છે. —દીવો.
એકાંત ઘેરી રાત ટાણે, આકાશને આશ્વાસતા,
સ્વૈરિણી અભિસારમાં એની બધી આરત ભળે છે.—દીવો.
આંગણે કે ટોડલે ને ઉંબરે કે મેડિયે,
સંકેત જુદા લે સળગતા સૂર્યની તાજપ ફળે છે. —દીવો.
અંધારની ઘેરી છબી શી પૂતના-સ્તન-વિષને
ચૂસી રહેલા કહાન શો એ કાળને કેવો છળે છે! —દીવો.
અંધારાના એ પહાડને શગ-આંગળે તોળી રહેલા,
ગોપલાલા કૃષ્ણની પળ ભર કશી ઝાંખી મળે છે. —દીવો.
છેલ્લે પહોરે મંદ પગલે, અંધાર આસવ પી છકેલો,
રાતનો રખવાળ શું નિજ ધામમાં પાછો વળે છે! —દીવો.
અંધારને સળગાવતો ને ફૂલને ઝળકાવતો,
સૂર્યમાંથી નીકળી એ સૂર્યમાં પાછો ગળે છે. —દીવો.

## અશરફ ડબાવાલા

### આપણું ગીત

સુક્કો ડીબાંગ સાવ તડકાનો વગડો
ને એમાં બે ફૂલ સખી! આપણે.
આપણે વહાલની વેલને ફૂટેલ એક ફૂંકાતા વાયરાની કીડા,
જેમ ઊગ્યા આપણે જંગલમાં જેમતેમ
આપણને એમ ઊગી પીડા,
એવી સભાનતા અહીંયાં મળી તે હવે સૂરજ
પણ સળગે છે પાંપણે. ...સુક્કો ડીબાંગ૦
આપણો સંગાથ બે'ક ફોરમની વાતનો,
ફોરમની જેમ ઊડી જાશું,
કંઠે થીજેલ બધી વગડાની વાતુંને આંસુમાં રોજ પછી ગાશું,
આજ તારું ઝાકળ તો ઊડતું રે! જાય અને
કાલ હવે કિરણની થાપણે. સુક્કો ડીબાંગ૦

(૮) પૃ. ૧૧૪ : 'વક્રતાની સમજણ આપતાં અભિનવગુપ્ત......વગેરે'...'ને આ વાતનો સ્વીકાર ધ્વન્યાલોકકાર આનંદવર્ધન પણ કરે છે.'—પહેલાં આનંદનો ઉલ્લેખ થવો જરૂરી છે. પછી અભિનવ ગુપ્તપાદાચાર્યનો. આવી જ રીતે બધા જ આલંકારિકોના ઉલ્લેખોમાં ક્રમ બરાબર જળવાય તે જરૂરી છે. વળી ત્યાં જ મમ્મટ, રુય્યક વગેરેના ઉલ્લેખો છે. ત્યાં સાથે સંદર્ભો ટાંકવા આવશ્યક છે.

(૯) પૃ. ૧૧૬ : 'આ દૃષ્ટિએ જ ભામહ, દંડીના હેતુ અને લેશ નામના અલંકારોને અલંકાર પદવી આપતો નથી.' —ભામહ 'દંડીના' અલંકારો ચર્ચે છે કે એ અલંકારો ભામહની પૂર્વે પણ પ્રયુક્ત થયા હતા, એ આપના વિધાનમાં સ્પષ્ટ થતું નથી. ભામહ 'દંડીના' અલંકારોને ચર્ચે છે, એમ માનવું બરાબર નથી, કારણ વિદ્વાનોની બહુમતિનું વલણ એવું છે કે ભામહ દંડીના પુરોગામી હતા.

(૧૦) પૃ. ૧૧૮ : આ વિધાન અભિનવગુપ્તના મતના આડકતરા સૂચન તરીકે ઘટાવાયું છે.'—ક્યાં? કોણ? એની સ્પષ્ટતા કરવી જરૂરી છે.

(૧૧) પૃ. ૧૧૯ : 'વક્રોક્તિનો કાવ્યજીવિત તરીકે બચાવ કરવાના કુન્તકના પ્રયાસની પાછળના લેખકોએ હાંસી ઉડાવી છે.'—કુન્તકે કઈ જગ્યાએ, કોનાથી બચાવ કર્યો એ સ્પષ્ટ કરશો? હું માનું છું કે કુન્તકને સ્વમતસ્થાપનમાં જ રસ છે. એના ઉપર કોઈ એ હુમલો કર્યો કે નહિ એનો મને ખ્યાલ નથી. વળી, પૃ. ૧૨૦ પર આના અનુસંધાનમાં જણાવાયું છે કે રસ કે ધ્વનિને કાવ્યાત્મા માનનાર આનંદવર્ધક

અભિનવગુપ્ત, મમ્મટ કે વિશ્વનાથ કે મા ણિકચચદ્ર જેવા લેખકો કુન્તકને ખૂબ જ વખોડે છે ' આ વિધાન ભ્રામક છે આ નદ કુ નકના પુરોગામી હતા અભિનવ તમનો ક્યાય ઉ લેખ કરતા નથી,' he never alludes to the Vakro I ti jivita-kara (ડે પૃ૪૧૨૮, Sanskrit Poetics) મમ્મટે તેમનુ ખડન કર્યું હોય તે સ્થાન જરા બતાવશો તો આનદ થશે 'માણિકચચદ્ર' એ નામ સાભળ્યું એટલે જોડી દીધ ખરું? માણિ કચચદ્ર તો મમ્મટના ટીકાકાર હતા એ પછી ડૉ કાણેના વિશે remark કરી છે મને લાગે છે કે ડૉ કાણેના મતને સમજીને તેની ચર્ચા કરવાનુ level સૌપ્રથમ પ્રાપ્ત કરવુ ઘટે



## હેમલતા ત્રિવેદી

### લાલ લાલ ટહુકે

મ ગ વ નમના હેતનુ ગવન,
એને પરસે દખણાદો પવન
કે હસી હસી જાય મારુ ભોળુ ૮લુ મન

ટ કયા ગવનને બપૈયા ને મોર
એની પાખ્યુ ફફડ ટ થઈ મહુકે,
મનકાટે મનકાટે મન તણા જાસૂદની
પાદડીઓ લાલ લાલ ટહુકે,
ઈ ટહુકે ટહુક મા ઊડે કોયલનુ વન
કે હસી હસી જાય મારુ ભોળુ ૮લ મન

આ પાઢી આ નલીની આછેરી આખથી
ફોર તા ફૂલ શ્યામ ફરકે,
ફૂલના રરકાટે તન કોરી કોરીને કોઈ
મા'યલામા ઊંડુ ઊંડુ સરકે,
ત્યા તે લીલરી ડાળખીથી ફૂટે ગગન
કે હસી હસી જાય મારુ ભોળુ ૮લ મન

## નિરજન યાજ્ઞિક

### કાલે

બાડેલ પાપણુની પછવાડે
સૂતેના વિજોગ સવારે
સૂરજ થૈ ઊગી નીકળશે

વાતોનુ જગલ સૂક તા
ઉજ્જડ વગડો યે ડોકાશે
ફળિયામા ઉનાળુ દન

કમ ડ થૈ ઊભી રે'વાની
કા ય સપાર
ગુનમો'રી ર ો આજી બે આ પ!

## સ્થિતપ્રજ્ઞ

### હું ઊગીશ

કાલે સવારે આકાશમાં જે ઊગશે
તે સૂર્ય નહિ હોય,
હું હોઈશ.

હું ઊગીશ,
અને તું પૂર્વના ઝંકૃત મંડપને
મારી સાથે
ઝીલતી હોઇશ.
બંધ કમળમાંથી તું બહાર નીકળશે.
ઘાસનો જાજમમાંથી જાગીને,
તું મારી તરફ ઊડી આવશે.

તું નદીને કિનારે કલકલ કરી મૂકશે,
અને આકાશના ખેતરમાંથી તારાનાં
પંખી ઉડાડી મૂકશે.

પાંદડાંપરના નીલા લીલા રંગ પર બેસી
તું અવકાશનું ગીત ગાશે.
અંધારા ધુમ્મસનો પડદો ઉતારી
તું મલપશે,
તે સૂર્ય નહિ હોય,
હું હોઇશ.

## સતીશ વ્યાસ

### પ્રવેશી સોળે ને

હવે મારા ભીના સમયવન–એકાન્તર–તરુની
કુણેરી ઇચ્છાની વિટપ પરનું ભાન ટહુકે,
સવારે જોયેલું શમણું, બનીને આંગણ તણી
નવેરા ક્યારાની તુલસી પરનું પાન, ફરકે!
ન વાગે રેતીનો કણ પણ છતાં હેલ ફૂટતી,
પગે બાંધ્યાં લીલાં વજન, મનનો મોર ગહેકે;
કદી છાનું છાનું અમથું અમથું હોઠ મરકે;
સખીની વાતોનો વિષય બની આ કાય તૂટતી!

હજી તો કાલે હું ફર ફર થતા ફાગણ સમી
હતી ને બંધાઈ ગઇ, અભરખે ચૈતર ચઢે,
કદી શય્યાખંડે ટમ ટમ દીવે આભ ઊતરે
ત્યજી ગીતા, ઓખાહરણ ભણી શ્રદ્ધા વળી જતી!
હવે કંચુકી યે રહ્યું ગવન ક્યારેક સરકે,
પ્રવેશી સોળે ને મૂંઝવણ મહીં સાન લપકે!

## હસમુખ વ્યાસ

### 'હું છું'

ઊડતાં પંખીનાં ખરતાં પીછાંની વાત હું છું.
ને વહી ગયેલાં પાણીનાં રહી ગયેલાં ગાનનો આઘાત હું છું.
એમ તો આપણે આપણી જ કેટલીયે
દીવાલો ઊભી કરી છે!

તો પણ—
બધાંનો એક બની જતો પાયો અડગ હું છું.
પ્રેમ અને નિરાશાની દુનિયામાં જગત ભલે આથડે,
તેમાંથી પણ કંઈક પ્રાપ્ત થયો સાર હું છું.
જન્મ્યા પછી મૃત્યુની વાત ના કરતાં
કારણ કે મૃત્યુની ચાહના સતત હું છું!

## શોભન

### વશ રાખવું શે મન?

આપણે અવશ,
વશ રાખવું શે મન?
ઘૂઘવતા સાગરનાં ફીણ મહીં
ફેંકાયેલાં કિનારે શરીર,
કિનારો ય સંઘરે ના,
રહે કયાંથી ધીર?
પછડાવું પળે પળે
કરવું શે આપણે સહન!
આપણે અવશ,
વશ રાખવું શે મન?

આંધિ એવી ઊપડી કે,
આપણો ય એને લાગે ભાર!
ઉપર ઉછાળે અને
પછડાવી મારે વળી માર;
પકડયો પકડાય નહીં
એવો જ્યાં પવન,
આપણે અવશ,
વશ રાખવું શે મન?

કોણે અહીં મોકલ્યા છે,
કોને કોનું કામ?
આવા તે મેળામાં
કોને પૂછવું ય નામ?
હૈયે હૈયું ભીંસાતું આ
હાથ એમાં રાખવું શે તન?
આપણે અવશ,
વશ રાખવું શે મન?

કરવો વિશ્વાસ કયાંથી?
સ્વાંગ જેનો છેતરાવે;
મૃગજળે જળ મીઠાં
કોણ વળી ભરી લાવે?
સતના તોરણિયે
અસતનાં રતન!!
આપણે અવશ,
વશ રાખવું શે મન?

## ડાહ્યાભાઈ પટેલ 'માસૂમ'

### ગુબ્બાર

મોટા ભાઈએ
અમેરિકાથી લખેલા પત્રમાં
મને ગોઠવાઇ જવાનું ગમે છે.
શકય છે એટલે જ
દીવાલ પર લટકાવેલી
મોટા ભાઇની તસ્વીરના કાચ
બે ભાગમાં વ્હેંચાયલો
હોવા છતાં ફ્રેમમાં ચીટકી રહ્યો છે.
અને
મને મોટા ભાઈના તસ્વીરવાળા
ચ્હેરામાંથી
અમેરિકનોની ગંધ આવે છે.
અને કદાચ એથી જ
નિસરણીના તૂટી ગયેલા
પગથિયાને સમરાવવાનું
બા
પસંદ કરતી નથી.

કવિતા એ ક્રાન્તદર્શન કરતા કવિનું કાર્ય છે. એ જગતના સામાન્ય વ્યવહારથી ઉપરની વસ્તુ છે. જીવનમાં સક્રિય થતી એક નવી શક્તિ છે. સૌન્દર્ય એ એનું પ્રખર શસ્ત્ર છે, સત્ય એનું કવચ છે. જીવનના પ્રવાહમાં તે ઊતરે છે, જીવનની નસેનસમાં તે પ્રસરે છે અને પોતાની ગૂઢ ગતિથી અને પ્રકટ મોહિનીથી જીવનને ઊર્ધ્વ રસની, ઊર્ધ્વ આનંદની દીક્ષા અને સિદ્ધિ આપે છે.

સુન્દરમ્

સમર્પિત

**મર્ચન્ટ ઍન્ડ કંપની પ્રાઈવેટ લિમિટેડ**

જનતા ઇન્ડસ્ટ્રીઝ કૉમ્પાઉન્ડ • સેનાપતિ બાપટ માર્ગ (દક્ષિણ)

મુંબાઈ ૧૩



જીવનમાં કવિતાને આપણે આટલું બધું માન આપી-
એ છીએ તે શાથી? જીવનને કેળવીને ઉન્નત બના-
વવાની તેનામાં અપાર શક્તિ રહેલી છે તેથી જ.
(વિશ્વનાથ મગનલાલ ભટ્ટ)



Contributed by
Messrs Calico Dyeing & Printing Mills Pr. Ltd.
41 E Ambedkar Road, Industrial Estate, Lalbag, Bombay-12

(અનુસંધાન: પૂર્તિના બીજા પાનાથી)

હતા. વચ્ચે બે વર્ષ ૧૯૫૦થી '૫૨ દરમિયાન ગુજરાત વિદ્યાસભાના અનુસ્નાતક વિભાગમાં થોડો સમય અધ્યાપનકાર્ય કરી ગયા એટલો મુંબાઇથી વિછોહ.

માંગલ્યમૂલક પ્રતિભાશાળી વ્યક્તિત્વ ધરાવતા પાઠક સાહેબે દીર્ઘકાળ સુધી વિધુર રહી ઈ. ૧૯૪૫માં ૫૯ વર્ષની વયે શિષ્યા હીરાબેન સાથે બીજું લગ્ન કર્યું ત્યારે આ ગુરુ-શિષ્યાના લગ્ને સમાજમાં ઠીક ઠીક ચર્ચા જગાવેલી. પણ થોડો સમય જતાં જ એ લગ્નની સ્નેહશુચિતા અને નિર્દોષ સખ્યરુચિ પ્રતીત થતાં ચર્ચાનો વંટોળ સમી ગયો. પિતા તરફથી પ્રાપ્ત થએલાં સંસ્કારી વિચાર, વાણી અને વર્તને તથા માતાની સત્યપ્રિયતા અને આચારશુદ્ધિએ રામનારાયણભાઈને ઉચ્ચ ઉમદા ચારિત્ર્ય-સંપત્તિની લહાણ કરી હતી. એમના હૈયાની મુલાયમતાએ એમને અજાતશત્રુ રાખ્યા હતા.

આવા સત્ત્વશીલ પુરુષની સાહિત્યસાધના ઘણી મહત્ત્વશીલ રહી છે. સાહિત્યનાં લગભગ બધાં જ ક્ષેત્રોમાં એમની પ્રતિભા પ્રગટયા વગર રહી નથી. 'કાવ્યની શક્તિ', 'અર્વાચીન કાવ્યસાહિત્યનાં વહેણો', 'સાહિત્યાલોક', 'નર્મદઃ અર્વાચીન ગદ્યપદ્યનો આદ્ય પ્રણેતા,' 'અર્વાચીન ગુજરાતી કાવ્ય સાહિત્ય', 'સાહિત્યવિમર્શ', 'આલોચના', 'આકલન' તથા 'નભોવિહાર' જેવા ગ્રંથો સૂચવે છે કે એમની સાહિત્યપ્રવૃત્તિનું મુખ્ય ક્ષેત્ર હતું વિવેચન. વિવેચક તરીકે એમનામાં તટસ્થતા, સહૃદયતા, ચોકસાઈ અને સાત્ત્વિકતા આગળ તરી આવે એવા ગુણો છે. એમની વિવેચનામાં ક્યાંય કટુતા જોવા નહીં મળે. હાસ્યકાર તરીકે એમનામાં નર્મ અને મર્મ બન્નેના નમૂના મળી આવશે. એમની વિનોદવૃત્તિમાં સૂક્ષ્મતા, સુરુચિ અને સમભાવ છે. 'પ્રસ્થાન'માં 'સ્વૈરવિહારી'ના તખલ્લુસથી લખેલા આ હળવા લેખો 'સ્વૈરવિહાર ભાગ-૧ અને ૨'માં સંગૃહીત થયા છે. વાર્તાના ક્ષેત્રમાં શ્રી ધૂમકેતુએ ઊભી કરેલી પોચટ ઊર્મિલતાની હવાથી ચીલો ચાતરીને 'દ્વિરેફ' રૂપે વાર્તાકાર પાઠક પ્રગટયા છે. કથનની સરળતા, વિષયવૈવિધ્ય, નિરૂપણનાવીન્ય, ચોટદાર પ્રસંગાયોજન, દ્રષ્ટાના તાટસ્થ્ય અને વેધકતા તેમજ વિચાર અને લાગણીમિશ્રિત જીવનદર્શન એમની વાર્તાકલાનાં આગળ તરી આવતાં લક્ષણો છે. એમની આવી લાક્ષણિક વાર્તાઓ 'દ્વિરેફની વાતો ભાગ ૧-૨-૩'માં સંગૃહીત થઈ છે. એમની 'ઉત્તરમાર્ગનો લોપ' (દ્વિરેફની વાતો–૩) વાર્તાને મહિડા પારિતોષક પણ એનાયત થએલું. ઊંચા કલાતત્ત્વને આંબતી 'દ્વિરેફની વાતો' એટલે વાર્તાવિદની વાર્તાઓ. 'કાવ્યસમુચ્ચય', 'કાવ્યપરિચય', 'ગોવિંદગમન' તેમજ આનંદશંકર ધ્રુવનાં લખાણોનું સંપાદન પાઠકસાહેબની સંપાદક તરીકેની દૃષ્ટિસંપન્નતા પ્રતીત કરાવી આપે છે. 'કુલાંગાર અને બીજી કૃતિઓ'માં એઓ નાટયલેખક તરીકે બહાર આવ્યા છે તો 'ધમ્મપદ', 'કાવ્યપ્રકાશ'-૧ થી ૬ ઉલ્લાસ વગેરે અનુવાદોમાં અનુવાદક તરીકેની સિદ્ધિ પણ મેળવી લીધી છે. 'મનોવિહાર' એમના સાહિત્યેતર નિબંધોનો ગ્રંથ છે તો 'પ્રમાણશાસ્ત્ર પ્રવેશિકા' છે એમના તર્કશાસ્ત્ર વિષયક ઊંડા અભ્યાસ-જ્ઞાનનો અર્ક. 'નિત્યનો આચાર' ચિંતક પાઠકસાહેબના જીવનવ્યવહારનો નિચોડ હોઈ યથાર્થ રીતે જ 'તરુણોનું બાઈબલ' ગણાતો ગ્રંથ બની રહે છે.

આમ, અનેકક્ષેત્રમાં વત્તાઓછા પ્રમાણમાં સિદ્ધિ હાંસલ કરનાર પાઠકસાહેબે કાવ્યક્ષેત્રને ગૌણ ગણ્યું હોવા છતાંય એ ક્ષેત્રમાં એમણે કરેલું પ્રદાન ગૌણ નથી. કવિ તરીકે એઓ બહાર આવ્યા સં. ૧૯૭૯માં 'રાણકદેવી' નામક કાવ્ય 'ગુજરાત' માસિકમાં પ્રગટ કર્યું ત્યારથી. એમનું આ પ્રથમ કાવ્ય તો 'જાત્રાળુ'ના ઉપનામથી પ્રગટ થએલું; પરંતુ ત્યાર પછી 'નર્મદાને આરે' કાવ્ય લખ્યું ત્યારે એમણે કવિ તરીકે 'શેષ' તખલ્લુસ ધારણ કર્યું. ત્યારથી આજ સુધીની 'શેષ'ની પ્રગટ અશેષ કવિતા એટલે સ. ૧૯૪૪માં પ્રસિદ્ધ થએલ 'શેષનાં કાવ્યો' અને ઈ. ૧૯૫૯માં પ્રગટ થએલ નિધનોત્તર કાવ્ય સંગ્રહ 'વિશેષ કાવ્યો.' એમનાં કાવ્યોનો વિશેષ આ બન્ને સંગ્રહની કૃતિઓમાં નિઃશેષ રીતે પ્રગટયો છે. કવિ તરીકે 'શેષ' પર બે પરિબળોની અસર: ગાંધી અને ઠાકોરની. શૈલીની સાદગી અને વિષયની પસંદગીમાં ગાંધીવાદી દૃષ્ટિ, તો પ્રયોગશીલતા અને વિચારપ્રાધાન્યમાં ઠાકોરની દૃષ્ટિ. પોતાની પુરોગામી પેઢીના સંસ્કારો ઝીલીને પણ શેષે કાવ્યોમાં પોતાની પ્રતિભાનો વિશેષ પ્રગટ કર્યો છે. વિષયવૈવિધ્યની સાથે સ્વરૂપવૈવિધ્ય પણ એમની કવિતામાં ઓછું નથી. પ્રણય, પ્રકૃતિ, પ્રભુ, સમાજ વગેરેને વિષયભૂત કરતી એમની કવિતા–નિર્ઝરિણી ભજન, ગરબા-ગરબી, લોકગીત, દુહા-સોરઠા, ઊર્મિ ગીત, કથાકાવ્ય, સૉનેટ, રાસ, મુક્તક આદિ વિવિધ સ્વરૂપોમાં થઈને વહી છે. આમ, એમણે પ્રાચીન, મધ્યકાલીન તેમજ અર્વાચીન બધાં જ કાવ્યસ્વરૂપો ખેડયાં છે અને એનાં સુફળ વેડયાં છે. એમનાં કેટલાંક કાવ્યોમાં ઉચ્ચ ધ્વનિપ્રધાનતા છે તો કેટલાકમાં અભિધાના સ્તરે મીઠાશ પણ છે. એમની કૃતિઓમાં અનુક્રમે કાન્ત અને ઠાકોરનાં લાલિત્ય અને ગાંભીર્ય પણ છે તો લોકગીતોના વાતાવરણની લાક્ષણિકતા ય છે. અંગ્રેજી કાવ્યપ્રવાહના વિચારોને, તો સંસ્કૃત કાવ્યધારાના વારસાને એમણે પોતાનાં કાવ્યોમાં ઝીલ્યા છે. એમની કાવ્યપ્રવૃત્તિમાં પ્રૌઢિ છે, તો અર્વાચીની પંગતમાં બેસે તેવી પ્રયોગશીલતા પણ છે.

એઓ 'વ્યવસ્થા' પરથી 'વ્યવસ્થાયું' એવું ક્રિયાપદ બનાવે છે, તો ખાલીવિશેષનો શબ્દ 'અતરાપી' પણ કાવ્યમાં સંસ્કૃત શબ્દોની સાથે જ લઈ આવે છે. અભિનવ રચનાકૌશલ અને નિરૂપણનાવીન્ય પણ એમની કવિતાની આસ્વાદ્યતા-તામાં ઓર ઉમેરો કરે છે. સમ્યક્ કલ્પનોદ્યનો અને કાવ્યમાં અંગભૂત બની રહે તેવું સમુચિત અલંકારાયોજન, શૈલીની સાદગી સાથે જ તાજગી, પ્રયોગશીલતાની સાથે સંયમશીલતા, વિચારોની ઉન્નતતા સાથે ભાવોર્મિની ગહનતા, ઉક્તિ-સામર્થ્યની સાથે સાથે ધ્વનિગુંજનોથી ભરી ભરી ભાષા-સમૃદ્ધિ, ચિત્રાત્મકતાની સાથે સાથે ધ્વન્યાત્મકતા, સૂત્રાત્મકતા સાથે સચોટ વર્ણનશક્તિ- આ છે એમની કવિતાનાં આગળ તરી આવતાં લક્ષણો.

એમની વિચારપ્રધાન કવિતા પણ ઊર્મિપ્લાવિત બનીને આવે છે અને તેથી જ એ શુષ્ક ચિંતન કૃતિ ન રહેતા રસાર્દ્ર કાવ્યકૃતિ બની રહે છે. એમની કવિતામાં કલાકારની સભાનતા અને સંયમશીલતાની સાથે સાથે કાવ્યશાસ્ત્રજ્ઞનાં ઔચિત્ય અને સપ્રમાણતા જોવા મળે છે આથી એમની કવિતાને આપણા મૂર્ધન્ય વિવેચક શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ ઉચિત રીતે જ 'કાવ્યજ્ઞની કવિતા' કહી છે ને! અને એટલે જ કાવ્યક્ષેત્રમાં ડગ ભરવા ઇચ્છનારને શેષની કવિતા આદર્શ નમૂનો પૂરો પાડી શકે તેમ છે.

જીવનમાંગલ્યની એમની કવિતા પ્રારબ્ધની સામે પુરુ-પાર્થબોધિની છે. પ્રણયભાવની શીતલતાને સ્થાને એમાં ધીરગંભીરતા આઈ છે. એમનામાં જ્ઞાનભક્તિનો ઉન્મેષ છે તો સાંસારિક નિર્મોહી કર્મવૃત્તિનો સમાદર પણ છે. એમાં ઊર્મિનાં તોફાનો કે વિચારોના વંટોળ નથી, પરંતુ એ બન્નેનું સ્વસ્થ આલેખન છે. પંડિતયુગમાં ઉપેક્ષિત રહેલા હાસ્ય રસને પણ એમણે પોતાની કવિતામાં નવાજ્યો છે દલપતરામ નવલરામ પછી રામનારાયણમાં જ એ રસ વધુ સૂક્ષ્મ અને ચમકવાળો બન્યો છે. 'પૃથિવી સૂક્ત' જેવી દીર્ઘ અનુવાદકૃતિમાં પણ એમની વિવેકપૂર્ણ કવિત્વ શક્તિનાં દર્શન થયાં વગર રહેતાં નથી.

કાવ્યશાસ્ત્રના આ પ્રખર જ્ઞાતાનું અવિસ્મરણીય પ્રદાન તો છે 'બૃહત્ પિંગળ' એમના અથાક પુરુષાર્થનું ગુજરાતી પિંગળ સાહિત્યમાં એ અનન્ય સુફળ છે 'નર્મદ સુવર્ણ ચંદ્રક' અને સાહિત્ય અકાદમીના પારિતોષિકથી પુરસ્કૃત આ મહાગ્રંથ એમની કાવ્યશાસ્ત્રની પ્રવૃત્તિનું ચિર સંભારણું બની રહેશે.

આવા સમર્થ સાહિત્યકાર, સત્ત્વશીલ ચારિત્ર્યસંપન્ન પુરુષ, [illegible]
ધ્યાપક [illegible]
પાઠક ર[illegible]
ભાઈમાં હૃદય બંધ પડવાથી અવસાન થયું ત્યારે જૂની અને નવી પેઢી વચ્ચેનો જાણે એક સમર્થ સેતુ જ તૂટી પડ્યો!


## વિદ્યાર્થીઓને ઓછા લવાજમે

# કવિલોક

જે વિદ્યાર્થીઓ પોતાની શાળા-કૉલેજના આચાર્યની સહીવાળું વિદ્યાર્થી તરીકેનું પ્રમાણપત્ર મોકલશે તેમને વાર્ષિક રૂ. ૪ લવાજમથી કવિલોક મોકલાશે.

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર • શિશિર • વિક્રમ સંવત ૨૦૨૮ • પરંપરિત અંક ૮૫ • દ્વિજ અંક ૧૩
જાન્યુઆરી–ફેબ્રુઆરી ઈ. ૧૯૭૨



કાવ્ય


| | | |
|---|---|---|
| શ્રી અરવિંદ | પૃ. ૨ | નિખિલ મારે અંતરે |
| રાજેન્દ્ર શાહ | ૨ | ખાલી નહીં કાંઈ |
| ભગવતીકુમાર શર્મા | ૩ | ગઝલ |
| ઉશનસ્ | ૪ | રાતની ડાળ |
| મૌન બલોલી | ૫ | નિર્વેદ |
| મકરન્દ દવે | ૬ | ખારા સમંદરના ખડક |
| ગની દહીંવાળા | ૭ | મારી બૈ! |
| રામચંદ્ર બ. પટેલ | ૮ | મને કોઈ |
| રમેશ પારેખ | ૯ | આછી રે અધરાતે |
| સલિલ | ૧૦ | ન રહો |
| મૂળશંકર 'પૂજક' | ૧૦ | ગઝલ |
| કનુ મહેતા 'વ્યોમ' | ૧૨ | અલ્લિખિથો વેશ |
| મહેશ જોશી | ૧૨ | ગઝલ, ચન્દ્ર |
| માણેકલાલ પટેલ | ૧૩ | તમે પાછા આવો |
| અરવિંદ ભટ્ટ | ૧૩ | ગીત |
| ડૉ. ચન્દ્રકાન્ત દત્તાણી | ૧૪ | ટહુકો |
| પ્રાણજીવન મહેતા | ૧૫ | તું માટીનું પડ ઊઠલે ને |
| મોહન મહીકર | ૧૬ | ફાગણને એક રાત રોકો |
| પ્રબોધ જોષી | ૧૭ | અમદાવાદ |
| મનસુખ વાઘેલા | ૧૮ | પતંગિયું |
| ઈશ્વરચંદ્ર ભટ્ટ | ૧૯ | દીવો બળે છે |
| અશરફ ડબાવાલા | ૧૯ | આપણું ગીત |
| હેમલતા ત્રિવેદી | ૨૦ | લાલ ટહુકે |
| નિરંજન યાજ્ઞિક | ૨૦ | કાલે |
| સ્થિતપ્રજ્ઞ | ૨૧ | હું જાગીશ |
| સતીશ વ્યાસ | ૨૧ | પ્રવેશી સોળે ને |
| હસમુખ વ્યાસ | ૨૧ | 'હું છું' |
| શોભન | ૨૨ | વશ રાખવું શે મન? |
| ડાહ્યાભાઈ પટેલ 'માસૂમ' | ૨૨ | ઘુઘવાર |


ગદ્ય


| | | |
|---|---|---|
| દૃષ્ટિ | ૧ | શ્રી અરવિંદ |
| ઇલા પાઠક | ૨ | જ્હૉન ડન |
| રજનીકાન્ત જોશી | ૮ | કાવ્યમાં અલંકાર |
| તપસ્વી નાન્દી | ૧૬ | વક્રોક્તિ વિષે |
| ધીરુભાઈ પરીખ | પ્રતિ | શ. ચિ. પાઠક |


ચિત્રસૂચિ

પૂંઠા પર: શિશિર (વાસુદેવ સ્માર્ત); કવિ 'શેષ'ના હસ્તાક્ષર; રામનારાયણ વિ. પાઠક; ફૂવાકાંઠે (સોમાલાલ શાહ)

'કવિલોક' દૈમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે — ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર ને ડિસેમ્બર માસના અંતમાં પ્રસિદ્ધ થાય છે. વાર્ષિક દેશમાં રૂ. ૬, પરદેશમાં રૂ. ૧૦ યા મા. ૧; અમેરિકામાં રૂ. ૨૫ યા ડૉ. ૨; વિદ્યાર્થીઓ માટે અર્ધવાર્ષિક લવાજમની સગવડ રૂ. ૩; છૂટક નકલનો રૂ. ૧. લેખકોને કૃતિ વિષેનો નિર્ણય જાણવા અથવા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા પોતાનું સરનામું કરેલું તથા પૂરું પોસ્ટેજ ચોડેલું કાર્ડ કે કવર મોકલવા વિનંતિ છે. કૃતિઓ તથા લવાજમ મોકલવાનાં સ્થળ: 'કવિલોક' C/o લિપિની પ્રિન્ટરી, ૩૮૦ ગિરગામ રોડ, ઠાકુરદ્વાર, મુંબઈ-૨ અથવા કુમાર કાર્યાલય લિમિ. દ્વારા, ૧૪૫૪ રાયપુર અમદાવાદ-૧

તંત્રીઓ: રાજેન્દ્ર શાહ અને ધનસુખલાલ સંવત
સહયોગ: જયંત પારેખ અને ધીરુભાઈ પરીખ

લવાજમ ભરવાનાં અન્ય સ્થળ
ત્રિપાઠી મા. લિ. પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ ૨

વીનસ એડ્વર્ટાઇઝિંગ એજન્સી
શાંતિસદન ૨૯ ત્રીજે ભાસ્કરભાઈ લેન
ભાગેશ્વરી મુંબઈ ૭

એલ. કે. મેઘાણી • ૧૪ અમરતલા સ્ટ્રીટ
કલકત્તા ૧

મુદ્રક અને પ્રકાશક: ધનસુખલાલ ગ...
કુમાર પ્રિન્ટરી • ૧૪૫૪ રાયપુર

## શ્રી અરવિંદ

### રાત્રિનો યાત્રિક

મેં રસાતલની ઊંડી ગર્તાતણું એકાન્ત
કીધ રાત્રી સંગ છાના મિલનનો સંકેત:
ઈશનો ધારી અમર્ત્ય પ્રકાશ મારે વક્ષ
પામવા આવ્યો ભયાનક શ્યામ એનું હેત.

(મેં) દીપ્ત મારા ચિત્તનો મહિમા દીધો છોડી,
ને અલૌકિક આત્મનો આનંદ પૂર્ણ પ્રશાન્ત:
ધૂંધળા ને અંધ વિસ્તારે ભ્રમણ માંડી
આવ્યો અજાણ્યાં ઘૂઘવતાં જલને ધૂસર કો પ્રાન્ત.

ટાઢના મોજાં, ઢીલા કીચડમહીં ચાલું;
ને છતાં આ કલાન્ત યાત્રનો ન કયાંયે અંત:
કાળની ઓ પાર ખોયું તેજ ના ભાળું:
દિવ્ય કોઈ મિત્રનો ય અવાજ ના ધ્વનિમંત.

તો ય હું જાણું પડી કેડી ચરણને ચિહ્ન,
શાશ્વતીને પંથ દોરે એ જ, નહિ કો ભિન્ન.

### અંતહીન આયાસ

મેં નાવ મેલી અણજાણ જલે અનંતના;
કાંઠો વિછોડી દીધ પાછળ મર્ત્યલોકનો:
પ્રત્યેક ત્યાંનું થતું લુપ્ત; અહીં નિહાળતો
ઊંડાણ, એક દ્યુતિ ઇંગિત આછું વ્યોમમાં,

કોઈ અદીઠ કર કર્ણતણું નિયંત્રણ.
રાત્રી પ્રકાંડ બની આડ સમુદ્રને સ્તર–
રે ભૂખ-શાર્દૂલ અચેતન વ્યગ્ર, ઘુર્ઘુર
કે રિક્ત એકલનિવાસીની અબ્ધિનિંદર

જે શક્તિ ઢૂંઢું, ગરિમા લહું સર્વ બાજુથી
એની મને અડતી: ખોહ નીચેની રાક્ષસી;
ઓ પાર, અદ્રિ અણલક્ષ્ય ગયું ન કોઈ જ્યાં,
રે હું વિલીન બનું એક અને અનન્યમાં.

જાગું પરાત્પરની સદ્ય પ્રદીપ્તિમાંહીં ત્યાં
[illegible] પૂર્ણ રહસ્યબોધના.

## Shri Aurobindo

### PILGRIM OF THE NIGHT

I made an assignation with the Night,
In the abyss was fixed our rendezvous,
In my breast carrying God's deathless light
I came her dark and dangerous heart to woo
I left the glory of the illumined Mind
And the calm rapture of the divinised soul
And travelled through a vastness dim and blind
To the grey shore where her ignorant waters roll.
I walk by the chill wave through the dull slime
And still that weary journeying knows no end,
Lost is the lustrous godhead beyond Time,
There comes no voice of the celestial Friend,
And yet I know my footprints' track shall be
A pathway towards Immortality.

### THE INFINITE ADVENTURE

On the waters of a nameless Infinite
My skiff is launched, I have left the human shore,
All fades behind me and I see before
The unknown abyss and one pale pointing light.
An unseen hand controls my rudder. Night
Walls up the sea in a black corridor,—
An inconscient Hunger's lion plaint and roar
Or the ocean sleep of a dead Eremite.
I feel the greatness of the power I seek
Surround me, below me are its giant deeps
Beyond, the invisible height no soul has trod,
I shall be merged in the Lonely and Unique
And wake into a sudden blaze of God,
The marvel and rapture of the Apocalypse.

# રમણભાઈ નીલકંઠ

## ધીરુભાઈ પરીખ

'ભદ્રંભદ્ર' અને 'રાઈનો પર્વત' દ્વારા સર્જનક્ષેત્રે, તથા 'કવિતા ને સાહિત્ય' દ્વારા વિવેચનક્ષેત્રે ચિરસ્મરણીય પ્રદાન કરી જનાર રમણભાઈ નીલકંઠનો જન્મ અમદાવાદની ટ્રેનિંગ કૉલેજના આચાર્ય, કેળવણીકાર અને સુધારક રાવસાહેબ મહીપતરામ રૂપરામ નીલકંઠને ત્યાં એમના ત્રીજા ને સૌથી નાના પુત્ર તરીકે ઈ. ૧૮૬૮-ની તેરમી માર્ચના રોજ થએલો. પિતા તરફથી દેશદાઝ, નારી-સન્માન, સિદ્ધાંતપ્રિય પ્રકૃતિ અને સુધારક વૃત્તિ તથા માતા પાર્વતીકુંવર તરફથી સ્નેહભર્યો સ્વભાવ અને સહુને સહાયભૂત થવાનો પરોપકારભાવ વારસામાં જ પ્રાપ્ત થએલાં.

બાળક રમણભાઈની સ્મરણશક્તિ સુતીક્ષ્ણ અને અવલોકન-શક્તિ અદ્‌ભુત હતી. જિજ્ઞાસાવૃત્તિ પણ એટલી જ આશ્ચર્ય-કારક. આથી ચાર વર્ષની કુમળી વયે એમની પ્રાથમિક કેળવણી-નો પ્રારંભ થયો. પોતાની તીવ્ર બુદ્ધિશક્તિનો પરિચય ઈ. ૧૮૮૩-માં મૅટ્રિકની પરીક્ષામાં અમદાવાદ કેન્દ્રમાં પ્રથમ આવીને એમણે કરાવી આપ્યો. ઈ. ૧૮૮૪માં એમણે અમદાવાદની ગુજરાત કૉલે-જમાં પ્રવેશ મેળવ્યો અને શિષ્યવૃત્તિ પણ પ્રાપ્ત કરી. પ્રીવિયસમાં એઓ આખી યુનિવર્સિટીમાં પ્રથમ આવ્યા. પછી મુંબાઈની ઍલ્ફિન્સ્ટન કૉલેજના આચાર્ય વર્ડ્ઝવર્થ (કવિ વર્ડ્ઝવર્થના પૌત્ર)-ની શિક્ષણપદ્ધતિની ખ્યાતિ સાંભળી વધુ અભ્યાસ માટે ત્યાં જોડાયા. અમદાવાદ જેટલી ઉજ્જ્વળ શિક્ષણ કારકિર્દી એઓ મુંબાઈમાં ન દાખવી શકયા એ ખરું, પણ એમની વૈચારિક ક્ષિતિજોનો ત્યાં અવશ્ય વિસ્તાર થયો. ઈ. ૧૮૮૭માં ઇતિહાસ અને અર્થશાસ્ત્ર જેવા ઐચ્છિક વિષયો લઈ એઓ દ્વિતીય વર્ગમાં બી.એ. થયા અને એમ. એ.નો અભ્યાસ પૂરો કરી અધ્યાપક થવાનો મનસૂબો ઘડયો; પરંતુ નાદુરસ્ત તબિયતને કારણે પાછળ-થી એ ભાંગી પડયો.

ઈ. ૧૮૮૯માં પિતાની ઇચ્છાનુસાર અમદાવાદ જિલ્લા અદા-લતના 'કલાર્ક ઑવ ધ કૉર્ટ'ની નોકરી એમણે સ્વીકારી લીધી. એમની કાર્યદક્ષતા અને પારગામી સૂક્ષ્મ સૂઝને લઈને સરકારે એમને ઈ. ૧૮૯૧માં તરક્કી આપી શિરસ્તેદાર કર્યા. આ પદે રહીને પણ એમણે પોતાની સફળ કારકિર્દીમાં ઉમેરો કર્યો. ઈ. ૧૮૯૩માં એલએલ. બી. થયા અને એક માસ માટે ઉપ-ન્યાયા-ધીશપદે નિમાયા; પરંતુ સ્વતંત્ર વ્યવસાય માટે એમણે ઈ. ૧૮૯૭-માં નોકરી છોડી વકીલાતનો આરંભ કર્યો. ધીમે ધીમે એમણે અમદાવાદના પ્રથમ હરોળના વકીલ તરીકે નામ કાઢયું.

ઈ. સ. ૧૮૮૪માં ડૉ. સુમન્ત મહેતાનાં પિત્રાઇ બહેન સાથે એમનું લગ્ન થઈ ગએલું, પણ ઈ. ૧૮૮૮માં જ એ સુખી દામ્પ-ત્યનો કરુણ અન્ત આવ્યો. ઈ. ૧૮૮૯માં વિદ્યાગૌરી સાથે એમનું બીજું લગ્ન થયું. એમનું આ લગ્નજીવન અંત સુધી પ્રસન્નતાથી ભર્યું-ફોર્યું રહ્યું. અનેક પ્રવૃત્તિઓ વચ્ચે પણ એમણે વિદ્યાગૌરીને મૅટ્રિક કરાવી કૉલેજ-અભ્યાસ પૂરો કરાવ્યો, એટલું જ નહિ પણ, પોતાની બધી જ પુત્રીઓને ઉચ્ચ કેળવણી આપી સ્ત્રીસન્માન-ની અને સુધારાની પોતાની ભાવનાનો દાખલો બેસાડયો.

ઈ. ૧૮૯૧માં પિતા મહીપતરામનું અવસાન થતાં એમની આદરેલી જાહેર પ્રવૃત્તિઓમાં રમણભાઈને જોતરવાનું શ્રેય એમ-ના પિતૃમિત્ર લાલશંકર ઉમિયાશંકરને જાય છે. ત્યાર પછી તો અમદાવાદની એક પણ જાહેર પ્રવૃત્તિ એવી નહીં હોય કે જેમાં રમણભાઈની સેવા અને સદ્‌બુદ્ધિ કામે ન લાગ્યાં હોય. ઈ. ૧૮૯૭માં એમણે અમદાવાદ સુધરાઈની ચૂંટણીમાં ઝંપલાવ્યું અને અનેક સબળ પ્રતિસ્પર્ધીઓની સામે ચૂંટાઈ પણ આવ્યા. ત્યારથી લગભગ જીવનના અંત સુધી એ આ નગરકલ્યાણના કામમાં ઓતપ્રોત થઈ રહેલા. અમદાવાદ નગરપાલિકાની એ-મની સેવાઓ અજોડ ને અવિસ્મરણીય છે. આ ઉપરાંત પ્રાર્થના સમાજ અને ગુજરાત વિદ્યાસભાનું પણ કુશળ સંચાલન એમણે કરી બતાવેલું. ઇ. ૧૯૧૨થી તો, લાલશંકર ઉમિયાશંકર વિદેહ થતાં એમના હસ્તકની લગભગ બધી જ જાહેર સંસ્થાઓનો વહીવટ રમણભાઈને માથે આવી પડયો; પરંતુ એમણે કાર્યદક્ષ-તાથી અને કર્તવ્યનિષ્ઠાથી એ દીપાવી જાણ્યો અને અખંડ કર્મ-યજ્ઞનો અલૌકિક આનંદ માણ્યો. ઈ. ૧૯૧૩માં સરકારે રમણ-ભાઈની સમ્યક્ સમજાવટ અને પરગજુ પતાવટ શક્તિથી આક-ર્ષાઈ મુંબાઈ કાઉન્સિલના સભ્ય તરીકે એમની નિમણૂક કરી. ત્યાર બાદ એઓ હસ્તાક્ષર પારખવાની કલા શીખવા લાગ્યા અને એ કલા એટલે સુધી હસ્તગત કરી કે વકીલાત કરતાં હવે એમાં-થી એમને વધુ આવક થવા લાગી.

એમની રાજકીય વિચારસરણી જેટલી મવાળ હતી તેટલી મવાળ સુધારક-કરણી નહોતી. ઈ. ૧૯૨૦-૨૧માં કૉંગ્રેસની અસહકારની લડતને એમણે હિંસામય ગણાવી વખોડી કાઢતું ભાષણ આપેલું એ પરથી એ મવાળપણાનો ખયાલ આવશે; તો ઈ. ૧૯૧૨માં મુંબાઈની 'આર્યન બ્રધરહૂડ કૉન્ફરન્સે' ગોઠવેલ સ્નેહ-ભોજનમાં બએક હરિજનો સાથે સમૂહભોજન લેતાં જ્ઞાતિએ તે બદલ પ્રાયશ્ચિત્ત કરવાનું કહ્યું તેનો ઇન્કાર કરી નાત બહાર રહેવા-નો જ્ઞાતિ ઇન્સાફ (!) સ્વીકારી લીધો તેમાં સુધારક રમણભાઈનું જહાલપણું પ્રતીત થાય છે. ઈ. ૧૯૨૪માં તો અહમદનગર પ્રાંતિક સંસારસુધારા પરિષદના એ પ્રમુખ પણ વરાયા હતા.

**આ**વા રમણભાઈનું સર્જક તરીકેનું વ્યક્તિત્વ તો કૉલેજ-કાળથી ખીલવા માંડયું હતું. 'કાન્ત' અને બ. ક. ઠાકોર જેવા સહાધ્યાયીઓના સાન્નિધ્યમાં એમનો સર્જનશોખ પોષાતો જતો

(અનુસંધાન: આ પૂર્તિના ત્રીજા પાને)



સર રમણભાઈ મહીપતરામ નીલકંઠ



ઈ. ૧૯૧૨માં રાવબહાદુર થયા ત્યારે



રમણભાઈ: ઈ. ૧૮૮૦માં...



...૧૮૮૭માં તરુણ વયે...



...૧૮૯૫માં પુખ્ત વયે



'ક્યારની બોલે છે કોકિલા'
ચિત્રકાર  રસિકલાલ પરીખ
(કલાકાર તથા  કુમાર ના સૌજન્યથી)

વસંત · વિ. સં. ૨૦૨૮ **કવિલોક** માર્ચ-એપ્રિલ · ૧૯૭૨

। ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ।

## કવિનું સત્ય

વિવિધ સભ્યતાઓ અને સંસ્કૃતિઓનો આજ સુધીનો સૌપ્રથમ ઉદ્દેશ અને પ્રયત્ન મનુષ્યજીવનને અત્યાધિક સુન્દર અને આનન્દમય બનાવવાનો રહ્યો છે. આધ્યાત્મિક સિદ્ધાંત જેટલો સમાજ માટે આવશ્યક છે તેટલી જ ભૌતિક સુવિધા પણ. છતાં ય માનવી આ બધાં કરતાં જીવનની પ્રત્યેક સમ-વિષમ પરિસ્થિતિમાં ચેતનનો સંચાર કરાવી આગળ વધવાની પ્રેરણા આપનાર સત્ય તથા સૌંદર્યને પ્રાપ્ત કરવા અને એનો ઉપભોગ કરવા ઇચ્છે છે. આ ભૌતિક સુવિધાઓ અને દાર્શનિક સિદ્ધાંતોને કવિ જ્યારે કલાત્મક રૂપથી રજૂ કરે છે ત્યારે જ આપણા મનમાં એને માટે અનુરાગ અને પવિત્ર ભાવના ઉત્પન્ન થાય છે. પરંતુ આજે તો કવિ અને સમાજ બન્ને આ હકીકતને ભૂલતા જાય છે. કારણ એ છે કે કાવ્યનું સત્ય આજ આપણે માટે અગમ્ય બની ગયું છે. જો આ સુગમ થઈ જાય તો આપણાં મન, હૃદય અને બુદ્ધિનો સમન્વય થઈ શકે છે. આ સમન્વય થવાથી આપણે પરસ્પરની ઘૃણા અને દ્વેષનો ત્યાગ કરીને પ્રેમ તથા સન્માનના ઉદાત્ત ભાવોથી પ્રેરાઈ વિકાસના રાહ પર આગળ વધીશું. આમ થવાથી જ આપણાં મનમાં ઓજસ્, ભુજાઓમાં બળ, મુખ પર પ્રસન્નતા, હૃદયમાં ઉત્સાહ અને પ્રેમ, બુદ્ધિમાં વિવેક તથા આત્મામાં આનન્દ-ઉલ્લાસ વહેવા લાગશે. કવિનું સત્ય આપણા જીવનનું સત્ય છે, આપણાં હૃદય અને ભાવનાઓનું સત્ય છે—કે જેના માધ્યમથી જ આપણે પરસ્પર બંધાએલા છીએ.

રાજનાથ શર્મા

# જ્હૉન ડન

## તત્ત્વમીમાંસાનો (?) કવિ

ઇલા પાઠક

(ગતાંકથી ચાલુ)

હવે ડનનું પ્રસ્તુત કાવ્ય જોઈએ. A Valediction: of Weeping. પત્નીથી વિદાય લેતી વેળાના રુદનની વાત કવિએ એમાં આલેખી છે. પ્રિયતમા આગળ પ્રણયી આંસુ સારે એ સામાન્ય ઘટના અનેક કાવ્યોમાં આ પહેલાં ગવાઈ ગઈ છે. 'મને રોવા દે' એવું કહેનારો ડન પહેલો કવિ નથી. ડનનાં કાવ્યોની આ એક ખાસિયત છે. સર્વસામાન્ય પ્રસંગને તે પોતાની અસામાન્ય રીતે આલેખે છે. કવિનાં આંસુ કેવાં અમૂલ્ય છે! એકીશ્વાસે જાણે કે તે અનેક કલ્પનો દ્વારા આ આંસુના મૂલ્યથી પ્રિયતમાને (કે વાચકને!) સભાન કરે છે. 'હું અહીં છું ત્યાં સુધીમાં તારી સામે બેસીને મને આંસુ સારી લેવા દે. મારાં આંસુમાં તારા ચહેરાનો સિક્કો બને છે, તારી મુદ્રા તેમાં છપાય છે અને તેથી કેટલાં અમૂલ્ય તે બને છે! તું તેમાં સમાઈ છે તેથી જાણે કે મારાં આંસુએ તને ધારણ કરી છે. આ આંસુ તો મારા દ્રવતા હૃદયનાં ફળ સમાં છે ને વધુ વેદનાના તેઓ પ્રતીક બને છે; કેમકે જેમજેમ એકેક આંસુ નીચે પડે છે તેમતેમ તેમાં રહેલી તું પણ પડે છે, એટલે હું અને તું તે ક્ષણે ભાંગી જઈએ છીએ, એકબીજાં માટે સામસામે કિનારે ઊભેલી વ્યક્તિઓ જેવાં, એકબીજા માટે કાંઈ નહીં.'

ડનનાં આંસુ શું છે અને શું નહીં તેની વિમાસણમાં પડી જવાય—જો ઉતાવળે કે બેધ્યાનપણે વાંચવા જઈએ તો. આથી ડનનાં રૂપકોને અને રૂપકમાળાઓને ધ્યાનપૂર્વક નીરખવાં જરૂરી છે. સતેજ મેધા અને પાંડિત્ય આ રૂપકોની પાછળ પડેલાં છે તેને બુદ્ધિશાળી વાચક સહેજ પ્રયત્ન કર્યા પછી માણી શકે છે. આંસુ ગોળ છે પણ તેથી ગોળ સિક્કા સાથે તેમની સરખામણી કોઈએ કરી જાણી નથી. એકબીજાની આંખમાં જોતાં પ્રણયીઓ એક બીજાની આંખમાં સ્થિર થાય છે એ જૂનું અને જાણીતું કલ્પન છે, પણ આંસુમાં ઊઠતું પ્રતિબિંબ ગોળ આંસુના સિક્કા

Let me pour forth
My tears before thy face, whilst I stay here,
For thy face coins them, and thy stamp they bear,
And by this mintage they are something worth,
For thus they be
Pregnant of thee;
Fruits of much grief they are, emblems of more,
When a tear falls, that thou fall'st which it bore,
So thou and I are nothing then,
when on a divers shore.

On a round ball
A workman that hath copies by, can lay
An Europe, Afrique and an Asia,
And quickly make that which was nothing, All;
So doth each tear
Which thee doth wear
A globe, yea world by that impression grow,
Till thy tears mixt with mine do overflow
This world, by waters sent from thee,
my heaven dissolved so.

O more than Moon,
Draw not up seas to drown me in thy sphere,
Weep me not dead, in thine arms, but forbear
To teach the sea what it may do too soon;
Let not the wind
Example find,
To do me more harm than it purposeth;
Since thou and I sigh one another's breath,
Whoe'er sighs most, is cruelest,
and hastes the other's death.

નથી ફિલસૂફીની ચર્ચાથી કાવ્યોને અળગાં રાખવા જોઈએ એમ માનનાર ડ્રાયડન ડનની વિરુદ્ધ ઓતરફી (!) દલીલ કરે છે: 'He affects the metaphysics, not only in his satires, but in his amorous verses, where nature only should reign; and perplexes the minds of the fair sex with nice speculations of philosophy, when he should engage their hearts, and entertain them with the softness of love.' (Dryden: An Essay of Dramatic Poesy 1668) કેમ જાણે કે વાચકને મૂઝવવાના જ વિચારે કવિએ એક પર એક રૂપક ઠાસી ઠાસીને લાદ્યું ન હોય! ડનના કાવ્યો વાચનારે સવેદના ઝીલવી જોઈએ તેમ બુદ્ધિને પણ કસવી જોઈએ. આસુ માટેના અનેક રૂપકો ખોળવા, અને છે તેમ પદ્યબંધમાં મૂકવા ડને ચોક્કસ બુદ્ધિ દોડાવી હશે અને મગજ કસ્યું હશે. જે આટલી મહેનતે રચાયું તે આસ્વાદવા વાચકે તેટલી બધી નહીં પણ થોડીક તો મહેનત કરવી જ રહી. બેન જૉન્સનનો તો અભિપ્રાય એવો છે કે કાળજીપૂર્વક કરેલુ કવન એટલી જ કાળજીપૂર્વક વાચવાને લાયક હોય છે. 'Things wrote with care deserved to be so read.' ડનની સર્જકશક્તિ સાથે તેની વિચાર-સમૃદ્ધિ શબ્દમા કડારાવા તત્પર છે, તેથી તેના કાવ્યોમાં આ બનેનુ દ્વંદ્વ વાચકની ચેતના પર આઘાત–પ્રત્યાઘાત ઉઠાવે છે. એલિયટની પોતાના પુરોગામી ડનની કવિતા સાથે આ

ક્રંદન નંદનમય
અનંત શ્રુતિને ગાન
નિષ્પંદને રહેલ રાગિણી...

જનેતા હે,
તુ જ તે દુહિતા.
તને
અતીતને અનાગતને ય પામી
પામુ મને :
પામી રહુ શાન્ત શાન્ત આનંદ.

## મહેશ જોશી

---

### મૃત્યુગીત

(યુદ્ધમાં મૃત્યુ પામેલ પતિ પાછળ)

પારધીના તીર વાગ્યાં કૂળાં કાળજે
હવે અમારા પગ અડવડિયાં ખાય જો,
લોહી ઝર્યેથી રાતી રાતી આંખડી
વગડામાં કેશૂડે લાગી લાહ્ય જો

સૂની વડની ડાળે ઝૂલુ એકલી
વડવાયુંમાં અટકે કેશકલાપ જો,
ખૂટ્યા નવાણો-પાતાળે પાણી પૂગ્યા
રઝળે ઉનાળાનો એકલ શાપ જો

ઢોલીડાના સૂના જાંગી ઢોલડા
તલવારુંની સૂની તોરણમાળ જો,
અતલસનાં ઓસિકા–સૂના ઢોલિયા
ઘરચોળાની ઊડે જ્વાલા લાલ જો.

## ઉશનસ્

# વસંતપંચમી

(સૉનેટ-પંચક)

**૧ ઉઘાડ**

કશુંક ઊઘડે આખેઆખું અચિન્ત્યું જ સામટું,
કશુંક ગઈ કાલે જે નોંધ્યું ન'તું; ન'તી લક્ષિતા
–સમય વયમાં–ઓચિંતાની થઈ રતિ પુષ્પિતા!
સૂરજમુખીની મોટી ઝાળે ભભૂકી ઊઠ્યો દિન;
શિશિરની કળી તે પોતે કો વિરાટ હવે ફૂલ,
કડક દિશદિક્ તડકાઓનાં ટટાર દલેદલ;
કિચૂડ ઊઘડે કોઈ જંગી અવાવરુ કાચનો
મહલ ઝપટયા આકાશોમાં ખિલોરી વળાઈને,
ઊઘડી જ જતાં બારી બારી દુવાર; લૂછાઈને
ઝળકી ઊઠતાં સામાસામી ભીંતો પર દર્પણો;
કશુંક ફફડે છે આંખોમાં ફૂદું સૂનકારનું,
કશુંક ભમતું ભૂંભૂં જાણે બધે ભણકારનું;
દલ ખરી જતાં રાત્રિચાડું ખૂલે ભમરા-ખચ્યું,
દ્યુતિ રવરવે ખિચ્ચોખિચ્ચા, મધુ દદડે લચ્યું.

**૨ ફૂલોને અજવાળે**

વન-ગહનના અંધારે કો ફટાક ફૂટી કળી,
હવડ અપૂજી દેરીના કો ખૂણે પ્રગટ્યો દીવો,
શગ જરીક હૈ લ્હેરાઇને સહસ્ર બીજી શગે,
પ્રજળી ઊઠી રે આંચે એની કપૂરની આરતી!
વન-ગહનનાં અંધારામાં ફૂલોથી જરા દ્યુતિ!
ટગુમગુ થતી જ્યોતે ઝાંખું જરાક મુખાકૃતિ:
તિમિર રૂપસી આદિવાસી અહો વનદેવતા!
અબીલ શબલા મૂર્તિ કંકુગુલાલથી ચર્ચિતા!
વન-ગહનનાં અંધારાંઓ અવાવરુ ઓગળે,
પીગળી પીગળી એના આજ્યે સહસ્ર શગો ઝળે;
ભડભડી ઊઠી ઓચિંતાની શગો બધી સામટી,
ગગન ભભૂકી ઊઠ્યું એની રતુંબડ ઝાળથી!
વન-કુસુમના અજ્વાળે રૂહાં ઉકેલી પ્રભુકૃતિ;
લિ.પિ સુ-વરણી પાનેપાને લખી શી ય સંસ્કૃતિ!

જ તકરાર છે કે તીવ્ર લાગણી અને વૈચારિક શક્તિ કાવ્યમાં વિખૂટાં પડેલાં જોવા મળે છે. એકીસાથે બેઉનું અસ્તિત્વ હોય તો અનન્ય આનંદ પૂરો પાડે, એટલે કાવ્યમાં બેઉ હોવાં આવશ્યક છે. એલિયટને ડન અને તેના અનુયાયીનાં કાવ્યોમાં આ પ્રાણવંતુ તત્ત્વ દેખાય છે, તેનો તે આદર કરે છે. ફક્ત લાગણીના ઊભરા ઠાલવતી 'પોચટ આંસુ સારતી' કે સુષ્ઠુસુષ્ઠુ કવિતાથી ડન દૂર જ રહ્યો છે. તેમ છતાં તેની પત્ની પ્રત્યેની લાગણી ઉત્કટ પ્રણયાની નથી શું?

બીજી કડીમાં એક નવું રૂપક કવિ વિસ્તારપૂર્વક આયોજે છે. ભૂગોળ અને ખગોળના જ્ઞાનનું વિસ્તરણ સામાન્ય જનને પણ વિચાર કરતો કરી મૂકે ત્યારે કવિની કલ્પનાશક્તિને વિકસાવે એ કેટલું સ્વાભાવિક છે! આંસુની સરખામણી હવે કવિ કરે છે પૃથ્વીગોળ સાથે. 'એક દડો હાથમાં લઈ કામ કરતો કારીગર નકશામાં જોઈ જોઈ ને તેના પર યુરોપ, આફ્રિકા, એશિયા અંકિત કરે છે અને તેમ કરતાં કંઈ નથી તેમાંથી સઘળું સર્જે છે, શૂન્યમાંથી સૃષ્ટિ સર્જે છે. તેમ તારું એક એક આંસુ પૃથ્વીગોળ છે, તેમાં તારી સૃષ્ટિ સમી તું અંકિત થઈ છે. તારાં અને મારાં ઘણાં બધાં આંસુ ભેગાં થઈ ને આ સૃષ્ટિને ડુબાડી દે છે. તારાં વહેતાં આંસુમાં મારું સ્વર્ગ ડૂબી જાય છે.' સૃષ્ટિના સર્જનથી માંડીને પ્રલય સુધીનં સઘળું આ એક કડીમાં કવિએ સમાવી દીધું છે. થોડા જ શબ્દોમાં ઘણું કહી જવું એ કવિની અનેક ખાસિયતોમાંની એક છે. પ્રણયીજનો માટે એકબીજાનું સામીપ્ય એ જ એમની સૃષ્ટિ, આંસુભરી વિદાય એટલે એ સૃષ્ટિનો પ્રલય! એકબીજાના સાંનિ-

ધ્યમા રાચતા પ્રણયીજનો માટે વિરહ કેવો દુ સહ છે, કેવી શૂન્યતા તેમાથી સર્જાય છે તેનો ખ્યાલ કવિ અપૂર્વપણે આપે છે વિદાય જ્યા આવી કપરી લાગે છે ત્યા સાહચર્યનુ કેટલુંય મૂલ્ય હશે એની કલ્પના વાચકને જરૂર સ્પર્શી જાય એ કાવ્યકડી પર ચિંતન કરતા બીજા પણ કેટલાક ખ્યાલો આપોઆપ ઊઠે પત્નીની પ્રિય મુદ્રા તે પ્રેમ ભીના પતિનુ સ્વર્ગ, આસુના ધોધમા મુદ્રા ધોવાઈ જાય નો પતિનુ સ્વર્ગ પણ હતુ ન હતું થઈ જાય-my heaven dissolved so! પત્નીનો પ્રેમ મળ્યો ત્યારે જ સૃષ્ટિ આનદમય લાગી, જીવવા જેવી લાગી તેનો અનુસાર yea, world by that impression grow કદાચ આ બધા ખ્યાલોને તર્કબદ્ધ રીતે મૂકીને એક તારણ ન કાઢી શકાય છતા કવિને જે સિદ્ધ કરવુ છે એ જરૂર થાય છે કવિના મનમા વસેલુ વિરહની અપેક્ષામા પ્રગટેલું, અમતોષનુ દુ ખ કલ્પનાથી મઢાઈને સૂચનગર્ભિત વાણીમા રજૂ થાય છે અને વાચકના ચિત્તમા તેવી જ સવેદનાના પડઘા પાડે છે

ત્રીજી કડીમા કવિ પ્રિયતમા—પત્નીને ચદ્રમુખી ન કહેતા એક ડગલું આગળ વધીને ચદ્રથી પણ અદકી more than Moon કહે છે વધારે સુદર હશે માટે? ના રે ના, પ્રેમને અને સૌ દર્યને કાઈ સીધો સબધ ડનના કાવ્યોમા છે જ નહીં ડનની પ્રિયતમાનુ વર્ણન ક્વચિત હોય જ નહીં તે તો એવુ પણ કહેવાવાળો છે 'I can love both faire and browne ' ચદ્ર દરિયામા ભરતી લાવે એવો શક્તિશાળી છે, તો ડનની પત્ની તેથી પણ વધુ મોટી ભરતી લાવવા શક્તિમાન છે શુ? કવિ તેથી જ

૩ વસતક્ષોભ

તડિત સરખી તિરાડોમા તડાક થઈ તૂટયો
શિશિર સગનો સો સો સૂર્યે સપાટિત આયનો,
ભીતર તરતા આખા બિમ્બે ઊડી શત કચ્ચરો,
શત સીકરમા હિલોળાઈ ઊઠયા દ્યુતિનો ઝરો,
ઉપરથી શુ કે—ના જે વસ્તુ—ડબાક જળે ખર્યું,
સર થઈ ગયુ વર્તુલોમા તરગિત વિસ્તર્યું,
કયહીંક ફૂલકુ ફૂટયુ તેનો 'ટપ' ધ્વનિ ફોરતો
વન ફરી વળ્યો આન્દોલાતો હવાજળ દડોળાતો,
કુસુમકળીઓ શબ્દાઈ તે વનાચન કલબલ,
ફૂલફૂલ થયા સૂરો, ઊઠે પરસ્પર ઢર્ષર!
ધ્વનિ રસ દ્યુતિ સ્પર્શે ગધે તુફાન અહો, ઊઠયુ!
સ્વર કુસુમના વર્ણી છધા, રહસ્ય ફૂટ ફૂટ
શુ ય થઇ જશે શબ્દો માત્ર પતગિયુ આખરે?
નથી નિખિલમા ઠેકાણું કૈં, કશાયનુ કયાય રે!

૪ રોમહર્ષણ

ગઈ અખિલ આ હસ્તી ફેરૂ વસત વસ્રત થૈ,
અનુભવી રહુ પાચે ભૂતે પ્રહર્ષણ રોમમા,
ઊંચકઈ રહી આખી સૃષ્ટિ-સમષ્ટિ જ વ્યોમમા!
કણકણ અહો તબૂ જ્વો તણાયલ તત થૈ!

શિશિર પૃથિવી મારી કૂ ળી સુગધ સુગધ થૈ,
ગડી વળી ગયા પ્હાડો પોચી પહેલ પડી જઈ,
નિબિડ વગડા મારા ફૂટયા ફટોફ્ટ વાસના,
ફૂલ ફૂલ થઈ ઈચ્છા ઈચ્છા દૂ ખે દૂ ખ વાસના;

રગ પણ કણે થોડું લીલુ તૃણાયત ઝાયથી,
તન જલધિનુ તોફાનોમા તળે 'પર માક્ષથી,
પ્રીત સૃજનની છકી માતુ, અચાનક લાજૂડી
પ્રથમ શરમે ગતીરાતી, તુફાનથી છાતડી
જલધિ તલ શી ઊંચીનીચી, રુધિર રગેરગે,
રતિથી દ્યુતિથી પૃથ્વી રહેરે વસતલ શો ઝગે!

૫ મુક્ત

કશુક હતુ બે છેટુ છેટુ, હવે ખસતુ કને,
કશુક હતુ બે પાસે, સ્પર્શે આમરતુ ક્ષણે ક્ષણ,

કશુંક હતું જે સામે સામે, અડોઅડ સાથમાં,
કશુંક હતું જે સાથે સાથે હવે લીન બાથમાં!
કશુંક દ્રવતું એકાકારે, મટી જતું રે દ્વય
વય સમયના શીશાજામે છલચ્છલતો મય!
ઘરની ખીંટીએ ઊંચી 'ચીચી' સસત્ત્વ મહોધમી;
બૃહદ કદની ગર્ભાઁધાને લચી ગઈ શૂન્યતા,
નીડ ફરકતો ચાંચે, તેનું ખર્યા કરતું તૃણ;
ઈંડું ફરકતું આંખે, પાંખો ઇંડા મહીં ફડ્ફડ;
ખરતું પીછું ને પીંછામાંથી ખરે નભના કણ,
ફરી વધ્યું ખૂણે ખૂણે તેના હિલોળનું કંપન;
કશુંક ફરકયું બ્રહ્માંડોમાં સચેતન ઉર્વર,
–કશું પ્રસવશે ગમ્મે ત્યારે હવેની ઘડી, પળ...

જમીઅત પંડ્યા

## હજી હમણાં જ તો

ફેલાયલી વાતાવરણમાં
શ્વાસની સૌરભ,
સદ્યસ્નાતા આપની–
અંકિત અરીસામાં થયેલી ઝાંકળી મુખ-આકૃતિ,
શય્યા ઉપરની કરચલીઓ,
સ્પર્શ સળવળતા રહેલા પુસ્તકો પરઃ
–ને અજન્તાના કલાત્મક શિલ્પની–
ભ્રમણા જગાડે છે દીવાલો પર કદી પથરાયલા
આજે ય પડછાયા.
બધાં ચિહ્નો કહે છે કેઃ
'હજી હમણાં જ તો અહીંથી ગયાં છો!'

તેને more than Moon–ચંદ્રથી પણ અદકી–કહે છે. પણ તેને વિનંતી કરે છેઃ 'આંસુની એવડી મોટી ભરતી ન લાવીશ કે જેથી હું તેમાં ડૂબી જાઉં. તારાં આંસુ છલકાવવાં માંડી વાળ. કયાંક દરિયો તારું અનુકરણ કરતાં શીખી જશે અને તરત જ છલકાવા માંડશે!' ઉપરછલ્લી દષ્ટિએ જોતાં સીધાસાદા લાગતા આ કલ્પનમાં કટાક્ષ છે અને કટાક્ષમાં ગમગીનીનો ભાર છે Weep me not dead,in thine armes એ શબ્દો weep, dead અને arms પર ભાર મૂકીને વાંચતાં વિદાય દેવાની ઘડીએ પત્નીના દ્રવતા હૃદયની અને કંઈક અતિશયોક્તિની (એટલાં આંસુ પાડે કે તેમાં ડૂબી જવાય!) સભાનતા થાય છે. એ લીટીને ફરી વાર me, dead અને thine પર ભાર મૂકીને વાંચતાં કટાક્ષ—વિધિની વિચિત્રતા પર સ્મિત કરતા કટાક્ષ તરફ–ધ્યાન ખેંચાય છે. પત્નીના બાહુ-પાશમાં પતિ, કે પ્રિયતમાના આલિંગનમાં પ્રણયી, ઉષ્માભરી સલામતી અનુભવતો હોય એ માન્યતા પછીતમાં રાખી કવિ આશ્ચર્યથી કહેતો જણાય છે કે મને, તારા પ્રેમીને, હાથોમાં જ આંસુની ભરતીમાં ડુબાડી ન દેતી! દરિયો તારી પાસેથી પ્રેરણા લઈને મને કયાંક ડુબાડી ન દે! તીરેનજરથી કોઈ સાચેસાચ ઘાયલ નથી થતા પણ કવિઓ તેની વાતો કર્યા જ કરે છે, તેમ આંસુની ભરતીમાં કોઈ સાચેસાચ ડૂબતું નથી એવી વાસ્તવિક વાત અહીં અપ્રસ્તુત છે. કવિનો આશય છે ઉભયનો વિલાપ અને ગમગીનીનો નિર્દેશવાનો. તેથી આંસુની ભરતી પ્રસ્તુત બને છે. કવિની સંવેદનાનો પડઘો તેમાં ઊઠે છે. ઉપ-

રાન, જીવનની ક્ષણભંગુરતા તરફ પણ સ હેજ અંગુલિનિર્દેશ સાગરની ભરતીના ઉ લ્લેખમાં ક્રે Forbear to teach the sea એ વાત માનીને કદાચ આંસુ છલકાતાં રોકાય, પણ સાગર તો આમે ય ઊછળતી ભરતીમાં ડુબાડી દે એવો છે 'What it may do soone એ શબ્દો વાચકને કુદરતી તત્ત્વોની ભીષણતા અને માનવ જતુની પામરતાથી એકદમ સભાન કરી દે છે ડનનાં પ્રણયકાવ્યોમાં વિષાદનું તત્ત્વ આરોભાર ખડકેલુ છે તેનો અહીં પરિચય થાય છે પ્રિયતમાથી વિખૂટા પડતાં અનેક વિચારો હૃદયને રંજાડતા હોય છે તેમાં આ પણ એક નથી હોતો શું કે 'આ જિંદગીમાં પાછાં મળીશું ખરાં? વાચકના મનને કવિ પોતાની જેમ આ સઘળી શક્યાશક્યતાઓના વિચાર-ચગડોળે ચડાવી દે છે

છેલ્લી પાચ લીટીઓમાં પણ આ વિ ચારોનું પુનરાવર્તન છે આસુ રોકો પણ નિ શ્વાસ તો મુકાઈ જ જાય ને! 'પણ એવડા મોટા નિસાસા ન નાખીશ કે પવનને પ્રેરણા મળે આમે ય ફૂંકાતો પવન દરિયાઈ મુસાફરીમાં પજવે જ, પણ જો પ્રણયી જનોના નિસાસા જોઈને પવન વાવાઝોડામાં પલટાય તો મારી હેરાનગતિનો પાર ન રહે! આસુની ભરતી અને નિશ્વાસના ઝંઝાવાત કાવ્યોમાં વારવાર દેખાતાં રૂપકો છે અહીં કંઈ વિસ્તારથી મૂકેલા છે તે બીજે શબ્દ સમાસોમાં સમાવાયા છે કવિ કાવ્યનો ઉપસંહાર કરતા પાછું મૃત્યુને યાદ કરે છે 'આપણે બેઉ એકબીજા માટે નિશ્વાસ મૂકતા એકબીજાનો શ્વાસ વેડફીએ છીએ એટલે જે વધુ નિશ્વાસ મૂકે છે તે વધુ ક્રૂર છે કેમકે તે બીજાનું મૃત્યુ વધુ નિકટ આણે છે'



## મકરન્દ દવે

### હાસ્ય અહીંની હવા મહીં

જે હાસ્ય અહીંની હવા મહીં રેલાયું કાલે
અતીતની અસવારી પર એ ચડી ગગનમાં
ફરી ધરાની લીલી ધો પર આકળ થઈ મલકાય

નાની, નાની સાવ હોઠની પ્યાલી આ,
ને ઘડી ભરી ભરપૂર, ઘડીમાં ખાલી આ
રે, કોણ મૃત્યુને પાર ભરે મતવાલી આ
જે નજર તણું છેલ્લું કિરણુ ગમગીન હૃદયું ઘન અંધારે
તે પખીનો કિલકાર બની નયને નયને છલકાયું

જીરણુ આ જગની કથાની પાર સદા,
આ કોણ ભરે છે નવા સુનેરી તાર સદા,
કાને પડતા કાં શમી ગયા ઉદ્ગાર સદા?
આ સાવ અજાણ્યા ચહેરા પર એવું તે શું અમાઈ રહ્યું
કે કાળ સદા નીરખતો લઈને વિસ્મય મેરાયું?

આ ધ્રુવ હું તો પળપળનો જાણે જાય સર્યો,
ને અમૃતનો પ્રાણે પ્રાણે ભંડાર ભર્યો,
આ કોણે તેને ભરી ભરી નિર્બંધ કર્યો?
જ્યાં કાંઈ ન રાખ્યું પાસે ત્યાં આ શ્વાસ શ્વાસના સથવારે
આ કોણ અનામી? કોણ અરૂપી? ઘટને ઘાટ સમાયું?

## પ્રિયકાન્ત મણિયાર

### ક્રૌંચ-વધ

નિદાઘ ભડકે બળે! અગન વેરતો સૂર્ય શો!
મને ઉદર મધ્ય અગ્નિ પજવે ક્ષુધાનો નર્યો.

અરણ્ય ભરપૂર હોય પશુ એક ના પ્રાપ્ત છે,
બખોલ મહીં ગુપ્ત ક્યાંય, વિહગો વળી નીડમાં;
સુદૂર નીરખું નદી હૃદય કૈંક ટાઢું પડે
મળ્યું મિથુન ક્રૌંચનું તટ પરે તહીં લીન શું
અનંગ અનુરાગમાં અવશ અંધ છે શી ક્ષણો!
નિશાન બસ એક ને તરફડી પડ્યું એક તે
ઊડ્યું મૃદુલ અન્ય એક લઘુ પાંખથી ચીખતું
મળ્યું સભર માંસથી-જઠર પોષતું-શું મળ્યું
વિણક્ત કરી ભક્ષ્ય ને ઉદર બેઉ ઠારી દીધાં.

ઘડીક ભ્રમણા ભરી સકલ રંગના સ્રોતની
નમ્યો પ્રખર સૂર્ય ને ગગન એ જ શું શાંત છે!
ચગ્યો મધુર ચંદ્રમા, પ્રિયતમા! હજી પાસ તું
હજી નિકટ આવ તું-વચલું વસ્ત્ર બાધા કરે
છલંગ ભરતો, પયોધર પ્રમત્તની જોડલી
ગ્રહું મધુર ટેરવે અકળ એકથી સાંભળું
કહીંથી રવ ક્રંદતી વિલપતી જ ક્રૌંચી તણો.

પ્રણય ને મૃત્યુ ડનનાં કાવ્યોમાં સાથે જ મુકાયાંછે. પ્રણયની મસ્તીના ગાનમાં કવિએ મૃત્યુના ઘેરા ઓછાયા સમાવ્યા છે. ત્યારે આ તો વિદાયનું, રુદનનું ગીત. તેમાં મૃત્યુના ઓથાર હોય જ ને! મૃત્યુ અને પ્રણયનો આવો અવિચ્છિન્ન સંબંધ દરેક કવિ સૂચવતો આવ્યો છે. ડનનાં કાવ્યોમાં બેઉમાં સમાયેલું આત્મવિલોપન, અન્યમાં સ્વને ખોઈ દેવાની, તેથી સ્વનો બલિ ધરવાની, તત્પરતા અભિપ્રેત છે. ઉપરાંત સોળમી સદીનો 'die' અને 'dead' નો રોજિંદી બોલીનો અર્થ પણ તેમાં સમાયો હશે જ. ડન તેના સમાજનો હતો એ ન ભૂલીએ તો ત્યારની વાતચીતની બોલીમાં 'die'નો અર્થ પ્રણયીઓનો પરસ્પરને ભોગવ્યાનો સંતોષ થતો હતો એ પણ સંભારવું જોઈએ. કાવ્યમાં જ્યાંજ્યાં 'die'નો કે તેને લગતા શબ્દોનો ઉલ્લેખ આવે ત્યાંત્યાં આ દ્વિઅર્થી મર્મ હાજર હોવાનો.

ડનનો જમાનો જ હતો દ્વિઅર્થી શબ્દોનો પ્રયોગ કરી કોયડાભરી કવિતા રચવાનો. એક કલ્પનને બહેલાવીને પ્રસ્તુત પ્રસંગ સાથે મારીમચડીને પણ તેનો મેળ બેસાડવાની તે સમયના કવિઓની સ્વીકૃત રીતિ હતી. શેક્સપિયરનો રિચર્ડ બીજો જેલમાં બેઠો બેઠો વિચારે છે કે આ જેલને મારે દુનિયા સાથે સરખાવવી છે. પણ દુનિયામાં ઘણી વસ્તી છે જ્યારે જેલમાં હું એકાકી છું. છતાં, કંઈ વાંધો નહીં. I'll hammer it out. મારીમચડીને સરખામણી બેસાડવાની તેની તત્પરતા છે. તેવી જ metaphysical કવિઓની છે. રિચર્ડ બીજો કહે છેઃ 'મારી બુદ્ધિ-brain-અને હૃદય-soul-ને ભેગાં કરી હું નવા વિ-

ચારો સર્જશ ' એમ ડન અને તેના મિત્રો પ્રસંગ પસંદ કરી તેને માટે એક કલ્પન પસંદ કરી, કાવ્ય રચનાના નિર્ણય સાથે નવા વિચારો સર્જે છે

તેમના કાવ્યો વાચતા આયાસે ઉપજાવેલી કલ્પનોની ભાત દૃષ્ટિગોચર થાય છે પ્રસ્તુત કાવ્યમા વિદાયનો પ્રસગ નિમિત્ત બને છે તેથી આસુ અને નિ શ્વાસના વર્ણન પ્રસ્તુત બને છે આસુ માટે રજૂ થયેલા ઉપમેયો નવીન અને તેથી આહ્લાદક લાગે છે આસુની સિક્કા સાથેની સરખામણી નોધતા વાચક 'ઓહો, એમ!' ના ઉદ્ગાર સહજપણે કાઢે છે પણ ના, હજી તો આ શરૂઆત છે કવિ વણથભ્યો એકથી બીજા રૂપક પર દોડ્યો જાય છે ફળ અને પ્રતીકોની વાત પૂરી થતા nothing પર કાવ્યકડી પૂરી થાય છે તે સાથે એક વિચાર પણ અહીં પૂરો થાય છે હવે કવિની વિચાર ધારા ધીમી છે રૂપકમાળા નહીં, એક વિસ્તારેલુ રૂપક રજૂ થાય છે પૃથ્વીગોળ સાથે આસુની સરખામણી વિગતે કવિ કરે છે nothing માથી allનું સર્જન થાય છે આસુ ફક્ત પાણી નથી, પ્રિયતમાનુ પ્રતિબિબ તેમા છે એટલે તે સર્વસ્વ છે All ની ઉપરનો ભાર nothing નો સીધો વિરોધ કરે છે અને એ nothing આગલી કડીના nothing નો પડઘો પાડે છે Nothing માથી all થાય એટલે વાચકના મનમા ઉલ્લાસ પ્રસરે છે પણ ત્યા તો ફરી પાછી કડીના અતે પ્રલયની, સ્વર્ગ ગુમાવવાની વાત જ રજૂ થાય છે પોતાનો દાવો પુરવાર કરવા માટે ધારાશાસ્ત્રી પુરાવામા એક પછી એક સાક્ષી રજૂ કરે તેમ કવિ જુદાજુદા રૂપકો જુદીજુદી

## રઘુવીર ચૌધરી

### અભિમાન

નીલમ લીધી સર્રી સુવાળપ
આથમણી આ ટેકરીઓ પર ફરકે
સરકે દૂર ક્ષિતિજના ઓવારાને અડકે
હળવે આમ તેમ હુ નજર કરુ ત્યા
વૃક્ષ ઊગેલા મારી સાથે
સામે ઊપસી આવે
હુ માગમા જાગુ
હર્યો ભર્યો શો લાગુ!

કેસર આબાની કૂપળ લઈ
અરે! એ જ આ ડાળ
વેન શી નમેલ નમણી
શૈશવ સામે મદ મદ લહરાઈ ઊઠેલી,
માતાના ખોળામાથી છટકીને
હુ પકડુ ત્યા એ તો કેવી ઊચે ખસી ગયેલી!
મા પણ મૂગુ હસી ગ્હેલી!
હુ ખેડેલી જમીનના એ ખોટ ખોટને જાણુ
એની સુગધને સહુ માણુ
હુ તો કણ કણનો પણ સ્વાદ ખરો પરમાણુ
ખારી મીઠાશ ઊગી તરણામા તગતગવા લાગે
ત્યારે હુ તો ઘૂટણિયે થઇ ગાઉ
કિલબિલ પખીડાના ગાન!
મિત્રો, એનુ મને હજી અભિમાન

## રામચંદ્ર બ. પટેલ

### કહું હું

જરા આછી આછી પમરતી પરોઢે પથ પર
હતી તું ઊભેલી સ્થિર અરવ કો કૂંપળ સમ
ભરી મીઠા ભાવો (મબલખ ઉજાસી) ઝરમર
હતો તારો ચ્હેરો નભ ઊઘડતું પદ્મ મહીંથી–
ઊડે ઝીણી ઝીણી મશરૂ સમ લીસ્સી સુરભિની
તરંગીલી લીલા ફરફરિત લ્હેરી મુખરિત
થઇ મ્હેંકે...જાણે તરસી હરિયાળી ઊછળતી.

તને જોતાં ઊઠ્યો હું હણહણતો મેઘ થઇને
પલાળ્યો વેગીલો તરબતર ભીનો હલકતો
ઘડીમાં ગાજીને ચહુદિશ સમેટી લઈ ઢળ્યો...
પછી કુંવારું જે લસ લસ થતું વ્હાલ સઘળું
ઉગાડી ઊભો ત્યાં તવ મુખ થયું શીદ અવળું ?

થયું સારું: મીઠો ગણી અણગમો જાઉં વીસરી
લઈ આ વેળાની કસમ કહું હું આવું ન ફરી.

## મહેન્દ્ર ગોહિલ

### ક્ષણો

સદીઓ સુધી જે મળી ના શકી
ઘડીમાં મળી જાય છે એ ક્ષણો.

કદી મીણની જેમ થીજી જતી,
કદી ઓગળી જાય છે એ ક્ષણો.

કદી ક્ષણ મહીં હું ભળી જાઉં છું,
કદી તો ભળી જાય છે એ ક્ષણો.

સંબંધોમાં પકડી લઉં છું કદી,
કદી નીકળી જાય છે એ ક્ષણો.

કડીઓમાં રજૂ કરતો જણાય છે. ડન ધારાશાસ્ત્રીની તાલીમ લઈ ચૂક્યો હતો તે વાત એના સમભાવી વાચકથી કેમ વિસરાય?

હજી દલીલોની રજૂઆત જાણે કે અધૂરી છે. તેથી કવિ આંસુની ભરતીને સાગરની ભરતીની પ્રેરણા ન બનવા અને નિશ્વાસના વૈપુલ્યને પવનના વાવાઝોડાંને ઉત્તેજન ન આપવા કહે છે. બેઉ રૂપકો વળી પાછાં death તરફ, છેવટના nothing તરફ આંગળી ચીંધે છે. કાવ્યમાં વાત છે વિદાયની, પણ સૂર છે ચિરવિદાયનો. ભાત ભાતનાં રૂપકો વાચકને કવિની સર્જકશક્તિ વિશે સભાન કરે છે,તો તે દ્વારા વ્યક્ત થયેલું ચિંતન કવિમાનસની ગહનતાની શાખ પૂરે છે. આખું કાવ્ય કવિના ચિત્તમાં ઘોળાઈ, ઘૂંટાઈ ને શબ્દદેહ પામ્યું છે, કવિના અંતરતલમાં રહેલા અંદેશા અને આશંકા તેમાં કંડારાયાં છે. સંભવિત છે કે પહેલા વાચને કાવ્ય પૂરેપૂરું ન માણી શકાય. રૂપકની પાછળ ડોકિયાં કરતા વિચારોનો દોર પકડતાં પકડતાં જેમ ફરી ફરી વાંચીએ તેમ વધુ ને વધુ આનંદ આવે એવી કાવ્યની બાંધણી છે.

Nothing નો પડઘો બીજી કડીમાં ઊઠીને અંતની કડીના deathમાં તેનો વિચાર સમાવાય છે તેનો ખ્યાલ તરત આવે એમ નથી. ડનનાં કાવ્યોમાં ફક્ત શબ્દોની લયબદ્ધ બાંધણી હોય છે એવું નથી, વિચારોના લય પણ આકર્ષક હોય છે. અવનવે રૂપે મઢીને, જુદા જુદા અનુભવોમાંથી તારવીને, મર્મ અને કટાક્ષના સ્મિત સાથે, મેધા અને વાક્છટાનો સુમેળ સાધીને અંતરના ઊંડાણમાં રહેલી વાત કરતો કવિ સંવેદન અને ચિંતનથી ભર્યું ભર્યું કાવ્ય નિરૂપે છે. ચિંતનનો દુર્ગ્રાહ્ય ગઢ જીતીને સંવેદના

ચારો સર્જીશ ' એમ ડન અને તેના મિત્રો પ્રસંગ પસદ કરી તેને માટે એક કલ્પન પસદ કરી કાવ્ય રચનાના નિર્ણય સાથે નવા વિચારો સર્જે છે

તેમના કાવ્યો વાચતા આયાસે ઉપજાવેલી કલ્પનોની ભાત દૃષ્ટિગોચર થાય છે પ્રસ્તુત કાવ્યમા વિદાયનો પ્રસંગ નિમિત્ત બને છે તેથી આસુ અને નિ શ્વાસના વર્ણન પ્રસ્તુત બને છે આસુ માટે રજૂ થયેલા ઉપમેયો નવીન અને તેથી આહ્લાદક લાગે છે આસુની સિક્કા સાથેની સરખામણી નોધતા વાચક 'ઓહો, એમ!' ના ઉદ્ગાર સહજપણે કાઢે છે પણ ના, હજી તો આ શરૂઆત છે કવિ વણથભ્યો એકથી બીજા રૂપક પર દોડ્યો જાય છે ફળ અને પ્રતીકોની વાત પૂરી થતા nothing પર કાવ્યકડી પૂરી થાય છે તે સાથે એક વિચાર પણ અહીં પૂરો થાય છે હવે કવિની વિચાર ધારા ધીમી છે રૂપકમાળા નહીં, એક વિસ્તારેલું રૂપક રજૂ થાય છે પૃથ્વીગોળ સાથે આસુની સરખામણી વિગતે કવિ કરે છે nothing માથી allનું સર્જન થાય છે આસુ ફક્ત પાણી નથી, પ્રિયતમાનું પ્રતિબિંબ તેમા છે એટલે તે સર્વસ્વ છે All ની ઉપરનો ભાર nothing નો સીધો વિરોધ કરે છે અને એ nothing આગલી કડીના nothing નો પડઘો પાડે છે Nothing માથી all થાય એટલે વાચકના મનમા ઉલ્લાસ પ્રસરે છે પણ ત્યા તો ફરી પાછી કડીના અતે પ્રલયની, સ્વર્ગ ગુમાવવાની વાત જ રજૂ થાય છે પોતાનો દાવો પુરવાર કરવા માટે ધારાશાસ્ત્રી પુરાવામા એક પછી એક સાક્ષી રજૂ કરે તેમ કવિ જુદાજુદા રૂપકો જુદીજુદી

## રઘુવીર ચૌધરી

### અભિમાન

નીલમ લીલી સને સુનાળપ
આથમણી આ ટેકરીઓ પર ફરકે
સરકે દૂર ક્ષિતિજના ઓવારાને અડકે
હળવે આમ તેમ હુ નજર કરુ ત્યા
વૃક્ષ ઊગેલા મારી સાથે
સામે ઊપસી આવે
હુ માગમા જાગુ
હર્યો ભર્યો શો લાગુ!

કેસર આબાની કૂપળ લઈ
અરે! એ જ આ ડાળ
વેલ શી નમેલ નમણી
શૈશવ સામે મદ મદ લહરાઇ ઊઠેલી,
માતાના ખોળામાથી છટકીને
હુ પકડુ ત્યા એ તો ઊચી ઊચે ખસી ગયેલી!
મા પણ મૂગુ હસી રહેલી!
હુ ખેડેલી જમીનના એ ખોટ ખોટને જાણુ
એની સુગધને સહુ માપુ
હુ તો કણ કણનો પણ સ્વાદ ખરો પરમાણુ
ખારી મીઠાશ ઊગી તરણામા તગતગવા લાગે
ત્યારે હુ તો ઘૂટણિય થઇ ગાઉ
દિલખિલ પખીડાના ગાન!
મિત્રો, એનુ મને હજી અભિમાન

## રામચંદ્ર બ. પટેલ

### કહું હું

જરા આછી આછી પમરતી પરોઢે પથ પર
હતી તું ઊભેલી સ્થિર અરવ કો કૂંપળ સમ
ભરી મીઠા ભાવો (મખલખ ઉજાસી) ઝરમર
હતો તારો ચ્હેરો નભ ઊઘડતું પદ્મ મહીંથી–
ઊડે ઝીણી ઝીણી મશરૂ સમ લીસ્સી સુરભિની
તરંગીલી લીલા ફરફરિત લ્હેરી મુખરિત
થઇ મ્હેંકે...જાણે તરસી હરિયાળી ઊછળતી.

તને જોતાં ઊઠ્યો હું હણહણતો મેઘ થઇને
પલાણ્યો વેગીલો તરબતર ભીનો હલકતો
ઘડીમાં ગાજીને ચહુદિશ સમેટી લઈ ઢળ્યો...
પછી કુંવારું જે લસ લસ થતું વ્હાલ સઘળું
ઉગાડી ઊભો ત્યાં તવ મુખ થયું શીદ અવળું ?

થયું સારું: મીઠો ગણી અણગમો જાઉં વીસરી
લઈ આ વેળાની કસમ કહું હું આવું ન ફરી.

## મહેન્દ્ર ગોહિલ

### ક્ષણો

સદીઓ સુધી જે મળી ના શકી
ઘડીમાં મળી જાય છે એ ક્ષણો.

કદી મીણની જેમ થીજી જતી,
કદી ઓગળી જાય છે એ ક્ષણો.

કદી ક્ષણ મહીં હું ભળી જાઉં છું,
કદી તો ભળી જાય છે એ ક્ષણો.

સંબંધોમાં પકડી લઉં છું કદી,
કદી નીકળી જાય છે એ ક્ષણો.

કડીઓમાં રજૂ કરતો જણાય છે. ડન ધારાશાસ્ત્રીની તાલીમ લઈ ચૂકયો હતો તે વાત એના સમભાવી વાચકથી કેમ વિસરાય?

હજી દલીલોની રજૂઆત જાણે કે અધૂરી છે. તેથી કવિ આંસુની ભરતીને સાગરની ભરતીની પ્રેરણા ન બનવા અને નિશ્વાસના વૈપુલ્યને પવનના વાવાઝોડાંને ઉત્તેજન ન આપવા કહે છે. બેઉ રૂપકો વળી પાછાં death તરફ, છેવટના nothing તરફ આંગળી ચીંધે છે. કાવ્યમાં વાત છે વિદાયની, પણ સૂર છે ચિરવિદાયનો. ભાત ભાતનાં રૂપકો વાચકને કવિની સર્જકશક્તિ વિશે સભાન કરે છે, તો તે દ્વારા વ્યક્ત થયેલું ચિંતન કવિમાનસની ગહનતાની શાખ પૂરે છે. આખું કાવ્ય કવિના ચિત્તમાં ઘોળાઈ, ઘૂંટાઈ ને શબ્દદેહ પામ્યું છે, કવિના અંતરતલમાં રહેલા અંદેશા અને આશંકા તેમાં કંડારાયાં છે. સંભવિત છે કે પહેલા વાચને કાવ્ય પૂરેપૂરું ન માણી શકાય. રૂપકની પાછળ ડોકિયાં કરતા વિચારોનો દોર પકડતાં પકડતાં જેમ ફરી ફરી વાંચીએ તેમ વધુ ને વધુ આનંદ આવે એવી કાવ્યની બાંધણી છે.

Nothing નો પડઘો બીજી કડીમાં ઊઠીને અંતની કડીના deathમાં તેનો વિચાર સમાવાય છે તેનો ખ્યાલ તરત આવે એમ નથી. ડનનાં કાવ્યોમાં ફક્ત શબ્દોની લયબદ્ધ બાંધણી હોય છે એવું નથી, વિચારોના લય પણ આકર્ષક હોય છે. અવનવે રૂપે મઢીને, જુદા જુદા અનુભવોમાંથી તારવીને, મર્મ અને કટાક્ષના સ્મિત સાથે, મેધા અને વાક્છટાનો સુમેળ સાધીને અંતરના ઊંડાણમાં રહેલી વાત કરતો કવિ સંવેદન અને ચિંતનથી ભર્યું ભર્યું કાવ્ય નિરૂપે છે. ચિંતનનો દુર્ગ્રાહ્ય ગઢ જીતીને સંવેદના

ઝીલનારને ડન અદ્વિતીય કવિ લાગે એમા કઈ નવાઈ ખરી? ડનનો સમકાલીન બેન જૉન્સન પણ આથી ડનને 'The first poet in the world in some things' કહેતો 'Some things કહેવાનુ કારણ ખાળીએ તો તે ડનની સ્વતંત્રતામા જડે રૂઢિગત નહીં તેથી સમકાલીનોને તેની કાવ્યપ્રવૃત્તિ સર્વથા સ્વીકાર્ય લાગી ન હતી

ડને પ્રણયકાવ્યોની રૂઢિઓ અવગણી એટલુ જ નહીં પણ છંદ ને વાક્યરચના પણ મનસ્વી રીતે મૂક્યા છે કાવ્યનો આકાર સર્વસ્વીકૃત કડીઓના સ્વરૂપથી તેણે હમેશા બાધ્યો નથી પ્રસ્તુત કાવ્યમા તેણે મૂકેલી નવ કડીઓ તેના પ્રયોગાત્મક છંદરચનાની શાખ પૂરે છે અન્ત્ય શબ્દના અનુપ્રાસ તેને રોચક લાગે છે લીટી સાથે અર્થ પૂરો થાય એવુ પણ ઘણી વાર બને છે સામાન્ય રીતે મનના વિચારો સાથે તાલ મેળવતી પહેલી કડી લખતા લખતા છંદનુ વિધાન નક્કી થતુ જણાય છે, પછીની કડીઓ પ્રથમને અનુસરે છે ડનના કાવ્યે મા સરળ વહેતા છંદો લયો નથી, કેમ કે તે વિચારને, અર્થને અનુસરે છે આ કાવ્યમા પણ પરવા વિના બેસાડેલા પ્રાસ કે ક્યારેક ઉતાવળી તો ક્યારેક ધીમી પડતી ગતિ, શબ્દભારની વૈકલ્પિક અગત્ય (કડીની ત્રીજી લીટીમા ધ્યાન ખેંચે છે એની) ધ્યાન ખેંચે છે ક્યાક પહેલી કડીની શરૂઆત જેવા સાદા સીધા વાક્યો જોવા મળે છે, તો ક્યાક છેલ્લી બે લાટીઓ જેવી, ઘણા વિચારને અંતે અર્થ પામી શકાય તેવી જટિલ વાક્યરચના જોવા મળે છે બીજી કડીની ચોથી લીટીમા all અળગો પડીને ધ્યાન ખેંચે એવો શબ્દ છે ડને તે લખવામા પણ અળગો પાડ્યો છે આગલી

## યોસેફ મૅકવાન

### અમે

અમે તમારે કારણ વનમા ફૂલ ફુવારે ફોર્યા,
ગળબળતા ઝૂઝર્યા તાપમા, કૂપળ થઈને મ્હોર્યા
અમે વાયુની અંગુલિથી
સુગંભિત વન બજાવ્યા,
તમે ગયા સાવ અબૂઝ
ટહુકો થઇને પણ ના આવ્યા,
અમ તમારી પાસ ઢૂંક્યા તો અંગ તમે સંકોર્યા!
અમે તમારે કારણ વનમા ફૂલ ફુવારે ફોર્યા

અમે તમારે કારણ થઈને
વાદળ વાદળ વરસ્યા,
તમે ન નીસર્યા બહાર
વરસતા અમે ગયા રે તરસ્યા!
અમે વરસતા રહી તમોને પથ્થરમાથી કોર્યા,
અમે તમારે કારણ વનમા ફૂલ ફુવારે ફોર્યા!

## નિરંજન યાજ્ઞિક

### રક્તપિત્તના રોગીનુ ગીત

ખરી ગયેલી આગળીઓમા ખોવાયુ અડવાનુ ભાન,
ફરના હવે ફૂટપાથ સ્પર્શનુ ખોવાયુ રમતીનુ ગામ!

ટોળે વળતા રસ્તા પાપણથી રે'તાના ખર્યા,
આગળીઓએ સપી સબધોને પાછા વાળ્યા,
લમ્બાતા હાથે વરતાતુ બળબળતુ મૃગુ વેરાન,
ખરી રહેલી આગળીઓમા ખોવાયુ અડવાનુ ભાન!

શમણામા આંગળિયુ વીણે રોજ સ્પર્શના ફૂલ,
સૂરજ ઊગે ય થતુ –આપણે 'હોવાની' કે ભૂલ,
હવે હથેળીની રેખામા કોર્યું ને અડવાનુ નામ,
રુના હવે ફૂટપાથ ય સ્પર્શનુ ખોવાયુ રમતીનુ ગામ!

## ભગવતીકુમાર શર્મા

# મારા ગત જન્મોની કથા

મારા ગત જન્મોની કથા વ્યથાના
ધુમ્મસિયા રસ્તા પર વહેતી જાય;
મારે પડછાયે પડછાયે લીલાં ગુલમહોરનાં
વ્યંગચિત્રનો મોલ; અહો, લહેરાય!

મારાં ગીતો કેરાં ક્રૌંચ પાંખમાં
રક્તનીંગળતું આભ લઇને ઊડે;
ક્ષણ ક્ષણ જાંખુડિયાં મૃગજળના વહેતા
દરિયે મારા સાત જનમ જઈ બૂડે.

પેલાં વણ મ્હોરેલાં જાસુદ રાતાં ડિંભ
બનીને લટકે કસાઇ દ્વારે;
મારો કરમાયેલો સૂર્ય હાંફતો
શીશ ટેકવી સ્મશાનની પગથારે.

હતો જે ચણોઠીઓનો દેશ; લોહીનાં
ટીપાંઓનું વન બની તરડાય;
અમારા તુલસીક્યારે તરસ તડોતડ
બાવળ કેરા કાંટા થઈ ફણગાય.

વીત્યા ચોમાસે તો બિલાડીઓના ટોપ જોઇને
છલકાતો ’તો વિસ્મય કેરો દરિયો;
આ જન્મે તો અણુશસ્ત્રનાં મશરૂમો યે
નથી ઝીંકતાં ઘાવ કશો ભમ્મરિયો.

તોપના મુખ પર બેઠી ચકલી જેવો
હવે અમારો નિરાંતવો અવતાર;
આ ભવની માટીને ભીની કરે નહીં
અવ ગત જન્મોની વૃષ્ટિ મૂશળધાર.

કડીની રૂપકવર્ષા પછી બીજી કડીનો ધીમો પડતો લય અહીં આવીને અટકે છે. All-માંથી વળી પ્રલય તરફ વધતી જતી ગતિ આગલી કડીના વિચારનો પડઘો પાડે છે. ડનની સરળતા અને સંદિગ્ધતાને સાથે સાથે મૂકવાની આ રીતિનો metaphysical કહેવાયેલા કવિઓએ ઠીક ઠીક ઉપયોગ કર્યો છે. ઘણા વિવેચકોને ડને છંદ સાથે લીધી તે છૂટ કઠી છે તો ઘણાને તેની જટિલ સંદિગ્ધ વાકયરચનાએ અકળાવ્યા છે. ડનના મૃત્યુ પછી તરત જ તેના પર ઘણી શોકપ્રશસ્તિઓ લખાઈ તેમાં તેની આ નવીન ભાત પાડતી રીતિ બિરદાવાઈ. પણ અઢારમી સદીમાં કાવ્યની વ્યાખ્યા બદલાઈ અને વિવેચકોની કવિઓ પાસેની અપેક્ષાઓ બદલાઈ. તે સદીના સમર્થ વિવેચક ડૉ. જ્હૉન્સનની નજરમાં metaphysical કવિઓ અવગણવાલાયક કવિઓ ઠર્યા. તેની ફરિયાદ હતી કે આ કવિઓ (૧) વાચકને આંજી નાખવા, ફક્ત ‘વાહવાહ’ કરાવવા ઈચ્છે છે; (૨) વાચકને ચમકાવવાની હોશિયારી બતાવે છે પણ તેમનામાં નથી નવા વિચાર કે નથી સુરેખ વર્ણનની શૈલી; અને (૩) દેખીતી રીતે જુદી લાગતી ચીજોમાં સરખામણીઓ શોધતા ફરે છે. ડૉ. જ્હૉન્સનની ફરિયાદમાં થોડું તથ્ય તો છે જ. ડન અને તેના જેવા બીજા કવિઓ મિત્રમંડળીમાં કાવ્ય વાંચવા લઈ જાય ત્યારે ‘વાહ વાહ’ની અપેક્ષા તો તેમણે રાખી જ હશે. કંઈક ચમત્કૃતિ, કંઈક નાટકીય તત્ત્વ તેમનાં કાવ્યોમાં છે જ. તેમનાં રૂપકોનો પ્રકાર જુદો હતો, ને રૂપકમાળાઓ સમજવા વાચકે કષ્ટ લેવું પડે એ ડૉ. જ્હૉન્સનને ગમ્યું ન હતું. પણ આજે ડન ને તેના metaphy-

sicalનું વિશેષણ ચોંટાડાયેલા કવિઓ સામે આ વિરોધો કોઈ નોંધાવતું નથી.

સાચું છે કે ડનનાં કેટલાંક કાવ્યોમાં ઊઘડતી પંક્તિઓથી જ મેદાન મારી જવાની વૃત્તિ દેખાય છે. જેમ કે The good Morrowની શરૂઆત: I wonder, by my troth, what thou, and I Did, till we lov'd? સામાન્ય રીતે આમ શરૂ થતાં કાવ્યો પાછળથી ધીમી ગતિનાં બને છે–વિચારનો અને રૂપકોનો ભાર ઉપાડતી ભાષા વધુ અર્થગર્ભિત બને છે–અંત તરફ જતાં વળી ટૂંકા શબ્દો, સહેલી ભાષા પ્રયોજાય છે. ક્યારેક કાવ્યમાં વચ્ચે પણ આવી ધ્યાન ખેંચે એવી ઉક્તિઓ મૂકવામાં આવે છે જે વાચકને સીધી સ્પર્શે છે અને તેથી કાવ્ય વધુ આસ્વાદ્ય બને છે.

અનેક રૂપકો અને રૂપકમાળાઓ ડનનાં કાવ્યોમાં હોય છે. Metaphysical કાવ્યરીતિનું conceit એ આગવું લક્ષણ મનાયું છે. પણ આ રૂપકો કાવ્યના અંતર્ગત ભાગ રૂપે વિચારમાં વણાઈને રજૂ થયાં હોય છે, ફક્ત કલ્પનાવિલાસ હોતાં નથી. આ રૂપકો દ્વારા જ વિચાર વહે છે અને વાચકના માનસ અને ઊર્મિતંત્ર સાથે સંવાદિતા સાધે છે. કાવ્ય કવિના વિચારોનું વાહન બનતું હોવાથી કવિ અને વાચક વચ્ચે સંવાદ-સેતુ બંધાતો જણાય છે જુદાં જુદાં સ્વરૂપે કવિ પોતાની વાત કહેતો હોય છે. પ્રસ્તુત કાવ્યમાંનો તેનો સ્વાંગ વિદાય લેતા પતિનો છે એની સભાનતા કાવ્ય વાંચવાની શરૂઆત કરતાં જ વાચકને થઈ જાય છે. કવિ વાચકને અનેક યુક્તિઓ

## શશિશિવમ્

### સાયરન

આ રાત્રિની કાતિલ ઠંડી...
સૂતાં હૂંફાતાં અમ બાળ આંહીં
અમારી હૂંફે-અમે ય તેમની.
ને ઓચિંતી કારમી સાયરનોની
ચીસો... ...
અંધારાના ખડકના ખડક ભેદી,
તીણી થાતી બારણાંની તીરાડે
પેસી, આવે સોંસરી આંહીં એવી,
મારાં ઊઠયાં બાળ છળી; અને મેં
ગોદે લીધાં, અંતર ચાંપી દીધાં.
ને આપણા વીર જવાન કેરી
ગાથા કહી ગૌરવવંત ગર્વે
કીધાં જરી શાન્ત–ફરી પોઢી યે ગયાં.

કિંતુ... ...
આ યુદ્ધના શૂર જવાન કેરાં
સંતાનની—ત્રસ્ત છળી ઊઠેલાં—
સુણી ચીસો સાયરનમાથી આવતી,
નિદ્રા ભજે કાતિલ અંધકારમાં.

## મનહર તળપદા

### તમે જ્યાં જ્યાં જાશો...

નથી ખાલી કોઈ ગગન, ધરતી કે જલધિ જ્યાં
અમારા શ્વાસોમાં શ્વસન કરતાં હોય ન તમે,
હવે વેળાકેરા અમથ-અમથા આ રણ મહીં
તમે જાશો ક્યાં, હે પ્રિય, વિમુખ થૈને અમ થકી?

તમે જ્યાં જ્યાં જાશો... ...
તમારા ભાલે ને કુમકુમ તણો અક્ષત-વને,
બધે ફૂટી જાશે કિલકિલ થતાં નામ અમનાં
અને ચૂડી કેરા ટહુકી ઊઠશે મોર સતત
અમારું લીલેરું, મઘમઘતું અસ્તિત્વ સઘળું.
અમે સિંધુડાનો ઘન ગજવતો નાદ થઈને
તમારા સ્પર્શોના અતુલ ગગને સાદ દઈએ;
અહીં વીતી જાતી ક્ષણ ક્ષણ તણી આ રજનીને
પ્રિયે! આવો પાછાં, જરી નયનમાં આંજી લઈએ.

## મહેન્દ્ર ગોહિલ

### સમયનું હરણ

સમયનું હરણ સ્થિર કેમે ન થાશે,
કે રણ દોડશે જો ઠરી જાય મૃગજળ.
હરણને ફકત પ્યાસ હોતી નથી કૈં,
ઘણી વાર મૃગજળ પણ પી જાય મૃગજળ.
કે દરિયો જ રે'શે સંબંધો તણો ત્યાં,
જો આંખો ઉપરથી હટી જાય મૃગજળ.

વાપરીને—જેવી કે ચમત્કૃતિ, વિચિત્ર કહેવાય એવાં રૂપક—પોતાના વિચાર સાથે તાલ મેળવવાનું આમંત્રણ આપતો જાય છે. વાચકની મેધા પણ કવિની ચિંતન-પ્રવૃત્તિનો સહચાર સાધતી જાય છે. અંતે વાચકને વિચારધારામાં સામેલ થયાનો અને કવિના સંવેદનોમાં ભાગ પડાવ્યાનો એમ બેવડો સંતોષ થાય છે. જે કવિ આવો બેવડો સંતોષ આપી શકે તે જ સાચો કવિ એમ એલિયટ, કોલરિજ વગેરે નામાંકિત કવિ-વિવેચકોનો મત છે. ફક્ત બુદ્ધિને બહેલાવે એવી અઢારમી સદીની કવિતા કે ફક્ત સંવેદના જગાડે અને મનને સુવાડી મૂકે તેવી ઓગણીસમી સદીની પોચટ વાણી સંપૂર્ણ અર્થમાં કાવ્ય ન કહી શકાય. ડનનાં સર્વ કાવ્યોની જેમ આ પ્રતિનિધિ કાવ્યમાં પણ તેની બેવડી શક્તિનો પરિચય થાય છે. કવિ યેટ્સના શબ્દોમાં રજૂઆત કરું તો: 'I notice that the more precise and learned the thought, the greater the beauty the passion; the intricacies and subtleties of his imagination are the length and depths of the furrow made by his passion.'

ડનનાં કાવ્યોમાં આમ ચિંતન અને સંવેદના, સ્મિત અને ગાંભીર્ય, હર્ષ અને વિષાદ, ચમત્કૃતિને સરળતા—એમ વિવિધ તત્ત્વોની સમતુલા સધાઈ છે. કોલરિજ ડનનાં કાવ્યો વાંચતાં તેથી જ ખુશ થઈ કહી ગયો:

'After all, there is but one Donne! And now tell me yet wherein in his own kind, he

differs from the similar power in Shakespeare?

શેક્સપિયરથી સહેજે ઊતરતો નહીં તેવો તેનો સમકાલીન ડન પણ તેના જેટલી જ પ્રશસ્તાનો અધિકારી છે

## સુશીલા ઝવેરી

### કન્યા વિદાય

આલાલીલા તોરણ સૂના આંગણા,
પીઠે કરમાયા ફૂલની સુવાસ
ડેલી ડૂસકા ભરે
મંડપ બહાર અવળી પાગરતી વેલ
ચસ્ચાર પગલીઓની,
ગળ્યા ગાત્ર શી તાકે મુગી ભીંત
આ આખખીએ ગર્લ ઓની
રહ્યા કંકુઆળા પગના નિશાન
ડેલી ડૂસકા ભરે .
પાનેતરનો પાળેનો નાતો કૂસ
પાલવમા મોની ચરે
ખબ્બે માછલીઓ મોતી ગેરવતી
ખારા નીરમા તરે
ભીંજે લાગણીએ આગણાની ધૂળ-
ડેલી ડૂસકા ભરે ..

## મનહર ચરાડવા

### ગીત

છેટેરો શ્વાસ-એક તારો મુકામ
આમ તો ય આમ લાગે કે દૂર છે!
આખ્યુના કાંઠે તુ વારવાર આવે-નુ
અજવાળુ રોમ લગી થાતુ,
આંગળીએ નાગરેલી ઢોડી હરખાય એવુ
ટેરવામા કઇક છલી જાતુ!
ફળિયાનુ મુખ પણ ગાતુ ગુલમોર
અને ઓસરી ઈ પગલાનુ પૂર છે!
છેટેરો શ્વાસ-એક તારો મુકામ
આમ તો ય આમ લાગે કે દૂર છે!
સૂતા સૂતા ય રાત જેવુ ના કહી, અહી
સૂરજનુ ઓરડામા રહેવુ,
અમથુ અમથુ રે પછી સોણાનુ આવવુ-મા
દરિયાઈ છોળ સમુ વ્હેવુ!
બારીય ફૂલછમ હસમસ ઉજાસતણા
બાહુમા ગ્હેક-મ્હેક ઉર છે!
છેટેરો શ્વાસ-એક તારો મુકામ
આમ તો ય આમ લાગે કે દૂર છે!

## કિસન સોસા

### પથ્થરને ચૂંટી કેમ ખણુવી ?

ભીંત્યુંમાં આંખ્યું કેમ ચણુવી ?
ચપટીમાં પકડયો પકડાતો નથ્થ,
સખી, પથ્થરને ચૂંટી કેમ ખણુવી ?
સખી, પથ્થરને ચૂંટી કેમ ખણુવી ?

આશા ભરેલ એ ય પથ્થરની સીમડીએ
ભોળાં ગાડર રહ્યાં ચારતા
રુંવાડું હોય તો ફરકે ને મૂઈ, બધી
એળે ગઈ માંડેલી વારતા
છાતીશું હોય તો સુણેને સૈ, રૂઢી વંટડિયું સમણાંના ધણુની ?
સખી, પથ્થરને ચૂંટી કેમ ખણુવી ?

આરસનો હોય કે મરમરનો પથ્થર એ
પથ્થર છે, પથ્થર શું કામનો ?
અહલ્યાશું કાંઈ એમાં જીવતું ય હોય તો ય
લાવવો પરસ કયાંથી રામનો ?
સંખ્યાશું હોય તો વેઢેય ગણાય, નરી ગોળપને કેમ કરી ગણવી ?
સખી, પથ્થરને ચૂંટી કેમ ખણુવી ?

નખમાંથી આછરતા રંગોની જેમ મારા
ટેરવાંનું ઝંખવાતું માન
કેમે ય કરી નથી તોડાતું દરપણુમાં
ઊગેલું એક લીલું પાન
પોપટની પાંખ મહીં સળવળતી ચોમાસું
લીલપને કેમ કરી લણુવી ?
સખી, પથ્થરને ચૂંટી કેમ ખણુવી ?

## 'બાદલ'

### લજામણી

ઘરઘરની રમત્યુંના ભેરુને ભાળી મૂઈ
પાંપણોની પત્તીયું બિડાણી
મેં યે ના જાણ્યું બાઇ પાંગરી ગ્યાં કયારે
આ આંખ્યુંમાં છોડ રે લજામણી !

લાલ રે ચટ્ટાક ખીલ્યા કેસૂડા ગાલે ને
છૂંદણું સૈ ભમરો થઈ ડંખે,
છાતીના મોર તોડી કમખો નક્કોર નવો
ઊડવાનું કેમ રોયા ઝંખે ?
દાદાની વારતાનો સમણે આવે છે કુંવર
પંખાળી ઘોડીયું પલાણી !
ઘરઘરની રમત્યુંના ભેરુને ભાળી મૂઈ
પાંપણોની પત્તીયું બિડાણી.

અંબોડે ગુંથેલા મોગરાની ગંધ તીણી
બાવળની શૂળ થઈ વાગે,
રણના વૈશાખથીય આકરી ને ઝલવલતી
ચાંદનીની લૂ મને લાગે;
સારસની બેલડીના ટહુકાની હેલી બઈ
તરણા શી જાય સાવ તાણી !
ઘરઘરની રમત્યુંના ભેરુને ભાળી મૂઈ
પાંપણોની પત્તીયું બિડાણી.

## નિર્મિતિ કાપડિયા

### કવિતા

સાગરનાં જળ ઊષર છે:
એમાં કવિતાનાં આંસુ ખર્યાં છે?
આકાશનો પટ અનંત છે:
*કોઈ દુ:શાસન હજુ કવિતાનાં*
ચીર ખેંચે છે?
સૂર્યનુ અંગ સોનેરી છે:
કવિતાની ચરણરજ
એને અંગે અંગે સ્પર્શી'તી?
ચંદ્ર રૂપરૂપનો અંબાર છે:
કવિતાના આસવ ભીના હોઠ
એણે ચૂમ્યા'તા?
પંકમાંથી સહસ્રદળ પદ્મ પ્રગટે:
સરોવર-તીરે કવિતાનું
આભૂષણ ખોવાયું 'તું?
રીમઝીમ રીમઝીમ નિર્ઝર વહે છે:
કવિતાના નૂપુરની
કિંકિણી એમાં ખરી ગઈ?
સરિતાનાં વારી નિર્મળ છે:
કવિતાએ જોયું 'તું
*એનુ નમણું પ્રતિબિંબ?*
ફૂલની મૃદુતા મોહક છે:
કવિતાએ બિછાવી'તી ફૂલશય્યા?
પ્રાણ અવિરત ધબકે છે:
કવિતાના છંદ અને લય એ જાણે છે?

## ભીખુ કપોડિયા

### ઘર તરફ (ગાડીમાં)

ગોફણથી છૂટયા પથ્થર જેમ છૂટયો છું અહીંથી
મારે તારા લીલાછમ ખેતરમાં પડવું...
સાંજની સોનેરી નાવ પણે દૂ...ર ક્ષિતિજમાં
ચકરાતી ચકરાતી ઊતરે પેલી પાર.
બ્હાર... સ્મૃતિનાં ઝાડ હરણની જેમ
બ્હાવરાં થઈને દોડે...
સામેના સોનલ વર્ણા ખેતર પર
અને આઘે બેઠેલાં ઊંટ જેવી ટેકરીઓ પર
મારી મોર-પીચ્છ જેવી આંખ ચીતરું...

તું...પ્રિય, અત્યારે કદાચ
ગવરીને લીલોછમ વગડો નીરતી હશે...

અથવા તો અલપઝલપ સૂરજને
તુલસી-ક્યારે ઘી નીતરતી આંખે સ્થાપતી હશે
ને અહીંયાં બેઠો તારાં કંકણ જેવો
કલખલ કલખલ મનમાં મલકી ઊઠું છું
પણ સાંપડેલી આ ક્ષણને અહીંયાં
ક્યાં... કોની વચ્ચે વ્હેંચી વળું?
...ડબ્બામાં તો આસપાર હજી ય
સતત બીડી ફૂંકતું શહેર...

ઈચ્છું છું પ્રિય:
આવું ત્યારે આંખનાં ભમ્મરિયાં ઊંડાણ લઈ
તું કલુખડે ઊભી હો...
કે માળા તરફ વળતા કોઈ પરદેશી પંખીને
સોનેરી નજરોથી પોંખતી પાદરમાં ઊભી હો,
અથવા ખેતર-શેઢે
રમતિયાળ પવનમાં તું
તારા કેશ વ્હેતી વન-કન્યા જેમ ઊભી હો...
ગોફણથી છૂટયા પથ્થર જેમ છૂટયો આવું છું
...મારે તારા લીલાછમ ખેતરમાં પડવું....

## મહેશ્વરી મહેતા 'ઉષ્મા'

### 'સિતાર છું હું'

અરમાન કોઈ દિલનું જીવન–પુકાર છું હું,
ઝાલીને કર ઊઠે કો એવી સવાર છું હું.
ફૂલો ગણીને લીધાં તારાને અંક માંહે,
સળગી ઊઠયો છે પાલવ એવી કિનાર છું હું.
નિશ્ચય અચલ છે મારો ચાહે તમે ન માનો,
મૂર્તિ છે દિલમાં જેની એનો જ પ્યાર છું હું.
છે સંગ અલ્પ પળનો તો યે ગમે છે પંકજ,
થાતું વિલિન સૂરજમાં એવું તુષાર છું હું.
સૃષ્ટિ કહી ન એની પીછાણતું જગત આ,
આકાશ કહે છે જેને એનો ચિતાર છું હું.
દૃષ્ટિ પડે છે એની ને રણઝણી ઊઠું છું,
કોમળ નિષાદ વાગે એવી સિતાર છું હું.
પૂનમ અને અમાસી ધૂપ–છાંવનું મિલન છું
'ઉષ્મા' મળે સદાયે એવી બહાર છું હું.

## દિનકર શાહ 'જય'

### એક ઉદાસ સાંજે....

પ્રગાઢ ગમે રાત્રિનું તિમિર આંખને આવરે
ચલો, ઠીક થયું ઉજાસ મુજ દષ્ટિ સામે ઝૂરે;
ન કોઈ ઊગશે હવે દિવસ, સૂર્યની રાખમાં
પ્રશાંત, બની તેજહીણ ભળી સર્વ જાશે ગ્રહો.
અને પછી તિમિર આંખ મહીં ઘેરું આંજી લઈ
વિદાય લઈ સર્વ મંદિર અને બધાં તીર્થની
શહેર વળી ગામ, દેશ, પુર-વાસીઓ સર્વની
ભળી જઇશ હું ય સૂર્ય તણી રાખ·ઠંડી મહીં.
પછી કહીં ઊગીશ કોઈ દગમાં ઉદાસી બની
અનિદ્ર નયનો મહીં તરીશ દેહ પાછો ધરી;
ઝૂલીશ વિરહિણીની નયન—પાંપણે અશ્રુના
વિશાળ દરિયા પરે મધુર યાદ–છાયા બની.

### શી રીતે ?

બેસી પડયો છું સાવ વહું ભાર શી રીતે ?
હું જિંદગીની સાથ કરું પ્યાર શી રીતે ?

સહરાનું રણ બની ગયું આખર તો મારું ઉર
સુકાઇ ગઈ આંખ ધરું ધાર શી રીતે ?

ભીતર મહીં રહેલ નિહાળી શકું ન ત્યાં
લંબાવું મારી દૃષ્ટિને હું બ્હાર શી રીતે ?

આડી-ઊભી લીટી સમાન છેદમય જીવન
સર્જી શકું હું સ્વપ્નના આકાર શી રીતે ?

ચારે તરફ અંધાર નિરાકાર ને સઘન
જીવનની આવૃત્તિ કરું સાકાર શી રીતે ?

## 'મલાર'

### હાઇકુ

અંધારું થાતાં
પડછાયા સાથે જ
હું જાણે ગુમ.

## કનુ મહેતા 'વ્યોમ'

### પાછા ન જાવ...!

શમણેથી પાછા ના જાવ મારા રામ!
તમે રૂપને આ જોઈને અવાવરું!
દર્પણમાં જોઈને ભાંગી પડું છું હું ય
સગ્ગી આ આંખોને એખરું!

ઠરડાતી જાઉં છું અધખીલી તડકામાં
આંબાની વિખૂટી ડાળખી;
એકલતા ચીતરેલ આખો આ ઓરડો
એમાં લાગું છું મને આળખી.
ઓચિંતી સાંભરે મારી આ જાત મને
રસ્તામાં જોઉં કોઈ ઝાંખરું!

તે દીનાં ખાંધ્યાં છે નીંદરથી વેર
હવે આયખું અજંપાને આપશું,
જીવવું પડે છે રોજ એક એક યુગ
આમ જીવતરના પંથ કેમ કાપશું?
કિયા જનમનાં એવાં તે પાપ કે
મારા હું મોતને ન સાંભરું!
શમણેથી પાછા ના જાવ મારા રામ!
તમે રૂપને આ જોઇને અવાવરું!

## કરસનદાસ લુહાર

### હળવેથી હિંચકો નાખો!

હળવેથી હિંચકો નાખો,
વ્હાલમ! તમે હળવેથી હિંચકો નાખો,
તૂટ્યો જો દોર તો આ ગામ બધું જાણશે,
એની તો બીક કાં'ક રાખો! ...વ્હાલમ૦

આવા ફંગોળા તે નો'ય મારા વ્હાલમ
કે ભટકાતા પાય મારા આભલાની સાથમાં;
ચાંદો-સૂરજ મારી આંખે અથડાય અને
ચાંદરણાં જાય ઊગી છૂંદણાળા હાથમાં.
રાત-દિ'ની ડાળીએ હિંચકતાં હિંચકતાં
ક્યાંક મારા હૈડાને ફૂટે ના પાંખો!
વ્હાલમ! તમે હળવેથી હિંચકો નાખો!

ચગડોળે ચડ્યું છે ઉરનું બ્રહ્મંડ,
હવે કોઈ દિ' આ ફેર નહિ ઊતરે!
માથાં ફૂટીને બધા મરવાના વૈદ
મને તોરનુ આ ઝેર નહીં ઊતરે!
રોમરોમ રેલાતા ઘેન મહીં ઘૂંટીને
ઓળઘોળ કરવો છે જન્મારો આખો!
વ્હાલમ! તમે હળવેથી હિંચકો નાખો!

## અરવિન્દ જોષી

### પામું...

ગતથી અનાગત પ્રતિ
કાળની સતત સીધી ગતિ.
કોઈ કરી દે કાળનુ વર્તુલ...
તો... તો ફરી,
હે સુંદરી,
એવી રીતે પામું તને...
પામું મને.

## પ્રાણજીવન મહેતા

### તું

આંખો ઉપર કૂણા ઘાસના પાટા બાંધી
ક્યાં સરકી ગઈ છે તું ?
ટેરવાં પર મારા ભવિષ્યને
ઉછાળતી ઉછાળતી ક્યાં સરકી ગઈ છે તું ?

તારી દૃષ્ટિમાં સીમ સમેટાઈ જઈ
શમિયાણું બની જતી હોય છે તે તું જાણે છે ?
અને તારી હથેળીઓમાં બારમાસીનાં ફૂલ શી મારી ઇચ્છાઓ
ઝૂલતી રહે છે તે તું જાણે છે ?

આ વૃક્ષ હેઠળ પાંદડાંઓમાંથી
ચળાઇને આવતા તડકાનું ઝરણુ
ખળખળ વહેતું સંભળાય છે મને–
ગત જન્મના ભોમિયા જેવા
આકાશમાં ઊડતાં પંખીઓની પાંખોનો
ફફડાટ કર્ણપટ પર અફળાય છે ક્યારેક...

પ્રતીક્ષાની પળોનું આલંબન નસેનસમાં રોપીને
ક્યાં સરકી ગઈ છે તું ?

ચોમેરે પવન શા સૂસવાતા અવકાશમાં
મને પડઘાની જેમ છુટ્ટો મેલી
ક્યાં સરકી ગઇ છે તું ?

## કવિલોક

'કવિલોક'માં વર્ષદરમ્યાન પ્રકટ થતાં કાવ્યોમાંથી
શ્રેષ્ઠતાના ક્રમમાં પ્રથમ ત્રણ ક્રમ પ્રાપ્ત કરનાર
કાવ્યોના કવિઓ માટેનાં ઈ. ૧૯૭૦ના વર્ષનાં

**ઠક્કુર પારિતોષિક**
નીચેના ત્રણ કવિઓને મળે છે :

**પ્રથમ પારિતોષિક રૂ. ૨૦૧**
શ્રી મકરંદ દવેને
તેમના કાવ્ય 'પ્રાણનાં રૂપ' માટે

**દ્વિતીય પારિતોષિક રૂ. ૧૦૧**
શ્રી મનહર ચરાડવાને
તેમના કાવ્ય 'છાતિયુંના વહી જવા વિષે'ને

**તૃતીય પારિતોષિક રૂ. ૫૧**
શ્રી હરીન્દ્ર દવેને
તેમના કાવ્ય 'એકલવાયો' માટે

નિર્ણાયકો
પ્રો. હરિવલ્લભ ભાયાણી
અને પ્રો. ભોળાભાઈ પટેલ
એમના અમે આભારી છીએ.

વિજેતાઓને અમારાં અભિનંદન

કવિ કાલીદાસ] પૂઠા પરનું ચિત્ર **વસંત** વાસુદેવ સ્માર્ત [અનુ. ધીરુ પરીખ

प्रफुल्लचूताङ्कुरतीक्ष्णसायको
द्विरेफमालाविलसद्धनुर्गुणः ।
मनांसि भेत्तु सुरतप्रसङ्गिना
वसन्तयोद्धा समुपागतः प्रिये ॥१॥

प्रिये, लसती अलिपंक्ति ज्यां परे,
સુતીક્ષ્ણ, ખીલી સહકાર મંજરી
તણાં ધરી તીર વસન્ત-વીર આ
સરે છ કામાતુર ચિત્ત ભેદવા.

द्रुमाः सपुष्पाः सलिलं सपद्मं
स्त्रिय सकामाः पवनः सुगन्धिः ।
सुखाः प्रदोषा दिवसाश्च रम्या.
सर्वं प्रिये चारुतर वसन्ते ॥२॥

વૃક્ષો સુપુષ્પે, જળ પંકજોથી,
રત્યાર્ત રામા, મરુતો સુગંધે,
સુખી દિનાન્તો, દિવસો સુચાર–
પ્રિયે, વિશેષાં વિલસે વસન્તે.

कुसुम्भरागारुणितैर्दुकूलै-
र्नितम्बबिम्बानि विलासिनीनाम् ।
तन्वंशुकैः कुङ्कुमरागगौरै-
रलंक्रियन्ते स्तनमण्डलानि ॥४॥

વિલાસિનીઓ ધરતી નિતમ્બે
કુસુંભ-રંગ્યાં અરુણાં દુકૂલો;
સુગૌર પ્હેરે કુચયુગ્મ-પે એ
શી કંકુરંગી તનુ કંચુકીને.

अङ्गानि निद्रालसविभ्रमाणि
वाक्यानि किंचिन्मदिरालसानि ।
भ्रूक्षेपजिह्मानि च वीक्षितानि
चकार कामः प्रमदाजनानाम् ॥१३॥

આ કામ કેવો પ્રમદાજનોને
ઝોકે ચડાવી લવ શબ્દ તોડે;
અંગો કશાં એ અલસાવતો ને
ભ્રૂભંગ વંકા નજરો મરોડે!

प्रियङ्गुकालीयककुङ्कुमाक्तं
स्तनेषु गौरेषु विलासिनीभिः ।
आलिप्यते चन्दनमङ्गनाभि-
र्मदालसाभिर्मृगनाभियुक्तम् ॥१४॥

વિલાસિની આ મદથી પ્રમાદી
ગોરાં સ્તનો-પે અવ અંગનાઓ,
પ્રિયંગુ–કાલીયક–કંકુ–ઘોળી
કસ્તૂરી ને ચન્દન, લેપ ચોળે.

मत्तद्विरेफपरिचुम्बितचारुपुष्पा
मन्दानिलाकुलितनम्रमृदुप्रवालाः ।
कुर्वन्ति कामिमनसां सहसोत्सुकत्वं
बालातिमुक्तलतिकाः समवेक्ष्यमाणाः ॥१९॥

ભૃંગો પ્રમત્ત થઈ ચારુ પ્રસૂન ચૂમે,
મંદાનિલે ઢળકતી મૃદુ કૂંપળામ
સૌ મુક્ત વેલ પ્રતિ શી પ્રમદા જુએ ને
કામાર્ત ચિત્ત બનતાં સહસા જ વ્યગ્ર.

मधुसुरभि मुखाब्जं लोचने लोध्रताम्रे
नवकुरबकपूर्णः केशपाशो मनोज्ञः ।
गुरुतरकुचयुग्मं श्रोणिबिम्बं तथैव
न भवति किमिदानीं योषितां मन्मथाय ॥२३॥

વદનકમલ જેનાં મદ્યગન્ધી, લલામ
નવકુરબક-ગૂંથ્યા કેશ, ને લોધ્રરાનાં
નયન, સભર વક્ષો, શ્રોણિ તેવી, જગાવે
કયમ મદન નહીં આ ઘેલુડા ચિત્ત માંહીં?

કાવ્યનો ઉદ્દેશ તો માનવજીવનનાં સુખદુઃખનું કલામય નિરૂપણ કરવાનો છે, એમાંથી પરિણમતા હર્ષશોક વગેરે ભાવોનું વાચકના ચિત્તમાં સમભાવન જન્માવવાનો છે, અને અંતિમ પ્રયોજન તરીકે એમાં રહેલ રજસ્ તમસ્‌ને ગાળી નાખીને, સત્ત્વને આગળ આણીને, સાત્ત્વિક આનંદનો અનુભવ કરાવવાનો છે.

—રામપ્રસાદ બક્ષી

સમર્પિત

મર્ચન્ટ ઍન્ડ કંપની પ્રાઇવેટ લિમિટેડ

જનતા ઇન્ડસ્ટ્રીઝ કૉમ્પાઉન્ડ • સેનાપતિ બાપટ માર્ગ (દક્ષિણ)

મુંબાઈ ૧૩



જ્ઞાન તથા ઉપદેશ કવિતામાં અપ્રધાન છે અને આનંદ એ કવિતાનો મુખ્ય હેતુ છે. આનંદ એ કવિતાનું સર્વોપરિ પ્રયોજન છે અને તે સિદ્ધ થાય તેમાં કાવ્યની ઉત્તમતા છે.

(રમણભાઈ નીલકંઠ)



*Space Donated By*

**Industrial Jewels Ltd.**

**32 Nicol Road, Ballard Estate, Bombay-1**

(અનુસંધાન: પૂર્તિના પહેલા પાનાથી)

હતો. જે વર્ષે એ બી. એ. થયા તે જ વર્ષે નરસિંહરાવનો પ્રથમ કાવ્યસંગ્રહ 'કુસુમમાળા' પ્રગટ થયો. રમણભાઈએ કૉલેજના ગુજરાતી મંડળ સમક્ષ વ્યાખ્યાન આપતાં તેનાં ખૂબ વખાણ કર્યાં. આ રીતે એમનામાં રહેલો વિવેચક બહાર આવ્યો. વળી, એ જ વર્ષે પ્રાર્થના સમાજે 'જ્ઞાનસુધા' પાક્ષિકનું સંપાદન રમણભાઈને સોંપ્યું અને એમણે એ કુશળતાથી સંભાળ્યું પણ ખરું. પરિણામે ઈ. ૧૮૯૨થી એ પાક્ષિક બન્યું માસિક. એમાં એમણે પોતાની યુગવ્યાપી કૃતિ 'ભદ્રંભદ્ર'નો હપ્તાવાર આરંભ કર્યો. ઈ. ૧૯૦૦માં એ પુસ્તકાકારે પ્રગટ થઈ ત્યારે પ્રચલિત રૂઢિઓ સામેના તાતા કટાક્ષો અને મ. ન. દ્વિવેદી જેવા ઉપરના અનાવૃત્ત આક્ષેપો-કટાક્ષોથી સમાજ ખળભળી, ઊઠ્યો 'ભદ્રંભદ્ર'નું અમર પાત્ર સર્જનાર રમણભાઈની પરમ વિનોદ શક્તિનાં અહીં દર્શન થાય છે. આ કૃતિનો નર્મ-મર્મ, સ્થૂળ-સૂક્ષ્મ, કટુ-મધુર, તરલ-મંદ, હાસ્યરસ ગુજરાતી સાહિત્યમાં અમર રહેવા સર્જાયો છે. અત્યુક્તિજન્ય આ હાસ્ય સામાજિક કુરૂઢિઓ અને રૂઢિચુસ્ત વ્યક્તિઓ સામેના કટાક્ષો દ્વારા સમાજસુધારાને સાધ્ય કરવા સાધન તરીકે પ્રયોજાયો છે.

પ્રભુશ્રદ્ધા અને કંઈક અંશે સમાજસુધારાને લક્ષતી એમની બીજી કૃતિ તે ઈ. ૧૯૧૪માં પ્રગટ થએલ નાટક 'રાઈનો પર્વત'. ભવાઈના કથાતંતુને પોતીકી સર્જક પ્રતિભાનો સ્પર્શ આપી પ્રગટાવેલું આ નાટક પણ ગુજરાતી નાટ્યસાહિત્યનું એક સીમાચિહ્ન છે. આકારમાં સંસ્કૃત નાટ્યઘાટીનો અને અંતસ્તત્ત્વમાં અંગ્રેજી પરિપાટીનો સુભગ સમન્વય આ કૃતિને પ્રસંગાયોજન, પાત્ર-વિકાસ, સંઘર્ષ, કાવ્યતત્ત્વ આદિ દ્વારા સુપેરે ઉચ્ચ સર્જનકક્ષાએ લઈ જાય છે. એમાં થોડા ફેરફાર સાથે (જેમાં રમણભાઈ સહમત હતા) એને આકર્ષક તખ્તાલાયકી પણ બક્ષી શકાય તેમ છે.

એમના તથા વિદ્યાબેનના હાસ્યલેખોનો સંગ્રહ 'હાસ્યમંદિર' પણ એમની નૈસર્ગિક હાસ્ય વૃત્તિનું પ્રતિબિંબ પાડે છે. આ જ સંગ્રહમાં હાસ્ય રસ પરનો એમનો નિબંધ એમનાં એતદ્ક્ષેત્રીય જ્ઞાન અને વિભાવનાનો પરિચાયક છે. આ ઉપરાંત ઈ. ૧૯૧૪માં 'જ્ઞાનસુધા'માં એમણે 'શોધમાં' નામક કટાક્ષવિહીન એક ભ્રમણકથાનો આરંભ કર્યો હતો; પરંતુ એ પૂરી થવા પામી નહીં. ઈ. ૧૯૧૨માં ગુજરાત કૉલેજ સરકાર હસ્તક સોંપાતાં ત્યાંના અધ્યાપક આનંદશંકર ધ્રુવને કાં તો એ અધ્યાપકપદ અથવા પોતાના 'વસંત' માસિકનું તંત્રીપદ છોડવું પડે એવી વેળા આવી ત્યારે એ 'વસંત' માસિકનું તંત્રીપદ રમણભાઈએ સંભાળ્યું. આ રીતે 'જ્ઞાનસુધા' અને 'વસંત'ના તંત્રી તરીકે એમણે પોતાની નીડરતા, નિખાલસતા, સમભાવ અને સૌહાર્દ દાખવેલાં.

આ ઉપરાંત કાવ્યશાસ્ત્ર અને કાવ્યક્ષેત્રમાં પણ એમણે અનુક્રમે પ્રધાન અને ગૌણ પ્રદાન કરેલું છે. કાવ્યશાસ્ત્ર તો એમનો પ્રિય અધ્યયન-વિષય હતો. ગુજરાતીમાં સંસ્કૃત અને પાશ્ચાત્ય વિચારસંદર્ભે કાવ્યશાસ્ત્રની ચર્ચા શરૂ કરનાર પણ રમણભાઈ હતા. એમનો સૌપ્રથમ લેખ પણ કવિતા પરત્વે જ હતો. આ કાવ્યપ્રીતિને લઈને એમણે અલંકારશાસ્ત્રનો પણ ઝીણવટપૂર્વક અભ્યાસ કરેલો. કવિતા વિષયક એમનાં લેખો-અવલોકનો ત્યારે 'જ્ઞાનસુધા'માં પ્રગટ થતાં. એ લેખોનો સંગ્રહ ઈ. ૧૯૦૪માં 'કવિતા અને સાહિત્ય' એ નામે પ્રગટ થયો અને નવલરામ પછીના સ્વસ્થ અને આદરણીય વિવેચક તરીકે એમણે પોતાનું નામ પ્રસ્થાપિત કર્યું. એ જ વર્ષે સ્થપાએલી ગુજરાત સાહિત્ય સભાના એઓ પ્રમુખ પણ વરાયા. ત્યારથી છેક અંત સુધી સાહિત્ય-સભાની એમણે અવિરત સેવા કરેલી. વિવેચક તરીકે એમનામાં નિખાલસતા, નીડરતા, સહૃદયતા, સન્નિષ્ઠા, અભ્યાસ અને અવલોકન આગળ તરી આવતા ગુણો છે. સ્વ-મત અને સ્વરુચિની સર્જનસમીક્ષામાં ક્યારેક એમની સમતુલા ડગી ગઈ હોય તેમ લાગે છે, છતાં એવે વખતે પણ પક્ષપાત કરતાં સમ રુચિના સર્જનનો આસ્વાદ-આનંદ વધુ ઝોક મારી ગયો લાગશે.

કૉલેજકાળ દરમિયાન 'કાન્ત'ના મૈત્રીપ્રભાવથી એ કવિતા તરફ વળ્યા જણાય છે; પરંતુ બી. એ. થયા પછી એમણે કવિતા-ક્ષેત્રે રચનાઓ આપવા માંડી. 'મકરંદ'ના તખલ્લુસથી લખાએલી એમની છૂટક ત્રીશ-પાંત્રીશ કવિતાઓ તથા 'રાઈનો પર્વત'માં આવતાં પદ્યો એમનું કાવ્યક્ષેત્રનું પ્રદાન છે. એમની કાવ્ય-વિભાવના મુખ્યત્વે વર્ડ્ઝવર્થ-પ્રેરિત હોઈ ઊર્મિકાવ્ય પરત્વે વધુ પક્ષપાતી રહી છે. આમ છતાં ય એમનાં કેટલાંક કાવ્યોમાં વિચારનું તત્ત્વ પણ ઓછું નથી.

અંગત સંબંધીના નિધનશોકથી ઉદ્ભવેલાં કે પ્રકૃતિદર્શને જગવેલાં હૃદયસ્પંદનમાંથી પ્રગટેલાં કાવ્યોમાં 'મકરંદ'નો કાવ્ય-પરિમલ પમર્યો છે. આ રીતે જોતાં પ્રથમ પત્નીના મૃત્યુશોકે પ્રગટેલું 'તું ગઈ', પિતાના પરલોકવાસથી પ્રગટેલ 'દેહાવસાન' પુત્રના નિધનાઘાતે પ્રગટેલ 'રેખાશૂન્યતા', તુંગભદ્રા નદીના સ્વલ્પ નારાદર્શને સ્ફુરેલ 'તુંગભદ્રા' તેમજ 'તત્કાલ મહિમા', બારણે-પુકાર', 'પ્રભુમય જીવન' આદિ સરસ કહી શકાય તેવાં કાવ્યો છે.

'રાઈનો પર્વત'માં આવતાં કેટલાંક ગીતો તેમજ ઇતરબંધ પદ્યોમાંનાં થોડાં કાવ્યગુણે ધ્યાનપાત્ર છે. બાકીનાં સામાન્ય પરિસ્થિતિનાં વર્ણનમૂલક પદ્યો જ છે. અહીં કેટલેક સ્થાને તો કાવ્યક્ષમ ન હોય તેવા વિષયો પર પણ એમણે પદ્યો રચ્યાં છે. આ નાટકનાં સારાં કહી શકાય તેવાં મુક્તકો સૂક્તિઓ જેવાં બની રહ્યાં છે. અર્થાન્તરન્યાસી પ્રાસાદિક પંક્તિઓમાં એમની કવિત્વ-શક્તિનાં દર્શન થયા વગર નહીં રહે. સરળતા અને સીધાપણું એમના કાવ્યોદ્ગાર, કાવ્યવિચાર અને કાવ્યશૈલીનાં વિશિષ્ટ લક્ષણો છે. કાવ્યના અંતસ્તત્ત્વ પરત્વે લાગણીના સહજોદ્ગારની સ્વસ્થ અભિવ્યક્તિના એઓ જેટલા આગ્રહી છે તેટલા જ આગ્રહી છે કાવ્યના આકાર પરત્વે દૃઢ પદ્યબંધના. આને લીધે આઠમી



જ્ઞાન તથા ઉપદેશ કવિતામાં અપ્રધાન છે અને આનંદ એ કવિતાનો મુખ્ય હેતુ છે. આનંદ એ કવિતાનું સર્વોપરિ પ્રયોજન છે અને તે સિદ્ધ થાય તેમાં કાવ્યની ઉત્તમતા છે.

(રમણભાઈ નીલકંઠ)




*Space Donated By*

**Industrial Jewels Ltd.**

**32 Nicol Road, Ballard Estate, Bombay-1**

(અનુસંધાન: પૂર્તિના પહેલા પાનાથી)

હતો. જે વર્ષે એ બી. એ. થયા તે જ વર્ષે નરસિંહરાવનો પ્રથમ કાવ્યસંગ્રહ 'કુસુમમાળા' પ્રગટ થયો. રમણભાઈએ કૉલેજના ગુજરાતી મંડળ સમક્ષ વ્યાખ્યાન આપતાં તેનાં ખૂબ વખાણ કર્યાં. આ રીતે એમનામાં રહેલો વિવેચક બહાર આવ્યો. વળી, એ જ વર્ષે પ્રાર્થના સમાજે 'જ્ઞાનસુધા' પાક્ષિકનું સંપાદન રમણભાઈને સોંપ્યું અને એમણે એ કુશળતાથી સંભાળ્યું પણ ખરું. પરિણામે ઈ. ૧૮૯૨થી એ પાક્ષિક બન્યું માસિક. એમાં એમણે પોતાની યુગવ્યાપી કૃતિ 'ભદ્રંભદ્ર'નો હપ્તાવાર આરંભ કર્યો. ઈ. ૧૯૦૦માં એ પુસ્તકાકારે પ્રગટ થઈ ત્યારે પ્રચલિત રૂઢિઓ સામેના તાતા કટાક્ષો અને મ. ન. દ્વિવેદી જેવા ઉપરના અનાવૃત્ત આક્ષેપો-કટાક્ષોથી સમાજ ખળભળી, ઊઠયો 'ભદ્રંભદ્ર'નું અમર પાત્ર સર્જનાર રમણભાઈની પરમ વિનોદ શક્તિનાં અહીં દર્શન થાય છે. આ કૃતિનો નર્મ-મર્મ, સ્થૂળ-સૂક્ષ્મ, કટુ-મધુર, તરલ-મંદ, હાસ્યરસ ગુજરાતી સાહિત્યમાં અમર રહેવા સર્જાયો છે. અત્યુક્તિજન્ય આ હાસ્ય સામાજિક કુરૂઢિઓ અને રૂઢિચુસ્ત વ્યક્તિઓ સામેના કટાક્ષો દ્વારા સમાજસુધારાને સાધ્ય કરવા સાધન તરીકે પ્રયોજાયો છે.

પ્રભુશ્રદ્ધા અને કંઈક અંશે સમાજસુધારાને લક્ષતી એમની બીજી કૃતિ તે ઈ. ૧૯૧૪માં પ્રગટ થએલ નાટક 'રાઈનો પર્વત'. ભવાઈના કથાતંતુને પોતીકી સર્જક પ્રતિભાનો સ્પર્શ આપી પ્રગટાવેલું આ નાટક પણ ગુજરાતી નાટ્યસાહિત્યનું એક સીમાચિહ્ન છે. આકારમાં સંસ્કૃત નાટ્યપાટીનો અને અંતસ્તત્ત્વમાં અંગ્રેજી પરિપાટીનો સુભગ સમન્વય આ કૃતિને પ્રસંગાયોજન, પાત્ર-વિકાસ, સંઘર્ષ, કાવ્યતત્ત્વ આદિ દ્વારા સુપેરે ઉચ્ચ સર્જનકક્ષાએ લઈ જાય છે. એમાં થોડા ફેરફાર સાથે (જેમાં રમણભાઈ સહમત હતા) એને આકર્ષક તખ્તાલાયકી પણ બક્ષી શકાય તેમ છે.

એમના તથા વિદ્યાબેનના હાસ્યલેખોનો સંગ્રહ 'હાસ્યમંદિર' પણ એમની નૈસર્ગિક હાસ્ય વૃત્તિનું પ્રતિબિંબ પાડે છે. આ જ સંગ્રહમાં હાસ્ય રસ પરનો એમનો નિબંધ એમનાં એતદ્ક્ષેત્રીય જ્ઞાન અને વિભાવનાનો પરિચાયક છે. આ ઉપરાંત ઈ. ૧૯૧૪માં 'જ્ઞાનસુધા'માં એમણે 'શોધમાં' નામક કટાક્ષવિહીન એક ભ્રમણકથાનો આરંભ કર્યો હતો; પરંતુ એ પૂરી થવા પામી નહીં. ઈ. ૧૯૧૨માં ગુજરાત કૉલેજ સરકાર હસ્તક સોંપાતાં ત્યાંના અધ્યાપક આનંદશંકર ધ્રુવને કાં તો એ અધ્યાપકપદ અથવા પોતાના 'વસંત' માસિકનું તંત્રીપદ છોડવું પડે એવી વેળા આવી ત્યારે એ 'વસંત' માસિકનું તંત્રીપદ રમણભાઈએ સંભાળ્યું. આ રીતે 'જ્ઞાનસુધા' અને 'વસંત'ના તંત્રી તરીકે એમણે પોતાની નીડરતા, નિખાલસતા, સમભાવ અને સૌહાર્દ દાખવેલાં.

**આ** ઉપરાંત કાવ્યશાસ્ત્ર અને કાવ્યક્ષેત્રમાં પણ એમણે અનુક્રમે પ્રધાન અને ગૌણ પ્રદાન કરેલું છે. કાવ્યશાસ્ત્ર તો એમનો પ્રિય અધ્યયન-વિષય હતો. ગુજરાતીમાં સંસ્કૃત અને પાશ્ચાત્ય વિચારસંદર્ભે કાવ્યશાસ્ત્રની ચર્ચા શરૂ કરનાર પણ રમણભાઈ હતા. એમનો સૌપ્રથમ લેખ પણ કવિતા પરત્વે જ હતો. આ કાવ્યપ્રીતિને લઈને એમણે અલંકારશાસ્ત્રનો પણ ઝીણવટપૂર્વક અભ્યાસ કરેલો. કવિતા વિષયક એમનાં લેખો-અવલોકનો ત્યારે 'જ્ઞાનસુધા'માં પ્રગટ થતાં. એ લેખોનો સંગ્રહ ઈ. ૧૯૦૪માં 'કવિતા અને સાહિત્ય' એ નામે પ્રગટ થયો અને નવલરામ પછીના સ્વસ્થ અને આદરણીય વિવેચક તરીકે એમણે પોતાનું નામ પ્રસ્થાપિત કર્યું. એ જ વર્ષે સ્થપાએલી ગુજરાત સાહિત્ય સભાના એઓ પ્રમુખ પણ વરાયા. ત્યારથી છેક અંત સુધી સાહિત્ય-સભાની એમણે અવિરત સેવા કરેલી. વિવેચક તરીકે એમનામાં નિખાલસતા, નીડરતા, સહૃદયતા, સન્નિષ્ઠા, અભ્યાસ અને અવલોકન આગળ તરી આવતા ગુણો છે. સ્વ-મત અને સ્વરુચિની સર્જનસમીક્ષામાં ક્યારેક એમની સમતુલા ડગી ગઈ હોય તેમ લાગે છે, છતાં એવે વખતે પણ પક્ષપાત કરતાં સમ રુચિના સર્જનનો આસ્વાદ-આનંદ વધુ ઝોક મારી ગયો લાગશે.

કૉલેજકાળ દરમિયાન 'કાન્ત'ના મૈત્રીપ્રભાવથી એ કવિતા તરફ વળ્યા જણાય છે; પરંતુ બી. એ. થયા પછી એમણે કવિતા-ક્ષેત્રે રચનાઓ આપવા માંડી. 'મકરંદ'ના તખલ્લુસથી લખાએલી એમની છૂટક ત્રીશ-પાંત્રીશ કવિતાઓ તથા 'રાઈનો પર્વત'માં આવતાં પદ્યો એમનું કાવ્યક્ષેત્રનું પ્રદાન છે. એમની કાવ્ય-વિભાવના મુખ્યત્વે વર્ડ્ઝવર્થ-પ્રેરિત હોઈ ઊર્મિકાવ્ય પરત્વે વધુ પક્ષપાતી રહી છે. આમ છતાં ય એમનાં કેટલાંક કાવ્યોમાં વિચારનું તત્ત્વ પણ ઓછું નથી.

અંગત સંબધીના નિધનશોકથી ઉદ્ભવેલાં કે પ્રકૃતિદર્શને જગવેલાં હૃદયસ્પંદનમાંથી પ્રગટેલાં કાવ્યોમાં 'મકરંદ'નો કાવ્ય-પરિમલ પમર્યો છે. આ રીતે જોતાં પ્રથમ પત્નીના મૃત્યુશોકે પ્રગટેલું 'તું ગઈ', પિતાના પરલોકવાસથી પ્રગટેલ 'દેહાવસાન' પુત્રના નિધનાઘાતે પ્રગટેલ 'રિખાશૂન્યતા', તુંગભદ્રા નદીના સ્વલ્પ નારાદર્શને સ્ફુરેલ 'તુંગભદ્રા' તેમજ 'તત્કાલ મહિમા', 'બારણે-પુકાર', 'પ્રભુમય જીવન' આદિ સરસ કહી શકાય તેવાં કાવ્યો છે.

'રાઈનો પર્વત'માં આવતાં કેટલાંક ગીતો તેમજ છંદોબદ્ધ પદ્યોમાંનાં થોડાં કાવ્યગુણે ધ્યાનપાત્ર છે. બાકીનાં સામાન્ય પરિસ્થિતિનાં વર્ણનમૂલક પદ્યો જ છે. અહીં કેટલેક સ્થાને તો કાવ્યક્ષમ ન હોય તેવા વિષયો પર પણ એમણે પદ્યો રચ્યાં છે. આ નાટકનાં સારાં કહી શકાય તેવાં મુક્તકો સૂક્તિઓ જેવાં બની રહ્યાં છે. અર્થાન્તરન્યાસી પ્રાસાદિક પંક્તિઓમાં એમની કવિત્વ-શક્તિનાં દર્શન થયા વગર નહીં રહે. સરળતા અને સીધાપણું એમના કાવ્યોદ્ગાર, કાવ્યવિચાર અને કાવ્યશૈલીનાં વિશિષ્ટ લક્ષણો છે. કાવ્યના અંતસ્તત્ત્વ પરત્વે લાગણીના સહજોદ્ગારની સ્વસ્થ અભિવ્યક્તિના એઓ જેટલા આગ્રહી છે તેટલા જ આ-ગ્રહી છે કાવ્યના આકાર પરત્વે દૃઢ પદ્યબંધના. આને લી

ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખસ્થાનેથી બોલતાં એમણે કહેલું: 'હવે પિંગળનું અજ્ઞાન પ્રસર્યું છે, અને તેની મર્યાદાના નિયમોનો ભંગ કરવામાં વિશેષતા છે એમ મનાવા લાગ્યું છે. માટે, નિયમસર રચના વડે કવિતાનાં આન્દોલન તથા સુન્દરતા સચવાય છે એ ધ્યાનમાં રાખી નિયમનો આગ્રહ કરવો આવશ્યક છે. તેનો અપકર્ષ થયો છે; અને વિરસતા હોય ત્યાં તે છતાં પિંગળનો અનાદર કર્યાથી ખૂબી આવી છે એમ મનાય છે. આને પરિણામે કાવ્યસાહિત્યમાં શિથિલતા વ્યાપી છે.'

એમણે તોટક, ઉપજાતિ, શિખરિણી, હરિણી, હરિગીત, રથોદ્ધતા, મદાક્રાન્તા વગેરેને સફળતાથી ઉપયોગમાં લીધા છે. પરંતુ એમનો હાથ વિશેષ સફળતાથી બેઠો લાગે છે ઉપજાતિ પર. કાવ્યમાં તદ્રૂપ થઈ જાય તેવા સમુચિત અલંકારો પણ એની આસ્વાદ્યતાનું જમા પાસું છે. સામાજિક વ્યાવસાયિક પ્રવૃત્તિના પ્રમાણબાહુલ્યને લઈને રમણભાઈની નિસર્ગદત્ત કવિત્વશક્તિનો પરિપાક ગુજરાતી સાહિત્યને ન સાંપડ્યો એ ખેદ હમેશાં ખટક્યા કરશે. આથી જ બ. ક. ઠા.એ કહેલું: 'રમણભાઈમાં પણ સારા કવિનું બીજ કુદરતે તો મૂકેલું, તથાપિ એ બીજ જ રહ્યું, ખીલ્યું નહીં.' એમની સાહિત્યસેવાની કદર બૂઝીને સરકારે એમને ઈ. ૧૯૨૭માં 'સર'નો ઇલકાબ આપ્યો, પરંતુ ઈ. ૧૯૨૬માં લકવાના હુમલાથી અસહાય બનેલુ શરીર ઈ. ૧૯૨૮ના માર્ચની છઠ્ઠી તારીખે અચેત બન્યું ત્યારે સમાજ અને સાહિત્યે એક સમર્થ સેવક ગુમાવ્યો.


## વિદ્યાર્થીઓને ઓછા લવાજમે

# કવિલોક

જે વિદ્યાર્થીઓ પોતાની શાળા-કૉલેજના આચાર્યની સહીવાળું વિદ્યાર્થી તરીકેનું પ્રમાણપત્ર મોકલશે તેમને વાર્ષિક રૂ. ૪ લવાજમથી કવિલોક મોકલાશે.



## 'કવિલોક' સામયિક અંગેની માહિતી

[ધ રજિસ્ટ્રેશન ઑવ ન્યુસપેપર્સ (સેન્ટ્રલ) રૂલ્સ, ૧૯૫૬ અન્વયે (ફૉર્મ નં. ૪, રૂલ નં ૮)]

૧ પ્રકાશન સ્થળ: કુમાર કાર્યાલય લિમિ૰ ૧૪૫૪ રાયપુર અમદાવાદ ૧

૨ પ્રકાશન સમય: દ્વિમાસિક, દર બીજા મહિનાની છેલ્લી તારીખે

૩ મુદ્રકનું નામ: બચુભાઈ રાવત; રાષ્ટ્રીયતા: ભારતીય; સરનામું: કુમાર કાર્યાલય લિમિ૰ ૧૪૫૪ રાયપુર અમદાવાદ-૧

૪ પ્રકાશકનું નામ: બચુભાઈ રાવત; રાષ્ટ્રીયતા: ભારતીય; સરનામું: કુમાર કાર્યાલય લિમિ૰ ૧૪૫૪ રાયપુર અમદાવાદ ૧

૫ સંપાદકોનાં નામ: (૧) રાજેન્દ્ર શાહ; રાષ્ટ્રીયતા: ભારતીય; સરનામું: ૩૮૦ ગિરગામ રોડ, ઠાકુરદ્વાર, મુંબાઈ ૨
(૨) બચુભાઈ રાવત; રાષ્ટ્રીયતા: ભારતીય; સરનામું: ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

૬ માલિક કે માલિકોનાં નામ સરનામાં: ભૂપતભાઈ વસા, જગન્નાથ ઠૅાકર, મહેન્દ્ર ભગત, રાજેન્દ્ર શાહ, સુધીર દેસાઈ, અજીત શેઠ, સુરેન્દ્ર વકીલ, ૩૮૦ ગિરગામ રોડ, ઠાકુરદ્વાર, મુંબાઈ ૨

હું બચુભાઈ રાવત આથી જાહેર કરું છું કે ઉપર જણાવેલી વિગતો મારી વધુમાં વધુ જાણ અને સમજ મુજબ સાચી છે.

બચુભાઈ રાવત
પ્રકાશક

## માર્ચ-એપ્રિલ ઈ. ૧૯૭૨



### કાવ્ય


| | | |
|---|---|---|
| શ્રી અરવિંદ | પૃ. ૨ | બે કાવ્યો |
| રાજેન્દ્ર શાહ | ૨૭ | જનેતા હે, તું જ તે દુહિતા |
| મહેશ જોશી | ૨૮ | મૃત્યુગીત |
| ઉશનસ્ | ૨૯ | સૉનેટ પંચક |
| જમીઅત પંડ્યા | ૩૧ | હજી હમણાં જ તો |
| મકરન્દ દવે | ૩૨ | હાસ્ય અહીંની હવા મહીં |
| પ્રિયકાન્ત મણિયાર | ૩૩ | ક્રૌંચ-વધ |
| રઘુવીર ચૌધરી | ૩૪ | અભિમાન |
| રામચંદ્ર બ. પટેલ | ૩૫ | કહું છું |
| મહેન્દ્ર ગોહિલ | ૩૫ | ક્ષણો |
| યોસેફ મૅકવાન | ૩૬ | અમે |
| નિરંજન યાજ્ઞિક | ૩૬ | રક્તપિત્તના રોગીનું ગીત |
| ભગવતીકુમાર શર્મા | ૩૭ | મારા ગત જન્મોની કથા |
| શશિશિવમ્ | ૩૮ | સાયરન |
| મનહર તળપદા | ૩૯ | તમે જ્યાં જ્યાં જશો… |
| મહેન્દ્ર ગોહિલ | ૩૯ | સમયનું હરણ |
| સુશીલા ઝવેરી | ૪૦ | કન્યા વિદાય |
| મનહર ચરાડવા | ૪૦ | ગીત |
| કિસન સોસા | ૪૧ | પથ્થરને ચૂંટી કેમ ખણવી? |
| 'બાદલ' | ૪૧ | લજામણી |
| નિર્મિતિ કાપડિયા | ૪૨ | કવિતા |
| ભીખુ કપોડિયા | ૪૨ | ઘર તરફ (ગાડીમાં) |
| મહેશ્વરી મહેતા 'ઉષ્મા' | ૪૩ | 'સિતાર છું હું' |
| 'મલાર' | ૪૩ | હાઇકુ |
| દિનકર શાહ 'જય' | ૪૩ | એક ઉદાસ સાંજે… |
| ,, | ૪૩ | શી રીતે? |
| કનુ મહેતા 'વ્યોમ' | ૪૪ | પાછા ન આવ…! |
| કરસનદાસ લુહાર | ૪૪ | હળવેથી હિંચકો નાખો! |
| અરવિન્દ જોષી | ૪૪ | પામું… |
| પ્રાણજીવન મહેતા | ૪૫ | તું |
| ધીરુ પરીખ | ૪૬ | વસંત |


### ગદ્ય


| | | |
|---|---|---|
| રાજનાથ શર્મા | ૨૫ | કવિનું સત્ય |
| ઇલા પાઠક | ૨૬ | જ્હૉન ડન |
| ધીરુભાઈ પરીખ | પૂર્તિ | રમણભાઈ નીલકંઠ |


### ચિત્રસૂચિ

પૂઠા પર: વસંત (વાસુદેવ સ્માર્ત); સર રમણભાઈના હસ્તાક્ષર; સર રમણભાઈ મહીપતરામ નીલકંઠ વિવિધ વયે; ક્યારની બોલે છે કોકિલા (રસિકલાલ પરીખ)


'કવિલોક' દ્વૈમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે—ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર ને ડિસેમ્બર માસના અંતમાં પ્રકટ થાય છે. વાર્ષિક દેશમાં રૂ. ૬, પરદેશમાં રૂ. ૧૦ યા પા. ૧, અમેરિકામાં રૂ. ૧૫ યા ડૉ. ૨; વિદ્યાર્થીઓ માટે અર્ધવાર્ષિક લવાજમની સગવડ રૂ. ૩; છૂટક નકલનો—રૂ. ૧. લેખકોને કૃતિ વિષેનો નિર્ણય જાણવા અથવા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા પોતાનું સરનામું કરેલું તથા પૂરું પોસ્ટેજ ચોડેલું કાર્ડ કે કવર મોકલવા વિનંતિ છે. કૃતિઓ તથા લવાજમ મોકલવાનાં સ્થળ: 'કવિલોક' C/o લિપિની પ્રિન્ટરી, ૩૮૦ ગિરગામ રોડ, ઠાકુરદ્વાર, મુંબાઇ-૨; યા કુમાર કાર્યાલય લિમિ. દ્વારા, ૧૪૫૪ રાયપુર અમદાવાદ-૧.

તંત્રીઓ: રાજેન્દ્ર શાહ અને બચુભાઈ રાવત
સહયોગ: જયંત પારેખ અને ધીરુભાઈ પરીખ

લવાજમ ભરવાનાં અન્ય સ્થળ
ત્રિપાઠી પ્રા. લિ. પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ ૨

વીનસ સબ્સ્ક્રિપ્શન એજન્સી
શામસદન ૧લે માળે ભાસ્કરભાઉ લેન
ગામદેવી મુંબાઈ ૭

એલ. કે. મેઘાણી · ૧૪ અમરતલા સ્ટ્રીટ
કલકત્તા ૧

મુદ્રક અને પ્રકાશક: બચુભાઈ
કુમાર પ્રિન્ટરી · ૧૪૫૪ રાયપુર ·

# કુટુંબ



સ્વસ્થ અને સુખમય જીવન માટે

# નિયોજન

વધુ વિગત માટે નજીકના પરિવાર કલ્યાણ કેન્દ્રનો સંપર્ક સાધો

# કવિલોક

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર · ગ્રીષ્મ ૨૦૨૮ · મે-જૂન ૧૯૭૨
ગુજરાતી કવિતાનું ઋતુપત્ર · ગ્રીષ્મ ૨૦૨૮ · મે-જૂન ૧૯૭૨



नतम्बविम्बैः सदुकूलमेखलैः / स्तनैः सहाराभरणैः सचन्दनैः / शिरोरुहैः स्नानकषायवासितैः / स्त्रियो निदाघं शमयन्ति कामिनाम् ॥४॥

દુકૂલ-માલા ધરતાં નિતમ્બથી / સજેલ શાં ચન્દનલિપ્ત વક્ષથી / સુગંધી સ્નાનોત્તર કેશપાશથી / સ્ત્રીઓ નિદાઘે પ્રિય-કામ શામતી.

# મૂલ્યલક્ષી વિવેચના

## તેના બે ભારતીય ધુરંધરો

## શ્રી આનંદ કુમારસ્વામી અને શ્રી અરવિંદ*

રતિલાલ છાયા

ભારતીય કલા ને ભારતીય સાહિત્યની મૂલ્યલક્ષી વિવેચનામાં શ્રી આનંદ કુમારસ્વામી અને શ્રી અરવિંદનાં નામો અગ્રિમ છે. આ બન્ને મહાનુભાવોએ પોતાની વિલક્ષણ પારદર્શી પ્રજ્ઞા દ્વારા તેમજ ભારતીય જીવનમૂલ્યોની ઊંડી સમજ દ્વારા ભારતીય અને વિશ્વસાહિત્યનું તેમજ ભારતીય કલાને તેના પરિપ્રેક્ષ્યમાં મૂકીને જે વિવેચન કરેલું છે તે સદા સ્મરણીય રહેશે. વળી કોઈ પણ પ્રજાનાં કલા અને સાહિત્યની સમીક્ષા અને મૂલ્યાંકન કરતાં પહેલાં તેણે સ્વીકારેલાં જીવનમૂલ્યોને કેન્દ્રમાં રાખ્યા સિવાય છેવટનો નિર્ણય આપી શકે નહીં: તેમજ સાહિત્યકૃતિ કે કલાકૃતિની આખરી મૂલ્યવત્તા તેના કેવળ કલાત્મક સ્વરૂપને જ નહીં પરન્તુ જીવન સમગ્રને તે કૃતિ અનેક સ્તરોએ સ્પર્શીને, અનેક આસ્વાદક્ષમ સ્તરોની શ્રેણીને એક અખંડ સૂત્રે બાંધીને, જીવનમૂલ્યોને અનુવર્તી, રાષ્ટ્રીય સર્જક પ્રતિભા કેવી રીતે અને કેટલી સફળતાથી વ્યક્ત થાય છે તેના ઉપર અવલંબે છે.

શ્રી અરવિંદે વેદ, ઉપનિષદ અને મહાકાવ્યોનું વિવેચન આધ્યાત્મિક દૃષ્ટિને કેન્દ્રમાં રાખીને કરેલું છે અને તે દ્વારા વિદ્વાનોને પ્રતીતિ કરાવી આપી છે કે

રાજેન્દ્ર શાહ

## હિમાદ્રિને

ગંગાજલે પ્રથમ હું તવ સ્પર્શ પામ્યો
શીળો; રગેરગ પ્રવાહિત ઉષ્મપ્રાણ!
તારું ન દર્શન છતાં હૃદયે શી લ્હાણ
તે વેળ, ભીતર સમગ્ર ભરી તું છાયો!
ને વારિની લહરને કલખોલ ગૂઢ
તારો સુણ્યો શબ્દ મૌન, સમાધિરૂઢ!
એ શબ્દ–શક્તિ તવ–કર્ષણ દુર્નિવાર!
પંખાળ પાય મુજ અંતરને ઉમંગ.
આ ઉત્તરાભિમુખ દૃષ્ટિ લહે દિગંત:
રે ઝંખના ક્ષિતિજ વાદળને જટાળ
માને!–પ્રહર્ષ પણ ભ્રાન્તિ તણો ધરીને
ઢૂંઢે સુદૂર નભમાં તુજને ફરીને.
ને શ્વેત મૌલિ નીરખી, સ્થિર. સર્વસૂલી
આ આંખને ય ગમ ના હતી બંધ?–ખુલ્લી?

*

હે શ્વેતમૌલિ નગ ધૂર્જટિ આત્મલીન!
તું તો દિગંબર ભલે પણ અન્નપૂર્ણા
તારે, અકિંચન, ઉછંગ શી નીલવર્ણા
સોહાય આ લલિત શોભનમાં પ્રવીણ!
લીલામયી વિલસતી અહીં સૃષ્ટિ રમ્ય;
નિષ્પંદ છંદરવસંગ વડે અનન્ય.
જે દર્શને તૃષિત નેત્રની તૃપ્ત પ્યાસ,
જે સ્પર્શથી પથની લેશ રહે ન ક્લાન્તિ,
જે ગંધવાયુ શ્વસને મનમાંહિ શાન્તિ,
જ્યાં સંમુદાસભર, સૌ કંઈ આસપાસ;
રે ત્યાં શી આ અલક જેવી જ વૃત્તિ મારી
કો રુદ્ર ઘોષ, ગતિભંગિ રહેલ ધારી!
તારું ભલે અચલ મૌન; તને લતાળ
આલિંગને ગ્રહતી નાદની કૂનિ ગાઢ.

મૂર્ધન્ય હે અચલ, વ્યોમ વિષે અનંત
તારી જટા ધવલ રશ્મિની દીપ્તિ રેલી
સોહાય, ત્યાં ગગનપંથ અફૂલ મેલી
મંદાકિની ઊતરતી શમને વહંત.
એકાકિની મિલન જ્યાં તવ પામી, મુક્ત,
આનંદને રત, રમે તુંથી નિત્ય યુક્ત.

ને તું નિમીલિત દગે નીરખંત સર્વ,
તારે જ સ્પર્શે સઘળું; વળગી તને જ,
જોઉં, રહેલ; પણ સ્પર્શી તને ન સ્હેજ:
આ પદ્મ રુંડ સમ રૂપ તણો વિવર્ત.
મારે ય લોચન ન ભેદ રહે જરીય:
બેની ન દૃષ્ટિ, ઊઘડી લહું છું તૃતીય,
મંદાકિનીજલ રગેરગમાંહિ, પ્રાણે;
ને શાન્ત સંગ તવ, અંતર મારું માણે.

ઉશનસ્

## તારા મુખને અજવાળે

તવ વદનની દીપજ્યોતિ (નમોસ્તુ નમો) રૂડી
મુજ ગરીબના ગેહે શીળી પ્રભા પ્રસરી રહી,
ટિચુક ઘરના દેવાગારે ખૂણે પ્રજળી રહી,
સ્થિરદ્યુતિ શગે આભા આખી લીંપી રહી ઓરડી;
રવિ નમી જતાં ગેહે ગોખે દિવા પ્રગટે, બૂઝે
શગ શમી જતાં, મોડી રાતે મુખેમુખ ના સૂઝે,
તવ મુખની ત્યાં સંકોરાતી દિવેટદ્યુતિકલા,
શયનઘરના ખૂણેખૂણા ફરીથી ઝળાંઝળાં!
તવ નયનની દીવીકેરી પવિત્ર પ્રભામહીં.
નિશીથઘરમાં એકાકી હું પુરાણ પઢી રહું,
બરડ પરણેવાળી પોથી હળુક અડી રહું,
ગત જીવનના હિસાબોની ઉકેલી રહું વહી;
દિવસભડકે જાડી રેખે ઉતાવળ–ચીતરી
જગની છવિને તારી જ્યોતે
મોડી રાતે
છેકું ભૂસું સુધારું વળી વળી.

ભારતીય પ્રજાનાં શરીર, પ્રાણ, મન અને સમગ્ર સંવિતમાં ઈશ્વરાનુભૂતિની જે ઉદાત્ત ઝંખના અને અનુભૂતિ પડેલાં હતાં તેને જ આ આધ્યાત્મિક કાવ્યગ્રંથોમાં મંત્રોદ્ગાર રૂપે સાકાર કરવામાં આવેલાં છે. વૈદિક સ્તોત્ર એક એવું ઊર્ધ્વલક્ષી ગાન છે કે જ્યારે તે ઉદ્ગીત દ્વારા તેના સમગ્ર આંતરિક બળ અને સૌન્દર્યશક્તિ થકી ઉચ્ચોચ્ચ અભિવ્યક્તિને પામે છે ત્યારે તે મંત્રની કોટિએ પહોંચી જાય છે; ને વાચક એનો એકાગ્રતાપૂર્વક પાઠ કરી તેના ઉપર ચિન્તન કરે છે ત્યારે તે મૂળ અનુભૂતિનો સાચો રણકાર પામી મનને મુક્ત કરે છે એટલું જ નહીં, પરન્તુ તેને સૂક્ષ્મ એવી આધ્યાત્મિક અનુભૂતિના પ્રદેશમાં તે લઈ જાય છે. આ મંત્રોચ્ચારમાં માત્ર અર્થ જ નહીં પણ તેના નૈસર્ગિક ઉચ્ચારણને અનુવર્તતો નાદ પણ આપણા સમગ્ર ચિત્ત ઉપર કાબૂ જમાવે છે. આમ, અર્થ અને નાદ ઉભયની શક્તિ પરા કોટિએ પહોંચેલા મંત્રમાં આપણને સંસ્પર્શ આપી કાર્યશીલ બનેલી લાગે છે. કદાચ તેથી સંસ્કૃત ભાષામાં શબ્દ અને નાદ પર્યાયવાચક શબ્દો જેવા ગણાય છે. આપણા તત્ત્વદ્રષ્ટાઓ અને વિવેચકોએ ઈશ્વરનો ઉલ્લેખ કરતાં 'શબ્દબ્રહ્મ' અને 'નાદબ્રહ્મ'નો વારંવાર નિર્દેશ કર્યો છે. મંત્રની આ રીતે ક્રિયમાણ બનેલી શક્તિ જ એવી હોય છે કે જ્યારે તેનો સંપૂર્ણ ઉદ્ગાર થાય છે ત્યારે શબ્દ, અર્થ, ઊર્મિ, નાદ ને દર્શન સમગ્રતયા એકરૂપ બનેલી આપણા સમસ્ત વ્યક્તિત્વને સ્પર્શી જાય છે અને તેનાથી જનવ્યક્તિત્વનાં બધાં પાસાં સહજ આનંદથી નાચી ઊઠે છે.

શ્રી અરવિન્દના વિચાર પ્રમાણે કાવ્યનો સાચો સર્જક—સાચો શ્રોતા—કવિનો આત્મા છે  સઘન આધ્યાત્મિક અનુભૂતિની ગહન અભિવ્યક્તિ એટલે મત્ર  તેનો ઉદ્ભવ કાવ્યવાણીની ત્રિવિધ અભિવ્યક્તિમાથી થાય છે—જેમા શબ્દની, વિચારની, લયની અને આ માએ જોએલા સત્યની અવિચ્છિન્ન અભિવ્યક્તિ પરા કોટિએ પ હોયે ત્યારે કવિનો પુરુષાર્થ સફળતાને પામે છે એમ કહી શકાય  એલિયટ સર્જનાત્મક પ્રક્રિયાને સહાયરૂપ તત્ત્વોની સવાદિતાની સઘનતા વિષે જે વાત કરે છે તે કઈક અશે આ વ્યાખ્યાને અનુસર્ને છે

શ્રી અરવિંદની દૃષ્ટિએ દરેક પ્રજાની સર્જનાત્મક અભિવ્યક્તિમા ત્રણ તત્ત્વો હોય છે  તેમા સર્જકનુ વ્યક્તિત્વ, તેની સાસ્કૃતિક પરપરા અને એ સર્વને અતિક્રમી જતો વિશ્વાત્મા મુખ્યત્વે કાર્ય કરે છે  તેથી જ મહાન પ્રજાની મહાન કૃતિઓમા વિશ્વવ્યાપી આત્માનો ઉદ્ગાર હમેશા સભળાય છે  કવિનુ તત્કાલીન ભાતીગળ વ્યક્તિત્વ તેની કૃતિને સ્વકીય ગણાય એવી વિશિષ્ટતા આપે છે, એની રાષ્ટ્રીય પરપરા એને સામુદાયિક હૃદયનો ઉદ્ગાર આપે છે પરન્તુ એ ઉભયની પાછળ નિગૂઢ રીતે કાર્ય કરતો અને અભિવ્યક્ત થતો વિશ્વાત્મા જ એના ઉદ્ગારને અશ્રુતપૂર્વ વાચા આપે છે, ને એક વિરાટ ભૂમાને કવિનુ સર્જન આવરી લે છે શકરાચાર્યે પણ એક સ્થળે કહેલુ છે કે જ્યારે કોઈ વીણા લઈને ગાય છે ત્યારે તે કેવળ ગાન કરતો નથી, પરન્તુ તેનું ગાન કોઈ ગૂઢ શક્તિનું યજન બની જાય છે બૃહદારણ્યક ઉપનિષદના ઋષિ કહે છે કે સસારના બધા સ્થૂળ સુખો અને

## મકરન્દ દવે

### આટ-કાટને માંડવડે

પૃથ્વીએ પાણી પાવાનુ બધ કર્યે ટો
તૂટી પડેલી
માગી લીલી ડાળી,
સૂરજ કેરી પરબ માટલી થકી હવે તે
સૂકા હોઠે,
આગ પી રહી, આગ પી રહી કાળી

જેને હવનો દેશવટો છે ભાગે,
જના ફોરે ફૂલ ન કયાર સુહાગે,
ને રસનો પામે છાટો ક્યા અનુરાગે?
એની ભીતર સૂતેલા ભડકામા નિતનિત
ફાગ રહે ખેલી અગારા,
ફેલી ચોગમ હુતાશની હરિયાળી –

હુહુકારતા હિમવાયરા વરશે,
ને માદો માદો સૂરજ ડૂબી જાશે,
આ થીજી ગયલી દુનિયાનુ શુ થાશે?
બોલાવો સૌ મૂળ ઊખડયા, મુરઝાયાને
બોલાવો, આવળબાવળની
બધી જમાતો કહોર, કાળકરાળી –

આ ઝાળ ઉપર જે ઝાળ રમે છે રગે
તે કુની આ વરમાળ ધરે છે અગે?
બળ્યા ઝળયાનો ઓચ્છવ આજ ઉમગે!
આટ કાટને માડવડે આ કોણ પધાર્યું?
અને આભમા બજી રહી આ
પીઠી ચોળી પૂનમ કેરી થાળી!

## હેમન્ત દેસાઈ

### ✓ વૃક્ષ થઈ

જ્યાં નહીં પ્હેલાં જતો ત્યાં જાઉં છું,
ઓળખાયા વિણ બધે પુછાઉં છું!

'કેમ છો?' પૂછી ઘણાં સ્વાગત કરે
હું 'મઝામાં' કહું અને મૂંઝાઉં છું!

ઓછપોનાં દ્વાર સૌ લીધાં ગણી
જોઉં છું: કૈં હું મને સમજાઉં છું!

'આજ'ને આ ઓળખી લઉં મૌનમાં
'કાલ'ના ઝૂલવા વિશે કૈં ગાઉં છું!

એક મર્માળા હૃદયમાં ઊગવા
આભ જેવા આભથી પછડાઉં છું!

કોઇને હૈયે પુરાયો છું છતાં
કૈંકની આંખો થકી છલકાઉં છું!

લાગણીનો નીલ અંધાપો મળ્યો
દેખતી આંખે જગે અટવાઉં છું!

વૃક્ષ થઈ બેસું હવે તમ આંગણે
જન્મભર ચાલ્યા કર્યું, અકળાઉં છું!

આનંદની પાછળ વિભકત થઈ ગએલા છતાં નિગૂઢ રીતે ટેકો આપતા પરમાનંદનો સ્પર્શ હોય છે. ઋગ્વેદનાં સૂકતો તો દેવકામના અર્થે–પરમાત્માને પામવા માટે જ–રચાએલાં માનવ–ઊર્મિનાં સ્પંદનો જ છે. તેથી જ ભકિતધન નારદ સનતકુમારને કહે છે: 'તત્ત્વજ્ઞાન અને વિજ્ઞાન ઉભયનું જ્ઞાન આવશ્યક છે, પરન્તુ તે દ્વિતીય કક્ષાનું છે; પ્રથમ કક્ષાનું જ્ઞાન તો એ જ છે, જે આપણને બ્રહ્મનો સાક્ષાત્કાર કરાવે છે. અને જેની પ્રાપ્તિ દ્વારા સર્વ કંઇ જાણી શકાય છે.' આમ સર્વ આનંદ આખરે તો બ્રહ્માનંદની જ પરિણતિ છે. સાન્તની પાછળ જેમ અનંતનો નિર્દેશ હમેશાં છુપાએલો હોય છે, તેમ જગદાનંદ પાછળ બ્રહ્માનંદ ડોકિયાં કરી રહ્યો છે. 'બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે' નરસિંહનું કથન એ અર્થમાં પૂર્ણોદ્‌ગારને પામે છે.

આમ, ભારતવર્ષની જીવનસાધનમાં અને કાવ્યસાધનામાં સ્થૂળ જગત અને આધ્યાત્મિક જગત વચ્ચેની દેખાતી ભેદરેખાને ભૂંસી નાખવામાં આવી છે. અને તેની વિવેચનામાં તેથી જ મૂલ્યલક્ષી નિકષને પ્રધાનપદ આપવામાં આવ્યું છે. ભારતીય જીવનસાધનાનાં મૂલ્યોનું ચિન્તન કરતાં સ્વામી વિવેકાનંદના સૂચક શબ્દો આ સંદર્ભમાં યાદ કરવા જેવા છે. તેઓ કહે છે કે દરેક વ્યકિતની જેમ દરેક પ્રજાએ આખરે તો પોતે પોતાની પસંદગી કરી લેવી પડે છે. કોઇ પણ વ્યકિત કે પ્રજા સદાને માટે સંભ્રમ કે અનિર્ણયની દશામાં રહીને જીવી શકતી નથી. સૈકડો વરસો પહેલાં આપણે આપણી પસંદગી કરી લીધી છે–અને તે પસંદગી આત્મસાધનાની છે. અને આખરે એ કંઇ હીન પસંદગી તો નથી જ.

ભારતીય કલાનું વિવેચન કરતા આનંદકુમાર સ્વામી પણ આવા જ ઉદ્ગારો કાઢે છે તેઓ કહે છે કે ભારતીય કલાની સર્વતોમુખી અભિવ્યક્તિ ઉપર અને તેની સ્વરૂપસિદ્ધિ પાછળ રાષ્ટ્રના હૃદયમા યુગો થયા અભિવ્યક્ત થનાર આધ્યાત્મિક ઝંખના જ કાર્ય કરી રહી છે તેના ઉદ્ભવને એક છેડે સામુદાયિક આધ્યાત્મિક અભિવ્યક્તિ મૂર્ત કાર્ય કરતી હોય છે, તેમ બીજે છેડે વ્યક્તિમા રહેલી આધ્યાત્મિક વિકાસની શક્યતા પૂર્ણતાના ચરમ બિન્દુએ પહોંચવાને મથતી હોય છે આ સમર્થ કલામર્મજ્ઞ તો એમ કહે છે કે માત્ર લલિત કલાઓમા જ નહીં પણ લલિતેતર કલાઓમા પણ આ શક્તિ ક્રિયમાણ થઈ અવનવા સ્વરૂપો સર્જવામા તલ્લીન બની ગઈ હોય છે નગર આયોજન જેવા સ્થૂળ શાસ્ત્ર પાછળ એ ભાવના પ્રાચીન કાળમા પુરસ્કૃત થએલી હતી સ્થપતિ પાસેથી અપેક્ષા રખાતી કે જાણે તેણે કોઈ અશ્રુતપૂર્વ નગરીનુ સ્વર્ગમા જઈને દર્શન કરેલુ છે અને તેને સ્મૃતિના ભાજનમા સાચવીને જાણે આ જગત ઉપર એક નૂતન રમણીય નગરીનુ સર્જન કરવા તે સજ્જ થયો છે દર્શન વિના સર્જન નહીં—એ જાણે ભારતીય સાહિત્ય અને કલાનો મુદ્રાલેખ અને હાર્દ ગણાતા તેને લઈને જ અઢાર વ્યાવસાયિક કલા અને ઇતર ચોસઠ કલાની સાધના અગત્યની ગણાતી તે કલાઓમા ખાસ કરીને સગીત, મન્ત્રવિદ્યા, ચિત્રકલા, કાવ્યકલા, શિલ્પકલા, પાકકળા તેમજ વસ્ત્રકલા જેવી વ્યાવહારિક કલાનો પણ સમાવેશ થતો શિલ્પીઓ સુન્દર મૂર્તિઓનુ સર્જન કરતા તેનુ પ્રયોજન પૂજા અને અર્ચના અર્થેનુ હતું, કેવળ

## ભગવતીકુમાર શર્મા

### છૂંદણાં

તોડી ત્વચાની પાળને છલકાય છૂંદણા,
સ્પન્દન છે રોમ રોમ તો મલકાય છૂંદણા

ટહુકી ગયા'તા માત્ર ભીના સ્પર્શના મયૂર,
લીલુડા વનની ઝાંખ શા ઝોકાય છૂંદણા

પાલવ સર્યો ને છાતીએ વંચાયુ એક નામ,
ચુગલી કરીને મૉજથી મુસ્કાય છૂંદણા

નીલાશ ક્યાથી આટલી પાપણના આભમા?
કણ કણ બનીને આંખમા અંજાય છૂંદણા

મહેકી ઊઠ્યા'તા ફૂલ અધરની ધ્રુજારીએ,
જૂઈના શ્વેત પુંજથી ચંપાય છૂંદણા

ઘનશ્યામ નભનો કણ શુ ઝળુંબ્યા કપોલ પર?
ફોરા અમીના વરસે તો ભીંજાય છૂંદણા

સિન્દૂર, કંકુ, મેંશ અને તલની ટીપકી,
સ્પર્ધા ઘણી છે તો ય જીતી જાય છૂંદણા

જયન્ત પાઠક

## મધુર અનુભૂતિ

અહો કેવી કેવી મધુર ઘટનાઓ અહીં ઘટી!
ધખેલી રેતીના કણ કણ થઈને તૃણ તૃણ
રહ્યા ડોલી, લ્હેરે જલધિ મૃગતૃષ્ણાથી પ્રગટી;
અરબ્બી રાત્રિને ઘૂમટ ચળકયા તારકગણ.
હવામાં છંટાયું કશું અજબનું અત્તર અહીં!

ભરું શ્વાસે શ્વાસે સુરભિ, ક્ષણમાં તો શરીર આ
ઊઠયું અંગે અંગે મઘમઘી અને વન્ય ફૂલશું
બની બેઠું, ડોલે ભ્રમર ગણનાં ગીત લયમાં;
અહો આખી પૃથ્વી લડખડતી આનંદ-મયમાં!

હવે ઊંટો છુટ્ટાં અસીમ ચરિયાણે મૂકી દઉં,
બધો બોજો નીચે ફગવી; અહીં બેસું સમયની
શિલાને અ'ઢેલી–
સફર બસ પૂરી અહીં થતી
તમારા હૈયાની ધબક મહીં વિશ્રબ્ધ વિરતિ.

'ચાતક'

## કહેવાય ના!

જિંદગીને ઝાંઝવાં ગણતો નથી
મોત મૃગજળ હોય તો કહેવાય ના!
જિંદગીથી પણ વધુ રળિયામણી
મોતની પળ હોય તો કહેવાય ના!!

પ્રવાસીઓના મનરંજન માટે સંગ્રહસ્થાનોમાં કે ગૃહશણગારની છાજલીઓ ઉપર રાખી શોભાની અભિવ્યક્તિ અર્થે ન હતું. રામાયણ અને મહાભારત જેવા મહાન કાવ્યગ્રંથો જ નથી, પરન્તુ એની અંદર ધાર્મિક, સામાજિક, નૈતિક અને રાજકીય બોધ સમાવિષ્ટ કરવામાં આવ્યો છે, નહીંતર આટલાં બધાં વર્ષોથી આટલા બધાં માનવીઓને એ કયાંથી સ્પર્શી શકયા હોત? આમ આ મહાન ગ્રંથો કાવ્ય અને ધર્મશાસ્ત્રના એક અવિચ્છિન્ન અને પ્રેરક આશ્લેષમાં એકરૂપ બનીને આપણી રસવૃત્તિને અને ધર્મશિકતને પોષતા જ રહ્યા છે અને તેમનો પ્રતાપ અસંખ્ય માનવીઓ ઉપર અંકિત થએલો જણાય છે. રસાસ્વાદના અનુભાવનમાં પણ આસ્વાદનની ભિન્નભિન્ન કક્ષા અને એના નિમ્નોચ્ચ સ્તરો એક જ કૃતિમાં પરિવર્તી શકે છે અને તેથી આવી મહાન વ્યાપક કૃતિ પૃથક્જનથી માંડીને દુરારાધ્ય રસવૃત્તિવાળા વિદ્વજ્જનને પણ પ્રસન્ન કરી શકે છે એ વાતનું રહસ્ય આપણા પ્રાચીન સર્જકો અને આલંકારિકો જાણતા હતા એમ કહી શકીએ તેમ છીએ. તેથી જ આવી મહાન કૃતિઓ પંડિતને, ભકતજનને, શારદોપાસકને, આચાર્યને અને અલ્પબુદ્ધિ જનને પણ આસ્વાદ અને આનંદ આપી શકતી હતી એ નિર્વિવાદ વાત છે. આવી કલાકૃતિનો ઉચ્ચોચ્ચ આસ્વાદ કરાવવાને માટે 'વિવેચકને યોગીની કક્ષાએ પહોંચવાનું અગત્યનું ગણાતું' અને તેવો દાર્શનિક વિવેચક જ જીવનનાં ઉચ્ચોચ્ચ મૂલ્યો જેમાં મૂર્ત થયાં છે એવી કૃતિઓનો આસ્વાદ કરાવવાને અધિકારી લેખાતો. આવો અધિકાર તે તેની તત્કાલીન

જીવનસાધના અને ગત જન્મોના સચિત કર્મોને લઇને તે મેળવતો એમ ગણાતું

પ્રાચીન મૂલ્યાકનની પદ્ધતિમા રસાનદ એ બ્રહ્માનદ સમાન લેખાતો-તૈત્તિરીય ઉપનિષદમા તો ઇશ્વરને પોતાને રસો વૈ સ (તે જ રસ છે) એમ કહીને સબોધેલ છે સાર્વભૌમ રીતે વિચારીએ તો રસાસ્વાદની જાગૃતિ એ જ કોઇ પણ કળાનુ પ્રથમ ધ્યેય હોઇ શકે સામાન્ય જનનુ મન સાધારણ રીતે અહમ્કેન્દ્રિત હોય છે તેથી તે નિરપેક્ષ આનદનો આસ્વાદ લઇ શકતુ નથી બ્રહ્માનદ તો એનાથી સો જોજન દૂર રહે છે, પરન્તુ તેની આ અહમનિવૃત્તિ કલા દ્વારા સપન્ન થઈ શકે છે કળાના રસાસ્વાદની પળો દરમિયાન સામાન્ય માણસ પણ અહમ્જન્ય વેદનાને વિગલિત કરીને આનદનુ શુદ્ધસ્વરૂપ ક્ષણાર્ધને માટે પણ ચાહે તો માણી શકે છે તેથી જ કલાને ‘જન સામાન્યનો યોગ’ કહેવામા આવેલ છે અજતાની ગુફાઓના ચિત્રો અને ઇલોરા તથા એલિફ્ટાના શિલ્પો તેમજ મહાકાવ્યો અને પુરાણોનો એક જબરો વ્યાપ આ ‘સામાન્ય માનવીનો યોગ પૂરો પાડે છે અને આખરે આ કલાનો આનદ પ્રેરણા અને સાધના દ્વારા બ્રહ્માનદમા પલટાઇ જાય છે જીવન અને કલા પ્ર યેના આવા દૃષ્ટિબિન્દુને લીધે જ કરુણાન્તિકાને ભારતીય આલકારિકો ને રસવિદોના મત અનુસાર આપણા સાહિત્યમા અવકાશ નથી તેઓ શ્રદ્ધાપૂર્વક માનતા કે વિશ્વમા જે આ સઘળુ છે તે પરમાત્માના આનદનો જ આવિષ્કાર છે અને સર્વ કલા અને સાહિત્યનું અતિમ પ્રયોજન પૃથ્વી ઉપર આનદની ઝાખી કરાવવી એ જ છે છતા

## જગદીશ જોષી

### ✓ ગીત !

આકાશે મેઘધનુ જોયુ ન જોયુ
ત્યા તો વાદળોથી બુદબુદ ટળકયા
સુક્કા નવાણ તણી માડ મળી ભાળ
ત્યા તો આખડીની કોર નીર સળકયા

માગગની મ્હેફિલે બેઠી પણઝાર
લઈ કાપેલી મજલોના થાક,
ધખતી ધૂણીની આચ દોરાઈ ભૂસાઈ
સપનાને છઠેડે રાક
વિખૂટો સૂર પડયો રમગણોના સગવરમા
હસોને કઠ ગીત બટકયા

‘કોયલ છુપાઈ કેમ ઓઢીને રાત?’ એમ
સૂર ભર્યા ઉપવનને પૂછે,
નળિયથી નીતરીને ચાદરણુ ભીતરનુ
અધારુ હળવેથી લૂછે
ભાગેલી રાત જતા પૂછે છે ઝાડળને
પાદડાઓ કયાય કહો, ચળકયા?

## મનોહર ત્રિવેદી

આપણા હોવા વિની વારતા
અન્ય મુખથી સાભળીશુ કયા સુધી?

તોડશુ કયારે ભ્રમોની ભીતને
આયનાઓને છળીશુ કયા સુધી?

વાકયના સન્દર્ભ જેવી ઊઘમા
સ્વપ્ન જેવુ આથડીશુ કયા સુધી?

પ્રશ્ન જેવા ઉત્તરોને મેળવી
વ્યર્થતાઓને ભરીશુ કયા સુધી?

શ્વાસના રસ્તા વચાળે હાફતા
કયા સુધી ચાલી શકીશુ કયા સુધી?

## જટિલ

### ગીત

કોણે કહ્યું કે ગઈ પ્રીત્યું છૂટી, ને
હવે પ્રીતમજી ઘેર નથી આવતા?

સરવા કરીને કાન ઊભા ગુલમ્હોર
અને લીમડા રહ્યા છે હજી ફોરી,
ઝૂમીઝૂમીને પૂછે ડોલરિયા છોડ
મારી કળિયુંને કોણ ગયું ચોરી?
મેડિયુંને મોભારે બેસીને મોર હજી
ગહેકે છે ડુંગરા ગજાવતા,
કોણે કહ્યું કે ગઈ પ્રીત્યું છૂટી, ને
હવે પ્રીતમજી ઘેર નથી આવતા?

વાયુની લહરીને હડસેલો માની
કહે ઊઘડતો ઝાંપો 'એ આવ્યા!'
ફળિયાંની રંગોળી મરકલડાં મારે
ને કંકણના કાચ કહે 'ફાવ્યા'
આવન ને જાવનના વરસાદે ભીની,
હજી વેણીને ભમરા સતાવતા!
કોણે કહ્યું કે ગઈ પ્રીત્યું છૂટી, ને
હવે પ્રીતમજી ઘેર નથી આવતા!

એનો અર્થ એવો નથી કે સૃષ્ટિ ઉપર જે કંઈ અનિષ્ટ છે, પીડારૂપ છે, દુઃખરૂપ છે તેનાથી તેઓ વાકેફ ન હતા. માત્ર જીવન-દર્શનના એક અતિ ઉત્કૃષ્ટ છેડા ઉપર—ઇષ્ટ તત્ત્વ ઉપર, જીવનના અંતિમ માંગલ્ય ઉપર તેઓ વિશેષ ભાર આપતા હતા એમ કહી શકાય. પશ્ચિમે સદ્ભાગ્યે કે કમભાગ્યે જીવનનાં અમંગલ તત્ત્વો ઉપર વિશેષ ભાર આપ્યો છે અને ઇષ્ટ તત્ત્વની મંગલ આરાધનાને વિસરી ગયું છે એનું કારણ ખ્રિસ્તી ધર્મમાં જગતની ઉત્પતિ પાપમાંથી થઈ હોવાથી મૂળભૂત માન્યતા પણ હોય. આ બન્ને છેડાનો વિચાર કરીએ છીએ ત્યારે એમ લાગે છે કે આ બન્ને દૃષ્ટિબિન્દુના સમન્વય ઉપર–તેના મધ્યબિન્દુ ઉપર–સમતોલ જીવનસાધના અને સાહિત્યિક અભિવ્યક્તિ અવલંબી શકે અને તે બાબતમાં અત્યારના યુગમાં એકબીજા ઉપર પ્રતિક્રિયા થાય તો તે તંદુરસ્ત સર્જન માટે સ્પૃહણીય જ ગણાવું જોઈએ.

રસની ઉત્પત્તિ શી રીતે થાય છે તેનો પણ આ પ્રાચીન મીમાંસકોને ખ્યાલ હતો. સહૃદય ભાવકનું મન જે ઊર્મિપૂર્ણ પરિસ્થિતિનું આલેખન કરવામાં આવેલું હોય તેની સાથે પ્રથમ 'હૃદયસંવાદ' સાધે છે ને પછી એ આલેખન સાથે તન્મયતા સાધીને રસાનુભવને પામે છે. આમ સમસ્ત કાવ્યનું સર્જન આવશ્યક સઘળી ઊર્મિઓનું રસાયણ રચીને આનંદનું એક અખંડ રૂપ આપે છે એમ તેઓ માનતા. જોકે ક્યાંક એક રસને તો અન્યત્ર બીજાને પણ તેઓ આવશ્યકતા પ્રમાણે પ્રાધાન્ય આપતાં અને ઈતર ગૌણ રસો એના પોતપોતાના વિશિષ્ટ ધ્વનિઓ દ્વારા પ્રધાન રસ સાથે

સુમંવાદી રહી રસની એક વિભક્ત સૃષ્ટિમાથી અવિભક્ત સૃષ્ટિ સર્જતા, ને આમ 'અવિભક્ત વિભક્તેષુ'નો સિદ્ધાન્ત કવિની 'નિયતિકૃત નિયમરહિતા' સૃષ્ટિમા પણ સાકાર થતો. એ રીતે વિચાર કરીએ તો રામાયણમા કરુણનુ પ્રાધાન્ય છે તો મહાભારતમાં અન્તે શાન્ત રસના ઘરમા કવિ આપણને લઈ જાય છે. વળી, આ આલંકારિકોમા કેટલાક માનતા કે લાગણી ભલેને વ્યક્તિગત અનુભવમાથી જન્મી હોય, પરન્તુ અન્તે તો તે ભાવક સમસ્તની બની રહેવી જોઈએ; એટલે કે તેનુ સાધારણીકરણ થવુ જોઈએ. પિંડને બ્રહ્માંડમાં મૂકીને, વ્યક્તિને સમષ્ટિમાં ઓગાળીને તેનુ વૈશ્વિક દર્શન કરવાની પ્રાચીન રીતનો આ 'સાધારણીકરણ' એક પ્રેરક પ્રતિધ્વનિ જ છે. આ પરિણામ કવિની પ્રતિભા, વાસના અને અભ્યાસ ઉપર અવલબે છે. આ રીતે થએલા સર્જનમાથી રમણીયતાનો જન્મ થાય છે અને અહમ્કેન્દ્રિત પ્રજ્ઞા રસાસ્વાદની પળો દરમિયાન સાપ્રત રાગદ્વેષોથી મુક્ત બનીને આનંદની અલૌકિકતા અનુભવે છે એમ ગણાતું. કલાકૃતિ દ્વારા રસાસ્વાદ નિઃશેષ, સંપૂર્ણ અને અવિક્ષિત રૂપે પ્રાપ્ત થાય તે માટે પ્રાચીન વિવેચકો 'ઔચિત્ય'ને સર્જનપ્રક્રિયાનુ એક અગત્યનું અંગ ગણતા. તેઓ ભારપૂર્વક કહેતા કે સાહિત્યકૃતિમા જો આ ગુણનો અભાવ હોય તો તેમા રસભંગ થાય અથવા તે રસાભાસની કૃત્રિમ સૃષ્ટિમા સરી પડે. કાવ્યરચનામા રહેલી સહેજ પણ ક્ષતિને તેઓ સુન્દર સ્ત્રીમા રહેલા ચારિત્ર્યસ્ખલન સાથે સરખાવતા અથવા એક દેખાવડા પુરુષના ચહેરા ઉપર રહેલા કોઢના લાછન

## ભાનુપ્રસાદ પંડયા

### વર્ષોની બ્હાર...

તમે ફફડો પંચાગના ચોડમા, આવરદા!
કોઈ પાછળ પડ્યું છે?–કેમ દોડમાં, આવરદા!

મળી ઊડતા વિહંગની છાયા, આવરદા,
એને આશરો માનીને હરખાયા, આવરદા?!

ઘસો સચવાવા પાને કિતાબના, આવરદા?
જાત ભૂલવશો નામના હિસાબમાં, આવરદા?

ક્યાક થંભે પરોઢ આખું જીવતર, આવરદા,
શત શરદોના શ્વાસ પણ ગણતર, આવરદા!

નથી કાટે તોળેલ કાળ થાવુ, આવરદા,
હવે વર્ષોની બ્હાર દોડી જાવુ, આવરદા!

## હેમલતા ત્રિવેદી

### તું તો પરવાળું પરદેશી

વાલમ તુ તો સાત સમદરનો ઉછાળ
  કે હું તો એની લ્હેરખી રે લોલ
વાલમ કાંઠે કાંઠો ચૂમંત તારાં ફીણ
  કે રેત થઈ ઢોળઈ જતી રે લોલ
બપોર ટાણે જળ તારાં લાલ ગુલમો'ર
  હું ભૂરી-નીલી ઝખના રે લોલ
વાલમ તારું ડોલવુ ડોલરમ્હેક
  કે હું તો ભીની પાદડી રે લોલ
વાલમ તુ તો શ્યામરંગ તુલસીક્યારો
  કે હું તો તારી આરતી રે લોલ
બોલ તારા સાવનરા ઝરમર ફોરાં
  હું રોમ રોમ ભીંજતી રે લોલ
વાલમ તુ તો પરવાળું પરદેશી
  હું રંગ એનો કેસરી રે લોલ

## રમેશ પારેખ

બે માણસોની વચ્ચે પરિચય છે કેટલો,
પથ્થરની સાથે કાચના સંબંધ જેટલો.

ખોવાયલા નગરનું પગેરું જડે નહીં,
ફરતો રહું પ્રકાશ લઈ અંધ જેટલો.

મારી પીડાનું ફૂલ મને ઝૂલતું રહ્યું,
વિસ્તાર આવડ્યો ન મને ગંધ જેટલો.

વાઝેકટમી થયેલ છે આ શબ્દ આપણા,
ખૂલે છતાં ય અર્થ રહે બંધ જેટલો.

## મેઘનાદ હ. ભટ્ટ

### એક યુદ્ધોત્તર આકાંક્ષા

ના—યુદ્ધ વિષ્ટિની નિષ્ફળતાથી કૃષ્ણની આંખોમાં વ્યાપેલા
વિષાદને અને
સમ્રાટ અશોકના યુદ્ધોત્તર શોકને
ઢબૂરી દઈ (થોડાંક હિંસક થઈ)
અહિંસાની નિરલંકૃત વિધાત્રીને
જગતરત્નનાં ઝળહળતાં આભૂષણોથી નવાજી દઇએ.
નહીં તો—
રણવીરોની જવાંમર્દી અને શહિદોની વીરગતિ
ઇતિહાસના પીળાચટ્ટાક પૃષ્ઠોની કાળી શાહીથી
કાયમ માટે કલુષિત થઇ જશે.
...અને
હસ્તિનાપુરની માતાઓનો પુત્રશોક
કે કલિંગની કુલવધૂઓનો વૈધવ્યવિલાપ
ફરી ફરી સંભળાયા જ કરશે.
નરબંકાઓની નિરર્થક જાનહાનિને
ફરી ફરી પરમ વીરગતિનું મ્હોરું પ્હેરાવીએ
તે પહેલાં...

સરખી ગણતા. આમ, સાચી કલાકૃતિમાં વિચાર, આચાર અને આકારના સામંજસ્યને તેઓ અનિવાર્ય ગણતા. તેથી જ તેઓ ભારપૂર્વક પ્રતિપાદિત કરતા કે વિવેચકને માટે કેવળ કાવ્યની ક્ષતિઓનું આકલન કરી તેની ઉત્કૃષ્ટતાનો નિર્દેશ કરી અટકવાનું નથી, પરન્તુ આગળ જઈને તેના રસ-વિચારને જીવનમૂલ્યોના પરિવેષ્ટન વચ્ચે મૂકીને નાણવાનું પણ આવશ્યક છે.

ભારતીય મૂલ્યલક્ષી વિવેચનાની પરંપરાને આધુનિક યુગમાં અતિજૂજ પુરુષો અનુસર્યા છે, અને તેમાં શ્રી અરવિંદ અને શ્રી આનંદ કુમારસ્વામી મુખ્ય છે. શ્રી અરવિંદે લખેલા 'ભાવિ કવિતા'ના વિવેચન-નિબંધોના પ્રાકટ્ય પછી આપણે ત્યાં તૂટી ગએલી પરંપરા ફરી કોઈએ વિશિષ્ટ રૂપે સાંધી આપી નથી. તેમણે આ વિવેચન-લેખોમાં યુરોપની કવિતાની અને ભારતીય કવિતાની જે મૂલ્યલક્ષી વિવેચના કરેલી છે અને તે દ્વારા ક્રમશઃ ભવિષ્યની કવિતા કેવા દેહ, આકાર અને મૂલ્યો ધારણ કરશે તેનું તેમણે જે વિશ્લેષણ કરેલું છે તે કોઈ પણ સહૃદય વિવેચકને જોઈ જવા જેવું છે. પશ્ચિમની કવિતાનું મૂલ્યાંકન કરતાં તેઓ અંગ્રેજ—અમેરિકન તથા તેમની જ પ્રતિચ્છવિરૂપ ભારતીય 'આધુનિક' વિવેચકોથી કેવી રીતે જુદા પડે છે ને જીવન-નાં આધ્યાત્મિક મૂલ્યોને કેન્દ્રમાં રાખીને તેની ખૂબી અને અપૂર્વતા વિષે કેવો પારદર્શી નિર્ણય આપી શકે છે તે અવશ્ય જાણવા જેવું છે. કોઈ પણ વ્યક્તિ શ્રી અરવિંદ જેવા પરમ યોગીને, વિદ્વાનને, સર્જકને અને યુરોપીય ભાષા તથા સાહિત્યના અભ્યાસીને એ બાબતમાં અનધિકારી

ગણવાનુ સાહસ નહીં કરે એમ માનવુ વધુ પડતું નહીં ગણાય. શ્રી અરવિંદ કહે છે કે અંગ્રેજી કવિતા rich and powerful—સમૃદ્ધ અને શક્તિસંપન્ન—છે અને છતા તે યુરોપીય સંસ્કૃતિના ઘડતરમા અગ ત્યનું બળ બની શકી નથી અંગ્રેજી સગીત શૂન્યવત્(Zero)છે ને સાનાશિલ્પે'ખાલી પડેલી જગ્યા'—ત્યાના an unfilled void—પૂરવાની છે સ્થાપત્ય વિષે તો ભા ગ્યે જ વિચાર કરવાનો રહે છે hardly matters—ત્યાની ચિત્રકલા પણ થોડાક પ્રકીર્ણ નામો અને તેની ઈધરઉધર વેરાએલી કૃતિમાત્રમા સમાપ્ત થઈ જાય છે. અને તેમા ઈટાલી, સ્પેઇન, ફ્રાન્સ, હૅાલૅન્ડ કે બેલ્જીઅમનો સમૃદ્ધ આવિષ્કાર કે સિદ્ધિ નથી પરન્તુ અંગ્રેજ પ્રજાની વ્યાવહારિક સાધનાની તે આલોચના કરે છે ત્યારે લખે છે કે તેમા એક જાતની નિ શક શ્રેષ્ઠતા પરિવર્તે છે વળી, તેઓ ઉમેરે છેઃ 'આધ્યાત્મિકતા નહીં પરન્તુ પ્રબલ નૈતિક વળાક તેઓમા જેવામા આવે છે શબ્દની નૈસર્ગિક શક્તિનો સભવ જણાતો નથી પરતુ, કર્મ પ્રત્યેનો અનિરુદ્ધ ઝોક જણાય છે—'No spirituality but a robust ethical turn no innate power of the word, but a strong turn fo action'—આમ કહીને ત્યાના જીવન અને સાહિત્યના મર્યાદા અને ગુણોને એકીસાથે વ્યજિત કર્યાં છે વ્યક્તિગત અંગ્રેજી સાહિત્ય સ્વામીઓના મૂલ્યાકનમા પણ તેઓ આવી જ તાજગી અને પારદર્શકતા બતાવે છે અને એમા જે મૌલિકતા અને બળ છે તે જોઇને આપણે પ્રસન્ન થઈ જઇએ છીએ

## પ્રબોધ જોષી

### રિસેપ્શન-હૅાલમાં વધૂની સ્વગતોક્તિ

પછી સાજે જ્યારે ભગ્ચક થયો 'હૅાલ', સઘળે
ઊભી, આડી, વાકી ઝગમગ થતી લાઈટ, બધે
હસતા ચ્હેરાઓ, શહનાઈ તણા સૂર, વહેતુ
ઘણુ ધીમુ જૂની ફિલમતણુ કો' ગીત, કરતા
લળીને વાતો કૈં સજન, મળતા કો' સ્વજન તો
બહુ હોશે હોશે પરિચય કરાવે ય મુજથી

અને ત્યારે સુષ્ઠુ પરિચિત હતુ નામ! સજને
કહ્યુ કે મિત્રો બે બહુ જ દિનથી, સાથ રમતા,
જમે તો યે સાથે, કદીક ઝઘડે, બા ય વઢતા
પછી તો! માગથી અવશ બનીને વાત કરતા
હસાયુ ફિક્કુ કૈં! જમીન સરકી આખ હૃદયે
ઘણા વર્ષોની કો' તસવીર હતી, ને ક્ષણ પછી
જરા ઉચુ જેયુ નીરવ પગને એ જઈ રહ્યા
...તમે ના કિન્તુ એ

## રમેશ જોષી

### ગઝલ

ફોડીને ફેંકી દઈ યે હુ શકતો નથી હવે,
સેવ્યા કર્યુ જે વ્યર્થ મેં ઠીકુ સબધનુ!

લઈ શ્વાસનો બચો આ સરજામ હુ મથુ,
કે કોઈ પણ રીતે ખૂલે જો દ્વાર ગધનુ!

માગમા કૈં જણાય એવી રગહીનતા;
જાણે ન હોઉં સ્વપ્ન કોઈ રગ અધનુ!

અહીંય. તો કૈં પવનનુ નથી નામ કે નિશાન!
કારણુ પછી હશે શુ આ ઉઘાડબધનુ!

કિસન સોસા

## નેજવું માંડીને

ઘરની મરજાદ મેલી મોભે ને બાપ,
કાંઈ મઢમ ઉપર તો ઈ મો'ય નૈં,
નેજવું માંડીને મારા દાદાજી જોય
મારો કેશવ તો કાંઈ એવો હોય નૈં.

ફળફળતો નિઃસાસો નાખીને આંગણે
ઘોળ્યો અમલ દે'ય ઢોળી
હુક્કાના પેટનું પાણી બબડે ને ઝગે
લાલઘૂમ દેવતાની ટોળી
આંખ્યું ને હોઠ બેઉં મૂગાં પણ બોલતી
પાંપણની રુંવાટી ધોળી:

સાચા મોતીને આમ કોરે મેલીને
કાંઈ કટકા ઈ કાચ હાટુ રોય નૈં,
નેજવું માંડીને મારા દાદાજી જોય
મારો કેશવ તો કાંઈ એવો હોય નૈં.

ઉંબરને ખોંખારે હરણી–શી હાથ એક
ઘૂમટાથી મુખ લે'ય ઓઢી
છૂંદણાંના કંઠ તણી લીલાશે રે'ય સદા
લીલી પરસાળ લીલી દોઢી
ખાંસીએ રે'ય તારી સોડય મહીં તરફડતી
વ્હાલપની વેલ વણ પોઢી

વેળાની હાર્યે સંધુ વીતી જાશે ને
પછી રે'સે ભા, ચારેપા કોય નૈં;
નેજવું માંડીને મારા દાદાજી જોય
મારો કેશવ તો કાંઇ એવો હોય નૈં.

એટલું જ નહીં પણ વિવેચનોના મહાલયમાં એક નવી બારી અચાનક ખૂલીને તેમાંથી આવતા પ્રકાશથી આપણા સમગ્ર ભાવક ચિત્તતંત્રને આલોકિત કરી દે છે.

આ મૂલ્યલક્ષી વિવેચનના નિર્ણયને યોગ્ય પ્રસિદ્ધિ મળી હોત અને આપણા વિદ્વાનો છેલ્લાં પચ્ચીસ વર્ષ તેનાથી મહદંશે અજ્ઞાત ન રહ્યા હોત તો અર્વાચીન મીમાંસા અને પ્રાચીન સમીક્ષાની આ ઉન્નત દૃષ્ટિએ આપણને આપણા અને જગતના સાહિત્ય પ્રત્યે જોવાની એક નવી જ દૃષ્ટિ આપી હોત અને આપણાં સર્જન અને વિવેચન ઉભયને તે ઉપકારક થયું હોત એટલું જ નહીં, પરન્તુ તેને સમૃદ્ધ કરવામાં અગત્યનું બળ થઈ પડયું હોત, એમ કહેવું ખોટું નહીં જ ગણાય. મિલ્ટન વિષેનો આ રીતનો પ્રતિભાવ પણ જાણવા જેવો છે શ્રી અરવિંદ લખે છે કે તેના ભવ્ય મહાકાવ્ય Paradise Lost ને Paradise Regainedમાં તેની કવિતા એક ઉત્કૃષ્ટ શિખર તો અવશ્ય સર કરે છે, છતાં સાચી કવિતાના મૂળમાં જે સંપૂર્ણ મૌન પડેલું હોય છે તેને તે છિન્નભિન્ન કરી નાખે છે- 'the grandiose epic chant' of Milton 'breaks the complete silence of genuine poetry– એટલું જ નહીં, યુવાનાં સમૃદ્ધ સૌન્દર્ય અને આશાઓને દૂર રાખીને વર્જીલને સહજ એવું પદ્યનું પ્રયત્નત્વ ગુમાવી બેસે છે, ને રંગ, સૌન્દર્ય અને માધુર્યની નજાકત ખોઈ બેસે છે. મિલ્ટનની આ નિષ્ફળતાનું કારણ પરંપરામાંથી મેળવેલા પંડિતાઈભરેલા ભારેખમ મનમાં રહેલું છે તેમ તે નોંધે છે અને એમના મત

પ્રમ છે આ મહાકાવ્યમા આયોજન ને વિચાર ભવ્યતાને પામ્યા છતા તેમાથી આત્માની ગહનતા વિદાય લે છે (the method and idea retain su blimity ..the deeper spirit has depanted) ડ્રાઈડન અને પોપ જેવા વિદ્વદ્જનપ્રિય અને લોકમાન્ય કવિઓનો ઉલ્લેખ કરતાં તેઓ લખે છે કે એક વખત આ ઉભય કવિઓ પ્રત્યે સહુ કોઈ અહોભાવથી જોતા હતા પરતુ તેમનુ મૂલ્યાકન પણ પુનર્ચિન્તન માગી લે છે. તેમને વિષે તે લખે છે કે આ બન્ને સર્જકોની અભિવ્યક્તિ ભલે ભાવપૂર્ણ હોય અને પ્રત્યેક કડી નિઃશેષ અભિવ્યક્તિ રજૂ કરતી હોય છતા તેમા શુદ્ધ કવિતાનો રણકાર નથી. આ બન્ને કવિજનોની કવિતામાની કેટલીક પક્તિઓ ભલે વિદ્વાનોને કણ્ઠસ્થ થઈ ગઈ હોય અને તેના અવતરણો અવારનવાર આપવામા આવતા હોય, છતા પૂર્ણ કવિતાના શિખર સુધી પહોચવાની કઈ તે એકમાત્ર કસોટી ન હોઈ શકે તે લખે છે, કે તેમા language-ભાષા અને rythm-લય છે પરતુ તે કવિતાના આતર સત્ત્વને ભોગે સધાએલા છે. આ કવિઓના કાવ્યો સુપેરે સોનેરી ઢોળ ચઢાવેલા ત્રાબાના ચલણી સિક્કા જેવાં છે ને કેટલીક વાર તો કટાળો ઉત્પન્ન કરે એવી લયની એકતાનતાને લઈને સમગ્ર કાવ્ય છૂટી છૂટી કડીઓની સંકલિત માળા જેવુ જ બની જાય છે.

ભારતીય વિવેચકોનુ મન સાધારણ રીતે યૂરોપના રોમાન્ટિક–રગદર્શી–કવિઓ પ્રત્યે સવિશેષ ઢળતુ રહેલુ છે. શ્રી અ વિદ પણ તેમને 'અરુણોદયના ગાયકો' કહીને

## યશવંત ત્રિવેદી

### તું કોણ છે, મિતા?

તુ કોણ છે, મિતા?

હુ આ ટાપુ પર નહોતો આવ્યો ત્યારે ય તુ હતી
ને હુ નહિ હોઉં ત્યારે પણ તુ હોઈશ, મિતા!

તુ કોઈ નામ નથી!
કોઈ ઉદાસ શહેરને કિનારથી
પાછી ફરેલી તુ નદી છે કદાચ...
વૃક્ષો પરથી ઊતરીને પડછાયાઓએ
દૂર દૂર વહી જઈને રચેલો તુ દ્વીપ છે કદાચ......
વર્ષોથી મારા નિશ્વાસો પાસે બેસી
ભગવદ્ગીતા વાચતી તુ પ્રાર્થના છે કદાચ ..

કે કદાચ તુ કોઈ નથી, મિતા!
તો પછી પ્રતિક્ષણે
તારા કયા આદિમ ઘરને સરનામે
પરબીડિયામા બેસીને હુ ચાલી આવુ છુ તારી પાસે?
હુ વૃક્ષ થઈને રોપાઉં છુ તે કયા?
વિસ્મયની હજાર બારીઓ ખૂલે છે તે કયા?
બિડાઈ જાય છે જૂનનુ સગર્ભ આકાશ તે કયા?
ઊચે ચડતા જલના વિન્યાસમા કોણ બોલે છે?–
'હુ મિતા છુ! હુ મિતા છુ!'

માગ પર પ્રશ્નાર્થચિહ્ન કોણ કરી રહ્યુ છે, મિતા?
હુ મારામા જ પાછો ફરી રહ્યો છુ!

## મુકુંદરાય વિ. પારાશર્ય

### અમે

રાધાજીના પાયે વળગી રેણુ રે.
અમને ખંખેર્યાં વ્રજમાંહ્ય
વળતા વિરહે માધવ આવિયા
લોટયા પગલાંની માંહ્ય.
અમે રે ભીંજાયાં હરિનાં આંસુડે

તે દીથી ભીનાં તે ભીનાં રહી ગયાં,
તન-મન ગળી ઓગળી જાય.
કોઈને લેતાં સુણીએ નામને,
અમને નામી ભેટી જાય. —અમે રે૦

અમે રે રેણુ સમજી જાતને
વળગ્યાં રાધાજીને પાય.
જાણ્યું ના ખંખેરાયાં તે સમે
(કે) રાધા સંતાયાં અમ માંહ્ય. —અમે રે૦

અમમાં અમારાપણું એટલું
(કે) લીલા માધવની મણાય.
બાકી તો રાધાજી જાણે એકલાં
શું શું મુકુન્દને થાય. —અમે રે૦

સંબોધે છે. છતાં તેમની પારદર્શી વિવેચનશક્તિ તેની સમતુલા ચૂકતી નથી. વર્ડ્ઝવર્થ વિષેના એમના ઉદ્દગારો જોઈએ : 'એ ગાય છે, પરંતુ તેમાં ગાન કરતાં વર્ણન વિશેષ છે.–He states too much and sings too little. તેનામાં વધારેપડતો બોધ આપવાની વૃત્તિ દૃષ્ટિગોચર થાય છે. શેલીના 'સૌન્દર્યદર્શી અને આકાશી આત્મા'ને તેઓ જરૂર અંજલિ આપે છે, પરંતુ પાછી તરત જ સમતુલા સમાલી લે છે અને ઉમેરે છે કે તેનામાં તાટસ્થ્યપૂર્ણ સંયમબળની જબરી ખામી છે.' કૉલરિજ અને એવા બીજા વિક્ટોરીઅન તથા જ્યૉર્જીઅન યુગના કવિઓનું મૂલ્યાંકન કરતાં તો તેઓ તેમના પ્રત્યક્ષ યુગ વચ્ચે જ આવી ઊભા હોય તેમ લાગે છે, અને તેથી તેમની વિવેચના સવિશેષ પારદર્શી બની જાય છે. ડી. એચ. લોરેન્સની કાવ્યશક્તિને આ ભારતીય યોગી સુપેરે બિરદાવે છે અને છતાં અન્તે ઉમેરે છે કે It is pitiful that Lawrence found the otherness in sex rather than in the undying spirit of man એમ છતાં તે તેની blood conciousness and otherness ને પ્રશંસે છે અને એક જ દર્શનમાં સમન્વિત દૃષ્ટિએ સાહિત્યમાં પશ્ચિમની ઊર્મિપૂર્ણ આવેગમય ક્રિયાશીલતા ને ભારતીય દર્શનનો પ્રકાશ કેવો ઉપકારક બને છે તેનું મૂલ્યવાન સૂચન નીચેના શબ્દોમાં ઉમેરે છે : 'alacrity of the west with the illumination of the east' આ બન્ને તત્ત્વો ભવિષ્યની કવિતામાં સમન્વય સાધી કોઈ

ઉપકારક દિશા તરફ અંગુલિનિર્દેશ કરી શકશે એમ જાણે સૂચન કરે છે. આ રીતે પશ્ચિમની પ્રખર ઊર્મિશીલતા અને પૂર્વની શાન્ત પ્રજ્ઞાને પડખોપડખ મૂકીને અંગ્રેજી સાહિત્યની મૂલ્યલક્ષી વિવેચના તેઓ સમતોલનપૂર્વક કરે છે.

ભારતીય સાહિત્યમા પણ ઉપનિષદો વિષે લખતા તે આપણને કહે છે: 'ઉપનિષદો કેવળ તત્ત્વચિન્તનના ગ્રંથો નથી, પરંતુ તેમા આત્મદર્શનનો આવિષ્કાર રજૂ થએલો છે.' એક ઠેકાણે કવિતાને 'પશ્યન્તિ વાક્' કહેલી છે અને તેના જ ભણકારા આ વિવેચનામાં સંભળાય છે. તેઓ લખે છે કે ઉપનિષદોમા સર્જનાત્મક શક્તિનુ જે એક સહજ સ્ફુરણ છે તેમાથી જ કવિતાના ભાષા, લય અને દર્શન ઉદ્ભવે છે —જાણે કોઈ ઉચ્ચાભિમુખ સાધનાલીન જીવનમાંથી અગ્નિની શિખાઓ ઊંચે ઊંચે ચઢીને આલોકિત કરતી હોય તેમ ઉપનિષદના ઋષિઓએ બૌદ્ધિક વાણીનો—વૈખરીનો—વિનિયોગ નથી કર્યો પરન્તુ તેમા આ 'પશ્યન્તિ વાક'નો ટંકાર સંભળાય છે. ભગવદ્ગીતા ઉપરના તેમના ઉદ્ગારો પણ સમજવા જેવા છે. એલિયટે ગીતાને જગતનું બીજું તત્ત્વજ્ઞાન ભરેલુ મહાન કાવ્ય ગણ્યું છે. પરન્તુ શ્રી અરવિંદ જ્યારે ગીતા વિષે વિચારે છે ત્યારે કેવળ આટલા જ કથનથી ન અટકતા તે ગીતાના કાવ્ય તત્ત્વને સમગ્ર સંદર્ભમા તપાસે છે અને પછી તેના પર છેવટનો નિર્ણય આપે છે. સહૃદય પણ સત્યશોધક વિવેચના કેવી હોઈ શકે તેનો આ એક સમગ્ર રીતે પ્રશસ્ય નમૂનો છે એઓ ગીતાની વિવેચના કરતાં પહેલાં તેના પ્રસંગનુ પ્રથમ સંભવ

## મહેશ જોશી

### શ્યામલા ગિરિમાં

અહીં રહું હું સુખથી અનંત
એકાન્ત ને નિર્જન શ્યામલામાં.
આહ્લાદ સામે પ્રસર્યું અબાધિત
કાંઠે ઘટા મહીં રમંત આગિયા,
ઊડયા કરે;
હૈયું સરે અચિંત
નાની અમસ્તી થઈ હોડી એકલુ.
અનંત કેવા તતડાટની મહીં
ફૂટયા કરે પુષ્પ અજાણ વન્ય!
જેના અવાજે શ્રુતિ હોય, વિહ્વલા,
વિહંગટોળી સહુ એકલી ઊડે
અનંત સ્ફુલિંગ મહીં જ આગિયા
ફૂટયા કરે;
દ્રુતગતિ વિહંગમ
બેઠું ન બેઠું ઊડતુ અનંતમાં.
ઢોળાવના વૃક્ષ મહીં નવીન
અંકુર જે ફૂટયું, હવે હવામા
ઝૂજે: ભયે વ્યાકુળ કો વિહંગમ.
તૂટી દીવાલો અવ રિક્તતાની
ઝૂલ્યાં દ્રુમો પુષ્પિત ઉગ્ર વાયુમા
અહીં ફર્યો માનવ આદ્યકુળનો
પાષાણના શસ્ત્ર ગ્રહી કરે, પશુ
પેધ્યુ થઈ પીવર, ઝાલવુ હવે.
કૃતાન્ત ખૂંદે અવ શ્યામલા ધ્રૂજે.
નાની અજાણી વનકન્યકા કને
દોડી રહ્યું નિર્ઝર, ઢાળથી દ્રવે:
હરિત દુર્વા મહીં સર્પ કો સરે!
રહસ્યના ઘોર તમિસ્રમા ઊભા
નૃસિંહની ઉત્કટ ઝંખના બને;
ક્ષણાર્ધમાં સ્તંભ તૂટે:
ભૂજગ—

જ્વાળામુખી કો પ્રગટે પ્રચંડ.
રહસ્યની કોઈ ગુફા મહીં પ્રિયા
સૂતી લઈ મંજરી પારિજાતની;
વીત્યા યુગો; અસ્થિ ય અશ્મિભૂત થૈ
ગયાં; હવે ગહ્વર ગહ્વરે રમે
મીઠાં મીઠાં ગુંજન પારિજાતનાં.

ઊઠે સવારે જલધિ તરંગમાં;
બેઠો હજુ સૂર્ય નવીન અંકમાં.
ફિક્કો બીલોરી નમણો મયંક
ઉદાસ ચાલે અહીં શ્યામલામાં
અજાણ કો કેડી પરે શ્રમિત.
બેઠો કહીં ધીવર અંધકારના
તટે; ફસ્યો ચન્દ્ર ખરે જ જાળમાં.
સ્ફટિક શિલાતલ (અશ્મિભૂત હું)
પડ્યો રહું છું;
અહીં લાલ માટીનો
પ્રલંબ રસ્તો જલકંઠ સંગમાં
ચાલ્યા કરે–દૂર અરણ્યમાં કહીં
ઊડયાં વિહંગો: બસ એટલું કહે.

## અરવિંદ ભટ્ટ

### ડ્રાંઉંડ્રાંઉં

રાતનો છે આવકારો ડ્રાંઉંડ્રાંઉં,
સૂર્ય માટેની પુકારો ડ્રાંઉંડ્રાંઉં.

પાસ આવીને સૂરજ ડૂબી ગયો,
મરસિયો ગાતો કિનારો ડ્રાંઉંડ્રાંઉં.

કંઇ અધૂરી વાંછના–શી રાત છે?
કેમ રુવે છે મજારો ડ્રાંઉં ડ્રાંઉં?

આવ તું, અંધાર ભરવા આવ તું,
વાવ પરથી સાદ મારો ડ્રાંઉંડ્રાંઉં.

ને પછી ખાબોચિયાં સુક્કાં હશે,
સ્મરણને ડસશે હજારો ડ્રાંઉંડ્રાંઉં.

ગત કારણ, તેનાં બે મહાન પાત્રોની વિશિષ્ટ પાત્રતા અને ઉપસ્થિતિ તેમજ જીવન અને આદર્શની કટોકટીમાંથી જે અભૂતપૂર્વ–અશ્રુતપૂર્વ પરિસ્થિતિ ભર સમરાંગણ વચ્ચે ઊભી થઈ હતી તે સર્વને અથથી ઇતિ સુધી સાંકળી લઇને એક પારદર્શી વિવેચના કરે છે, અને તેમણે જે આંતર અને બાહ્ય સંઘર્ષનો અનુભવ કર્યો, શંકા-કુશંકાઓ અને પ્રજ્ઞાવાદનો જે ભીષણ હિલ્લોલ મચ્યો અને આંતરજીવનના એક મહાપ્રશ્નને જગત સમક્ષ મૂકી તેમાંથી જે માર્ગદર્શન અને રસ્તો કાઢ્યો તેની પ્રસંગ, પાત્ર અને પરિસ્થિતિલક્ષી ચર્ચા કરે છે અને તેની અંદર આ બધાં તત્ત્વો કેવી રીતે આકાર ગ્રહણ કરીને સાચા કાવ્યતત્ત્વને પામે છે તેનો નિર્ણય આપે છે. છતાં વાજબી પ્રસંશાના સમયે પણ એક સત્ય-સાધક વિવેચક તરીકે તે ન્યાયની તુલાને નીચી નમવા દેતા નથી. તેથી જ છેવટે તે ઉમેરે છે કે છેલ્લા બે ત્રણ અધ્યાયોમાં 'કાવ્ય' કેવળ રસહીન તત્ત્વચર્ચામાં સરી જાય છે, અને સમગ્ર કાવ્યની વ્યંજના સિદ્ધ કરવામાં આ અધ્યાયો ઊલટા ભારરૂપ બની જાય છે અને તેમ થતાં આ મહાકવિનો અવાજ તેટલા પૂરતો મંદ પડી જાય છે; કેટલેક સ્થળે તો છેવટે તે એટલો નિસ્તેજ બની જાય છે કે તેનું કાવ્ય સામાન્ય પદ્યમાં લપસી જાય છે. વળી રામાયણ અને મહાભારતની ચર્ચા કરતાં તેમને ભારતીય વિવેચનાના સંદર્ભમાં મૂકીને કેટલાંક તાજગીભર્યાં અને રસપૂર્ણ વિધાનો તેઓ કરે છે. પરંતુ આ વિવેચના કમસાગ્યે આગળ ચાલેલી નથી અને આરંભમાં જ થોડાં પૃષ્ઠોમાં પ્રકાશની એક નવી લહેર વહાવાને

અગ્રણી ગણેની હોય એમ લાગે છે

શ્રી અરવિંદની જ્યારે આ વર્ષમા શતાબ્દી આવે છે ત્યારે તેમણે કરેલી વિવેચન સાધના, તેને જીવનના મૂલ્યો વચ્ચે મૂકીને ઊંડાણપૂર્વક જોવાની તેમની પરાશક્તિ અને ભાવિ કવિતા તરફનો એમણે કરેલો વિચાર પશ્ચિમના જીવનની ઉષ્માપૂર્ણ ગતિશીલતાને પૂર્વની દર્શનશીલતા (alacrity of the West and illumination of the East) આ બન્ને તત્ત્વો વચ્ચે મૂકીને ફરી સ્મરણ કરવા યોગ્ય છે અને આપણી મૂલ્યલક્ષી વિવેચનાનો તૂટેલો દોર ફરી સાધવા જેવો છે તેમા જ સ્વમાનપૂર્ણ પણ સમન્વયશીલ આદાનપ્રદાનની પ્રક્રિયાને આપણા રાષ્ટ્રીય અને સાહિત્યિક જીવનમા અવકાશ છે અને એ બન્નેના પરસ્પર ઉપકારક પ્રત્યાઘાત અને તેના અંતિમ મિલનમા આપણને ભાવિ સર્જન અને વિવેચનાનો અણસાર સાંપડશે એમ કહીએ તો અસ્થાને કે અયુક્ત નહીં જ ગણાય

* Search for values in Literary Criticism નામક શ્રી સી ડી નરસિંહૈયા લેખ પરથી.

## અશરફ ડબાવાલા

### ગીત

દરિયો ઉંઘેયુ છુ ભાનમા
પળની પછીત મહીં ઘૂઘવતી વાત
છોળ મારે છે સૂતેના કાનમા
આંખે ઊગેલ એક સૂરજમુખીને
મળી કાળા અજંપાની ભીંસ,
પથ્થરની ભીંતે મા પડઘાતી રઝળે છે
કિરણોની લંબાતી ચીસ,
પાણીના ભાર મહીં તળીયુ ન ગાય હવે
આકાશી વાત કોઈ તાનમા —દરિયો૦

શ્વાસોમા અથડાતા અવસરના શબ
એને પંપાળી કેટલુંક રોવુ?
આપણે તો રોમ રોમ ખીલેલ
કલરવને બળી જતા સૂનમૂન જોવુ,
એવુ કઈ થાય આજ છાયો ભૂરો ક
એક પાદડુ ય ઊગ્યુ'તુ રાનમા —દરિયો૦

## બિપિન મેશિયા

### અહીં

ક્ષુધાતુર અવકાશે સફેદ પુલાવ ઊડે,
ક્ષિતિજ-રેખાએ હળુ હલચલ થાય
શહેરની હર ગલી ગંધભર્યાં ગૂઢ પનો,
તારાગણો ઊડુગણો ઊડુ-ઊડ ધાય
ઓરડાને અભ્યતર અનહુવા રૂપ જાગે,
બંધ દ્વારે સન્નાટાના પલ્લવ છાય
સમયની સુરાહીમા 'કંઈ નહીં' ભરી ભરી,
અહી ભીના પોપચામા મન સરી જાય

## નીતિન મહેતા

### ચિત્રકારને

કેવો હશે તેના વિચારોનો રંગ?
નેત્ર ના કલ્પી શકે.
દીવાલ પરની સૂચનાની જેમ
હથેળીમાં ફરફરતી રેખાઓની
ધજાનું ધ્રૂજતું એકલું સ્વપ્ન
નત મસ્તકે શિયાળાની સાંજે
ઊંઘી જતાં રોગિષ્ઠ વૃક્ષોને તાકી રહે.
ચિત્રની પારદર્શી ઝાંયમાં
રંગરંગની માછલીઓના સેલારા
કથ્થઈ શ્વાસનો તરાપો લઈ
આંખોની દરિયાઈ આબોહવામાં
આમથી તેમ ભરતી-ઓટ થઈ
હોકાયંત્રની સોયની જેમ
દિશા-દિશામાં
સળવળ્યા કરે...સળવળ્યા કરે...
પણ વર્ગમાં શીખવાયેલી આર્ટ હિસ્ટરીના
નપુંસક જ્ઞાનને ચિત્રનો રંગ બની
ઢોળાઈ જવા દો
તો નેત્ર કલ્પી શકે કે
કેવો હશે ચિત્રનો રંગ
પણ કેવો હશે એના વિચારોનો રંગ?
પ્રેરણાને છેકો મારી
રંગરંગની દોડતી ટ્રેન જેવા વિચારો
સફેદ હાડકાંઓની બખોલમાં
રતૂંબડી નદી બની વહે
ને પછી થાય
કેવો હશે નેત્રમાં ધજાની જેમ
ફરફરતા એકલા સ્વપ્નના
વિચારોનો રંગ?
ચિત્રમાં ધ્રૂજતો?

## ભીખુ કપોડિયા

### બેસતા વર્ષે: કાચબો અને કૅલેન્ડર

કૅલેન્ડર ઉપરનો કાચબો
ફરી પાછો રેસમાં જોડાઈ ગયો.
પગલાંમાં પોતાનો પડછાયો દબાવીને
નદી વિનાના પુલ પર થઇ પસાર થઈ જાય છે.

કોની સાથે હોડ માંડી બેઠો હશે?
બે અંતિમો વિનાના રઝળપાટ પર
નિરંતર ચાલ્યા કરે છે...
...ડોકાઈને તેના હોવાની પ્રતીતિ કરાવે છે તો
તગતગતી આંખો લઇને પડી રહે છે ગોટમોટ
કબર જેવા કવચમાં કયારેક...
માઇલો પડેલાંના મારા પહેલા રુદન પછી
પહેરાવી દેવામાં આવેલી એનાં કઠણ કવચોની
માળાનો વધુ એક મણકો
ગઈ મધરાતે ય હવામાં 'લોપ થઈ ગયો
તો ય ગળામાં બાઝેલાં ચંટીનાં પડ જેવાં
એ કવચોના વજનમાં કશો ય ફેર પડયો નથી...

કૅલેન્ડરની બારીમાંથી જોઉં છું:
ભીડથી ઠેલાતાં રેતીનાં મોજાં પર મોજાં,
પ્રવાહહીન રેતીની વિશાળ નદી અંતે
ભેખડ પરથી આપઘાત કરતી અસંખ્ય
કીડીઓ જેમ ખીણમાં પડતું મૂકે છે
...સતત પડતું મૂકે છે;
ને એની ધારે ધારે ઉપર ચડવા
કાચબો તનતોડ મહેનત કરે છે
...કૅલેન્ડર પવન વાતાં
ફરફર ફરફર હસી પડે છે
ને કાચબો એની ઇતિહાસજૂની ઢાલ લઈને
આગળ વધવાની કોશિશ કરે છે.

# ઇંગ્લૅંડના દિવંગત રાજકવિ
# સેસિલ ડે-લૂઈ

### ધીરુભાઈ પરીખ

ગઈ તા ૨૨મી મેના રોજ ઇંગ્લૅન્ડના રાજકવિ સેસિલ ડે લૂઈનો અડસઠ વર્ષની પાકટ વયે દેહોત્સર્ગ થયો એમનો જન્મ ઈ ૧૯૦૪ની ૨૭મી એપ્રિલે આયર્લૅન્ડના બૅલિન્ટબર પરગણામા થએલો પિતા એક દેવળના સામાન્ય પાદરી હતા માતા તો એમને પારણામા મૂકીને જ મૃત્યુ પામી હતી આથી બે વર્ષના બાળક સેસિલને લઈ પિતા લડન જઈ વસ્યા ત્યા પિતાની, તથા એમની આત્મકથામા ઉલ્લેખાતી 'વહાલી નૅાસ'ના હૂફાળા સાન્નિધ્યમા એમનુ બાલ્ય વીત્યુ

શાળાભ્યાસ શેરબોર્ન સ્કૂલમા પૂરો કરી એ વધુ અભ્યાસાર્થે ઑક્સફર્ડમા ગયા ત્યા અભ્યાસની સાથે સાથ રમતગમતમા પણ નામના કાઢી વળી, એ જ અરસામા મૉરિસ બૅાવરા જેવાનો પ્રેરક સપર્ક થયો ડબ્લ્યુ એચ ઑડેન જેવા સહાધ્યાયી મળ્યા અને એલ એ જી સ્ટાગ તથા હમ્બર્ટ વૂ ફ જેવા નીવડેલા લેખકોનુ પ્રોત્સાહન પ્રાપ્ત થયુ આ બધાએ કવિ ઘડતરમા મહત્ત્વનો ફાળો આપ્યો

અભ્યાસ પૂરો કરી એઓ પત્રકારત્વ તરફ વળ્યા, પરતુ એમાથી મન ઊઠી જતા શિક્ષણ વ્યવસાયમા ઝપલાવ્યુ અને ઑક્સફર્ડ નજીકના સમરફીલ્ડઝમા તથા ચૅલ્ટનહામમા મળીને કુલ આઠેક વર્ષ એ કાર્ય કર્યું દરમિયાન એઓ સામ્યવાદી પક્ષમા જોડાયા અને ૧૯૩૮મા એ પક્ષમાથી ફારેગ પણ થયા છતા ગરીબો પ્રત્યેની હમદર્દ દૃષ્ટિ અત સુધી એવી જ રહી હતી આ વાતની સાક્ષી પૂરે છે એઓ રાજકવિ થયા પછી એમણે લખેલુ પહેલુ જ કાવ્ય એમા એમણે દેશહિતથી પ્રેરાઈ વગર વેતને વધુ સમય શ્રમ કરવા માટે તત્પર થએલી પાચ અગ્રેજ મહિલા કર્મચારીઓને બિરદાવી છે

કવિ તરીકે સેસિલે પ્રથમ સર્જન કરેલુ આઠ વર્ષની નાની ઉમ્મરે ત્યાર પછી તો શેરબોર્નના શાળાપત્રમા એઓ સતત લખતા રહ્યા આમ કલમ કસાતી ગઈ હજુ એઓ સ્નાતક પણ નહોતા થયા ત્યારે ઈ. ૧૯૨૭મા ડબ્લ્યુ એચ ઑડેન સાથે 'ઑક્સફર્ડ પોએટ્રી'ના જાણીતા કાવ્ય સમુચ્ચયનુ સપાદન કર્યું ત્યાર પછી તો એમણે પોતાનો પ્રથમ કાવ્યસગ્રહ ઈ ૧૯૨૯મા પોતાને જ ખર્ચે પ્રસિદ્ધ કર્યો, પરતુ એમાની કૃતિઓએ શરૂઆતમા કોઈનુ ખાસ ધ્યાન ખેંચ્યુ નહિ ને પ્રકાશક સસ્થા 'હૉગાર્થ પ્રેસ'ની અભરાઈઓ પર એ સગ્રહની થપ્પીઓ પડી જ રહી! પણ એકવાર જ્યારે ચર્ચિલ તકાલીન

કાહે કો રતિયા બનાઈ?
નહિ આતે નહિ જાતે મન સે
તુમ ઐસે ક્યો? શ્યામ કન્હાઈ ...કાહે૦

હમ જમનાકે તીર ભરન જલ
હમરો ઘટ ન ભરાઈ
ઐસો ઘટ ક્યો તુમને દિયો
જા કો તુમ બિન કૌન સગાઈ ...કાહે૦

હમ ઐસે તો પાગલ હૈ પ્રભુ
તુમ જાનો સબ પગલાઈ,
પાગલ કી ગત પાગલ સમઝે
હમે સમઝો સુદર રાઈ ...કાહે૦

□ શ્રી 'સુદરમ્' રચિત આ ગીતના સામેના પાને આપેલા શ્રી અજિત શેઠે કરેલા સ્વરાકનમા શ્રીમતી લક્ષ્મી શકરે એને બહુ સુદર રીતે ગાયુ છે

કાવ્યપ્રવૃત્તિ પ્રત્યેનો પોતાનો ઊભરો ડી એચ લૉરેન્સ પસે ઠાલવતા હતા ત્યારે લૉરેન્સે ડે લૂઈનુ નામ એક આશાસ્પદ કવિ તરીકે ગણાવ્યું, કોઈ વર્તમાનપત્રના કટાર લેખકે આ બાબતનો ઉલ્લેખ કર્યો, બસ, અને ડે-લૂઈના નસીબ આડેનુ પાદડુ ખસી ગયુ! એઓ જાણે રાતોરાત પ્રસિદ્ધ થઈ ગયા! ધૂળ ખાતા એ પ્રથમ કાવ્યસગ્રહની નકલો ચપોચપ ઊપડવા લાગી એમાની કવિતાઓ વચાઈ અને ફાસીવાદના કટ્ટર વિરોધી લડાયક કવિ તરીકે લૂઈની હવા જામી. તીખા તમતમતા હવે એમની ગણના થવા લાગી ત્યાર પછી ૧૯૨૯થી '૩૩ સુધીની પોતાની રચનાઓનો 'ધ કલેક્ટેડ પોએમ્સ' નામે એમણે બીજો કાવ્યસગ્રહ પ્રગટ કર્યો પછી તો ૧૯૩૫મા 'એ ટાઈમ ટુ ડાન્સ', ૧૯૩૮મા 'ઓવર્ચર્સ ટુ ડેથ' વગેરે સગ્રહો આપવા માડયા

આરભની કૃતિઓમા ઑડેનની જે અસર જણાતી હતી તે એમની પછીની કૃતિઓમા જોવા મળતી નથી આમ છતા ય એમનુ નામ ઑડેન સ્પેન્ડર અને મૅકનીસની સાથે 'ઑક્સફર્ડ-કવિમડળી'મા બોલાતુ સભળાયા કર્યું છે એમના આ ત્રણે ય સાથી કવિઓથી એ અળગા તરી આવે છે વીરરસની વર્ણનાત્મક કવિતા પ્રત્યેના એમના અનોખા આકર્ષણથી ચાળીસી પછી એમની અભિવ્યક્તિની નિજી શૈલીનુ

(અનુસધાન પૂર્તિ પાનુ ૪)

## કાહે કો રતિયાં બનાઈ / કવિ: સુંદરમ્ / સ્વરાંકન: અજિત શેઠ

રાગ હમીર અને કલ્યાણ પર આધારિત · તાલ રૂપક · મધ્ય લય

*| મંપ સં – નં – ધ્રુપ – – | મં પ્રમં ધૈ ગં – – મ | ધ – – ધ – – ધ્રન | ધ્રન – – ધ પ – – – |
| કા હે કો | ર તિં યાં બ | ના ઈ ક | ન્હા ઈ |

| મંપ સં – નં – ધ્રુ પ – | મં પમં ધૈ ગં – – મ | મનધ – – ધ – ધ્રન ધ્રન | પધ્રપ – – – – ગ પ ||
| કા હે કો | ર તિ યા બ | ના ઈ | નહિ ||

| સં – સં – × ધ સં | રં – રંસં સંગં રંગં સંરં – સં | – – – – – ગ પ | સં – સં – × ધ સં |
| આ તે નહિ | જા તે મ ન સે | નહિ | આ તે નહિ |

| રં – રંસં સંગં રંગ સંરં – સ – – – – – – – ||
| જા તે મ ન સે ||

+| ધ સં રંગં પંમં મં – – ગં ગંમં રંગં – – રં, રંગં રં – સં સંરંસં – નું ન નધ્ર નરંસંન – ધ્રપ – × ||| કાહે
| તુ મ ઐ સે ક્યોં શ્યા મ કન્હા ઈ × |||

| પ પ – મૈ ધ ધ ન | પધ્ર – પ પ – – – | પં ગ – ગ મ મધ્ર પ | મ મપમ – ગ ગ – ગ – | ગ મ ધધ – – – |
| હમ જ મુ | ના કે | તી ર ભ | ર ન જ લ | હમ શે |

| ધ્રનધ્રન – નધ્ર પં – પ | પનધસંસ – – – | – – – – – × × || નસંનધ નરંનરં – – | રંરં – રં – ગંરંસંધ |
| ઘ ટ ન ભ | રા ઈ | × × || ઐ સો | ઘટ ક્યોં |

| ધસં – ધસં રંગં રંગ | નરં – સં સં – નસં નસં | નસંન ધનરં નરં – – | રંરં – રં ગંરંસંધ | ધસં – ધસં રંગં રંગં |
| તુમ ને | દિ યો | ઐ સો | ઘટ ક્યોં | તુમ ને |

| નરં – સં સં – – – || ધસં – ધસં રંગં પંમં – મંમં – ગં ગં ગંમં રંગં – – રં, રંગં રં – સં સંરંસં – નન નધ્ર નરંસંન – ધ્રપ – ||| કાહે
| દિ યો || જા કો તુમ બિન , કૌ ન સગા ઈ |||

| પપ – નૈધધન | પધ્ર – પપ – – – | પગ – ગમ મધ્રપ | મંમં – ગગ – ગ – | ગમધધ – ધ – | ધ્રનધ્રન – ધપપ – |
| હમ ઐ | સે તો | પા ગ લ | હૈ પ્ર ભુ | તુમ જા નો | સ બ પ ગ |

| પનધસંસં – – – | – – – – – × × | નસંન ધનરં નરંરં – | રં – – રં – ગંરંસંધ | ધસં – ધસં રંગં રંગં | નરં – સં સં – નસં નસં |
| લા ઈ | × × | પા ગ લ | કી ગ ત | પા ગ લ | સમ જે |

| ન સંન ધનરં નરંરં – | રં – – રં – ગંરંસંધ | ધસં – ધસં રંગં રંગ | ન રં – સં સં – – – ||
| પા ગ લ | કી ગ ત | પા ગ લ | સમ જે ||

| ધસં રંગં પંમં – – ગંમં રંગં – – રં, રંગં રં – સં સંરંસં – સં ન નધ નરંસંન – – – ધ્રપ ||| કાહે
| હમે સ મ જો , સું દ ર રા ઈ |||

* ખંડ (Bar) અહીં છ માત્રિક તાલ સહ ગાવો.

\+ ભિન્નખંડ પંક્તિઓ—તાલ વગર ગાવી.

ઈ. ૧૯૨૨માં ત્રેવીસ વર્ષની ઉમરે કાવાબાતા (જે નોબેલ પારિતોષિક વિજેતા જાપાની સાહિત્યકારે હમણાં આત્મહત્યા કરી)એ એક વાર્તાસંગ્રહ પ્રગટ કર્યો. આ વાર્તાસંગ્રહે તેમને જાપાનીઝ સાહિત્યમાં ગૌરવભેર પ્રવેશ કરાવ્યો. તેમણે થોડાં વર્ષો 'સાહિત્યમાં સામાજિક આક્રોશ નહિ પણ કાવ્યમયતા'ની ચળવળમાં ભાગ લીધો. આ ચળવળના પુરસ્કર્તાઓ એમ માનતા કે જાપાનીઝ સાહિત્યમાં જીવનની ઊર્મિ, જીવનની ગંધ અને જીવનના વિવિધ ધ્વનિ વ્યક્ત થવાં જોઈએ. આ દિવસોમાં કાવાબાતાએ જર્મન સર-રિયાલિઝમ, ફ્યૂચરિઝમ અને જેઈમ્સ જૉઈસના સ્ટ્રીમ ઑફ કૉન્શ્યસનેસ સાથે અખતરા કર્યા.

પણ તેમને લાગ્યું કે 'જ્યાં જાપાનીઝ જીવનનાં મૂળ નથી તેવા જીવનનાં ઉછીનાં લીધેલાં મહોરાંથી સાહિત્યકૃતિ રચી ન શકાય.' આ મંથન પાંચેક વર્ષ ચાલ્યું અને ૧૯૩૪માં પશ્ચિમના આધુનિકતાવાદનો ત્યાગ કર્યો. તેમણે કહ્યું કે હું તો એશિયન લેખક છું. એશિયામાં હું ઊગ્યો છું. 'એશિયાના પ્રશિષ્ટ ગ્રંથો દુનિયાનું સર્વોત્તમ સાહિત્ય છે. મારે મન બૌદ્ધ ધર્મગ્રંથો અને કથાઓનું બહુ મોટું મૂલ્ય છે. હું આ ગ્રંથોનો ખાસ કરીને ધર્મગ્રંથો તરીકે આદર કરતો નથી પણ સાહિત્યિક દર્શનો અને કલ્પનાચિત્રો તરીકે આદર કરું છું.'

વાડીલાલ ડગલી

**Indian Rubber Regenerating Co. Ltd.**
Wagle Estate, Thana
Phones: 593718-592668

¶ વિશ્વ આત્મરૂપ છે એટલું જ નહિ પણ આત્મા વિશ્વરૂપ છે એમ કવિને દેખાવું જોઈએ. પૂર્ણિમાના ચંદ્રના દર્શનથી તો તેના હૃદયસમુદ્રમાં ભરતી આવવી જ જોઇએ. પણ પૂર્ણિમા ન હોય ત્યારે તેના હૃદયને ઓટ ન લાગવી જોઇએ. અમાસના ગાઢ અંધકારમાં આકાશ વાદળાંથી ઘેરાયેલું હોય ત્યારે પણ ચંદ્રદર્શનનો આનંદ તેને થવો જોઈએ. જેનો આનંદ બહારની દુનિયા સાથે સંકળાયેલો છે તે કવિ નથી. કવિ આત્મનિષ્ઠ હોય; કવિ સ્વયંભૂ હોય. પામર દુનિયા વિષયસુખમાં રાચે છે; કવિ આત્માનંદમાં ડોલે છે. લોકોને ભોજનનો આનંદ; કવિને આનંદનું ભોજન. કવિ સંયમનો પણ સંયમ છે અને તેથી જ સ્વતંત્રતાની સ્વતંત્રતા છે. ટેનિસને વહેતા ઝરણામાં આત્માનું અમરત્વ જોયું, કારણ અમરત્વનું ઝરણું તેને પોતાના આત્મામાં દેખાતું હતું. કવિ વિશ્વસમ્રાટ હોય છે; કારણ તે હૃદયસમ્રાટ હોય છે.

વિનોબા ભાવે

**Delta Spokes Manufacturing Co.**
Dharamchand Estate
Devnar · Bombay-88

જે કવિને તાન છે પણ સમ ક્યાંય નથી, જેમાં કેવળ ઉદ્યમ છે, આશ્વાસ નથી તેનું કવિત્વ ઉચ્ચ કાવ્યની શ્રેણીમાં સ્થાયી રહી શકે નહીં. આખરે ક્યાંક એ આપણને પહોંચાડશે એ વિશ્વાસે જ આપણે આપણા ચિરભ્યસ્ત સંસારની બહાર નીકળીને કવિની સાથે યાત્રા કરીએ છીએ. પુષ્પિત પથે થઈને જો એ એકાએક એકાદ શૂન્ય ગહ્વરની ધારે લાવીને આપણને છોડી દે તો એ વિશ્વાસઘાતક જ કહેવાય. આથી કોઈ કવિનું કાવ્ય વાંચતી વેળાએ આપણે આ બે પ્રશ્નો પૂછીએ: એનો પૂર્વમેઘ આપણને બહાર ક્યાં લઈ જાય છે? એનો ઉત્તરમેઘ કયા સિંહદ્વારની સન્મુખ લાવીને આપણને ઉપસ્થિત કરે છે?

રવીન્દ્રનાથ ઠાકુર

(નવવર્ષા)

**Overseas Film Corporation (Pr.) Ltd.**

**Sukh Sagar, 2nd Floor**

**Hughes Road, Bombay-7**

# લલિત

## ધીરુભાઈ પરીખ

'ગુજરાતને લલિતજી આજ ઓળખાવવા પડે એમ નથી.' પ્રસ્તુત વાકય 'લલિતનાં બીજાં કાવ્યો'ની પ્રસ્તાવનામાં કવિશ્રી નાનાલાલે ઉચ્ચાર્યું હતું-ઈ. ૧૯૩૨માં. એ ગાળાના 'લલિત' તખલ્લુસધારી આ લોકપ્રિય કવિ તે જન્મશંકર મહાશંકર બુચ. એમનો જન્મ સંવત ૧૯૩૩ના બીજા જ્યેષ્ઠના કૃષ્ણ પક્ષની પાંચમ ને શનિવારે એટલે કે ઈ. ૧૮૭૭ના જૂનની ૩૦મી તારીખે જૂનાગઢમાં થએલો. કુળ વડનગરા નાગરનું. માતાનું નામ સાર્થકગૌરી. માતા તરફથી સંગીતજ્ઞાન અને પિતા તરફથી સાહિત્યજ્ઞાન એમને કિશોરકાળમાં જ મળેલાં. એમણે વ્યાવસાયિક કારકિર્દીનો આરંભ કર્યો ૨૬ વર્ષની ઉંમરે ઈ. ૧૯૦૩માં ગોંડળની સંગ્રામજી હાઈસ્કૂલમાં શિક્ષક બન્યા ત્યારથી. ત્યાં એમણે લલિત-મંડળ જમાવ્યું. ત્યાં મંજીરાના રણકારે એ ગીતો-ભજનો લલકારે. ઈ. સ. ૧૯૦૮ સુધી ગોંડળમાં રહ્યા પછી એઓ રાજકોટ ગયા. અહીં એમણે એ વખતના અંગ્રેજી વૃત્તપત્ર 'કાઠિયાવાડ ટાઈમ્સ'-નું તંત્રીપદ સંભાળ્યું-ઈ. ૧૯૧૦ સુધી. આ દરમિયાન તથા પછી એજન્સીની સનદથી અદાલતોમાં ભાષાંતરકાર તરીકેની કામગીરી પણ તેઓ બજાવતા. ત્યાર બાદ ઈ. ૧૯૧૩થી ૧૯૨૦ સુધી વડોદરા રાજ્યની લાયબ્રેરીમાં 'લોકોપદેશક' તરીકે સેવાઓ આપી. ત્યાં તો સ્વાતંત્ર્યની રાષ્ટ્રીય લડતનો આરંભ થયો. દેશદાઝથી પ્રેરાઈ એમણે ઈ. ૧૯૨૧થી ૧૯૨૫ સુધી મુંબાઈના રાષ્ટ્રીય મહાવિદ્યાલયમાં ગુજરાતી ભાષા સાહિત્યના અધ્યાપનનું કાર્ય કર્યું, ને તે પછી ઈ. ૧૯૨૫થી બારેક વર્ષ સુધી લેડી નૉર્થકોટ હિંદુ ઑર્ફનેજમાં તથા અન્ય ખાનગી પરિવારોમાં શિક્ષણકાર્ય કરેલું. ઈ. ૧૯૩૮થી છેક અંત સુધી 'કલાપી'ની ભૂમિ લાઠીમાં જઈ ત્યાંના ઠાકોરસાહેબ પાસે જ નિવૃત્ત જીવન ગાળેલું. કુળસહજ સંસ્કારિતા અને સૌજન્ય એમના વ્યક્તિત્વનાં ઉમદા પાસાં છે, તો મૃદુતા અને માધુર્ય છે એમના સ્વભાવનાં આકર્ષક લક્ષણો. નાનાલાલના સમવયસ્ક સત્પુરુષ લલિતજીનો ૭૧ વર્ષની ઉમ્મરે ઈ. ૧૯૪૭ના માર્ચની ૨૫મી તારીખે દેહવિલય થયો.

એમણે ઈ. ૧૮૯૩થી કાવ્ય-પ્રવૃત્તિનો પ્રારંભ કરેલો પરંતુ કવિતા પ્રસિદ્ધિ અર્થે 'ચંદ્ર' માસિકમાં મોકલવાનું શરૂ કર્યું ઈ. ૧૮૯૫થી. આમ છતાં ગુજરાતના કવિતારસિક વર્ગને લલિતજીનો કવિ તરીકેનો પરિચય તો થયો 'સુદર્શન'માં છપાએલા 'ક્યાં છે મજા' નામક એમના કાવ્યથી જ. ત્યાર પછી તો એમની અનેક કૃતિઓ તે વખતનાં પ્રતિષ્ઠિત સામયિકોમાં અવારનવાર પ્રગટ થતી રહી. જેમની ઘણીખરી 'લલિતનાં કાવ્યો' (૧૯૧૨), 'વડોદરાને વડલે' (૧૯૧૪), 'લલિતનાં બીજાં કાવ્યો' (૧૯૩૨) અને 'લલિતનો લલકાર' (૧૯૫૨)માં સંગૃહીત થઈ છે.

એમનાં કાવ્યોની લયમધુર સુરાવલિએ અનેક કંઠોને આકર્ષ્યા અને અનેક કર્ણોને સંતર્પ્યાં. એમણે વ્યક્ત કરેલા ભાવોની કોમળતાએ; શબ્દોના લાલિત્યે અને નિરૂપણની સચ્ચાઈએ અનેક વાચકો તરફથી એમને દાદ મેળવી આપેલી. સર્જનની સહજ સ્ફુરણાની સાથેસાથે સમકાલીનોની પ્રેરણા પણ એમના કાવ્યસ્રોતમાં ભળેલી જોઈ શકાશે. ગોવર્ધનરામ અને નાનાલાલની લગ્ન અને સ્નેહની ભાવનાએ, તો કલાપીની પ્રકૃતિ ને પ્રણયની કામનાએ એમના કાવ્યવિષયને પ્રેર્યા છે, તો શૈલી પરત્વે નાનાલાલની વાઙ્મયતા અને કલાપીની રાગમયતાએ ઘેર્યા છે. આમ છતાં ય કહી શકાશે કે લલિતજીમાં નથી ગોવર્ધનીય વિચાર-નિમજ્જન કે નથી નાનાલાલીય કલ્પનોડ્ડયન કે નથી કલાપીય ભાવોચ્છલન. આ ઉપરાંત મીરાંબાઈનાં ભજનોના ઢાળની તેમજ નાટકોનાં ગીતોની ચાલની પણ એમના પર ઠીકઠીક અસર જોઈ શકાય છે. (ભવભૂતિના પ્રસિદ્ધ નાટક 'ઉત્તર રામચરિત'ની અસર નીચે લખાએલું લલિતજીનું 'સીતાવનવાસ' નામક નાટક ઈ. સ. ૧૯૦૪માં કાઠિયાવાડમાં ભજવાએલું નોંધાયું છે.) એમનાં ગીતોમાં પઠનલયની સફાઈ કરતાં સંગીતલયની વફાઈ વધુ ધ્યાન ખેંચે છે. એમનાં ગીતોનો ઉપાડ આશાસ્પદ હોય છે, પરંતુ નિર્વહન નિરાશા જન્માવે છે. ઉપાડનો ભાવ વિકાસ પામતો પામતો વેધક બનતો નથી. 'મટૂલી' અને 'વિજોગણ વાંસલડી' જેવી રચનાઓ સફળ અને સુખદ અપવાદો છે. ગીતોમાં ય ખાસ કરીને ભજનોમાં એ વધારે ખીલી શક્યા છે.

ગીતો ઉપરાંત એમણે વૃત્તબદ્ધ ટૂંકાં અને લાંબાં કાવ્યો પણ આપ્યાં છે, જેમાં વિવિધ છંદો પર હાથ અજમાવ્યો છે. હરિણી, પૃથ્વી, શાર્દૂલ, મંદાક્રાંતા, શિખરિણી, વસંત, દ્રુતવિલંબિત વગેરે છંદોમાં થએલી એમની રચનાઓ જોતાં લાગે છે કે એમણે સૌથી વિશેષ ઉપયોગ ભલે હરિણીનો કર્યો છે, પરંતુ સફળતા તો મળી છે વસંતતિલકા અને મંદાક્રાંતામાં. એમનો હરિણી લથડિયાં ખાય છે પણ વસંત અને મંદાક્રાંતા પ્રવાહીપણે વહે છે. માત્રામેળ છંદોમાં એમણે ચોપાઈ, દોહરા, સોરઠા અને તોટકનો વિશેષ ઉપયોગ કર્યો છે. આમાં ય ચોપાઈમાં એ સુપેરે વિકસી શક્યા છે.

પ્રકાર પરત્વે એમનાં કાવ્યોને તપાસીશું તો ઊર્મિકાવ્ય, ખંડકાવ્ય, સંબોધનકાવ્ય, અંજલિકાવ્ય, ગીત, ભજન, રાસ, ગઝલ વગેરે સ્વરૂપો નોંધી શકાશે. લગભગ ૨૨૫ પંક્તિના ખંડકાવ્ય 'બાહુક' અને લગભગ એટલી જ લંબાઈના અમરાવતીનાં અતિથિજન'માં કથાખંડ સિવાય ખંડકાવ્યનાં અન્ય સફળ અંગો ભાગ્યે જ જોઈ શકાશે. નાનાલાલે એમને યોગ્ય રીતે જ 'લગીર'ના કવિ કહ્યા છે; એટલે પ્રલબમાં એ પાંખા પડે છે. છતાં અભિવ્યક્તિના ફિસ્સાપણામાં પણ ભાવની સચ્ચાઈ ધ્યાનપાત્ર બની રહે છે. સહજ સ્ફુરણાના આવિષ્કાર સમાં એમનાં કાવ્યો અનુકરણને

પંથે આગળ વધતાં સ્થિર થયાં છે. નાન્દ્રલ પણ આ તથ્યાંશને મિત્રોદ્દાર્યથી પણ સમ્યક્‌રીતે રજૂ કર્યો છે : '...સરસ્વતીમંદિરનાં પગથિયાં ચઢતાં, ચઢતાં, પગથિયે પગથિયે બેઠેલા કંઈ કંઈ માળી અને માળણની છાબોમાંથી પુષ્પો અને પુષ્પોના પરાગ, ગૌની પેઠે, લલિતે પણ લીધા છે, અને પોતાને ઘેરથી લાવેલી કુંકુમઅક્ષતની પૂજનસામગ્રી ભેગા દેવીને ચરણે અર્પ્યાં છે.'

સ્વજનપ્રેમથી સ્વદેશપ્રેમ કે વ્યક્તિપ્રેમથી વિશ્વપ્રેમનાં એમનાં કાવ્યોમાં દિલસચ્ચાઈ છે. આત્માથી પરમાત્મા સુધી, વિકસિત કાવ્યપ્રવાહમાં કે પીડિતોથી પરિવાર સુધીની વ્યાપ્તિ એમની સ્વાનુભૂતિનો સ્પષ્ટ રણકો સાંભળવા મળે છે. વિરહ વિષાદની સાથે સાથે મિલન અને ઉલ્લાસને પણ એમણે આ વ્યક્ત કર્યાં છે. અનેક મર્યાદાઓ છતાં યે ભાવોનું સહજ સ્ફુરણ, સ્વાનુભૂતિજન્ય અભિવ્યક્તિ અને ખાનદાનિ ય લલિતજી સમગ્ર કવનનાં આકર્ષણો છે.

અનુસંધાન] સેસિલ ડે-લૂઈ [પૃષ્ઠ ૬૮

નિર્માણ થએલું કોઈ પણ વાચક જોઈ શકશે. જો કે એમનો કવિ-વિકાસ ઘણો ધીમો રહ્યો છે એ હકીકતને ખ્યાલમાં રાખીને પણ ઈ. ૧૯૪૩માં પ્રસિદ્ધ થએલ 'એ વર્ડ ઓવર-ઑલ'માં ધરગથ્થુ તેમજ સાહિત્યિક વિષયોને એમણે આત્મલક્ષિતાનો સ્પર્શ આપેલો જોઈ શકશે. હવે એમનો ઝોક પુરાણોમાં આવતા પ્રશિષ્ટ વિષય વસ્તુ તરફ વધતો જણાય છે. ૧૯૫૪માં લખેલા પ્રલંબ કાવ્ય 'ઍન ઈટાલિયન જર્ની'માં ભૌતિક પ્રસંગોનું વિશ્વ ત્યજી એમની આંતરયાત્રા આરંભાઈ ચૂકી છે એની પ્રતીતિ પણ થયા વગર રહેશે નહીં. આમ છતાં એ અળગા પડી ગયા નથી–કવિ અળગો પડી જઈ શકે જ નહીં. ઈ. ૧૯૫૮માં પ્રગટ થએલ 'પેગૅસસ ઍન્ડ અધર પોએમ્સ' આ વાતની ગવાહી પૂરે છે. ઈ. ૧૯૬૨માં પ્રગટ થએલ 'ધ ગેઈટ ઍન્ડ અધર પોએમ્સ'માં આવતી બે લાંબી નાટ્યાત્મક એકોક્તિઓ છે એમનું નવું પ્રસ્થાન. એ એકોક્તિઓએ પણ વાચકોનું સારું ધ્યાન ખેંચ્યું છે.

એમનાં પ્રચારક કાવ્યો કરતાં એઓ ઊર્મિગીતમાં સાચી રીતે ખીલી શક્યા છે. ગેયતાના એ પક્ષપાતી હોવાથી સરળતા અને સાદગી એમની કાવ્યબાનીનાં પ્રમુખ લક્ષણો છે. આથી કેટલાક એમનામાં ઊંડાણનો અભાવ પણ જુએ છે. એમણે સહેતુક પ્રાસભંગ તથા જિરાર્ડ મૅન્લી હૉપકિન્સના પ્રભાવ નીચે સર્જાન છંદોભંગ પણ કર્યો છે, પરંતુ એમની શૈલીમાં એમ છતાં ય દુર્બોધતા પેસી ગઈ નથી. એમની કવિતા પર ઑડેન, એલિયટ અને હૉપકિન્સની જેમ રૉબર્ટ ફ્રૉસ્ટ તથા યેટ્સની પણ છાયા જોઈ શકાય છે. એમણે ટૉમસ હાર્ડીનાં લોકગીતો તથા આઈરીશ લોકગીતોની ધ્રુવપંક્તિઓ લઈને પોતાની આગવી જ શૈલીમાં સફળ અને સરસ પ્રણયગીતો આપ્યાં છે. એમને 'a Georgian gone wrong' તરીકે ઓળખાવાય છે. એલિયટ, હૉપકિન્સ અને માર્ક્સને સારી પેઠે વાંચીને પચાવનાર તરીકે એ ખરે જ 'Georgian' છે.

એમણે ૧૯૪૧ થી '૪૬ સુધી રાજ્યના માહિતીખાતામાં તેમજ 'ચૅટો ઍન્ડ વિન્ડસ' જેવી જાણીતી પ્રકાશનસંસ્થામાં રહી સંપાદનનો અનુભવ પણ મેળવેલો. ૧૯૪૮માં કેમ્બ્રિજની ટ્રિનિટી કૉલેજમાં 'ક્લાર્ક વ્યાખ્યાતા'ના પદે નિયુક્ત થતાં ત્યાં આપેલાં વ્યાખ્યાનોથી વિવેચનક્ષેત્રમાં પણ એમણે નામના કાઢી. એમના ગ્રંથો 'એ હોપ ફૉર પોએટ્રી' અને 'ધ પોએટિક ઇમેજ' એમની સૂક્ષ્મ અને સમૃદ્ધ વિવેચનશક્તિનો પરિચય આપી રહે છે. નવલકથાકાર તરીકે પણ એમણે ઠીકઠીક ખ્યાતિ મેળવી છે. 'નિકૉલસ બ્લેઇક'ના તખલ્લુસથી એમની લોકપ્રિય ડિટેક્ટિવ નવલકથાઓએ એમને અર્થોપાર્જનમાં મુખ્ય સહારો આપ્યો છે.

તાને વિશાળ શ્રોતાવર્ગ સુધી પહોંચાડવા એમણે 'ઍપૉલો સોસાયટી'ની સ્થાપના કરી હતી તથા 'ઇન્ગ્લિશ ફેસ્ટિવલ ફૉર સ્પોકન પોએટ્રી'નું સંચાલન પણ કર્યું હતું. એમના હલ-ભર્યા કંઠે પત્ની જિલ બાલ્કન સાથેનું એમનું કાવ્યપઠન સાંભળવું એ શ્રુતિ માટે મધુરોત્સવ ગણાતો.

એમની શક્તિઓની કદરરૂપે એમને ૧૯૫૦માં સી. બી. ઈ.—કમ્પૅનિયન ઑવ ધ બ્રિટિશ એમ્પાયર—નો ઈલકાબ આપવામાં આવેલો. ઈ. ૧૯૫૮માં બ્રિટનની 'રૉયલ સોસાએટી ઑવ લિટરેચર'ના ઉપાધ્યક્ષ પણ નિમાએલા, તો ૧૯૬૪–૬૫ દરમિયાન હાર્વર્ડ યુનિવર્સિટીના 'નૉર્ટન પ્રોફેસર ઑવ પોએટ્રી' તરીકે અમેરિકા પણ જઈ આવેલા. એમની કવિસિદ્ધિમાં રાજકવિપદે ભલે કશો ઉમેરો ન કર્યો હોય તો પણ એમને માનમરતબો આપનાર એ સ્થાને ૧૯૬૮ના જાન્યુઆરીની પહેલી તારીખે એમની જ્હૉન મેઇસ્ફીલ્ડના અનુગામી તરીકે નિયુક્તિ કરવામાં આવેલી.

# સ્નોસેમ ઇંડિયા લિમિટેડ

## સિમેન્ટનાં અવનવાં ઉત્પાદનો બનાવનાર

## હવે ભારતમાં રજૂ કરે છે

# સુપર સ્નોસેમ

નવીન, વિશેષ સુશોભન કરતું વૉટરપ્રૂફ સિમેન્ટ કોટિંગ.

**સ્નોસેમથી બહારની ભીંત સુશોભિત થતી, પરન્તુ સુપર સ્નોસેમથી ભીંત એથી ય વધુ સુંદર થાય છે.**

**વૉટર પ્રૂફ :**
સુપર સ્નોસેમનું નિર્માણ સફેદ પોર્ટલૅન્ડ સિમેન્ટ પર આધારિત છે એટલે જ તે પ્લાસ્ટર સાથે એકરસ થઈને ઈમારતને પાણી તેમજ ભેજથી બચાવે છે તે ઊખડી જતો ન તેમજ તેની પોપડીઓ ખરી પડતી નથી અને તેનાં પડ ઊતરી જતાં નથી

**ટકાઉ :**
સુપર સ્નોસેમ પર તાપ, ...વાદ કે ધૂળની અસર થતી નથી. ...રે સ્નોસેમ ફિનિશ બીજા કરતાં વધારે ટકાઉ હોય છે.

**ધોઈ શકાય :**
સુપર સ્નોસેમના મૅટ ફિનિશની તાજગીને જાળવી રાખવા તેને ફરીફરીને ધોઈને સાફ રાખી શકાય છે.

**કિફાયતી :**
...ર સ્નોસેમ નવીન ફૉર્મ્યુલાથી ...વેલ હોવાથી વધુ સરળતાથી ...ાડી શકાય છે, તેમજ વધુ ...દી સુકાઈ જાય છે. મજૂરીમાં ...ટ ઘટે અને લાંબો સમય ટકે ...ટલે સરવાળે સ્નોસેમ વધુ કરકસરયુક્ત બને છે.

સુપર સ્નોસેમ જુદાજુદા ૨૧ જાતના, વાપરવા માટે તૈયાર રંગોમાં મળી શકે છે.

**સુપર સ્નોસેમ** પાઉડર રૂપે તૈયાર કરવામાં પાયાના પદાર્થ તરીકે સિલ્વરાઈટ સફેદ સિમેન્ટ વાપરવામાં આવે છે.



સ્નોસેમ ઇન્ડિયા લિમિટેડ,
ક્લિક અસોશિયેટ,
ક્લિક હાઉસ, હોમ સ્ટ્રીટ,
પો. બૉક્સ નં. ૧૦૯, મુંબઈ-૧.

**...લ સેલિંગ એજન્ટ્સ : ક્લિક નિક્સન લિમિટેડ, મુંબઈ, દિલ્હી, કલકત્તા, મદ્રાસ, બેંગલોર અમદાવાદ.**

કવિલોક
જુલાઈ–ઑગસ્ટ ૧૯૭૨ · અંક ૮૮



વર્ષા (ઋતુસંહાર) ચિત્રકાર · વાસુદેવ સ્માર્ત

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર · વર્ષા ૨૦૨૮

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર • વર્ષા • વિક્રમ સંવત ૨૦૨૮ • પરંપરિત અંક ૮૮ • દ્વિજ અંક ૧૬
જુલાઈ–ઑગસ્ટ ઈ. ૧૯૭૨



કાવ્ય


| | | |
|---|---|---|
| નાથાલાલ દવે | પૂર્તિ ૧ | મેઘાણીની યાદ |
| શ્રી અરવિંદ | ૭૪ | A God's Labour |
| મકરન્દ દવે | ૭૮ | અલખધણીના ઓરતા |
| હરીન્દ્ર દવે | ૮૨ | ન રહી |
| મહેન્દ્ર ગોહિલ | ૮૨ | કેમ શકાશે ? |
| ભગવતીકુમાર શર્મા | ૮૩ | પરાયો છું |
| મીનાક્ષી દેશી | ૮૩ | બે હાઇકુ |
| રામચંદ્ર બ. પટેલ | ૮૪ | ઘરમાં |
| મનોહર ત્રિવેદી | ૮૪ | સ્થિતિ |
| 'બાદલ' | ૮૫ | હાલ્યને સૈયર |
| હસમુખ કે. રાવલ | ૮૫ | આશમાં |
| મંગળ રાઠોડ | ૮૬ | જલસાઘર |
| ડાહ્યાભાઈ પટેલ 'માસૂમ' | ૮૭ | ચાંદની |
| પ્રાણજીવન મહેતા | ૮૮ | માણસ |
| અશરફ ડબાવાલા | ૮૯ | ગીત |
| સુશીલા ઝવેરી | ૯૦ | રાધાનું પણ |
| જટિલ | ૯૨ | થઈ નહીં |
| સ્થિતપ્રજ્ઞ | ૯૨ | તમે ઘેર આવ્યા ને... |
| ડાહ્યાભાઈ પટેલ 'માસૂમ' | ૯૨ | પહેલી આણાનનું ગીત |
| દિનેશ મોદી | ૯૩ | પાનો |
| ઘનશ્યામ ઠક્કર | ૯૪ | સંવાદ |
| મનસુખ વાઘેલા | ૯૫ | વ્યથા |
| ધીરુ પરીખ | ૯૫ | વર્ષા |


ગદ્ય


| | | |
|---|---|---|
| શ્રી અરવિંદ | ૭૩ | લયવાહિતા |
| ઉલા પાઠક | ૭૪ | To a Skylark |
| ધીરુભાઈ પરીખ | પૂર્તિ | ઝવેરચંદ મેઘાણી |


◘ 'કવિલોક' દ્વૈમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે—ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર ને ડિસેમ્બર માસના અંતમાં પ્રકટ થાય છે. ◘ વાર્ષિક દેશમાં રૂ. ૬, પરદેશમાં રૂ. ૧૦ યા પા. ½, અમેરિકામાં રૂ. ૧૫ યા ડૉ. ૨; વિદ્યાર્થીઓ માટે અર્ધવાર્ષિક લવાજમની સગવડ રૂ. ૩; છૂટક નકલનો રૂ. ૧. ◘ લેખકોને કૃતિ વિષેનો નિર્ણય જાણવા અથવા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા પોતાનું સરનામું કરેલું તથા પૂરું પોસ્ટેજ ચોડેલું કાર્ડ કે કવર મોકલવા વિનતિ છે. ◘ કૃતિઓ તથા લવાજમ મોકલવાનાં સ્થળ: 'કવિલોક' C/o લિપિની પ્રિન્ટરી, ૩૮૦ ગિરગામ રોડ, ઠાકુરદ્વાર, મુંબાઇ-૨; યા કુમાર કાર્યાલય લિમિ. દ્વારા, ૧૪૫૪ રાયપુર અમદાવાદ-૧.

તંત્રીઓ: રાજેન્દ્ર શાહ અને બચુભાઈ રાવત
સહયોગ: જયંત પારેખ અને ધીરુભાઈ પરીખ

લવાજમ ભરવાનાં અન્ય સ્થળ
ત્રિપાઠી પ્રા. લિ. પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબાઈ ૨

વીનસ સબ્સ્ક્રિપ્શન એજન્સી
રામસદન ૧લે માળે ભાસ્કરભાઉ લેન
ગામદેવી મુંબાઈ ૭

એલ. કે. મેઘાણી • ૧૪ અમરતલા સ્ટ્રીટ
કલકત્તા ૧

ચિત્રસૂચિ

પૂઠા પર: વર્ષા (વાસુદેવ સ્માર્ત); મેઘાણીના હસ્તાક્ષરમાં ગીત; ઝવેરચંદ કાલિદાસ મેઘાણી (ફોટો: નરેન્દ્ર રાવળ); મેઘાણી ઈ. ૧૯૨૧માં; વર્ષાનાં છાપરાં (જગુભાઈ શાહ)

મુદ્રક અને પ્રકાશક: બચુભાઈ રાવત
કુમાર પ્રિન્ટરી • ૧૪૫૪ રાયપુર • અમદાવાદ-૧

## મેઘાણીની યાદ / નાથાલાલ દવે

ગિરિગહ્વરે જ્યાં વનરાજ વસે,
કટિમેખલા સિન્ધુની રમ્ય લસે,
ભરી ભાદરશેતલ સીંચે રસે,
એવી ધીંગી અડીખમ આ ધરણી સોહામણી જે સૌરાષ્ટ્ર તણી,
એને અંતરે ધૂપસુગંધ સમી સ્મૃતિ જાગે અનુપમ શાયરની.
અલગારી જોગંદર એક હતો,
એનો શબ્દનો ભગવો ભેખ હતો,
શો બુલંદ એનો અહાલેક હતો!
કોઈ ગળતી એ માઝમરાત મહીં શી અલખ તણી એ આરાધ હતી!
એની ધૂણીના તેજતિખાર જલે, એની સાધ તો એવી અગાધ હતી.
કાળી કેશલટો રમે વાંકલડી,
શિરે શોભતી ઊજળી પાઘલડી,
તારી નૈનમાં ઘેઘૂર આંખલડી,
સ્મરું હાસ્ય નિખાલસ હેતભર્યું અને મર્મભરી તારી વાતલડી,
ગરવું મુખ તારું ખુમારીભર્યું અને મર્દ તણી હતી છાતલડી.
તારાં હાલરડાંની મીઠી હલકે,
લોકગીતના રંગભર્યા રણકે,
સિંધૂડાની શૌર્યભરી ડણકે
જનમેદની મુગ્ધ શી ડોલતી, ઝીલતી કંઠ અષાઢીલો તારો કવિ!
બની કાવ્યમહીં રસમસ્ત શી ઝૂમતી સાંભરે એ મને તારી છવિ.
ઘૂમી કોતર જંગલ ઝાડી મહીં,
નાના નેસ ને ખેતર વાડી મહીં,
વીણ્યાં મોતી તેં સાગરતીર ફરી,
લોકહૈયા તણા ધબકાર ઉમંગથી ઝીલ્યા સદા મનપ્રાણ ભરી,
સૌરાષ્ટ્ર તણી આ ધરાને મળે આવો પાગલ આશક કોણ ફરી?
આજે મારા નિરાનંદ દેશ મહીં
જનતા રહી વેદનભાર વહી,
એનાં દુઃખની દર્દની સીમા નહિ,
એની મૂક રૂંધાયલ વાણી તણી સરવાણી મેઘાણીને સાદ કરે;
વિષ પી અમીધાર રેલાવણહાર કવિ! તુજને દિલ યાદ કરે.
અલગારી જોગંદર એક હતો,
એનો શબ્દનો ભગવો ભેખ હતો,
શો બુલંદ એનો અહાલેક હતો!
કોઈ ગળતી એ માઝમરાત મહીં શી અલખ તણી એ આરાધ હતી!
એની ધૂણીના તેજતિખાર જલે એની સાધ એવી તો અગાધ હતી.

ફોટો : જગન મહેતા

ઝવેરચંદ કાલિદાસ મેઘાણી

જન્મ : ૧૭ ઑગસ્ટ ૧૮૯૭

અવસાન : ૯ માર્ચ ૧૯૪૭



ઈ. ૧૯૨૧માં
પત્રકારત્વ અને સાહિત્યમાં
પ્રવેશ કર્યો ત્યારે



વર્ષાના છાપરા કલાકાર જગુભાઈ શાહ (કલાકાર તથા કુમારના સૌજન્યથી)

વર્ષા · વિ. સં. ૨૦૨૮

# કવિલોક

જુલાઈ-ઑગસ્ટ · ૧૯૭૨

। ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ।

## લયવાહિતા

**અ**મુક દૃષ્ટિબિન્દુથી જોતાં લયવાહિતા, કાવ્યમય ગતિ પ્રાથમિક અગત્યની લાગે છે, કારણ કે તે પ્રાથમિક મૌલિકતા ધરાવે છે, અનિવાર્ય તત્ત્વ છે, જેની ગેરહાજરીમાં, ગમે તેટલું મૂલ્યવાન હોવા છતાં બીજું બધું કાવ્યદેવીને અસ્વીકાર્ય બને છે. દર્શનામાં સ્વલ્પ હોવા છતાં, અને શૈલીની ઉચ્ચતર ઉત્કટતા ઘણી ન્યૂન હોવા છતાં, સંપૂર્ણ લયવાહિતા કૃતિને ઘણી વાર અમર બનાવી દે છે. પણ કાવ્યમય ગતિનો અર્થ કેવળ છંદોની–રાગોની લયવાહિતા જ નથી, પછી ભલે તે ક્રિયાકૌશલની દૃષ્ટિએ તદ્દન સંપૂર્ણ અને સુંદર હોય. તે સંપૂર્ણતા તો માત્ર પ્રથમ પગલું છે, સ્થૂલ પાયો છે. તેમાં ગહનતર અને વધારે સૂક્ષ્મ સંગીતમયતા હોવી જોઈએ; છંદના કલેવરમાં પ્રવેશ કરી, ઉભરાવી દેતી લયવાહી આત્મગતિ હોવી જોઈએ; ત્યારે જ સાચી કાવ્યસિદ્ધિની શરૂઆત થાય છે. કેવળ છંદની સૌષ્ઠવતા, ગમે તેટલી સૂક્ષ્મ, સમૃદ્ધ કે વિવિધ હોય અને બાહ્ય શ્રવણને ગમે તેટલો સંપૂર્ણ સંતોષ આપે, છતાં તે સર્જનાત્મક આત્માના ગહનતર હેતુઓની માગને પહોંચી વળી શકતી નથી; કારણ કે એક આંતર શ્રવણ હોય છે, કે જેની માંગ અને અપેક્ષા વધારે મહાન અને ઊંડી હોય છે; અને તાલબદ્ધતા તથા લયવાહિતાના સર્જકનો સાચો હેતુ તેને પહોંચી વળવાનો અને સંતોષવાનો હોય છે.

શ્રી અરવિંદ

# A GOD S LABOUR

**Sri Aurobindo**

# અલખધણીના ઓરતા

**મકરન્દ દવે**

શ્રી અરવિંદના કાવ્યોના અનુવાદ કેટલાય થયા છે ને થતા રહે છે પણ આ અનુવાદ કૈંક જુદી જ શૈલીથી થયા લાગશે. પ્રભુને પણ અવતાર લઈ સંસારમાં આવવાનું અને તો સંસારી પાત્રોની જેમ જ રહીને એમણે તકલીફો કે દુઃખો વેઠવાના હોય છે એવા ભાવવાળું આ કાવ્ય સામાન્ય જનને પહોંચાડવા લોકભોગ્ય ભાષા અને ભાવ સાથે તેમજ સરળ ભજનઢાળમાં અનુવાદિત થઈ રજૂ થાય એ તો સુખદ યોગ છે! અનુવાદ માટે કદાચ કોઈ શબ્દ ચૂકવો પડે, પણ મૂળ કાવ્યનો ભાવ ન બદલાય એવી ચીવટથી લોકભાષાના મરમી શ્રી મકરન્દ દવેએ એમના જ શબ્દોમાં કહીએ તો, 'કાવ્યમાં અને અંતરમાં શબ્દો આવતા ગયા અને કાગળ ઉપર લખાતા ગયા' એવી સહજતાથી કરેલો આ અનુવાદ રજૂ કરતા આનંદ થાય છે.

I have gathered my dreams in a silver air
Between the gold and the blue
And wrapped them softly and left them there
My jewelled dreams of you

I had hoped to build a rainbow bridge
Marrying the soil to the sky
And sow in this dancing planet midge
The moods of infinity

But too bright were our heavens, too far away,
Too frail their ethereal stuff [stay,
Too splendid and sudden our light could not
The roots were not deep enough

He who would bring the heavens here
Must descend himself into clay
And the burden of earthly nature bear
And tread the dolorous way

Coercing my godhead I have come down
Here on the sordid earth
*Ignorant labouring human grown*
Twixt the gates of death and birth

I have been digging deep and long
Mid a horror of *filth and mire*
A bed for the golden river s song
A home for the deathless fire

હેમની કેરુ હજુ નીસરી નઈ નીલમાં
રઢિયાળી રાતે એવાં, સેણાં મેં સચેવ
હળવે વીંટ્યા ને હેને ત્યાં મેં તો મરયા,
તમ કેરા સોણાં કાંઈ રતને મઢેલ
— અલખધણીના એવા એવા ઓરતા

રામધનુ કેરે મારે રચવો તો માંડવો,
ધરતી ને આભ જેરો કરી હથેવાળ,
નાચી નાચી રે રે'તી આ નાનકી ભોમમાં
રેલવો'તો અણહદ મોજનો જુવાળ
— અલખધણીના એવા એવા ઓરતા

અ ઘા આઘા ર અમ વૈકુઠ ઊજળા,
આછા આછા એના અબરખી તૂલ
ભાઈ, અમારી ભભકુ તો અધપલ બે'તી
આહીં એના ઊંડેરા પૂગ્યા નઈ મૂળ
— અલખધણીના એવા એવા ઓરતા

જેને પડે રે વૈકુંઠ આહીં ઉતારવું
થાવું એણે માટી માહ્યલું મનેખ
ભાર એણે ભૂંડો રે આ ભોમનો વેંઢારવો
અને હાલવું હાહાકારે હૈયે ધારી ભેખ
— અલખધણીના એવા એવા ઓરતા

આ લ્યો હું તો આવ્યો રે ધરાની ધૂળે ઊતરી
આઘા મારા ફેંકી દઈ પરમેશરી પોત,
અંધલા માનવનું વૈતરું મેં માથે લીધું,
આણી કોર જનમ ને ત્યાં ઓલી કોરે મોત
— અલખધણીના એવા એવા ઓરતા

ઊંડે ઊંડે હું તો રિયો ક્યાં લગ ખોદતો,
માથું ફેરી નાખે એવી ગદકી મોઝાર
ખળખળ સોનેરી નદીનો પટ કોરવો,
ને દેવો મારે દેવના અગનિને આધાર
— અલખધણીના એવા એવા ઓરતા

ભાઈ, મારાં કાળજાં વિંધાણાં કાળમીંઢી રાતમાં,
માનવીને દેવા ઝળહળ દેવતાની આગ,
સામે ત્યાં તો દોઝખી ઊઠ્યા રે ડંખો ઝેરના,
આદુ આદુ વેળાનો ઈ મારો લખિયલ ભાગ.
— અલખધણીના એવા એવા ઓરતા.

માનવીને મનડે ભરાણો ભેંસાસુર આ,
માગે એ તો રગતુંના લથબથ ભોગ,
ભીતરે ભમે રે ડાકણ એક ભૂખાળવી,
ભાવે એને પાપના ઘડા ને ભરચક સોગ:
— અલખધણીના એવા એવા ઓરતા.

દેવના દીવડાથી પિશાચી આ થરથરે,
નરમળાં નૂર થકી ભાગે એ તો દૂર,
ચરિતર ચાલે એનાં હૈયે જ્યાં લગ હૂકળે
વાસનાઉં કેરા પ્યાલા ખાલી ને ભરપૂર.
— અલખધણીના એવા એવા ઓરતા.

ભાઈ મારા, સૂરજ જાણીને જેને સેવિયાં
કોડિયાં એ અંધારે અથડાવે કાળાંમેશ,
ડગમગ જિંદગીને આછાંપાંખાં અધવચ્ચે
કિરણો સીંચે કોઈ અમરોનો દેશ.
— અલખધણીના એવા એવા ઓરતા.

અમથીક આશાની મશાલો કરી માનવી
હાલે ત્યાં તો ઠરું ઠરું થઈને અગંત,
સાચ કેરા ટુકડામાં એણે સીમાઓ ભરી
અને અધમધ ઉતારામાં જાતરાનો અંત.
— અલખધણીના એવા એવા ઓરતા.

ભાઈ મારા, અખંડ ધણીને કોણે ઓળખ્યા ?
અને કોણે એના ભાણને વધાવ્યો માંડી મીટ ?
આંહી સહુ પાણાને પૂજી પૂજી પોકારતા,
માંડે કાં તો મેલડીને પાયે ઘડાપીટ.
— અલખધણીના એવા એવા ઓરતા.

હીરલો લાધ્યો તે ગુમાવી ફરી ફરી ગોતવો,
અને માર્યો મીર એ તો ઊંચકે છે શીશ,
જંગ કાંઈ જીતી જીતી ફરી ફરી ઝૂઝવું
ને જિંદગીઓ વેરાતી વિફળ દશે દિશ.
— અલખધણીના એવા એવા ઓરતા.

I have laboured and suffered in Matter's night
To bring the fire to man;
But the hate of hell and human spite
Are my meed since the world began.

For man's mind is the dupe of his animal self;
Hoping its lusts to win,
He harbours within him a grisly Elf
Enamoured of sorrow and sin.

The grey Elf shudders from heaven's flame
And from all things glad and pure;
Only by pleasure and passion and pain
His drama can endure.

All around is darkness and strife;
For the lamps that men call suns
Are but halfway gleams on this stumbling life
Cast by the Undying Ones.

Man lights his little torches of hope
That lead to a failing edge;
A fragment of Truth is his widest scope,
An inn his pilgrimage.

The Truth of truths men fear and deny,
The Light of lights they refuse;
To ignorant gods they lift their cry
Or a demon altar choose.

All that was found must again be sought,
Each enemy slain revives,
Each battle for ever is fought and refought
Through vistas of fruitless lives.

My gaping wounds are a thousand and one
And the Titan kings assail,
But I cannot rest till my task is done
And wrought the eternal will

How they mock and sneer, both devils and men!
"Thy hope is Chimera's head
Painting the sky with its fiery stain,
Thou shalt fall and thy work lie dead

"Who art thou that babblest of heavenly ease
And joy and golden room
To us who are waifs on inconscient seas
And bound to life's iron doom?

"This earth is ours, a field of Night
For our petty flickering fires
How shall it brook the sacred Light
Or suffer a god's desires?

"Come, let us slay him and end his course!
Then shall our hearts have release
From the burden and call of his glory and force
And the curb of his wide white peace'

But the god is there in my mortal breast
Who wrestles with error and fate
And tramples a road through mire and waste
For the nameless Immaculate.

A voice cried, "Go where none have gone!
Dig deeper, deeper yet
Till thou reach the grim foundation stone
And knock at the keyless gate"

લખ લખ જખમો ચૂવે રે મારા હાડથી,
ને હરણાકસ મુને મારે હિરદે ચોટ,
ધરતીમા આણુ રે ધણીની ફરમાન નઈ
ત્યા લગ કેમ કરી છોડુ રણનો કોટ?
— અલખધણીના એવા એવા ઓરતા.

કેવી કેવી હાસી રે ઉડાવે મારી માનવી,
ને અસુરાં બોલે કાંઈ અવળી આ વાણ,
'મૃગજળ વાસે રે મૂરખ, તુ ભટકી રિયો
ને જોજે તારી ભીંતુમા આ પડશે ભગાણ'
— અલખધણીના એવા એવા ઓરતા

'એલા, વળી કોણ તુ વાતો કરે વૈકુંઠની
ને હસમુખા બતાવે તુ ઊજળા આવાસ?
અવડ દરિયે અમે તો પરવશ પૂતળાં
અને જરણ કબરુ પર નિરમેલ ઘાસ'
— અલખધણીના એવા એવા ઓરતા.

'જોને, અધારું ઓઢીને આ ધરતી પડી,
એ તો અમ તણખા ને તાપણાની ભોય,
કેમ કરી સાખે એ તારા પવિતર હોમને?
ને કેમ તારો હરિ જે કરે તે અહીં હોય?'
— અલખધણીના એવા એવા ઓરતા.

'આવો, આવો, હણીએ એને ને કરીએ ખાતમો,
તો તો હૈયે આપણુ વળી જાય હાશ,
સમરથ ભીંસ એની આંજી દેતી ભાગીએ
ને એની અકારી શાતાનો કરીએ નાશ'
— અલખધણીના એવા એવા ઓરતા

પણ ભાઈ, ખાલિક બેઠો આ ભગુર ખોળિયે,
માડે એ તો ભાગ્ય ને ભૂલો સામે જગ,
કાદવે ને રેતીએ એ કેડી જાય કડારતો,
કે આવે કોઈ અનામીનાં અપરૂપ અગ!
— અલખધણીના એવા એવા ઓરતા.

હુકમ આવ્યો 'રે જા, અણખેડયા ઉંબરે,
ઊંડે ઊંડે પાતાળી પાખાણો તોડી પાડ,
ખમતલ ખીલો રે ઠોકી દે શેષની ફેણ પે,
અને કાંઈ કૂંચી રે વિનાનાં ખોલ કમાડ'
— અલખધણીના એવા એવા ઓરતા

ભાળ્યાં મેં તો જૂઠાણાનાં ધીંગાં ધરખમ બેસણાં,
ભાઈ, હર મૂળિયે લઈ ભરડો બેઠેલ,
ભૈરવ બેઠા રે ન્યાં ભલ્લ ભુજાએ ગ્રહી,
પ્રભુજીના મરમ આડે ભોગળો ભીડેલ.
— અલખધણીના એવા એવા ઓરતા.

એક કોરે મૂક્યાં રે દેવદેવલાં મનવે મઢ્યાં,
આઘે મેલ્યાં તૃષ્ણાનાં સાયર નીર,
ઝંપલાવ્યું દેહ કેરી અંધાધૂંધ શેરીએ,
તાગી લેવા ભારે ઊંડા ભેદની તાસીર.
— અલખધણીના એવા એવા ઓરતા.

મૂંગી મૂંગી ધરાની ધડકનો મેં તો સાંભળી,
અને સાંભળ્યા મરસિયા પ્રેતોના કરાળ,
જોઈ વળ્યો, ધરાની ધોરી નસો જ્યાં તૂટતી,
અને જોઈ લીધી ભીતરે રૌરવ કેરી ઝાળ.
— અલખધણીના એવા એવા ઓરતા.

ઉપર હેરું તો દૈત્યોનાં કાળજ કણકણે,
અને સર સર સરી જાતા અવાજો ભેંકાર,
સૂન મેં તો ભેદ્યાં રે જ્યાં પરા પ્રગટી વેદની,
અને અણતગ ખોયાણોના ખેડ્યા મેં અંધાર.
-- અલખધણીના એવા એવા ઓરતા.

ચરણો આ ચાલ્યાં રે મરણિયા મારગે,
બખ્તર બાંધ્યાં બેહદ સબૂરીને નામ,
અંજવાળાં એવાં તો ઉતાર્યાં હરિનાં હેતથી,
કે કાળી કાળી ખીણું બની હરિનો મુકામ.
— અલખધણીના એવા એવા ઓરતા.

મૂળ રે સ્વરૂપી સાથે મારો સાહ્યબો,
પડદાઓ પરપંચી હટાવ્યા મેં દૂર,
સુણ્યો એનો સ્વર મેં મીઠો, ને જાણી ઝંખના,
ભાલે મારે તિલક એનું ઝલે મગરૂર.
— અલખધણીના એવા એવા ઓરતા.

મેં તો ભાઈ, આભ ને પાતાળી કડાં ભેળવ્યાં,
ને વરસે સોનેરી સોનેરી અમરત ધાર,
મેઘધનુ-આંક્યાં રે મેરુનાં શિખરો ઝળહળે,
ને ઝળહળે સાયરોની કિનારે કિનાર.
— અલખધણીના એવા એવા ઓરતા.

I saw that a falsehood was planted deep
At the very root of things
Where the grey Sphinx guards God's riddle sleep
On the Dragon's outspread wings.

I left the surface gods of mind
And life's unsatisfied seas
And plunged through the body's alleys blind
To the nether mysteries.

I have delved through the dumb Earth's dreadful heart
And heard her black mass' bell,
I have seen the source whence her agonies part
And the inner reason of hell.

Above me the dragon murmurs moan
And the goblin voices flit;
I have pierced the Void where Thought was born,
I have walked in the bottomless pit.

On a desperate stair my feet have trod
Armoured with boundless peace,
Bringing the fires of the splendour of God
Into the human abyss.

He who I am was with me still;
All veils are breaking now.
I have heard His voice and borne His will
On my vast untroubled brow.

The gulf twixt the depths and the heights is [bridged
And the golden waters pour
Down the sapphire mountain rainbow-ridged
And glimmer from shore to shore.

કવિલોક · જુલાઈ–ઑગસ્ટ ૧૯૭૨

Heaven's fire is lit in the breast of the earth
And the undying suns here burn
Through a wonder-cleft in the bounds of birth
The incarnate spirits yearn

પૃથ્વીને હૈયે હરિનાં અજવાળાં હસે
અને સો સો સૂરજ થઈ તાપી રહ્યાં રસા
અચરજ ભર્યું રે આ જનમને કાંઠે
નૂરી તન ઊતર્યાં સહુ ભૂમિની લીન રસ
— અલખધણીના એવા એવા એ રત

Like flames to the kingdoms of Truth and Bliss
Down a *gold-red stairway* wend
The radiant children of Paradise
Clarioning darkness's end

ઈશ્વર કરુણી નભ ફરમાની ધૂમત
કુંજે કુંજ ગલી ગલી બ બ્હાર
અધર સીડીઓ રે સીડીઓ ઝરે ભુવનનો
હરિના ગહિયા પુત્ર છડીદાર
— અલખધણીના એવા અને એ રત

A little more and the new life's doors
Shall be carved in silver light
With its aureate roof and mosaic floors
In a great world bare and bright

અબઘડી જુઓ ખૂલે નવતર બારણાં
અને રૂપેરી ગીતે તરશે ઝૂનમ ખદ
ધરતીની ફૂલ-છે એ નભની સોના-છતે
ખલશે હો ખુલ્લી ખુલ્લી જિન્દગીનો દદ
— અલખધણીના એવા એવા એ રતા

I shall leave my dreams in their argent air
For in a raiment of gold and blue
There shall move on the earth embodied and fair
The living truth of you

રૂપેરી હવામાં આ સોણાં જાઉં તરી
ના કે પરી નીંદુડાં વાધા ન સોનલ તાર
પૃથ્વીમાં સદેહે પથ રી પગલાં માંડશે
રૂપાં રૂડાં તમારાં અતની અંતર
— અલખધણીના એવા એવા એ રતા

# To a Skylark

**ઈલા પાઠક**

જેમ નાટ્યના ક્ષેત્રમાં અંગ્રેજી સાહિત્યમાં શેક્સપિયરને બિરદાવાયો છે તેમ ઊર્મિકાવ્યોના ક્ષેત્રમાં શેલીનાં ઊર્મિકાવ્યો (લિરિક્સ) અને કીટ્સનાં સંબોધનકાવ્યો (ઓડ્ઝ) બિરદાવાયાં છે.

શેલીનાં ઊર્મિકાવ્યો એટલે નિજાનંદની મસ્તીમાં ઉડ્ડયન કરતી કલ્પનાનાં સંગીતમય શબ્દચિત્રો. અલૌકિક પ્રેરણાના વહન બનતાં તેનાં ઊર્મિકાવ્યો અંગ્રેજી કાવ્યસાહિત્યમાં અનોખાં છે.

શેલી એમ માનતો કે કવિ, અન્ય માનવીસમુદાયથી પોતાની ઈશ્વરદત્ત શક્તિઓને લીધે જુદો પડે છે. તેની અંતઃસ્ફુરણા તેને કાવ્યસર્જના પ્રેરે છે. પ્લેટોએ કલ્પી હતી તેવી દૈવી પ્રેરણાથી કવિ ગાવા મંડી પડે છે. ક્યારેક શબ્દદેહે અવતરતાં એ કલ્પનાં પ્રેરણા, સ્ફુરણા ઝાંખાં પડતાં લાગે છે એવો શેલીને અજંપો પણ હતો. છતાં વાચકને તો એવું ભાગ્યે જ લાગે એવાં મુક્ત મને ગવાયેલાં, કલ્પનોથી સભર ઊર્મિકાવ્યો શેલીનાં છે. તેનાં કાવ્યોને, વર્ડ્ઝવર્થે આપેલી કાવ્યની વ્યાખ્યા spontaneous overflow of powerful feelings બરાબર વર્ણવે છે. ઉત્કટ ઊર્મિઓનો ઊભરો અનાયાસ સંગીતમય વાણીમાં મઢાઈને કવિના હૃદયને

## TO A SKYLARK

Hail to thee, blithe spirit!
Bird thou never wert,
That from heaven, or near it,
Pourest thy full heart
In profuse strains of unpremeditated art.

Higher still and higher
From the earth thou springest
Like a cloud of fire;
The blue deep thou wingest,
And singing still dost soar, and soaring ever singest.

In the golden lightning
Of the sunken sun,
O'er which clouds are brightning,
Thou dost float and run;
Like an unbodied joy whose race is just begun.

The pale purple even
Melts around thy flight;
Like a star of heaven,
In the broad daylight
Thou art unseen, but yet I hear thy shrill delight.



કવિ શેલી

Keen as are the arrows
Of that silver sphere,
Whose intense lamp narrows
In the white dawn clear,
Until we hardly see,—we feel that it is there.

---

વાચક આગળ રજૂ કરે છે.

શેલી ઓગણીસમી સદીના બીજા દાયકામાં (૧૮૧૩ થી ૧૮૨૨) કાવ્યસર્જન કરતો હતો, તેથી તે સ્વાભાવિકપણે જ રોમૅન્ટિક પ્રણાલીનો અનુયાયી હોય. તેનાં કાવ્યો માણતાં એમ લાગ્યા વિના રહેતું નથી કે તે પોતાના પુરોગામી રોમૅન્ટિક કવિઓને પણ આંટી જાય તેવો રોમૅન્ટિક છે. દુન્યવી બંધનોથી જકડાયેલા જીવનમાંથી નાસી છૂટીને સ્વૈરવિહારી બનવું જ એને પસંદ હતું. તેથી તેનાં કાવ્યોમાં પૃથ્વીથી દૂર વિચરતા, ઊંચે આસમાનમાં વિહરતા પશ્ચિમના વાયરા, કે વાદળાં, કે સ્કાઈલાર્ક પક્ષીના સ્વૈરવિહારના આનંદનાં ગાન છે. પાર્થિવ છાંડીને અપાર્થિવ તરફ, ઐહિક વેગળું કરીને અલૌકિક તરફ શેલીના કવિચિત્તની ગતિ છે.

ત્રીસ જ વર્ષની વયે (જન્મ ૧૭૯૨, મૃત્યુ ૧૮૨૨) શેલીની જીવનલીલા સંકેલાઈ ગઈ. જીવનનાં છેલ્લાં દસ વર્ષના ગાળામાં તેણે ફિલસૂફી અને ક્રાંતિની વાતો છોડીને કવિતાની આરાધના કરી, એટલે એ બંને વિષયો સ્વાભાવિકપણે જ તેની કવિતામાં વણાયા. તેના દરેક ઉદ્‌ગારમાં કાં તો દુનિયાને પલટી નાખવાની જુસ્સાભરી વાણી છે, કાં તો ફિલસૂફને સહજ એવી અનંત

All the earth and air
With thy voice is loud
As when night is bare
From one lonely cloud
The moon rains out her beams and heaven is overflowed

What thou art we know not
What is most like thee?
From rainbow clouds there flow not
Drops so bright to see,
As from thy presence showers a rain of melody

Like a poet hidden
In the light of thought
Singing hymns unbidden
Till the world is wrought
To sympathy with hopes and fears it heeded not

Like a high born maiden
In a palace tower
Soothing her love laden
Soul in secret hour
With music sweet as love which over flows her bower

Like a glow worm golden
In a dell of dew
Scattering unbeholden
Its aerial hue
Among the flowers and grass which screen it form the view

Like a rose embowered
In its own green leaves
By warm winds deflowered
Till the scent it gives
Makes faint with too much sweet these heavy winged thieves

Sound of vernal showers
On the twinkling grass
Rain awakened flowers
All that ever was
Joyous and clear, and fresh thy music doth surpass

Teach us sprite or bird
What sweet thoughts are thine
I have never heard
Praise of love or wine
That panted forth a flood of rapture so divine

---

યાત્રાની કે મુક્ત આનંદની વાતો છે શરીર ભૌતિક બંધન છે, તેને છોડીને ઊંચે ઊડવાની તેની તમન્ના છે 'To a Skylark'માં પણ આ અભીપ્સા વ્યક્ત થાય છે

'To a Skylarl' શેલીના ઉત્તમ ઊર્મિકાવ્યોમાંનું એક છે કાવ્યની શરૂઆતથી કવિ એ નાનકડા પક્ષીને અસામાન્ય કહીને બિરદાવે છે, અને એ પક્ષી કવિમાનસનું પ્રતીક થઈને રહે છે સ્કાઈલાર્કને સંબોધીને કવિ કહે છે પક્ષી તો તું ક્યારેય ન હતું તું તો આનંદમય દિવ્ય ચેતના છે! સ્વર્ગમાંથી કે તેની નજદીકથી તે અનાયાસે સંગીતના સ્રોત અવિરતપણે વહેવડાવીને હૃદય ડોલાવે છે કવિને સ્કાઈલાર્કનું સંગીત દિવ્ય સંગીત લાગે છે કવિનું ગાન પણ શેલીને મન દિવ્ય જ હતું દૈવી પ્રેરણાથી કવિ અનાયાસે ગાઈ ઊઠે છે એમ તે માનતો સ્કાઈલાર્ક આથી કવિને મન સમાનધર્મી છે અને તેથી કવિને તેનું ઉત્તુંગ ઉડ્ડયન આપનાનું મન થાય એ સ્વાભાવિક છે

બીજી કડીમાં કવિ સ્કાઈલાર્ક માટે એક કલ્પના રજૂ કરે છે સ્કાઈલાર્ક પક્ષી ખૂબ ઊંચું ઊડતા ઊડતા ગાવા માટે જાણીતું છે એક ઉનાળાની સુંદર સાંજે, ઈટાલીમાંના પોતાના રહેઠાણની આસપાસમાં પત્ની

Chorus Hymeneal,
Or triumphal chant,
Matched with thine would be all
But an empty vaunt,
A thing wherein we feel there is some hidden want.

What object are the fountains
Of thy happy strain?
What fields, or waves, or mountains?
What shapes of sky or plain?
What love of thine own kind? what ignorance of pain?

With thy clear keen joyance
Languor cannot be:
Shadow of annoyance
Never came near thee:
Thou lovest: but ne'er knew love's sad satiety.

Waking or asleep,
Thou of death must deem
Things more true and deep
Than we mortals dream,
Or how could thy notes flow in such a crystal stream?

We look before and after,
And pine for what is not:
Our sincerest laughter
With some pain is fraught;
Our sweetest songs are those that tell of saddest thought.

Yet if we could scorn
Hate, and pride, and fear;
If we were things born
Not to shed a tear,
I know not how thy joy we ever should come near.

Better than all measures
Of delightful sound,
Better than all treasures
That in books are found,
Thy skill to poet were, thou scorner of the ground!

Teach me half the gladness
That thy brain must know,
Such harmonious madness
From my lips would flow,
The world should listen then, as I am listening now.

---

સાથે લટાર મારતાં કવિએ સાંભળેલા ઊડતા સ્કાઈલાર્કના ગાન પરથી સ્ફુરેલું આ કાવ્ય છે. ડાળ પરથી ઊડીને ચક્કાવા લઈ ઊંચે જતું પક્ષી કવિએ નીરખ્યું હશે તેનું તાદૃશ વર્ણન પહેલી બે કડીમાં કવિ કરે છે. પૃથ્વી પરથી કૂદીને ઊંચે ને ઊંચે અને તેથી યે વધુ ઊંચે જતું સ્કાઈલાર્ક ઊંચે ચડતા અગ્નિના વાદળ જેવું છે એમ કવિ કલ્પે છે. ધગધગતા જ્વાળામુખીના મુખમાંથી ઊંચે ઊડતો અગ્નિભર્યો ભભૂકો રાત્રિના અંધકારમાં સમી સંધ્યાના રંગીન વાદળ જેવો દેખાય તેની સાથે કવિએ સ્કાઈલાર્કની સરખામણી કરી છે.

અહીં આખું કલ્પન સર્વાંગે પક્ષીના પ્રતીક તરીકે ઘટાવવા કરતાં તેની ઊર્ધ્વ ગતિ અને નિરીક્ષકને થતું આશ્ચર્ય બે જ ભાવ પ્રસ્તુત ગણીએ, તો કલ્પનનું સૌન્દર્ય વાચક-હૃદયને સ્પર્શે એમ છે. કવિને પણ એટલું જ અહીં પ્રસ્તુત લાગ્યું હોય એમ પછીની બે લીટી વાંચતાં શ્રદ્ધા બેસે છે. આકાશે પહોંચીને ચક્કર લગાવતું પક્ષી ગાતાં ગાતાં ઊંચે ચડે છે અને ઊંચે ઊડતાં ગાય છે. કવિનું પક્ષી કવિની જેમ જ પૃથ્વી છોડીને ઊંચે જવામાં આનંદ માણે છે અને તેથી આનંદનું સંગીત રેલાવે છે. તેનું અનંત ઉડ્ડયન ને અસીમ આનંદનું ગાન કવિને મુગ્ધ કરે છે.

ત્રીજી કડીમા એ સજનુ વર્ણન છે જ્યારે કવિએ આ પક્ષીનુ ગાન સાભળ્યું હતું એ વર્ણન સાથે કવિનુ લાક્ષણિક કંપન પણ છે ડૂબેલા સૂર્યની સોનેરી આભામા ચમકતા જતા વાદળમા પક્ષી સરકે છે તે જાણે કે હમણા જ જેનો પ્રવાહ વહેવો શરૂ થયો છે એવો અશરીર આનદ ન હોય! ભૌતિક શરીરનુ બધન પક્ષીને નડતું ન હોય એવુ કવિ કલ્પે છે, અને એ કલ્પન દ્વારા કવિનો પાર્થિવ બધનો પ્રત્યેનો અણગમો વાચકને સ્પર્શે છે આમ, સ્કાઈલાર્ક ભૌતિક સ્પૃશ્ય સામાન્ય પક્ષી મટીને કવિની આકાક્ષાઓનુ પ્રતીક બને છે

પછીની કડીમા ઘેરી બનતી સધ્યામા અદૃશ્ય થતા પક્ષીને કવિ નવા કલ્પનથી સબોધે છે અન્ય રોમૅન્ટિક કવિઓની જેમ શેલી સધ્યાના વિકસતે ક્રમે બદલાતા રૂપ પ્રત્યે સભાન છે અને દરેકનુ આગવુ સૌન્દર્ય તે ગભરી વાણીમા રજૂ કરે છે. સ્કાઇલાર્કના ઉડ્ડયનની આસપાસ આછી જાબલી સધ્યાના રજો ઓગળે છે ત્યારે સ્વર્ગના તારા સમુ પક્ષી દિવસના પ્રકાશમા સ્વાભાવિકપણે જ અદૃશ્ય બને છે કવિ કહે છે, 'હુ તને જોઈ શકતો નથી પણ તારો તીવ્ર આનદ હુ સાભળુ છુ ' પક્ષીના આનદ ગાનના સ્વરો ચાદનીમા તારાના કિરણો જેમ કવિહૃદયમા સોસરા ઊતરી તેને વીંધી નાખે છે પરોઢિયે તારાના તેજ વીનાય અને તે દેખાતા બધ થાય તે છતા યે લાગે કે તારા હજી ત્યા જ છે તેમ, પક્ષી દેખાતુ નથી છતા લાગે છે કે ત્યા જ છે તારા સાથે પક્ષીને સરખાવી કવિ તે કલ્પના આમ વિસ્તારે છે અશરીર આનદ સાથે સરખાવ્યા પછી સ્વર્ગીય તારા સાથે કવિ

## હરીન્દ્ર દવે

### ન રહી

કદી જે ઝંખી'તી એવી આ જિંદગી ન રહી,
હવે તો સુખની ક્ષણોમા ય દિલ્લગી ન રહી

મીંચુ છુ આખ, ઉઘાડુ છુ, હોઠ ફફડે છે,
હતી જે પ્હેલા હવે એવી બંદગી ન રહી

હવે તો જે જે બને એ સહન કરી લઉ છું,
હતી ખુમારીમા ક્યારેક સાદગી ન રહી

એ સત્ય છે કે મેં જાતે કશુ કહ્યુ જ નથી,
છતા એ વાત તમારાથી ખાનગી ન રહી.

સમય ઉપર તો હતો. કેટલો મદાર છતા
ખરે વખત એ ક્ષણો કોઈની સગી ન રહી

મસ્તુના ક્રમમા સહજ મોત લખાયુ તો હતુ,
એ વાત બીજી છે, ધીરજ આ ત્યા લગી ન રહી

## મહેન્દ્ર ગોહિલ

### કેમ શકાશે?

સમયને શુ બીબામા ઢાળી શકાશે?
ને સિક્કાની માફક ઉછાળી શકાશે?

સતત રાતભર જાય વેરાતુ ઝાકળ,
ન સૂરજને તો યે પખાળી શકાશે

સરી જાય રેતીની માફક હમેશા,
શબ્દના હરણ કેમ પાળી શકાશે?

કે સૂરજ નથી આખમા ઊગવાનો,
તો અધારને કેમ બાળી શકાશે?

હથેળીમા સભવની રેખા સરે છે
ક્ષણો કેમ સભવની ટાળી શકાશે?

## ભગવતીકુમાર શર્મા

### પરાયો છું

સમગ્રમાંથી વિખૂટો પડી રચાયો છું;
બધાનો છું અને તો યે બહુ પરાયો છું.

હું મુઠ્ઠી જેવડા હૈયા મહીં સમાયો છું,
પરન્તુ વ્યોમના ખાલીપે ગૂંગળાયો છું.

મલયલહરનું મને સ્વપ્ન પણ નહીં આવે;
હું મારા શ્વાસની સૃષ્ટિમાં ઓરમાયો છું.

કશો યે ભેદ નથી જીન કે અલાદીનમાં;
દીપક જલાવું હું ને હું શીશે પુરાયો છું.

ભરી સભામાં તમે યાદ પણ કરો મુજને;
કદીક શ્રાવણી એકાંતમાં ભુલાયો છું.

હવે તો ક્રૌંચ અહીં વાલ્મીકિને વીંધે છે;
હું મારા શબ્દની ગોફણ વડે ઘવાયો છું.

ગગનના ચન્દ્ર કે સૂરજ નહીં શકે શોધી;
હું મારી છાયાના અંધારમાં છુપાયો છું.

## મીનાક્ષી દોશી

### બે હાઇકુ

નિર્જન વને
મંદિર : ગર્ભ-ગૃહે
જલતો દીપ.

વાત સુણીને
પર્ણો વાયુ પાછળ
જાય દોડવા.

સ્કાઈલાર્કની સરખામણી કરે એ જ શોભે ને! આ બીજી ઉપમા પણ અવાજની અભૌતિકતા અને પક્ષીના અદૃશ્યપણા પર જ ભાર મૂકે છે. કવિએ શરૂઆતથી જ કહ્યું છે : Bird thou never wert–તે તો આનંદમય દિવ્ય ચેતના છે : blithe spirit. તેણે અત્યાર સુધી લીધેલાં કલ્પન જાણે ચેતના માટે જ હોય, પક્ષી માટે નહિ એવાં જ છે. અગ્નિભર્યું વાદળ, અશરીર આનંદ, સ્વર્ગનો તારો–સઘળાં દિવ્ય ચેતનાના પર્યાયો સમાં બની રહે છે.

ચેતનામાત્ર સર્વવ્યાપી હોય જ ને! કવિ એવું જ વિધાન કરે છે. આખી યે પૃથ્વી અને અવકાશમાં સ્કાઈલાર્કનો અવાજ વ્યાપી ગયો છે—કેવી રીતે? તે માટે કવિ બીજું કલ્પન રજૂ કરે છે : નિરભ્ર રાત્રિમાં એકાકી વાદળ પાસેથી ચંદ્રનાં કિરણો રેલાય અને સ્વર્ગ છલકાઈ જાય તેમ પક્ષીના મુદામય સ્વરો સઘળે વ્યાપ્યા છે.

છતાં યે કવિને હજી સ્કાઈલાર્કનું વર્ણન સંપૂર્ણપણે પોતે કરી લીધાનો સંતોષ નથી. કહે છે, કે તું કોણ છે તે અમે જાણતા નથી. પણ તારા જેવું બીજું શું છે? જ્ઞાત વસ્તુઓ સાથે સરખાવીને પક્ષીની ઓળખ સિદ્ધ કરવાનો ઇરાદો છે શું? કવિ તેથી હવે પોતાની આંખ સામે રહેલા, સંપૂર્ણપણે પોતાને સમજાયેલા જગતમાંથી પક્ષી માટે ઉપમાનો ખોળે છે. દરેકમાં સ્કાઈલાર્કના અદૃશ્ય થઈ જાય તેવા ઉત્તુંગ ઉડ્ડયન અને આનંદભર્યા ગાન જેવું કશુંક છે, પણ કવિને તે કરતાં સ્કાઈલાર્કનું ઉડ્ડયન અને ગાન ચડિયાતું લાગે છે.

પહેલું ઉપમાન છે રંગબેરંગી વાદળાંનું. રંગબેરંગી વાદળાંમાંથી ટપકતાં બિંદુ એ-

ટવા તેજસ્વી નથી જેટલી સ્કાઈલાર્કની ઉપ સ્થિતિથી વર્ષતી સૂરાવલિ કર્ણપ્રિય છે કવિ સ્કાઈલાર્કની ઉપસ્થિતિ નિર્દેશે છે, પણ તે અસ્તિત્વ ભૌતિક કરતા વૈચારિક જ હોય એવુ માનવાની લાલચ થાય એમ શબ્દગૂથણી થઈ છે સ્કાઈલાર્કને વર્ણવ વા આ ઉપમા ઊણી ઊતરે છે એટલે કવિ બીજી ઉપમા રજૂ કરે છે

વિચારના તેજમા છુપાયેલા કવિના સ્ત વન ગાન જેવુ જ સ્કાઈલાર્કનુ ગાન છે. કવિ સ્વેચ્છાએ–કોઈના કહેવાથી નહિ જ– ગાય છે એના ગીત સાભળીને દુનિયા જેની પરવા નહોતી કરતી એવી આશાઓ અને ભય પ્રત્યે સભાન થાય છે માનવજીવનના દુ ખો ટાળવાની આશા ક્રાતિકારી કવિને છે, અને માનવમાત્રને તેના ઊર્ધ્વીકરણની આશા તરફ સભાન કરવો એવુ કવિનુ કર્તવ્ય છે એમ તે સમજે છે દુનિયામા ર હેલા અનિષ્ટ તત્ત્વોના ભયથી સભાન રહી ને તેનો મુકાબલો કરવાની કવિને તમન્ના છે માનવીનુ સ્વાતત્ર્ય, તેનુ સુખ, તેની ભય મુક્તિ, મેળવવા જેવા શ્રેયો છે એવુ શેલી માનતા તેનો અણસાર અહીં મળી રહે છે

પણ સ્કાઈલાર્ક માટે હજી આ ઉપમા પર્યાપ્ત નથી શુ ? કવિ ફરી એક ઉપમા રજૂ કરે છે પ્રણયિનીનુ પ્રણયગાન સ્કાઈ લાર્કના ગાન સમુ ખરુ ? શેલી પ્રણયિનીની –ઓની રજૂઆત કરે ત્યારે તે સામાન્ય કો ટિની સ્ત્રી હોય જ નહીં ને ! ઊંચા કુળમા જન્મેલી, મહેલોમા વસનારી પ્રણયિની, પ્રણયથી તલસતા હૃદયને હળવુ કરવા પ્ર ણયની લાગણી જેવુ જ મધુરુ સંગીત રે લાવી પોતાના એકાત ખડને છલકાવી દે એવુ મધુરુ સ્કાઈલાર્કનુ ગાન છે

## ઘરમા

### રામચંદ્ર બ. પટેલ

છજુ ઝૂમ્યુ, નેવા મનભર બન્યા ને હુ હળવે
કમાડો ઉઘાડી ઘરમહીં પ્રવેશુ ઉંબરનો
હ યા ઘોડો જેના પરથી ઊતરી કોક કુવરી,
અને મારો જાગ્યો નીરવ મનનો વૈભવ બધો
ગમાણપુના ઠાઠ ઘણુ ઊઘડત ભાભર ભથી
ડરુ ભેગી ત્યા તો રણકી દધનુ દેગડુ ઝગ્યુ,
ધઈ ઊભી જોડી બળદ તણી, ઓગાઠ ખખડયુ
વળી ખાપો ઓતર હળ હળિયુ ચાઓર ચવડા
પછે ટહુકયા ત્યારે હરિત સીમ ફૂટી પ્રસરતી
પટોળાનુ ઓઢુ ધરી સળગતો દીપ લઈને
જઈ ચાડે થાતી ગુમ, ત્યહીં જ વટોળ રણનો
મને ઘેરી લેતો તરસ્યુ ઘર ફૂકાય ઘડીમા
હવે અધારામા મૃગજળ થઈ ચાદ સરતો
અને હુ તો એને નીરખી નીરખી શ્વ સ ભરતો

## મનોહર ત્રિવેદી

### સ્થિતિ

કાઈ કરતા કોઈ રે મળતો નથી,
મારી સ્થિતિને કળી શકતો નથી
શ્વાસ માગ હુ જ અનુભતો નથી,
યાતનાઓથી હવે છળતો નથી
છેતરાઉં મિત્રથી એ સહજ છે,
મારી છાયાને ય ઓળખતો નથી
સ્વજનનો ઇનકાર કરવો કઈ રીતે ?
હાથની રેખા ભૂસી શકતો નથી
જખમટીપની કેદ આ પામ્યા પછી
છુટકારાની અરજ કરતો નથી
શબ્દનો ઇતબાર મને હરને ફક્ત–
ખર્થના આયાસમ પડતો નથી

'બાદલ'

## હાલ્યને સૈયર

હાલ્યને સૈયર આજ તો મેળો માલવા માટે જઈએ,
કુંમખાની કસ તોડતું પંખી છૂટું મેલી દઈએ.
હેલ્યે ચડચાં લાલ ને લીલાં ફૂમતાં કેરો–
દરિયો ગાંડોતૂર કે એનો ક્યાંય ના છેડો,
નાનકા લીલા નાવડાને બે રમતું મેલી દઈએ,
મન ફાવે ત્યાં સેલવા દઈને લ્હાવો લૂંટી લઈએ.
પાવા કેરા રાગમાં સૈ ઘૂંટાઈને આયાં,
રૂંવે રૂંવે ઘેન રે લીલાં કાચ ઘેનાયાં,
લાલવાદી કે ફૂલવાદી કો હાલ્યને ગોતી લઈએ,
ઝેરનાં મારણ હોય જો મોંઘાં દામમાં માગી લઈએ.
ભમશું બે ચગડોળમાં લીલાછમ્મ રે ભાવે,
ઊડતા પોપટ પાડશું 'લી ગીલોલના ઘાવે,
કુંમખે પૂરી દઈશું કોઈને જાણ ન થાવા દઈએ,
તૈણ ભુવનની લેઈને મત્તા વળશું પાછાં સૈ એ.

હસમુખ કે. રાવલ

## આશમાં

રુધિરમાં સંઘરી બેઠું સરોવર પંકને
કદી ફૂખે કમળ મીઠું હશે એ આશમાં.
નદીના ગાલ ખરડાયા ધરાની ધૂળમાં
થશે દીદાર સાગરના હવે એ આશમાં.
હવાની પાંખ અંધારું છતાં ઊડતી રહી
ગુલાલી સ્નાન ઉષામાં થશે એ આશમાં.
રઝળતી પ્યાસ રાધાની જમુનાજલ પરે
કહીંથી મોરલી વરસી જશે એ આશમાં.
ટહુકે ગાય આ કોયલ હજુ યે ગ્રીષ્મમાં
ફૂલોને તાપનાં વિષ ના ડસે એ આશમાં.
ઊકળતી લ્હાયમાં ગીતો અમે ગાતા રહ્યા.
તમારા બાગ હરિયાળા રહે એ આશમાં.

કે ના? હજી યે અપૂરતું છે આ વર્ણન? એક વધુ ઉપમા: સોનેરી આગિયાના ખરતા ચળકાટ જેવું આ ગાન છે. આ કલ્પનમાં પણ આગળ આવી ગયેલાં અનેક કલ્પનો જેવી જ વિગતો છે. ઝાકળથી ભરેલી બખોલમાં અદૃશ્યપણે પોતાના અપાર્થિવ તેજના ચમકારા વેરતો આગિયો પણ, આગલા કલ્પનમાં રજૂ થયેલા કવિની જેમ, અદૃશ્ય છે;—કવિ hidden છે, આગિયો પણ સંતાયેલો છે; તેના ચમકારા પુષ્પ અને તૃણ પર ખરે છે, તે પુષ્પ અને તૃણની પાછળ આગિયો દેખાતો નથી–the flowers and grass, which screen it from the view! કવિ સ્વેચ્છાએ unbidden સ્તવનગાન કરે છે તેમ આગિયો પણ સ્વપ્રકૃતિને વશ unbeholden તેજના સ્ફુલ્લિંગો વેરે છે. પ્રણયિની સ્ત્રી પણ મહેલોમાં વસનારી છે તેથી સામાન્ય જનની આંખથી દૂર, અદૃશ્ય છે; તેનું ગાન પોતાના હૃદયની વેદના હળવું કરવા માટે સ્વયંસ્ફુરિત છે. ત્રણે કલ્પનોમાં એટલું સામ્ય છે કે પહેલાં બે માણ્યા પછી ત્રીજામાં આ વિગતો વાચક જાણ્યે-અજાણ્યે ખોળે જ છે. કવિ તેના મનનો પડઘો પાડે છે તેમાં વાચક રાચે છે. આમ, સંગીતના તાલની જેમ પુનરાવર્તન પામતાં કલ્પનો વાચકને અનેરો આહ્લાદ આપે છે. શેલીનાં ઊર્મિકાવ્યોની આ વિશિષ્ટતા સહૃદય ને સમભાવી વાચક સહેજે માણી શકે એમ છે. હવે પછીની કડીમાં આવતું ચોથું કલ્પન આગલાં ત્રણનું પુનઃ સમર્થન કરે છે.

લીલાં પાંદડાંમાં ઢંકાયેલું ગુલાબનું ફૂલ તેનો પમરાટ ફેલાવે તેવું સ્કાઈલાર્કનું ગાન છે. ગુલાબનું અસ્તિત્વ અદૃશ્ય બની રહે છે,

ભીના વાયરાથી તે છિન્નભિન્ન થઈ ગયુ છે, પણ તે ઉષ્ણુતાને લીધે જ તેની ખુશ્બૂ એવી તો પ્રસરી છે કે તેને હેરાન કરવા આવતા પેલા શ્યામ પાંખવાળા ભમરા બેહોશ થઈ પડે છે ગુલાબની આવી વેધક મહેક તેની પ્રકૃતિ છે કવિની unbidden કાવ્ય પ્રવૃત્તિ અને આગિયાની unbeholden ચમકવાની પ્રકૃતિ જેવી જ ગુલાબની પ્રકૃતિ છે આગિયાને ચમકવા અધકારની અપેક્ષા છે, તેમ ગુલાબને મહેકવા ભીના વાયરાની, ઉષ્ણુતાની અપેક્ષા છે આ કલ્પન પણ વાચકના આસ્વાદમા આહ્લાદ ઉમેરે છે

કવિ અધીરો થાય છે શાની સાથે સરખાવુ અને શુ પડતું મેલુ? એટલે જ કદાચ હવે પછીની કડીમા એકસાથે બે ઉપમા, જાણે કે સ્કાઈલાર્કના ગાનને વિશેષણો પૂરા પાડવા જ, આપે છે ચમકતા તૃણ પર પડતી વસંતની વર્ષાની ઝરમરનુ સગીત, કે વર્ષાથી ઊઘડતા ફૂલો કે પછી જે બધુ જ આનદમય, વિશદ અને તાજગી ભરેલું છે એની સાથે સ્કાઈલાર્કને સરખાવુ? પણ શી રીતે? તેનુ સગીત તો આ બધાની યે પાર જાય છે

સ્કાઈલાર્કના ગાન માટે કલ્પનો ખોળવાનુ કે તેને વર્ણવવાનુ કામ હવે કવિ માંડી વાળે છે એવુ લાગે છે એ કરતા તો એનુ ગાન કેમ કરતા આવુ અપાર્થિવ અલૌકિક થયું એ જ જાણી લે તો? તો તો એના જેવુ જ ગાન કવિનુ પણ થઈ શકે એટલે કવિ હવે વિનવે છે Teach us પણ સબોધન કોને કરવુ? હજી કવિને મન નક્કી તો થયું જ નથી ભલે પક્ષી જેવુ દેખાય પણ દિવ્ય ચેતના છે એવુ જ માનવાનુ મન થાય છે તેથી જ કવિ ઉમેરે છે Sprite or

## મંગળ રાઠોડ

### જલસાઘર

તારા 'હું'મા ભરાઈ ગયા
બાખર તુ જ

આરોપીના કઠડામા ઊભી કરવામા આવેની
નિયતિના મરક મરક થતા હોઠ સામે
જોવાની હિંમત ફરીથી કેળવી શકીશ તુ?
યા પેગમ્બર બની?

તે ઘેલી મર્દાનગીભરી આત્મહત્યાના પાળિયા પર,
નાળિયેરની જેમ માથુ ફોડીને મરી ગયેલા
વફાદાર સાથીઓ
તારા છેલ્લા શ્વાસથી ખરડાયેલી હવામા
ફરી કૂદા બની,
ફરી પિયારીબાઈની ઠુમરીના ઠેકા સાથે તરફડી મરશે
અને તારા સગાસ્નેહીઓના અશ્રુ
ફરી શુ ઓગળશે મીણબત્તીઓનો અવતાર લઈ?

તારા માટે નતીજ બનીને,
શહીદ થઈ ગયેલો વાદો
શુ થશે હવે તેનુ?
યા મટકાર છેડીશ તુ ખા સાહેબ બનીને
હવે જલસાઘરના ઝુમ્મરો પર?

નવ નવા અવતાર ધારણ કરી,
તારા વફાદાર સાથીએ —તારી!—નોકરો
અને તારા નિકટના સ્નેહીઓ
ડાગડીથી ચઢી રહેશે પરસ્પર
એવા તારા આત્મહત્યાના સાક્ષીઓનો
સાક્ષી બની શકીશ તુ, ઘોડો, નર્તકી, પુત્ર કે પત્ની વેશે?

તારા અવતાર–સભવિત અવતારની તડથાઓ
ફરી જન્મ લેશે આ બાલિશ, વેવલી ધરતી પર
ત્યારે, બેગમઅખ્તરના મર્દાના નહિ બની શકેલા
સણ અવાજમાથી સ્રવતો વિષાદી લય રડાવી મૂકશે,

જંગલમાંથી રાજીખુશીથી હદપાર થઇને પસ્તાઈ રહેલા
મનુષ્યો સાથે
શહેરમાંથી આજન્મ દેશવટો ભોગવતાં શિયાળિયાંઓને.
અને જલસાઘરના સામંતશાહી બુર્ઝ્વા
નિયમોથી વાકેફ નહિ એવો
પેલો ગમાર, અણઘડ, એક વખતનો તારો હજૂરિયો
તારો પ્રતિસ્પર્ધી બની હરખાશે તારી છબી સામે!

ત્યારે તું અવતાર ધારણ કરી ચૂક્યો છે
છતાં સ્મૃતિભ્રંશનો શાપ ભોગવતો હોઈશ કદાચ
એવી તારી નિયતિના મરક મરક થતા હોઠ સામે
જોવાની હિંમત કેળવવા માટે પણ તારે
ફરી ધારણ કરવા પડશે કેટકેટલા અવતાર...!
જલસાઘર...!
આમીન!

## ડાહ્યાભાઈ પટેલ 'માસૂમ'

---

### ચાંદની

કેટલાં નાજુક હતાં એ પોપચાં!
પ્રેત શી ચખમાં ફરે છે ચાંદની.

પોપચાંમાં લઈ ઉસરડી રાતને,
કોઇનાં સ્વપ્નાં ચરે છે ચાંદની.

કેટલી લીલી બની ગઈ રાત આ!
ઓરડામાં વિસ્તરે છે ચાંદની.

એ જ મારી રાતનું વર્ણન હતું;
એ નથી; ને નિર્ઝરે છે ચાંદની.

શકયતા પણ ક્યાં હજુ એ આવશે;
બારસાખે ઊતરે છે ચાંદની.

પોહ ફાટયો ને સૂરજ પણ નીકળ્યો;
તે છતાં ઘરમાં ફરે છે ચાંદની.

Bird. પોતાની વિનંતી સ્પષ્ટપણે મૂકતાં પહેલાં કવિ સ્કાઈલાર્કના ગાનની ખૂબીઓ નોંધે છે. પક્ષીનું ગાન દિવ્ય આનંદ રેલે છે, તો એ આનંદનો મૂળ સ્રોત કયો? પક્ષીના એવા કયા મધુરા વિચારો છે? કવિએ આ પહેલાં કદી આવું મુક્ત આનંદ રેલાવતું ગાન સાંભળ્યું નથી; જોકે પ્રણયની અને મદિરાની પ્રશંસા ગીતમાં વ્યક્ત થતી સાંભળી છે ખરી. કવિના પ્રણયની મસ્તીના કે મદિરાની મત્તતાનાં ગાન સ્કાઈલાર્કના ગાન આગળ ફિક્કાં પડે છે.

ફક્ત પ્રણય કે મદિરાની આસક્તિનાં જ ગાન શું,—લગ્નના ઉત્સવનાં ગીત કે વિજયોન્મત્ત ગાન પણ જો સ્કાઈલાર્કના ગાન સાથે સરખાવીએ તો ઠાલાં લાગે છે. તેમાં ક્યાંક કશુંક ઊણું રહે છે એવું લાગ્યા જ કરે છે. આ કડીની છેલ્લી લીટી સાવ ગદ્યાત્મક છે. We feel there is some hidden want. કવિને લાગતી ઊણપ પહેલી ચાર લીટીમાં વ્યક્ત થઈ જાય છે. પછીની લીટી તેથી વધારાની લાગે છે અને તેથી તેની ગદ્યાત્મકતા તરફ પણ ધ્યાન ખેંચાય છે. કવિને કદાચ આ જ અસર ઉપજાવવી છે! સ્કાઈલાર્કનું ગાન સાંભળીને ગાવા પ્રેરાયેલો કવિ પોતાની ન્યૂનતા વિશે સભાન થતો આવે છે,—તે એટલો બધો કે તેનું પદ્ય પણ ગદ્ય જેવું થઈને રહે છે. પોતાનાં કાવ્યો સ્કાઈલાર્કના ગાન આગળ કંઈ વિસાતમાં નથી એવી તીવ્ર પરેશાનીમાં આ ગદ્યાત્મક લીટીનો ઉદ્‌ભવ હશે એમ માનવાનું મન થાય છે.

કવિ વળીવળીને પૂછે છે કે કયા વિષયો સ્કાઈલાર્કના સુખમય ગાનની પ્રેરણાના ફુવારા બને છે? ક્યાં ખેતરો, વિચિઓ, પ-

વેતા? આકાશના કે મેદાનના કયા રૂપ? કે પક્ષીમાથી જ કોઈક પરત્વેનો પ્રેમ? કે પછી વેદના વિશેનુ અજ્ઞાન? કવિને મન આ બધા કાવ્યપ્રેરણાના નિમિત્તો છે રોમૅન્ટિક કવિ તો ચાહીને ખેતરોમા ફરવા જતો, પહાડો ચડવા જતો, આકાશ સામે મીટ માડી બેસતો, કુદરતને ખોળે બેસીને કવિતાદેવીની આરાધના કરતો પ્રણય અને વેદના તો તેને મન કાવ્યપ્રેરણાના ફુવારા છલકાવતા સ્રોત તેથી જ કવિ સ્કાઈલાર્કને પૂછે છે 'આ બધા દર્શન અને અનુભવ માથી ઉદ્ભવેલી મારી કવિતા ફિક્કી લાગે છે તો તારા કેવાક આગના છે?'

પણ કવિ જાણે છે અને સમજે છે કે કવિના ગાનમા વિષાદની છાયા આવવાની જ, અને સ્કાઈલાર્કને વિષાદ-વેદના સ્પર્શવાના પણ નહીં કવિ પક્ષીને ઉદ્દેશીને કહે છે• 'તારા વિશદ તીવ્ર આનદમા વેદનાનો અણુસાર પણ ન હોય અકળામણનો ઓછાયો યે તારી પાસે કદી આવ્યો નથી તુ ચાહી જાણે છે પણ તેં પ્રણયનો ખરવ જાણ્યો નથી, તેથી તેની વેદના જાણી નથી ' કવિ શકા કરે છે કે કદાચ મૃત્યુનુ રહસ્ય પણ સ્કાઈલાર્ક જાણતુ હોય! તેથી ફરી પૂછે છે • 'જાગતા કે નિદ્રાવશ અવસ્થામા અમમાનવો કરતા વધુ સાચીરીતે ગહનતાથી તુ મૃત્યુનુ સ્વરૂપ સમજી શક્યું હોઈશ, નહીં તો તારી સૂરાવલિઓ આવી વિશદ કેવી રીતે વહે?'

મર્ત્ય માનવ કવિની જીવનરીતિ કેવી છે એની કવિ રજૂઆત કરે છે 'નથી તેની ઝખના, અને છે તેની અવગણના, એ અ મારી રીત છે અમે ભૂતમા અને ભવિષ્યમા દૃષ્ટિ દોડાવીએ છીએ, સાપ્રત અમને રુચતો નથી, અને નથી તેની આરાધના

## પ્રાણજીવન મહેતા

### માણસ

દરિયાના ઠેલાતા મોજાની જમ ઠેલાતો માણસ
ખારાશ મારુ આયુષ્ય
હિમખડ જેવા ઠારેલા અ ધકારમા
કેનાયે જત પ લાણુની વચ્ચે ઘૂમરીઓ ખાતા
ભવિષ્ય વિષે વિચારુ છુ કોઇ પણ કારણ વિના .
કારણ વિના
સૂર્યતાપમા શોષાઈને ઊડી ગયેલ
ઝાકળના અવશેષમા શોધી રહ્યો છુ
માગતાગ સબધને .
ઝડે છે કે
સ બધ તો પ્રગટાવેલ દીવાસળીના ફેલાતા
પ્રકાશ જેવો ક્ષણિક છે
ક્ષણિક છે આ ઘટમાળ ને છતા ય. .
વેરણછેરણ થયલ ક્ષણને ઊંચકી લઈને
ઘડીક તાકી રહુ છુ ત્યારે–
કારણ વિના
તન્દ્રામા ઊગી ચૂકેલા સૂર્યની ઉષ્મા પીને
ઊછરેલુ બચપણ ચોમેર તડકાની જેમ
વેરાઈ ગયેલુ દેખાય છે–
ગળામા દિશાઓના નામની ઘ ટડીઓ બાધી
રઝળ્યો હતો તેનો રણકાર
વનચની જેમ આસપાસ ઘૂમ્યા કરતો
સભળાય છે
ત્વચા ઉપરના એક એક છિદ્રે ક્ષણક્ષણના
ઢગ ખડકાતા જાય છે
કારણ વિના ને સ બધ છૂ ટચા
વયને છૂટી તડકો છ ટયો, સ્વપ્નને છૂટી
છૂ ટાયો કારણ વિના
–દરિયાના મોજાની જેમ ઠેલાતો માણસ,
ખારાશ મારુ આયુષ્ય

## અશરફ ડબાવાલા

### ગીત

કોણે ઝાલી છે આમ આંગળી!
ફેવેથી ઊભરાતી નદીયુંને તીર
સખી! મારી મેં દંતકથા સાંભળી.

દિવસને લોહીઝાણ પાંપણ કહેવાય
એમ સમજાતું જાય મને રાતમાં;
કોણે સોંપ્યું શ્વાસ લેવાનું કામ
અમે તૂટેલા માણસની જાતમાં!
આંખોની ડમરીમાં તરવરતા
અવસરને કહેવી પડે છે પળ પાંગળી.
કોણે ઝાલી છે આમ આંગળી!

સોનેરી ધુમ્મસમાં ડૂસકાતી વાત
એક અંજળના ગામની ખોવાતી;
મુઠ્ઠીમાં સાચવીને રાખ્યા પરપોટા
તે ફોડવા દિશાઓ ફૂંકાતી;
સૂરજની સોંસરવું નીકળી જવાય
નથી ભેદી શકાતી ભીંત પાતળી.
કોણે ઝાલી છે આમ આંગળી!

અમે કરીએ છીએ.' રોમૅન્ટિક કવિનું આ આગવું લક્ષણ. એની આસપાસનું સર્વ એને કઠે, બંધનકર્તા લાગે. તેની નજર કલ્પનાની પાંખે ચડીને દૂર સુદૂર સૌંદર્ય ખોળતી ઘૂમતી હોય; પોતાની પરિસ્થિતિ એને કઠતી જ હોય, તેનાથી તે દુઃખી જ હોય. માનવીમાત્ર સુખ માણે તો રોમૅન્ટિક કવિ દુઃખ માણતો હોય, કેમ કે તે દુઃખમાંથી એ કવિતા સર્જવાનો છે એવી તેની ખાત્રી હોય.

વેદનાનાં ગીત જ સાચાં ગીત, એવું પણ શેલી પછીના કવિઓ માની બેઠા, ને તેથી આંસુ અને નિશ્વાસથી ઊભરાતાં કાવ્યો રચવાની એક પ્રણાલી વર્ષો સુધી અંગ્રેજી સાહિત્યમાં જડ નાખી ગઈ. આ વૃત્તિનું ઉચ્ચારણ કરતી શેલીની પ્રસિદ્ધ પંક્તિઓ તો હાસ્યમાં પણ વેદના ભરી છે એવું નોંધે છે. આથી માર્મિક વેદનાનાં ગીત જ મધુરમાં મધુર હોય એ વિશે શું આશ્ચર્ય! વિષાદ જેના ગીતનો પર્યાય બની રહે તે કવિ શી રીતે સ્કાઈલાર્ક જેવા આનંદનાં ગીત ગાય?

છતાં યે કવિ કહે છે કે 'ધારો કે કવિ ધિક્કાર, ગર્વ ને ભયને તિરસ્કારે, અને કદી એક આંસુ પણ ના પાડે એવો જ જન્મથી હોય તો પણ સ્કાઈલાર્કના ગીતમાં રહેલા આનંદને એ કેવી રીતે પહોંચી શકે?

આહ્લાદક સંગીત ઉપજાવવાની તરકીબો જાણવા કરતાં કે પુસ્તકોમાં પડેલા ખજાનાને ફંફોળવા કરતાં સ્કાઈલાર્કનું કૌશલ જાણવું કવિ માટે ખૂબ જરૂરી છે. આ કહેતાં કવિ સ્કાઈલાર્કને જે સંબોધન કરે છે તે કવિની આકાંક્ષાનું સૂચક છે. સ્કાઈલાર્ક કવિને મન 'scorner of the ground' છે. પૃથ્વીને તિરસ્કારનાર, ઊંચે ઊડનાર, ગગનવિહારી સ્કાઈલાર્ક કવિની

કલ્પનાની પાંખે ઊંચે ઊડવાની, પાર્થિવ ભૌતિક દીનતા ખંખેરી દૈવી આનંદ મેળવવાની, સ્વૈરવિહારી બનવાની આકાંક્ષાઓનું પ્રતીક છે. કવિને દિવ્ય ચેતનાના અંશ બનીને વિહરવાની અભીપ્સા છે. આખા કાવ્યમાં ઠેકઠેકાણે એ મહેચ્છાના પડઘા ઊઠ્યા જ કરે છે. એ એક ઊર્મિ આખા કાવ્યને આવરી લઈને તેને ભાવાત્મક એકતા અર્પે છે.

છેલ્લી કડીમાં કવિ પોતાને સ્કાયલાર્ક પાસે શું શીખવાની અભિલાષા છે તે કહે છે: 'તારું ચિત્ત જે આનંદમાં તરબોળ છે તેમાંથી થોડોક આનંદ માણતાં મને શીખવ! તો પછી મારા હોઠેથી પણ એવો સુસંવાદી ઉન્માદ વહેશે કે અત્યારે હું તને સાંભળું છું એમ સૌ મારાં ગીતો સાંભળશે.' કાવ્ય એટલે શેલીને મન સુસંવાદી ઘેલછા? પ્લેટોનો મત પણ કંઈક એવો જ હતો ને? કવિને જ્યારે દૈવી પ્રેરણા મળે ત્યારે તે બદલાઈ જાય છે. પ્રેરણાના ઉન્માદમાં તે કાવ્ય રચે છે. કવિને ભાનભૂલ્યો, ઉન્મત્ત જન ઠરાવવા પ્લેટોએ આમ કવિતાનું મૂલ્ય તપાસ્યું હતું. શેલી પ્લેટોનો ચાહક હતો. પ્લેટોની ફિલસૂફીના પડઘા પણ શેલીનાં કાવ્યોમાં ઊઠે છે. જેમ કે આ કાવ્યમાં સ્કાયલાર્કે જોયેલાં ખેતરો, પહાડો વગેરે આ મિથ્યા દુનિયાનાં નહીં તો ક્યાંનાં? પ્લેટોએ કલ્પેલા સત્‌તત્ત્વોના જગતનાં? પણ શેલીનાં કાવ્યોમાં ફિલસૂફી પ્રધાન નથી, ગૌણ છે. તેમાં રહેલી ફિલસૂફીની ચર્ચા ન કરીએ તો પણ—અને કદાચ તો જ—કાવ્યનો આસ્વાદ રહે છે.

To a Skylarkનો આહ્લાદ માણતાં શેલીની કવિ તરીકેની અનેક શક્તિ

## સુશીલા ઝવેરી

### રાધાનું પણ

પણ તે નિજનું કયમ આમ?
નહીં નહીં કદી નહીં મુખે નથી
લેવું નવ નામ
મૂઈ એ જીભલડીને વારું તો યે
ભૂલમાં ને ભૂલમાં કરે છે સરખામણી
આ ગૌર ને આ શ્યામ

ખોટું કોઈ અવળા ઉધમાત હોય
કાંઈ મરી બાઈ!
કેમ કરી પ્હોંચે બાઈ કોઈની પછેડી
નજર કોની લખાઈ?
ગયો ગોરસ લૂંટીને મજાનું માટ રીઢું
ગયું મારું સાવ ફૂટી,
નિજના ભોળામટ કબ ભુંડાને ખાણી
કૂખે ઝીણી ચૂંટી,
તઈ વાતમાં ને વાતમાં મુજથી ગયું
બોલાઈ અમથો છોગાને નહીં દમ
લઈ નામ
આ તો હોય પટા કાળીઆના ગામ

અંધારઝરતી હતી અષાઢની સાંજ,
મેઘના ગર્જન જાણે વાગતા
આકાશમહીં ઢોલ પખવાજ,
ઝરમર ઝરતી વાદળીઓમાં પાણી ભરી
આવતી ત્યાં કોકે રડપૂછ કીધી,
ઊલટ તપાસ ઘણીબધી લીધી,
તઈ ખીજમાં ઉત્તર ગયા મુજથી દેવાઈ
ક્યારામાં હું ઝ'તી પાણીડાં ત્યાં તો
ઓચિંતા આ આવ્યા વનશ્યામ
પણ તે . . .

## જટિલ

### થઈ નહીં

પાંખનાં પીંછાં ખર્યાં, મંઝિલ તો ઓરી થઈ નહીં,
થઈ નહીં—લૂછયા પછી પણ આંખ કોરી થઈ નહીં.

કોઈ કાળા ઘોર પડદા જાત પર ઢાંકયા હશે,
ચાંદની વરસ્યા કરી પણ રાત ગોરી થઈ નહીં.

પાડવી'તી ગાંઠ, જે છૂટે નહીં તૂટે નહીં,
લાખ કોશેટા મથ્યા, રેશમની દોરી થઈ નહીં.

મેં પુકાર્યાં એટલે તો બાગમાં આવી વસ્યાં,
એક પળ મારા તરફ આંખો બિલોરી થઈ નહીં!

એ જ રોણું છે કે રેઢું ઘર, ઉઘાડું દિલ હતું,
ઉમ્રભર તારા તરફથી કોઈ ચોરી થઈ નહીં.

## સ્થિતપ્રજ્ઞ

### તમે ઘેર આવ્યા ને....

તમે ઘેર આવ્યા ને સાજન ફૂટી ઢોલિયે પાંખ,
અવાવરુ અંધારાંને પણ ફૂટી તેજની આંખ;

ધીરે ધીરે હીંચકાએ નિજ કર્યું ગુંજવા ગાણું,
પંખીએ કલશોર કર્યો ને હરખી ઊઠ્યું ટાણું.

તમે ઘેર આવ્યા ને સાજન, રાત થઈ રળિયાત,
ફૂલવતી થઈ તમ ઉચ્છ્‌વાસે ભીંત ઉપરની ભાત.

હસિયાં નળિયાં એકબીજાને ભરી પ્રેમથી બાથ,
ચોળીચીતર્યો મોર ટહુક્યો,
મેનાપોપટ ઊડિયાંએકીસાથ

તમે ઘેર આવ્યા ને સાજન, હું નીકળી ગઇ બ્હાર,
સૂની સીમનું પંખી ઊઠ્યું સાત સમંદર પાર.

ઓનો પરિચય થાય છે. મુક્ત કંઠે ગાનારા આ કવિ પાસે સુસંવાદી સ્વરોથી ગુંજતું સંગીત ઉપજાવવાની સહજતા છે. અંગ્રેજી ભાષાને સહજ નહીં પણ ગાનમાં સુશ્રાવ્ય એવા trochaic rhythm પર કાવ્ય રચાયું છે. છંદરચના કવિની આગવી છે. પહેલી અને ત્રીજી, તેમજ બીજી ને ચોથી તથા પાંચમી પંક્તિઓનો પ્રાસ મેળવ્યો છે. પાંચમી પંક્તિ લાંબી લઈને પહેલી ચાર પંક્તિઓમાં ઊછળતી કાવ્યગતિને ધીમી પડાઈ છે. ગદ્યાત્મક બનતી પંક્તિ સકારણ તેવી છે, તો જ્યાં trochaic rhythm બદલાઈને iambic બને છે ત્યાં કવિને વિષયાંતર કરતો જોઈએ છીએ. સ્કાઈ-લાર્કના ગાન પરથી કવિ પોતાની કાવ્ય-રીતિની વાત શરૂ કરે છે ત્યાં we look before and afterની કડી iambic rhythmમાં મુકાઈ છે. પછીની કડીઓ ફરી પાછી આગલા rhythmને ઝીલી આખા કાવ્યના થનગનતા નાદભર્યા સંગીત સાથે મેળ બેસાડે છે કહેવાયું છે કે શે-લીની છંદરચના તેના વિષયો સાથે અવિ-નાભાવે જોડાઈ જાય એવી આપોઆપ બની જ રહે છે. કવિનું વક્તવ્ય આ છંદરચનામાં જેવું સંગીતમય રીતે અનુપમપણે વ્યક્ત થયું છે એવું બીજી કોઈ રીતે ન થાત એવી સ્પષ્ટ છાપ વાચકના મન પર ઊઠે છે.

શેલી દરેક વિષયનો કવિ ન હતો. તેની કલ્પનાને વિહરવા ખાસ વિષયો જ અનુ-કૂળ આવતા. ઉન્મત્ત પશ્ચિમનો વાયરો (Ode to the West Wind) કે વિહરતું વાદળ (The Cloud) કે ઊડતાં પક્ષી તેને વધુ આકર્ષક લાગતાં. કવિ scor-ner of the ground હતો. પશ્ચિમના

વાયરાને વિનતી કરતો 'Oh lift me as a wave, a leaf, a cloud! કારણ પૃથ્વી તો તેની પ્રકૃતિને પ્રતિકૂળ જ લાગતી તે ધિક્કાર કરી ઊઠતો 'I fall upon the thorns of life! I bleed! એટલે સ્કાઈલાર્કનું ઉડ્ડયન અને દિવ્ય ગાન કવિના અંતસ્તલને સ્પર્શે અને તેની કલ્પનાનું ઉડ્ડયન પણ તેવું જ દિવ્ય ગાન કરાવે એવું થાય તે સ્વાભાવિક છે

સ્કાઈલાર્ક ચકરાવા લેતું લેતું ઊંચે ઊડે છે તેની સાથે કવિની કલ્પનાનું ઉડ્ડયન સરખાવી શકાય એવું છે ઊંચા ઊડતા સ્કાઈલાર્ક માટે લીધેલી પહેલી ત્રણ ઉપમાઓ એક ચકરાવામાં સ્કાઈલાર્કની પાર્થિવથી અપાર્થિવ તરફની ગતિ નોંધે છે સ્કાઈલાર્કના સર્વવ્યાપીપણાને નોંધી કવિ કલ્પનાના બીજા ચકરાવામાં સ્કાઈલાર્ક માટે પોતાના અનુભવોમાંથી જે ઉપમાઓ શોધે છે તે દરેકમાં સામ્ય છે, એક જ ઊંચાઈનું ઉડ્ડયન છે, ચકરાવો લેતા સ્કાઈલાર્કની જાણે કે એ ગતિ છે આમ આ આખું ઊર્મિકાવ્ય રચાયું છે આ કૌશલભરી રચના પણ સ્કાઈલાર્કની ગતિ સૂચવી જાય છે શેલીના ઊર્મિકાવ્યોની આ વિશિષ્ટતા સમભાવી વાચકને સ્પર્શી જાય તેવી છે

શેલીના કાવ્યોમાં આમ કલ્પનાના ઉડ્ડયન, સંગીતભર્યો શબ્દદેહ અને કૌશલભરી રચના હૃદયંગમ બની રહે છે પણ આર્નૉલ્ડ જેવા વિવેચકોને આટલું પર્યાપ્ત લાગતું નથી તેથી આર્નૉલ્ડે તેને 'inef fectal angel' કહ્યો છે ધરતીના કોન ડાઓની રોલીને જરા યે પકડ નથી વાસ્ત વિકતાનો તે વિચાર સરખો યે કરતો નથી તેની ઉપમાઓ પણ ઝાઝો વિચાર ન કરીએ

## ડાહ્યાભાઈ પટેલ 'માસૂમ'

### પહેલી આણાતનું ગીત

મૈયરનો માંગડો આંખનો હિંડોળો
પણ ઝૂલતાં અંગ મન મૂંઝાણું,
ને આજ સુધી સાસર છોડી ના જવાણું

પીઠીમાં ચોળેલી ઝંખનાની મ્હેક છતાં
શૈશવની બાહોમાં મ્હાલ,
લીલા ઉજાગરાની હરિયાળી હરફરને
ટાઢું ટાઢું ને તો ય ઝાલું
કિરણોને ફૂટવાની વાર ના લગાર
તો યે આઘું ઠેલાતું રહે વ્હાણું,
ને આજ સુધી સાસર છોડી ના જવાણું

ભાતીગળ કલરવની ભીની છાલકથી
ભીંજાતી સાળુની કોર,
ઓઢણીનો અણસારો આંખમાં ભીંસાય
તો ય ચાવે ના ઝંખનાનું જોર,
ધુમ્મસિયા ઘેન અને લીલા ઉઝરડાનું
કારણ, ના કોઈને કે'વાણું,
ને આજ સુધી સાસર છોડી ના જવાણું

# દિનેશ મોદી

## પાત્રો

કહ્યું રસ્તાને મેં, 'અચરજ મને આ તુજ વિષે:
સહે બોજાઓ તું નગરભરનાં રાતદિવસ:

ખટારાં-ગાડીઓ અવિરત, તથા માણસ, પશુ
જતાં; સામાનોનાં મણમણ તણાં ક્રૂર વજનો;
વળી ઘોંઘાટો, વા કહીં-કહીંક ઉત્સર્ગ ય ખરાં;
છતાં...
રે'તો શેં તું મુદિત જ-કશો રંજ ન તને?
ત્યહાં કેદી કેવી દીસત—ન કશાં બંધન, રવ;
ભલે નાની તો યે અધિક જ તુંથી શું ન સુખમાં?'

'ભૂલો છો તો...' રસ્તો તુરત વદતો થૈ ગળગળો,
'હું તો આનંદું છું અવરજવરો સૌ સતતમાં;
રહું સંપર્કોએ; નિત-નવીન સ્પર્શો-પરિચય;
મળે પાત્રો મારી સુખ-દુઃખ તણી વાત વદવાં;
કદી ભોળાં બાલ્યો, કદી સરત કો' માનુની-પદ...
...લહાવા એવા હું લઉં વિવિધ—છો કષ્ટ જરીક.'

તો જ સુસંગત લાગે એવી હોય છે. દા. ત. સ્કાઈલાર્કને ઊંચે ચડતા અગ્નિના વાદળ સાથે સરખાવવામાં તેની ઊર્ધ્વગતિ સિવાય કંઈ લક્ષ્યમાં લેવાય તેવું તે ઉપમાનમાં નથી.

શેલી વેદનાનો કવિ છે, પણ તેની વેદના જીવનની ભીંસમાંથી પરિણમતી વેદના નથી. આથી તેના આ ઊર્મિકાવ્યનો પરિહાસ ટૉમસ હાર્ડીએ પોતાના Shelleys Skylark નામક કાવ્યમાં કર્યો છે. ઈટાલીમાં જે સ્થાને શેલીને To a Skylarkની પ્રેરણા મળી હતી તે સ્થાને પહોંચતાં ટૉમસ હાર્ડીને શેલીનું આ કાવ્ય સાંભર્યું હશે; તે પરથી તેણે જે કાવ્ય રચ્યું તેમાં શેલીએ બિરદાવેલા સ્કાઈલાર્કને વાસ્તવિકતાના દૃષ્ટિકોણથી જોવાનો પ્રયાસ છે. અપાર્થિવ તરફ ગતિ કરનાર, પૃથ્વીને તિરસ્કારનાર, અશરીર આનંદસમું, દિવ્ય ચેતનાના અને માનવ-કવિની આકાંક્ષાના પ્રતીક જેવું ૧૮૨૦નું શેલીનું સ્કાઈલાર્ક ૧૮૮૭માં હાર્ડીને જડવું મુશ્કેલ છે; કારણ ક્યાંક તેના સડી ગયેલા મૃતદેહની માટી પડી હશે! શેલીએ બિરદાવેલું તો યે એ પક્ષી, શી ખબર, ક્યાં પોતાનું તુચ્છ જીવન પૂરું કરીને હાડકાં અને પીછાંનો ઢગલો બનીને પડ્યું હશે! દરેક પ્રાણીનો અંત મૃત્યુ જ છે, દરેક જીવન તુચ્છ છે એવું દૃઢપણે માનતો હાર્ડી શી રીતે ઊર્ધ્વગામી આકાંક્ષાનાં ગીતો સાથે સંમત થાય?

હા, એ સ્કાઈલાર્કનું એક મૂલ્ય છે. શેલીને તેણે મુક્ત કંઠે ગાવાની પ્રેરણા આપી. શેલીનું ઊર્મિકાવ્ય રોમૅન્ટિક કાવ્યપ્રણાલીમાં સર્જાયેલું કાવ્ય છે, તો હાર્ડીનું કાવ્ય હતાશાથી ઘેરાયેલા હૃદયના ઉદ્ગાર છે. શેલીના કાવ્યમાં કલ્પનાનાં જે ઉડ્ડયન,

મુક્ત કંઠે ગવાયેલા ગીતનો જે આનંદ છે, શબ્દ અને સંગીતનો જે સુમેળ છે એ ગગનવિહાર, એ અત્યાનંદ અને એ છંદ-બદ્ધ સુરાવલિ અભૂતપૂર્વ છે એટલું જ નહીં, વીસમી સદીના કવિઓમાં તે હોવાની શક્યતા પણ નથી.

# ઘનશ્યામ ઠક્કર

## સંવાદ

**શ્યામ:**

શમણું જો ફૂટે તો દાણ છોડું, હો ગધા,
તારું શમણું જો ફૂટે તો દાણ છોડું
મારા દાણ તણું દાણ-નાવ થાઉં, હો ગધા!
તારું શમણું જો ફૂટે તો દાણ છોડું

**રાધા.**

મોર પચ્છ અડકાડયું ગાલે, તો છાપ
એની ચોરી પડેલા ને પછી ચટકી,
મુખડું જોવાને સહેજ ઊભી ત્યાં
આયનામાં સરકી ગઈ રે મારી મટકી!
હું તો કેમ કરી આયનો ફોડું? હો શ્યામ
હવે જાવા દો થાય છે મોડું.

**શ્યામ**

તારું શમણું જો ફૂટે તો દાણા છોડું.

**રાધા**

મેંદીથી નામ લખ્યું તારું હથેળિયુંમાં
ગલા-ચટાક ઊગ્યા છોડવા,
સૈયરને તાલીની ટેવ, કે હું અતાતી
વનરા તે વન ગઈ ગોડવા
પછી ફૂટે તો બીજું ગાઠનું જોડું,
હો શ્યામ, હવે જાવા દે થાય છે મોડું

**શ્યામ**

હવે કાલ સુધી મટકી નહીં ફોડું

**રાધા**

હો શ્યામ તારા કેમ ગિયા નખરા વખોડું.

## મનસુખ વાઘેલા

### વ્યથા

અમારા
ખાલીખાલી શ્વાસભર્યા
અકબંધ ઓરડે
ક'દિ
તમારાં અળતાભીનાં પગલાંઓની છાપ જોઈ ના.
પળેપળ
રહી ઝંખતી
શય્યાના દીવાઓ કેરી આંખ
આંખને ક'દિ તમે ના ખીડી.
અમને
સાદ પાડતાં સમરાંગણ,
કેસરિયાં કરવા કેટકેટલા કોડ હતા,
ને ક'દિ
તમારી હેતનીતરતી આંગળીઓ
કંકુમાં બોળી,
'સિધાવો રણવાટ' કહ્યું ના...

ઝરૂખો હતો
એમનો એમ.

તમે
તમારી ભક્તિમાં રાચ્યાં, મીરાં, ને
વિના કારણે
અમને આપ્યું કેમ હળાહળ?
કહોને...

सदा मनोज्ञाम्बुदनादसोत्सुकं
विभाति विस्तीर्णकलापशोभितम् ।
ससंभ्रमालिङ्गनचुम्बनाकुलं
प्रवृत्तनृत्यं कुलमद्य बर्हिणाम् ॥ ६ ॥

विलोलनेत्रोत्पलशोभिताननै-
र्मृगैः समन्तादुपजातसाध्वसैः ।
समाचिता सैकतिनी वनस्थली
समुत्सुकत्वं प्रकरोति चेतसः ॥ ९ ॥

विलोचनेन्दीवरवारिबिंदुभि-
र्निषिक्तबिम्बाधरचारुपल्लवाः ।
निरस्तमाल्याभरणानुलेपनाः
स्थिता निराशाः प्रमदाः प्रवासिनाम् ॥१२॥

કવિ કાલિદાસ
(ઋતુસંહાર)

પૂઠા પરનું ચિત્ર **વર્ષા** વાસુદેવ સ્માર્ત

સદા ય ઝંખે ઘનનાદ મીઠડા
કશા કળાયેલ મયૂર શોભતા!
શું ચુમ્બનાશ્લેષ ભ્રમે જ વ્યાકુલ
કરી રહ્યા છે અવ નૃત્ય વ્યગ્ર થૈ!

વિલોલ પદ્મો સમ નેત્રથી લસ્યાં
મુખો, મૃગો તે થઈને ભયાકુલ
રહ્યાં છ ઘેરી વનભૂમિ રૈતિલ
જગાડતાં ચિત્ત મહીં વિલાસને.

સુચારુ પત્રો સમ બિમ્બ-ઓષ્ઠ પે
ધરે સર્યાં જે જળ ચક્ષુપદ્મથી,
જતાં પ્રવાસે પિયુ, કામિની સ્થિર
ત્યજી દિયે ભૂષણ-લેપ-માલિકા.

અનુવાદ
ધીરુ પરીખ

જે કવિને તાન છે પણ સમ ક્યાંય નથી, જેમાં કેવળ ઉદ્યમ છે, આશ્વાસ નથી, તેનું કવિત્વ ઉચ્ચ કાવ્યની શ્રેણીમાં સ્થાયી રહી શકે નહીં. આખરે ક્યાંક એ આપણને પહોંચાડશે એ વિશ્વાસે જ આપણે આપણા ચિરવ્યસ્ત સંસારની બહાર નીકળીને કવિની સાથે યાત્રા કરીએ છીએ. પુષ્પિત પથે થઈને જો એ એકાએક એકાદ શૂન્ય ગહ્વરની ધારે લાવીને આપણને છોડી દે તો એ વિશ્વાસઘાતક જ કહેવાય. આથી કોઈ કવિનું કાવ્ય વાંચતી વેળાએ આપણે આ બે પ્રશ્નો પૂછીએ: એનો પૂર્વમેઘ આપણને બહાર ક્યાં લઈ જાય છે? એનો ઉત્તરમેઘ કયા સિંહદ્વારની સન્મુખ લાવીને આપણને ઉપસ્થિત કરે છે?

રવીન્દ્રનાથ ઠાકુર

(નવવર્ષા)

*Space Donated By*

**Industrial Jewels Ltd.**

**32 Nicol Road, Ballard Estate, Bombay-1**

# ઝવેરચંદ મેઘાણી

## ધીરુભાઈ પરીખ

આપણે ત્યાં ભલે રાજકવિ—Poet Laureate–નું પદ અપાતું ન હોય, તો પણ છેક ઈ. ૧૯૩૧માં 'છેલ્લો કટોરો' કાવ્ય રચી રાષ્ટ્રપિતા ગાંધીજી પાસેથી 'રાષ્ટ્રીય શાયર'નું બિરુદ પ્રાપ્ત કરનાર ઝવેરચંદ કાળિદાસ મેઘાણીનો જન્મ ઈ. ૧૮૯૭ની ૧૭મી ઑગસ્ટ ને મંગળવારે કાઠિયાવાડમાં આવેલા ચોટીલા હકૂમતના દાઠા થાણામાં થએલો. માતા ધોળીબાઈ, કાળિદાસનાં ત્રીજાં પત્ની. મૂળ બગસરાના વતની દશા શ્રીમાળી જૈન વણિક મેઘાણી કુટુંબના આ વંશજ કાળિદાસે પોલીસખાતામાં નોકરી સ્વીકારી. પિતાની બદલીઓ થતાં મેઘાણીને દાઠા, બાબરા, લાખાપાદર, બગસરા, રાજકોટ, વઢવાણ, ચોટીલા વગેરે સ્થળોએ ભટકવાનું થયું. કોતરો અને કંદરાઓ, પહાડો અને વનપ્રદેશનો પ્રત્યક્ષ દર્શનલાભ એમને આ કાળે જ થયો. બેથી આઠની ઉમરનો ગાળો એમણે રાજકોટમાં ગાળ્યો. પંદર રૂપિયામાં નભતા દસ માણસના આ ગરીબ પરિવારમાં બાળ-કિશોર મેઘાણીએ વિવિધ સ્મરણોની તવંગરી માણી. આથી જ રાજકોટ એમને 'સ્વર્ગાદપિ ગરીયસી' જન્મભોમ જેવું લાગતું. પછી તો પિતાની બદલી વઢવાણથી લાખાપાદર થઈ ત્યારે મેઘાણીની ઉમર અગિયારની. નાનકડા લાખાપાદરમાં આગળ અભ્યાસની સગવડ નહિ એટલે મેઘાણીને કુટુંબવડલાની છાયા છોડી મિડલ સ્કૂલના અભ્યાસ માટે બગસરા-વાસ કરવો પડ્યો. નાનીમોટી રજાઓમાં બગસરા અને લાખાપાદર વચ્ચેનાં પ્રવાસ-પર્યટનો દરમિયાન પ્રકૃતિના જે 'પિયાલા' પીધા એમણે તો મેઘાણીના હૈયામાં ભાવિ સર્જકનાં કેવાં તો મૂળિયાં ધરબી દીધાં! બગસરામાંથી જ એમણે પોતાના મધુર કંઠનો સૌને પરિચય કરાવી દીધો. એક વાર મુનિ માણેકચંદજી બગસરાથી જેતપુર વિહાર કરતા કરતા વચ્ચે ચૂડા થોભ્યા. બગસરાની આ બાળમંડળી પણ ત્યાં જઈ પહોંચી. ત્યાં એક ધનવાન શ્રેષ્ઠી ચિમનાજી વેલાજી મુનિવરના દર્શનાર્થે આવેલા. બારેક વર્ષના મેઘાણીને એ શ્રેષ્ઠીની પ્રશસ્તિ કરવાનું સૂચવાયું. સર્જકનો એ શીઘ્ર પ્રથમોદ્ગાર:

'નેધર વંશા સપૂત વેલાજી તણા છે
ચિમનાજી નામે સુવિખ્યાત ગણાયે,
ધન્ય ધન્ય માતા તારી, જણ્યા કર્ણાવતારી,
જુગ જુગ જીવો દાનવીર, એહ પ્રાર્થના મારી.'

આમ, એમના કંઠે એમને કવિતા રચવા પ્રેર્યા. પછી હાઈસ્કૂલનો અભ્યાસ કરવા એઓ અમરેલી રહ્યા. ત્યાં સર્વશ્રી મેઘાણી, ગિરધરલાલ દેસાઈ અને ગુલાબચંદ વખારિયાએ ઈ. ૧૯૧૧માં 'બાળ મિત્રમંડળ' સ્થાપ્યું. આની પાછળ પણ મેઘાણીના કંઠનું કામણ કંઈ જેવુંતેવું જવાબદાર નહોતું! આ ઉપરાંત એઓ ત્યાં નાટકો ભજવવામાં પણ ઊંડો સક્રિય રસ લેતા. આ 'બાળ મિત્રમંડળ' ત્યાં નાટક ઉપરાંત શહેરસેવાનું સામાજિક કાર્ય પણ કરતું. ગિરધરલાલ દેસાઇને ઘરે સમૃદ્ધ પુસ્તકાલય. મેઘાણીએ એનો પણ લાભ લીધો. 'કલાપીનો કેકારવ' તથા નાનાલાલની કવિતાનો આસ્વાદ કુમાર ઝવેરચંદે અહીં લીધો. આ રીતે અમરેલીએ એમને સાહિત્યનો સ્વાદ ને લોકસેવાનો નાદ જગાડ્યો; અને આમ, સાહિત્ય તથા સમાજસંસ્કારથી સમૃદ્ધ બનતાં બનતાં મેઘાણીએ પંદર વર્ષની ઉમરે ઈ ૧૯૧૨માં અમરેલીની હાઈસ્કૂલમાંથી મૅટ્રિકની પરીક્ષા બીજે નંબરે પસાર કરી ત્યારે બગસરાના આ પહેલા જ મૅટ્રિક પાસ યુવાનને દરબારગઢની મેડી પર 'બાળ મિત્રમંડળ' તરફથી માનપત્ર આપી અભિનંદવામાં આવેલો.

ઈ. ૧૯૧૩માં એ ભાવનગરની શામળદાસ કૉલેજમાં દાખલ થયા. વચ્ચે બી. એ.માં એક સત્ર જૂનાગઢની બહાઉદ્દીન કૉલેજમાં જઈ આવ્યા, ને અંતે ઈ. ૧૯૧૬માં ઓગણીસ વર્ષની ઉંમરે અંગ્રેજી અને સંસ્કૃત વિષયો લઈ શામળદાસ કૉલેજમાંથી બી.એ. થયા. હવે એમણે એમ.એ. માટે તૈયારી કરવા માંડી. સાથેસાથે ત્યાંની સનાતન ધર્મ હાઈસ્કૂલમાં શિક્ષક તરીકે પણ જોડાયા. ત્યાં જ કલકત્તાની જીવણલાલ કંપનીના ઍલ્યુમિનિયમના કારખાનામાં જોડાવાના આમંત્રણથી ઈ. ૧૯૧૭માં એ કલકત્તા ગયા અને ત્રણેક વર્ષમાં તો એ કંપનીના મૅનેજર પદે પહોંચી ગયા. ૧૯૧૯માં જીવણલાલ શેઠ સાથે ધંધાર્થે એમણે વિલાયતયાત્રા પણ કરી. પાછા ફર્યા પછી બે વર્ષ સુધી એઓ આ કંપનીમાં રહ્યા. એ કલકત્તાવાસ દરમિયાન બંગાળી લિપિ શીખી એમણે બંગ સાહિત્યમાં રસ લીધો. રવીન્દ્રનાથની કવિતા અને દ્વિજેન્દ્રલાલનાં નાટકોએ એમને આકર્ષ્યા. દર રવિવારે બ્રહ્મોસમાજનાં પ્રવચન-સ્તોત્રોમાં રસપૂર્વક ભાગ લેતા. આમ, એમનું મન શ્રી કે સરસ્વતીની આરાધનાના સંઘર્ષમાં મુકાયું. શૈશવ અને કૌમાર્ય–કૈશોર્યનાં માદરે વતનનાં નિસર્ગ-સ્મરણો પુનર્જાગ્રત થયાં, સાહિત્ય સંસ્કારો એકાગ્ર થયા, અને પોતાના એક વડીલ મિત્ર પરના પત્રમાં 'લિ. હું આવું છું.' જણાવીને મેઘાણી ઈ. ૧૯૨૧માં વતન પાછા ફરી 'સૌરાષ્ટ્ર' સાપ્તાહિકમાં જોડાયા.

વતન વાપસ આવ્યા બાદ, ખાસ તો વડીલ લાભુબેનના આગ્રહથી, જેતપુરના સુખી ઘરની કન્યા દમયંતીબેન સાથે એમણે ઈ. ૧૯૨૨માં લગ્ન કર્યું. દસ વર્ષ બાદ દમયંતીબહેને બોટાદમાં અગ્નિસ્નાન કર્યું અને પ્રથમ લગ્નજીવનનો આઘાતક અંત આવ્યો. ઈ. ૧૯૩૪માં નેપાળી મહિલા ચિત્રાદેવી સાથે લગ્ન કર્યું. ઇ. ૧૯૨૨થી '૪૫ સુધીનામાં 'સૌરાષ્ટ્ર' 'જન્મભૂમિ' અને 'ફૂલછાબ'ના તંત્રીવિભાગમાં રહી વિવિધ પત્રકારત્વ ખેડતાં ખેડતાં એમણે સૌરાષ્ટ્રના લોકસાહિત્યનો સર્વતોભદ્ર અભ્યાસ તથા ઉદ્ધાર કર્યો. ૧૯૪૫માં 'ફૂલછાબ'માંથી નિવૃત્ત થઈ બોટાદમાં રહેતા હતા

તે દરમિયાન જ ૯મી માર્ચ ૧૯૪૭ની વહેલી સવારે હૃદયરોગના હુમલાથી પચાસ વર્ષની વયે એમનું અચાનક અવસાન થયું ત્યારે ગુજરાતે લોકસાહિત્યનો એક ઉત્સાહી ઉદ્ધારક ગુમાવ્યો.

**સા**હિત્યકાર તરીકે મેઘાણીએ સાહિત્યનાં લગભગ બધાં જ ક્ષેત્રોમાં પોતાની પ્રતિભાને વિહરવા દીધી હતી. નવલકથાઓ, નવલિકાઓ, નિબંધો, ચરિત્રો, વિવેચનો, કાવ્યો, પત્રો, પ્રવાસ, લોકસાહિત્ય...કયું ક્ષેત્ર વણખેડ્યું એમણે રાખ્યું છે? એમનામાં રહેલા સાહિત્યકારે પ્રથમ પાંખો ફફડાવી હતી બારેક વર્ષની વયે જ્યારે શેઠ ચિમનાજીનું સદ્ય પ્રશસ્તિપદ્ય લલકાર્યું ત્યારે. જો કે એમનો પ્રથમ પ્રગટ લેખ તો ભાવનગરની શામળદાસ કૉલેજના મૅગેઝીનમાં વિદ્યાર્થી કાળે લખાયો તે. પરંતુ એમનું સંવેદનપટુ હૈયું એમને કાવ્યયાત્રાએ દોરી ગયું. ઇ. ૧૯૧૬માં રચેલા એક અપ્રગટ કાવ્યની નોંધ લેતાં શ્રી ઉમાશંકર જોષી લખે છે: 'આ શિખરિણીનો સરલ-ગભીર છંદોલય જોતાં તો એમ થાય છે કે મેઘાણીએ છંદોબદ્ધ કાવ્યો રચવાનું જ રાખ્યું હોત તો એ જાતની કવિતામાં એ ઉત્કૃષ્ટ ફાળો આપી શક્યા હોત.' મેઘાણીની કદાચ આ પ્રથમ કાવ્યરચના. કલાપી, નાનાલાલ અને લલિતજીનાં કાવ્યો મેઘાણી ભાવવાહી સૂરે લલકારતા. કલાપીની રચનાઓ દર્દભર્યા કંઠે એ ગાતા તેથી મિત્રો એમને 'વિલાપી' કહી ઓળખાવતા અને જ્યારે એઓ હાઈસ્કૂલમાં પહોંચ્યા ત્યારે તો એમણે પોતે જ આ 'વિલાપી' તખલ્લુસ ધારણ કરી લીધું. આ સાથેસાથે લોકગીતોનું ઘેલું પણ ત્યારથી જ લાગેલું. રજાઓમાં એ બગસરા જતા ત્યારે રાસગરબે ઘૂમતી ગોરીઓના મધુર કંઠમાંથી ઝરતાં ગીતો ટપકાવી લેતા. આખરે આ નાદે એમને લોકસાહિત્યની કેડીએ વાળ્યા. તો વળી, એઓ કલકત્તા રહ્યા તે દરમિયાન રવીન્દ્રનાથની મોહિનીએ પણ એમના ચિત્તને પાગલ કર્યું. આમાંથી મળ્યા અનુવાદ-રૂપાંતરો. આમ એમનું કાવ્યસર્જન ત્રણ પ્રવાહમાં વહ્યું છે: લોકગીતો, અનુવાદ-રૂપાંતરો અને સ્વતંત્ર કૃતિઓ.

કંઠોપકંઠ ચાલ્યાં આવતાં લોકગીતોને એમણે સંશોધ્યાં, સમાર્જ્યાં અને સંપાદ્યાં એ એમની કવિ તરીકેની અજોડ અને અમર સાહિત્ય સેવા લેખાશે. લોકહૈયાના તરેહતરેહના ભાવને ઝીલતી લોકકવિતાઓની સહજ કાવ્યવાણીને એમણે અ-ક્ષરત્વ બક્ષ્યું છે. લોકસાહિત્યના સાગરખેડુ મેઘાણીએ અનેક પંક્તિ-મૌક્તિકોને પોતીકાં કરી સળંગ કૃતિઓનો આસ્વાદ્ય ઘાટ ઉતાર્યો છે. 'વેણીનાં ફૂલ' તથા 'કિલ્લોલ'ની બાળ કિશોર રચનાઓમાં લોકસાહિત્યના સ્પર્શે પ્રેર્યું સ્વતંત્ર કવિકર્મ કેવું દૈવ્યું છે તે જોઈ શકાશે.

અનુવાદો અને રૂપાંતરોમાં પણ મેઘાણીએ આગવી પ્રતિભા દાખવી છે. 'રવીન્દ્રવીણા'ની કૃતિઓમાં એમણે જે ગુજરાતીપણું પ્રગટાવ્યું છે તે જ તો છે મેઘાણી! આમેય કાવ્યનો અનુવાદ એ તો દુસ્સાહસ જ છે, પરંતુ મેઘાણીએ એને રૂપાંતરિત કરીને સફળ સાહસ પુરવાર કરી બતાવ્યું છે; નહિતર 'Somebody's Darling'ના ઉલ્લેખ વગર જ 'કોઈનો લાડકવાયો' આપી દીધું હોત તો એને રૂપાંતર કહેવાનું દુસ્સાહસ કોઈ સ્વપ્નમાં ય કરત ખરું? આમાં જ મેઘાણીનું ખરાપણું અને ખૂબી પ્રગટ થયાં છે.

મેઘાણીની મૌલિક કૃતિઓ મુખ્યત્વે ગાંધીદર્શન દીધા રાષ્ટ્રભાવથી રંગાએલી છે. દલિતો અને પીડિતો પ્રતિ તો એમને નાનપણથી જ, અનુકમ્પા. સૌરાષ્ટ્રની સંસ્કારવાડીમાં ઊછરેલા ધીંગા મેઘાણીએ રાષ્ટ્રજાગૃતિનો સિંધુડો ગાયો. કાળને જાણીને નર્મદ 'કડખેદ' બનેલો, તો મેઘાણી યુગને નાણીને 'રાષ્ટ્રીય શાયર' બન્યા. રાષ્ટ્રભાવને પોષતાં વીરકરુણ-ભર્યા અનેક કથાકાવ્યો અને પ્રસંગકાવ્યો એમણે આપ્યાં છે. ઘૂંટીઘૂંટીને આ ઉભય રસને નિષ્પન્ન કરવામાં મેઘાણીએ પાછી પાની કરી નથી. જોકે ક્યારેક પ્રસ્તાર એટલો બધો વધી ગયો છે કે કવિનું પ્રતિભાસ્પંદન સાવ પાતળું બની ગયું છે. આમ છતાં ય પ્રસંગોપાત્ત રચનાઓમાં કાવ્યત્વ નહિ માણવાની પૂર્વગ્રહ-વૃત્તિને ઝાડીને જો એ કાવ્યો ફરી જવામાં આવે તો એમાં અનેક સ્થળે ઉત્તમ કાવ્યત્વ પ્રગટ્યાની પ્રતીતિ થયા વગર રહેશે નહિ. લોકઢાળોના લયહિલ્લોળે અને માધુર્ય ઓજસવંતી શૈલીછટાએ એમની કૃતિઓમાં 'કસુંબલ રંગ' પ્રગટાવ્યા છે. ગહનગભીર ચિંતનમાં ભલે મેઘાણી પાછા પડ્યા હોય, પણ ઊર્મિલોદ્‌ગારમાં એમણે અનેક શિખરો અનેક વાર સર કર્યાં છે. 'યુગ'ની સમ્યક્ 'વંદના' કરવામાં જ એમણે સાચો કવિધર્મ માનેલો અને મનાવેલો. જીવનમાં પૂરેપૂરા ઝબકોળાઈને જ કવિ મેઘાણી બહાર આવ્યા હતા, અને આથી જ વાસ્તવિકતાની એરણ પર એમની પ્રતિભાના ઘણઘાવથી જે દ્યુતિસ્ફુલિંગો ઊડ્યા છે તે કાવ્યત્વ પામીને સદાને માટે અનસ્ત રહેવા સર્જાયા છે. અને ખૂબીની વાત તો એ છે કે વાસ્તવદર્શી ગાંધીભોમકા પર પગ ટેકવીને ઊભા હોવા છતાં ય એમણે ત્રીસીના કવિઓમાં સૌથી વિશેષ રંગદર્શી પરિણામો નિપજાવ્યાં છે. વળી, એથી યે વિશેષ ખૂબીની વાત તો એ છે કે એમની આ રંગદર્શીતા આત્મલક્ષીતા કરતાં પરલક્ષીતામાં વધારે પાંગરી છે.

'ચારણો પોકાર' દ્વારા 'સૌરાષ્ટ્ર'ના તંત્રી અમૃતલાલ શેઠનું ચિત્ત હરી પત્રકારત્વમાં પ્રવેશ કરનાર, લોકસમાજમાં ઊછરેલ તેમજ બગસરાના નિવાસ દરમિયાન હડાળાના વડીલ વાજસૂરવાળાના સંસર્ગે લોકસાહિત્યની ઉત્તેજિત પિપાસાથી આગળ પર લોકસાહિત્યના સંશોધનક્ષેત્રે અમૂલ્ય કામગીરી બદલ ઈ. ૧૯૨૮માં રણજિતરામ સુવર્ણચંદ્રક પ્રાપ્ત કરનાર, એ જ લેખણી લખાએલ 'માણસાઈના દીવા' માટે ઈ. ૧૯૪૬માં મહિડા પારિતોષિક મેળવનાર મેઘાણીએ ઈ. ૧૯૪૭માં 'છેલ્લું પ્રયાણ' પ્રસિદ્ધ કર્યું ત્યારે એમને ખબરે ય નહિ હોય કે આત્મકથનાત્મક એ કૃતિનું શીર્ષક એમના નજીકના ભાવિ નિધનનું સૂચક બની રહેશે! પચીસેક વર્ષની ટૂંકી સાહિત્યિક કારકિર્દીમાં લગભગ નેવું જેટલાં પુસ્તકોનું પૂર ઊમટાવનાર મેઘાણી આપણે ત્યાં લોકસાહિત્યના સાચા પરખંદા તરીકે હંમેશાંને માટે યાદ રહેશે. □

# સ્નોસેમ ઇંડિયા લિમિટેડ

## સિમેન્ટનાં અવનવાં ઉત્પાદનો બનાવનાર

## હવે ભારતમાં રજૂ કરે છે

# સુપર સ્નોસેમ

નવીન, વિશેષ સુશોભન કરતું વૉટરપ્રૂફ સિમેન્ટ કોટિંગ.

**સ્નોસેમથી બહારની ભીંત સુશોભિત થતી, પરન્તુ સુપર સ્નોસેમથી ભીંત એથી ય વધુ સુંદર થાય છે.**

**વૉટર પ્રૂફ :**
સુપર સ્નોસેમનું નિર્માણ સફેદ પોર્ટલેન્ડ સિમેન્ટ પર આધારિત છે એટલે જ તે પ્લાસ્ટર સાથે એકરસ થઈને ઈમારતને પાણી તેમજ ભેજથી બચાવે છે. તે ઊખડી જતો નથી તેમજ તેની પોપડીઓ ખરી પડતી નથી અને તેનાં પડ ઊતરી જતાં નથી.

**ટકાઉ :**
સુપર સ્નોસેમ પર તાપ ...દ કે ધૂળની અસર થતી નથી ...ર સ્નોસેમ ફિનિશ બીજા કરતાં વધારે ટકાઉ હોય છે.

**ધોઈ શકાય :**
સુપર સ્નોસેમ ... ફિનિશની તાજગીને લાંબા સમય તેને ફરીફરીને ધોઈને સાફ રાખી શકાય છે.

**કિફાયતી :**
...ર સ્નોસેમ નવીન ફૉર્મ્યુલાથી ...વેલ હોવાથી વધુ સરળતાથી ...થી શકાય છે, તેમજ વધુ ...દી સુકાઈ જાય છે. મજૂરીને ...ર્ચ ઘટે અને લાંબો સમય ટકે એટલે સરવાળે સ્નોસેમ વધુ કરકસરયુક્ત લાગે છે.

**રંગોની વિવિધતા :**
સુપર સ્નોસેમ જુદાજુદા ૨૧ જાતના, વાપરવા માટે તૈયાર રંગોમાં મળી શકે છે.

**સુપર સ્નોસેમ** ખાસ રૂપે તૈયાર કરવામાં ... સફેદ સિમેન્ટ વાપરવામાં આવે છે.




**સ્નોસેમ ઇન્ડિયા લિમિટેડ**
ડિલિક અસોસિયેટ,
ડિલિક હાઉસ, હોમ સ્ટ્રીટ,
પો. ઑફિસ નં. ૧૦૪, મુંબઈ-૧

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર • શરદ • વિક્રમ સંવત ૨૦૨૮ • પરંપારત અંક ૮૯ • દ્વિજ અંક ૧૭
સપ્ટેમ્બર–ઑક્ટોબર ઈ. ૧૯૭૨

□


કાવ્ય

| | | |
|---|---|---|
| ધીરુભાઈ પરીખ | પૂર્તિ | શરદ |
| રાજેન્દ્ર શાહ | ૧૦૦ | તારું નામ |
| રાજેન્દ્ર શાહ | ૧૦૦ | પત્ર |
| મકરન્દ દવે | ૧૦૨ | ખેતરમાં |
| મકરન્દ દવે | ૧૦૨ | દુઃખ |
| મકરન્દ દવે | ૧૦૩ | સોના છત્તરી |
| કવિ વિષ્ણુ દે | ૧૦૪ | તાર પાયે અશોક-પલાશ |
| પિનાકિન ઠાકોર | ૧૦૪ | સહુ ય પણ નામે |
| કવિ વિષ્ણુ દે | ૧૦૫ | આમરા સમ્રાટ નેઇ |
| પ્રિયકાન્ત મણિયાર | ૧૦૭ | એક ગુલાબ અને લીંગવૂડ… |
| પ્રિયકાન્ત મણિયાર | ૧૦૭ | બારી |
| પ્રિયકાન્ત મણિયાર | ૧૦૮ | પરપોટા |
| મનોહર ત્રિવેદી | ૧૦૯ | આય મા મુને |
| ઉશનસ્ | ૧૧૦ | વૃક્ષો |
| ભગવતીકુમાર શર્મા | ૧૧૧ | હથેળી |
| કરસનદાસ લુહાર | ૧૧૧ | અમાસી રાત |
| રમેશ પારેખ | ૧૧૨ | દરિયો રે દરિયો ઝૂલે કે ઝૂલે |
| જલન માતરી | ૧૧૩ | કર્મો લખી લઈને |
| દિનેશ પડયા | ૧૧૩ | આસપાસ |
| ભાનુપ્રસાદ પડયા | ૧૧૪ | શ્રાવણિયા બીડમાં |
| શશિશિવમ્ | ૧૧૪ | જો |
| જટિલ | ૧૧૫ | ફેર છે |
| પ્રિયવદન શેઠ | ૧૧૫ | પુષ્પ |
| સલિલ | ૧૧૬ | યાદ |
| નગીન પરમાર 'નિરૂપમ' | ૧૧૭ | લમોઘનાનું ગીત |
| 'સુધાંશુ' | ૧૧૭ | ફળિયું |
| આશિષ | ૧૧૮ | ગીત |
| Bangla Desh | ૧૧૯ | Amita Modi |
| પન્ના નાયક | ૧૧૯ | ચાલો ઊડીએ |

ગદ્ય

| | | |
|---|---|---|
| રામપ્રસાદ શુક્લ | ૯૭ | નવી કવિતા |
| શિવકુમાર જોષી | ૯૮ | રૌરવદ્વારે રાજપુત્ર |
| કમલા પરીખ | ૧૦૬ | કૉલરિજ |
| ધીરુભાઈ પરીખ | ૧૧૭ | જ્હૉન બેટ્‌ચમન |
| ધીરુભાઈ પરીખ | પૂર્તિ | કેશવ હર્ષદ ધ્રુવ |


ચિત્રસૂચિ

પૂઠા પર: શરદ (વાસુદેવ સ્માર્ત); કેશવ હ. ધ્રુવના હસ્તાક્ષરમાં ગીત; કેશવલાલ હ. ધ્રુવ વિવિધ વયે; કાંટા (પ્રદ્યુમ્ન તન્ના); કવિ વિષ્ણુ દે, સકુટુંબ અને એમનો ખંડ કૉલરિજ–કુટિર, કવિનો ખંડ અને દફન-સ્થાન; જ્હૉન બેટ્‌ચમન


□ 'કવિલોક' દ્વૈમાસિક વર્ષની છ ઋતુમાં દરેક માસે — ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર ને ડિસેમ્બર માસના અંતમાં પ્રકટ થાય છે. □ વાર્ષિક દેશમાં રૂ. ૬, પરદેશમાં રૂ. ૧૦ યા પા. ૧, અમેરિકામાં રૂ. ૧૫ યા ડૉ. ૨; વિદ્યાર્થીઓ માટે અર્ધવાર્ષિક લવાજમની સગવડ રૂ. ૩; છૂટક નકલનો રૂ. ૧. □ લેખકોને કૃતિ વિષેનો નિર્ણય જાણવા અથવા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા પોતાનું સરનામું કરેલું તથા પૂરું પોસ્ટેજ ચોડેલું કાર્ડ કે કવર મોકલવા વિનંતિ છે. □ કૃતિઓ તથા લવાજમ મોકલવાનાં સ્થળ: 'કવિલોક' C/o લિપિની પ્રિન્ટરી, ૩૮૦ ગિરગામ રોડ, ઠાકુરદ્વાર, મુંબાઇ ૨; યા કુમાર કાર્યાલય લિમિ. દ્વારા, ૧૪૫૪ રાયપુર અમદાવાદ ૧.

તંત્રીઓ: રાજેન્દ્ર શાહ અને બચુભાઈ રાવત
સહયોગ: જયંત પારેખ અને ધીરુભાઈ પરીખ

લવાજમ ભરવાનાં અન્ય સ્થળ
ત્રિપાઠી પ્રા. લિ. પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબાઈ ૨

વીનસ સબ્સ્ક્રિપ્શન એજન્સી
શામસદન ૧લે માળે ભાસ્કરવાડી લેન
ગામદેવી મુંબાઈ ૭

એલ. કે. મેઘાણી • ૧૪ અમરતલા સ્ટ્રીટ
કલકત્તા ૧

મુદ્રક અને પ્રકાશક: બચુભાઈ રાવત
કુમાર પ્રિન્ટરી • ૧૪૫૪ રાયપુર • અમદાવાદ–૧

काशांशुका विकचपद्ममनोज्ञवक्त्रा
सोन्मादहंसरववनूपुरनादरम्या ।
आपक्वशालिरुचिरानतगात्रयष्टिः
प्राप्ता शरन्नववधूरिव रूपरम्या ॥१॥

काशैर्मही शिशिरदीधितिना रजन्यो
हंसैर्जलानि सरितां कुमुदैः सरांसि ।
सप्तच्छदैः कुसुमभारनतैर्वनान्ता
शुक्लीकृतान्युपवनानि च मालतीभिः ॥२॥

तारागण प्रवर भूषणमुद्वहन्ती
मेघावरोधपरिमुक्तशशाङ्कवक्त्रा ।
ज्योत्स्नादुकूलममलं रजनी दधाना
वृद्धिं प्रयात्यनुदिनं प्रमदेव बाला ॥७॥

कारण्डवाननविघट्टितवीचिमाला
कादम्बसारसकुलाकुलतीरदेशाः ।
कुर्वन्ति हंसविरुतैः परितो जनस्य
प्रीतिं सरोरुहरजोरुणितास्तटिन्यः ॥८॥

सुरतरसविलासाः सत्सखीभिः समेता
असमशरविनोदं सूचयन्ति प्रकामम् ।
अनुपममुखरागा रात्रिमध्ये विनोदं
शरदि तरुणकान्ताः सूचयन्ति प्रमोदान् ॥२४॥

કવિ કાલિદાસ

ખીલેલ પંકજ તણા વદને લલામ
પાકાં લચેલ નવ ધાન્ય થકી સુગાત્રી
હંસો તણા શું રવનૂપુરથી સુરમ્યા
કાશાંશુકે શરદ આવત શી નવોઢા !

કાશો થકી ધરણિ, ચંદ્ર થકી નિશા, ને
હંસો થકી સરિતવારિ, સરો કુમુદે,
સપ્તચ્છદો ફૂલલચેલ થકી વનાન્તો,
ઉદ્યાન માલતી થકી: ધવલાં બન્યાં સૌ.

તારા તણાં પ્રવર આભરણે સજેલી,
ચાલ્યાં ગયે જલદ, મુક્ત શશીમુખી તે
જ્યોત્સના તણાં વસન શુભ્ર સજી નિશા આ
વાધે કશી પ્રતિદિને જયમ રમ્ય બાલા !

ભાંગે વિચી જલ તણાં ખગની જ ચાંચે,
કાદમ્બ-સારસ થકી તટ શાં નિનાદી,
કૂજે ય હંસ, જલ પદ્મતણા પરાગે
રાતાં, નદી સકલ તે લુભવે જનોને.

મદનરસવિલાસી પ્રેમિકાઓ પ્રહર્ષે
સહિયરસહ રત્યાલાપથી શો પ્રકામ !
અનુપમ સુખરાગે શારદી મધ્ય રાત્રે
રતિરમત વિનોદે ભોગવી તે પ્રકાશે !

અનુવાદ
ધીરુ પરીખ

પૂઠા પરનું ચિત્ર ૨૨૯ વાસુદેવ સ્માર્ત



કુમાર વયે ઈ. ૧૮૭૪માં



યુવાન વયે



પાકટ વયે ઈ. ૧૯૦૯માં



**દી. બ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ**

જન્મ: ૧૭-૧૦-૧૮૫૯ અવસાન: ૧૩-૩-૧૯૩



ગાંધીજીના અ' ... વાદના મળેલા ગુજરાતી સાહિત્ય પરિષદના
... મો. ઝવેરી, મહાત્મા ગાંધીજી અ'

## કાંટો

પ્રદ્યુમ્ન તન્ના



શરદ • વિ. સં. ૨૦૨૮ **કવિલોક** સપ્ટે.-ઑક્ટો. • ૧૯૭૨

। ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविराविर्म एधि ।

## નવી કવિતા

**ન**વી કવિતાનું ભાવિ ભાખવું એમાં વદતોવ્યાઘાત છે, કારણ કે જે લોકો વર્તમાનની ક્ષણોને વળગેલા છે તેમનું ભવિષ્ય શી રીતે ભાખવું? પરંતુ એટલું કહી શકાય કે આ કવિતાની પણ એક ઘરેડ બંધાવા પામી છે. ઇન્દ્રિયવ્યત્યયના પ્રયોગો રેઢિયાળ બન્યા છે અને પરાવાસ્તવ તથા અસંગતિઓએ માઝા મૂકી છે. કલામાત્રમાં વ્યવસ્થા અપેક્ષિત છે અને ઍબ્સર્ડમાં પણ એક સામંજસ્ય રહેલું છે. શબ્દ વેરવિખેર લાગે છતાં એની ગોઠવણી બલિષ્ઠ બની શકે. ખરું કામ શબ્દ અને અર્થ વચ્ચે વધી પડેલી ખાઈને પૂરવાનું છે. સાહિત્યમાં હિપ્પીવાદ રોગનો સૂચક છે, નિવારક નહિ અનેક વિટંબણાઓ વચ્ચે માનવજાતિ ટકી રહી છે તે આસ્થાનો જેવોતેવો વિષય નથી. પોકળ શ્રદ્ધા વ્યર્થ છે, તો શ્રદ્ધાનાં દ્વાર જ બંધ કરી દેવાં તેમાં પુરુષાર્થની ખામી છે. સર્જકને માટે રસની ઉત્કટ સાધનાથી વધુ મોટો પુરુષાર્થ કયો છે? અલબત્ત, જમાને જમાને રસની સમજણનો પરિષ્કાર થતો રહે છે. સાધારણીકરણના સિદ્ધાંતને નવેસરથી તપાસવાની અને તેને સાચા સંદર્ભમાં ગોઠવવાની આવશ્યકતા પણ ઓછી નથી.

આ કવિતા માટે કોઈએ 'રુગ્ણ કવિતા' શબ્દપ્રયોગ કર્યો છે તે કદાચ બંધબેસતો ન થાય; તો પણ, સ્વસ્થ જીવનદર્શનનો અભાવ, ઘણી વાર આંધળાનો ગોળીબાર, શબ્દોનો ગોટાળિયો ખીચડો, નગ્નવાદની હદ સુધીની પ્રગલ્ભતા, વર્જનાઓ અને કુંઠાઓનો લાવારસ તો કોઈ વાર ફૅશનની પરેડ જેવો વૈચિત્ર્ય મોહ જણાઈ આવે છે; અમુક જ ઢબનું આલેખન થઈ શકે એવી ચૈતસિક ગ્રંથિને કારણે એક પ્રકારની સંકીર્ણતા આવે છે. પ્રત્યાયનનો છેદ તો નવીન કવિઓએ ઉડાડી મૂક્યો છે એટલે ભાવક કવિની અનુભૂતિના કેન્દ્ર સુધી પહોંચી શકે એવી વ્યવસ્થા તેમાં ઓછી હોય એ સ્વાભાવિક છે. કેટલુંક નિરૂપણ ગતાનુગતિક થાય છે તે આ કવિતાની મૂલ્યવત્તાને ખંડિત કરે છે. હિન્દી કવિતામાં પ્રપદ્યવાદીઓ તરીકે જાણીતા થયેલા કવિઓનું એક સૂત્ર હતું કે પુરોગામી કે સમકાલીન કોઈનું પણ જેમ અનુકરણ ન કરવું તેમ પોતાની અગાઉ લખાયેલી કૃતિનો પ્રભાવ પણ નૂતન કૃતિ પર પડવા ન દેવો. ટી. એસ. એલિયટ પાસેથી તેઓને આ વિચાર સંપ્રાપ્ત થયો હતો. અત્યાધુનિક કવિઓએ પરસ્પરનાં અને પોતાનાં અનુકરણો ટાળવાં જ પડશે.

રામપ્રસાદ શુક્લ

# રૌરવદ્વારે રાજપુત્ર

શિવકુમાર જોષી

૧/૧૦ પ્રિન્સ ગુલામ મહમ્મદ રોડ, કલકત્તા ૨૬–એ લત્તામા, કહેવાય છે કે, ટીપુ સુલતાનના કોઈ સગા ઓની જાગીર હતી હજી પણ ત્યા એ કુટુમ્બના વારસદારોની ખુલ્લી જમીન છે (કદાચ એ કુટુમ્બના કબ્રસ્તાન તરીકે પણ તે વપરાતી હોય!) એ જમીનના ટુકડાની અડોઅડ રસ્તાને છેડે blind lane ના એકાન્ત અતભાગમા આ ૧/૧૦ નબરનુ ખડિયેરિયું મકાન છે ત્યા રહે છે હમણા જ જેની જાહેરાત થઈ તે 'જ્ઞાનપીઠ પારિતોષિક'ના વિજેતા શ્રી બિશ્નુ દે (શ્રી વિષ્ણુ દે)

આમ તો શ્રી નિરજન હલદર દ્વારા અગાઉથી સદેશો મોકલ્યો હતો કે અમે રવિવાર તા ૩૦મી જુલાઈ '૭૨ ને રોજ સવારે મુલાકાતે આવીશુ, ને વળતો જવાબ પણ મળેલો 'તબિયત સારી નથી, નહિ ફાવે, સોમવારે બની શકે, પણ સદ્‌ભાગ્યે અમને એ જવાબ પહોચ્યો નહિ અને મકાન શોધતા શોધતા ભાઈશ્રી મધુ રાયની સાથે હું બરાબર સવારે નવ વાગ્યે શ્રી બિશ્નુ દેને ત્યા, ટેઈપ રેકૉર્ડર, કૅમેરા 'કવિલોક અને કવિતા'ના અકો અને સૌથી ઉપર એમના 'સ્મૃતિ સત્તા ભવિષ્યત્' કાવ્યસગ્રહની મેં ખરીદેલી પ્રત—એ સાજસરજામ સાથે પહોચી ગયો એમના પત્ની શ્રીમતી પ્રણતિ દેએ ખબર આપ્યા 'એ નીચે આવે છે ત્યા સુધી મને જે કાઈ પૂછવુ હોય તે પૂછો એમનુ સ્વાસ્થ્ય બરાબર નથી ઉપરાત કાઈ કામમા એ બેઠા છે

શ્રીમતી દે પણ જાદવપુર યુનિવર્સિટીમા અગ્રેજી શીખવે છે છતા, બગાળના અધ્યાપકમા હોય તેવી હોશિયારી ક્યાય નજરે પડતી ન હતી પચાવન પાર કરી ગએલી ગૃહિણીથી વિશેષ કશુ નજરે પડતુ ન હતું તો યે એક વાત તુરત અનુભવાતી હતી એમની નજરમા બુદ્ધિની ચમક હતી, વાણીમા નમ્રતા હતી પતિની એ સહધર્મચારિણી હશે તેની પ્રતીતિ જન્મતી હતી

બહારની બાજુ દસ–બાર–બાર ફીટનો 'અગાચો (?)—એક ચપો, બે કેળ અને બીજા 'અવર્ણનીય' લતા પાતાના ગુડ રસ્તા ઉપર ગબ્બાડો ગાયોનુ ધણ પસાર થતુ હોય ને છાણના પોદળા પાછળ રાખતું જાય ચારે બાજુ નરી ઉદાસીનતા અને દારિદ્ર્ય નજરે પડે એમના બેઠકખડમા પણ એવુ જ વાતાવરણ —પહેલી નજરે એવો ભ્રમ થયો અવારિયો ઓરડો, નવ–બાર–અગિયાર ફીટ માડમાડ પુસ્તકોથી ખીચોખીચ ચાર પાચ કબાટ એકાદ કબાટમા મા દુર્ગાના ઉત્તમાગનુ માટીનું શિલ્પ મેલી ભીતો ઉપર જામિની રાયના બે ચિત્રો, બીજા પણ, ધૂળના આછા પડ નીચે ઢકાએલી રેખા અને રગની ઉત્તમ પ્રસાદી સમા મૌલિક કૅન્વાસ!

અમારી નજર ફરતી રહી મધુ શ્રીમતી દેને પ્રશ્નો પૂછતો રહ્યો ને સાથે સાથે ટેપ રેકૉર્ડરની ગોઠવણી પતાવતો રહ્યો શ્રી બિશ્નુ દે વર્ષો પહેલા રૂહ્યુમૅટિક ફિવરના ભોગ બનેલા ત્યારથી એ રોજના બીમાર છે હૃદયરોગ ઉપરાત ગૉલબ્લૅડરની બીમારી એમને શારીરિક શ્રમ માટે અયોગ્ય બનાવતી રહી છે સુભાષબાબુના એક વડીલ ભાઈ ડૉ સુનીલ બસુ, પ્રખ્યાત હાર્ટ-સ્પેશ્યાલિસ્ટ, તે બિશ્નુબાબુના તબીબ તદ્દન શબ્દાર્થમા Glass with care જેવી તબિયત આ કવિએ આટલા વર્ષ નભાવી રાખી છે

ત્યા પડદા પાછળ પદસચાર થયો અને ઊચા, સુક્કા સફેદ પાયજામા અને પજાબીમા શ્રી બિશ્નુ દેએ પ્રવેશ કર્યો નમણો ચહેરો, નમણુ હાસ્ય એમના વ્યક્તિત્વમા કશીક નજાકત મ્હોરતી સાભળેલું કે high brow માણસ છે પણ ઊડતા ગપાટા માની લેવાથી કેવી મોટી ભૂલો થતી હોય છે તેનો દાખલો એમણે પૂરો પાડ્યો

બેઠક જામી એમની આરામખુરશીમા એમણે આસન લીધુ મધુએ સિગારેટ સળગાવી આપી થોડીક ક્ષણો એમ ને એમ વહી જવા દીધી ટેપ રેકૉર્ડર પણ અમારું એ શ્રદ્ધાભર્યું મૌન ચૂપચાપ નોધી લેતું રહ્યુ

પછી કોઈ પણ જાતના ઉપચાર સિવાય સંવાદ શરૂ થયો. સામે મેધાવી કવિ હતા; અમે બન્ને તો સહેજ કુતૂહલવશ વિદ્યાર્થી સમા લાગતા હોઈશું એમની સમક્ષ!

'પારિતોષિક જાહેર થયું ત્યારે આપનો પ્રતિભાવ કેવો હતો?' શ્રીમતીદેએ જવાબ આપ્યો: 'કશું યે એમને એમ upset કરે તેમ નથી.'

'ઉત્સાહ, આશ્ચર્ય, આનંદની કોઈ નજરે પડે તેવી માત્રા...?'

'ના, કશું યે નહિ. ચૂપચાપ સાંભળ્યું એમણે. કવિ સુનીલ ગંગોપાધ્યાય સમાચાર લઈને આવ્યા ત્યારે તો એ, તબિયત બરાબર ન હતી એટલે, સૂતા હતા.'

'તમને એનો અણસાર પહોંચ્યો હતો ખરો? એટલે કે જ્ઞાનપીઠ–પુરસ્કાર આપને મળી પણ શકે એવી કોઈ વાત કાને આવી હતી?' અમે સીધું કવિને જ પૂછ્યું.

'ઇનામોની બાબતમાં હું ખાસ નસીબદાર નથી.' એવો જવાબ એમણે સહેજ કટાક્ષ–મિશ્રિત સ્મિત વેરતાં આપ્યો.

'કેમ? સાહિત્ય ઍકૅડેમીનો પુરસ્કાર તો આપને ૧૯૬૫માં મળ્યો છે ને?'—એવી દલીલ એમના વિધાન સામે કરવા ગયો ત્યાં જાણે મારા મનમાંથી જ જવાબ સ્ફુર્યો: 'અરે હા! પણ મોડો મળ્યો ગણાય. એક રીતે ઘણાં વર્ષ પહેલાં તે મળવો જોઈતો હતો.'

પછી તો કવિતાની વાતો નીકળી. જીવનાનન્દદાસ વિષે વાત નીકળતાં કહે: 'Yes, he was our major poet among minors. એ ખૂબ શરમાળ અને withdrawn હતા. એક ગ્રંથિ એમને પજવતી: બીજાઓ એમને સ્થાનચ્યુત કરશે, નીચા પાડશે, એનો અકારણ ભય—'

'આજના બંગાળી કવિઓ વિષે આપનો શો અભિપ્રાય છે?'

'જુઓ, આ સામે પડ્યા છે તે નવા કાવ્યસંગ્રહો છે. પ્રેમપૂર્વક, શ્રદ્ધા અને સન્માનપૂર્વક આ કવિઓ એમનાં પુસ્તકો વાંચી જવા માટે મને આપી જાય છે. સમયની તાણાતાણ ન હોય તો એ બધું વાંચી જાઉં છું પણ ખરો; ને લાગે છે કે નજરે ચડે એવું કામ બંગાળી કવિતામાં થઈ રહ્યું છે. સોએક કવિઓ તો ખરા જ; અને નાનાંમોટાં માસિકપત્રોમાં પણ કવિતા ઘણી પ્રગટ થાય છે.'

'આપને માટે કેવો ભાવ?'

'આમ તો, અમારી બંગાળી ઢબે આવતાંવાર પદ-ધૂલિ લે, માથે ચડાવે, વંદન કરે, અને સામે હોય ત્યારે એવો બધો વર્તાવ હૃદયપૂર્વકનો છે એવું લાગવા દે. પણ અહીંથી ગયા પછી, કોણ જાણે શાથી, સાવ જુદો જ વર્તાવ પણ અનુભવાય.' એમણે હસીને એ વાત આટોપી લીધી.

રવીન્દ્રનાથ ટાગોર વિષે બે-એક સવાલ-જવાબ થયા. શ્રદ્ધાનત મુખે એમણે કવિ કુલગુરુને બિરદાવ્યા. 'એમને હું સાચા અર્થમાં major poet ગણું છું. એ સ્થાને અમારે ત્યાં કોઈ પહોંચ્યું નથી એટલું જ નહિ, પણ એ ઘણા ઊંચે હતા, beyond reach...મારા ઉપર એમની સારી એવી અસર છે જ. હું તે સ્વીકારતાં ગૌરવ અનુભવું છું...પણ રવિ ઠાકુરે એટલું બધું લખ્યું છે કે એમનું બધું જ વાંચ્યું હોવાનો દાવો કોઈ ન કરી શકે.'

રવીન્દ્રનાથ માટેની એમની ભક્તિ બોલકી વાણીનું રૂપ ધારણ કરીને ન પ્રગટી એમ કહી શકાય, પરંતુ એમની નજરમાં એ ભક્તિ છલોછલ પ્રગટ થતી હતી. એમની બાબતમાં મારા મનમાં વસી ગએલો બીજો એક ભ્રમ દૂર થતો હતો. નવા કવિઓમા એક ફૅશન છે—રવિ ઠાકુરને ઉતારી પાડવાની, એમનું અવમૂલ્યન કરવાની. કદાચ બુદ્ધદેવ બસુની જેમ બિશ્નુ દે પણ એમને એટલા મહાન કવિ નથી ગણતા એવો એક સાવ પાયા વિનાનો મારો ખયાલ હતો તે આ રીતે જડમૂળથી ખસી ગયો, તે કારણે હું નિરાંત અનુભવી રહ્યો.

'બંગાળી નવલકથા, ટૂંકી વાર્તા અને બીજા સાહિત્યપ્રકારોને હિસાબે બંગાળી કવિતાનું સ્થાન ઊંચું છે એમ અમે કવિઓ તો માનીએ છીએ.' એમણે હસીને કહ્યું; અને ઉમેર્યું; 'જે કાંઈ બીજા પ્રકારોમાં લખાય

છે તેનો પરિચય મને નથી; એટલે કવિતા માટે આવો દાવો કરવો તે કવિ મિત્રોનો ego પણ હોય '

સિગારેટના કશ લેતા લેતાં એમની નજર વારવાર બારણાં બહાર કોઈ અપ્રત્યક્ષ બિંદુ ઉપર સ્થિર થતી. અક્ષુણ્ણ અંગ્રેજીમા એ જવાબ આપતા; ક્યારેક બગાળીનો વ્યવહાર પણ થતો. મઝાનો અવાજ, એમ નાટકવાળાને લાગે. વાતો કર્યા જ કરીએ, સભળ્યા જ કરીએ, એવી એ અવાજની માધુરી હતી.

રવિઠાકુરનાં ચિત્રો ફોટોગ્રાફોનું એમની પાસે collection છે, એ વિષય ઉપર થોડી રમૂજભરી વાતો થઈ મેં કહ્યું : 'રવિ ઠાકુરને પોતાના ફોટો પડાવવામા ચીવટ હતી એ સભાન હતા કે એમના ફોટો સારા આવે છે.' સિગારેટનો ઊંડો ઘૂટ લઈને બિશ્નુ દેએ એમનુ રમતિયાળ સ્મિત વેરતા કહ્યું : 'અરે હા રે! પશ્ચિમ તરફ સૂર્ય ઢળતો હોય ત્યારે જ, એવા નમ્ર પ્રકાશમાં એ ફોટો પડાવવા તૈયાર થતા. એ બાબતમા એમનો આગ્રહ રમૂજ પેદા કરે એવો હતો.'

'કવિતા'ના અકમા પ્રગટ થએલો રવિ ઠાકુરનો એક ફોટો એમને ખૂબ ગમ્યો. એમના સંગ્રહમા ભેળવી દેવા અમે એ અંક એમને સોંપી દીધો. 'અરે જો તો, આ રવિ ઠાકુરની છબી આપણી પાસે નથી; આ મિત્રો આપણને તે આપતા જાય છે ' એમણે પ્રણતિદેવીને પોતાની ખુશીમાં ભાગ પડાવવા આમંત્ર્યાં.

આ દરમિયાન બીજા પણ અનેક જુવાન કવિઓ બેઠકમાં ગોઠવાઈ ગયા હતા મધુ રાય વચમા વચમાં વાતચીતમાં જોડાઈ જતા હતા; બાકી મોટા ભાગ તે ટેપ રેકૉર્ડર

## રાજેન્દ્ર શાહ

### તારું નામ

એના પર અંકાયેલું હતું તારું નામ.
બીજું કોઈ સામ્ય નહીં,
નહીં કાંઈ કામ્ય;
રેખાની ગતિએ તારો પ્રગટ દમામ!

રજત વેંટડીનો મંજુલ રણકાર:
જાદુ કરી વહે, મન
મારું નવ રહે;
ભમે, ઘડી અહીં તો ઘડીકમાં ઓ પાર!

અચિંત આપણું આમ થાય જો મિલન:
કોઈ ધરે નામ તવ,
બીજું ધરી નામ
તુ આવે તો?–તુ ન મુકુલિત મા પવન?

મળી ગયુ નામ એનો અંતરને હર્ષ:
કશું ય હો, ન હો; હવે પામું તવ સ્પર્શ.

### પત્ર

ઊતરતા વૈશાખનો છાયાલુપ્ત મરીચિ–મધ્યાહ્ન,
ગામોતરે જતી બસમાં વિદાય લીધી તે સજલ
હોઠના અસ્ફુટ ઉચ્ચારણે.....
ચક્રના ઘુર્ઘુર ઘોંઘાટે ન એનુ જરી યે સંધાન.
નેત્રનુ ઇંગિત પણ ઓલું ન'તુ રૂમાલની આડે.

વાતી લૂને વીંધી જતી બસ આઘે આઘે
જોઉં છું હું
દૂરના વળાંકે વૃક્ષોની પાછળ અદૃશ્ય થઈ ત્યાં લગી
પછી પથ ગયો સરી
આપણે ખેતર ફળલચ્યા આંબા નીચે મૂકી દઈ મને.

કાચી કેરીની ખટાશ-મીઠાશની ઉજાણી ગઈ કાલે જ
કરી'તી આપણે

જેનો ધરવ ન હતો એને આજે અડવાનું મન થયું નહીં,
ઘટામાંથી રહી રહી ટહુકે કોયલ નિમંત્રતી હતી તને;
વનભરી દશેદિશ વ્હેતું હતું સરલ માધુર્ય...
બસ તને લઈ જતી આઘે આઘે—કોણ જાણે કયા રઘવાટે!

ન-ફને-ને જોતી આંખને મેં ફેરવી લીધી આકુડા આંચકાથી.
સામેની વાડ પરની વેલે ખીલ્યું હતું નીલ ફૂલ.
વરણાગી રંગની પાંખોએ વળી વળી ઝૂકી, જાય ઊડી,
ચંચલ પતંગ.

કેલિની સુગંધ સહ
કાનમહીં ઝીલું એની મોરલીનો ઝીણો ઝીણો સૂર.

પતંગ ને પુષ્પે ત્યાં તો ધર્યાં કશાં ભિન્ન પરિધાન!
(અવનવાં રૂપમાં યે એનાં જ એંધાણ)
જન્મની આ પીઠિકાએ ગતભવ કે ભાવિનું જણાય જીવન
એવે અનુભવ મારાં ચકિત નયન.
રૂપે રૂપાન્તરે એ જ રાગ ને પરાગ.

એકાએક સાંજુકો ફૂંકાયો વાવંટોળ—ધૂળે ભરી આખું
યે આકાશ.

સૂની સીમે સર્વત્ર એનો જ સૂસવાટ.
સાખ પડી જતી ભૂમિખોળે.
ઊમડતાં વાદળમાં કયારે આથમ્યો દિવસ? ખબર ન એની.
વ્હેલી વ્હેલી પગલાં પાડી રહી'તી રાત.

વિહ્વલ વંટોળનો સાથ હતો ઘરભણી જતાં
ઘેરાતાં ઝઝૂમતાં વાદળ
પલે પલે વિદ્યુત અજંપે
આવેગનો કરે છંટકાવ.
પાંપણ ઉપર ઝિલાઈને ઝરી જતી હતી શીતલ શિકર.

અને માઇકની સંભાળમાં તથા બિશ્નુ દેની વાતો અપલક દૃષ્ટિએ એક ચિત્તે સાંભળવામાં ગૂંથાએલા રહ્યા. ૧૮મી જુલાઈએ શ્રી બિશ્નુ દેને ૬૩ વર્ષ પૂરાં થયાં એ માહિતી મળતાં પણ મધુ રાજી થએલા: 'હું પણ જુલાઈમાં જન્મ્યો છું, તમારા કરતાં સાતેક દિવસ પછી—' વચમાં વચમાં આવી વાતો પણ થતી રહી.

'મારી આ રુગ્ણ અવસ્થા અનેક રીતે આશીર્વાદ સમી છે. હું ભાગ્યે બહાર જાઉં છું; અને આને, સચ્ચાઈપૂર્વક, સમારંભોમાં હાજરી આપવાની અશક્તિના કારણ તરીકે, રજૂ કરી શકું છું. થીએટરની બંધ હવા મને ગૂંગળાવે છે, અને લાંબો વખત બેસી રહેવું અનુકૂળ પડતું નથી. એ કારણે જ નાટક—સિનેમા કે મેળાવડામાં મારી ગેરહાજરી. પણ તે મારી સગવડને કારણે; મારાથી મારું કામ થયા કરે છે.'

આ વાર્તાલાપ દરમિયાન મારી નજર એ નાના સરખા ઓરડાની 'સમૃદ્ધિ' ઉપર વારંવાર ફેરા ફરી લેતી હતી. ગુજરાતના ઓછામાં ઓછા સાધનસમ્પન્ન લેખકની અવસ્થા પણ આ કરતાં સારી હશે એવો એક વિચિત્ર અંદાજ આવી ગયો. કબાટોનાં માપ-ઘાટ રંગ-રૂપનાં કોઈ જ ઠેકાણાં ન હતાં. પુસ્તકો—સામયિકોના ખડકલા પડ્યા હતા. દિવસો સુધી કોઈ હાથ ત્યાં અડચો લાગતો નહોતો. કપડું જડેલી એમની આરામખુરશી ઉપરાંત ચાદર બિછાવેલી એક પાટ અને બીજી બે જૂની ખુરશીઓ, આટલું હતું રાચરચીલું. મુખ્ય દ્વાર પરનો લીલો પડદો, ને એમના 'આંતરમહેલ'માં પ્રવેશવાના બારણા ઉપરનો રંગ ઊડી ગએલો પડદો, એ બધું સહેજ વિચિત્ર

લાગતું હતું દારિદ્રય કરતા આવુ બધુ ચલાવી લેવાની વૃત્તિ આ પાછળ હશે ?

ત્યા તો પાછળનો પડદો હવાથી હાલ્યો ચાલ્યો; મારી નજર અદર પડી. કદાચ ત્યા રસોડુ હશે બાજુમા બાથરૂમ હશે બધુ અધારિયુંઅનેઅવ્યવસ્થિત આ બધુ નજરે પડયુ તેના અનુસધાનમા જ પુછાઈ ગયુ હશે મારાથી—'બગાળીમા સાહિત્યના પુસ્તકોનુ વેચાણ કેવુ ?'

ને એમણે થોડી આપવીતી અને બીજા લેખકોની વીતક પણ વર્ણવી બતાવી ગુજરાતની જેમ બગાળમા પણ લેખકોની સહકારી મડળીઓ ભૂમિશાયી થઈ છે એ બધી વાતો જાણવા મળી એમા પોતે પણ ક્યાક દોષિત હતા, બીજા મિત્રોનો પણ વાકગુનો હતો, ઉપરાત, મદદ કરવાની ઉદારતા છતા, સરકારનુ રેડ ટેપિઝમ્ પણ નડતું હતું એની માહિતી એમણે ખૂબ નિર્લેપભાવે—તટસ્થ રહીને આપી.

મારા હાથમા 'સ્મૃતિ સત્તા ભવિષ્યત્'-ની ૧૮મી મે ૧૯૬૬ની (એટલે કે બીજી) આવૃત્તિ હતી તે માગીને પોતાના હાથમા લેતા એમણે કહ્યુ:'આનુ આ પુસ્તક બજાર-મા નથી મળતું! પ્રકાશકે ગઈ કાલ સુધી જણાવ્યે રાખ્યું છે, પદરસો નકલ એમ ને એમ વણવેચાઈ પડી છે!

પ્રથમ આવૃત્તિ બગાળી સંવત ૧૩૭૩ના વૈશાખમાપ્રગટથઈ અનેસાહિત્ય અકાદમીનો પુરસ્કાર મળ્યા બાદ બીજી આવૃત્તિ મે-એપ્રિલમા ૧૯૬૬મા પ્રગટ થઈ એ જોતા પાછુ કહે બસ, આજે છ વર્ષ વીતી ગયા...આ પુસ્તકનું બજાર આવુ છે કોઇ ત્રીજી આવૃત્તિ છાપવા તૈયાર નથી '

'હવે છાપશે, આગ્રહપૂર્વક છાપશે' મેં

મકરન્દ દવે

## ખેતરમાં

અહો, હવાનુ ખેતર ખૂબ હિંડોળા લે
ને મબલખ પાક રહ્યા કિરણેકિરણે ઝૂલી
ને તો યે સૂની સીમ: થતુ કે સાદ કરુ
ઓ આવો! ક્યા છો ખડતલ મોજભર્યા મૂલી!

ક્યાય કળાતા નથી દાડિયા, ક્યા શોધુ?
આ દાતરડી તો પડી કાટ ખાતી ધૂળે,
લે ચાલ જીવ, જે ધાન મળ્યુ તે વાઢી લે
ને આપ કોઈને બાધી સોનેરી પૂળે.

આ ખેતર, આ ઓજાર અને તો યે ભૂખી
નજરોના ભાળુ ધાનમુઆ ટોળેટોળા!
કેની લણણીનો તાલ જુએ છે રાહ, છતા
શુ હાડપિંજરોના ભાળે પોલા ડોળા?

નમતી સાજે જ્યા હવા તણા ખેતરમા જઈ,
ઘર ઢાળા જાવુ,—દાતરડી પણ કેને દઈ?

## દુઃખ

દુખને જ્યારે દૂરથી દીઠુ
મૂરત એની લાગતી મહા ઘોર,
નિકટ નિકટ આવતા નેણે લાગતુ શેણુ!
ક્યા ય રે એનુ એટલુ નથી જોર...
વેદનાની અહીં ભડકે વેદી,
હાડેહાડને નાખતી છેદી,
તોય રે બેઠુ કોણ અભેદી!
દુખના એને સ્પર્શે નહીં ચીરી નાખતા ન્હોર.
*ધરતીનુ ધન સાવ લૂટાયુ,*
ગગન આખુ કાજળ છાયુ
હાય, હળાહળ ઘૂટડે પાયુ!
આવી કાળી રાતમા ક્યાથી ઊડે ઊગતુ ભોર.

# સોના-છતરી

સોના-છતરી અમલતાસની ઝૂલે
બળબળતો સૂરજ સૃષ્ટિને ભલે ચડાવે ચૂલે.
કોણે માગી ઘટાદાર વડલાની ઘન-વન છાયા?
કોણે ચાહી વાદળ-દળની પળ વિખરાતી માયા?
પ્રભાતમાં પોંખ્યાં તે કિરણો બનતાં ભલે પરાયાં,
મારી માટીમાં પોઢ્યું આ કાચું સોનું
અમલતાસને એક ઈશારે ખૂલે.–

આ ડાળડાળનાં ફૂલ રહ્યાં શું મંગળ ગીતો ગાઈ?
એને ભાલે સપનાંમાં ઘૂંટી પીળ રહી અંકાઈ?
ને સૂરજ આંગણ અગનતાવડો હલાવતો હલવાઈ?
આ હમણાં આખી સીમ હલકતી ઘેરાશે
સાજન-માજનની વાવંટોળી ધૂળે!–

ક્યાંય ન હો મન-ભુલાવતી ખસખસની પરદી આડી,
ને બપોરને ઢાંકી કરવી ના નકલ હવાની ટાઢી,
ઓ આવો, સૂરજ, ચમકે તીખી તવ અંબર-અંબાડી,
આ સ્વાગત કરતી ડાળ ધરાના પીળા ધમરક
અમલ અમલ પટકૂલે.

મમરો મૂક્યો, ને એ હસી પડ્યા: 'હા! પુસ્તક અને કવિ–બન્નેનું સાલ્વેજ થશે આ પુરસ્કારને કારણે.' એમાં ફરિયાદનો રણકો નહોતો, છતાં પેલા હાસ્યને અખંડિત રાખતાં એમણે સૂચવ્યું : 'પુરસ્કાર લેખકની હયાતીમાં મળેછે એ વળી સારું છે, મરણોત્તર મળે એનો કોઈ અર્થ નથી. એમાં ય લેખક વયોવૃદ્ધ થાય ત્યારે જ એવું recognition થાય એ પણ ખોટો શિરસ્તો છે.'

આના અનુસંધાનમાં સાહિત્ય અકાદમીના પુરસ્કારની વાત નીકળી. મેં ટીખળ કરતાં માહિતી આપી: 'અમારે ત્યાં સાઠની વયની પેલી બાજુના દોઢ ડઝનની અને સાઠની આ બાજુના પચીસેક લેખકોની ક્યૂ લાગી ગઈ છે; તમારે ત્યાં?'

'હું ચોક્કસ માનું છું કે વયનો ખયાલ રાખ્યા સિવાય એકમાત્ર ગુણવત્તાને ધોરણે જ ઍકેડેમીનો પુરસ્કાર જાહેર થવો જોઈએ. આ પુરસ્કાર પાછળ દૃષ્ટિ આ જ હતી. એમ ન થાય તો આજનો આશાસ્પદ જુવાન લેખક એના ઉત્તમ સર્જનકાળમાં ઉપેક્ષિત રહેવાનો.'

કવિ સહેજ થાક્યા જણાતા હતા. પણ પ્રણતિદેવીએ અમને કહેલું કે, 'વાતચીત માટે બહારથી કોઈ આવે છે એ સમય એમને માટે સારો વીતે છે, એમને એમની બીમારી યાદ નથી આવતી,' એટલે અમે તો બેઠક લંબાવ્યે રાખી.

એમનું 'આદિમ–અન્તિમ' કાવ્ય સવારે જ, મુલાકાત માટે જતાં પહેલાં, નજરે પડ્યું હતું:

તાર પાયે અશોક–પલાશ,
આમિ બોઈ વિ-વર્ણ શિશિર;
તાર ચોખે હોલિર નિશિર,

আমি মাঘী ভোরের আকাশ — 

આમિ માઘી ભોરેર આકાશ.
તાર ગાયે આદિમ ગૌરવ,
આમિ ઝॅाई અન્તિમ તુષાર;
તાર હાસિ અલકા–સંભાર,
આર આમિ સ્મૃતિર રૌરવ.
આસબે કિ પેરિયે આશ્વિન?
આમિ જાબો ફેર કિ ફાલ્ગુને?
કાલ–કે જિતબો કાલ ગુને,
ઍક રાત્રિ પાબે અન્ય દિન?*

(કાવ્યાનુવાદ સામે)

પેલી વારંવાર દૂર મંડાતી નજર ધ્રુવ-પદ સમી પ્રવૃત્ત હતી વીતી ગએલા ફાગણ-ને, વસંતની રંગીનીને એ યાદ કરતા હશે? કે પછી સ્મૃતિના રૌરવ(નર્ક)ને કલ્પિત બોજે વહી જવાની અશક્તિ એમને પજ-વતી હશે? વિવર્ણ શિશિરને વહી જતી એમની કાયા જો કે એ થાક વ્યક્ત કરતી હતી, આરામખુરશીના કાપડના વળાંક સાથે તે જડાઈ ચૂકી હતી.

'પુરસ્કારના પૈસાનું શું કરીશ એમ પૂછો છો? પાકો નિર્ણય હજી કર્યો નથી. પરંતુ એક વિચાર અમલમાં મૂકવાનું મન થાય છે. તેજસ્વી, ઊગતા લેખકોના પુસ્તકો પ્રગટ કરવાનું એમને માટે અઘરું બનતું જાય છે. એવી કોઈ યોજના વિચારું છું કે એમને રાહત થાય તેવા કાર્યમા આ રકમ લગાડી શકાય...' સ્વ. શ્રી તારાશંકર અને ભાઈ શ્રી ઉમાશંકરના આ પારિતોષિકની રકમના ઉપયોગના ખયાલોની વાતોના અ-નુસંધાનમાં એમણે અધમીંચી આંખે જવાબ આપ્યો. પ્રસુતિદેવીનો પણ આ યોજનામાં પૂરો સાથ હતો એમ તુરત કળાયું.

આ મુલાકાતનો અંત એમની પાસે એમના પારિતોષિક-વિજેતા કાવ્યની

## કવિ વિષ્ણુ દે

અનુ • કનુભાઈ જાની

### તાર પાયે અશોક-પલાશ

તેની પાની અશોક-પલાશ,
હું તો વહું વિવર્ણ શિશિર;
દો તેને હોળી કેરી રાત,
માઘનું હું ભળકડું આભ.

તેને ગાત્રે આદિમ ગૌરવ,
હું તો વહું અન્તિમ તુષાર;
તેને હાસ્યે અલકા છલકાય,
અને હું તો સ્મૃતિનું રૌરવ.

આવશે તે આસો કરી પાર?
કે હું પાછો ફાગણે જઈશ?
કાળ ગણી જીતવો રે કાળ?
રાત એક પામે બીજો દિન?

## પિનાકિન્ ઠાકોર

### સહુ ય પણ નામે

તમારા ચ્હેરાનું રટણ કર્યું છે નિત્ય, મિત હે!
અહો એના સ્પંદ શ્વસુ સતત; હું, યાદ ભરું છું,
તમારી આંખોએ નજર કરું છું, પંથ ગ્રહું છું,
તમારા અંગોએ ગતિમય હું લાવણ્ય લહું છું.

તમારા શબ્દોએ ધ્વનિ મધુર આંદોલિત સહુ,
તમારા શ્વાસોએ સુરભિ થકી પુષ્પો પ્રગટું છું;
તમારા ચ્હેરાથી સકલ મુજ તો સાર્થક રહે,
અરે એનાથી તો નસ નસ વિષે હું ધબકું છું,

તમારે તો શું? આ સહુ ય પણ નામે હું તમને
સદા સંભારીને પ્રિય પરમ હે! પામું મુજને.

## કવિ વિષ્ણુ દે

અનુ • કનુભાઈ જાની

---

### આમરા સમ્રાટ નેઇ

સમ્રાટ ના આપણ; કો વિલા’તના
ઉમરાવ જેવી
ના દુર્ગતિ, સ્વપ્ન નસીબમાં યે;
આ તો વળી અફસર ચીની ફ્રેન્ચે
માનેલ જે સૌખ્ય જ મોટું-મોટું
બાંધેલું, તે ચોક્કસ આપણું યે–
શય્યા થકી એક
શય્યા બીજીના જ વિલાસનું જે.

અલ્જીરિયાના અવસાદમાંહીં
નકામી છે તદ્દન કાકવિષ્ટા
અસ્તિત્વની ખોજવી હાલ આપણા
આ પાપ ને પુણ્યવિહીન દેશે,
દાઝેલ છે જ્યાં દિવસો અને વળી
વિષાદ પૂર્ણ વહતી નિશાઓ.

છીએ જ તો નર્કમહીં જ આપણે,
અને વળી ભાન નહીં જ તેનું યે !
તેથી જ તો આ વરમંડપે, આ
ના ભાસતા નર્કમહીં નથી વર !

તેથી જ તો, રાજકુમારી ને આ
રાજાતણો કુંવર બે ય ઊભાં
આ નર્કની દેવડીએ પ્રતીક્ષે
રસ્તે ઊભીઃ સ્વાગત થાય ક્યારે !

જેને ખપે આબરૂ મૂળથી જ,
જે ચાહતા કેવળ માન-મર્તબો,
વળી, પ્રતિવાદ થકી ય જે ચહે
સલામતી કેવળ,
તે જ તો ઊભાં
આ બેઉ કન્યા–વર તો અહીંનાં.

છેવટની પંક્તિઓની આવૃત્તિથી આવ્યો. સાંભળ્યા જ કરીએ એવો ઘેરો મધુર અવાજ, ને તેમાં યે એ શબ્દો—

આમરા સમ્રાટ નેઈ,
વિલાતેર બને દિ દુર્ગતિ
સ્વપ્ન ઑ કપાલે નેઈ,
એમોન કિ ફરાસીસ
માન્દારિન–મન્યે સુખ
નિર્દિષ્ટ બા મોટામુટિ
એક શય્યા થેકે
અન્ય શય્યાર બિલાશે.
આલજીરીય અવસાદે
અસ્તિત્વેર કાકવિષ્ટા ખોંજા,
તાઓ નિતાન્ત અસાર
પાપ પુણ્યહીન દેશે,
દગ્ધ દિને વિષણ્ણ રાત્રિતે.
આમરા નરકે આછિ,
અથચ એ જ્ઞાન નેઈ મને
તાઈ બિબાહ સભાય,
પ્રચ્છન્ન નરકે આજબર નેઈ,
અથચ રાજાર છેલે
એવં રાજાર મેયે
નરકેર દેઉડિતે
રાস্তায় પ્રસ્તુત આછે
સ્વાગતેર પ્રતીક્ષાય,
શુધુ સ્વભાવે પ્રતિષ્ઠા આય,
પ્રતિવાદે પ્રાણમાન માય બરાભય,
તારાઈ જે બરકને !*
(કાવ્યાનુવાદ સામે)

# કોલરિજ

## જીવન, કવન અને કાવ્યાસ્વાદ

કમળા પરીખ

અંગ્રેજી સાહિત્યના ઝરૂખે બેઠેલા અગ્રગણ્ય કવિઓમા કોલરિજ પોતાનુ આગવુ સ્થાન ધરાવે છે આજે બબ્બે સૈકા વીત્યા છતાં પણ જગત તેની યાદને બિરદાવે છે તે શુ તેની આગવી પ્રતિભાની સાક્ષી નથી પૂરતુ? એણે દુનિયાને સ્વપ્ન અને રહસ્યના જામ પાયા, પ્રકૃતિ અને માનવતાના રગોમા ઝબોળી, લયના હિંડોળે ઝુલાવી અને આભ આંબતી કલ્પનાના ઉડ્ડયનો પણ કરાવ્યાં. પોતાની આવી કાવ્યશક્તિનો પ્રભાવ જગતને દર્શાવનાર કવિ પોતાના સાહિત્યસર્જન દ્વારા જુગજુગ જીવશે એ નિ:શંક છે.

આવા એ કવિ સૅમ્યુઅલ ટેલર કોલરિજનો જન્મ ઈંગ્લૅંડના ડેવાનશાયર પરગણાના ઑટરી સેન્ટ મેરી (Ottery St. Mary) નામે નાના ગામમા ઈ. ૧૭૭૨ની ૨૧મી ઑક્ટોબરે એના માબાપના તેરમા અને છેલ્લા સંતાન તરીકે થએલો. પિતા જૉન કોલરિજ દેવળના પાદરી ઉપરાંત ઈ. ૧૭૬૦થી 'કિંગ્ઝ સ્કૂલ' નામે શાળામાં સેવા પણ આપતા રહેલા. નિષ્ઠાવાન, સાદા, ભલા હૃદયના, જ્ઞાની, પંડિત અને કંઈક ધૂની રીતભાતવાળા એ પિતાએ પોતાનાં જીવન અને ચારિત્ર્યની ઊંડી છાપ પોતાના સંતાનો પર પાડી હતી.



કોલરિજ

જેમના જન્મની આ મહિને બસોમી જયંતી છે.

ઑટરીમા વીતેલા પોતાના બાળપણને યાદ કરતાં કવિ કહે છે, 'મારા પિતા મને ખૂબ ચાહતા અને મારી માતાનો તો હુ લાડકવાયો બાલ હતો. પરિણામે મારે દુ:ખી થવું પડ્યું. કિશોરોની રમતમાં મને બિલકુલ રસ ન હતો. હું અવિરતપણે વાંચતો અને આઠ વર્ષની વયે પહોંચુ તે પહેલા તો પાકટ બની ગયો હતો' આમ, બચપણથી જ કવિમા બાલસુલભ વૃત્તિઓનો અભાવ રહેલો. નાનપણથી જ એ તીવ્ર લાગણીશીલ હતો અને પોતાના મોટાં ભાઈબહેનો સાથે પણ કોઈ રીતે ભળી શકતો નહિ; પરિણામે પોતાની જાતમાં જ એ ખોવાતો ચાલ્યો. આમ નિર્દોષ, એકલા પડેલ ને લાગણી-

## પ્રિયકાન્ત મણિયાર

### એક ગુલાબ અને લૉંગવૂડ ગાર્ડન
### (હું પોતે અને અમેરિકા)

ખાલી થઈ ગઈ છાબ–
સોહ્યું કેશ ઘટામાં એક ગુલાબ
લૉંગવૂડના ગાર્ડન મધ્યે એ તો ફરવા નિસર્યું
એવું આંસુ ખર્યું
ભાગ્ય ભર્યું નમણી નારીનું લ્હોય નિસાસે
એકલ ક્યાંથી આવી પ્હોંચ્યું આ પુષ્પોના આકાશે?
ટીકી ટીકીને નીરખે એ તો ગુલાબ ઝૂમખાં ભાતભાતનાં
અવલાં-નવલાં રંગરંગનાં જાતજાતનાં
કોઈ શ્વેત ને કોઈ પીળા તો કોઈ ગુલાબી
સુગંધ સાથે રંગચટક કઈ આંખોને ના ભાવી?
લૉંગવૂડનો પથરાયેલો ગાર્ડન જોતાં ગુલાબ ડગલાં માંડે
કેશઘટાનું ગુલાબ પગલાં માંડે—

લાખ લાખના હીરાથી યે કિંમતી કોયેં મ્હોર્યાં
પુષ્પો પુષ્પો પુષ્પો પુષ્પો જોતાં
રહ્યાં લોચનો રોતાં
પોતે એકલ ને અહીંઆં તો જામ્યો મેળો
પોતે ટીપું, અહીં તો વ્હેતો વ્હેળો–

કમળપત્રની થાળી મધ્યે
પ્રસન્ન થાતી પાંખડીઓના સરવર મધ્યે તરતો સૂરજ જોયો
બહુ લાગ્યો તડકો એણે તો કમળપત્રનો છાયો ઓઢ્યો?
સ્વપ્ન સરીખી સુગંધ લ્હોયે ક્ષણનો મીઠો શ્વાસ
અંતરમાં એક એટલી આશ
લૉંગવૂડના ગાર્ડનને ના અંત
પોતે થાક્યું પાક્યું પરંતુ એ પેખ્યો ના પેખ્યો પૂરો
ત્યાં તો નિજની પાંખડીઓ જ ખરંત...

### બારી

સૂર્યને જોયાને તો વીતી ગયાં
શત શત વર્ષ

શીલ એ કિશોરે ત્યારે આશરો શોધ્યો પુસ્તકોનો; અને એ માટે પિતાનું અનેક ગ્રંથોથી સભર પુસ્તકાલય હાજર જ હતું! સમવયસ્કોથી અવગણાએલા એ કિશોરને મોટેરાંની વાતોમાં રસ લેવાનું ગમતું. રમતોનું રાજ્ય છોડી ગંભીર બની ગયો.

શિશુકાળથી જ ક્રિયાશીલ જીવનથી ચાતરીને વિચારો ને વૃત્તિઓના જગતમાં દોરાઈ ગએલો એ કવિ જાત સિવાય બીજા કોઈ સાથે ક્યારે ય ભેળ્યો નથી; અને તેથી બાહ્ય જગતમાંથી જે પ્રાપ્ત ન થયું તે મેળવવા એ આંતર જગતમાં વિહર્યા. શાળામાં પણ એને તે જ પરિસ્થિતિનો સામનો કરવો પડ્યો. નિષ્ક્રિય બની કોઈ પણ રમતગમતમાં ભાગ ન લેતો હોવાથી બધા વિદ્યાર્થીઓ તેને તરછોડતા; તો બીજી બાજુ પરિપક્વતામાં પરિણમેલી યાદદાસ્ત અને સમજથી પીઢ સ્ત્રીઓનું તે પ્રિય ભાજન બની ગયો. તેની શક્તિથી આશ્ચર્યચકિત થએલી એ પ્રૌઢાઓના અહોભાવે એને વધારે પડતો ફૉળી, અવાસ્તવિક અને અબુધ બનાવ્યો.

બાળપણથી જ પેલી ઍરેબિયન નાઈટ્સની વાતોએ તેના મન પર જબરી પકડ જમાવેલી, અને એ નશો તો અન્ય વાસ્તવિક નશા કરતાં પણ અજબ અને ગજબ હતો. ચમત્કારિક અને વાસ્તવિક વચ્ચેનો ભેદ શોધવાની શક્તિ તો છ વર્ષની વયે તે ગુમાવી ચૂક્યો હતો. બાલસહજ નિર્દોષતા અને જે તે માની લેવાની મુગ્ધતાએ એને ચમત્કારિકતાનો શિકાર બનાવી દીધો હતો, એ પોતે જ એ વિષે એકરાર કરે છે કે 'મારામાં બાલસહજ સરળતા અને નવું શીખવાની તમન્ના હતાં, પણ કોઈ

બાળસુલભ ટેવ ન હતી પાચ વર્ષની વયે ભયાનક તાવથી ફફડતા એ બાળ કવિને અર્ધજાગ્રત અને અર્ધનિદ્રિત અવસ્થામા પોતા પર ધસી આવતી બેડોળ વસ્તુઓની ફોજની ફોજનો અને તેને દૂર હડસેલવા સાથ પ્રાર્થનાના દેવદૂતોનો ભાસ થયેલો બીજા બાળકોથી જુદા તરી આવતા આ કવિ સ્વપ્નોનુ ફરજદ બની હમેશા સ્વપ્નમા જ રાચ્યા શિશુકાળથી જડ નાખી પડેલા ચમ કારનાં આ બીજ એની કાવ્યવાડીમા પાગરીને પ્રફુલ્લિત વેલ રૂપે ફાલેલા જોવા મળે છે 'The Anc ient Mariner ને 'Christabel જેવા કાવ્યો એમના એ ચમત્કાર પ્રત્યેના આકર્ષણની સાક્ષી પૂરતા હજુ પણ જીવે છે

પિતા જે શાળામા શિક્ષક હતા ત્યા છથી નવ વર્ષ દરમિયાન કવિ ભણ્યા આ ગાળામા એમણે અંગ્રેજી સાહિત્યની પ્રશિષ્ટ સાહિત્યકૃતિઓ તેમજ ઇશ્વરજ્ઞાન સબધી પુસ્તકોનું વાચન કર્યું પરતુ ઈ ૧૭૮૧મા પિતાના એકાએક થયેલા અવસાનથી એ મને એ ઘર છોડવાનો સમય આ યો ત્યાર પછી ક્રાઇસ્ટ્ સ્ હૉસ્પિટલ ન મે શાળામા એ દાખલ થયા, જ્યા એમણે સ્વગૃહે ગયા વગર જ આઠ વર્ષ વિતાવ્યા આ જ શાળામા એ ચાર્લ્સ લૅમ્બના પરિચયમા આવ્યા, જે કાળક્રમે ઘનિષ્ઠ મિત્રતામા પરિણમ્યો લૅમ્બના 'Christ Hospital' નામક નિબધમા જે 'inspired char ity boy'નો નિર્દેશ છે તે આપણા કવિ કૉલરિજ સિવાય બીજો કોઈ નહિ

શાળામા પણ કવિ પોતાની જાત સાથેની રમમાણતામાથી બહાર તો ન જ આવી શક્યા હજુ પેલું એકલવાયાપણું તેમનો

ધુમ્મસની હથેળીની નથી વચાતી એકે ય રેખા
વિવિધ લૅમ્પે વાચવાનો કરુ પ્રયત્ન
કૅનેડીઅન કવિતા,
વિનિ ા તેજ વલુવે
છાજલીમા પૃથ્વીને ગતિહીન ગોળો
હવા પર ગ્રાફ–બારીની જાળી
સગ્કાવુ તેમાથી થોડોથોડો શ્વાસ
ત્યારે પ્રત્યક ચોરસમાથી નીકળવા મથે એ ્ટી તો
આખો પખીનુ ટોળુ થઈ–સમાતર વૃક્ષની
ટોચ પગ્ના પર્ણ પર બેસવા
ભગ્તી ઓટની આવે છે
આવતી જતી મોટગ્ની થપાટો
ફ્રીઝને ત્રીસ ત્રીસ ક્ષણે અ વે વિચારાવેગ
ફૂગરાઈ વહી જાય એકમાત્ર–નુ પાણી
મ રી ઊંઘને પીવડાવુ પેરનુ ગુલાબી પેય
બાધલા ભાતામાથી ચાખી લઉં કુમરીના સ્વર
મધ્ય રાત્રિ સુધી સિગારેટન એન્ડઝની ઍશટ્રેમા કૉનફરન્સ
સવાર
બ્રેક ફ સ્ટ
બારીના કાચને થોડુ થોડુ મમળાવતા શીખે મારી આખો

## પરપોટા

ઘણા જાળવી પરપોટામાં પગલા ભરતો
તેમ છતા એ સઘળા જાતા ફૂટી
ક્ષણ ક્ષણને મે ઘણી સાચની તેમ
છતા એ સઘળી જાતી છૂટી
નગર મગરના લાખ લાખ તે દીવા મધ્યે
મેં ઠ જોયા આખોના કાજળ શા ઘન અધારા
મને માન્વી કરતા લ ગ્ય અત
વિનાના આ ગ્સ્તાઓ પ્યાગ
અને છતા યે ડુગ્ગની ટોચેથી દેખુ
પડયુ તગેટી સરવર સરખુ શહેર
મે ન્ટ્રીયલની ગત મહી આ ખીટ્યા પે યણા–

ઝગમગ ઝગમગ દીપદીપની સેર–
વળી પછી તો પિંજર-પૂર્યો સો મજલાની
સીડીઓ ચડતો તોય આભથી હેઠો
શિલા સરીખું શમી જતું સહુ એક પજવતો
ઊભરો અંતરનો ના બેઠો
બાઈ મીરાંનું વચન સત્ય કે
'ઊંચા ઊંચા મહલ બનાવું બિચબિચ રાખું બારી'
આટઆટલું અહીંઆં તોયે ક્યાં છે એક મુરારિ?

## મનોહર ત્રિવેદી

### ઑય મા મુંને

ઑય મા, મુંને પગમાં કાંટો લવકે છે કંઈ
ઑયમા, જેવું આંખ્યમાં કણું ખટકે છે કંઈ
નેવ્યને કેડે આમતો સખિ,
હોય શું કહે, હોય ગાડેતી જણ, બીજું શું ધૂળ?
ધ્યાન બા'રી લગરીક થઈ ત્યાં
'ઝબ'શારાની ગઈ ભોંકાઈ પગમાં બાવળશૂળ!
ઑયમા, મુંઝાઈમરતી એવું સાંસમાં લીલું ચટકે છે કંઈ...
ઑયમા, મુંને પગમાં કાંટો લવકે છે કંઈ
કોઈ દીં રાતું ફાળિયું ભાળી અમથું બોલવું નહીં
ચાલવું નહીં, કોઈ દીં સામે મળવું નહીં, નીમ!
કોઈ દીં બાઈ, કારણ વગર દેખવું નહીં, દાઝવું નહીં
લાજવું નહીં, કોઈ વાતે પણ ચળવું નહીં, નીમ!
આય મા રે, સમ્ભારણા પેઠે જામરો મારી પાનીએ મૂઓ
સળકે છે કંઈ...
ઑય મા મુંને પગમાં કાંટો લવકે છે કંઈ:
ઑય મા જેવું આંખ્યમાં કણું ખટકે છે કંઈ,

પીછો છોડતું નહોતું. રજાઓના દિવસોમાં જ્યારે બીજા વિદ્યાર્થીઓ પોતપોતાને ઘેર જવા ઊપડતા ત્યારે પણ કોલરિજને લાગતું કે પોતાને પોતાની જાત સિવાય કોઈ મિત્ર કે કોઈ ઘર નથી. આમ, શાળા-જીવન દરમિયાન પણ એમના વ્યક્તિત્વની વસંત બાહ્ય જગતમાં ન મહોરી શકી; એ તો વધુ પડતી આંતર્ જગતના આંગણે જ ખીલતી ગઈ.જગતના તમામ પદાર્થો પ્રત્યે-થી નજર ફેરવી તેમણે પુસ્તકોનો આશ્રય લીધો. ઘણી વાર પોતાને રૉબિન્સન ક્રૂઝો કલ્પી વાસ્તવિક જગતથી દૂરદૂર જઈને એ તરંગોની દુનિયામાં મહાલતા. આ રીતે અભ્યાસ પ્રત્યેની રુચિ વિલાતી ચાલી અને તરંગોની દુનિયા રચાતી ચાલી. નાન-પણમાં ભાવી ગયેલું એ તરંગીપણું હવે તારુણ્યપ્રવેશમાં આદર્શ માટેની ભૂખમાં પલટાયું. પરિણામે મિત્રતાહીન તેમના જીવનમાં આ શાળાજીવન હવે થોડું ફાયદા-કારક નીવડયું. અધ્યાત્મવાદનાં પુસ્તકોના વાચનથી તેમણે પોતાની અત્યંત સજાગ વાચનક્ષુધા સંતોષી અને મુલાયમ સ્વભાવ તેમ જ વાક્ચાતુર્યથી પોતે એક પોતીકું મિત્રવર્તુળ રચી લીધું.

ઈ. ૧૭૮૮માં એમના જીવનના બે મહત્ત્વના બનાવો બન્યા: એક, કવિ ઈવાન્સ કુટુંબના પરિચયમાં આવ્યા અને બે વર્ષના ગાળામાં જ તે કુટુંબની મોટી પુત્રી મેરી ઈવાન્સ સાથેનો પરિચય પ્રણયમાં પરિણમ્યો. અધ્યાત્મવાદ તરફ આકર્ષાયેલા કવિ હવે ભૌતિકવાદ તરફ મીટ માંડવા લાગ્યા. પરંતુ આ પ્રણયનું અંતિમ પરિણામ દુઃખદ આવ્યું; કેમ કે મેરીને વાસ્તવમાં વીંટળાયેલી મહત્ત્વાકાંક્ષા માણવાનું વધારે રુચતું.

બીજો મહત્ત્વપૂર્ણ બનાવ તે આ જ ગાળામા શાળાજીવન દરમિયાન મિત્ર મિડલટન તરફથી કવિની ૧૭મી વર્ષગાંઠની ભેટ રૂપે 'William Bowles'ના સૉનેટની નકલ મળી તે. આ પુસ્તકના વાચને કવિને અપાર આનંદ બક્ષ્યો અને એમનુ ધ્યાન વિચાર અને અભિવ્યક્તિની સાહજિકતા તેમજ કવિ પોપની pseudo classical school પ્રત્યે કેંદ્રિત થયું.

ઈ. ૧૭૯૧મા અઢાર વર્ષની વયે શાળાજીવનને તિલાજલિ આપી કેમ્બ્રિજની જિસસ કૉલેજમા તે દાખલ થયા. ત્યા પ્રથમ વર્ષે જ એમની કૃતિ 'Greek Ode on the Unhappy Lot of Slaves in the West Indies' માટે તેઓને 'બ્રાઉન ચંદ્રક' અર્પણ કરાયો. તેજસ્વી વાક્ચાતુર્યથી અહીં પણ વિશાળ મિત્રસમુદાય મેળવવા તે સદ્ભાગી થયા. આ વર્ષો દરમિયાન એમની યાદદાસ્ત અદ્ભુત રીતે ખીલી ઊઠી. કહેવાય છે કે સવારમા વાચેલું પુસ્તક તે સાંજે શબ્દશઃ બોલી જતા! આમ એમની કૉલેજ-કારકિર્દી ઘણી ઉજ્જવળ રહી. કેમ્બ્રિજના ઈ. ૧૭૯૧થી ૧૭૯૪ના આ ગાળા દરમિયાન તે ગણતંત્રવાદી બની એક ઉગ્ર ટોળીના આગેવાન પણ થયા. વળી, ફ્રાસની ક્રાતિએ પણ તેમને આકર્ષ્યા, અને એણે એમના યુનિવર્સિટીના જીવનની નિયમિતતામા દખલ ઊભી કરી. એમનો અભ્યાસ હવે ધ્યેયવિહીન અને વેરવિખેર થઈ ગયો. ઈ. ૧૭૯૩માં કૉલેજ જીવનના તૃતીય વર્ષની શરૂઆતમાં કૉલેજને અલવિદા કરી. આ પછીની આર્થિક મુશ્કેલીમા અટવાઈ જતા પોતાના સાચા નામના પ્રથમાક્ષરોનો

ઉશનસ્

## વૃક્ષો

તે હા, અમે જ વળી, વૃક્ષ;
પૃથ્વીતણુ નગ્નુ ઢાંકતુ ફેફસુ,
લીલી રુંવાટીખચ્યુ વક્ષ,
તે હા, અમે જ વળી, વૃક્ષ!

વાવે ધૂમો રાક્ષસી ચીમનીઓ,
તેનો ય હો ઉત્તમ કો જવાબ, તો
તે તો અમે જ વળી, વૃક્ષ;
નાસાગ્ર કો પર્ણભરેલ ડાળખી
લીધી સૂંઘી કે......
પ્રાણભર્યો સ્વચ્છ લીલો રૂમાલ
તે હા, અમે જ વળી, વૃક્ષ;
–ધુમાડો
તેનો અમે શ્રેષ્ઠ જવાબઃ ઝાડો!

એકાદ જ્યાં વાવી દીધું જ ઝાડવુ,
નીલા-લીલાનુ સમતોલ ત્રાજવુ;
આશ્હેરઃ કૉંક્રીટ, સિમેન્ટ પહાડીએ
અમે ય ત્યાં ક્યાક ઉઈશુ એક બે
આદિમ કો જંગલના છૂપા ચરો;
તમે ચણ્યો નૂતન પહાડ
તેનો ય તે શ્રેષ્ઠ જવાબ: ઝાડ;

ને એક દી પુરની સંસ્કૃતિ રુક્ષરુક્ષ
પુરાણ એ ટ્રૉજન અશ્વના છવે
ઘેરી લઈશું વન થૈ લીલુડી લપેટમાં,
આજે નહીં તો વળી કાલ નક્કી...
જો આવતી કાલની કોઈ આશ, તો
તે તો અમે જ વળી, વૃક્ષ.

## ભગવતીકુમાર શર્મા

### હથેળી

જૂઈ પુષ્પ કરતાં યે કોમળ હથેળી;
કે સચિત થયેલી સુખદ પળ હથેળી?
સહે આદિથી તીક્ષ્ણ કૈં હળ હથેળી;
કે સંતાડે રેખાઓનું છળ હથેળી?
કંઈ ચક્ર, પદ્મો, શિખર, માછલીઓ;
બતાવે અનાગતનાં મૃગજળ હથેળી.
તરંગો આ કંકણના વિરમે કિનારે;
શરૂ થાય ત્યાંથી જ ચંચળ હથેળી.
ગયો ચાસ તરડાઇ વૈશાખી ઝાળે;
હવે ઝંખવા લાગી ઝાકળ હથેળી.
સમય સાંજનો, ક્ષીણ અંજવાસ નભમાં;
ન લાગી શકે આજ ઉજ્જ્વળ હથેળી.
હું રેખાઓ તોડીને ભાગી છૂટયો છું;
ઝૂરે છે બહુ મારી પાછળ હથેળી.
પ્રવેશ્યો હું મુઠ્ઠીમાં લઇને રહસ્યો;
જતી વેળ ખુલ્લી છે શીતળ હથેળી.

## કરસનદાસ લુહાર

### અમાસી રાત

હવે સૂરજ કે ચાંદા સરખી ના કરશો કૈં વાત,
આંખોમાં ઊગી છે વહાલમ! આજ અમાસી રાત.
ભડકે બળતો દવ દિવસનો ભૂલી હૈયે ઠરીએ,
અંધારાંનાં પટકૂળો પર ભાત કશી ચીતરીએ.
કાલ સવારે સૂરજ સળગી છો કરતો ઉત્પાત,
આંખોમાં ઊગી છે વહાલમ! આજ અમાસી રાત!
વણવેડયું આ વન આંબાનું મન મૂકીને લૂંટો,
ફૂલ નહીં એકાદું, વહાલમ! બાગ સમૂળો ચૂંટો!
પછી શ્વાસમાં મઘમઘવાની આજીવન આ રાત,
આંખોમાં ઊગી છે વહાલમ! આજ અમાસી રાત!

ઉપયોગ કરી Silas Tomkyn Comberbach (સાઈલસ ટૉમકિન કૉમ્બરબૅચ)ના બનાવટી નામે લશ્કરમાં જોડાયા. ત્યાં પણ પોતાના સાથીદારો પાસે પોતાનો ઘોડો તથા રાઈફલ સાફ કરાવી બદલામાં તેમના પ્રેમપત્રો લખી આપવાની કામગીરી બજાવતા! પરંતુ આ છેતરપિંડી લાંબો કાળ ન ચાલી. એક વાર રૅકની દીવાલ પર તેમણે લખેલા લૅટિન કાવ્ય પરથી તે પકડાઈ ગયા કે એક સામાન્ય સૈનિકમાં આવું કાવ્ય લખવાની ગુંજાયશ ન હોય. લશ્કરમાં ભરતી થવાનો તેમનો એ તુક્કો પણ બેજવાબદાર ઉશ્કેરાટનું જ પરિણામ હતું; એટલે બે માસમાં જ એમનો કવિજીવ લશ્કરના અનુભવથી થાકી ગયો અને ઈ. ૧૭૯૪ની ૧૦મી એપ્રિલે તે લશ્કર છોડી કેમ્બ્રિજ પાછા ફર્યા.

પરંતુ ત્યાં પણ એ લાંબો કાળ ટકયા નહિ. ટૂંક સમયમા એમણે ડિગ્રી મેળવ્યા વિના જ કેમ્બ્રિજ યુનિવર્સિટીને તિલાંજલિ આપી. પણ દરમિયાન એ ઑક્સફર્ડ યુનિવર્સિટીની પ્રસંગોપાત્ત મુલાકાત લેતા. ત્યાં એ યુવાન કવિ રૉબર્ટ સધે (Robert Southey)ના પરિચયમાં આવેલા. સમયના વહેણ સાથે એ પરિચય સહૃદય મિત્રતામાં પલટાયો. આ બન્ને મિત્રોએ ભેગા થઈ માનવસમાજની પુનર્રચના માટે 'Pantisocracy' ની એક નવી યોજના ઘડી કાઢી. દરેક વ્યક્તિ સામાજિક રીતે સમાન દરજ્જો ભોગવે એ આ યોજનાનો આદર્શ હતો. પછીના વર્ષે, એટલે કે ઈ. ૧૭૯૬માં, બ્રિસ્ટ[illegible]ાન પુસ્તક–વિક્રેતા જોસેફ [illegible]નો પ્રથમ કાવ્યસંગ્રહ બ[illegible]ના

બીજો મહત્ત્વપૂર્ણ બનાવ તે આ જ ગાળા

આ પ્રથમ પ્રકાશનમાંથી કવિને ત્રીસ પૌંડ મળ્યા ત્યાર બાદ 'The Watchman' નામનું એક રાજકીય સામયિક પત્ર એમણે શરૂ કર્યું, પરંતુ પૂરતા ગ્રાહકોના અભાવે દસ અંક બાદ તે બંધ થયું.

આ દરમિયાન ઈ. સ. ૧૭૯૫ની ચોથી ઑક્ટોબરે બ્રિસ્ટલના એક વ્યાપારીની પુત્રી અને કવિ સધેની સાળી સરા ફ્રિકર (Sarah Fricker) સાથે કવિ લગ્નગ્રંથિથી જોડાઈ ગયા હતા. આ નવપરિણીત દંપતી શરૂઆતમાં થોડો સમય ક્લીવડનના શાંત સાગરતટે વસ્યા બાદ ઈ. ૧૭૯૭માં સમરસેટ પરગણાના નેધર સ્ટોએ (Nether Stowey) ગામમાં એક કુટિરમાં રહેવા લાગ્યાં. હાલ એ કુટિર નૅશનલ ટ્રસ્ટની માલિકી હેઠળ છે ને શુક્ર-શનિ સિવાય માર્ચથી ઑક્ટોબર સુધી હમેશાં મુલાકાતીઓ માટે ખુલ્લી રહે છે.

કવિએ આમ પ્રભુતામાં પગલાં તો માંડયાં, પણ તેમનું દાંપત્યજીવન આનંદ-વિભોર ન બની શક્યું. કવિ કોઈક નોખી માટીના માનવી હતા. તેઓને ભૌતિક સુખ કરતાં આધ્યાત્મિક ભૂખની લગની વિશેષ હતી. તેમના લગ્નજીવનનો માળો વિખેરવા માટે તેમના માનસનું ભૌતિક અને આધ્યાત્મિક અસંગતપણું જ જવાબદાર હતું. કમનસીબે તેમની સહધર્મચારિણી એક સામાન્ય નારી હોઈ તેમના સ્વભાવ અને પ્રતિભાને જીરવવા સમર્થ ન હતી. એ તો હતી કેવળ નારી. એમાં એનો બિચારીનો પણ શો વાંક ગણી શકાય? બન્નેની દુનિયા જ નિરાળી હોય ત્યાં ભાગ્ય સિવાય કોને દોષ દઈ શકાય! અંત એ આવ્યો કે લગ્નજીવન નિષ્ફળ જતાં જુદાઈમાં જ પરિણમ્યું.

ઉશનસ

રમેશ પારેખ

## દરિયો રે...દરિયો ઝૂલે... કે ઝૂલે...

ઘાસમાં રે...ઘાસમાં રે મેદાન ઉછાળા ખાય.
કેમથી રે...કેમથી રેલો નીસર્યો કે આ કેટલાં
ગુણ્યાં કેટલાં લીલમવરણાં પાણી થાય!
દરિયો રે...દરિયો ઝૂલે...કે...ઝૂલે...કે ઝૂલે,
પાણીનું...ઝાડવું ઝૂલે...કે...ઝૂલે...કે ઝૂલે,
અડખેથી...પડખે લગી આભલું ફંગોળાય!
પણ, છાતીના સઢમાં લીલોછમ આ ઘટાટોપ
આ છાકમછોળ આ પવન સર્ ર્ ર્
આમ હેલારો તેમ હેલારો આચકો
લંગરતોડ હમ્બેલા ઊપડે હોડી ભર્ર્ર્
બોલવું નહીં ઝાડવું નહીં છાંયડો નહીં
ચાલવું નહીં કેડીઓ નહીં ક્યાંય
ઘાસમાં રે...ઘાસમાં રે મેદાન ઉછાળા ખાય!
માછલી થાને ટેકરી થાને માછલી ઘડી
ડૂબકે ઘડી નીકળે લીલીચટ્ટ
ફૂંક મારો તો દરિયાની સોંસરવી
હવા નીકળે એવા ડુંગરા પોચાપટ્ટ
કેટલો છાનો કેટલો તોતિંગ કેટલો
ખાલી આંખનો ખાડો તળિયે બૂડી જાય
ઘાસમાં રે...ઘાસમાં રે મેદાન ઉછાળા ખાય
દરિયો રે...દરિયો ઝૂલે... કે ઝૂલે...કે ઝૂલે
પાણીનું...ઝાડવું ઝૂલે...કે ઝૂલે...કે ઝૂલે
અડખેથી...પડખે લગી આભલું ફંગોળાય...
ઘાસમાં રે...ઘાસમાં રે મેદાન
ઉછાળા ખાય.

## જલન માતરી

### કર્મો લખી લઇને

સતાવ્યા સારા ઈન્સાનોને તેં પયગંબરી દઈને
તને શું શોભતું'તું આવું કરવાનું ખુદા થઈને?
કયામતમાં તને રસ છે, અને મુજને છે જીવનમાં,
પછી શું કામ ત્યાં આવું હું મોંઘા પ્રાણુને લઈને?
અસર ના ઝેરની શંકરને થઈ એ વાત જુદી છે,
હકીકતમાં તો પીવું પડયું હતું સંજોગ-વશ થઇને.
ઉપરવટ જઈને કંઇ સારું કરું તો દોષ લેખાશે,
મને તેં મોકલ્યો છે અહીં પ્રથમ કર્મો લખી લઇને.
બધાને મારે છે, શયતાનને મારી નથી શકતો,
મરણથી દૂર રહેવાને રહો શયતાન થૈ જઈને.
ગમે તે પણ સ્વરૂપે હું નહીં છોડું આ ધરતીને,
મરણની બાદ પણ રહેવાનો છું અહીંઆં કબર થઇને
'જલન'ના પ્રાણ જેવા પ્રાણ જાશે તારું શું જાશે?
ઉપરથી રહી જશે મારાં સ્વજન થોડું રડી લઇને.

## દિનેશ પંડ્યા

### આસપાસ

ઊગી ગયાં છે ઘાસ આ શબ્દોની આસપાસ,
ટોકાઓ તરફડે નવા શબ્દોની આસપાસ.
દુષ્કર છે છોડવી હવે ભરડાતી શૂન્યતા,
જાળાં કરોળિયો કરે શ્વાસોની આસપાસ.
પીછું ખર્યું જે મોરનું રણકયા કરે હજી,
શોધે શિકારીઓ મળી વૃક્ષોની આસપાસ.
જોયા કર્યું ફૂલો ઉપર ફરતા પવનના ન્હોર,
ભેગા થઇ ગયા બધા જખ્મોની આસપાસ.
કોણે કરી છે વિદ્ધ એ સારસની સારવાર,
જેની કથા છે રામનાં પૃષ્ઠોની આસપાસ?

પણ બીજી બાજુ નેધર સ્ટોએના વસવાટ દરમિયાન તેમને માનવ અને પ્રકૃતિનું મીઠું સાન્નિધ્ય સાંપડયું. એ બે વર્ષ એક રીતે તો તેમના જીવનનાં સૌથી સુખી અને મૂલ્યવાન વર્ષો હતાં. આ ગાળામાં જ તેમણે પોતાનાં શ્રેષ્ઠ સર્જનો જગતને આપ્યાં. વળી એ દરમિયાન જ પડોશમાં બે માઇલ દૂર આવેલા હૉલફર્ડમાં આલ્ફૉક્સ્ટન પાર્ક ખાતે કવિ વર્ડ્ઝવર્થ તથા તેમનાં ભગિની ડૉરૉથી રહેવા આવ્યાં. વર્ડ્ઝવર્થના આગમનથી તો કોલરિજના જીવન તથા કવનમાં જાણે વસંત ખીલી ઊઠી! પ્રથમ મુલાકાતે જ ડૉરૉથીના મન પર કોલરિજની જે છાપ પડી તે તેના જ શબ્દોમાં જોઈએ:

"His eye is large and full, and not very dark but grey–such an eye, as would receive from a heavy soul the dullest expression; but it speaks every emotion of his animated mind; it has more of 'the poet's eye in a fine frenzy rolling' thani ever witnessed."

**આમ**, કોલરિજમાં છુપાયેલો પેલો કવિ આંખોની અટારીએથી ડોકિયાં કરતો ડૉરૉથીની નજરે પડતો હતો. સાદો, ફિક્કો, પાતળો, જાડા હોઠ તથા અખડબખડ દાંતવાળો કોલરિજ ડૉરૉથીને ન આંજી શક્યો. એ તો અંજાઇ તેની કવિત્વસભર આંખો તથા તેના અદ્ભુત વાક્પ્રવાહથી. અરે, બાયરન જેવો પ્રખર બુદ્ધિશાળી પણ કોલરિજની વાક્છટાથી કેવો મુગ્ધ બનેલો!

અને હૅઝલિટ પણ એ તેજથી અંજાયા વગર ક્યા રહ્યો હતો ? કવિની વાક્છટામા શ્રોતાઓને મત્રમુગ્ધ કરવાની ગજબ શક્તિ હતી. એનો યશ જાય છે એમના રણકાર કરતા અવાજ અને સતત વહેતા શબ્દ પ્રવાહને ફાળે. શાળાજીવનમા યે આ કાળથી જ એણે પોતાના મિત્રવર્તુળને મત્રમુગ્ધ કરી મૂકેલુ. જીવનના છેલ્લા દાયકામા પણ એ એક અદ્ભુત વક્તા તરીકે નોધપાત્ર બનેલા એમનુ આકર્ષક વ્યક્તિત્વ અને એમની કીર્તિ તે વખતની ઘણી પ્રતિભાશાળી ખોપરીઓને હાઈગેઈટ મુકામે ખેંચી લાવવામા કામયાબ નીવડેલી કોઈ પણ વિચારણીય વિષય પર રેલાતો તેમનો અજબ સૂરીલો અવાજ સાભળી માનવમહેરામણ ઊમટતો કવિના ભત્રીજાએ સંપાદિત કરેલ પુસ્તક 'Table-talk'મા આમાથી થોડુક સંગ્રહાયેલું છે એ જ અવાજે, એ જ વાક્છટાએ ડૉરીથી પર પણ ભૂરકી નાખેલી. હૅઝલિટ પણ કોલરિજની આ આગવી કળા માટે લખે છેઃ

'He talked on for ever and you wished him to talk on for ever....His voice rolled on the ear like the pealing organ, and its sound alone was the music of thought'

લેથ્હટ પણ કોલરિજની આ કળાને બિરદાવતાં કહે છેઃ he was as great a high priest as Spencer; and Spencer himself might have gone to Highgate to hear him talk, and thank him for his 'Ancient Mariner.'

## ભાનુપ્રસાદ પંડ્યા

### શ્રાવણિયા બીડમાં...

અહીંતહીં ઊભા હમે તરુ
જોતા અરુપરુ
કટિ પરે વળગતા શિશુઓની જેમ
એની આજુબાજુ
ભરચક ઊછળતો લીલવણો ગેલ.
કડેડાટ ચડી જઈ ઘાસલિયો મ્હેલ
ફરે હતો છકેલ
છવ્વગાય જાજરમાન જો ગમણી સમી આ ગંધ
(મારી સાથે સાચવતી શ્વાસલ સબંધ!)
પાદડીએ પાદડીએ વાસવના ગોપ
તૃણલક્ષ્મીના લલાટે આળખી જાણે પિયળ!
સળી પરે લસરતી ઈયળ
લીલોછમ થઇ અહી સર્વે જાળ પળ...
ગોવાળની ભેળો અહી આ સૂર્ય પણ
ચાર્યા કરે હળુહળુ કિરણોનુ ધણ!

## શશિશિવમ્

### જો

પારેવડુ હૃદયના રસથી ઉછેર્યું,
આનન્દની ચણ થકી તન પાળ્યુ પોષ્યુ;
બાગું ખીલ્યુ, વિવિધ ખેલનથી લડાવ્યુ,
કિલ્લોલના મૃદુલ પિચ્છ ઉડાડતુ'તુ
દષ્ટિ તણા તણખલે ગૂંથી નીડ, કેવા
સ્વપ્નો મૃદુ પલકમા કઈ હેરતા'તા!
આછા ગ્વે કૂજનના પમરે સવાર,
ચચૂ વકાશી વળી ગોદ મહીં લપાતુ.
ભૂલી ગયો સકળ બે પળમા......
તે ક્રૂર ન્હોર થકી કોમલ કાય પીંખી!
શાને જરીક અમથું ન હસ્યો! ભરેલ
અશ્રુથી ખેંચી નજરું તવ નેન શોધે.
પોઢી ગયુ વિકલ પાખ પ્રસારી-મગ્રે,
જો, ઊંઘમા હીબકતુ હજી યે ઉઝરડે.

## જટિલ

### ફેર છે

મરવું અને સમાપ્ત થવું એમાં ફેર છે,
દુનિયા તજી ગયું તે હજી મારે ઘેર છે.
નિર્ભાન થઈ ગયો તો હું પામ્યો છું અમૃતત્વ,
હસ્તીના ભાનમાં જ જુદાઇનાં ઝેર છે.
આંખો મીંચીને રાત બનાવી લઉં છું હું,
સૂરજની સાથે તારી પ્રતીક્ષાને વેર છે.
બન્ને તરફ છે પ્રેમ, ને બન્ને તરફ પુકાર,
વચ્ચે પરંતુ મારું-તમારુંની નહેર છે.
જંજીરમાં પગો છે, નજરમાં છે આસમાન
કાદવમાં કેમ જાણે કમળનો ઉછેર છે!
તાજાં જ છે હજી યે તમારા સ્મરણનાં ફૂલ,
મારું હૃદય હજી યે સુગંધી શહેર છે!
માળા તો હાથમાં જ 'જટિલ' થીરથઇ ગઈ,
શ્વાસોમાં નામ છે, ને મિલન એનો મેર છે.

## પ્રિયવદન શેઠ

### પુષ્પ

વાસન્તી શર્વરીતણા પ્રહરે દ્વિતીય
ઉદ્યાનમાં હરિત, શીત તૃણે સમીરની
શીળી, સુમંદ વહતી લહરી ઝીલન્ત
બેઠાં હતાં પ્રિય! યદા ગત વર્ષ ત્યારે
પાસે જ એક રમતા શિશુને નિહાળી
એને રમાડચું હતું વત્સલભાવથી અને
માતૃત્વની તવ મને કંઇ ગૂઢ વાત
કીધી હતી નયનની મૂક વાણી દ્વારા.
આજે ય છે પ્રિય! વસંતતણી વિભાવરી
ને વાયુની મલપતી ગતિ શૈત્યશાલિની
ને એ જ ઉપવન આ, અવ કિન્તુ આંહી
ના આપણે ઉભય કેવળ એકલાં, પણ
ઉત્સંગમાં તવ હસે પ્રીતિવારિસિક્ત
દામ્પત્યવેલતણું મોંઘું, સુચારુ પુષ્પ.

વર્ડ્ઝવર્થ સાથેની કવિની મુલાકાત અત્યંત મૂલ્યવાન બની ગઈ. આ બન્ને કવિઓના મિલનની ફલશ્રુતિ રૂપે જગતને સાંપડ્યું 'Lyrical Ballads'. કોલરિજ, વર્ડ્ઝવર્થ અને ડૉરોથી એ ત્રણ શરીરે જુદાં હતાં પણ એમનો આત્મા તો એક જ હતો. એક વાર ઇ. ૧૭૯૭ના નવેમ્બરની ૧૩મી તારીખે, શ્યામ વાદળછાર્યા બપોરે સાડા ચાર વાગ્યે વર્ડ્ઝવર્થ, ડૉરોથી અને કોલરિજ લાંબા પગપાળા પ્રવાસે નેધર સ્ટોએથી નીકળ્યાં. આ પ્રવાસનો ખર્ચ કાઢવા માટે એમણે 'The Monthly Magazine' નામક સામયિકમાં એક કાવ્ય રચીને આપવાનું વિચાર્યું. એમને આશા હતી કે મૅગેઝીનનો તંત્રી એ માટે તેમને પાંચેક પૌંડ આપશે. કાવ્યના વસ્તુ માટે ત્રણે વિચારમાં પડ્યાં. કોલરિજે થોડો સમય પહેલાં જ પોતાના એક મિત્ર પાસેથા ભૂતાવળ જેવા ખલાસીઓથી ભરેલા એક હાડપિંજર સમા વહાણ વિષેનું સ્વપ્ન સાંભળેલું. તેની સાથે કવિએ પોતે વાંચેલાં બીજાં પ્રવાસ પુસ્તકોમાંના કેટલાક પ્રસંગોની મિલાવટ કરવા વિચાર્યું કવિ વર્ડ્ઝવર્થને વળી શેવેલૉક કૃત 'Voyages'માં આવતા વિરાટ આલ્બેટ્રૉસ પંખીઓના સંદર્ભમાં એક વિચાર આવ્યો, જે તેણે કોલરિજ પાસે વ્યક્ત કર્યો, અને સૂચવ્યું કે દક્ષિણ મહાસાગરમાં પ્રવેશતા ખલાસીએ એવું એક પક્ષી મારવાથી એ પ્રદેશના રખેવાળ તરીકે રહેતી ભૂતાવળ એ ખલાસીના ગુનાનો બદલો લેવા કેવી તત્પર બને છે એ વસ્તુની આસપાસ કાવ્યગૂંથણી કરવી. બન્ને કવિઓએ કાવ્યની રચના કરવાની શરૂઆત કરી. કોલરિજે પ્રથમ

કડીઓ ઉચ્ચારી અને એ શ્વાસ લેવા થભ્યો કે વર્ડ્ઝવર્થે એક બે લીટી પૂરવાનો પ્રયત્ન કર્યો, અને કોલરિજે પછી પૂર્તિ કરી

'He holds him with glitter
ing eye'

ત્યાં વર્ડ્ઝવર્થે લલકારી ઊઠ્યો

'And listens like a three
years child
The Mariner hath his will'

આ પ્રમાણે કાવ્યનો શુભારંભ થયો આ સહચારમાં કવિને ચાલવાના શ્રમને બદલે આનંદ પ્રાપ્ત થતો ચાલતા ચાલતા ડગલે ડગલે સર્પની જેમ એ થોભતા થોડા પાછા જતા, અને વળી ફરીથી શક્તિનો સંચય કરી આગળ વધતા કવિના સર્વ સુંદર કાવ્યો અને પત્રોના વર્ણનાત્મક ફકરા એમની આવી શારીરિક હલનચલનની ક્રિયામાંથી જ પાંગર્યાં હોવા જોઈએ તેમની સર્જકશક્તિને જકડી રાખનાર સ્થગિતતામાંથી છટકવાનું બળ તેઓ આવા શારીરિક હલનચલનમાંથી જ મેળવી લેતા (ચાલુ)

## સલિલ

### યાદ

ચાલને પોપટ, આજ તને હું લઇ જઉં મારા યાદના ઘરે

એક દિ' અમે હાથમાં ગૂંથી હાથનું ભરત,
સાંજનું રાતું વન કે રાતું વન ચોરીને–
નાસતો સૂરજ હોય એ વેળા–
બાગનું મોટકું
કોડિય દીપક રાગ ગાયા ને,
અધરાતના સસલા ભોળા સસના–
પછી આમ દોડાદોડ તેમ દોડાદોડ કરતા
પીળી ભીંત કે પીળી ભીંતને ઠેકી–
છાપરા ઉપર ગામગપાટા હાંકતા ફરે!
ચાલને પોપટ, આજ તને હું લઇ જઉં મારા યાદના ઘરે

એક પછી એક, કાળના વસન સરતા ગયા
શ્વાસના ભીના રણને ગરમ કરતા ગયાં
હેલ-બુગારુ કોઇ દિ' હવે એકબીજાને મળતા નથી
ઘટીના બે પડ વચાળે સુર મીઠા કોઇ દળતા નથી
છલ છલોછલ થાનની ઉપર હાથફણા કે વળતા નથી
તકતાઓના વન કે ધોળા વનની–
ઉપર, આમથી વાંકી, તેમથી વાંકી–
કુંડીઓ જેવી તડને દેખી–
લાલ પાનેતર ડીબકા ભરે!
ચાલને પોપટ, આજ તને હું લઇ જઉં મારા યાદના ઘરે

## નગીન પરમાર 'નિરૂપમ'

### લગ્નોદ્યતાનું ગીત

શમણાંના ઢોળાવે ચડતાં ઊતરતાં ઠેસ વાલમની વારવાર વાગે.
શરમાતી ઓરડાની કુંભી,
મલકાતી પેલી ઠીબ મારા આંગણિયે કોરી,
ઓસરીને અણસારા આવે કો' આંખના
તે લાગે મૂંઝાય કોક ગોરી!
શરણાઈનાં સૂર-પૂર આવશે કદીક
મારી શાને અણધારી આંખ જાગે?

મૈયરનો મોર રોજ ટોડલે ચડીને-
જુએ છોગાળો વૈભવ શું મ્હોરે?
છાતીના ધૂપ હવે ફોરમશે
ફોરમશે છુટ્ટા થઈને ચારે-કોરે!
ઓઢી લેવાય હવે મૈયરમાં મારાથી
કૈંક એવું વાર-વાર લાગે.
શમણાંનાં ઢોળાવે ચડતાં ઊતરતાં ઠેસ વાલમની વારવાર વાગે.

## 'સુધાર્ક'

### ફળિયું

આજ ઘૂઘવતો સાગર થૈને સામે આવે ફળિયું,
ગામ બધું હાંફે શેરીને વચમાં જાતા મળિયું.

સનકારાનો કરી દીવડો બારસાખ બે જુએ,
ડેલી ઓથે સાંકળ મલકી, ઉંબરના પગ ધૂવે,
સમી સાંજનો સૂરજ પેખી, મીઠું મરકે વળિયું-આજ.

ઉછાળાનો ઘૂંટે આસવ, ચાંદો રમણે ચડિયો,
અંધારું ત્યાં ગાતું ખાટે ગીત મજાની કડીઓ,
સાંતીડાના સૂરો માંહે ગામ બધું ઓગળિયું...
આજ ઘૂઘવતો સાગર થૈને સામે આવે ફળિયું.

## John Betjeman
## જ્હૉન બેટ્ચમન
### ઈંગ્લૅંડના નવા રાજકવિ

ઈંગ્લૅંડના રાજકવિ સી. ડે-લૂઈનું તાજેતરમાં અવસાન થતાં હવે, લંડનના હાઈગેઈટમાં એક મધ્યમ વર્ગના વ્યાપારી કુટુંબમાં ૧૯૦૬-માં જન્મેલા ૬૬ વર્ષના કવિ જ્હૉન બેટ્ચમન પોએટ લૉરિયેટ તરીકે નિયુક્ત કરાયા છે.

એમની આરંભની જ કાવ્યકૃતિ-'ઈનડોર ગેઈમ્સ નીઅર ન્યૂબરી'ની વિશિષ્ટ શૈલીથી એ કવિ તરીકે પ્રકાશમાં આવ્યા. હજુ તો એ સ્નાતક નહોતા થયા ત્યારનાં લખાણો ઈ. ૧૯૩૨માં 'માઉન્ટ ઝીઍાન' નામે પ્રગટ થયાં, અને એની સર-રિયાલિસ્ટ (પરા વાસ્તવવાદી) શૈલીએ એમને પ્રસિદ્ધ કર્યા.

એમની કવિતા ક્યારેક સ્વીકૃત પદ્ધતિઓનો સહારો લઈને વ્યક્તિગત લાગણીના ઉન્મેષો પ્રગટ કરે છે, તો ક્યારેક કટાક્ષો કરીને પણ પોતાનું કથયિતવ્ય પ્રગટ કરી જાય છે. મુખ્યત્વે એ પ્રાચીનના પૂજક રહ્યા છે અને છતાં ય અર્વાચીન પેઢીમાં એ ખૂબ જ લોકપ્રિય થયા છે. લંડનના ચાહક આ કવિને સ્થાનિક રસ-રુચિઓને બિરદાવતા પ્રાદેશિક કવિ તરીકે ય નવાજવામાં આવે છે. ઠાવકા અને તીખા બન્ને પ્રત્યાઘાતીઓને એમની કવિતા સ્પર્શે છે. સ્થાનિક સંદર્ભોને ચગળ્યા કરતા આ કવિ છંદોલયને ઉછીના તો લે છે, પણ એને પોતીકા બનાવીને લડાવી જાણે છે. હળવી શૈલીની એમની કવિતા પણ ખૂબ લોકપ્રિય નીવડી છે. નગર કરતાં નિસર્ગને એ વધુ ચાહે છે. તેથી તો આ રાજકવિપદ પ્રાપ્ત થતાં એમણે પ્રગટ કરેલી મનીષા નોંધપાત્ર છે: 'I would not, for instance, be at all intersted in writing a poem about Britain's entry into the economic market, or whaterver it is. I want to write about such wonderful things as bees on ivy leaves and the golden light of a beautiful autumn evening.'

એમના કાવ્યસગ્રહો 'Continual Dew' (૧૯૩૭) Old Lights for New Chancels (૧૯૪૦), 'New Bats in old Belfries (૧૯૪૫), ને 'A Few Late Chrysanthemums' (૧૯૫૪) લોકોમા ઠીક ઠીક આદર પામ્યા છે ઈ ૧૯૫૮મા તો એમના ત્યા સુધીના કાવ્યોનો સર્વ-સગ્રહ 'Colleted Poems નામે પ્રગટ થયો છે

ડે લૂઈના નિધન પછી ખાલી પડેલા રાજ કવિ પદ માટેની અનેક ધારણાઓ ખોટી પા ડીને બિટ્જમનનુ નામ જાહેર થયુ તે પૂર્વે પણ એમની લોકપ્રિયતા દાદ માગી લે તેવી હતી એની ગવાહી પૂરે છે ઈ ૧૯૬૦મા પ્રગટ થએલ એમની આત્મકથનાત્મક કાવ્યકૃતિ 'Summoned by Bells'નુ બહોળુ વેચાણ

## નવા કાવ્યસંગ્રહો સાભાર સ્વીકાર

**સાયુજ્ય** – હસમુખ પાઠક
**સમીપ** પ્રિયકાન્ત મણિયાર
**અવકાશ** – નલિન રાવળ
**તમસા** – રઘુવીર ચૌધરી
**પવન રૂપેરી** – ચન્દ્રકાન્ત શેઠ
**મારે નામને દરવાજે** – લાભશંકર ઠાકર

સર્વના પ્રકાશક આર. આર. શેઠની કપની મુંબઈ ૨, અમદાવાદ ૧ મૂલ્ય અનુક્રમે રૂ ૩-૫૦, ૫-૦૦, ૬ ૨૫, ૬ ૫૦, ૯-૨૫, ૫ ૫૦

∞

**પરવાઝ** – એસ. એસ. રાહી, પ્રકાશક પોતે, કસારા બજાર, ખાગખા, મૂલ્ય રૂ ૧-૫૦
**સુદા** – બકુલ રાવળ, અશોક પ્રકાશન, મુંબઈ-અમદાવાદ, મૂલ્ય રૂ ૩ ૫૦

∞

સમીક્ષા હવે પછીના અંકોમા અનુકૂળતાએ

## આશિષ

### ગીત

હાથને પારૂ રાતમઢેલા સોણલા
ડેરા ગળચટિલા કઠને સૂધી લઈએ,
સ્મરણોના આધારે ઊભા વડલ
ડેરી વડવાયુનો હીચકો કરી–
અધખૂલા આકાશને અડી લઈએ
એક અભાવો છાયડો થઇ તડકો
ગળી જાય,
ક્યાય સારસનુ બેલડુ ભૂરી
ચાચમા નાખી ચાચ કશુ કાઈ–
અમથુ કહી જાય,
આખ મળ્યાની વાત અચાનક ઝરણાનો
આકાર થઇને આછેરુ મલકાય,
કોઇ કૂવો કલ્લોલતા કિચુડાટની
સગે ખળખળ વ્હેતો થાય
સાજ ઢળીને ઘર મહીં પથરાતી
લાલમ લાલને હવે નેતરે બાધી લઈએ,
હાલને પારૂ રાતમઢેલા સોણલા ડેરી
ગળચટિલા કઠને સૂધી લઈએ
આમ તો હવે નેજવાના આધારે
ઊભી ભીંતની કરુ વાત,
ઓકળીમા કડાર્યા વીત્યા
યુગની જડુ વણખૂઝી સોગાત,
અમથો હવે વાયરાની સગાથ રે તને
કહી દઉ પેલી લીલછાઈ મધરાત,
આજ હવે તો આયનાના
અજવાશને કોરી રુદિયે મઢુ ભાત
આજ અચાનક સોણલુ ફૂટ્યુ કાચ
વેરાણા આયખુ વીણી લઈએ,
હાલને પારૂ રાતમઢેલા સોણલા
ડેરા ગળચટિલા કઠને સૂધી લઈએ

## BANGLA DESH

**Amita Modi***

The routine of X-mas is trying.
There is *no new year but to-morrow.*
Decorations,silverystreamers,colouredlights,
All shadows of plastic life.

Assumed laughters, music, bells,
Carols too many, add to the noise;
Congregation in a fashion parade murmuring day prayers.
God is silent in a corner,
Who can wipe the tears of a candle?

But in a distant land there are
only cries of survival and bullets.
Only sins and blood burden the earth,
Where real life is to give,
And God lives with people.

New Year is where new life begins,
Where a nation fights for a dream
and the dream comes true,
Where X-mas gift is freedom itself.

[*પરિચય : ચિ. અમિતા બે-ત્રણ વર્ષની હતી ત્યારે અમારે ત્યાં રહી ગયેલી. હાલમાં નવ વર્ષની છે ને એકાદ બે વર્ષથી કવિતા લખે છે. એના પિતા શ્રી વાડીલાલ મોદી બ્રિટિશ કોલમ્બીઆ યુનિવર્સિટી (કૅનૅડા)માં મિકૅનિકલ એન્જિનીઅરિંગના પ્રાધ્યાપક છે અને ત્યાંના અવકાશસંશોધનમાં ડૉ. વિક્રમ સારાભાઈ જેવું સ્થાન ધરાવે છે. અહીં રજૂ થતું કાવ્ય બ્રિ. કો. યુ.ના અંગ્રેજીના પ્રાધ્યાપકની દૃષ્ટિએ ચડતાં એમણે શિકાગો યુનિ૰ પોએટ્રી ઍન્થૉલૉજી માટે તે મોકલી આપ્યું છે. એ ૧૯૭૩ની આવૃત્તિમાં લેવાશે. ઇતરપ્રવૃત્તિમાં પિતાની જેમ રમતગમતમાં—ખાસ તો skiingમાં ખૂબ હોશિયાર છે. વાયોલિન સારું વગાડી જાણે છે, ને એમની સાથે પહાડોમાં રખડવા માટે પણ નીકળી પડે છે. —અશ્વિન મહેતા]

## પન્ના નાયક

### ચાલો ઊઠીએ

Sun-tanned થએલી બપોર
હવે સવારની મુગ્ધા રહી નથી.
વૃક્ષોનાં પર્ણોમાંથી આપણને જોતો
સૂર્ય પણ હવે કંટાળીને
વાદળાં પાછળ વિસામો લે છે.
આમતેમ ઊડતાં થાકેલાં પર્ણોને
સમીરે થાબડીને સુવાડી દીધાં છે.
પવનથી શ્વાસ લેતાં વૃક્ષો
હવે તૃપ્તિના ઓડકાર ખાય છે.
થોડોઘણો અવાજ સંભળાય છે એ તો છે
છબછબિયાં કરતા સૂર્યપ્રકાશનો
'ને
પડછાયાના આડા પડવાનો.

ચાલો ઊઠીએ
કપડાં પર ચોંટેલું ઘાસ ખંખેરીને.

વિશ્વ આત્મરૂપ છે એટલું જ નહિ પણ આત્મા વિશ્વરૂપ છે એમ કવિને દેખાવું જોઈએ. પૂર્ણિમાના ચંદ્રના દર્શનથી તો તેના હૃદયસમુદ્રમાં ભરતી આવવી જં જોઈએ. પણ પૂર્ણિમા ન હોય ત્યારે તેના હૃદયને ઓટ ન લાગવી જોઈએ. અમાસના ગાઢ અંધકારમાં આકાશ વાદળાંથી ઘેરાયેલું હોય ત્યારે પણ ચંદ્રદર્શનનો આનંદ તેને થવો જોઈએ. જેનો આનંદ બહારની દુનિયા સાથે સંકળાયેલો છે તે કવિ નથી. કવિ આત્મનિષ્ઠ હોય; કવિ સ્વયંભૂ હોય. પામર દુનિયા વિષયસુખમાં રાચે છે; કવિ આત્માનંદમાં ડોલે છે. લોકોને ભોજનનો આનંદ; કવિને આનંદનું ભોજન. કવિ સંયમનો પણ સંયમ છે અને તેથી જ સ્વતંત્રતાની સ્વતંત્રતા છે. ટેનિસને વહેતા ઝરણામાં આત્માનું અમરત્વ જોયું, કારણ અમરત્વનું ઝરણું તેને પોતાના આત્મામાં દેખાતું હતું. કવિ વિશ્વસમ્રાટ હોય છે; કારણ તે હૃદયસમ્રાટ હોય છે.

વિનોબા ભાવે

**Contributed by**

**Messrs Calico Industrial Engineers**

**20 Chakla Road, Andheri (East) Bombay-69**



ભારતીય જ્ઞાનપીઠ પારિતોષિકથી
પુરસ્કૃત બંગાળી કવિ

## વિષ્ણુ દે

ખાસ મુલાકાત
આ અંકમાં અન્યત્ર







કવિ વિષ્ણુ દેના આવાસનું એક દૃશ્ય

# કેશવ હર્ષદ ધ્રુવ

## ધીરુભાઈ પરીખ

બેઠી દડીનું એકવડું શરીર, ધોળી ચળકતી લાવણ્યવાળી ચામડી, ઊંડી વિદ્વત્તાના પ્રકાશથી ચળકતી ને સમજ તથા ભાવથી ભીની આંખો, માથે પાઘડી, બંધ ગળાનો લાંબો કોટ, પાટલૂન, મોજાં ને બૂટમાં' આકર્ષણ જમાવતી, પંડિતયુગના સાહિત્યકારની જે મૂર્તિનું ચિત્ર શ્રી ચૈતન્યપ્રસાદ દીવાનજીએ આંક્યું છે તે જ કેશવ હર્ષદ ધ્રુવ. ઈ. ૧૮૫૯ના ઑક્ટોબરની સત્તરમી તારીખે વડોદરા રાજ્યના બહિયલ ગામે મોસાળમાં એમનો જન્મ. કુળ સાઠોદરા નાગરનું. પિતાનું નામ હર્ષદરાય, માતાનું નામ રેવાબાઈ.

અમદાવાદમાં ખાડિયામાં આવેલી તે વખતની મયા મહેતાની ગામઠી શાળામાં એમનો વિદ્યારંભ. ત્યાંથી પછી પહેલા નંબરની ગુજરાતી શાળામાં દાખલ થયા. હાઈસ્કૂલ દરમિયાનના એમના જીવન પર સર્વશ્રી લલ્લુભાઈ પ્રાણવલ્લભદાસ, અંબાલાલ સાકરલાલ દેસાઈ અને કવિ દલપતરામની ગાઢ અસર પડેલી. વળી, કિશોરકાળથી જ વડીલ બંધુ હરિલાલની એમના ઘડતરમાં ઊંડી અસર રહેલી. પાછળથી એ અસર એમની પ્રાચીન સાહિત્યપ્રીતિમાં પરિણમેલી. એમનું વિદ્યાર્થીજીવન તેજસ્વી હતું. ઈ. ૧૮૭૬માં મૅટ્રિક પસાર કરી એ મુંબાઈની એલ્ફિન્સ્ટન કૉલેજમાં જોડાયા. શિક્ષણકાળની એમની વ્યવસ્થિત પદ્ધતિએ જ એમની આગળ ઉપરની સંશોધક સંપાદકની સુવ્યવસ્થાનાં બી વાવ્યાં હતાં. અહીં કૉલેજકાળ દરમિયાન જ એમને સંસ્કૃત સાહિત્યના અભ્યાસની લગની લાગેલી. આથી એમના પ્રાધ્યાપક ત્રિખંડપંડિત રામકૃષ્ણ ગોપાળ ભાંડારકરની એમના પર અપાર પ્રીતિ હતી. વચ્ચે મંદવાડને કારણે બે વર્ષ બગડતાં તેઓ ઈ. ૧૮૮૨માં બી.એ.ની પરીક્ષામાં દ્વિતીય વર્ગ સાથે ઉત્તીર્ણ થયા.

હવે વિદ્યાર્થીજીવન પૂરું કરી એ વ્યવહારજીવનમાં પડ્યા. ડૉ. ભાંડારકરની ભલામણચિઠ્ઠી સાથે. ઈ. ૧૮૮૨માં એ અમદાવાદની પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજમાં સંસ્કૃતના શિક્ષક તરીકે જોડાયા. પાંચ વર્ષ બાદ ઈ. ૧૮૮૭માં ભુજ (કચ્છ)ની ઑલ્ફ્રેડ હાઈસ્કૂલના હેડમાસ્તર તરીકે ગયા, અને ઈ. ૧૮૮૮ના જુલાઈ માસમાં ફરી અમદાવાદની એ જ ટ્રેનિંગ કૉલેજમાં પોતાના મૂળ સ્થાને પાછા આવ્યા. ઈ. ૧૮૯૪માં એઓ કચ્છમાં 'ટ્યુટર ટુ મહારાજકુમાર' (મહારાજાના કુંવરના શિક્ષક) તરીકે ફરીથી ગયા. દરમિયાનમાં પ્રથમ પત્ની ચતુરલક્ષ્મી અને વડીલ ભાઈ હરિલાલનાં મૃત્યુના બે આઘાતક બનાવો એમને સહન કરવા પડ્યા. ઈ. ૧૯૦૨માં એઓ અમદાવાદ પાછા ફર્યા અને સરકારી હાઈસ્કૂલમાં પહેલા મદદનીશ શિક્ષક તરીકે નિમાયા. એ જ વર્ષે ભરૂચમાં કાર્યકારી (ઍક્ટિંગ) હેડમાસ્તર તરીકે નિમાતાં ત્યાં ગયા. પછીને વર્ષે એમની ખેડા જિલ્લાના નાયબ શિક્ષણાધિકારી તરીકે નિમણૂક થઈ. વળી, દરમિયાનમાં ઈ. ૧૯૦૨માં મુંબાઈ યુનિવર્સિટીએ એમને એમ.એ. કક્ષાએ પરીક્ષક નીમી એમની વિદ્વત્તાને સમ્યક્ અર્ઘ્ય આપ્યો. ત્યાં તો ઈ. ૧૯૦૪માં નડિયાદ હાઈસ્કૂલમાં હેડમાસ્તર તરીકે એમની નિયુક્તિ થઈ, જ્યાં સાક્ષરવર્ય ગોવર્ધનરામ ત્રિપાઠી સાથેના એમના સંબંધો ઘનિષ્ઠ બન્યા. ચારેક વર્ષ પછી ત્યાંથી એમની બદલી અમદાવાદની આર. સી. હાઈસ્કૂલના હેડમાસ્તર તરીકે થઈ. ત્યાંથી ઈ. ૧૯૧૫માં નિવૃત્ત થતાં ગુજરાત કૉલેજમાં ગુજરાતીભાષાસાહિત્યના અધ્યાપક તરીકે સેવાઓ આપવા માંડી. ઈ. ૧૯૩૪માં એ પદેથી નિવૃત્ત થયા ત્યાં સુધીમાં એમણે એક વિદ્વાન અને સન્નિષ્ઠ અધ્યાપકની ગરવી છાપ શિષ્યમંડળ પર ઊભી કરી હતી.

સાહિત્યક્ષેત્રે એમની શક્તિઓની કદરરૂપ અનેક નાનીમોટી ઘટનાઓ પણ નોંધપાત્ર છે. ઈ. ૧૯૦૭માં મુંબાઈ ખાતે ભરાએલી દ્વિતીય ગુજરાતી સાહિત્ય પરિષદના એઓ પ્રમુખ વરાએલા. ઈ. ૧૯૨૦થી એઓ ગુજરાત વર્નાક્યુલર સોસાએટીના પ્રમુખ તરીકે વર્ષો સુધી ચૂંટાતા રહ્યા. એમની શક્તિઓની કદર બૂજીને એમને દીવાન બહાદુરનો ઈલકાબ પણ આપવામાં આવેલો. ઈ. ૧૯૩૦-'૩૧માં મુંબાઈ યુનિવર્સિટીએ એમને ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનો આપવા નિમંત્ર્યા હતા.

આવા સૌજન્યમૂર્તિ સાહિત્યકારની સાહિત્યસેવા અનેકક્ષેત્રીય હતી. નિબંધકાર, પુરાતત્ત્વવિદ્, વિવેચક, સંશોધક-સંપાદક, ભાષાંતરકાર ને શબ્દશાસ્ત્રી તરીકેની એમની વિવિધ પ્રવૃત્તિઓથી એક કાળે ગુજરાતી સાહિત્યમાં એમનું નામ અવિરત ગુંજતું હતું. ઈ. ૧૮૮૨થી '૮૭ દરમિયાન એમણે વાચનમનન અને સર્જન ફલન દ્વારા પોતાની ભાવિ કારકિર્દીની સદૃઢ ભૂમિકા તૈયાર કરી નાખી હતી.

એક તરફથી અંગ્રેજી કેળવણીનો મહિમા વધતો જતો હતો ત્યારે કેશવલાલભાઈ પ્રાચીન સાહિત્યની રસધારા સ્વભાષા દ્વારા લોકહૃદયમાં વહેવડાવતા હતા. એ વખતે એમ મનાતું કે છેલ્લા પાંચેક સૈકા દરમિયાન ગુજરાતી ભાષાના સ્વરૂપમાં કશો ફેરફાર થયો નથી. કેશવલાલભાઈએ પોતાના ખૂબ ઊંડા અભ્યાસની ફલશ્રુતિ તરીકે આ અભિપ્રાયનું પ્રથમ વાર જ ખંડન કર્યું, ને સંસ્કૃત, અપભ્રંશ, જૂની ગુજરાતી, એમ આપણી ભાષાના અવાંતર ક્રમો એમણે વિશદ શાસ્ત્રયતાથી છણ્યા, અને આ રીતે પ્રાચીન સાહિત્યના અભ્યાસી તરીકે એમણે પોતાની પ્રતિભાનો પ્રથમોન્મેષ પ્રગટ કર્યો. પછી તો એ દિશામાં અવિરત અભ્યાસ અને સતત સંશોધન એ જ એમની પ્રવૃત્તિ બની રહી. આ પ્રવૃત્તિના પરિપાક સ્વરૂપે ભાલણકૃત 'કાદમ્બરી' [illegible] 'પં[illegible] શતકનાં પ્રાચીન ગૂર્જર કાવ્ય', અખાના '[illegible] આ-

# સ્નોસેમ ઇન્ડિયા લિમિટેડ

## સિમેન્ટનાં અવનવાં ઉત્પાદનો બનાવનાર

## હવે ભારતમાં રજૂ કરે છે

# સુપર સ્નોસેમ

નવીન, વિશેષ સુશોભન કરતું વૉટરપ્રૂફ સિમેન્ટ કોટિંગ.

સ્નોસેમથી બહારની ભીંત સુશોભિત થતી, પરન્તુ **સુપર સ્નોસેમ**થી ભીંત એથી ય વધુ સુંદર થાય છે.

**વૉટર પ્રૂફ :**
સુપર સ્નોસેમનું નિર્માણ સફેદ પોર્ટલન્ડ સિમેન્ટ પર આધારિત છે એટલે જ તે પ્લાસ્ટર સાથે એકરસ થઈને ઈમારતને પાણી તેમજ ભેજથી બચાવે છે. તે ઊખડી જતો નાં તેમજ તેની પોપડીઓ ખરી પડતી નથી અને તેના પડ ઊતરી જતાં નથી

**ટકાઉ**
સુપર સ્નોસેમ પર તાપ ...ાદ કે ધૂળની અસર થતી નથી ...કે સ્નોસેમ ફિનિશ બીજા કરતાં વધારે ટકાઉ હોય છે

**કિફાયતી .**
...ર સ્નોસેમ નવીન ફૉર્મ્યુલાથી ...વેલ હોવાથી વધુ સરળતાથી ...ાડી શકાય છે, તેમજ વધુ ...રી સુકાઈ જાય છે. મજૂરીનો ...ં ઘટે અને લાંબો સમય ટકે એટલે સરવાળે સ્નોસેમ વધુ કરકસરયુક્ત લાગે છે.

**ધોઈ શકાય :**
સુપર સ્નોસેમના મેટ ફિનિશની તાજગીને જાળવી રાખવા તેને ફરીફરીને ધોઈને સાફ રાખી શકાય છે.

સુપર સ્નોસેમ જુદાજુદા ૧૧ જાતના, વાપરવા માટે તૈયાર રંગોમાં મળી શકે છે.

**સુપર સ્નોસેમ** પાઉડર રૂપે તૈયાર કરવામાં પાયાના પદાર્થ તરીકે સિલ્વિક્રીટ સફેદ સિમેન્ટ વાપરવામાં આવે છે.




**સ્નોસેમ ઇન્ડિયા લિમિટેડ**
કિલિક એસોસિયેટ...
કિલિક હા...
પો. બૉ...

સોલ સેલિંગ એજન્ટ્સ : કિલિક નિક્સન લિમિટેડ, મુંબઈ, દિલ્હી, કલકત્તા, મદ્રાસ, બેંગલોર

બીજો મહત્વપૂર્ણ બનાવતે આ જગ્યા હિશતગ

રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય

# રાષ્ટ્રિય એકતા

"ચાલો આપણે ભૂલી જઈએ કે, 'હું હિંદુ છું,' 'તું મુસ્લિમ,' અથવા 'હું ગુજરાતી છું,' 'તું મદ્રાસી'. ચાલો આપણે 'હું' અને 'મારૂં' ને સમગ્ર ભારતીય રાષ્ટ્રિયતામાં એકરૂપ કરી દઈએ સાથે ડૂબવાને કે સાથે તરવાને આપણો બહુજન સમાજ કૃતનિશ્ચય બનશે ત્યારેજ આપણે ખરેખરા સ્વતંત્ર થઇશુ"

—ગાંધીજી

ગુજરાત રાજ્યના માહિતી નિયામક દ્વારા પ્રકાશિત

એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય

## શ્રી સુરેશ જોષીને
## રણજિતરામ સુવર્ણચંદ્રક

ગાંધીજી ને બળવંતરાય ઠાકોરની સહિયારી પ્રવૃત્તિએ ૧૯૩૦ આસપાસ ગુજરાતી સાહિત્યની કાયાપલટ કરી તે પછી એની નખશીખ કાયાપલટ પોતાનાં સર્જન વિવેચનદ્વારા શ્રી સુરેશ જોષીએ કરી છે. છેલ્લા બે દાયકાના ગુજરાતી સાહિત્ય પર એમની સર્વતોમુખી પ્રતિભાની છાયા સર્વત્ર પથરાયેલી જણાય છે. 'ગૃહપ્રવેશ', 'બીજી થોડીક', 'અપિ ચ' અને 'ન તત્ર સૂર્યોભાતિ'ની કેટલીક વાર્તાઓ; 'કિંચિત્', 'કાવ્યચર્ચા', 'કથોપકથન', ને 'શૃણ્વન્તુ'નું કેટલુંક વિવેચન', 'જનાંન્તિકે', ને 'ઇદમ્-સર્વમ્'ના કેટલાક નિબંધો તેમજ એમના કેટલાક આસ્વાદ, અનુવાદ ને સંપાદન; તથા રવીન્દ્રનાથની પ્રતિભાનું મૂલ્યાંકન કોઈપણ ભાષાના સાહિત્યને ગૌરવ આપે એવું પ્રદાન છે. આવા સન્નિષ્ઠ સર્જક વિવેચકને ૧૯૭૧નો રણજિતરામ સુવર્ણચંદ્રક અર્પણ કરવાનો નિર્ણય સહુ કોઈ સાહિત્યરસિકને માટે આનંદની વાત છે. શ્રી સુરેશ જોષીને આ પ્રસંગ નિમિત્તે સવિશેષ અભિનંદન.

गात्राणि कालीयकचर्चितानि
सपत्रलेखानि मुखाम्बुजानि ।
शिरांसि कालागुरुधूपितानि
कुर्वंति नार्यः सुरतोत्सवाय ॥५॥

---

પૂઠા પરનું ચિત્ર

## હેમંત

વાસુદેવ સ્માર્ત

---

સૌ નાર રત્યોત્સવ કાજ હાવાં
અંગે પીળો ચન્દન-લેપ ચોળે,
મુખામ્બુજે આળખતી સુચિત્રો,
ને દેત કાલાગુરુ ધૂપ કેશે.

नवीनवर्षस्य नमस्कार ।

—— ० ——

वंदेऽहं वत्सरारंभे सद्गुरून् देवशंकरान् ।
हितं मे सर्वदेच्छन्ति सन्मतिं चार्पयन्ति ये ॥

मोहमयी
वत्सरारंभः
सं. १९५४

रघुनाथदास तनुजन्मा
दामोदरयुसः ।

કવિ બોટાદકરના હસ્તાક્ષરમાં સંસ્કૃત રચના
પોતાના કાવ્યગુરુ દેવશંકરભાઈને રચી મોકલેલા નવા વર્ષના નમસ્કાર

બીજો મહત્ત્વપૂર્ણ અનુવાદ તે આ જ ગાળા· ઉશનસ

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર · હેમંત · વિક્રમ સંવત ૨૦૨૯ · પરંપરિત અંક ૯૦ · દ્વિજ અંક ૧૮

નવેમ્બર–ડિસેમ્બર ઈ. ૧૯૭૨

□

કાવ્ય


| | | |
|---|---|---|
| ધીરુભાઈ પરીખ | પૂર્તિ | હેમંત |
| રાજેન્દ્ર શાહ | ૧૨૫ | રેવાતે વહેણ |
| પ્રિયકાન્ત મણિયાર | ૧૨૭ | જલપરી |
| રમેશ પારેખ | ૧૨૮ | બાળપણાનું રૂસણું |
| હેમલતા ત્રિવેદી | ૧૨૯ | સપનાં દીઠાં જો |
| હરિકૃષ્ણ પાઠક | ૧૩૦ | વડ, લીમડા ને આમલી |
| નિરંજન યાજ્ઞિક | ૧૩૩ | જતી વેળાનું ગીત |
| પિનાકિન્ ઠાકોર | ૧૩૪ | પાછા ફરતાં |
| આહમદ મકરાણી | ૧૩૪ | શૂન્યતા |
| યૉસેફ મૅકવાન | ૧૩૫ | સોનપરી–એક સ્વપ્ન… |
| મહેન્દ્ર ગોહિલ | ૧૩૫ | હતો-છું-હઈશ |
| ઉશનસ્ | ૧૩૬ | ડિસેમ્બરનું ફૂલ |
| શ્યામ સાધુ | ૧૩૬ | છું |
| કરસનદાસ લુહાર | ૧૩૭ | ઘરની પછવાડે |
| વ્રજલાલ દવે | ૧૩૮ | ઝીલું એથતે |
| મહેન્દ્ર સમીર | ૧૩૮ | છે |
| 'બાદલ' | ૧૩૯ | મોર |
| નવીન ત્રિવેદી | ૧૪૦ | રહી શેષ અત્ર દોરી |
| મહેન્દ્રકુમાર દેસાઈ (કુમાર) | ૧૪૧ | કુસુમાંજલિ |
| મહેશ જોશી | ૧૪૧ | ગઝલ |


ગદ્ય


| | | |
|---|---|---|
| કવિતાનું અધ્યયન | ૧૨૦ | ગુલાબરાય |
| ધીરુભાઈ પરીખ | ૧૨૨ | એઝરા પાઉન્ડ |
| કમલા પરીખ | ૧૨૫ | કોલરિજ |
| ધીરુભાઈ પરીખ | પૂર્તિ | ખોટાદકર |



□ 'કવિલોક' દ્વૈમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે—ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર ને ડિસેમ્બર માસના અંતમાં પ્રકટ થાય છે. □ વાર્ષિક દેશમાં રૂ. ૬, પરદેશમાં રૂ. ૧૦ યા પા. ૧, અમેરિકામાં રૂ. ૧૫ યા ડૉ. ૨; વિદ્યાર્થીઓ માટે અર્ધવાર્ષિક લવાજમની સગવડ રૂ. ૩; છૂટક નકલનો રૂ. ૧. □ લેખકોને કૃતિ-વિષેનો નિર્ણય જાણવા અથવા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા પોતાનું સરનામું કરેલું તથા પૂરું પોસ્ટેજ ચોડેલું કાર્ડ કે કવર મોકલવા વિનતિ છે. □ કૃતિઓ તથા લવાજમ મોકલવાનાં સ્થળ: 'કવિલોક' C/o લિપિની પ્રિન્ટરી, ૩૯૦ ગિરગામ રોડ, ઠાકુરદ્વાર, મુંબઈ ૨; યા કુમાર કાર્યાલય લિમિ. દ્વારા, ૧૪૫૪ રાયપુર અમદાવાદ-૧.

તંત્રીઓ: રાજેન્દ્ર શાહ અને બચુભાઈ રાવત
સહયોગ: જયંત પારેખ અને ધીરુભાઈ પરીખ

લવાજમ ભરવાનાં અન્ય સ્થળ
ત્રિપાઠી મા. લિ. પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબાઈ ૨

વીનસ સબ્સ્ક્રિપ્શન એજન્સી
રામસદન ૧લે માળે બારકરભાઈ લેન
ગામદેવી મુંબાઈ ૭

એસ. કે. મેઘાણી · ૧૪ અમરતલા સ્ટ્રીટ
કલકત્તા ૧


## ચિત્રસૂચિ


પૂંઠા પર: હેમંત (વાસુદેવ સ્માર્ત); કવિ ખોટાદકરના હસ્તાક્ષર; કવિ એઝરા પાઉન્ડ વિવિધ વયે; કવિ દામોદર ખુશાલદાસ બોટાદકર; પ્રો. ડૉ. સુરેશ જોષી: પલ્લીધર (બિહારીલાલ બારૈયા)



મુદ્રક અને પ્રકાશક: બચુભાઈ રાવત
કુમાર પ્રિન્ટરી · ૧૪૫૪ રાયપુર · અમદાવાદ-૧







△ પ્રાજ્ઞ પ્રયોગવીર કવિ એઝરા પાઉન્ડ : મથાળેથી—ચાર વિવિધ વય-અવસ્થાનું ક્રમિક દર્શન



કવિ દામોદર ખુશાલદાસ બોટાદકર

જન્મ : ૨૭-૧૧-૧૮૭૦

અવસાન : ૭-૯-૧૯૨૪





જમણી બાજુ : પ્રો. ડૉ. સુરેશ જોષી
જેમને ઇ. ૧૯૭૧નો રણજિતરામ
સુવર્ણ ચંદ્રક અપાયો છે.

હેમંત · વિ. સં. ૨૦૨૯ કવિલોક નવે.-ડિસે. · ૧૯૭૨

। ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ।

## કવિતાનું અધ્યયન

કવિ અને વાચકના ભાવ-સામ્યમાં જ કાવ્યની પૂર્ણતા છે. કવિતા, ભલે, ગમે તેટલી સ્વાન્તઃ સુખાય લખાય, પરંતુ કવિનો પરિશ્રમ તો ત્યારે જ સાર્થક થયો ગણાય જ્યારે એની કવિતાનો કોઈ રસાસ્વાદ કરે. જેવો રસ કવિના હૃદયમાં હોય છે એવા જ રસની જાગ્રતિ વાચકના હૃદયમાં અપેક્ષિત છે. કવિતાના રસાસ્વાદન માટે કેટલાંક સાધનોની જરૂર રહે છે. એમાં સહુથી પ્રથમ જોઈએ કવિ પ્રત્યેની સહાનુભૂતિ. આપણી પોતાની શ્રદ્ધા ગમે તે હોય, પરંતુ આપણે તો કવિના દૃષ્ટિકોણથી જ એની કૃતિનું અધ્યયન કરવું જોઈએ. ત્યારે જ આપણે એ કવિતાનો આનંદ માણી શકીશું. આથી જ કૃતિનું અધ્યયન કરતાં પહેલાં કવિના સમયના વાતાવરણનો અભ્યાસ પણ અપેક્ષિત રહે છે. કવિ પ્રત્યે સહાનુભૂતિ રાખવામાં એ જરૂરી નથી કે આપણે એની પ્રત્યેક વાતનું સમર્થન કરવું. સામાજિક આદર્શો તો બદલાયા કરે છે. કવિનો સામાજિક આદર્શ આપણા યુગનો સામાજિક આદર્શ હોઈ શકે તો પણ કવિને સંપૂર્ણપણે સમજવા અને એની આલોચના કરવા માટે એના જ દૃષ્ટિકોણથી એને સમજવાનો પ્રયત્ન કરવો જરૂરી છે. બધા જ કવિઓના દૃષ્ટિકોણ સાથે આપણે તાદાત્મ્ય સાધવું જરૂરી નથી. વાચકના રુચિ-વૈચિત્ર્યને આપણે વિસારી શકતા નથી, પરંતુ જો વાચક કોઈ કવિનો પૂર્ણ રસાસ્વાદ કરવા માગતો હોય તો, ઓછામાં ઓછું, અધ્યયન દરમિયાન પોતાની રુચિ પર નિયંત્રણ રાખવું આવશ્યક છે. આપણી રુચિને ભલે આપણે બદલી ન શકીએ, પરંતુ આપણા માપદંડથી કવિની આલોચના કરતાં પહેલાં એ સમજી લેવું જોઈએ કે કવિ પોતાના સમયના વાતાવરણનું સંતાન છે.

ગુલાબરાય

હેમંત • વિ. સં. ૨૦૨૯ કવિલોક નવે.-ડિસે. • ૧૯૭૨

।ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविराविर्म एधि।

## કવિતાનું અધ્યયન

કવિ અને વાચકના ભાવ-સામ્યમાં જ કાવ્યની પૂર્ણતા છે. કવિતા, ભલે, ગમે તેટલી સ્વાન્તઃ સુખાય લખાય, પરંતુ કવિનો પરિશ્રમ તો ત્યારે જ સાર્થક થયો ગણાય જ્યારે એની કવિતાનો કોઈ રસાસ્વાદ કરે. જેવો રસ કવિના હૃદયમાં હોય છે એવા જ રસની જાગ્રતિ વાચકના હૃદયમાં અપેક્ષિત છે. કવિતાના રસાસ્વાદન માટે કેટલાંક સાધનોની જરૂર રહે છે. એમાં સહુથી પ્રથમ જોઈએ કવિ પ્રત્યેની સહાનુભૂતિ. આપણી પોતાની શ્રદ્ધા ગમે તે હોય, પરંતુ આપણે તો કવિના દૃષ્ટિકોણથી જ એની કૃતિનું અધ્યયન કરવું જોઈએ. ત્યારે જ આપણે એ કવિતાનો આનંદ માણી શકીશું. આથી જ કૃતિનું અધ્યયન કરતાં પહેલાં કવિના સમયના વાતાવરણનો અભ્યાસ પણ અપેક્ષિત રહે છે. કવિ પ્રત્યે સહાનુભૂતિ રાખવામાં એ જરૂરી નથી કે આપણે એની પ્રત્યેક વાતનું સમર્થન કરવું. સામાજિક આદર્શો તો બદલાયા કરે છે. કવિનો સામાજિક આદર્શ આપણા યુગનો સામાજિક આદર્શ હોઈ શકે તો પણ કવિને સંપૂર્ણપણે સમજવા અને એની આલોચના કરવા માટે એના જ દૃષ્ટિકોણથી એને સમજવાનો પ્રયત્ન કરવો જરૂરી છે. બધા જ કવિઓના દૃષ્ટિકોણ સાથે આપણે તાદાત્મ્ય સાધવું જરૂરી નથી. વાચકના રુચિ-વૈચિત્ર્યને આપણે વિસારી શકતા નથી, પરંતુ જો વાચક કોઈ કવિનો પૂર્ણ રસાસ્વાદ કરવા માગતો હોય તો, ઓછામાં ઓછું, અધ્યયન દરમિયાન પોતાની રુચિ પર નિયંત્રણ રાખવું આવશ્યક છે. આપણી રુચિને ભલે આપણે બદલી ન શકીએ, પરંતુ આપણા માપદંડથી કવિની આલોચના કરતાં પહેલાં એ સમજી લેવું જોઈએ કે કવિ પોતાના સમયના વાતાવરણનું સંતાન છે.

ગુલાબરાય

# એઝરા પાઉન્ડ

૧૪મી નવેમ્બર ૧૯૭૨ના રોજ એઝરા પાઉન્ડનુ ઇટલીમા વેનિસ ખાતે અવસાન થયુ ત્યારે વીસમી સદીએ એક મહાન પ્રભાવોત્પાદક સર્જક અને પ્રાત પ્રયોગવીર ગુમાવ્યો અગ્રેજી કાવ્યજગતમા પાઉન્ડે પ્રવેશ કર્યો ત્યારે એક રીતે અધકાર યુગ જ હતો અને અસ્ત પામતા વિક્ટોરિયન–જ્યૉર્જિયન યુગના ઓળાઓ ઘૂમી રહ્યા હતા કોઈ સ્વતત્ર પ્રતિભાનો પ્રકાશ હજુ પથરાયો નહોતો પાઉન્ડમા આ નવોદયનુ પ્રથમ કિરણ જોવા મળે છે ચાલી આવતી વાગ્મિતા, અલકારોનુ આધિક્ય, નિર્જીવ છદબાજી આ બધામાથી પાઉડે કવિતાને નવો વળાક આપ્યો ભાષાના બેજવાબદાર ઉપયોગ સામે એણે સજ્જડ વિરોધ ઉઠાવ્યો સમસામયિક જીવનને સુસંગત ભાષા હોવી જોઈએ એમ પાઉડે વારવાર ઉચ્ચાર્યું એક એક શબ્દ કવિતામા તો સો ગળણે ગળાઈને જ આવવો જોઈએ આ માટે એમણે આરભમા કલ્પનવાદનો આહલેક જગાવ્યો 'A Lume Spento' નામક એમનો પ્રથમ કાવ્યસંગ્રહ ૧૯૦૮મા વેનિસથી પ્રગટ થયો અને એમની કીર્તિદા કૃતિ 'Hugh Selwyn Mauberlay' ૧૯૨૦મા પ્રગટ થઈ તે ગાળા દરમિયાન થોડા વર્ષો એમણે T E Hulmeની આગેવાની નીચે ખાસ તો જ્યૉર્જિયન પોએટ્રીના પ્રત્યાઘાત રૂપે કલ્પનવાદનો ઘેરો સક્રિય પ્રચાર કર્યો ૧૯૧૩મા 'પોએટ્રી' નામક સામયિકમા એમણે આ અગે લખો પણ લખ્યા, અને ૧૯૧૪મા કલ્પનવાદી કવિતાનો પ્રતિનિધિ સંગ્રહ 'Des Imagistes An Anthology' પણ પ્રગટ કર્યો

આમ આ સદીના બીજા દશકમા કવિતાક્ષેત્રે પોતાનો પ્રભાવ પાડવાનું શરૂ કરનાર એઝરા પાઉન્ડનો જન્મ સંપત્તિવાન મા બાપને ત્યા ઈ ૧૮૮૫ના ઑક્ટોબરની ૩૦મી તારીખે ઈડાહો રાજ્યના હેલી ગામમા થએલો માબાપ એને પેન્સિલવેનિયા લઈ ગયા ત્યારે એની ઉમ્મર માત્ર બે વર્ષની મ તૃપક્ષે તે એચ ડબલ્યુ લૉંગફેલોના સબધી પદરમે વર્ષે એ પેન્સિલવેનિયા યુનિવર્સિટીમા પ્રવેશ્યા પછી ગયા હેમિલ્ટન કૉલેજમા ૧૯૦૫મા એ Ph B થયા અને પછી M A થયા બાદ બે વર્ષ એઓ એ જ યુનિવર્સિટીમા ભાષા શિક્ષક રહ્યા

ઈ ૧૯૦૮મા એમણે યુરોપ તરફ પ્રયાણ કર્યું ૧૯૨૦ સુધી એઓ લડન રહ્યા આ દરમિયાન એમની મુખ્ય પ્રવૃત્તિ ફેનેલૉસાની ચીની હસ્તપ્રતોના અનુવાદો કરવાની એમણે ચીની કવિ રિહાકુની કૃતિ 'Cathay'નો પણ મુક્તાનુવાદ આપ્યો આમ, મૌલિક સર્જક કરતા સમર્થ અનુવાદક તરીકે એમણે એ વખતે સારુ નામ કાઢ્યુ એમના ઈગ્લૅંડવાસ દરમિયાન એમણે એલિયટ, યેટ્સ અને વિન્ડહામ લૂઈ જેવાના શૈલી ઘડતરમા મહત્ત્વનો ફાળો આપ્યો એલિયટની 'The Waste Land પર જો પાઉન્ડની કાતર ન ચાલી હોત તો એની સઘનતા અને ચોટ ખાખા પડી ગયા હોત ખુદ એલિયટ પણ આ ઋણનો સ્વીકાર કરતા કહે છે

> I have in recent years cursed Mr Pound often enough for I am never sure that I can call my verse my own just when I am most pleased with myself I find that I have only caught up some echo from a verse of Pound s

એમણે જ યેટ્સની શૈલીને ધારદાર કરેલી રવીન્દ્રનાથ ઠાકુરને પણ પશ્ચિમની દુનિયામા જાણીતા કરવામા પાઉન્ડનો ફાળો નાનોસૂનો નહોતો

આ વસવાટ દરમિયાન જ એમણે 'લિટલ રિવ્યૂ',

'ધ ડાયલ', 'પોએટ્રી' વગેરે સામયિકોમાં લેખો લખી પોતાની કાવ્ય વિભાવના પ્રચારવા માંડી હતી. કવિતાના ક્ષેત્રમાં એમણે કરેલા પ્રયોગો અંતસ્તત્ત્વ કરતાં આકાર પરત્વેના, સંભાર કરતાં શૈલી પરત્વેના હતા. એમના આ પ્રયોગો યુગની અને આંતર પ્યાસની આવશ્યકતામાંથી આવ્યા હતા. પ્રયોગોનું ક્ષેત્ર એ જવાબદારીભર્યું અને ખતરાવાળું છે એવી વૈજ્ઞાનિક દૃષ્ટિ પાઉન્ડમાં સદાય સજાગ હતી. અને આથી જ એમની કાવ્યપ્રવૃત્તિ એક પ્રાજ્ઞ પ્રયોગવીરની પ્રસાદીરૂપ રહી છે. એમણે પોતાની જ એક કવિતાને કાપતાં નીચેની બે પંક્તિઓમાં જ સમાવી દીધી હતી તે ઉદાહરણ આત્મરતિમાં રમમાણ એવા કહેવાતા 'પ્રયોગખોરો' તેમજ આધુનિકમાં ખપવા ખાતર આધુનિકતાના બાહ્ય 'જનોઈધરો' માટે ચીમકીરૂપ છે. પોચટ ઊર્મિલ અભિવ્યક્તિને તિલાંજલિ આપી સીધી સરળ કલ્પનપદ્ધતિથી કવિતા સિદ્ધ કરવાનો એમનો પ્રયોગ ઉક્ત પંક્તિઓમાં સફળતાને વરેલો કોઈ પણ જોઈ શકશે:

> 'The apparition of these
> faces in the crowd;
> Petals on a wet, black bough.'

આ બે પંક્તિને આપેલા શીર્ષકનો પણ એમણે કાવ્યાભિવ્યક્તિમાં લાઘવથી ઉપયોગ કરી લીધો છે. એ શીર્ષક છે: 'In a station of the Metro.' ભાષાનો સમુચિત ઉપયોગ, લાઘવ, મુક્ત છંદનો પ્રયોગ, કલ્પનની તાજગી આ બધું જ પાઉન્ડની 'પ્રયોગશાળા'માં જોઈ શકાશે. આથી જ પાઉન્ડની કાવ્યપ્રવૃત્તિ એ આધુનિક કવિતાની આદ્ય પ્રયોગશાળા બની રહે છે.

કૃત્રિમ છંદબાજીનો વિરોધ કરનાર પાઉન્ડ જબરી લયસૂઝ પણ ધરાવે છે તે વિસરવા જેવું નથી. કવિતામાં એઓ લયની અનિવાર્યતાનો અચૂક સ્વીકાર કરે છે. સૂક્ષ્મ લયાંદોલને એમની કવિતાને વધુ આસ્વાદ્ય બનાવી છે.

કવિતાને એમણે હમેશાં ગંભીર પ્રવૃત્તિ ગણીને જ અપનાવી હતી. એઓ માનતા કે સાચો કવિ તો પ્રયોગશાળામાં પોતાના પ્રયોગો સાથે એકતાન થઈ ગએલ વિજ્ઞાની જેવો હોય. તેને લોકાદરની ખેવના જ ન હોય. 'વાહ વાહ' અને 'દુબારા દુબારા'ને ઝંખતા તાળી–ચાહક કવિને તો તેઓ ધિક્કારતા, અને એને 'sham'–નકલી–કલાકાર કહેતા. એમને મન સાચો કલાકાર એટલે તો એકાંતવાસી આત્મસાધક!

આવા પાઉન્ડે ઈંગ્લૅંડમાં રહી આધુનિક કવિતા માટે જે પુરુષાર્થ ખેડયો તે અંગ્રેજી કાવ્યસાહિત્યના ઇતિહાસનું એક મહત્ત્વનું પ્રકરણ બની રહેશે. ભલે એઓ મોટા સર્જક નહોતા પણ વીસમી સદીના એક મહાન કવિતા–શિક્ષક અને કવિ ઘડવૈયા તરીકે એમની પ્રવૃત્તિ અવિસ્મરણીય રહેશે. આથી જ એલિયટે પોતાની 'યુગકૃતિ' 'The Waste Land'ના અર્પણમાં એમને 'il miglior fabbro' (અચ્છા કસબી) કહ્યા છે ને! અમેરિકન વિવેચક આર. પી. બ્લૅકમરેએ પણ એમને 'મહાન પદ્ય સર્જક' ગણાવ્યા છે, 'મહાકવિ' નહિ.

એમની મૌલિક શક્તિઓનો પરિચય કરાવતો સંગ્રહ 'Personae' બહાર પડયો ઈ. ૧૯૦૯ના એપ્રિલની સોળમી તારીખે. રુપર્ટ બ્રુક, એડવર્ડ ટૉમસ, યેટ્સ સહુએ એને એકી અવાજે વધાવી લીધો. ૧૯૧૨માં વિલિયમ કાર્લોસ વિલિયમ્સને અર્પણ થએલ ૨૩ કાવ્યોનો સંગ્રહ 'Repostes' બહાર પડયો અને પાઉન્ડની એક ક્રાંતિકારી સર્જક તરીકેની કીર્તિ અંકિત થઈ. ૧૯૧૫માં 'Poetical Works of Lionel Johnson', 'Cathay' અને 'Catholic Anthology' એમ ત્રણ પુસ્તકો પ્રગટ કર્યાં. ૧૯૧૬માં જપાની 'નોહ' નાટકનાં ઉત્કૃષ્ટ રૂપાંતરો આપ્યાં. (જપાની હાઈકુ અને તીન્કાની અસર પણ પાઉન્ડે સમુચિત રીતે ઝીલેલી) ૧૯૨૦માં એમની પ્રસિદ્ધ કૃતિ એચ. એસ. મૉબલી પ્રગટ થઈ

અને એમની કીર્તિને એક વધુ કળશ ચડયો. દરમિયાનમાં એમણે પોતાની શિષ્યા ડૉરૉથી શેક્સપિયર સાથે ૧૯૧૬મા લગ્ન કર્યું. તો ૧૯૧૭માં એમની પ્રસિદ્ધ પલળ રચના 'Cantos'ની માંડણી કરી દીધેલી.

પછી તો ૧૯૨૦ થી ૧૯૨૪ દરમિયાન એઓ પારી(સ)મા રહ્યા. ત્યાંથી એઓ ઈટલીમા Rapallo ખાતે રહ્યા. કૅન્ટોઝના વધુ કેટલાક ભાગ પ્રગટ કર્યા અનુવાદપ્રવૃત્તિ પણ એમણે ચાલુ રાખી. હવે એઓ રાજકારણ અને અર્થકારણમા સક્રિય રસ લેવા લાગ્યા. ૧૯૩૩મા 'Ezra Pound's ABC of Economics' પ્રગટ થઈ. એમના પત્રોમા મુસોલિની અને ફાશીવાદની તરફદારી પ્રકાશવા લાગી ચેટ્સ, જોઈસ, હેમિંગ્વે વગેરે પાઉન્ડના આ 'ગાંડપણ'થી નારાજ થયા ત્યા તો ૧૯૩૯મા પાઉન્ડે ત્રીસ વર્ષના લાબા ગાળા બાદ સ્વદેશ અમેરિકાની મુલાકાત લીધી. હેમિલ્ટન કૉલેજે પાઉન્ડને માનદ્ ઉપાધિ એનાયત કરી.

બીજા વિશ્વયુદ્ધના આરભમા જ એમણે ઈટલીની ફાશીવાદી સરકારના આકાશવાણી પ્રચારક તરીકે કામ કર્યું રેડિયો રોમ પરથી મુસોલિની તરફી વાક્પ્રવચનો પ્રસારિત કર્યા આથી અમેરિકન સરકારે એમના પર દેશદ્રોહનો આરોપ મૂક્યો મે ૧૯૪૫ થી એક વર્ષ માટે એમને ઈટલી ખાતેની અમેરિકન લશ્કરી જેલમા રાખવામા આવ્યા અહીં એમને કોઈની સાથે મળવા દેવામા આવતા નહિ. વાત કરવાની પણ એમને માટે મનાઈ. ઉપરથી ભયકર પ્રકાશનો ધોધ એમના પર ફેંકી એમને સુવા પણ ન દેતા. આ અત્યાચારોની અસર પાઉન્ડના મગજ પર થઈ. જ્યારે એમના પર મુકદ્દમો ચાલ્યો ત્યારે સ્વબચાવ માટે અસમર્થ એવા પાઉન્ડને ડૉક્ટરો અને વકીલોએ અસ્થિર મગજના જાહેર કર્યા પરિણામે એમને વૉશિંગ્ટનની સેઈન્ટ એલિઝાબેથ્સ ઑસ્પિટલ ખાતે ૧૨ વર્ષ સુધી ગોંધી રાખવામા આવ્યા

જ્યારે એઓ ૧૯૪૫-૪૬ દરમિયાન ઈટલી ખાતેની અમેરિકન લશ્કરી જેલમા હતા ત્યારે એમણે એમના પ્રખ્યાત 'The Pisan Cantos' લખ્યા, અને ૧૯૪૮માં એ પ્રગટ થયા. અમેરિકન સરકારે એમને દેશદ્રોહના આરોપસર જેલમા ધકેલી દીધા હતા ત્યારે સર્જાએલ આ કૅન્ટોઝને અમેરિકાનું જ ૧૯૪૯નું બોલિન્જન (Bollingen) પારિતોષિક એનાયત કરવામા આવ્યુ એ કેવો વિધિસંકેત! પાઉન્ડની પ્રતિભાનો આ નિરપેક્ષ પુરસ્કાર પાઉન્ડ અને અમેરિકા બન્ને પ્રત્યે માનની લાગણી જન્માવે તેવો છે. પાઉન્ડને તેમના શુભેચ્છકો અને મિત્રોની દરમિયાનગીરીથી ૧૯૫૮ની ૧૮મી એપ્રિલે મુક્ત કરવામાં આવ્યા. પાઉન્ડની મ નસિક સ્થિતિ ત્યારે પણ અસ્થિર જણાય ખુમારીવાળી હતી. એમણે છૂટતાની સાથે જ ઉચ્ચારેલુ 'No wonder my head hurts, all of Europe fell on it. When I talk it is like an explosion in an art museum, you have to hunt around for the pieces'

નેપલ્સના બદરે ઊતરતા જ અમેરિકા પ્રત્યેનો એમનો ક્રોધાગ્નિ ભભૂકી ઊઠેલો:

'All America is a lunatic asylum. They made me pass for a madman, in order that young people should not listen me any more' પરતુ ત્યાર પછી ધીમે ધીમે એઓ અતરાભિમુખ (!) થતા ગયા અને ક્વચિત્ પ્રસંગોપાત્ત જ એ બોલતા. એમનું આ વેધક મૌન '. young people should not listen to me any more' શબ્દોની નાટચવક્રોક્તિનું કેવુ વિષાદમય સભારણું બની રહે છે!

ભલે, ત્યાર પછી એઓ બહુ બોલ્યા નથી, પરંતુ તે પહેલા એ જે બોલી ગયા (અને લખી પણ) તેના આંદોલનો હજી અનેક વર્ષો સુધી કવિતાના વાતાવરણને ઝંકૃત રાખશે એ પાઉન્ડની ઓછી દેણગી નહિ ગણાય.

ધીરુ પરીખ

## રાજેન્દ્ર શાહ

### રેવાને વહેણ

**સવાર**

રેવાને વહેણ સરી જાય મુજ તરી.
અરુણ સવાર,
ઝાકળભીની કિનાર;
મંદ મંદ વહે શીળી સમીરલહરી.

તરંગની છોળે મંદ્ર જલકલરવ:
રવિનાં કિરણ
તણું ભેળું સંચરણ;
રગે રગે કલિનો ઉઘાડ મુદામય.

રેવાને વહેણ સરી જાય મુજ તરી.
મંદિર ઝાલર–
જાગ્રત સચરાચર:
ભર્ગોજ્જવલ ઘટ બે કોઈ સ્ત્રીજાય ભરી.

હવાને સંસ્પર્શે રણઝણે રમ્ય ગીતિ:
વેકુર કંકર
ભેખડ તૃણ કોતર
ઝીલે કાન ધરી, ઝીલે સમગ્ર આ ક્ષિતિ.

વનપ્રાન્તમાંથી રેલાય પંચમ સૂર:
ગગન ગગન સ્પંદમય મારે ઉર.

**બપોર**

શીતલ જલ ને તપ્ત પુલિન પવન,
આભલું અલસ,
ક્લાન્તિ નીંદરવિવશ;
નાંગરેલ નાવ લહી તટતરુ વન.

નાવને અડી અબોલ વહી જાય નીર.
કમંડલું ધોઈ
ભરી લઈ સાધુ કોઈ
વડછાયાપથે પળે ચરણથી ધીર.

## કૉલરિજ

(ગતાંકથી ચાલુ)

**કમલા પરીખ**

કૉલરિજ અને વર્ડ્ઝવર્થનાં નામ અને કામ બન્ને જુદાં પાડવાં એ ઘણું અઘરું છે. કૉલરિજની કવિપ્રતિભાને પરિપક્વ બનાવવામાં વર્ડ્ઝવર્થનાસહચારે મહત્ત્વનો ફાળો આપ્યો હતો. વળી ડૉરૉથીની સહાનુભૂતિપૂર્ણ બુદ્ધિએ પણ કવિની કલ્પના પર સુખદ અસર ઉપજાવી હતી. ડૉરૉથીની મૂર્તિ તેમના 'Love' અને 'Dark Lady' કાવ્યમાં પ્રગટ થયા વગર રહેતી નથી.ભયના ઓળાથી ઘેરાયેલા કવિ જંગલના એકાંતમાં ડૉરૉથીની હાજરીથી ભયમુક્ત બની જતા. કવિ આ ભાઈબહેનના સહવાસથી નવો અવતાર પામ્યા ને તેમનામાં સુષુપ્ત પડેલી સર્જન-શક્તિએ આળસ ખંખેરી. જાણીતા વિવેચક જ્હૉન મિડલટન મરી કહે છે કે, 'કૉલરિજ માટે વર્ડ્ઝવર્થ એક ભવ્ય વૃક્ષ જેવા હતા, જેને સહારે એમની સર્જનશક્તિ વેલની જેમ પાંગરી અને ખીલી ઊઠી હતી.' આ બન્ને પ્રતિભાશાળી વ્યક્તિઓના મૈત્રીસંબંધો ઘસાયા ત્યારે એ બન્ને વિભૂતિઓને તથા એમની કૃતિઓને પણ સહન કરવું પડ્યું. વર્ડ્ઝવર્થ કૉલરિજના મિલન પહેલાં ને તે પછી પણ મજબૂત રહ્યા, કારણ કે એ તો હતા ભવ્ય વૃક્ષ જેવા, જ્યારે કૉલરિજ તો એ વૃક્ષનો સહારો જતાં પૃથ્વી પર પટકાઈ પડ્યા. વર્ડ્ઝવર્થ માનતા કે કૉલરિજ કુદરતના પોષણમાંથી ક્રૂર વિચ્છેદ પામેલું કુદરતનું એક સર્જન હતા. કૉલરિજને પણ આ સત્ય વર્ડ્ઝવર્થની હાજરીમાં સમજાયું

હતું. બન્ને કવિઓએ જર્મનીની મુલાકાત લીધેલી; પણ વર્ડ્ઝવર્થ કોઈ પણ વિચારના પ્રવાહથી ક્ષુબ્ધ થયા નહોતા, જ્યારે કોલરિજ તો આધ્યાત્મિકતાના રંગે રંગાયા હતા, કારણ ફક્ત એ જ કે વર્ડ્ઝવર્થનાં મંતવ્યો 'ધ્યાનમગ્ન વિચારદશા'ની ઊપજ હતાં, જ્યારે કોલરિજનાં મંતવ્યો 'વિચારશીલ ધ્યાન'ની નીપજ હતી. વર્ડ્ઝવર્થની કવિતામાં તેના સરળ જીવન અને વ્યક્તિત્વની સ્વાભાવિક અભિવ્યક્તિનાં દર્શન થાય છે, જ્યારે કોલરિજનું વ્યક્તિત્વ જીવનની એકસૂત્રતાના અભાવે ગૂંચવાયેલું જણાય છે. આવી ગૂંચવણોમાંથી મુક્તિ મેળવવા કવિ કવિતાની છત્રછાયા નીચે પહોંચી જતા. એક વિવેચક લખે છે કે વર્ડ્ઝવર્થનું ધ્યેય અર્થઘટનનું હતું, જ્યારે કોલરિજનું ધ્યેય આશ્રયનું. તે વિવાદ ને વિસંવાદની સૃષ્ટિમાંથી સ્વરચિત સૃષ્ટિમાં છટકી જતા. એ સૃષ્ટિની જાદુઈ અસરમાંથી મુક્તિ મેળવવાનું કામ તેમને માટે અશક્ય બની જતું. વર્ડ્ઝવર્થની કૃતિઓના વાચનથી જાણે તેના સમગ્ર અસ્તિત્વ સાથે ઐક્ય સાધતા હોઈએ તેમ અનુભવાય છે, જ્યારે કોલરિજની કૃતિઓમાં સમગ્ર કોલરિજ નહિ પણ વિચિત્ર સ્વપ્નસેવી કોલરિજનો જ પરિચય પામીએ છીએ. ત્યાં તો અધ્યાત્મવાદના અજવાળે પ્રકાશતો કોલરિજ જ આપણને દૃષ્ટિગોચર થાય છે. એમનાં ઉત્તમ કાવ્યો જીવનતત્ત્વજ્ઞાનનું નહીં પણ દર્શનની અલપઝલપ પળોનું જ પ્રતિબિંબ પાડે છે. છતાં પણ વિશુદ્ધ કલ્પનાથી મઢેલા સમૃદ્ધ પ્રદેશોના એ મોહભર્યા પ્રવાસો કવિને અમરત્વ અર્પી રહે છે.

નેધર સ્ટોવેનાં વસવાટ દરમિયાન,





પરિક્રમા કરંત યાત્રિકનું ત્યાં વૃંદ
વીખેલ ! ઈંધને
કૈંક રાંધી, તૃપ્ત, કને
પોઢેલ માબોળે બાળક જેમ નચિંત.

શીતલ જલને તપ્ત પુલિનપવન.
તેજભીની ઝાંય
લોચને રવિ અંજાય :
રૂપાન્તરે સકલ જાગ્રત ને સ્વપ્ન.

નાંગરેલ નાવ અડી વહી જાય નીર :
ગતિ-લય-સમ-સ્થિતિ ન્યાળી રહે નીર,

સાંજ

ગભીર ઊંડાણનું ન કળાય : વહન.
નાવ સરે સ્થિર;
ઝાંખા થયે દૂર તીર :

રેવાપટ સ્વયં સાયંકાળનું ગગન.
કિરણ શમે; પ્રગટે વર્ણનો વિભવ.
ધવલ– પાટલ–
જાંબુનીલ તે શ્યામલ
ક્ષણે ક્ષણે ક્ષીણ, પામે તિમિરે વિલય.

ધરા-અધરાનો કોઈ ભેદ નવ રહે.
વિહંગની વાણી
ઝીલે નીડ ને આ પાણી,
નભને તારક, દગ કંપ મૃદુ લહે.

હવે નહિ તટ, ન પ્રવાહ, નહિ નાવ,
નેત્ર નિમીલને,
અગોચરને અંજને;
કોઈ બિંદુમહીં સમાહિત મન ભાવ.

ધરા-અધરાનું નહિ કોઈ આવરણ :
સ્પંદનવિણ કેવલ હંસનું શ્વસન.

## પ્રિયકાન્ત મણિયાર

### જલપરી

નાહીને આવી નીરખું તને
જલપરી જાણે જગમાં આવી
ધવલ ધવલ જૂઈની ફૂપરે
કેશઘટામાં કેટલો અષાઢ લાવી.

તુજના સમું કોઈ નથી અહીં
જગમાં બીજું જાણું
જલમાં પડયું એક બીજું રૂપ
વણજોયા વિણ માણું
આભને લલાટ સૂરજ ભર્યો
ને રાતને અંધાર
આંખડી એવી શ્યામ સજાવી.

જલના જેવો એક અરીસો તુજમાં ડૂબકી દેતો
નિજની કાયા ક્યાંય નહીં ને તુજના રૂપને વ્હેતો
લાગણી એની
આટલાં અપરંપાર ખીલેલાં
હોય છે ઓછાં–કેટલે ગુલાબ ગાવી?
તેં
એક ધર્યું ફૂલ
ને મારા ભમતા સમીરને આંખડી ઊગી
એટલામાં તો પગલી તારી
ક્યાંય ને ક્યાંય ગઈ પૂગી
જલપરીને જાણતા મેં તો મારી તરસો તાવી.



S T Coleridge

'The Ancient Mariner'ના સર્જન પછી ત્રણેક વર્ષના ગાળામાં કવિએ જે બીજાં કાવ્યો લખ્યાં તેમાં 'Christabel', 'Frost at Midnight' ને 'Kubla

Khan' મુખ્ય હતાં. આ ત્રણે કાવ્યો કવિને અંગ્રેજી રોમૅન્ટિસિઝમની પ્રથમ પેઢીના ખૂબ જ આગળ પડતા કવિ તરીકે રજૂ કરે છે. ઈ. ૧૭૯૮ના સપ્ટેમ્બરમાં એમની સાહિત્યિક કારકિર્દીનો અંત આવ્યો, કારણ કે પછીનાં બે વર્ષ એમની પડતીનાં વર્ષો હતાં.

વર્ડ્ઝવર્થ અને ડૉરોથી ત્યાર બાદ ઈંગ્લૅંડના મનોહર સરોવરપ્રદેશમાં નાનકડા આસમીઅર સરોવરને કિનારે આવેલી 'ડવ કૉટેજ' નામની રળિયામણી કુટિરમાં રહેવા ગયા. ઈ. ૧૮૦૦માં કોલરિજ પણ સહકુટુંબ એ પ્રદેશમાં રહેવા ગયા અને આસમીઅરથી ૧૨ માઈલ દૂર આવેલી ગ્રેટા હૉલ નામે ઇમારત ખરીદી. આજે તો ત્યાં એક શાળા બેસે છે. વર્ડ્ઝવર્થની ડવ કૉટેજની જેમ એ મુલાકાતીઓ માટે ખુલ્લી મૂકવામાં નથી આવી. આ જ સરોવરપ્રદેશમાં ત્રીજા કવિ રૉબર્ટ સધે પણ કુટુંબ સાથે આવી વસ્યા. આમ, કવિકુટુંબની ત્રિવેણીનો ત્યાં ફરી પાછો સંગમ થયો. પરંતુ કોલરિજનું કથળેલું લગ્નજીવન હવે વધુ લાંબો વખત ચાલે તેમ ન હતું. થોડાં જ વર્ષો બાદ તેમનાં પત્ની તેઓથી છૂટાં પડ્યાં. વળી, પડતીનાં આ વર્ષોમાં નિર્વાહનો પ્રશ્ન પણ કવિને ઘેરી વળ્યો. ચાર્લ્સ લૉઈડ નામના એક વિદ્યાર્થીને તેઓ વર્ષના ૮૦ પાઉંડની ફીથી ભણવા માટે પોતાને ત્યાં રાખતા તે પણ કવિનું ઘર છોડી ચાલ્યો ગયો. પરંતુ આ વખતે તેમના બે ધનિક મિત્રો તરફથી ૧૫૦ પાઉંડનું વર્ષાસન તેમને બાંધી આપવામાં આવ્યું. એમાં શરત હતી કે કોલરિજે કવિતા અને તત્ત્વજ્ઞાનને જ

## રમેશ પારેખ

### બાળપણાનું રૂસણું

જા, નથી પ્હેરવાં કપડાં
મારે નથી પ્હેરવાં
લે, ખમીસ...
લે, ચડ્ડી...
કપડાં નથી પ્હેરવાં...
પવન અને તડકો યે કપડાં ક્યાં પ્હેરે છે?
ક્યાં પ્હેરે છે ખમીસચડ્ડી નાગુંપૂગું ઝરણું?
જોને, ઝાડછાયડી રોજ મળીને
ચોરસિપાઈ રમતાં
ભણવા કોણ જાય છે?
ખિસકોલી ને મોર ચોપડી ક્યાં વાંચે છે?
ફળિયાનો ઊંઘણશી લીમડો સાવ ઠોઠ છે
તો ય કેટલો ડાહ્યુડો છે?
પતંગિયાં તો આધ્ધમ આઘે જાય
વાદળાં નદીતળાવે ધૂબકે ડૂબકે ન્હાય
એમને કોઈ વઢે છે?
બા, હું તારો નહીં નાનિયો
તું મારી બા નહીં
તને જા, ઈટ્ટાકિટ્ટા
મારે છે ને, સાચુકલી બા પરી...
હું પ્હેરણ ફેંકી દઉં, લે...ડીંગો
ચડ્ડી ફેંકી દઉં, લે...ડીંગો
દફતર ફેંકી દઉં, લે...ડીંગો
જોજે, દરજી પાસે પાંખ વડાવી
મને પરી બા દેશે
ત્યારે આ બંદાનો વટ પડવાનો
ઘંટ વગડશે તો પણ
ભણવા નહીં જાવાનું
ઝુબંઝુબ્બા તળાવમાં ન્હાવાનું
કાળો ચોર થવાનું
હાઉ કરીને તને રાતના બ્હીવડાવાનું

જાદુમંતર છૂ થાવાનું...
તને થશે કે, અરે, નાનિયો ક્યાં છે?
ત્યારે આધ્ધમ આવે વાદળ પાસે ઊડી જવાનું
ઊડતાં ઊડતાં થાકી જઉં
તો
તરત પરી-મ્માના ખોળામાં
ડાહ્યોમાહ્યો ઘસઘસ ઊંઘી જાઉં...

## હેમલતા ત્રિવેદી

### સપનાં દીઠાં જો

દિવસ ને રાત મેં તો જાગીને સપનાં દીઠાં જો
  વેદનાની વડવાઇ ફેલાણી મારા આંગણામાં.
નાગણીની જીભ શો વળાંક એની એક એક ડાળી જો
  પરસું ત્યાં ડંખ એના લીસા ઝીલાય મારા કાળજામાં.
લીંબુચટ્ટાક કંઈ રોમ રોમ રંગત પૂરે જો
  વાંકી-ઓકળિયુંના સમદર લે'રાય મારી નદિયુંમાં.
પાંચે પટરાણિયું રાજાને મ્હેલથી નીસરી જો
  માયાનાં ઓઢણાંની ભાત્યું ચિરાઇ જગ-ઝખરામાં.
સાતમા પતાળે એક સંપુટમાં મોતી મ્હોર્યું જો
  એને ના કોઇ સંગ લીધા-દીધાનું મારા સપનામાં.
વડવાઇ સંગ હું તો હીંચની હોડ લઇ બેઠી જો
  આભે અફળાય ઠેસ એવું કંઇ જોર ચડ્યું બાવડામાં.
સાવિત્રીવ્રત મારે પીડાના વડલાનું પૂજન જો
  હૈયું ગુલાલ થઇ ફૂટ્યું આ લાલઘૂમ ટેટામાં.

પોતાનો બધો સમય સમર્પિત કરવો. વર્ષાસન મળવાથી કવિની જર્મની જવાની ઉત્કટ ઈચ્છા પૂર્ણ થઈ, અને વર્ડ્ઝવર્થ સાથે જર્મની જઈ તેમણે જર્મન સાહિત્ય તથા તત્ત્વજ્ઞાનનો ખૂબ ઊંડો અભ્યાસ કર્યો.

ઈ. ૧૮૦૦થી ૧૮૧૬ સુધીની એમની પ્રવૃત્તિ અનિયમિત રહી. આ ગાળા દરમિયાન તેમને વર્તમાનપત્રો અને પુસ્તકવિક્રેતાઓ માટે લખવું પડ્યું. પછી નેલ્સનના કપ્તાન બેલના સેક્રેટરી તરીકે તેઓ રહ્યા. ઉપરાંત એમણે કેસવિક, માલ્ટા અને રોમની પણ મુલાકાતો લીધી અને ઈ. ૧૮૧૬માં લંડન પાછા ફર્યા. એ વખતે એમનાં પત્ની અને બાળકો સરોવરપ્રદેશમાં કવિ સધેના આશ્રયે જીવતાં હતાં.

હવે જીવનમાં હારેલી બાજી ભૂલવા કવિએ અફીણનો આશ્રય લીધો, અને તે ઉત્તરોત્તર ગુલામીમાં પરિણમતો ગયો. પોતાના એ અધઃપતનથી તેઓ પૂરેપૂરા સભાન હતા. વર્ડ્ઝવર્થના કુટુંબ માટે પાછળથી તો તે અફીણની આદતને લીધે દખલરૂપ બનેલા એવી ટીકા ખુદ વર્ડ્ઝવર્થ તરફથી સાંભળી તેમને દુઃખ તો થએલું, પણ એ વાતનો પોતે જ સ્વીકાર કરતાં કહે છે કે ખુદ વર્ડ્ઝવર્થ પણ મારી એ આદત છોડાવવા નિષ્ફળ બનેલા અને પરિણામે હું ખરેખર જ દખલરૂપ બનેલો! એમની તબિયત હવે લથડવા લાગી. આ ટેવમાંથી એમને મુક્ત કરવા એમના મિત્રો મથ્યા, પણ કવિ માટે એ સહન કરવા કરતાં મૃત્યુ વધારે શ્રેયસ્કર હતું. છતાં પણ અફીણની નાગચૂડ છોડાવવાના મિત્રોના પ્રયત્ન ચાલુ જ રહ્યા. પ્રસંગોપાત્ત તબિયત સુધરતી ત્યારે થોડા વખત માટે પેલો જૂનો આનંદ પુનઃ પ્રાપ્ત થતો. આમ એમનું

સ્વાસ્થ્ય વારંવાર સંતાકૂકડી રમતું.

પડતીના એ દિવસોમાં પણ તેઓ મિત્રો-વિહીન તો રહ્યા જ નથી. અને અંતે મિત્રોનીજ સહાનુભૂતિભરી મંજાળથી ધીમે ધીમે એ અફીણની આદતથી મુક્ત થતા ગયા, અને પુનઃ તંદુરસ્તી પ્રાપ્ત થતાં તેમણે અંગ્રેજી સાહિત્યના તત્ત્વજ્ઞાન અને વિવેચનના ખજાનાને 'The Biographia Literaria', 'Notes on Shakespeare and Milten', 'The Lay Sermon' અને 'Aids to Reflection' થી સમૃદ્ધ કર્યો. છેલ્લે મિત્રોના કહેવાથી તેમણે લંડનમાં વ્યાખ્યાનો યોજ્યાં. ભાંગેલી તબિયતે અપાએલાં છતાં એ વ્યાખ્યાનો ખૂબ સફળ થયાં. જ્હૉન સ્ટર્લિંગ, ટૉમસ કાર્લાઈલ, એડવર્ડ ઈર્વિંગ, હેઝલિટ, લૅમ્બ, ક્રૅબ અને રૉબિનસન જેવા સાહિત્યકારો તેમની એ વાગ્છટા સાંભળવા આવતા.

ઈ. ૧૮૧૯માં ફરી પાછા મિત્રો સાથેની ગેરસમજૂતીથી નિરાશ થએલા અને આર્થિક જરૂરિયાતથી મૂઝાયેલા કવિને એક વધુ ફટકો પડ્યો. તેમના પુત્ર હાર્ટલેને તેના અસંયમીપણાને કારણે ઑક્સફર્ડ ફેલોશિપમાંથી બકાત રાખવામા આવ્યો. કવિને પોતાના પુત્રની વિદ્વત્તાના વિજય અને ઝળહળતા ભાવિ માટે આનંદ અને ગર્વ હતાં. એટલે પુત્રના આ પતનમાં એમને પોતાની જ નબળી ઈચ્છા-શક્તિનો વારસો દૃષ્ટિગોચર થયો. આ આઘાતથી તેમની તબિયત વધુ લથડી અને એમણે ફરી પાછો અફીણનો સથવારો શોધ્યો. પરિણામે એમના સાહિત્યસર્જનનો સૂર્ય અસ્તાચળે ઢળવા લાગ્યો. ઈ. ૧૮૩૦થી '૩૪ના ગાળા

હરિકૃષ્ણ પાઠક

## વડ, લીમડા ને આમલી

સાંભળ્યું છે કે–
વડલા, આવળ-બાવળ, બેર, લીમડા નથી વાવતું કોઈ,
કોઈ નથી વાવતું હવે આમલી–પીપળ...
એવા કોણ ઉછેરે ઝાડ!
હવે તો કાપે છે; બસ, કાપે છે સૌ વૃક્ષ માત્રને,
કાપે છે સઘળો લીલો સંસાર
જેને સમજણથી હું ઝાડ કહી ઓળખતો આવ્યો.

હવે ગામ કે ખેતરને રસ્તે રસ્તે
કંઈ જતા-આવતા કો'ક વાર તો
અટકી જતા પાય...ઘડીભર :
પછી ઝૂલવા લાગે આંખે કો'ક ઘટા
ને વાકી ચૂકી રુક્ષ-રમ્ય એકાદ ઝૂમતી છટા;
પાનખરની બપોરે અલસ આંખથી જોએલી ખરતી
તે સઘળી ક્ષણ!
કો'ક ટહુકાનું તાજું પાન અને કંઈ તરતા પીછાં...
ફાળ ઘડીભર પડે!
પછી સમજાય : અહીં તો હતું કો'ક–
ને હવે ?–માત્ર સ્મરવાની વાતો.

હજી સાંભરી આવે છે–
એ પ્હેલો વ્હેલો ઝાડ ઉપર ચડતા શીખ્યો
તે દિવસ પ્રતાપી!
ફળિયાનો તોતિંગ લીમડો–
ખરબચડો એ સ્વાદ
હજી ચચરે છે મારી ત્વચા મહીં;
ને હજી ઝલમલી જાય
પાનની કરકરિયાળી કોર મહીંથી જોએલાં
શેરી, ફળિયું ને ગામ,
ફળીનાં અંબામાં તો ઘરડી આંખે કરી નેજવું
અનુભવી નજરે વેતા કે તાગ આવતાં ચોમાસાનો
જોઈ કેટલી ઊંચી ડાળે કાગ બેસતા માળે.

એમની આંખોની શ્રદ્ધાનો યે માળો
વસતો'તો કો'ક ડાળમાં.
હવે ડાળ એ નથી, લીમડો નથી
અને શ્રદ્ધા ભટકે છે;
હવે કો'ક દી કણું થઈને પડે આંખમાં
ચચરે થોડી વાર...

સાંભરી આવે છે—
એકાદ પાદરે જોએલો ને હજી આંખમાં ટકી રહેલો
જોગંદર શો વડલો :
એનું બાર બથોડાં જેવું મોટું થડ,
ધીંગી વડવાઈ, ઘેરી ઘટા,
છાંયડે પોરો ખાતી ભાતીગળ એ દુનિયા–
જેમાં કો'ક મદારી-વાદી
એનાં વાનર-કૂકડાં-સાપ-નોળિયા લઈ વિસામે;
ઊંટ-કૂતરાં-ઘોડાં લઈ આવી પડતી
રખડુ-ભટકુની ટોળી
ને કયારેક બેસતાં ગાયોનાં ધણ,
હરતા ફરતા કાળા કાળા પ્હાડ લઈ
ઝૂકી પડતી ખાખીની ધૂણી;
ઘેનભરી ચુંગીની ઊંડી ઘૂંટ–
બધું ઘેઘૂર; બધું ભાતીગળ!
લાલ ઘૂમ ટેટાને ઠોલે સૂડા,
ડોલે લાંબી ખેપ કરી આવેલાં
ગાડાંની શિંગડિયું કેરા પોરા...
આઘા ઓરા ..આઘા ઓરા
ઝલમલ વ્હેતા જાય વાયરા,
સમય જાય વીંઝાતો સૂના રસ્તે રસ્તે
વડનો છાંયો હવે મળે ના ક્યાંય...
કો'ક દી કણું થઈને પડે આંખમાં,
ચચરે થોડી વાર.

હજી હવામાં ઝલમલ ઝલમલ
ખાટા-તૂરા સ્વાદ ઝૂલતા લાગે–
જાગે ઝબ્બ દઈને ભૂત-આમલી!
આથમણે ઝાંપે ઊભેલી–

દરમિયાન એ પથારીવશ રહ્યા. અફીણની પોતાની બૂરી લત છોડવા તેઓ વિખ્યાત તબીબ ગિલમૅનની સારવાર નીચે રહ્યા અને જીવનનો શેષ સમય તેમણે ગિલમૅનના ઘેર જ વીતાવ્યો. જીવનના અસ્તાચળ તરફ જઈ રહેલા કવિને ત્યાં પોતાના ઓરડામાંથી કેનવૂડ પાર્કઉપર થતો સૂર્યાસ્ત જોવાનું ખૂબ ગમતું. પણ કવિના આ નિરાશ જીવનનાં છેલ્લાં વર્ષો 'Christabel' અને 'Kubla Khan' પ્રગટ થતાં સમૃદ્ધ બન્યાં. ત્યાર બાદ પ્રગટ થયાં 'The Biographia Literaria', 'Lay Sermons', 'Zapolya', 'Sibyline Leaves' (તેમનો છેલ્લો કાવ્યસંગ્રહ) અને 'The Friend'ની સુધારેલી આવૃત્તિ.

ઈ. ૧૮૩૪ના ગ્રીષ્મમાં કૉલરિજને મૃત્યુના આગમનના ઓળા દેખાયા. મૃત્યુની આગલી સાંજે એમના મિત્ર મિ. ગ્રીનને તેમણે ધાર્મિક તત્ત્વજ્ઞાન પર કેટલુંક લખાવેલું. લખાવતાં લખાવતાં ધીમે ધીમે તેમની જીભ થોથવાવા લાગી અને તેઓ બેભાનાવસ્થામાં સરી પડ્યા, અને એ જ દશામાં૨૫મી જુલાઈએ આ નશ્વરદુનિયાનો ત્યાગ કરી ગયા. એમને તો પોતાના પ્રિય પેલા મધુર ડેવનશાયર પરગણામાં અંતિમ સોડ તાણવી હતી, પણ વિધિનું નિર્માણ કંઈક જુદું જ નીકળ્યું અને તેમને લંડનમાં હાઈગેઈટ પાસે દફનાવવામાં આવ્યા. આમ સારું યે જીવન શાંતિ માટે ઝંખતા રહેલા કવિને કેવળ મૃત્યુ જ શાંતિ આપી શક્યું.

મોહક સુંદરતાભર્યાં અને ચિત્તાકર્ષક એવાં જે થોડાં કાવ્યો કવિ જગતને આપી ગયા છે તેમાં એમની કવિ તરીકેની

કારકિર્દીના કીર્તિકળશ રૂપે 'The Ancient Mariner, 'Christabel', 'Kubla Khan,''Ode to Dejection' 'Frost at Midnight' અને બીજાં આવાં કેટલાંક ગણી શકાય એમની શક્તિના પ્રમાણમાં આ અલ્પ સમૃદ્ધિ માટે જવાબદાર છે કવિની કથળેલી તબિયત, એમનો આળસુ સ્વભાવ, દરેક વસ્તુને બીજા દિવસ પર મુલતવી રાખવાની એમની ટેવ, સંકલ્પબળની ખામી, આત્મવિશ્વાસનો અભાવ, કૌટુંબિક વિખવાદ અને અફીણની આદત. અધ્યાત્મવાદના છંદે તેમને તત્ત્વજ્ઞાન તરફ વાળી તેમનામાં રહેલા કવિને કલ્પનાના આભમાંથી નીચે આણી ઉતાર્યા છતાં પણ રોમૅન્ટિસિઝમના (રંગદર્શી) કવિ તરીકે તે આપણું ધ્યાન આકર્ષ્યા વગર રહેતા નથી એમણે જે થોડા સુંદર કાવ્યોની મૂડી આપણને આપી તે આપણે મુસ્તાક રહીએ એવી છે, કારણ કે એ રત્ન સમા કાવ્યોથી અંગ્રેજી રોમૅન્ટિક કવિતાનો ખજાનો આજ સુધી પણ ઝળહળતો રહ્યો છે.

કવિની કાવ્યકારકિર્દીને ચાર ભાગમાં વહેંચી શકાય: પ્રથમ ગાળો ઈ. ૧૭૯૪થી '૯૬નો જે દરમિયાન તેમને કાવ્ય લખવાની પ્રેરણા પ્રાપ્ત થઈ. બોઉલ્સના સૉનેટ વાંચીને પોતે પણ એક કવિ જીવ છે એ સત્ય પ્રત્યે તેઓ સભાન બન્યા. આ ગાળામાં લખાયેલાં કાવ્યોમાં 'Songs of Pixies' (૧૭૯૩), 'The Lines on an Autumnal Evening' (૧૭૯૪) 'Lewti' (૧૭૯૪) 'Religious Musings' (૧૭૯૪-૯૬) નો સમાવેશ થાય છે. આ પ્રથમ ગાળો સધે સાથેના ઘનિષ્ઠ

સાવ ભૂખડી, સાવ ઝૂખડી; ઊંચા એનાં ઠૂંઠાં–
જાણે નર્યાં બેસણાં ગીધ તણાં:
તે આઠે પ્હોરે ઊડે...બેસે,
ઊડે, બેસે, ઊડે...બેસે...
રાહ જુએ કે કોઈ ગામમાં મરે:
મરે કે ઝબ્બ ભેળવી લઈએ આ દુનિયામાં!
જતાં-આવતાં ઢળતી સાંજે,
અંધારાં વળતાં પ્હેલાં તો
અવશ આંખ બસ ફરી ફરીને આમલીએ મંડાય;
અને કંઈ ઊંડે ઊંડે એમ થાય–
કે કોક ચિત્તર, કોઈ પ્રેત,
કે કોઈ અરે આછો ઝબકારો—
કદી ભાળવા મળે!
કેટલાં રોમાંચો લઈને ઊભી'તી ભૂત-આમલી?!!
ચચરે થોડી વાર હવે એ રોમાંચોના સ્વાદ..
હવે તો જ્યાં જાઉં ત્યાં, જ્યાં જોઉં ત્યાં
પાકી ડામર-સડક દોડતી ફડક પાડતી જાય:
હમણાં તાજે તાજાં કાપેલાં કઇ ઝાડ ભરીને
આવ્યા દેખો ભાર-ખટારા ચડ્યા દોટમદોટ...
એથી હજી શહેરમાં
લીંબોળીનું તેલ ક્યાંક તો મળતું એ જાણીને તો
કંઈ ઓછો ઓછો થઈ જાઉં છું!
થાય-લીમડા સાવ મરી પરવાર્યા તો નહિ હોય...
(છેક જીવવા જેવું કંઈ યે નથી
એમ તો કેમ કહેવું–
હજી છોકરાં જાંબુ-રાયણ-બોર પામતાં!)
ક્યાંક હજીયે હશે આમલી, ક્યાંક વડનાં ઝાડ...
તો યે મનમાં ફરી ફરીને એમ થાય–
કે હશે ભલે! પણ હવે કેટલી વાર?

જો કે હજી ઘણો
છે ડામર ધરતી પર પાથરવો બાકી;
હજી ઘણાં છે ઝાડ કાપવાં બાકી;
અને નામના–
તોય વેડવા વન હજી છે બાકી,

હજી ખેડવાં બાકી થોડાં ગૌચર-વગડા-કાંટ...
એવી ક્યાંક કાંટમાં-ઝાંખા પાંખો
એક હજી ઇચ્છાનો માળો રહ્યો ઝૂલતો :
વ્હેલી મોડી જ્યારે પણ આ બે આંખો મીંચાય—
ટપ્પ દઈને માથા પર બસ ગરે એક લીંબોળી,
થોડાં સૂકાં લીલાં પાન આમલી આંખે ખેરી જાય;
ને સૂડાનો ઠોલેલો એકાદો ટેટો
કાનમહીં બસ થોડો શો કલશોર પાથરી જાય...

## નિરંજન યાજ્ઞિક

### જતી વેળાનું ગીત

પાંપણ પાછળ વાવજો રે અમે છોડવા લીલા
જો જો ને! કો'ક દિ' ઝૂલશે રે બે'ક ફૂલ રસીલાં!
શેરીમાં હારતા દાવ ભૂલીશું રે કેમ કરીને,
કેમ કરીને ભૂલશું પાદર-દેરી ને ઝાડવાં કેમ કરીને?
દાદાની વારતા જેવા સવારની ખાંભીયું પાસે
રે પાદર માથેની ખાંભીયું પાસેના ચોતરા ઉપર
ખાલીપે ખાલીપે રમશું રે, અમે છી' રમતીલાં
પાંપણ પાછળ...
સીમના મારગ ઓઢતા સાંજના નજરુંના દૂર અથરાં
હરણાં જેવા કાજ અમે કો'ક શમણાં ટોયાં
એકલ સીમના છોડવા રે અમે!
એકલ એકલ જીવતા નીંભર આયખાનો એવો
મીણો ચડયો એવો મીણો ચડયો :
અંગે અંગમાં ખીલા!
પાંપણ પાછળ...

સંબંધના અને વર્ડ્ઝવર્થની સ્મરણીય મુલાકાતના આનંદ સાથે પરાકાષ્ઠાએ પહોંચ્યો. બીજો ગાળો ઈ. ૧૭૯૭ થી ૧૭૯૮નો હતો, જે દરમિયાન એ વર્ડ્ઝવર્થ અને ડૉરોથીના ઘનિષ્ઠ પરિચયમાં આવ્યા. આ ગાળાની ફસલમાં આપણને મળ્યાં 'Ode to the Departing Year,' 'Ode to franice,' 'The Lime Tree Bower,' 'Frost at Midnight' જેવાં કાવ્યરત્નો. ત્રીજો તબક્કો આવે છે ઇ. ૧૭૯૮ થી ૧૮૦૦નો. આ ગાળો તો કવિના કાવ્યસર્જનની પૂર બહારનો હતો. આ તબક્કો તેમની ઝળહળતી પ્રતિભાની ઉચ્ચ કક્ષાનું દર્શન કરાવે છે. કવિને યશકલગી અર્પતાં 'The Ancient Mariner,' 'Christabel' અને 'Kubla Khan' આ ગાળાની એવી ટોચની ઊપજ હતાં કે એ ત્રણમાંથી કોઇ એક કાવ્ય પણ કવિના કીર્તિદીપને પ્રગટાવવા સમર્થ નીવડયું હોત. આ કાવ્યોએ તો કવિને એક એવા ઉચ્ચ શિખરે સ્થાપિત કર્યા કે જ્યાં કોઈ પણ સમકાલીન કવિ પહોંચવા અસમર્થ હતો. છેલ્લો તબક્કો કવિપ્રતિભાની પડતીનો હતો, જેમાં 'Ode to Dejection', 'Love's first Hope' જેવાં થોડાં કાવ્યો જ ધ્યાન ખેંચે એવાં છે. જોકે આ ગાળો પણ વસ્તુતઃ એમની કાવ્યશક્તિની ઓટનો તો ન જ કહી શકાય; માત્ર તેમની સર્જનાત્મક કલ્પના કાવ્યની કેડી છોડી બીજી કેડી તરફ વળી ચૂકી હતી એમ ગણાવી શકાય.

શાળાજીવન દરમિયાન તેમના શિક્ષક જેમ્સ બૉયરના classicism ની તળે કોલરિજ આવેલા. તે સ

કલ્પનાશક્તિ ઘણે દૂર દૂર વિહરતી તો હતી, પણ એમાં જ્યારે પ્રેરણા અને ઊર્મિ આવેગ મંદ પડતા ત્યારે તેઓ અઢારમી સદીની શિષ્ટબાનીની વિશદતા, પરિષ્કૃતતા, શબ્દની સફાઈ અને સૂત્રાત્મકતાનો આશરો લેતા જેમ્સ બૉયરનો કવિ પરનો પ્રભાવ પ્રગટ થાય છે એમણે આપેલી કાવ્યની વ્યાખ્યામાં 'The best words in the best order' આમ એક બાજુએ પોપના શિષ્ટવાદના રંગે થોડો સમય રંગાએલા, તો વળી તેમને શેક્સપીઅર, કૉલિન્સ અને અધ્યાત્મવાદી કવિઓમાં 'essential poetry'ના પણ દર્શન થએલા

એમાંથી ધીમે ધીમે તેમનામાં રહેલા પેલા 'સાચા કવિ'નો ઉદય થવા માંડ્યો ત્યાર બાદ તો ઓગણીસમી સદીની અંગ્રેજી રોમૅન્ટિક કવિતાના પ્રતિનિધિ તરીકે તેમની ગણના થવા લાગી એમના કાવ્યોમાં રોમૅન્ટિસિઝમ (સ્વચ્છંદ તત્ત્વ)ની શુદ્ધ સ્વરૂપે પ્રાપ્તિ જોવામાં આવે છે જો કે તેઓ પોતાની પાછળ થોડાં જ કાવ્યો મૂકી ગયા છે, પણ તે કાવ્યોએ ઇંગ્લૅંડની રોમૅન્ટિક કવિતામાં આગવો ફાળો નોંધાવ્યો છે રોમૅન્ટિક ચળવળના લગભગ બધા જ લક્ષણોની કોલરિજના કાવ્યોમાં ઝાંખી થયા વગર રહેતી નથી વર્ડ્ઝવર્થ અને કોલરિજે ક્લાસિસિઝમ (પ્રશિષ્ટતા)ના પેલા પુરાણા પ્રવાહો બદલીને કાવ્યની એક નવી કેડી ખેડવાનો નિર્ધાર કરેલો હતો અઢારમી સદીની રીતિવાદી કાવ્યબાનીથી અને pseudo-classical—શિષ્ટાભાસી—કવિઓએ લખેલા કાવ્યોથી કંટાળેલા અને અસંતોષ પામેલા આ બન્ને કવિઓએ કાવ્યજગતમાં નવા ફેરફારો



## પિનાકિન્ ઠાકોર

### પાછા ફરતાં

ફરી આજે જૂના નગર પગથારે પદ ધર્યા
હશે ! મ્હારા આ એ ચરણતલમાં સ્પર્શ નવન
અજાણ્યા કે જાગે પરિચિત ધરાના સ્પર્શથી !
નવા આશ્ચર્યોથી નયન નીરખે રૂપ રસથી
અહો જાણે ખૂલ્યા લઘુ શિશુકના મુગ્ધ હમણાં
જુએ વારે વારે વધુક વધુ વિસ્ફારિત થતા
અરે ! ભૂલે હૈયું, ગમરુ ગભરાયું થઈ રહે
અનીઠા સૌંદર્યે ! સહુ દિશ છટાથી છલકતી
અજાણી જાણીતી ઊઘડતી જતી સૃષ્ટિ સભર !
ન જાણું એ છલ સકલ ? કે નર્દ મધુરાં ?
નવાં કે જૂનાંના પરખ, પણ સંવેદન લહું
અઝૂર્યાં આવેગે સભર મુજ હૈ કયાં અવધુ ?

## આહમદ મકરાણી

### શૂન્યતા

તીમિનગરીને ભરે જે શૂન્યતા,
શબ્દમાં પેસી ઠરે છે શૂન્યતા

હાંવે છે ચૌતરફ સાગર છતાં
બુદબુદો થઈને તરે છે શૂન્યતા

ફૂલડાંને તો મળે છે ઓસ થઈ
ગતની આંખે ઝરે છે શૂન્યતા

ટાવરે ડંકા થઈ બજતી રહે,
ને ટકોરા લઈ ભરે છે શૂન્યતા

નીડમાંગે પણ કદી ઘૂમી વળે,
સર્વ એકાંતે ડરે છે શૂન્યતા

## યૉસેફ મૅકવાન

### સોનપરી—એક સ્વપ્ન સ્મૃતિગીત

સોનપરી તડકામાં નીસરે તો આભ આખું–
સોનેરી થઈને છવાય,
વાયુની લ્હેરખીઓ ઝાડઝાડ–પાનમાં
ફૂલદાની ગોઠવતી જાય.

વરસોના વડલાની વડવાયું ઝાલી હું
ઝૂલતો'તો એની સંગાથ,
દર્પણના સુક્કા સરોવરને કાંઠે અવ
બેસીને જોઉં એની જાત;
મટકું હું મારું ત્યાં છટકી છટકીને એનાં
બદલાતાં જાય પાછાં રૂપ,
પાંપણની પાર રણ વિસ્તરતું જાય એમાં
બળતો રે તડકાનો ધૂપ,
ચલ્લીની પાંખ જરા ફરકે ને ઓરડો થરકે
તો સોનપરી તરણું થઈજાય!

## મહેન્દ્ર ગોહિલ

### હતો-છું-હઇશ

લઈ શોધ મારી ન શોધો મને,
સતત હું સફરમાં હતો–છું–હઇશ.

સમયના જરા દ્વાર ખોલી જુઓ,
તમારા નગરમાં હતો–છું–હઈશ.

કે ખાલીપણું રે'શે આ ઘર મહીં,
ભલેને હું ઘરમાં હતો–છું–હઈશ.

સમય હાથમાંથી સરી ના પડે,
હું એની ફિકરમાં હતો–છું–હઈશ.

લાવવા પ્રયત્નો આદર્યા. કૉલરિજની બુદ્ધિ ચપળ, બહુમુખી અને વેધક હતી જ્યારે વર્ડ્ઝવર્થની ઓછી બહુમુખી પણ વધુ ચિંતનવાળી હતી. કૉલરિજ ખયાલી ખ્વાબ-માં રાચનાર હતો તેથી અમૂર્ત વિચારોમાં રસળવું તેને વધુ રુચતું, જ્યારે વર્ડ્ઝવર્થે એવા વિચારોનું કલ્પનાની સહાયથી રૂપાંતર કર્યું, અને તેની કલ્પના રાચી રોજિંદા જીવનમાં. એના ફળ સ્વરૂપે 'Lyrical Ballads'નો જન્મ થયો.

કૉલરિજને કવિતરીકે બિરદાવતાં પહેલાં કાવ્ય વિષેના તેમના વિચારો જાણવા જરૂરી છે. કૉલરિજ અને વર્ડ્ઝવર્થ વચ્ચે કાવ્ય વિષેના વિચારનો થએલો વિવાદ અંગ્રેજી સાહિત્યમાં જાણીતો છે. એ કાવ્ય-વિવાદ કૉલરિજનાં કાવ્યવિષયક મંતવ્યો રજૂ કરે છે. એના મત પ્રમાણે કવિ 'real Language' 'વાસ્તવિક ભાષા'નો હિમાયતી ન હોઈ શકે, કારણકે એ 'કવિ' છે. એના મતાનુસાર ભાષા માનવીના વાતાવરણ, સંસ્કૃતિ, શિક્ષણ, જ્ઞાન, સંજોગો વગેરે પર આધારિત છે; એટલે કોઈ પણ કવિ માનવીની વાસ્તવિક ભાષાનો ઉપયોગ કાવ્યમાં ન કરી શકે. આમ કહીને એ 'વાસ્તવિકભાષા'નેબદલે'સામાન્યભાષા'નો કાવ્યમાં ઉપયોગ કરવો વધુ યોગ્ય છે એમ સૂચન કરે છે. એમના મત પ્રમાણે કવિ અને ખેડૂત પોતપોતાની રીતે ભાષાનો ઉપયોગ કરે છે, અને ગામડિયાની ભાષાને કાવ્યાનુકૂળ બનાવવા માટે તેમાં થોડા સુધારાવધારા, ફેરફારો અને બાદબાકી કરવાં જોઈએ. વર્ડ્ઝવર્થે કરેલા માનવીની મૂળ (very) ભાષાનું અનુકરણ કરવાના કથન સામે વાંધો ઉઠાવતાં કૉલરિજ કહે છે કે

કલ્પનાશક્તિ ઘણે દૂર દૂર વિહરતી તો હતી, પણ એમાં જ્યારે પ્રેરણા અને ઊર્મિ આવેગ મંદ પડતા ત્યારે તેઓ અઢારમી સદીની શિષ્ટબાનીની વિશદતા, પરિષ્કૃતતા, શબ્દની સફાઈ અને સૂત્રાત્મકતાનો આશરો લેતા. જેમ્સ બૉયરનો કવિ પરનો પ્રભાવ પ્રગટ થાય છે એમણે આપેલી કાવ્યની વ્યાખ્યામાં 'The best words in the best order.' આમ એક બાજુએ પોપના શિષ્ટવાદના રંગે થોડો સમય રંગાએલા, તો વળી તેમને શેક્સપીઅર, કૉલિન્સ અને અધ્યાત્મવાદી કવિઓમાં 'essenatial poetry'ના પણ દર્શન થએલાં.

એમાંથી ધીમે ધીમે તેમનામાં રહેલા પેલા 'સાચા કવિ'નો ઉદય થવા માંડ્યો. ત્યાર બાદ તો ઓગણીસમી સદીની અંગ્રેજી રૉમૅન્ટિક કવિતાના પ્રતિનિધિ તરીકે તેમની ગણના થવા લાગી. એમનાં કાવ્યોમાં રૉમૅન્ટિસિઝમ (રંગદર્શી તત્ત્વ)ની શુદ્ધ સ્વરૂપે પરાકાષ્ઠા જોવામાં આવે છે. જો કે તેઓ પોતાની પાછળ થોડાં જ કાવ્યરત્નો મૂકી ગયા છે, પણ તે કાવ્યોએ ઇંગ્લૅંડની રૉમૅન્ટિક કવિતામાં આગવો ફાળો નોંધાવ્યો છે. રૉમૅન્ટિક ચળવળનાં લગભગ બધાં જ લક્ષણોની કૉલરિજનાં કાવ્યોમાં ઝાંખી થયા વગર રહેતી નથી. વર્ડ્ઝવર્થ અને કૉલરિજે ક્લાસિસિઝમ (પ્રશિષ્ટતા)ના પેલા પુરાણા પ્રવાહો બદલીને કાવ્યની એક નવી કેડી ખેડવાનો નિર્ધાર કરેલો હતો. અઢારમી સદીની રીતિવાદી કાવ્યબાનીથી અને pseudo-classical—શિષ્ટાભાસી—કવિઓએ લખેલાં કાવ્યોથી કંટાળેલા અને અસંતોષ પામેલા આ બન્ને કવિઓએ કાવ્યજગતમાં નવા ફેરફારો



## પિનાકિન્ ઠાકોર

### પાછા ફરતાં

ફરી આજે જૂના નગર પગથારે પદ ધરુ
કશા! મ્હારા આ બે ચરણતલમાં સ્પંદ નવા
અજાણ્યા? કે જાગે પરિચિત ધરાના પરશથી!
નવા આશ્ચર્યોથી નયન નીરખે રૂપ રસથી,
અહો જાણે ખૂલ્યાં લઘુ શિશુકનાં મુગ્ધ હમણાં,
જુએ વારે વારે વધુક વધુ વિસ્ફારિત થતાં.
અરે! ભૂલે હૈયું, ગભરુ રઘવાયું થઈ રહે
અનીઠા સૌંદર્યે! સહુ દિશ છટાથી છલકતી
અજાણી જાણીતી ઊઘડતી જતી સૃષ્ટિ સભર!
ન જપ કપે એ છલ સકલ? કે નર્મ મધુરાં?
નવા કે જૂના—ના પરખ, પણ સંવેદન લહું
અજૂયા આવેગે સભર મુજ લૈ ક્યાં અવ વહુ?

## આહમદ મકરાણી

### શૂન્યતા

સીમ નગરીને ભરે છે શૂન્યતા,
શંખમાં પેસી ફરે છે શૂન્યતા.

ઘૂઘવે છે ચોતરફ સાગર છતાં
બુદબુદો થઈને તરે છે શૂન્યતા.

ફૂલડાંને તો મળે છે ઓસ થઈ,
રાતની આંખે ઝરે છે શૂન્યતા.

ટાવરે ડંકા થઈ બજતી રહે,
ને ટકોરા લઈ ખરે છે શૂન્યતા.

મીંડમાંયે પણ કદી ઘૂમી વળે;
સર્વ એકાંતે ડરે છે શૂન્યતા.

## યૉસેફ મૅકવાન

### સોનપરી–એક સ્વપ્ન સ્મૃતિગીત

સોનપરી તડકામાં નીસરે તો આભ આખું–
સોનેરી થઈ ને છવાય,
વાયુની લ્હેરખીઓ ઝાડઝાડ–પાનમાં
ફૂલદાની ગોઠવતી જાય.

વરસોના વડલાની વડવાયું ઝાલી હું
ઝૂલતો'તો એની સંગાથ,
દર્પણના સુક્કા સરોવરને કાંઠે અવ
બેસીને જોઉં એની જાત;
મટકું હું મારું ત્યાં છટકી છટકીને એનાં
બદલાતાં જાય પાછાં રૂપ,
પાંપણની પાર રણ વિસ્તરતું જાય એમાં
બળતો રે તડકાનો ધૂપ,
ચલ્લીની પાંખ જરા ફરકે ને ઓરડો થરકે
તો સોનપરી તરણું થઈજાય!

## મહેન્દ્ર ગોહિલ

### હતો-છું-હઇશ

લઈ શોધ મારી ન શોધો મને,
સતત હું સફરમાં હતો–છું–હઇશ.

સમયના જરા દ્વાર ખોલી જુઓ,
તમારા નગરમાં હતો–છું–હઈશ.

કે ખાલીપણું રે'શે આ ઘર મહીં,
ભલેને હું ઘરમાં હતો–છું–હઈશ.

સમય હાથમાંથી સરી ના પડે,
હું એની ફિકરમાં હતો–છું–હઈશ.

લાવવા પ્રયત્નો આદર્યા. કોલરિજની બુદ્ધિ ચપળ, બહુમુખી અને વેધક હતી જ્યારે વર્ડ્ઝવર્થની ઓછી બહુમુખી પણ વધુ ચિંતનવાળી હતી. કોલરિજ ખયાલી ખ્વાબમાં રાચનાર હતો તેથી અમૂર્ત વિચારોમાં રસળવું તેને વધુ રુચતું, જ્યારે વર્ડ્ઝવર્થે એવા વિચારોનું કલ્પનાની સહાયથી રૂપાંતર કર્યું, અને તેની કલ્પના રાચી રોજિંદા જીવનમાં. એના ફળ સ્વરૂપે 'Lyrical Ballads'નો જન્મ થયો.

કોલરિજને કવિતરીકે બિરદાવતાં પહેલાં કાવ્ય વિષેના તેમના વિચારો જાણવા જરૂરી છે. કોલરિજ અને વર્ડ્ઝવર્થ વચ્ચે કાવ્ય વિષેના વિચારનો થએલો વિવાદ અંગ્રેજી સાહિત્યમાં જાણીતો છે. એ કાવ્ય-વિવાદ કોલરિજનાં કાવ્યવિષયક મંતવ્યો રજૂ કરે છે. એના મત પ્રમાણે કવિ 'real Language' 'વાસ્તવિક ભાષા'નો હિમાયતી ન હોઈ શકે, કારણ કે એ 'કવિ' છે. એના મતાનુસાર ભાષા માનવીના વાતાવરણ, સંસ્કૃતિ, શિક્ષણ, જ્ઞાન, સંજોગો વગેરે પર આધારિત છે; એટલે કોઈ પણ કવિ માનવીની વાસ્તવિક ભાષાનો ઉપયોગ કાવ્યમાં ન કરી શકે. આમ કહીને એ 'વાસ્તવિકભાષા'નેબદલે'સામાન્યભાષા'નો કાવ્યમાં ઉપયોગ કરવો વધુ યોગ્ય છે એમ સૂચન કરે છે. એમના મત પ્રમાણે કવિ અને ખેડૂત પોતપોતાની રીતે ભાષાનો ઉપયોગ કરે છે, અને ગામડિયાની ભાષાને કાવ્યાનુકૂળ બનાવવા માટે તેમાં થોડા સુધારાવધારા, ફેરફારો અનેબાદબાકી કરવાં જોઇએ. વર્ડ્ઝવર્થે કરેલા માનવીની મૂળ (very) ભાષાનું અનુકરણ કરવાના કથન સામે વાંધો ઉઠાવતાં કોલરિજ કહે છે કે

સામાન્ય બોલચાલની ભાષા અને લેખનની ભાષામાં તફાવત છે; અને તેમાંયે વળી કાવ્ય લેખનની પ્રવૃત્તિ એક વિશિષ્ટ પ્રવૃત્તિ છે, જેમાં કવિની જવાબદારી શબ્દોની પસંદગી અને તેમની યોગ્ય ગોઠવણીમાં રહેલી છે પોતાના આ કથનનું ઉત્તમ ઉદાહરણ કોલરિજે પોતાના કાવ્ય 'The Ancient Mariner'માં સાદા શબ્દોની સુન્દર ગોઠવણી દ્વારા નીચેની પંક્તિઓમાં પૂરું નથી પાડ્યું શું ?

'Alone, alone, all all alone
Alone on a wide wide sea.'

કોલરિજ કવિતામાં 'મનન', 'ચિંતન' અને 'સમજ' આ ત્રણ વસ્તુ પર ભાર મૂકે છે. માત્ર પ્રકૃતિના સાંનિધ્યમાં જીવવાથી આની પ્રાપ્તિ થતી નથી એના અભિપ્રાય પ્રમાણે કવિની અભિવ્યક્તિ કાવ્યાત્મક ભાષામાં જ હોય, નહિ કે પ્રાકૃત જનની ભાષામાં ગદ્ય અને પદ્યની ભાષામાં કોઈ તાત્ત્વિક તફાવત ન હોઈ શકે એવા વર્ડ્ઝવર્થના કથનને પડકારતા કોલરિજ કહે છે કે "metre is the proper form of poetry and poetry is imperfect and defective without metre"

આમ, છંદ ઉપર વધારે ભાર મૂકતા એ કહે છે કે વાચકના મન પર કાવ્યની સચોટ અસર ઉપજાવવા માટે છંદ અત્યંત જરૂરના છે. 'કવિ' વિષેના એના ખયાલને વધારે ઝીણવટથી અને સ્પષ્ટતાથી સમજવા માટે એના 'Kubla Khan' કાવ્યનો અંતિમ ભાગ જ પૂરતો છે

"Beware! Beware!
His flashing eyes, his floating hair!
Weave a circle round him thrice,

## ઉશનસ્

### ડિસેમ્બરનું ફૂલ

આ ઝાકળભીનું
ડિસેમ્બરનું ફૂલ !
ટેટલું છેટલું
તડકા કોરી
તસતસતી પાંખડીએ
ટટાર ખીલ્યું !
ચૂંટું ? ચૂંટી લઈને
કોને અર્પું
કોઈ નથી રે,
લાવ, તો આવી
નીરવતાની એકલતામાં
પો ! ગઈ આ
કરચિયાળી
ભીની, ફીકી, પીળચટ વર્ણી
વરસ તણી રે
વૃદ્ધાની બર્ફિલી કબરે
શુભ્ર કફનની
ચાદર ઉપર
પ્રાર્થનામાં
ઘૂંટણિયે પડીને
મૂકું
મૂંગું મૂંગું
આંખ મીંચીને
ઝૂકું, પોપચે
સ્પર્શ કરીને
પ્રાર્થું :
અતીત હે !
આમીન

## શ્યામ સાધુ

### છું

આંખ મીચું કે અજબ બદલાઉં છું,
હું નથી હોતો, બીજે દેખાઉં છું

કામના જાણે કે બીજી કાચળી,
પહેરતાં ઉતારતાં વળ ખાઉં છું

શબ્દ તો શૃંગાર બત્રીશ લક્ષણો,
શી કમી છે—કેમ હું મૂંઝાઉં છું

કો'ક પારેવા સમું ઘૂઘવી જતાં,
હું કુંવારી વાવ શો ભીંજાઉં છું !

આજ વરના ટોડલા લીલા થશે,
આજ પાછાં ગીત તારાં ગાઉં છું

## કરસનદાસ લુહાર

### ઘરની પછવાડે

દર્પણનું નામ કોઇ લેશો મા સૈ!
          એની આંખ્યમાં વદન મેં તો ન્યાળ્યું,
નજરુંના ખોબાથી પીતી'તી ઝાંઝવાં
          ને આજ હવે ઝરણોદક ભાળ્યું!

આઘેરાં બાવળનાં વંન બધાં ખૂંદીને
          જાણે કે જનમારો ખોયો,
ઘરની પછવાડે આ ઊગેલા આંબાને
          કોઈ દિ' મેં સૈ! ન'તો જોયો!

પાનખરો પરહરીને વાસંતી વાયરાનું
          ચીર મેં તો અંગે વિંટાળ્યું,
દર્પણનું નામ કોઈ લેશો મા સૈ!
          એની આંખ્યમાં વદન મેં તો નાળ્યું!

વિંઝાયા ચમચમતા લૂના તે ચાબખા
          ને શીળો પવંન હવે વાયો!
બળબળતા રણમાં હું પામી છું આજ સખી!
          સાફાના છોગાનો છાયો!

હૈયામાં પ્રગટાવી દીવા હુલ્લાસના
          મેં ધોધમાર અંધારું ખાળ્યું,
દર્પણનું નામ કોઈ લેશો મા સૈ!
          એની આંખ્યમાં વદન મેં તો ન્યાળ્યું!

And close your eyes with holy dread,
For he on honey-dew hath fed,
And drunk the milk of Paradise.'

કોલરિજને,આમ, માનવતરીકે પીછાણ્યા પછી એની પૂર્ણતા તો પમાશે કોલરિજના કવિ તરીકેના દર્શનથી. એમની કેટલીક આગવી તરી આવતી કવિલાક્ષણિકતાઓ એમની કૃતિઓને વધુ આસ્વાદ્ય બનાવે છે. રહસ્યમાં વધુ રસ ધરાવતા કવિએ રહસ્યને તો જાણે પોતાના લોહીમાં જ કાલવી દીધું હતું. આથી જ એમની કાવ્યકલા ખીલી છે રહસ્યને ઉત્તેજવાના સામર્થ્યમાં. સૂર્યોદય, ચંદ્રોદય, દરિયા પર ફૂંકાતો પવન, આભલે ટમટમતા તારલા: પ્રકૃતિનાં આ બધાં જ તત્ત્વોએ કવિના હાથે જાણે રહસ્યમય મૂર્તસ્વરૂપ ધારણ કર્યું છે. અરે, 'Ancient Mariner' જેવાં માનવપાત્રો પણ કવિ કલ્પનાની એરણે ચઢતાં રહસ્યમય રૂપમાં પલટાઈ જાય છે. આમ, કવિની કાવ્યકલા રહસ્યગુંફનમાં મુક્તમને રાચે છે. 'Christabel'માં રહસ્યમય વાતાવરણ સર્જવાનો એમણે કેવો સુંદર પ્રયત્ન કર્યો છે! રહસ્યથી છાયી રહેલી એ કાવ્યકથા ખરેખર એક જાદુઈ કૃતિ બની ગઈ છે!

પરંતુ આ રહસ્યમય સૃષ્ટિના સર્જન માટે તો જવાબદાર છે કવિને કુદરતે અર્પેલી તીવ્ર કલ્પના-શક્તિ. જેનાથી તે 'willing suspension of disbelief' ની દુનિયા ઊભી કરી શક્યા છે. એમની આ સર્જનાત્મક કલ્પનાએ સાગર, વહાણ, આલ્બેટ્રૉસ, પ્રેતાત્મા વગેરેનું આબેહૂબ ચિત્રણ કરી વાચકોને આશ્ચર્ય ને રહસ્યના વાતાવરણમાં ગરકાવ કરી દે છે. કલ્પનાનાં

ઉચ્ચ શિખરો આમીને 'The Ancient Mariner'માં કવિએ એક અદ્ભુત સિદ્ધિ હાંસલ કરી છે 'The Ancient Mariner', 'Christabel' અને 'Kubla Khan' જેવા કાવ્યોમાં અતીન્દ્રિયવાદની સૃષ્ટિનુ સર્જન કવિની એ કલ્પનાશક્તિ જ આભારી છે કવિની કલ્પના જ્યારે 'human reality'થી પર રહે છે ત્યારે જ તે તેની ઉચ્ચ કક્ષાએ પહોચે છે એવે વખતે એ કલ્પનાશક્તિ રાચે છે કા તો કવિના પોતાના જ વ્યક્તિત્વમાં અથવા 'The Ancient Mariner' અને 'Christabel માં વ્યાપેલા રહસ્યના રાજ્યમાં પોતાના એક કાવ્ય 'Time, Real and Imaginary' મા કલ્પનાને વધુ મહત્ત્વ આપતા કવિ કહે છે કે વાસ્તવિક જગતમા જે સમય લાગે લ ગે છે તે ક લ્પનાલોકમા જલદીથી પસાર થઈ જાય છે તેથી જ આ કલ્પનાને જ્યારે કવિએ પોતાના જીવનમા ઓસરતી જોઈ ત્યારે એ પોકારી ઊઠ્યા

'Now care I that they rob me of my mirth
But oh! each visitation
Suspends what nature gave me at my birth
My shaping spirit of Imagination
(Ode to Dejection)

કવિની ક લ્પનાશક્તિનો સુંદર નમૂનો 'This Lime Tree Bower My Prison'મા સાંપડે છે ચાર્લ્સ લૅમ્બ ડૉરોથી અને વર્ડ્ઝવર્થની સાથે કવિ કોલરિજ (પગ પર ગરમ દૂધ પડવાથી) પ્રકૃતિનો આનંદ પ્રત્યક્ષ તો માણી ન શક્યા, પરંતુ નિરાશાને ખંખેરી એમણે એ સૌંદર્ય માણ્યું

## વ્રજલાલ દવે

### ઝીલું બેયને

સોમ ચટીની પાસમાં,
જાડ રબારી વાસમા,
નિર્બંધ ઊભી વૃદ્ધ ધેનુ
ચાવતી ને ઢળતી પેઢાથકી
ે લીલવરણુ સ વ પોચુ ર્મિનુ ય ઘ સ
હોટહુ°થી ખાટલી પર
ફળિનાના ગોઠણે દીધેલ બધે, એક બેઠા વૃદ્ધ,
ઝીણી આખ તો સરતી રહે છે દૂર
'ટયા એક દી કેવી હતી આ ગાવડી
ગોરી બદુડી–વાછડી!
શા નાચતા એ ઘ ટગો
ને ફીણ ધાળા ઘૂટડ ઓ દધના બચબચ થત !'
સોમચટીની પાસમા, જાડા રબારી વાસમા,
વૃદ્ધ ને નિર્બંધ ધેનુ, ફળિયે બધાયલ એ વૃદ્ધ
ઝીલ બેયને!

## મહેન્દ્ર સમીર

### છે

આકાશ એક ખાલી સમયની પુકાર છે,
આ ને અ ત કેરો સતત ઇંતેજાર છે
એની ખબર નથી કે પડી ગઇ સવાર ક્યા?
છે એટલી ખબર કે હજી અ ધકાર ?
આગળ રહ્યા છે પ ય ફક્ત પાનખર ત ,
ચાલો હવે ન કોઇ ફરી આવનાર છે
દિલના અનેક ર ગ છે બેનૂર આખમ
જાણે ખરેલ ફૂલમા ખીલી બહાર છે
કોના ચરણની ઠેસ વિખેરાઈ ગઇ 'સમીર'
ત્રસ્ત ને કે ને આજ સુધી ઇંતજાર છે?

'બાદલ'

## મોર

લીલા ગામની કૂખે જનમ્યો હું થનગનતો મોર,
અહીં શે'રમાં ભૂલી ગયો રે કળા અને કલશોર.
મને સાદ દે હીંચકવાને ભીનાં હેતથી
વડદાદાની વ્હાલુડી વડવાઇ,
મને સાંભરી દા' દેવાને અંચઇ કરતી
ઓ છોરીની બડી અવળચંડાઈ;
મને પુકારે વાલપથી શા ઈ હાથલિયા થોર,
લીલા ગામની કૂખે જનમ્યો હું થનગનતો મોર.

ખળા મહીં લણતી ગોરીનાં ફૂલોનાં શમણાં
શાં ગીતો ક્યાં સાંભળવા જાઉં ?
મને લાવીને આપો લીલો મોલ લચેલી
લીલી સીમ તો લ્યો રોકાઇ જાઉં;
ક્યાં છે ચંદન તલાવડી ફોરમતો નમતો પોર,
લીલા ગામની કૂખે જનમ્યો હું થનગનતો મોર.

નદી–માના થાનેલે વળગી નર્યા હેતને
ધાવે કેવું બચલું ભોળું ગામ,
વગડાને લીલપ રે પાતા મને સાંભર્યા
ગવરી ગા'ના દીધા લખમણ રામ;
અહીં ખોયેલો જઇ મેળવવો પાછો અસલી તોર,
લીલા ગામની કૂખે જનમ્યો હું થનગનતો મોર.

કલ્પનાની પાંખે ઉડ્ડયન કરીને.

વળી, અતીન્દ્રિય તત્ત્વના નિરૂપક તરીકે કવિ કોલરિજે અંગ્રેજી સાહિત્યમાં પોતાનો આગવો ફાળો નોંધાવ્યો છે. ભૂતપિશાચની વાતોને ભયાનક રીતે રજૂ કરવાને બદલે કવિએ તેને નવો જ માનસશાસ્ત્રીય વળાંક આપ્યો છે. 'The Ancient Mariner'માં સમુદ્રના ભયંકર પ્રસંગો સીધેસીધા વર્ણવવાને બદલે વૃદ્ધ ખારવાની માનસિક દશાના નિરૂપણ દ્વારા કવિ કેવી સરસ રીતે એ રજૂ કરી જાય છે! માનવીય પાત્રો પર અતીન્દ્રિય તત્ત્વનો પ્રભાવ નિરૂપવા માટે તેમણે માનસશાસ્ત્રીય પદ્ધતિ દ્વારા વૃદ્ધ ખારવાનો ચહેરો કેવો ભયંકર લાગે છે તે દર્શાવીને જ તેના પર થએલી અતીન્દ્રિય થએલી તત્ત્વની અસર સૂચિત કરી દીધી છે. એના ચહેરાની કપ્તાન પર જે અસર થાય છે તે ફક્ત બે પંક્તિઓ દ્વારા જ કવિ સચોટપણે સૂચવી જાય છે :

'I moved my lips,
the pilot shrieked
And fell down in a fit.'

આમ, સર્જકચાતુરીના પ્રભુત્વથી કવિ વાચકને ભૂતાવળના ભય માટે કેવા તૈયાર કરે છે!

'Down dropt the breeze,
the sails dropt down
'T was sad as sad could be,
And we did speak only to break
The silence of the sea.'

અતીન્દ્રિયવાદનો નવો યુગ સર્જનાર કવિની લાક્ષણિકતા 'Christabel'માં પણ છતી થયા વગર રહેતી નથી. આ ઉપરાંત અતીન્દ્રિય તત્ત્વને અનુરૂપ વાતાવરણ સર્જવામાં પણ કવિ ક્યાં એક્કા નથી?

'Christabel'માં જૂનો કિલ્લો, ઘરડી કૂતરી તેનું રહસ્યમય ભસવું, ટાવરના ડંકા, તેના પડઘા, જર્જર સાગવૃક્ષઃ આ બધું રહસ્યમય અને અતીન્દ્રિય વાતાવરણ સર્જવામાં પોતાનો સફળ ફાળો નોંધાવી જાય છે.

અતીન્દ્રિયના રહસ્યનો ભાવ પ્રગટાવવા માટે કવિ પોતાની કલ્પનાને દૂર દૂરના અજાણ્યા પ્રદેશોમાં વિહરવા મોકલે છે. જગતની ધાંધલમાંથી એઓ આપણને દૂર દૂરના દરિયામાં લઈ જાય છે, જ્યાં પેલો 'The Ancient Mariner'નો વૃદ્ધ ખારવો અનુભવે છે:

> 'Alone, alone, all, all alone
> Alone on a wide wide sea.'

તો વળી, રહસ્ય અને અતીન્દ્રિયનું વાતાવરણ ઊભું કરવા કવિ મધ્યયુગની ચમત્કારિક વાર્તાનો પણ આશ્રય લે છે. 'The Ancient Mariner' મધ્યયુગના ઝળહળાટથી પ્રકાશે છે; તો 'Christabel'માં પણ જૂનો કિલ્લો, ફ્યુડલ લૉર્ડ, વહેમો, રહસ્ય, ભય આ બધું મધ્યયુગીન જ છે.

કવિનું સામર્થ્ય તેમની સ્વપ્ન સેવવાની અદ્ભુત શક્તિમાં રહેલું છે. આ સ્વપ્નસેવી મનોદશા તેમની માનવી તરીકેની નબળાઈ માટે ભલે ગમે તેટલી જવાબદાર હોય તો પણ તેમની કવિ તરીકેની સફળતા માટે તો તે અવશ્ય પ્રશંસનીય જ છે. એ હકીકતનો કોઈ ઈનકાર કરી શકે તેમ નથી કે કોલરિજ જેવો સમર્થ સ્વપ્નદ્રષ્ટા અંગ્રેજી કાવ્ય જગતમાં ભાગ્યે જ જોવા મળશે. એ પોતે જ કહે છે કે:

'I should much wish, like the Indian Vishnu, to float about along an infinite ocean, cradled in the flower of lotus, and wake once

નવીન ત્રિવેદી

## રહી શેષ અવ દોરી

ઘરનું ઢાંકણ થઈને આવ્યાં
અમ આંગણીએ ગોરી;
તુલસી-ક્યારે દીપક પ્રગટ્યા
ચૉકમહીં રંગોળી.

રંગભરી વળગણીઓ ઝૂકી
છાજલીઓ શી મરકી;
સંધ્યાટાણે ઠાકુર-ઘરમાં
રૂપલ ઘંટા રણકી.

ઢોલડિયે ફૂલફૉરમ ફૂટી
હાલરડે ઘર ઝૂલ્યાં;
ઘર ને ગોરી, ગોરી ને ઘર
એકબીજામાં ડૂલ્યાં.

કળા કાળની અકળ નિરાળી
નવ કો'એ પિછાણી;
ચાક ચઢાવી જગ આખાને
પોઢી ગૈ ઘર-રાણી.

સકળ દુવાર ઉઘાડાં મે'લી
તને નીસર્યાં ગોરી;
આભનોકળે ઊડયો કનકવો
રહી શેષ અવ દોરી.

## મહેન્દ્રકુમાર દેસાઈ (કુમાર)

### કુસુમાંજલિ

મહર્ષિ 'અરવિંદ! દિવ્ય ચરણારવિંદે તવ
પ્રફુલ્લ દલથી વહંત મકરંદ પ્રેમોજ્જ્વલ
સચેતન સદા મુદા સુરભિસ્નિગ્ધ હૈયું કરે.
બિડેલ પણ ધ્યાનશીલ શતશીત ધારા વહે
કરે નયનજ્યોતિ ગાઢ ઉરદર્પે ચૂરેચૂરા.
તપોનિધિ મહાન! તેં તપપરંપરાને કીધી
સુપૂત નિજમુક્તિમુક્ત જગ પૂર્ણ ઉદ્ધારવા.
ધરાધૂસર પ્રેયપ્રીતસુખ ઝંખતા માનવી
તણા મનગરુડને ગગનગામી દીધી દિશા.
વહાવી વિજયા ગિરામૃત ઋતંભરા પાવની
સવિતૃતનયા સમી મધુ ચિદંબરા લ.સ્વતી,
કલાત્મ કવિતા કરી રસવતી સદાનંદિની.
કરામલકવત્ કરી ધ્રુવ પ્રપન્નની સાધના
અનુગ્રહ ત્રિશૂળથી શિવ અલૌકિકારાધના.
ભલે પરમ ચૈત્યથી જગભરો, (પરંતુ) પહેલાં ધરો
વિભૂતિડગ, આ કરો હૃદયને પુનિતાશ્રમ.
પદાબ્જરત આ શતાબ્દિ કુસુમાંજલિને ધરી
કૃતાર્થ થઉં હું કૃપાકર! કૃપાકટાક્ષે કરી.

## મહેશ જોશી

### ગઝલ

એકાન્ત પાદરે ને મઝારોની પાસમાં
ઊગ્યો છું થઈને ફૂલ સુકાયેલ ઘાસમાં.

ઘર ક્યાંય ના મળ્યું તો ગગનની ભીનાશને
રોપું છું હૃદય સાથ આ ખેતરના ચાસમાં.

દૃષ્ટિ પ્રસરતી જાય છે બારીના કાચ પર
વર્ષાનું બિન્દુ કેમ પ્રવેશું નિવાસમાં!

આખું યે આભ ટેકવી દીધું હથેળીએ
અસ્તિત્વ જેવું જો કે નથી કૈં પ્રવાસમાં.

in a millian years for a few minutes just to know that I was going to sleep in a millian years more.'

કવિની આ સ્વપ્નસેવી મનોદશાનાં દર્શન થાય છે 'Kubla Khan'માં આ કાવ્યનો સમગ્ર સંભાર લાક્ષણિક સ્વપ્નશીલતાનો બનેલો છે. શબ્દસ્વામી ગણાતા કિપલિંગે કવિ કિટ્સની

'Charmed magic-casements,
opening on the foam of perilous
seas, in faery land forlorn.'

અને કવિ કોલરિજની 'Kubla Khan' માંની

'A savage place! as holy and enchanted
As e'er beneath a waning moon was haunted
By woman wailing for her demon-lover!'

પંક્તિઓ માટે કહ્યું છે કે આ કેવળ જાદુ છે, સ્પષ્ટ દર્શન છે અને બાકી જે રહ્યું તે માત્ર કવિતા છે. સ્વપ્નનું આ તત્ત્વ 'The Ancient Mariner'માં પણ સમાયેલું છે. તો વળી 'Christabel' પણ ક્યાં સ્વપ્નનું કાવ્ય નથી? ક્રિસ્ટાબેલ કેવાં ભયાનક સ્વપ્નો જુએ છે! ત્યારે જિરાલ્ડાઈન પણ કોઈ પ્રેતાત્માને જ જાણે સ્વપ્નમાં ભાળે છે! આમ, સ્વપ્નના સથવારાથી રહસ્યમય વાતાવરણ સર્જવાના પ્રયત્નમાં કવિને સારી એવી સફળતા પ્રાપ્ત થઈ છે.

જે કવિને તાન છે પણ સમ ક્યાંય નથી, જેમાં કેવળ ઉદ્યમ છે, આશ્વાસ નથી, તેનું કવિત્વ ઉચ્ચ કાવ્યની શ્રેણીમાં સ્થાયી રહી શકે નહીં. આખરે ક્યાંક એ આપણને પહોંચાડશે એ વિશ્વાસે જ આપણે આપણા ચિરવ્યસ્ત સંસારની બહાર નીકળીને કવિની સાથે યાત્રા કરીએ છીએ. પુષ્પિત પથે થઈને જો એ એકાએક એકાદ શૂન્ય ગહ્વરની ધારે લાવીને આપણને છોડી દે તો એ વિશ્વાસઘાતક જ કહેવાય. આથી કોઈ કવિનું કાવ્ય વાંચતી વેળાએ આપણે આ બે પ્રશ્નો પૂછીએ: એનો પૂર્વમેઘ આપણને બહાર ક્યાં લઈ જાય છે? એનો ઉત્તરમેઘ કયા સિંહદ્વારની સન્મુખ લાવીને આપણને ઉપસ્થિત કરે છે?

રવીન્દ્રનાથ ઠાકુર
(નવવર્ષા)

*Space Donated By*
**Industrial Jewels Ltd.**
**32 Nicol Road, Ballard Estate, Bombay-1**

# સ્નોસેમ ઇંડિયા લિમિટેડ

## સિમેન્ટનાં અવનવાં ઉત્પાદનો બનાવનાર

## હવે ભારતમાં રજૂ કરે છે

# સુપર સ્નોસેમ

નવીન, વિશેષ સુશોભન કરતું વૉટરપ્રૂફ સિમેન્ટ કોટિંગ.

**સ્નોસેમથી બહારની ભીંત સુશોભિત થતી, પરન્તુ સુપર સ્નોસેમથી ભીંત એથી ય વધુ સુંદર થાય છે.**

**વૉટર પ્રૂફ :**
સુપર સ્નોસેમનું નિર્માણ સફેદ પોર્ટલેન્ડ સિમેન્ટ પર આધારિત છે એટલે જ તે પ્લાસ્ટર સાથે એકરસ થઈને ઇમારતને પાણી તેમજ ભેજથી બચાવે છે. તે ઊખડી જતો નથી તેમજ તેની પોપડીઓ ખરી પડતી નથી અને તેનાં પડ ઊતરી જતાં નથી

**ટકાઉ :**
સુપર સ્નોસેમ પર [illegible] [illegible] કે ધૂળની અસર થતી નથી [illegible] સ્નોસેમ ફિનિશ બીજા કરતાં વધારે ટકાઉ હોય છે.

**ધોઈ શકાય :**
સુપર સ્નોસેમના ફિનિશની તાજગીને જાળવી રાખવા તેને ફરીફરીને ફિનિ સાફ રાખી શકાય છે.

**કિફાયતી :**
સુપર સ્નોસેમ નવીન ફૉર્મ્યુલાથી [illegible] હોવાથી વધુ સરળતાથી [illegible] શકાય છે, તેમજ વધુ [illegible] સુકાઈ જાય છે. મજૂરીને [illegible] પર અને લાંબે સમય ટકે એટલે સરવાળે સ્નોસેમ વધુ કરકસરયુક્ત બને છે.

**રંગોની વિવિધતા**
સુપર સ્નોસેમ જુદાજુદા ૧૧ [illegible], વાપરવા માટે તૈયાર રંગોમાં મળી શકે છે

**સુપર સ્નોસેમ** [illegible] તૈયાર [illegible] પાયાના પદાર્થ તરીકે શ્વેત સફેદ સિમેન્ટ વાપરવામાં આવે છે.




સ્નોસેમ ઇન્ડિયા લિમિટેડ
ફિલિફ્સ એસોસિએટ
ફિલિફ્સ હાઉસ, હોમ સ્ટ્રીટ
પો. બૉક્સ નં. ૧૦, મુંબઈ-૧

[illegible] સેલિંગ એજન્ટ્સ : ફિલિફ્સ [illegible] લિમિટેડ, મુંબઈ, દિલ્હી, કલકત્તા, મદ્રાસ, બેંગલોર અમદાવાદ.

વિશ્વ આત્મરૂપ છે એટલું જ નહિ-પણ આત્મા વિશ્વરૂપ છે એમ કવિને દેખાવું જોઈએ. પૂર્ણિમાના ચંદ્રના દર્શનથી તો તેના હૃદયસમુદ્રમાં ભરતી આવવી જ જોઇએ. પણ પૂર્ણિમા ન હોય ત્યારે તેના હૃદયને ઓટ ન લાગવી જોઇએ. અમાસના ગાઢ અંધકારમાં આકાશ વાદળાંથી ઘેરાયેલું હોય ત્યારે પણ ચંદ્રદર્શનનો આનંદ તેને થવો જોઈએ. જેનો આનંદ બહારની દુનિયા સાથે સંકળાયેલો છે તે કવિ નથી. કવિ આત્મનિષ્ઠ હોય; કવિ સ્વયંભૂ હોય. પામર દુનિયા વિષયસુખમાં રાચે છે; કવિ આત્માનંદમાં ડોલે છે. લોકોને ભોજનનો આનંદ; કવિને આનંદનું ભોજન. કવિ સંયમનો પણ સંયમ છે અને તેથી જ સ્વતંત્રતાની સ્વતંત્રતા છે. ટેનિસને વહેતા ઝરણામાં આત્માનું અમરત્વ જોયું, કારણ અમરત્વનું ઝરણું તેને પોતાના આત્મામાં દેખાતું હતું. કવિ વિશ્વસમ્રાટ હોય છે; કારણ તે હૃદયસમ્રાટ હોય છે.

Contributed by

**Messrs Calico Dyeing & Printing Mills Pr. Ltd.**

41 E Ambedkar Road, Industrial Estate, Lalbag, Bombay-12

'મીઠાં મધુ ને મીઠા મેહુલા રે લોલ,
એથી મીઠી તે મોરી માત રે,
જનનીની જોડ સખી નહિ જડે રે લોલ.'

આજથી લગભગ ચારેક દાયકા પહેલાં આ રાસપંક્તિઓ અનેક ગુજરાતણોનાં ગળાંમાં ગુંજતી હતી. માતૃસ્નેહના મહિમ્નસ્તોત્ર જેવા આ રાસના ગરવા ગાયક કવિ બોટાદકરનો જન્મ એ વખતના ભાવનગર રાજ્યના બોટાદ ગામમાં ઈ. ૧૮૭૦ના નવેમ્બરની ૨૮મીએ થએલો. દશા મોઢ વણિક જ્ઞાતિના દાણી કુટુંબમાં જન્મેલા આ કવિના પિતા ખુશાલદાસ હતા તમાકુના વેપારી. ધનવૃદ્ધિ માટે એમણે કોઈની ભાગીદારીમાં રૂનો વેપાર ખેડયો, પરંતુ દુર્ભાગ્યે ખોટ ગઈ અને ગરીબાઈ આવી પડી. કોઈની પણ ઓથ વગરનાં પાંચ સંતાનોને મૂકી ખુશાલદાસ મૃત્યુ પામ્યા. ત્યારે દામોદરની ઉમ્મર વર્ષ પાંચની. હિમ્મતવાન માતા લાડકીબાઈએ પેટે પાટા બાંધીને સંતાનોને ઉછેરવા માંડયાં. માતાની અમીનજર તળે દામોદરે અભ્યાસ આરંભ્યો. ભણવામાં એ હોશિયાર. તેર વર્ષે તો છઠ્ઠા ધોરણમાં પહોંચી ગયા. પરંતુ ગરીબાઈએ આગળ અભ્યાસની અનુકૂળતા ન કરી આપી. છઠ્ઠું ધોરણ પૂરું કરીને તો એમને અભ્યાસ અધૂરો મૂકવો પડયો. પણ છઠ્ઠા ધોરણમાં હતા ત્યારે જ પોતાની કુશાગ્ર બુદ્ધિને લઈને, એ વખતના એક ઉત્તમ શિક્ષક દેવશંકર વૈકુંઠજી ભટ્ટના એ પ્રિય શિષ્ય થઈ પડયા. ગુરુ પાસેથી એ પિંગળપાઠ શીખ્યા અને કાવ્યો જોડતા પણ થયા. આ એમની પ્રથમ કાવ્યદીક્ષા. ઉંમર હશે ચૌદની. ગુરુએ એમના પર કૃપા કરી માસિક રૂપિયા અઢીના પગારથી એ જ શાળામાં નોકરી પર રાખી લીધા. ભાવિની સલામતી અને ઉજ્જ્વલતા માટે રાજકોટની હંટર મેઈલ ટ્રેઈનિંગ કૉલેજમાં શિક્ષણની તાલીમ માટેની પ્રવેશિક પરીક્ષા તો એમણે આપી, પણ નાપાસ થયા. આમ આજીવન એઓ 'અનટ્રેઈન્ડ' શિક્ષક જ રહ્યા અને જેમતેમ પેટિયું રળી ખાધું. મૃત્યુ સમયે એમનો પગાર વધીવધીને રૂપિયા અઢારનો થયો હતો.

આમ તો એમનો જીવ શિક્ષકનો, છતાં ય એમનામાં વ્યાપેલું જન્મજાત વણિકપણું વારંવાર વિત્તૈષણા જગાડી જતું. ગરીબાઈ એમને ખટકતી. એને ફેડવા એમણે વચમાં વચમાં અનેક ઉધામા કરેલા. બે વર્ષ વૈદકશાસ્ત્રનો અભ્યાસ કરી વૈદું શરૂ કરેલું; પણ દરદીઓ મફત દવા કરાવી જતા; એટલે એમાં ફાવ્યા નહિ. ત્યાં સંવત ૧૯૪૯માં મુંબાઈના વૈષ્ણવ ગોસ્વામી મહારાજ નૃસિંહલાલજીની વતનમાં જ મુલાકાત થઈ ગઈ. એમણે મહારાજશ્રી માટે એક પ્રશસ્તિ-કાવ્ય રચ્યું અને એમને ભેટ અર્પવા ગયા. દામોદરની સરસ્વતી-સેવાથી પ્રભાવિત થઈ મહારાજ એમને મુંબાઈ લઇ ગયા અને પોતાના કારભારી નીમ્યા. મહારાજશ્રી સાથેની પરકમ્મા નિમિત્તે લગભગ આખા ભારતની મુસાફરી કરવાનો એમને લાભ મળ્યો. શહેરના સંસ્કારનું વંચિતપણું હવે દૂર થયું. પણ ત્યાં વળી એમને દમનો વ્યાધિ લાગુ પડયો, એટલે કવિ મુંબાઇથી કંટાળી ગયા. વતન પાછા ફર્યા. વળી પાછા શિક્ષક! પરંતુ આ મુંબાઇવાસ દરમિયાન એમને એક મહત્ત્વનો લાભ એ થયો કે ત્યાંના વૈષ્ણવ મંદિરના કોઈ શાસ્ત્રી પાસેથી એ સંસ્કૃત શીખ્યા અને સંસ્કૃતનો આખો શબ્દકોશ કંઠસ્થ કરી નાખ્યો! ઉપરાંત સંસ્કૃતમાં શ્લોકો પણ રચી શકે તેની નિપુણતા એમણે પ્રાપ્ત કરી લીધી. આની અસર એમની આરંભની કૃતિઓની શૈલીમાં વરતાયા વગર રહેતી નથી.

પછી તો એઓ ભાવનગરની જૈન પાઠશાળામાં પ્રૌઢશિક્ષણનું કાર્ય કરવા લાગ્યા. ત્યાં ય એકાદ વર્ષમાં કંટાળી ગયા. નોકરી છોડી નાની હાટડી શરૂ કરી. પણ નસીબે યારી આપી નહિ. ઉધરાણી ધલાતી ગઈ અને બે વર્ષમાં તો દેવું થઈ ગયું. દુકાનદાર મટી ફરી શિક્ષણકાર બન્યા. છતાં ય હજુ એમનો જીવ માનતો નહોતો. ફરી નોકરી છોડી. બોટાદ પાસેના કેરિયા ગામમાં જમીન રાખી ખેતી શરૂ કરી. પણ લક્ષ્મીજીની વક્રદૃષ્ટિ હજુ એની એ જ હતી. ખેતીમાંથી આવક થવી તો બાજુએ રહી, પરંતુ વિઘોટીએ ય માથે પડી! હવે એ હાજર માલના ને વાયદાના વેપારી થયા. તેમાં પણ પાછા પડયા. ફરી પાછા શિક્ષક. આમ, લક્ષ્મી માટે સતત ઝઝૂમતા આ કવિને કંગાળ હાલતમાં જ દેહ છોડવો પડયો એ મોટી કરુણતા કોઈની પણ આંખ ભીની કરી જશે. મૃત્યુ સમયે ઓશિકા નીચે અંત્યેષ્ટિ માટે રૂપિયા પચીસની જીવનભરની કમાણી (!) મૂકીને કવિએ ઈ. ૧૯૨૪ના સપ્ટેમ્બરની સાતમી તારીખે ચોપન વર્ષની વયે અકિંચનતાના અસંતોષ સાથે જ દેહ છોડયો.

ઈ. ૧૯૦૩માં તેત્રીસ વર્ષની વયે એમણે પંદર વર્ષનાં જેકોરબેન સાથે કરેલાં લગ્ન બાદ સુખી પણ દરિદ્ર દાંપત્યજીવન ગાળ્યું એનો એમને ભારે અસંતોષ હતો. અંતે ભાવનગર રાજ્યના ખાનગી ખાતામાંથી એમને માસિક રૂપિયા પંદર મળતા હતા એ કદરનો અને સાહિત્યોપાસનાનો એમને એક તરફથી સંતોષ પણ હતો. પુત્ર કાંતિલાલ, પુત્રીઓ લલિતાબેન ને અજવાળીબેન તથા ગુણિયલ પત્નીને પોતે પિતા તેમજ પતિ તરીકે સંપત્તિસાધ્ય સુખ જીવનભર નહોતા આપી શક્યા એ ખટકો એમને છેક સુધી દિલમાં રહી ગયો હતો.

આવી અસહ્ય ગરીબાઈમાં પણ એમણે મનની અમીરાત તો એટલી જ ખીલવી હતી. દારિદ્ર્યે એમનાં આતિથ્યસત્કારને કદી આંચ આવવા દીધી નહોતી. એ સ્વમાની સરસ્વતી-ઉપાસકે ક્યારે ય કોઇને કાકલૂદી કરી નહોતી. એમની સંકોચશીલ શરમાળ પ્રકૃતિએ એમને મોટા મિત્રવર્તુળથી પણ વંચિત રાખ્યા હતા. આમ છતાં યે શ્રી અમૃતલાલ દાણીનો સં
જીવનમાં અનેકધા ઉપકારક થઈ પડયો હતો.
આ કવિ હમેશાં કીર્તિ-લાલસાથી પર
ખપવાની એમણે ખેવના કરી નહોતી કે!

સ્વપ્નુ ય સેવ્યુ નહોતુ. કવિતાશોખને એઓ ભારે ગૌરવવતો ગણતા, એથી જ કવિતાને ભોગે સમારજની થવાના પ્રયાસોને એમણે હમેશાં ધુત્કારી કાઢ્યા હતા. કેવળ નિષ્ઠા એ જ એમની સફલ કાવ્યપ્રવૃત્તિનું કેન્દ્ર.

જીવનની આવી વિષમ પરિસ્થિતિમાં પણ એમની કાવ્ય સરિતા અવરિત વહેતી રહી હતી. 'ચંદ્ર' અને 'બુદ્ધિપ્રકાશ'માં પ્રકાશિત થતાં કાવ્યોએ કવિને પ્રકાશમાં આણ્યા, અને ધીમે ધીમે એમને બહોળો વાચકવર્ગ મેળવી આપ્યો 'કલ્લોલિની' (૧૯૧૨), 'સ્રોતસ્વિની' (૧૯૧૮), 'નિર્ઝરિણી' (૧૯૨૧), 'રાસતરંગિણી' (૧૯૨૪) અને મરણોત્તર 'શૈવલિની', આ પાંચ કાવ્યસંગ્રહો એમની અખંડ કાવ્યસાધનાનાં દ્યોતક છે. આમાં ય 'રાસતરંગિણી'ના [illegible]

આવા સફળ રાસકવિની સર્જનપ્રવૃત્તિનો આરંભ તેમના અભ્યાસકાળ દરમિયાન સામાન્ય રચનાઓથી જ થએલો, સત્તર અઢાર વર્ષની ઉમ્મરે એમણે પિતરાઇ ભાઇની સાથે 'શાહપ્રણિત બાલસિંહ-સાવિત્રી નાટક' રચ્યુ હતુ. બોટાદકર એ સમયે પોતાને 'શાહ' તરીકે ઓળખાવતા હતા. એમની આ કૃતિને સારો આવકાર મળ્યો તેથી પ્રોત્સાહિત થઈને એમણે સં ૧૯૪૪ થી ૧૯૪૮ દરમિયાન 'સુબોધક કાવ્યસંગ્રહ', 'રાસવર્ણન', 'ગોકુળ ગીતા' વગેરે નાની પુસ્તિકાઓ પ્રગટ કરી. 'પ્રેમ અને સત્કાર' નામક એમનુ એક કાવ્ય 'ચંદ્ર' માસિકમાં વાંચી સાક્ષર હરિ હર્ષદ ધ્રુવે એમને મળવા બોલાવ્યા. પણ સંકોચશીલ પ્રકૃતિએ કવિને વિદ્વાનનુ મિલન ન થવા દીધુ. તે પછી એમના પ્રથમ કાવ્યસંગ્રહ 'કલ્લોલિની'ના પ્રકાશનમાં પણ ભાવનગર રાજ્યના સર્વસત્તાધારી સર પ્રભાશંકર પટ્ટણીએ અંગત રસ લીધેલો અને દરબારી ખરચે જ એ સંગ્રહનું પ્રકાશન કરાવી આપેલું. આવી તો સંકોચશીલ અને નિર્મમ એમની કાવ્યપ્રવૃત્તિ. પ્રારંભમાં તો, નવલરામ ત્રિવેદી કહે છે તેમ લોકો એમને મશ્કરીમાં જ 'કવિ' કહેતા લાગ્યાં હતા; પરંતુ આગળ જતાં જોઈએ છીએ કે એમણે પોતાના સત્વથી કવિપદ સાર્થ કરી બતાવ્યું.

સંસ્કૃતના અભ્યાસથી, કાલિદાસને ગુરુપદ આપ્યાથી તથા પ્રવર્તમાન પંડિત યુગના પ્રભાવથી આરંભમાં એમની શૈલી સંસ્કૃતપ્રચુર બની હતી. આરંભના એમના ત્રણ કાવ્યસંગ્રહોમાં શિષ્ટ સંસ્કૃત બાની અને સંસ્કૃત વૃત્તોનો અતિરેક તથા એકધારાપણું જોઈ શકાય છે. પણ પછી તો આમાથી મુક્ત થઈ એમણે સરળતાને આત્મસાત્ કરી લીધી. હવે, એઓ લોકગીત તરફ વળ્યા. ન્હાનાલાલના જેવું, ગગનવિહારી, ભાવનારાસ તરફથી બોટાદકરના રાસ સરળ સૌન્દર્યલક્ષી વાસ્તવિકતા અને ભાવસભાવના તરફ વળ્યા.

એમના કવન-વિષય છે મુખ્યત્વે ગ્રામજીવન અને ગૃહજીવન. ગ્રામજીવનની રમ્યતાનાં એમણે ઠેરઠેર દર્શન કરાવ્યાં છે. રામડિયાળા જેવા ગામની કવિ કુટિરમાં એમનાં અનેક ગ્રામપ્રકૃતિકાવ્યો રચાયાં હતાં. ગ્રામપ્રકૃતિને એમણે પ્રત્યક્ષ પીધી હતી અને એથી જ એનુ સચોટ અને સુચારુ નિરૂપણ પોતે કરી શક્યા હતા. કોસ, કાપણી, મેળો, પનઘટ વગેરે ગ્રામ વિષયો એમની કલમે કાવ્યત્વ પામ્યા છે. પ્રકૃતિના આ સૌન્દર્યાલેખન સાથેસાથે એમાંથી બોધ તારવી લેવાની એમની ખાસિયત પણ પ્રગટ થયા વગર રહેતી નથી. આથી એમની શૈલીમાં સૂત્રાત્મકતા પણ જોઇ શકશે. મુખ્યત્વે એમનાં આ પ્રકૃતિચિત્રો વાચ્ય જ બની રહ્યાં છે એ એમની મર્યાદા છે, તો મીઠાશ પણ છે.

ગૃહજીવન તો એમનાં કાવ્યોમાં અતિ માનીતો વિષય છે. એમાં યે ગૃહિણીના વિવિધ મનોભાવોનું એમનું નિરૂપણ ગુજરાતી કાવ્યસાહિત્યમાં ચિરસ્મરણીય રહેવા સર્જ્યુ છે. કુમારિકા, કન્યકા, લગ્નોધતા, અને પ્રૌઢા જેવા નારીજીવનનાં વય વિશેષના તેમજ બહેન, ભાભી, નણંદ, પત્ની, માતા જેવાં પદ વિશેષના એમના કાવ્યો અજોડ છે નારીહૃદયના એ મરમી જ્ઞાતા છે અને નરવા તથા ગરવા ગાયક છે ક્લેશમય સંસારમાંથી પણ એમની સૌંદર્યાભિમુખ દૃષ્ટિએ ચારુતા તારવી લીધી છે અને મધુર ગૃહચિત્રો આપ્યાં છે. પ્રકૃતિમાં પણ એઓ ઘણી વાર ગૃહભાવારોપણ કરી બેસે છે તે એમનું ગૃહજીવન પ્રત્યેનું અનેરું આકર્ષણ દર્શાવે છે. ગૃહજીવનના મંગલ પ્રસંગો એમની લેખિનીએ કાવ્યાવતરણ પામ્યા છે. 'સત્પ્રણય' એમનાં ગૃહવિષયક કાવ્યોનો કેન્દ્રવર્તી ભાવ છે. માનવહૃદયની ઊંડી કોમળ લાગણીઓ અને ભાવનાઓને બોટાદકરે પોતાના કાવ્યોમાં સાહજિક તીવ્રતાથી આલેખી છે. એમના આ કાવ્યોમાં શુદ્ધ ગુજરાતીપણાનો આસ્વાદ માણી શકાય છે.

સંસ્કૃતપ્રચુર છતાંય એમની બાની પ્રાસાદિક અને મધુર છે છંદોબદ્ધ કાવ્યો તેમજ ખંડકાવ્યો રચ્યાં (અને તે ઠીકઠીક સફળતાપૂર્વક) હોવા છતાંય રાસ એમનુ પ્રિય અને કીર્તિદા કવનસ્વરૂપ છે. છંદો પર પૂરતો કાબૂ દર્શાવ્યા છતાં પણ તળપદા લોકઢાળોમાં એમની કવિતા કઈ ઓર જ ખીલી છે. અગમ્ય બુદ્ધિવ્યાપાર કે ગગનગામી કલ્પનાવિહારથી પર રહીને પણ એમની કવિતાની સરળતા અને ભાવસચ્ચાઈએ અનેક ભાવકોનાં દિલ જીતી લીધાં છે, દેખાવમાં વ્યાપારી કે 'પટુજી' ભાસતા બોટાદકરને જોઈને તો ભાગ્યે જ એ કવિ હોવાનો ખયાલ કોઈને આવે, પરંતુ એમની કાવ્યપ્રસાદીનો આસ્વાદ એમને કવિપદના અધિકારી બનાવ્યા વગર રહેતો નથી. આવા કવિને ભલે આપણે પ્રથમ પંક્તિમાં ન મૂકીએ, તો ય એમની નિર્વ્યાજ કાવ્યસાધના અને નમણું કવિત્વ દાદ માગી લે તેવાં અને દીર્ઘ કાળ સુધી અવિસ્મરણીય રહે તેવાં છે.

—ધીરુ પરીખ

